પડ કાર



ુસ્તક ૧. ] ભાદ્રપદ, ૧૯૯૨. [ અં

# સખીનાં સ્મરણ

[ ગુલાબી કેમ ફરી જાશો ચાકરી રે ]

કે આભલે ટમકે જો નવલખ તારલાજી,
કે તારલે તારલે તારાં તેજ;
સોહાગણ આજે સખી મને સાંભરે રે !
કે રૂપલા રજની થી રૂપભરી રાજતીજી,
કે ચુન્દડી ન્યાળું ફરૂકતી એક;
સોહાગણ આજે સખી મને સાંભરે રે !
કે ઉત્તરાખંડ તણા છૂટતા વાયરાજી,
કે સ્નેહનો જાણે અચૂક સન્દેશ;
સોહાગણ આજે સખી મને સાંભરે રે !
કે વેગથી ઘેલી સરસ્વતી નાચતીજી,
કે રૂમઝુમ ઝાંઝરનો એ ઠેક;
સોહાગણ આજે સખી મને સાંભરે રે !
કે કલ્પના થાકી થાકીને ફરી જાગતીજી,
કે જાગે જાગે હૃદયનો લેખ;
સોહાગણ આજે સખી મને સાંભરે રે !

મનુ હ. દવે.

# હૃદય-મંદિરિયે

[ ગદ્ય—ગીત ]

હૃદયની સારીય મુગ્ધ આશાઓ
ફૂલડાંની છાબ ભરી,
હું આવું છું તુજ દર્શનને કાજ.
વા'લમ ! હું તો તારા હૃદયને મંદિરિયે
ભાવના કુસુમના શૃંગાર લાવી છું.
જ્યારથી મેં તારૂં અંતરકમલની
સર્વ પાંખડીઓ પ્રસારતું વદન નિરખ્યું
ત્યારથી જ મને મિલનની તીવ્ર
ઝંખના જાગી હતી.
આત્માના અભિલાષ સંતોષે તેવી
નિર્મળ ચાંદલરી રજનિ મને
જાણે આવકાર આપી રહી છે.
આમ્રમંજરીની મધુસૌરભ રસ તૃષાતુર
દિલને રસકટોરી જાણે પાઈ રહી છે.
ને પ્રકૃતિનાં સર્વાંગો ય જાણે
તારા તાદાત્મ્યને સત્કારી રહ્યાં છે.
વા'લમ ! હું તો તારા હૃદયને મંદિરિયે
ભાવના કુસુમના શૃંગાર લાવી છું.
જગતની ક્ષુદ્ર વાસનાઓ ત્યાગી
તારા સુખદુઃખની ભાગિયેણ, હું તલસું છું.
સુધા નીતરતી ચંદ્રની જ્યોત્સ્નિકામાં,
તુજ હૃદયની અમીઝરણીના
પાન કાજે, વિજન અરણ્યની વિકટ પગદંડીએ ચાલી,
વા'લમ ! હું તો તારા હૃદયને મંદિરિયે
ભાવના કુસુમના શૃંગાર લાવી છું.

—"વિરંચિ."

# દેશની પ્રીતિથી

દેશની પ્રીતિથી, હૃદય દ્રવે છે. (૩)
રગ રગ ધબકતી ઉષ્ણુ બને છે — દેશની૰,
પાંખડી ફૂટયે, એકલ પંખી
મન મનથી કલશોર કરે છે — દેશની૰
બાલસૂરજનાં કિરણુ પ્રકટે
ઘરઘર જ્યોતિ વિરાટ ઝગે છે — દેશની૰
વાદળ જૂથને આભમાં દેખી
થનગન મોરલો નૃત્ય કરે છે — દેશની૰

—રમણુલાલ સોની.

# જીવનનો થાક.

લેખક : શ્રી. બાવચંદ માવજી વડેરા.
બી. એ. એલએલ. બી.

નિરંજને કાગળ વાંચીને ખીસામાં મુકી દીધો. અને ધીમે પગલે ઘરની બ્હાર નીકળ્યો. એ કાગળે એના દિલને હચમચાવી નાખ્યું. ગઇ કાલે કચેરીમાંથી આણેલા કામનાં પોટલા તરફ એણે તિરસ્કારની દૃષ્ટિ ફેંકી. આજે રવિવાર હતો. આ કામ બપોરના જાગીને પુરૂં કરવાનું હતું. પણ આજે એ ગઇ કાલનો નિરંજન રહી શકયો નહિ.

"ક્યારે આવશો ?" કાન્તાએ પૂછ્યું. નિરંજને કંઇ જવાબ આપ્યો નહિ.—પણ થોભી ગયો. કશુંક સાંભરતું હોય, કોઇક જાણે તેને ખેંચી રાખતું હોય તેમ ઘડીવાર ઉભો રહ્યો.

"કોણ જાણે શું મુઝાઇ ગયા છે, તે જવાબ પણ દેતા નથી.—કાંઇ નહિ. મારે શું! હુંજ રાંડ વળગતી આવું તેવી છું. તમારે ફાવે ત્યારે આવજોને." બબડતી ફફડતી કાન્તા રસોડામાં ચાલી ગઇ. નિરંજનને યાદ આવ્યું કે, કાન્તાએ પૂછેલા કંઇક સવાલનો જવાબ તેનાથી દેવાયો ન હતો. શું જવાબ દેવો તેની મુંઝવણ લાંબો વખત ચાલે તેના કરતાં, જવાબની રાહ જોયા વિના, રીસાઇનેજ કાન્તા ચાલિ જાય એ તેને વધારે અનુકુળ પડયું. ઘરનાં અંધારા ખુણામાંથી આવતી રોતા રોગિષ્ટ બાળકની ચીસો ધીમે ધીમે તેને સભળાતી બંધ થઇ. એટલે દૂર તે પહોંચી ગયો.

—ફરીથી તેણે એ કાગળ કાઢયોને વાંચવા માંડયો અને તેમાંના અક્ષરો જાણે સળગતા અંગારા હોય, તેમ તેના હૈયામાં ચોંટીને દાહ ઉપજાવવા લાગ્યા. રસ્તે જતાં પોતે ક્યાં જઇ રહ્યો છે. તેનું પણ ભાન તેને રહ્યું નહીં.

"અરે ભાઇ, જરા આંખો ઉઘાડીને તો ચાલ" અચાનક અથડાઇ પડેલ કોઇ આધેડ વયની બાઇને જોતા નિરંજન શરમીંદો થઈ, ઉધુ જોઈ વધારે જોરથી ચાલવા લાગ્યો, દૂર દૂર, હેતુ વિના, ધ્યેય વિના, કયાં પહોંચવું છે, તેવા નિશ્ચિત ખ્યાલ વિના, કેવળ શક્તિને વાપરી નાખવ.ના એક માત્ર ઇરાદાથી ચાલ્યો જતો હોય —એમ ચાલવું શરૂ રાખ્યું

નિરંજનને પોતાના જીવનની ગતિ આજની દેહની ગતિ સાથે બરોબર સરખાવી શકાય તેવી લા કેટલા વર્ષ થયા જીવનની ગતિને શરૂ કરી હતી ? ન્હોતો એ ગતિમાંજ કંઇ એવો ઉન્માદક ઉલ્લાસ આવ્યો કે જેથી એ ગતિની ક્રિયા પોતેજ પ્રિયતમ કલાસમ પડે, કે ન્હોતું એ ગતિનો ક્રિયા પાછળ કંઇ નિ લક્ષ્ય આવી શકયું, કે જેથી ગતિનું સુકાન તેને અનુકુળ પડે તે રીતે ફેરવી શકાય. આજના પત્રે તેની આ અસહ્ય બનાવી દીધી હતી. એટલે જાણે જીવનને આવરં લેતો ભાવ દેહમાં આરોપાયો હોય, અને પોતે ત્રાસ એને ઉપજાવનાર શક્તિનો નાશ કરવા માગતો હોય, તે ચાલતો હતો. શરીર માટે, અને તેની ગતિ બંધ તે સાથે જીવનનો નિરર્થક વેગ પણ કેમ જાણે શાં પડી જવાનો હોય, એવું આશ્વાસન તેના હૃદયને કોઇ આપી રહ્યું હતું.

પણ શરીર થાકી જતાં, તેને બેસી જવાની જરૂર દૂર દૂર છેટે ધંધાદારી માણસોને ઉતાવળે ગતિમાન બન વવાને સહાય ભૂત થતા વાહનોના અવાજ આવતા હ... ગામ દૂર વસવા માગતા શાંતિપ્રિય સજ્જનોના બં પણ ઓછા ઓછા થતા જઈ દૃષ્ટિ સમક્ષ આવે ભૂમિપટ જીવન જેટલો શૂન્ય, અને અગાધ લાગતો હતો નિરંજને ચારે બાજુ નજર ફેરવી પોતે અહીં આવી રહ્યો હતો ? કોનાથી ન્હાસીને ક્યાં જવું હતું ! આજના શાંત ઊર્મી સરખા આંદોલનોનો પત્થર ફેંકયો સ્મૃતિ તો પોતાની સાથો સાથજ પ્રયાસ કરી રહી હ એ સ્મૃતિનું આલંબન પણ ખીસ્સામાંજ પડયું હતું. કે અત્યારે એને ફેંકી દેતાં છતાંય એમાંથી મુક્તિ મ તેવું તો હતુંજ નહિ. એટલા જોરથી સ્મૃતિ છ ડાઈ હતી.

સ્મૃતિએ ખોલેલા વિશાળ પટમાં જીવનની શરૂ યાદગીરીઓ ઉભરાતી હતી. એક એક પ્રસંગ મે રંગમાં ચિતરાતો જતો હતો, એ પ્રસંગો જાણે જીવી ગ્હેલ જીવન સાથે જરાય સંકળાયેલ ન હોય નિરંજન તેમને નીરખી રહ્યો. દૃશ્યો ત્વરિત બદલાતાં હતાં. એક બીજામાં મળી જતાં હતાં.

વશ થઇ પરણવું પડ્યું. અભ્યાસકાળમાં કેળવેલી પ્રતિભા અને ઉચ્ચ માનસીક શક્તિ લઇને જીવનમાં પ્રવેશતા નિરંજનને; એકાદ ઓફીસની સાધારણ કારકુની કરીને, સંતોષ પામવાનો વખત આવી લાગ્યો.

પાંગળું જગત એજ રસ્તે ચાલ્યું જતું હતું. જગતના મહામાનવી ગણી શકાય તેવા આગેવાનો એજ રીતની પુરાણી બુદ્ધિ વિરોધી રાહમાં જગતને દોરે જતા હતા. લાલચુ, સ્વાર્થી, ખુશામતીઆ, અને બેવકૂફ ચારે તરફ ઉંચા આસન પર ગોઠવાઇ જતા હતા. એવાઓની તાબેદારી ઉઠાવવામાં પણ આનંદ માનનાર જગત નિરંજન જેવાની સહાનુભુતિ સ્વીકારવા પણ તૈયાર ન હતું.

નિરંજન ઘરેડમાં પડયે જતો હતો. દરરોજ ઓફીસમાં નકલો કરતો; ગુજરાતી ભાષામાં લખાણો લખતો: વ્યાકરણનાં જ્ઞાનથી શૂન્ય એવા ઉપરીઓ તેની ભાષામાં સુધારા કરતા, તે સહી લેતો; અને શબ્દોનાં સાથીઓને ન સમજનાર સાહેબો; એણે ચુંટેલા શબ્દોને ફેર[illegible], તે જોઇ રહેતો, સાંજના ઘેર આવી અભણ સ્ત્રીના [illegible]ના તુંકારા ખમતો; અને રોગીષ્ટ બાળકની ચીસો [illegible] ઓફીસમાં ખમેલા અપમાનો; અને બાકી રહેલ [illegible]ની ગણતરી કરે જતો.

[illegible]આવા સંજોગોમાં લલિતાની મૂર્તિની યાદ ઝાંખી [illegible]ઝાંખી બની ભુંસાતી જતી હતી. લલિતાના [illegible] આવતા બંધ થયા હતા; તેના સમા[illegible]ળવા પણ દુર્લભ થયા હતા. એના છેલ્લા [illegible]ને સંભાળપૂર્વક સાચવાને, નિરાશાની કોઇ [illegible] પળોને એના ફરી ફરીને થતા વાંચનથી [illegible]બનાવતો. આટલી સુંદર સ્ત્રી પર આવું આધિ[illegible]ક્વાર જમાવી શકવા માટે પોતે ગર્વ માનતો; [illegible]ઉપરીઓના ઠપકાના ડંખથી વેદના પામતા હૃદ[illegible]ને શાંત કરવા મથતો. એજ સાથે એ આધિપત્ય [illegible]વામાં પોતાની મહત્તા કરતા લલિતાની વ્યવહવા[illegible]જ્ઞાનની શૂન્યતા કેટલી જવાબદાર એ પણ એને [illegible]સમાં આવતું. જીવનનાં યુદ્ધમાં કયું હથીયાર સફળ [illegible] તેમ છે, તેની માહીતી નહિ હોવાથી, લલિતા નિરંજનની બુદ્ધિનાં તેજથી ચમકતી વાણીથીજ આકર્ષાઇ [illegible]તી. એજ હથીયાર જીવન યુદ્ધમાં જ્યારે નકામું થઇ પડ્યું, ત્યારે નિરંજનનાં દિલમાં આઘાત થઇ ગયો. એણે લલિતાને ભૂલવા પ્રયાસ કર્યો હતો; પણ એ ભૂલાતી નહિ; એનું નિર્દોષ હાસ્ય; મોહક વાણી; અને સુલલિત વિકસતો જતો દેહ; તેની નજરમાં સદાય તરવર્યા કરતો હતો. જ્યારે, જ્યારે, તેના નિર્બલ બનતા જતા પૌરૂષને આઘાત લાગતો; ઉપરીનાં વાક્યો સહન કરવાં પડતાં, કે જેને ચરણ આગળ પણ ન બેસારી શકાય, તેને ઝુકીને નમન કરવું પડતું; ત્યારે લલિતાની પ્રેરણાત્મક આંખો તેની સામે પ્રકટી આવતી. એ આંખોમાં અનિમેષ બની, પોતે સગર્વ એવી પોતાના દેહની આકૃતિ એ જોઇ રહેતો. વર્ષો વીતી ગયા હતા; પણ લલિતાની સુંદર આંખોમાંની નિરંજનની દર્દભરી પ્રતિમા ભુંસાઇ ન હતી. લલિતા મુગ્ધ બની નિરંજનની વાતો સાંભળતી; અને લલિતાના મ્હોં પર થતા જતા ફેરફારો નિરંજનની બુદ્ધિ અને લાગણીને આમ તેમ ફેરવતી, એ દ્રશ્ય સદાય તેની પાસે જાગૃત રહેતું.

એ દ્રશ્યને વસવાની ભૂમિકા કાન્તાની રૂપહીન, અશિષ્ટ, અને કુરૂપ જીવન દશા હતી; કાન્તાની આંખોમાં કારકુનીના બોજા નિચે ઘસડાયેલો, નીચે મ્હોંએ કામ કરતો, અને એકાદ શબ્દ પણ સામો ન ફેંકી શકે તેવો નિર્બળ નિરંજન દેખાતો; એ સફેદ કોડી જેવી, ભાવ વિહીન, જડ અને ડરામણી આંખો લલિતાની મોહકતા, સૌંદર્ય કે રસિકતા ન હતી: જગતને ચરણ તળે નચાવતો, નરવીર પણ જ્યાં પોતાનું પ્રતિબિંબ નિરખી માનભંગ થઇ પાછો ફરે એવી દાઢાશ, - અને અકળાતા જોઇ નિરંજન નિસાસા નાખી બેસી રહેતો.

નિરંજનને સ્વપ્ન આવતા. ઉંડા અંધારા ખુણામાં જાણે એને કોઇ અજાણ્યા પણ મજબુત હાથો ફેંકી રહ્યા છે. એ હાથોની પાછળ કોનો કરાળ દેહ આવેલો છે, તેની જાણે તેને માહિતી હોય, જાણે એ દેહધારી નિરંજનના આગળ નિર્માલ્ય પ્રાણી હોય, અને નિરંજન હમણાંજ તેને ઉથલાવી નાખશે, એમ લાગતું હોય; પણ ફાંફાં મારતાં છતાં પણ એ દેહને સ્પર્શ પણ ન કરી શકાતો હોય, એમ તેને થતું. અંધારા ખુણામાં તદ્દન સફેદ એવી બે આંખો, મૂઢતાથી તેની સામે જોઇ રહી હોય છે; ત્યાંથી ત્રાસીને નિરંજન ભાગવા મથે છે, પણ એના એ બે હાથો એને પકડી રાખે છે. દૂર દૂર પ્રકાશ, અને વિલાસની જાણે નૃત્યશાળા ચાલી રહી હોય;

તેના ભણકાર તેને સંભળાય છે. ઘડીકમાં મોહક સ્મિતની રેખા દેખાય છે; ઘડીક ધીમું ધીમું સંગીત સંભળાય છે. ઘડીકમાં ખડખડાટ હસતો 'અનંત' આવે છે, અને ક્યારે સુંદર આંખો વાળી લલિત દેડકળી ઝડપી દર્શન દઇ નાસી જાય છે. એકદમ એ જાગે છે. અને સામે ઉદ્યોગીના દફતરમાં પડેલા કાગળોમાંથી તુમાર દેખાય છે. પડખેની પથારીમાં પશુને છાજે તેવા અખંડ શાંતિથી કાન્તા સુતી હોય છે;—અને ઘોડીયામાં બાળક મોટેથી ખરાડા પાડતું હોય છે.

ગઇ કાલનીજ એ વાત હોય તેમ નિરંજન સવારમાં ઉકતંજ ગમગીન જણાતો હતો; તેમાં આજે લલિતાનો પત્ર ઘણા દિવસે મળ્યો. ધ્રૂજતા હાથોથી એ પત્રની ઉપરથી દોર કાઢી, અંદરથી કાગળ કાઢ્યો, વાંચીને ખીસ્સામાં મુક્યો; અને ધીમે પગલે ઘરની બહાર નીકળ્યો.

એ પત્રમાં લલિતાએ નિરંજનની કુશળતા પૂછાવી હતી, નિરંજનનાં સાહેબ લલિતાના પતિના ખાસ મિત્ર થતા હોઇ, નિરંજનને કંઇ મુશ્કેલી હોય તો, પોતાને લખવા જણાવ્યું હતું. કે જેથી પોતાના પતિ મારફત તેનો ઉકેલ થઇ શકે. નિરંજન સંબંધીની માહીતી પણ એજ સાહેબ મારફત મળી હતી, તેમ જણાવ્યું હતું—અને છેવટ ખાનગીમાં ઉમેર્યું હતું કે એને કંઈ રકમની જરૂર હોય તો વિના સંકોચે મંગાવવી; લલિતા તેના પતિને ખબર નહિ પડવા દેતા કંઇક મોકલી શકશે, તેની ખાત્રી આપી હતી.—અને—છેવટે ચી. ને આશીષ આપી હતી.

નિરંજનના મનમાં હજારો તરંગો ઉઠવા લાગ્યા. લલિતાના ધણીની મારફત ઉપરીને વગ લગાડી બે રૂપીઆનું પ્રમોશન મળવાની આશા રાખવા જેટલી પામરતા પણ પોતાનામાં આવી ગઈ છે. એ ભાનથી એનું આખું શરીર રોષ અને વેદનાથી ધ્રુજવા લાગ્યું. હસતી હસતી આંખોની યાદગીરીની સાથે જોડાયલ આછી અછી આલ્હાદની રેખા પણ સાફ થઈ ગઇ ભાવિના વિશાળ પટ પર દૃષ્ટિ ફેંકતાં સર્વત્ર એકજ પ્રકારની વેદનાથી ભરેલો પોતાનો દેહ લાંબી મજલ—કચ જનો હોય, તેમ ઢસડાવા લાગ્યું. એ પંથનો અંત ન હતો. એને દ્રશ્ય જગતની મર્યાદા ન હતી.

લલિતા પરણી ગઇ ત્યારે નિરંજનને લાગેલી નિરાશાની વેદના, તેને આજે યાદ આવવા લાગી: એ વેદનાની સાથેજ ભાવિ—જીવન વિજયની અસ્પષ્ટ આશા; લલિતાને જોવાથી અનુભવાતો ગર્વ, તેણે અનુભવેલા આજે સર્વત્ર એકજ સરખી કાળાશ જણાઇ ગઇ હતી.

અહીંથી ઉઠીને ક્યાં જવું? જ્યાં પરાજય, અને પામરતાના સ્મરણ ચિન્હો સમું ઘર આવી રહેલું છે ત્યાં? જ્યાં વેદનાને આખી જીંદગી સુધી સ્વાવલંબી રહેવાના અનેક સાધનો છે, ત્યાં? જ્યાં અણઘડ સ્ત્રીનાં મૂર્ખ શબ્દો: અને માંદલા બાળકોની ચીસો નિરં... સાંભળવાની છે, ત્યાં?

નિરંજન ઉભો થઇ ઘરની વિરૂદ્ધની દિશામાં ચાલવા લાગ્યો. એના પગમાં ફરી જોર આવ્યું. થાકેલ છતાં એનો દેહ ત્રાસની સામે ઝુઝવા તત્પર બન્યો. કોઇ પણ સ્થળ, જ્યાં સંસાર નથી; સ્ત્રી નથી; પામરતા નથી. જ્યાં ભૂતકાળની સ્મૃતિ નથી, જ્યાં ભવિષ્યની સંભાવિતતા નથી, જ્યાં માત્ર આજની બધાંથી દૂર નાસવાની પ્રેરણા આપતી; એકજ પળ, સમસ્ત ... ભરી રહી છે;—જ્યાં દૂર ભાગી જવાની પ્રવૃત્તિ ભાગી જવાની શક્યતા સિવાય બીજો ભાવ કે બીજો દર્શ નથી, ત્યાં જવા એના પગ સપાટાબંધ ચાલી રહ્યા.

મધ્યાન્હનો સૂર્ય તપતો હતો. ભૂમિ એની સપાટીમાં ફેલાવી રહી હતી. એવી સંતપ્ત શૂન્યતા: મર્યાદા નહિજ હોય, તેમ માની નિરંજન આગળ આગળ ધપતો હતો.



વશ થઇ પરણવું પડયું. અભ્યાસકાળમાં કેળવેલી પ્રતિભા અને ઉચ્ચ માનસીક શક્તિ લઇને જીવનમાં પ્રવેશતા નિરંજનને; એકાદ ઓફીસની સાધારણ કારકુની કરીને સંતોષ પામવાનો વખત આવી લાગ્યો.

પાંગળું જગત એજ રસ્તે ચાલ્યું જતું હતું. જગતના મહામાનવી ગણી શકાય તેવા આગેવાનો એજ રીતની પુરાણી બુદ્ધિ વિરોધી રાહમાં જગતને દોરે જતા હતા. લાલચુ, સ્વાર્થી, ખુશામતીઆ, અને બેવકૂફ ચારે તરફ ઉંચા આસન પર ગોઠવાઇ જતા હતા. એવાઓની તાબેદારી ઉઠાવવામાં પણ આનંદ માનનાર જગત નિરંજન જેવાની સહાનુભુતિ સ્વીકારવા પણ તૈયાર ન હતું.

નિરંજન ઘરેડમાં પડયે જતો હતો. દરરોજ ઓફીસમાં નકલો કરતો; ગુજરાતી ભાષામાં લખાણો લખતો: વ્યાકરણનાં જ્ઞાનથી શૂન્ય એવા ઉપરીઓ તેની ભાષામાં સુધારા કરતા, તે સહી લેતો; અને શબ્દોનાં સાથીયાને ન સમજનાર સાહેબો; એણે ચુંટેલા શબ્દોને ફેરવતા, તે જોઇ રહેતો, સાંજના ઘેર આવી અભણ સ્ત્રીના મ્હોંના તુંકારા ખમતો; અને રોગીષ્ટ બાળકની ચીસો વચ્ચે ઓફીસમાં ખમેલા અપમાનો; અને બાકી રહેલ કામોની ગણતરી કરે જતો.

આવા સંજોગોમાં લલિતાની મૂર્તિની યાદ ઝાંખી અને ઝાંખી બની ભુંસાતી જતી હતી. લલિતાના પત્રો આવતા બંધ થયા હતા; તેના સમાચાર મળવા પણ દુર્લભ થયા હતા. એના છેલ્લા કાગળોને સંભાળપૂર્વક સાચવીને, નિરાશાની કોઇ વિકાળ પળોને એના ફરી ફરીને થતા વાંચનથી હળવી બનાવતો. આટલી સુંદર સ્ત્રી પર આવું આધિપત્ય એકવાર જમાવી શકવા માટે પોતે ગર્વ માનતો; અને ઉપરીઓના ઠપકાના ડંખથી વેદના પામતા હૃદયને શાંત કરવા મથતો. એજ સાથે એ આધિપત્ય જમાવવામાં પોતાની મહત્તા કરતા લલિતાની વ્યવહવારના જ્ઞાનની શૂન્યતા કેટલી જવાબદાર એ પણ એને ખ્યાલમાં આવતું. જીવનનાં યુદ્ધમાં કયું હથીયાર સફળ થાય તેમ છે, તેની માહીતી નહિં હોવાથી, લલિતા નિરંજનની બુદ્ધિનાં તેજથી ચમકતી વાણીથીજ આકર્ષાઇ હતી. એજ હથીયાર જીવન યુદ્ધમાં જ્યારે નકામું થઇ પડયું. ત્યારે નિરંજનનાં દિલમાં આઘાત થઇ ગયો. એણે લલિતાને ભૂલવા પ્રયાસ કર્યો હતો; પણ એ ભૂલાતી નહિ; એનું નિર્દોષ હાસ્ય; મોહક વાણી; અને સુલલિત વિકસતો જતો દેહ; તેની નજરમાં સદાય તરવર્યા કરતો હતો. જ્યારે, જ્યારે, તેના નિર્બલ બનતા જતા પૌરૂષને આઘાત લાગતો; ઉપરીનાં વાકયો સહન કરવાં પડતાં, કે જેને ચરણ આગળ પણ ન બેસારી શકાય, તેને ઝુકીને નમન કરવું પડતું; ત્યારે લલિતાની પ્રેરણાત્મક આંખો તેની સામે પ્રકટી આવતી. એ આંખોમાં અનિમેષ બની, પોતે સગર્વ એવી પોતાના દેહની આકૃતિ એ જોઇ રહેતો. વર્ષો વીતી ગયા હતા; પણ લલિતાની સુંદર આંખોમાંની નિરંજનની હદંબારી પ્રતિમા ભુંસાઇ ન હતી. લલિતા મુગ્ધ બની નિરંજનની વાતો સાંભળતી; અને લલિતાના મ્હોં પર થતા જતા ફેરફારો નિરંજનની બુદ્ધિ અને લાગણીને આમ તેમ ફેરવતી, એ દ્રશ્ય સદાય તેની પાસે જાગૃત રહેતું.

એ દ્રશ્યને વસવાની ભૂમિકા કાન્તાની રૂપહીન, અશિક્ષ, અને કુરૂપ જીવન દશા હતી; કાન્તાની આંખોમાં કારકુનીના બોજા નિચે ઘસડાયેલો, નીચે મ્હોંએ કામ કરતો, અને એકાદ શબ્દ પણ સામો ન ફેંકી શકે તેવો નિર્બળ નિરંજન દેખાતો; એ સફેદ કોડી જેવી, ભાવ વિહીન, જડ અને ડરામણી આંખો લલિતાની મોહકતા, સૌંદર્ય કે રસિકતા ન હતી; જગતને ચરણ તળે નચાવતો, નરવીર પણ જ્યાં પોતાનું પ્રતિબિંબ નિરખી માનભંગ થઇ પાછો ફરે એવી ટાઢાશ, અને અથુધડતા જોઇ નિરંજન નિસાસા નાખી બેસી રહેતો.

નિરંજનને સ્વપ્ન આવતા. ઉંડા અંધારા ખુણામાં જાણે એને કોઇ અજાણ્યા પણ મજબુત હાથો ફેંકી રહ્યા છે. એ હાથોની પાછળ કોનો કરાળ દેહ આવેલો છે, તેની જાણે તેને માહિતી હોય, જાણે એ દેહધારી નિરંજનના આગળ નિર્માલ્ય પ્રાણી હોય, અને નિરંજન હમણાંજ તેને ઉથલાવી નાખશે, એમ લાગતું હોય; પણ ફાંફાં મારતાં છતાં પણ એ દેહને સ્પર્શ પણ ન કરી શકાતો હોય, એમ તેને થતું. અંધારા ખુણામાં તદન સફેદ એવી બે આંખો, મૂઢતાથી તેની સામે જોઇ રહી હોય છે; ત્યાંથી ત્રાસીને નિરંજન ભાગવા મથે છે, પણ એના એ બે હાથો એને પકડી રાખે છે. દૂર દૂર પ્રકાશ, અને વિલાસની જાણે નૃત્યશાળા ચાલી રહી હોય;

તેના ભણકાર તેને સંભળાય છે. ઘડીકમાં મોહક સ્મિતની રેખા દેખાય છે; ઘડીક ધીમું ધીમું સંગીત સંભળાય છે. ઘડીકમાં ખડખડાટ હસવાનો અવાજ આવે છે. અને ક્યારે સુંદર આંખો વાળી લલિત દેહકળી ઝડપી દર્શન દઈ નાસી જાય છે. એકદમ એ જાગે છે. અને સામે કચેરીના દફતરમાં પડેલા કાગળાંના ઢગલા દેખાય છે. પડખેની પથારીમાં પશુને છાજે તેવા અખંડ શાંતિથી કાન્તા સુતી હોય છે;—અને ઘોડીયામાં બાળક મોટેથી ખરાડા પાડતું હોય છે.

ગઈ કાલનીજ એ વાત હોય તેમ નિરંજન સવારમાં ઉઠતાંજ ગમગીન જણાતો હતો; તેમાં આજે લલિતાનો પત્ર ઘણા દિવસે મળ્યો. ધ્રૂજતા હાથોથી એ પત્રની ઉપલી કોર ફાડી, અંદરથી કાગળ કાઢ્યો, વાંચીને ખીસ્સામાં મુક્યો; અને ધીમે પગલે ઘરની બહાર નીકળ્યો.

એ પત્રમાં લલિતાએ નિરંજનની કુશળતા પૂછાવી હતી, નિરંજનના સાહેબ લલિતાના પતિના ખાસ મિત્ર થતા હોઈ, નિરંજનને કંઈ મુશ્કેલી હોય તો, પોતાને લખવા જણાવ્યું હતું. કે જેથી પોતાના પતિ મારફત તેનો ઉકેલ થઈ શકે. નિરંજન સંબંધીની માહીતી પણ એજ સાહેબ મારફત મળી હતી. તેમ જણાવ્યું હતું—અને છેવટ ખાનગીમાં ઉમેર્યું હતું કે એને કંઈ રકમની જરૂર હોય તો વિના સંકોચે મંગાવવી; લલિતા તેના પતિને ખબર નહિ પડવા દેતા કંઈક મોકલી શકશે, તેવી ખાત્રી આપી હતી.—અને— છેવટે ચી. ને આશીષ આપી હતી.

નિરંજનના મનમાં હઝારો તરંગો ઉઠવા લાગ્યા. લલિતાના ધણીની મારફત ઉપરીને વગ લગાડી બે રૂપીઆનું પ્રમોશન મળવાની આશા રાખવા જેટલી પામરતા પણ પોતાનામાં આવી ગઈ છે. એ ભાનથી એનું આખું શરીર રોષ અને વેદનાથી ધ્રુજવા લાગ્યું. હસતી હસતી આંખોની યાદગીરીની સાથે જોડાયલ આછી આછી આહ્લાદની રેખા પણ સાફ થઈ ભાવિના વિશાળ પટ પર દૃષ્ટિ ફેંકતા સર્વત્ર ... પ્રકારની વેદનાઓ ભરેલો પોતાનો દેહ લાંબી મજલ જતો હોય, તેમ દેખાવા લાગ્યું. એ પંથનો ન હતો. એને દૃશ્ય જગતની મર્યાદા ન હતી.

લલિત પરણી ગઈ ત્યારે નિરંજનને લાગેલી ... શાની વેદના, તેને આજે યાદ આવવા લાગી; એ નાની સાથેજ ભાવિ-જીવન વિજયની અસ્પષ્ટ લલિતાને જીતવાથી અનુભવાતો ગર્વ, તેણે અનુ આજે સર્વંગ એકજ સરખી કાળાશ જણાય ગઈ

અહીંથી ઉઠીને ક્યાં જવું? જ્યાં પરાજય, પામરતાના સ્મરણ ચિન્હો સમું ઘર આવી રહેલું ત્યાં? જ્યાં વેદનાને આખી જીંદગી સુધી સ્વલ્પ રહેવાના અનેક સાધનો છે, ત્યાં? જ્યાં અણઘડ ... મૂર્ખ શબ્દો; અને માંદલા બાળકોની ચીસો નિર સાંભળવાની છે, ત્યાં?

નિરંજન ઉભો થઈ ઘરની વિરૂદ્ધની દિશા ચાલવા લાગ્યો. એના પગમાં ફરી જોર આવ્યું. છતાં એનો દેહ ત્રાસની સામે ઝુઝવા તત્પર બન્યો. પણ સ્થળ, જ્યાં સંસાર નથી; સ્ત્રી નથી; પા.. નથી. જ્યાં ભૂતકાળની સ્મૃતિ નથી, જ્યાં ભાવિ સંભવિતતા નથી, જ્યાં માત્ર આજની બધાંથી દૂર વાની પ્રેરણા આપતી; એકજ પળ, સમસ્ત ... ભરી રહી છે;—જ્યાં દૂર ભાગી જવાની પ્રવૃત્તિ ભાગી જવાની શક્યતા સિવાય બીજો ભાવ કે ... કાર્ય નથી, ત્યાં જવા એના પગ સપાટાબંધ ચાલી ...

મધ્યાન્હનો સૂર્ય તપતો હતો. ભૂમિ એની સપાટીમાં ફેલાવી રહી હતી. એવી સંતપ્ત શૂન્યતા મર્યાદ નહિજ હોય, તેમ માની નિરંજન આગળ આગળ ધપતો હતો.



# સુમનસૌરભ

## ભારતીય સાહિત્ય અને ભાષા

વાસ્તવિક જીવનની સામગ્રી વડે લોકસાહિત્ય રચાય છે. ભાવનાપ્રસાદ કલ્પનાથી સમૃદ્ધ બનેલી રસવૃત્તિ શિષ્ટ સાહિત્ય ઘડે છે, એ બે સાથે વણાય ત્યારે સાહિત્યનું નવસર્જન થાય. એ નવસર્જનને પરિણામે સાહિત્યિક પુનર્ઘટના, Literary Renaissance પ્રગટે છે. બીજીથી આઠમી સદી વચ્ચે હીંદની બધી દેશભાષાઓના સાહિત્યવણાટમાં લોકકથા ને લોકગીતનો વાણો હતો અને સંસ્કૃત-પૌરાણીક સાહિત્યનો તાણો હતો.

સાહિત્યની પુનર્ઘટનાનું મૂલ બે સાહિત્યોના સંપર્કમાં હોય છે.

એક પ્રજામાં સ્થાનિક સાહિત્ય પ્રચલતું હોય અને તેની સાથે બહારનું સાહિત્ય અથડાય એટલે પ્રજાની રસવૃત્તિ સ્થાનિક સાહિત્યના આદર્શોનો વિરોધ કરી, નવા સાહિત્યથી આકર્ષાઈ, તેના આદર્શો અપનાવવાનો પ્રયત્ન કરે છે.

આ વિરોધથી સ્થાનિક સાહિત્યને નવા સાહિત્યના સંસ્કારથી સમૃદ્ધ કરવાની ઝંખના સાહિત્ય સેવીઓમાં જાગે છે. અને તેઓ બહારના સાહિત્યનો કોષ, વાકયરચના, કલ્પનાચિત્રો આદિની બનેલી સમૃદ્ધિ પોતાના સાહિત્યમાં લઇ આવે છે.

સાહિત્યની સમૃદ્ધિનું એકીકરણ થવાથી સર્જકશકિત અને રસવૃત્તિ બંને પોષાય છે. શબ્દચિત્રોમાં વૈવિધ્ય આવે છે અને પરિણામે સ્થાનિક સાહિત્ય નવે અવતારે આવે છે.

ઉપર આપેલા નિયમને અનુસરીને બીજીથી દસમી સદી સુધી સાહિત્ય ઘડાયું. એક તરફ યાત્રાળુઓ પોતાની સામગ્રી લઇ, શિષ્ટતાનો મોક્ષ મેળવવા, સંસ્કૃત સાહિત્યના કૈલાસ પર ચઢવા લાગ્યા; બીજી તરફ ભગિરથો, સંસ્કૃત સાહિત્યની મંદાકિનીને પ્રાકૃત સાહિત્યની સપાટ ભૂમિમાં લોકોના ઉદ્ધાર માટે, પાછળ પાછળ લઇ આવ્યા; અને બંનેને પ્રયત્ને નવસર્જનનાં મોક્ષદ્વાર ઉઘડયાં.

× × ×

(૧) વાસ્તવિક રીતે હિંદી અને ઉર્દુ બે જુદી ભાષાઓ છે જ નહીં: ગણ્યાગાંઠયો કેળવાયેલો વર્ગ બાદ કરીએ તો સંયુક્ત પ્રાન્તની જનતા એક જ ભાષા બોલે છે, જેમાં સંસ્કૃત, ફારસી અને દેશી, ત્રણે ય તત્ત્વો છે. એ ભાષામાં જે ફારસી શબ્દો વધારે વાપરે તેને ઉર્દુ બોલતો કહીએ, જે સંસ્કૃત અથવા દેશીય શબ્દો વધારે વાપરે તેને હિંદી બોલતો કહીએ. અને સામાન્ય માણસ તો વ્યવહારનો શબ્દ વાપરે, ભલે તે કોઇ પણ ભાષાનો હોય. આ જીવન્ત ભાષા તે સેન્સસના અધિકારીઓની દૃષ્ટિએ હિન્દુસ્તાની કહેવાય. હિંદુની દૃષ્ટિએ હિંદી કહેવાય, મુસ્લીમની દૃષ્ટિએ ઉર્દુ કહેવાય! અને ભારતીય સાહિત્ય પરિષદે એને હિંદી-હિન્દુસ્તાની કહી છે.

(૨) સૈકાઓ થયાં આ હિંદી-હિન્દુસ્તાનીનો સંસ્કૃતમય પ્રકાર સાહિત્યની પણ ભાષા છે. મલીક મહમદ જાયસિ, અકબર બાદશાહના મંત્રી અબ્દુલ રહીમ ખાનખાના અને યારી સાહેબ (૧૬૬૮-૧૭-) જેવા મુસ્લીમ સાહિત્યકારોએ પણ એની સેવા કરી છે. જ્યારે અર્વાચીન શિક્ષણપદ્ધતિ આવી અને હિંદુ લેખકોએ નવું સાહિત્ય રચવા માંડયું, ત્યારે સાધારણ રીતે આ સાહિત્ય વડે અને સંસ્કૃત સાહિત્યની પ્રેરણાથી એમણે સાહિત્યનું સર્જન શરૂ કર્યું, એટલે આ ભાષા વધારે સંસ્કૃતમય બની ગઇ. આને આપણે હિંદી કહીએ છીએ. આ હિંદી, ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાલ ને મધ્ય પ્રાંતમાં સહેલાઇથી સમજી શકાય છે. કાનડી, તેલુગુ અને મલયાલમ બોલનારા હિંદીના અભ્યાસીને પણ સુગમ છે.

(૩) અસલ જે હિંદી મોગલ લશ્કરની વ્યવહાર ભાષા બની તે ઉર્દુ કહેવાઇ. એમાં સામાન્ય હિંદી કરતાં ફારસી શબ્દો વધારે હતા એજ ફેર. અર્વાચીન જમાનામાં જ્યારે મુસ્લીમ વિદ્વાનોએ એ ભાષાદ્વારા સાહિત્ય રચવું શરૂ કર્યું ત્યારે સ્વાભાવિક રીતે પોતાને સુગમ એવા ફારસી અને અરબ્બી સાહિત્યદ્વારા એમણે ઉર્દુ સાહિત્યનો પ્રારંભ કર્યો. પરિણામે સાહિત્યની ઉર્દુ ફારસીમય બની ગઇ. અને હિંદી–હિંદુસ્તાનીથી તેમજ સાહિત્યની હિંદીથી જુદી પડી. આ ભાષા માત્ર સંયુક્ત પ્રાંતના કેટલાક ભાગના હિંદુ ને મુસલમાન, અને બીજા પ્રાંતોના મુસ્લીમ વિદ્વાનોને સમજાય એમ છે. જે સંસ્કૃતમય હિંદી ભાષા સમજી શકે છે તે બધાને આ ઘણે ભાગે પરભાષા જેવી છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હિંદીમાંથી સંસ્કૃતમય હિંદી અને ફારસીમય ઉર્દુ જેમણે બનાવી તેમને એ રસ્તો લીધા વિના છૂટકો જ ન હતો. આ પ્રયત્નમાં ન હતો દ્વેષ, ન હતું વૈમનસ્ય કે ન હતો સંપ્રદાયવાદ.

એમાંથી એક પ્રવાહને અત્યારે રોકી શકાય એમ હું માનતો નથી. હિંદીનો લેખક આજે શૃંગારરસ વિકસાવે કે ઐતિહાસિક નવલકથા લખે તો તે જયદેવ અને વ્યાસ વાલ્મીકીનીજ પ્રેરણા શોધે બીજી એને મેળવવી શકય નથી. મુસ્લીમ લેખક સાહિત્ય સરજાવે તો તે શાદી અને હાફીઝ સિવાય બીજા કોને શરણે જાય ?

જ્યાંસુધી સંયુક્ત પ્રાંતના જીવનવ્યવહારની ભાષા હિંદી–હિંદુસ્તાની સાહિત્યનું વાહન થવા જેટલી સમૃદ્ધ ન થાય ત્યાંસુધી આ બે પ્રવાહોનો સંગમ અશકય છે. પણ જો વધુ પ્રમાણમાં ઉર્દુ સાહિત્યના અનુવાદો હિંદીમાં થાય અને હિંદી સાહિત્યના અનુવાદો ઉર્દુમાં થાય તો પરિણામે સાહિત્યવિનિમય વધે અને જીવન–વ્યવહારની હિંદી–હિંદુસ્તાની સાહિત્યોપયોગી થવા લાગે.

× × ×

જે માતૃભાષાની સેવા કરશે તેજ સાહિત્ય સમન્વયની ખરેખરી સેવા કરશે; જે સાહિત્ય સમન્વયને ઉત્તેજશે તે માતૃભાષાની પણ અભિવૃદ્ધિ સાધશે.

**કનૈયાલાલ મુનશી**

( મુંબઈની સાહિત્ય સંસદના ચૌદમા વાર્ષિક સમારંભમાં આપેલા વ્યાખ્યાનમાંથી )

❀

## સાહિત્યકારનો ધર્મ

હું સાહિત્યકાર એટલા માટે થયો છું કે મારે મારી માતૃભૂમિને બંધનોમાંથી મુક્ત કરવી છે. અને એની સાંસ્કારિક વિશિષ્ટતા ખીલવવી છે. ફ્રાન્સ, રશિયા આયર્લેન્ડના સાક્ષરોએ જેમ તે દેશને સ્વતંત્ર મદદ કરી છે એવીજ મદદ હું પણ લેખન કરીશ.

ધર્મ અને તત્વજ્ઞાન મારે એકાંત પ્રજાને લાયક બનાવવા માટે ઘેર ઘેર લઇ અને નિવૃત્તિ પરાયણ બનીને નહિ પણ દિવ્યકર્મો પ્રજાજનો આત્મસાક્ષાત્કાર મેળવે એવું મારે લખવું

પૃથ્વીપર્યટન કરીને જ્ઞાનનાં તીર્થે તીર્થે મારે છે; પરંતુ એ બધું સ્વભાષાને પુષ્ટ કરવા–જ્ઞાન ગ આ મરુભૂમિ જેવા ગુર્જર દેશમાં મારે લાવવી સર્જન એ મારું કામ છે. અનુકરણ નહિ. અનુ . મોત છે, સર્જનથી નવજીવન છે.

હાસ્ય ઉલ્લાસ અને આશાવાદ મારાં ભરીશ, કારણ નિરાશાવાદી પામર છે. દોષ નિંદા કરવાની ટેવથી રખે હું ક્ષુલ્લક બનું ! અને પ્રેમથી મારે તો રચનાત્મક ટીકા કરવાની હો

હાસ્ય, વિનોદ, પ્રેમ અને આનંદ હું જ્યાં જાઉં ત્યાં મારી સાથે રહેવા જોઇએ. મારાં અંગત દુઃખો અસર મારા નિત્યજીવનના ઉલ્લાસને દૂષિત ન ભગવાન સૂર્યનારાયણનો પ્રકાશ ઝીલવાનો દિવ્ય મને મળ્યો છે.

જ્ઞાનથી જે ઉન્નત સ્થિતિ મળે છે, પ્રેમથી પવિત્રતા અને સંતોષ મળે છે, અને આત્મ નિવેદ જે પૂર્ણ વિકાસ અને આનંદ પ્રાપ્ત થાય છે, તે મેળવીશ, સાહિત્યનો ઉદ્દેશ સુંદર અને ભવ્ય જીવવાનો છે.

સાક્ષર જીવન એ માનવ દેહમાં દુર્લભ છે. સ્માં એ સ્વર્ગનું સુખ આપે છે. અસીધારા જેવો માર્ગ તીક્ષ્ણ છે.—મહાત્માઓ અને ઋષિઓનો માર્ગ છે, પામરોનો નથી.

સાક્ષરો, મહાન બનો અને પ્રજાને મહાન બનાવો

( કૌમુદી ) **હરિપ્રસાદ મ.**



## આપણું લોકસાહિત્ય

ગુજરાતમાં લોકસાહિત્ય નથી એવી જે કોઇની હોય તો તે ખોટી ભ્રમણા છે, વાસ્તવિક લોક સાહિત્ય એ ગુજરાત–કાઠિયાવાડની સદીઓ

ચારે: "લગ્નમાં બ્રહ્મચર્ય દ્વારા લોકસેવા"નો આદર્શ પ્રજા સમક્ષ રજુ કરે છે. કલિકાલમાંય એ તો ગૌતુક !

× × ×

છેલ્લા પ્રકરણમાં, સમારંભથી કલાન્ત સરસ્વતીચન્દ્ર નિદ્રાવશ થઇ પલંગમાં પડ્યો છે. "કલ્યાણગ્રામ" ના મનોરાજ્યથી મુગ્ધ કુસુમ સરસ્વતીચન્દ્રના જીવનસમર્પણની હૃદી હાર્દિક કદર કરે છે, અને ઉમળકાથી આરતી ઉતારે છે. એ "પતિપૂજન" નથી, એ ભાવના-સત્કાર છે, આદર્શ-અંગીકાર છે અને એ કદરની અમાલ પણ ત્યારે થાય છે, જ્યારે ઉમળકામાં ને ઉમળકામાં કદરનો શારીરિક આવીર્ભાવ ચુંબનથી બ્રહ્મચારિણી કુસુમ કરે છે. "It is a holy kiss of appreciation by the heroine of the hero's ideals." કુમુદ આવી પહોંચે છે. દૃશ્ય દેખે છે, ઉદ્દગાર આપોઆપ નીકળી જાય છે ધ્યેયસિદ્ધિના સંતોષનો :

"ઘેલી મ્હારી કુસુમ"

અને આ કેવલ કલાના કનકકલશ શા અન્તને મુનશી એમના "Gujarat and its Literature." માં "inartistic"—કલાવિહીન—કહેવાની ધૃષ્ટતા કરે છે ! "કલાવિહીન" તે "સાહિત્યકારની દર સૃષ્ટિ" કે "વિવેચક" ની "વિકૃત વિવેકહીન દૃષ્ટિ !" કાંઇ "કલાના ય ઇજારા" "ભિન્ન ચિ હિં લોક :" એવી આ દુનિયામાં હોતા હશે ? ફ વહુના !—આટલું ય ન છૂટકે ધર્મ પ્રાપ્ત થયે ! ખ અને દુર્ભાગ્ય !

અન્દ્રશંકર નર્મદાશંકર પંડયા

( નડિઆદ ખાતે આપેલા વ્યાખ્યાનમાંથી )

❁

## સાહિત્યમાં સત્યનિષ્ઠા :

"ગોર્કી ક્રાંતિકાર થયો ત્યારે કલાકાર ગોર્કી મરણ પામ્યો. રશીઆમાં પાંચ વર્ષની યોજના ઘડાઇ ત્યારે એમ ઠર્યું હતું કે કોઇ વાર્તા કે લખાણમાંથી ક્રાંતિ સિવાય બીજો સુર ન નીકળવો જોઇએ, ત્રણ વર્ષને અંતે ગોર્કીએ કહ્યું કે, આપણે એવું કાંઇક કરી રહ્યા છીએ જેમાં કૃતીઓ આવે છે પણ પ્રાણ નથી આવતો, સરકારી અહેવાલ જણાવે છે કે આ સમયમાં લખાએલી કૃતીઓમાંથી ૭૫ ટકા નકામી હતી. ક્રાંતિ આવ્યા પછી પણ પ્રજાને નવચેતન આપવા શું કરવું જોઇએ, એ નાડ ગોર્કીએ પકડી, અત્યારે અમુક પ્રકારની હવા છે માટે લખવું જોઇએ એવું ગોર્કીએ કર્યું નથી. સાહીત્યમાં સત્યને કોઇ વધારે વળગી રહ્યો હોય તો તે ગોર્કી. 'મધર' માં અનેક એવાં પાત્રો છે જેમાં તર્ક બીલકુલ નથી"

'ધૂમકેતુ'

[ અમદાવાદ ખાતેના ગોર્કી-દિન ઉત્સવમાં આપેલા ભાષણમાંથી ]

❁

## પ્રગતિશીલ

સાહિત્યના કશા ખરા દૈવત વિના, અથવા થોડા ઘણા દૈવત સહિત પણ, સમાજની સામો ઉભો રહીને "હુંજ તમને પ્રગતિ પમાડનારો છું." એ ભાવાર્થના ઉદ્દગારો કાઢતો જે, એક વધુ વાડો જમાવીને પોતાને "પ્રગતિશીલ" ની ચીઠ્ઠી ચોઢે છે; તે બિચારો તો સાદો સીધો ગતિશીલ પણ નથી. તેની ગતિ જે કંઇ થાય છે, તે એકાદ સાંકડા કુંડાળામાંજ, સીધે સરીયામ રસ્તે નહિ. તમે તેને ઘાંચીનો બેલ કે કુવાનો દેડકો કહી શકો; થનગનતો અશ્વ નહિ કહી શકો. અમુક વાદ કે વિચારસરણીના દુરાગ્રહોથી સહર્ષ અને મુરકેટાટ બંધાઇ જઇ તે એને પોતાની 'નવી દુનિયા' કહે છે, તથા પોતે એને નવી કહી, સારી પેઠે જોરશોરથી નવી કહી, કહાજ કરી, એટલે તે પટ કરતીકને નવી બનીને જાણે આવી ઉભી પણ રહી—આવા આવા અર્ધ-જાગૃત દશાના અધકચરા તરંગોમાં તે મ્હાલે છે.

( માનસી ) વિ.

❁

## સમાજવાદ આવે છે ?

કેટલાક શબ્દોજ એવી અજબ શકિત ધરાવે છે કે; તમે તેનો અર્થ ન સમજાવી શકો છતાં તેનો પ્રભાવ પડેજ. જેમકે ઇશ્વર, દેવ, સ્વાતંત્ર્ય એનો અર્થ કરવો એટલે એક સનાતન યુદ્ધજ જાણે. ક્રાંતિ આજકાલ એવો શબ્દ થઇ પડેલો છે. એનો અર્થ નક્કી તપાસવા જાઓ; તો તે વાપરનારા પણ ન બતાવી શકે, અને છતાં ભારે ભારે વ્યહવારના નિર્ણયો એ શબ્દ પર કરો એનો અર્થ કે, કાંઇ કે ક્રાંતિનો અર્થ એમના સ્વરૂપ ખ્યાલમાં

પડેલો છે. જે પોતેજ જાણતા નથી-મનોવ્યાપારને માટે જાણવા જરૂરે નથી, કેમકે એ તો ફિલસુફોનું કામ, ખીચડી પકવવા માટે એનુ વિજ્ઞાન જાણવા ઓછીજ જરૂર છે ?

ક્રાંતિની એક વ્યાખ્યા મ્હને સુઝે છે. ને પ્રસ્તુત વિચારને અંગે સ્પષ્ટ કરીને આગળ ચાલીએ. ક્રાંતિ એક દર્શનનું બાહ્ય પરિણામ છે. બુદ્ધ ભગવાને પોતાના અનુભવમાંથી માનવ જીવનનો મોટામાં મોટો પ્રશ્ન જોઇ કાઢયો-ત્રિવિધ આફત છે તે દૂર કર્યા વિના છૂટકો નથી. અને એનો ઉકેલ પણ મેળવ્યો, એમની પહેલાં કોઇને નહિ મળેલો. આ એમનું 'દર્શન' થયું. પણ ક્રાંતિ તો હવે પછી આવે છે. આ દર્શનને સમાજગત કરતાં ક્રાંતિ શક્તિ ઉપજી. બુદ્ધ ભગવાને (૧) એમના દર્શનનું સામાજિક સ્વરૂપ અહિંસા-અવેર બનાવ્યું: અને (૨) સમાજને એ સમૂહરૂપે ગમ્યું ત્યારે તેમાંથી ક્રાંતિરૂપી વિદ્યુત શક્તિ ઉત્પન્ન થઇ, સમાજના અંગાગમાં નવી દ્રષ્ટિ આ ને તેને લઇને આપોઆપ તેમાં નવઘટના થવા લા આને ક્રાંતિ કહેવાય. એની એક બહુ સચોટ અને વ્યાખ્યા અગ્રેજ લેખક ડેલાઇલ બર્ન્સે આપેલી જોવા જેવી છે:

"વ્યક્તિના ચારિત્ર્ય પર અસર કરનારૂં સામાં અનિષ્ટનો નાશ કરનારૂં અને જીવ । કળા પર ત્વનો વધારો કરનારૂં પ્રથમ વ્યથના ઉત્પન્ન કર્યા કે સામાજિક બુદ્ધિ શક્તિ અથવા કલ્પના બળથી ઘટાડયા વગર થનારૂં, તાત્કાલિક ને મૌલિક જે ... જિક પરિવર્તન તે ક્રાંતિ છે." બરાબર આવીજ ક બુદ્ધે કરી. અને મને લાગે છે, એનાં લક્ષણ ઉપર્યુ વ્યાખ્યામાં નિર્દેશેલાં છે તેવાંજ હતાં એ સા જણાય છે.

( પ્રસ્થાન ) મગન પ્ર. દેસા



ચકારો. "લગ્નમાં બ્રહ્મચર્ય દ્વારા લોકસેવા"નો આદર્શ પ્રજા સમક્ષ રજુ કરે છે. કલિકાલમાંય એ તો કૌતુક !

× × ×

છેલ્લા પ્રકરણમાં, સમારંભથી ક્લાન્ત સરસ્વતીચન્દ્ર નિદ્રાવશ થઇ પલંગમાં પડ્યો છે. "કલ્યાણગ્રામ" ના મનોરાજ્યથી મુગ્ધ કુસુમ સરસ્વતીચન્દ્રના જીવનસમર્પણની ઊંડી હાર્દિક કદર કરે છે. અને ઉમળકાથી આરતી ઉતારે છે. એ "પતિપૂજન" નથી, એ ભાવના-સત્કાર છે, આદર્શ-અંગીકાર છે અને એ કદરની જાણ પણ ત્યારે થાય છે. જ્યારે ઉમળકામાં ને ઉમળકામાં કદરનો શારીરિક આવીર્ભાવ ચુંબનથી બ્રહ્મચારિણી કુસુમ કરે છે. "It is a holy kiss of appreciation by the heroine of the hero's ideals." કુમુદ આવી પહોંચે છે. સ્વપ્ન દેખે છે, ઉદ્‌ગાર આપોઆપ નીકળી જાય છે સાધ્યસિદ્ધિના સંતોષનો :

"ઘેલી મ્હારી કુસુમ"

અને આ કેવલ કથાના કનકકલશ શા અન્તને ભાઈ મુનશી એમના "Gujarat and its Literature" માં "inartistic"—કલાવિહીન—કહેવાની ધૃષ્ટતા કરે છે ! "કલાવિહીન" તે "સાહિત્યકારની સુન્દર સૃષ્ટિ" કે "વિવેચક" ની "વિકૃત વિવેકહીન દૃષ્ટિ ?" કાંઇ "કલાના ય ઈજારા" "भिन्न रुचि र्हि लोक:" એવી આ દુનિયામાં હોતા હશે ? ब-बहुना !—આટલું ય ન છૂટકે ધર્મ પ્રાપ્ત થયે ! દુઃખ અને દુર્ભાગ્ય !

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા
( નડિઆદ ખાતે આપેલા વ્યાખ્યાનમાંથી )

❋

## સાહિત્યમાં સત્યનિષ્ઠા:

"ગોર્કી ક્રાંતિકાર થયો ત્યારે કલાકાર ગોર્કી મરણ પામ્યો. રશીયામાં પાંચ વર્ષની યોજના ઘડાઈ ત્યારે એમ ઠર્યું હતું કે કોઇ વાર્તા કે લખાણમાંથી ક્રાંતિ સિવાયનો સુર ન નીકળવો જોઈએ, ત્રણ વર્ષને અંતે ગોર્કીએ કહ્યું કે, આપણે એવું કાંઇક કરી રહ્યા છીએ જેમાં કૃતીઓ આવે છે પણ પ્રાણ નથી આવતો, સરકારી અહેવાલ જણાવે છે કે આ સમયમાં લખાએલી કૃતીઓમાંથી ૭૫ ટકા નકામી હતી. ક્રાંતિ આવ્યા પછી પણ પ્રજાને નવચેતન આપવા શું કરવું જોઇએ. એ નાડ ગોર્કીએ પકડી, અત્યારે અમુક પ્રકારની હવા છે માટે લખવું જોઇએ એવું ગોર્કીએ કર્યું નથી. સાહીત્યમાં સત્યને કોઇ વધારે વળગી રહ્યો હોય તો તે ગોર્કી. 'મધર' માં અનેક એવાં પાત્રો છે જેમાં તર્ક બીલકુલ નથી"

'ધૂમકેતુ'

[ અમદાવાદ ખાતેના ગોર્કી-દિન ઉત્સવમાં આપેલા ભાષણમાંથી ]

❋

## પ્રગતિશીલ

સાહિત્યના કશા ખરા દૈવત વિના, અથવા થોડા ઘણા દૈવત સહિત પણ, સમાજની સામો ઉભો રહીને "હુંજ તમને પ્રગતિ પમાડનારો છું." એ ભાવાર્થના ઉદ્‌ગારો કાઢતો જે, એક વધુ વાડો જમાવીને પોતાને "પ્રગતિશીલ" ની ચીઠ્ઠી ચોઢે છે; તે બિચારો તો સાદો સીધો ગતિશીલ પણ નથી. તેની ગતિ જે કૈં થાય છે, તે એકાદ સાંકડા કુંડાળામાંજ, સીધે સરીયામ રસ્તે નહિ. તમે તેને ઘાંચીનો બેલ કે કુવાનો દેડકો કહી શકો; ચનગનતો અશ્વ નહિ કહી શકો. અમુક વાદ કે વિચારસરણીના કુંડાંથી સહર્ષ અને મુરકેટાટ બંધાઈ જઈ તે એને પોતાની 'નવી દુનિયા' કહે છે, તથા પોતે એને નવી કહી, સારી પેઠે જોરશોરથી નવી કહી, કહ્યાજ કરી, એટલે તે પટ કરતીકને નવી બનીને જાણે આવી ઉભી પણ રહી—આવા આવા અર્ધ-જાગૃત દશાના અધકચરા તરંગોમાં તે મ્હાલે છે.

( માનસી ) વિ.

❋

## સમાજવાદ આવે છે ?

કેટલાક શબ્દોજ એવી અજબ શકિત ધરાવે છે કે, તમે તેનો અર્થ ન સમજાવી શકો છતાં તેનો પ્રભાવ પડેજ. જેમકે ઇશ્વર, દેવ, સ્વાતંત્ર્ય એનો અર્થ કરવો એટલે એક સનાતન યુદ્ધજ જાણે. ક્રાંતિ આજકાલ એવો શબ્દ થઇ પડેલો છે. એનો અર્થ નક્કી તપાસવા જાઓ, તો તે વાપરનારા પણ ન બતાવી શકે, અને છતાં ભારે ભારે વ્યહવારના નિર્ણયો એ શબ્દ પર કરો એનો અર્થ કે, કોઇ કે ક્રાંતિનો અર્થ એમના સ્વરૂપ ખ્યાલમાં

પડેલો છે. જે પોતેજ જાણુતા નથી–મનોવ્યાપારને માટે જાણુવા જરૂરે નથી, કેમકે એ તો ફિલસૂફોનું કામ, ખીચડી પકવવા માટે એનુ વિજ્ઞાન જાણુવા ઓછીજ જરૂર છે ?

ક્રાંતિની એક વ્યાખ્યા મ્હને સૂઝે છે. ને પ્રસ્તુત વિચારને અંગે સ્પષ્ટ કરીને આગળ ચાલીએ. ક્રાંતિ એક દર્શનનું બાહ્ય પરિણામ છે. બુદ્ધ ભગવાને પોતાના અનુભવમાંથી માનવ જીવનનો મોટામાં મોટો પ્રશ્ન જોઇ કાઢયો–ત્રિવિધ આફત છે તે દૂર કર્યા વિના છૂટકો નથી. અને એનો ઉકેલ પણુ મેળવ્યો, એમની પહેલાં કોઇને નહિ મળેલો. આ એમનું 'દર્શન' થયું, પણુ ક્રાંતિ તો હવે પછી આવે છે. આ દર્શનને સમાજગત કરતાં ક્રાંતિ શકિત ઉપજી. બુદ્ધ ભગવાને (૧) એમના દર્શનનું સામાજિક સ્વરૂપ અહિંસા–અવેર બનાવ્યું; અને (૨) સમાજને એ સમૂહરૂપે ગમ્યું ત્યારે તેમાંથી ક્રાંતિરૂપી વિદ્યુત શકિત ઉત્પન્ન થઇ, સમાજનાં અંગાંગમાં નવી દ્રષ્ટિ આવી, ને તેને લઇને આપોઆપ તેમાં નવઘટના થવા લાગી. આને ક્રાંતિ કહેવાય. એની એક બહુ ચચોટ અને સરલ વ્યાખ્યા અંગ્રેજ લેખક ડેલાઇલ બર્ન્સે આપેલી છે તે જોવા જેવી છે:

"વ્યકિતના ચારિત્ર્ય પર અસર કરનારૂં સામાજિક અનિષ્ટનો નાશ કરનારૂં અને જીવા કળા પર સ્વામિત્વનો વધારો કરનારૂં પ્રથમ વ્યગ્રતા ઉત્પન્ન કર્યા વગર કે સામાજિક બુદ્ધિ શકિત અથવા કલ્પના બળથી જરૂર ઘટાડવા વગર થનારૂં, તાત્કાલિક ને મૌલિક જે સામાજિક પરિવર્તન તે ક્રાંતિ છે." બરાબર આવીજ ક્રાંતિ બુદ્ધે કરી, અને મને લાગે છે, એનાં લક્ષણુ ઉપર્યુક્ત વ્યાખ્યામાં નિર્દેશેલાં છે તેવાંજ હતાં એ સાફજ જણુાય છે.

( પ્રસ્થાન ) મગન પ્ર. દેસાઇ



# હિન્દી લોકગીતો

અનુવાદક:-શ્રી રમણીક હીરાલાલ મ્હેતા

**અહીં હિન્દી લોકગીતોના થોડા નમૂના આપ્યા છે.**

લખી નૈયા ક ઠૂંઠી ઠૂંઠી સીંગ
ચરે ચોથે જાય ગૈયા જમુનાકે તીર,
ચરિ ચોંપિ ગૈયા પાની પીએ જાઈ,
બાઘ બધિનિયા ઘાટ છેં કૈં આઈ,
છોડો રે બઘવા મોરે પનિઘાટ,
હમ હૈ પિયાસી પાની પિએ દેઉ,
ઘર સે આઇબ બછરૂ પિઆઈ,
તબ તૂં હમકા લીહ્વા ખાઈ,
જો તુ ગૈયા જૈબે બછરૂ પિઆઇ,
હમકા દિહે જા સખિયા ગવાહ,
ચાંદ સુરુજ દૂનૌ સખિયા ગવાહ,
અઈબે હે બાઘા બછરૂ પિઆઈ,
આઉ બચ્છા રે પીલે દૂધ ડબકોરિ,
સબેરે હમ જાબ અપને નૈહર કી ઓર,
રોજ ત આવો આઈ હોંકરત ચોંકરત,
આજુ તોર મનવા કાહેં મલિન,
આજુ કી રાતિ બચ્છા રહબે તોહરે પાસ,
હોત બિહાન હોબે બાઘે ક અહાર,
જો તૂં જાબિઉ માતા બાઘ કે પાસ,
હમકૂં ક લિહેઉ ગોહનવા લગાય.
આગે આગે બછરૂ કુલૈંચત જાય,
પીછે પીછે ગૈયા વિષ માતલિ જાય,
જાઇ કે પહુંચી ગૈયા બાઘ કે પાસ,
મામા કહિ બાછા કિહા સલામ,
આવહુ મોર મામા મોહિ ભચ્છિ લેહુ,
પીછે ભચ્છેહુ અપની બહીન,
ગૈયા મોરી બહિની બછૌવા મોર લૈને,
જાઈ કે બાછા રહૌ કેદલિ કે બનમેં,

---

ભાવાર્થ—લાંબો ગાયનાં ન્હાનાં ન્હાનાં શીંગડાં ગાય જમુના કિનારે ચરવાને જાય છે.

ચરી રહીને ગાય પાણી પીવાને ગઇ. વાઘ-વાઘણે આવીને એનો ઘાટ ઘેરી લીધો.

હે વાઘ! મારો પનઘટ છોડી દે. હું તરસી છું. મને પાણી પીવા દો.

હું ઘેર જઇને વાછડાને દુધ પાઇને પાછી આવીશ. ત્યારે તમે મને ખાજો.

હે ગાય! ત્હારે વાછડાને ધરરાવીને આવવું હોય ત્હેનો કોઇ સાક્ષી જામીન આપતી જા.

હે વાઘ! ચંદ્રો અને સુરજ મ્હારા સાક્ષી છે. હું વાછડને દૂધ પાઇને જરૂર પાછી આવીશ.

હે વાછડા! આવ, પેટ ભરીને તું ધાવી લે. સ્હવારે હું મ્હારે પીયર જવાની છું.

હે મા! રોજ તો તું હોંકારતી-પોકારતી આવતી હતી. આજે ત્હારૂં મુખ મલીન ઉદાસ કેમ છે?

હે બેટા! આજની રાત હું ત્હારી પાસે રહીશ. સ્હવાર થતાં જ હું વાઘનો આહાર બનીશ.

હે મા! તું વાઘની પાસે જાય તો મ્હને પણ સાથે લેતી જજે.

આગળ આગળ વાછડો કૂદતો-દોડતો ચાલતો હતો. પાછળ પાછળ ગાય મોહ રૂપી વિષથી મત્ત બની ચાલતી હતી.

ગાય વાઘની પાસે જઇ પહોંચી. વાછડાએ વાઘને મામા કહી સલામ કરી.

હે મામા! આવો. પહેલાં મને ખાઓ અને પછી ત્હમારી બ્હેનને ખાજો.

ગાય મ્હારી બ્હેન અને વાછડો મ્હારો ભાણેજ છે. જાવ ભાણેજ! કદલીવનમાં જઇને વિહાર કરો.

❋

આ ગીત યુક્ત પ્રાંત અને બિહારનાં ગામડાંઓમાં બહુ જ પ્રચલિત છે. એમાં વચન પાળવાના મહીમાનું વર્ણન છે. સાચુંજ છે કે :

સત મત છોડે બાવરે, સત છોડે પત જાય.

---

૨

સમુઝ મન માઁ કોઈ કાહૂ કે નાહીં,
પુરુબ દિસા સે ઉઠી બદરિયા
પિયા કે સોચ ખડી અઁગના,
જવાની માઁ કુછ સૂઝત નાહી
જાન પરત બિરદપન માઁ.

**ભાવાર્થ**—હે મનુષ્ય! મનમાં સમજી જા. કોઈ કોઈનું નથી.

પૂર્વ દિશામાંથી વાદળીઓ ઉમટી. સ્ત્રી પ્રિયતમના વિચાર કરતી ઉભી છે.

જુવાનીમાં કશું જ નથી સુઝતું. વૃદ્ધાવસ્થામાં બધું જણાય છે.

---

૩

સુધીયા ન કીન્હે રાજા હમરે સુરતિ કી.
અપુઆ તો જાય કે બિદેસવામેં છાયે,
પતિયા ન લિખે રાજા હમરે ન મન કી,
જો સુધિ આવૈ રાજા તુમ્હરે સુરતિ કી,
અઁસુવા બહેં જૈસે નદિયા સવનકી.

**ભાવાર્થ**—હે રાજા! ત્હમે મ્હારી સંભાળ ન લીધી.

ત્હમે પોતે તો જઈને વિદેશમાં ડેરા નાખ્યા છે. મ્હારા મનના હાલ જાણવાને ત્હમે પત્ર પણ નથી મોકલ્યો.

હે રાજા! ત્હમારી યાદ આવતાં જ મારાં નયનોમાંથી આસુંની ધારા વહે છે: જાણે શ્રાવણની નદીની ધારા જોઈ લ્યો.

---

૪

ઈ દેહિયાઁ તરુવર કી છહિયાઁ,
અંખેં કતીં કોઉ નાય,
જો મન અંખહિં રામ.
સબ લૈયન સે રામરામ
ગુરુજી સે બન્દગી,
માતપિતા કી સેવા કરિલે
મનવાઁ લગાય કે. ૧.
દેઇ દેવાઁ નાહક પૂજે
ચૌરા, બઁધાય કે,
દુનિયાઁ માઁ નેકી કૈલે
થોરે દિન કે જિન્દગી. ૨.
એક તો સુખી રહે
ગાય કે બછીના,
ઉનહૂઁ કે દુખ પરા
હરવા ચલે તે.
એક તો સુખી રહે
ચકઈ ઔ ચકવા,
ઉન્હૂઁ કા દુખ પરા
રાત ભયે તે.
એક તો સુખી રહે
સૂરજ ચન્દ્રમા,
ઉન્હૂઁ કા દુ:ખ પરા
ગહન પરે તે, ૩.

**ભાવાર્થ**—આ દેહ વૃક્ષની છાયા છે. મનમાં રામને યાદ રાખશો તો કોઈ અન્યની ઝંખના કરવી નહિ પડે. સો ભાઈઓને રામ રામ કરો. ગુરુને પ્ર.. કરો. ચિત્ત રાખીને માત પિતાની સેવા કરી લો– ૧

ચૌરા બંધાવીને દેવી દેવતાની પૂજા કરવી .. છે. સંસારમાં આવીને નેકી કરો. થોડા વખતની જિન્દગાની છે– ૨

એક તો સુખી ગાયનો વાછડો હતો. પરન્તુ હ.. જોડાતાં તે પણ દુઃખી થઈ ગયો. એક સુખી .. ચકવી હતાં; પણ રાત્રિ થતાં એમના પર પણ .. આવી પડ્યું. સૂર્ય ચંદ્ર સુખી હતા; પરન્તુ .. લાગવાથી તેઓ પણ દુઃખી થયા, અર્થાત્ સંસારમાં કોઈ જ સુખી નથી– ૩

---

૫

બેટી બલાઈ ન જૈય બૈઠાઇન પૂઁછૈં બેટી સન હાલ
જૌન જૌન સુખ કીન્હે બેટી સો મોહિં દેહુ બતાય
ખાઁડ ચિરૌંજી કે ભોજન બાબૂ કરૂવઁ તેલ નહાન
હમરે કરમવાઁ માઁ ઈહૈ લિખત હૈં
સેજરિયા માઁ સતીં અકેલિ

ાારૂ સુપેતી ક ઓઢ્ન ઠાસન ગેડ્વા ધરેઉઁ સૌ સાઠિ ૫
કમરે કરમવઁા મેં ઇહે લિખત હૈં
સેજીયા મેં સૂતોં અકેલિ. ૬
મરઇયિા નૌવા મરઇયા બરિયા
મરિ જા પંડિતવા કે પૂત ૭
કમરે છોનિયા ક ઇયા વર ખોજિસ
જો સેજિયા મેં સૂતે અકેલિ. ૮
કાહે મરે નૌવા કાહે મરે બરિયા કાહે પંડિતવા ક પૂત ૯
ઊસર ખોદિ બાબૂ કંકરી બોવાયે
કા જાના નીતિ કિ મીઠિ ૧૦

ભાવાર્થ—દીકરીને બોલાવીને બાપે એને ખોળામાં સાડી અને સમાચાર પૂછ્યા.

હે દીકરી! ત્હેં જે જે સુખ ભોગવ્યા છે તે હને કહે.

હે પિતા! ખાંડ ચારોળીનો તો આહાર કરૂ છું; અને કડવા તેલથી સ્નાન કરૂં છું.

પરન્તુ મ્હારા કર્મમાં એવું લખ્યું છે કે સેજમાં ું એકલી સૂઉં છું.

સફેદ ચાદર ઓઢું છું અને બિછાવું છું, પરંતુ હારા કર્મમાં એકલી જ સુવાનું લખ્યું છે.

તે હજામ, તે બારી, અને પંડિતનો પુત્ર મરી જાય, જેમણે મ્હારી પ્રિય દીકરીનેસારૂ આવો વર શોધ્યો.

હે બાપુ! હજામ, બારી અને પંડિત શા માટે મરે? અણખેડ જમીન ખોદાવીને ત્હમે કાકડી વવડાવી હતી, ત્હમને શી ખબર પડે કે એ મીઠી હશે કે કડવી?

❊

પોતે તપાસ ન કરતાં હજામ, બારી અને બ્રાહ્મણના ભરોસે પુત્રીનું લગ્ન કરવાનું આવું જ પરિણામ આવે છે. આ ગીત પરથી જણાય છે કે કન્યાનો પતિ લમ્પટ હશે. એને ખાવા પીવાનું તો સુખ છે; પરન્તુ પતિનું સુખ નથી.

કહા કરૌં વૈકુંઠ લૈ, કલ્પવૃક્ષ કી છાંહિં;
'અહમદ' ઢાક સુહાવને, જહઁ પ્રીતમ ગલ બાહિં.

---

૬

રામ નહિ જાને તો ઔર જાને કા ભા.
ફૂલ તો વો હૈ જો રામજીકા સોહે,
નાહીં તો બેલા લગાયે સે કા ભા. ૧
કપડા તો વો હૈ જો રામજી કા સોહે,
નાહીં ગુલાબી રઁગાયે સે કા ભા. ૨
પૂત તો વો હૈ જો પિતાજી કા સેવૈ,
નાહીં તો પાછૈ કે જનમે સે કા ભા. ૩
તિરિયા તો વો હૈ જો દૂનોં કુલ તારૈ,
નાહીં તો માયા કે કોખિ આયે કા ભા. ૪

ભાવાર્થ—જો ત્હમે રામને ન ઓળખ્યા તો પછી બીજાને ઓળખ્યે શું? ફૂલ તો તે જ સારૂં છે જે રામને સોહે છે: નહિ તો વેલો વાવ્યેથી શું?–૧

કપડું તો તે સારૂં છે કે જે રામને સોહે; નહિં તો ગુલાબી રંગે રંગાવ્યે શું?

પુત્ર તો તે છે કે જે પિતાની સેવા કરે; નહિ તો પાછી પુત્રના જન્મથી શું?

સ્ત્રી તો તે જ છે કે જે બન્ને કુળને તારે. નહિં તો માતાની કૂખે જન્મ્યાથી શું?

---

૭

તણુઁવા ગિરાયે કહઁા જાબા હો કહઁા લગિ હૈં ઠિકાન
કોહે કે લગવલા બબુરિયા હો લગવતા તૂં આમ;
અમિરિત કરતા ભોજનિયઁ હો ભજતા હરિ નામ. ૧
પ્રેમબાગ નહીં બૌરે હો પ્રેમ ન હાટ બિકાય;
બિના પ્રેમ કે મનુજવા હો જસ અધિયરિયા રાતિ. ૨
પ્રેમ નગર કી હટિયા હો હીરા રતન બિકાય;
ચતુર ચતુર સૌદા કરિ ગયે હો મૂરખ ટાઢ પછિતાય ૩

---

ભાવાર્થ—તંબુ પાડીને ક્યાં જશો? ક્યાં પત્તો લાગશે?

ત્હમે બાવળ કેમ વાવ્યો: આંબો વાવ્યો હોત તો અમૃત જેવા ફળ ખાત અને રામનું ભજન કરત.

પ્રેમ બાગમાં નથી વિકસતો પ્રેમ બજારમાં પણ નથી વેચાતો. પ્રેમ વિહોણો મનુષ્ય અંધારી રાતના જેવો છે.

પ્રેમનગરના બજારમાં હીરા રત્ન વેચાય છે. ચતુર લોકો મોલ કરી જાય છે. મુરખ લોકો ઉભા ઉભા પસ્તાય છે.

---

૮

લેહો લિવાઈ પ્રાનપતિ હમકે,
તું બનજાત હમહું સંગ ચલબી,
હમસે અવધ મેં રહા ન જાઈ. પ્રાનપતિ૦
માતુ પિતા ઘર સેવા કરિહો,
કુછ દિનમેં હમ મિલબે આઈ. પ્રાનપતિ૦
કૈસે જિવૈં તેરા માતુ પિતા હો,
કૈસે જિવૈં વહિ અવધ કે લોગ. પ્રાનપતિ૦

ભાવાર્થ—સીતા કહે છે: હે પ્રાણપતિ! મ્હને સાથે લઇ જાવ.

તમે વનમાં જાવ છો હું પણ સાથે આવીશ. મ્હારાથી અયોધ્યામાં એકલાં નહિ રહેવાય.

રામે કહ્યું: હે સીતા! તું અહીં રહીને મ્હારા માતાપિતાની સેવા કરતી રહેજે હું થોડા દિવસ પછી આવીને મળીશ જ.

સીતાએ કહ્યું: હે રામ! તમારા માતાપિતા તમારા વિયોગે કેમ જીવી શકશે? અને અવધના લોકો પણ કેમ જીવશે?

---

૯

ઉંચા નગર મધુબન કે જહાં હરિ બસ રહે;
ઠંઢી છાયા કદમ કી વહીં હરિ ટિક રહે.
જો મૈં ઐસા જાનૂં મેરે હરિ તજ જાયેંગે;
બનતી સીસકા ચીરા હર પેંચોંસે લગ રહતી.
જો મૈં ઐસા જાનૂં મેરે હરિ તજ જાયેંગે;
બનતી નૈનન કા સુરમા હર ડોરોંસે લગ રહતી.
સિંહને ઘેરી સ્વામી ગઉવે, બિરહાને ઘેરી રાની
રૂકમન આય છુડાઇય.

ભાવાર્થ—મધુ વનનું ઉંચું નગર છે; જ્યાં હરિ વસે છે. કદમ્બની શીતળ છાયા હેઠળ હરિ ઉભા છે. જો હું જાણતી હોત કે હરિ મ્હને ત્યજી જશે તો હું એમના મસ્તકની પાઘ બનત અને હરેક આંટા વીંટાઇ રહેત.

જો હું જાણતી હોત કે હરિ મ્હને ત્યજીને જશે તો હું એમના નેત્રનો સુરમો બનત અને આં… પ્રત્યેક નસને બાઝી રહેત.

હે મ્હારા હરિ! સિંહ ઘેરાયલી ગાયની મા… રાણી રૂક્મણી વિરહે ઘેરાઇ ગઇ છે. … આવીને છોડાવો.

---

૧૦

ઉઠો રી સુલચ્છન નાર, ઝાડૂ દે લો …
ઘર મૈં તો તુમ ચૌકા દેલો, બહાર ઘોલો બ…
સાસ નનદ કે પૈરો લગલો, ગોદ લેલો
ઘરમેં તો તુમ બિપર જિમાલો, બાહર દેલો દછિ…

ભાવાર્થ—હે સુલક્ષણી નારી! ઉઠ, … વાળી લે.

ઘરમાં અબોટ દઇ લે. બ્હાર વાસણ ધોઈ નાંખ.

સાસુ નણંદને પ્રણામ કર: પછી ત્હારા બ… ગોદમાં લે.

ઘરમાં બ્રાહ્મણને જમાડી લે અને બ્હાર દક્ષણા …

---

૧૧

સરન ગહો સિયા રામકે
પિયા સરન ગહો સિય…
આજુ પવન નહીં અઁગના બહારે
ઇન્દ્ર ભરૈ નહીં
લછમી સરસ્વતી ધાન ન કૂટૈ
ઝંખે મંદોદરિ
લંકા અસ કોટ સમુન્દર ખાઈ
કુંભકરન અસ ભાઈ
મેઘનાથ ઐસન બેટા જેકરે
ભલ ત્રિય ગૈલુ ડેરાઇ
જામવન્ત ઐસે મંત્રી જેકર
ઔર લછમન અસ
મહાબીર અસ પાયક જેકર
છનહી લંક

ચન્દન ગાછ કે ડહિયા બનવલો
સખજો રંગ બહાર;
સીતા કે પહુંચાવ અજોધ્યા
રાખિ લે કુલ પરિવાર.

ભાવાર્થ—મંદોદરી રાવણને કહે છે : હે પ્રિયતમ ! સીતારામનું શરણું લો.

આજે પવન આંગણું નથી વાળતો, ઇન્દ્ર પાણી નથી ભરતો, લક્ષ્મી અને સરસ્વતી ધાન માંડતી નથી, રાણી મંદોદરી ઝંખી રહી છે.

રાવણ કહે છે : જેને લંકા જેવો કોટ, સમુદ્ર જેવી ખાઇ, કુંભકર્ણ જેવો ભાઇ અને મેઘનાદ જેવો પુત્ર છે તેની સ્ત્રી થઇને તું ડરી ગઇ ? એ તો આશ્ચર્યની વાત છે.

મંદોદરી કહે છે : જામ્બવન્ત જેનો મંત્રી છે, લક્ષ્મણ જેવો વીર જેનો ભાઇ છે, હનુમાન જેવા જેના દાસ છે. જેણે ક્ષણ ભરમાં લંકા બાળી મૂકી હતી, એનાથી તો ડરવું જોઇએ.

હે પ્રિયતમ ! ચન્દનવૃક્ષ કપાવીને એની પાલખી બનાવરાવો, એમાં લીલા રંગનો પડદો નંખાવો. સીતાને અયોધ્યા પહોંચાડી દો, અને પરિવારની રક્ષા કરો.



૧૨

મારે ડારે કટીલી તોર અઁખિયા.
બ્રહ્મા બસ કીન્હા વિષ્ણુ બસ કીન્હા,
મુનિ બસ કીન્હા બજાઈ કે બઁસિયા.
કામ બસ કીન્હા ક્રોધ બસ કીન્હા,
હરિ બસ કીન્હા લગાઈ કે છતિયા.
ગોપી બસ કીન્હા ગ્વાલ બસ કીન્હા,
રાધા બસ કીન્હા ગલે ડારિ ફૂઁસિયા.

ભાવાર્થ—ત્હારી તીરછી નજર મ્હને ઘાયલ કરે છે. ત્હેં બ્રહ્માને વશ કરી લીધા : વિષ્ણુને વશ કરી લીધા અને બંસરી બજાવીને મુનિજનોને પણ વશ કરી લીધા.

ત્હેં કામ અને ક્રોધને વશ કરી લીધા, ભગવાનને પણ હૈયે ચાંપીને વશ કરી લીધા.

ત્હેં ગોપીઓને વશ કરી લીધી. ગોવાળીઆઓને વશ કરી લીધા. ગળામાં પ્રેમની ફાંસી નાખીને રાધાને પણ વશ કરી લીધી.

---

૧૩

ગોવિન્દા નહીં ગાયા તૈંને ગાયા કયા રે બાવરે.
રતનોં કી ચોરી કરી રે રાઇ કરણ કો દાન રે;
કોઠે ચઢકર દેખણ લાગે કિતને ઉપર બીવાણ રે.
પતિવ્રતા ભૂખી મરે રે બેસ્વા ચાબેં પાન રે,
પતિવ્રતા બૈઠી રહી હે બેસ્વા કરે ગુમાન રે.
હાથી છુટ ગયા ડાર સે રે લસકર પડી પુકાર રે;
નૌ દરવાજે બંદ પડે રે નિકલ ગયા ઉસ પાર રે.
નિર્ધન ગિરા પહાડસે રે કોઇ ન પૂઁછે બાત રે;
સાહૂકર કે કાઁટા ચુભ ગયા પડ ગઈ હાહાકાર રે.
અભિમાની કે દ્વાર પર લાખ લુટૈં દિન રાત રે;
સાધૂ સન્ત બૈઠે રહેં રે કોઇ ન પૂઁછે બાત રે.

ભાવાર્થ—અરે બાવરા ! ત્હેં ગોવિન્દને ન ગાયા તો શું ગાયું ! ત્હેં રત્નોની તો ચોરી કરી છે, અને દાનને માટે રાઇનો વિચાર કર્યો છે. છતાં યે તું કોઠા પર ચ્હડીને જોઇ રહી છે કે સ્વર્ગનું વિમાન કેટલું દૂર છે !

પતિવ્રતા સ્ત્રી ભૂખે મરી રહી છે અને વેશ્યા પાન ચાવી રહી છે. પતિવ્રતા ચૂપચાપ બેઠી છે અને 'વેશ્યા' ગુમાન ધરાવી રહી છે.

હાથી ખીલેથી છૂટી ગયો. આખા લશ્કરમાં કોલાહલ મચી રહ્યો. નવે દરવાજા બંધ હતા; પરંતુ તે તો પાર નીકળી ગયો.

ગરીબ માણસ પહાડ પરથી ગબડી પડયો. કોઇએ એની ખબર પણ ન પૂછી. ધનવાનને જરા સરખો કાંટો વાગ્યો : ચારે તરફ હાહાકાર મચી ગયો.

અભિમાનીના દ્વાર પર રાતદિવસ લાખ્ખો રૂપિયા લૂંટાવાય છે; પરન્તુ સાધુ સન્ત બેઠા છે. કોઇ એમની સાથે વાત પણ નથી કરતું.

---

૧૪

માતુ ગંગા લાગિ ભગીરથ બેહાલ.
કોઇ નીપે અગુઆ ત કોઇ પિછુઆર,
ભગીરથ નીપે છથ શિવકે દુઆર.
કોઇ તોડે ફૂલ કોઇ બેલ–પત્ર,
ભગીરથ તોડે છથ શિવકે દુઆર.
કોઇ માઁગે અનધન કોઇ ધેનુ ગાય,
ભગીરથ માઁગે છથિ ગંગાજીકે ધાર.
આગુ આગુ ભગીરથ ભાગલ જાથિ,
પિછુ પિછુ સુરસરિ પસરલિ જાથિ.

ભાવાર્થ—ગંગા માતાને સારુ ભગિરથ વિકળ છે. કોઇ પોતાની ઓસરી લીંપે છે. તો કોઇ ઓરડો લીંપે છે, પણ ભગિરથ તો શીવનું દ્વાર લીંપે છે.

કોઈ ફુલ તોડે છે. કોઇ વેલપત્ર તોડે છે, પણ ભગીરથ શિવનું દ્વાર તોડે છે.

કોઇ અન્ન ધન માગે છે, કોઇ કામધેનું ગાય માગે છે : પણ ભગીરથ ગંગાજીની ધારા માંગે છે.

આગળ આગળ ભગીરથ દોડતા જાય છે. પાછળ પાછળ ગંગાજી ફેલાતાં જાય છે.

---

ભગીરથ જેવા કર્મનિષ્ઠ થવું જોઇએ એ આ ગીતનો સાર છે.

---

૧૫

મૈં ન લડ़ी थी बलमा चले गये.
રંગી મહલમેં દસ દરવાજા,
ના જાની ખીડકિયા ખુલીથી.
પાઁચો જનિ મોરી રાન્હ પરોસિન,
તુમ સે બલમ કછુ કહિઉ ન ગયે.

ભાવાર્થ—મ્હેં લડાઇ ઝગડો નહોતો કર્યો; પરન્તુ પ્રિયતમ ચાલ્યા ગયા.

આ રંગમહેલમાં દસ દરવાજા છે. કોણ જાણે કઇ બ્હારી ખુલ્લી હતી કે જ્યાં થઇને પ્રિયતમ ચાલ્યા ગયા.

ત્હમે પાંચ જણી મ્હારી પડોશણો છો : ત્હમને મ્હારા પ્રિયતમ કાંઇ કહી ગયા નથી શું ?

---

રંગ મહેલ=શરીર. દસ દરવાજા=૨ આંખ. ૨ કાન ૨ નાક, ૧ મુખ. ૧ લીંગ, ૧ ગુદા, ૧ બ્રહ્મરંધ્ર. પાંચ જણી=પાંચ જ્ઞાનેન્દ્રિયો. *

---

* મૂળ સંપાદક : પંડિત શ્રી રામનરેશ ત્રિપાઠી.

# "સંગીત અને જીવન"



લેખકઃ-
શ્રી. હરકાન્ત બી. શુકલ
બી. એ. એલએલ. બી.

**સં**ગીત તે કુદરતની મહાન બક્ષિસ છે. સ્વરોના વિવિધ મિશ્રણથી લાગણી દર્શાવવાની શક્તિ તેમજ સંગીતની મધુરતાથી આકર્ષાવાનો સ્વભાવ તે મનુષ્ય સ્વભાવની સહજ વસ્તુઓ છે. મનુષ્યની આ અદ્‌ભુત શક્તિ સ્વર વાટે બહાર આવે છે. અવાજ એ લાગણીઓ તથા વિચારો દર્શાવવા મહત્વનું સાધન છે. જીવનનો સાધારણ વ્યવહાર તથા વર્તન બતાવવા અગર પોતાની જરૂરીયાતો જણાવવા; મનુષ્ય પોતાના અવાજનો ઉપયોગ કરે છે. લાગણીનું ઉત્તેજન થતા આ અવાજમાંથી સ્વરો પેદા થાય છે અને તે દ્વારા લાગણીનું વહતા થાય છે. અવાજના અનિયમિત આન્દોલનો સ્વર પેદા કરી શકતાં નથી, પણ સમાન્તરે જતા આન્દોલનો સ્વરો પેદા કરે છે અને સ્વરોનું કલાના નિયમ પ્રમાણે મિશ્રણ કરવાથી સંગીત જન્મે છે. સંગીત એ ટૂંકામાં જણાવીએ તો લાગણીની ભાષા છે, સંગીત સાથે શબ્દો મેળવાથી લાગણી ચોક્કસ અને મુકરર બને છે.



લેખક

મનુષ્યનો ઉત્પત્તિ પ્રતિહાસ તપાસશું તો માલુમ પડશે કે મનુષ્ય જાત પહેલેથીજ સંગીતનો ઉપયોગ કરતી આવેલ છે. આફ્રિકાની જંગલી જાતોથી માંડી તે યુરોપના સંસ્કૃત પ્રદેશોમાં સંગીત તે મનુષ્યજીવન સાથે ઓતપ્રોત થયેલું જોવામાં આવે છે. જેમ જોવું, સાંભળવું, તથા બોલવું વગેરે મનુષ્યના નૈસર્ગિક હક્કો છે, તેમ સંગીત પણ મનુષ્યનો જન્મસિદ્ધહક છે તથા નિસર્ગનો સહસંવાદ સ્થાપવાનું સહજ સાધન છે.

આધુનિક સમયમાં રેડીઓ, ગ્રામોફોન વગેરે વસ્તુઓના સંશોધનથી લાગણીમય વ્યક્તિત્વ દર્શાવનાર સાધન તરીકે અવાજનો બહુજ જુજ ઉપયોગ થાય છે. છતાં પણ મનુષ્ય સ્વભાવ એવા તત્વોનો બનેલો છે કે, મનુષ્ય પોતાના ગ્નાનતંતુઓ, લાગણીઓ તથા સૌંદર્ય ભાવનાના પોષણ માટે તો સંગીતનો ઉપયોગ કરવાનોજ. મનુષ્ય તે ખોરાક પચાવીને બેસી રહેતુ પ્રાણી નથી. શારીરિક જરૂરીયાતો ઉપરાંત તેને માનસિક ખોરાકની વિશેષ જરૂર પડે છે અને તેથીજ કલા, સાહિત્ય તથા ફિલસુફીનું અસ્તિત્વ જોવામાં આવે છે.

પારણાના હાલરડાથી સ્મશાન યાત્રા સુધી દરેક મનુષ્યનું જીવન સંગીતથી સંકળાયું છે. બાળક અવાજ સાથે જન્મે છે, અને પોતાના સુખદુઃખ કહેવા માટે અવાજ સિવાય બીજું કશું સાધન હોતુ નથી. આ સ્થિતિમાં પણ માત્ર "હાં હાં" ના સંગીતમય આન્દોલનોથી બાળક ઉંઘમાં લપેટાઇ જાય તે આપણે સહુ કોઇનો સાધારણ અનુભવ છે. રડતા બાળકને અવાજના અફળાવાથી આકર્ષણ થતાં રડવું બંધ થઈ જાય છે. આવી રીતે મનુષ્યની પ્રાથમિક અવસ્થામાંથી સંગીતનું આકર્ષણ શરૂ થાય છે. બાળક જરા મોટી ઉમરનું થાય છે તેમ તેને સંગીતનું આકર્ષણ વધતું જાય છે. રમતા બાળક પાસે, ઘુઘરો, કાંસ; સીસોટી, વાંસળી, વાજુ વગેરે રમકડાંઓમાં પણ ધ્વન્યાત્મક અવાજ ઉત્પન્ન કરવાવાળાં રમકડાંઓનું પ્રમાણ વિશેષ હોય છે. પછી તો વાજાં અગર ઢોલ વાગતાં તે જોવા માટે દોડી જતા

બાળકોના દાખલાઓથી આપણે સહુ કોઈ અપરિચિત હોતા નથી; નિશાળમાં પાઠ કરતાં કવિતાઓ માટે બાળકોને પક્ષપાત હોય છે. બાલ્યાવસ્થા પછી સંગીત પ્રાપ્ત કરવા માટે સહુ કોઈને શિક્ષણ પદ્ધતિ અને ગૃહ સંજોગો તથા આનુવંશિક સંસ્કારો પર આધાર રહે છે. માણસ કોઈપણ સંજોગોમાં હોઇ શકે પરંતુ તેને સંગીતથી અળગાં રહેવું બહુજ કઠીન છે; કારણ કે સંગીત જીવનના ઘણા પ્રસંગોમાં જોડાયેલ છે.

સંગીત વિવિધ રસવૃત્તિ પ્રમાણે ત્રણ અવસ્થામાં વિભાગ પામ્યું છે: લોકસંગીત, શિષ્ટ સંગીત, અને આધ્યાત્મિક સંગીત. લોકસંગીતમાં ગરબા, રાસ, દુહા, ભજનો તથા ગ્રામ્ય જીવનના પ્રસંગો આલેખવામાં આવ્યા હોય છે. દરેક દેશમાં લોક સંગીત તે તેની પ્રાચીન ગ્રામ્ય સંસ્કૃતિ તથા અવસ્થાનું પ્રતિક રૂપ હોય છે. આપણે ત્યાં દુહા, ભજનો તથા રાસ વગેરે લોક સંગીતમાં ગણાય છે. લોક સંગીનમાં સીધા અને સરસ ગ્રહો આવવાથી તેમજ શબ્દાર્થ ગ્રામ્ય જનતાને સમજ પડે તેવો હોવાથી સર્વ સામાન્ય જનતાને તેમાં રસ પડે તે સ્વાભાવિક છે. લોક સંગીતમાં સંગીતના કોઇપણ જાતના શિક્ષણની જરૂર રહેતી નથી. દરેક માણસ તે ગાઇ શકે છે.

લોક સંગીતમાં સ્વર કરતાં શબ્દ તથા લય ઉપર વિશેષ ભાર મુકાય છે. લોકસંગીતમાં મનુષ્ય સ્વભાવ તેના પ્રાકૃત સ્વરૂપમાં બહાર આવે છે. તેમાં જીવનનાં ક્ષુદ્ર આનંદો અને ક્ષુદ્ર કલહોનું તેમાં પ્રતિબિંબ પડે છે, જેથી લોક સંગીત તે રાષ્ટ્ર સંગીત કરતાં સમાજ જીવનની વધુ નજીક છે. શબ્દ, પ્રાબલ્યના હિસાબે લોક સંગીતની ઘણીખરી તુલના સાહિત્યના હિસાબે થાય છે, જ્યારે શિષ્ટ સંગીતની તુલના કલાની વેધક દૃષ્ટિએ થાય છે. ઉભય જીવનને સ્પર્શે છે. લોક સંગીત જીવનની બાહ્યીક બાજુને અડકે છે, જ્યારે શિષ્ટ સંગીત જીવનની અભ્યંતર ભૂમિમાં લઇ જાય છે અને અવર્ણનીય આનંદની પ્રાપ્તિ કરાવે છે, પરંતુ આ આનંદ કષ્ટસાધ્ય હોઇ, પ્રયત્નો વડે સાધ્ય બની શકે છે. આખા દિવસની મજુરી કરી, રાતના વખતમાં એકતારો લઇ, કાસીયાના તાલ જોડે ભજન ગાવાથી ગામડીયો પોતે શાંતિ મેળવે છે અને ગ્રામ્ય લોકોની આધુનિક ગરિબાઇમાં તેમની તે દુઃખદ અવસ્થા ભૂલી જવા સંગીત એક મહત્વનો ભાગ ભજવે છે, તેમ જરૂર કહેવાય.

હૃદયના અંતરસ્થ ભાવો જેવા કે આનંદ, વિષાદ, ભય, ક્રોધ, શાંતિ વગેરે દર્શાવવા ભાષા માત્ર અપંગ સાધન છે. ભાષાની સાથે સ્વરનો સુમેળ થાય અને તે ભાવના સંગીત કલાના નિયમ પ્રમાણે રસ અને ભાવનાની સમ્યગ તુલના કરી, તાલ તથા લયના પ્રમાણનું બરાબર ધ્યાન રાખી, સ્વર વાટે બહાર આવે ત્યારે સંગીત કલા જન્મે. લાગણીના અતિરેક અને સ્વચ્છંદીપણા ઉપર કાબુ મેળવવા માટે કલા, પ્રેમ, અને ધર્મ એ ત્રણે વસ્તુઓ કામ કરે છે. સંગીતમાં આ ઉપર્યુક્ત ત્રણે વસ્તુનો સમાવેશ થાય છે. કોઇ પણ બહારની વસ્તુ જોતાં સાંભળતાં અગર અનુભવતાં લાગણીઓમું ઉત્તેજન થાય છે અને તેમાં પ્રત્યાઘાત થાય છે. કલાની અંદર લાગણીને વ્યવસ્થા શક્તિ મળી જતાં તે કલાત્મક રીતે બહાર આવે છે અને આથી લાગણીનું પ્રાકૃત સ્વરૂપ નષ્ટ થાય છે. લાગણીના કલાત્મક સ્વરૂપમાં મનુષ્યનું સ્વભાવ પરિવર્તન તથા સંસ્કૃતિ બહાર આવે છે. તાજમહાલ, વિનસ ડીમેલોનું શિલ્પ, તાનસેનનું "તું ઘટકા બોલ", બીથોવનની નવમી સીમ્ફની, તથા ગીતાંજલી વગેરે આકસ્મિક કૃતિઓ નથી પરંતુ તેમની પાછળ તે સમયના મનુષ્ય સ્વભાવ અને લાગણીની પરિપક્વતા અને કલામય ઉત્કૃષ્ટતા સમાયેલ છે. બધી કલા કરતાં સંગીત કલા જો કે તદન બાહ્યગમ્ય છે, છતાં પણ તેની લાગણીના ક્ષેત્ર પરની અસર અદ્ભુત અને સર્વસામાન્ય અને સમૂહજનક છે. ખરા શિષ્ટ સંગીતથી સંગીતકારના જીવનમાં સૌંદર્ય સર્જનવડે વિરૂપતા અને અસત્યને ઓછું સ્થાન મળે છે. સ્વરોના સંવાદીત્વ તથા તાલબદ્ધતાથી ટેવાયેલ સ્વભાવ જીવનના વિસંવાદી તત્વોને તથા તાલ ક્ષતિને ઓગાળી નાખવા અંતીમ પ્રેરણા કરે છે. સંગીત તથા મનુષ્ય નિસ્વાર્થી બની ઉત્કૃષ્ટ ભાવનાવાળો બને છે. ગ્રીક લોકો તેમની કેળવણીમાં સંગીત તથા વ્યાયામનેજ સંપૂર્ણ કેળવણી માનતા. સંગીતથી બુદ્ધિવાદીય પુરૂષતા મૃદુ બને છે એટલા માટે પણ સંગીતનું સ્થાન કેળવણીમાં અપાવું જોઇએ. કમભાગ્યે આપણે ત્યાંની શિક્ષણ પદ્ધતિમાં સંગીતને બીલકુલ સ્થાન જ નથી તે અત્યંત શોચનીય વસ્તુ છે, ફ્રીબલ અને મોન્ટસોરી જેવા મહાન કેળવણીકારો અભ્યાસક્રમમાં સંગીતને મહત્વનું સ્થાન આપે છે. યુરોપની કોઇ પણ વિદ્યાપીઠમાં સંગી-

તને સ્થાન ન હોય તેવું બનતું જ નથી, સંગીતને માટે મધ્યસ્થ સંસ્થા હોય છે અને દરેક યુનીવર્સીટીમાં સંગીતનું શિક્ષણ બજાવવા વિષયોના સાથે અગર જુદું અપાય છે. હિંદુસ્થાન એકજ એવો પ્રદેશ છે કે જ્યાં સંગીત જે બધી કલામાં સૌથી ઉત્તમ કલા ગણાય છે તેને બીલકુલ સ્થાન નથી. હાલ જો કે મદ્રાસ અને પટણા યુનીવર્સીટીએ સંગીતને અભ્યાસક્રમમાં દાખલ કરેલ છે પરંતુ આ સિવાયની બીજી બધી યુનિવર્સીટીઓ ફક્ત સંગીત સિવાય બીજું બધું શીખવે છે. કમભાગ્યે આપણા કહેવાતા કલાના સ્નાતકોને કલાના તત્વો અને કલા શું છે તે વસ્તુઓનું પણ જ્ઞાન નથી હોતું. જીવનની શરૂઆતમાંજ બાળકોને શિષ્ટ સંગીતનું જ્ઞાન અપાવું જોઇએ કે જેથી જ્ઞાનતંતુઓને બરાબર પોષણ મળે અને જેથી આપણી સંસ્કૃતિ અને કલા તેના તે સ્વરૂપમાં સચવાઇ શકે.

સંગીતમાં ખાસ રસો પ્રેમ અને ભક્તિ છે. ઇશ્વરની સાથે તલ્લિનતા સાધવા માટે સંગીત જેવું બીજું એકે સાધન નથી. હિંદુસ્થાનમાં ધર્મ અને જીવન ઓતપ્રોત છે. હિંદુસ્થાનના અત્યાર સુધીના સંસ્કૃતિ ધર્મ અને આધ્યાત્મિક તત્વો પર રચાયેલી સંસ્કૃતિ છે. હિંદુસ્તાનમાં તો નાદને બ્રહ્મ તરીકે ઓળખવામાં આવે છે, અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે એક સાધન અને માર્ગ માનવામાં આવે છે. સ્વરની મહત્તા હિંદ જેટલો કોઇ પણ પ્રદેશ દુનિયામાં સમજી શક્યો નથી. આપણે ત્યાં નાદશક્તિ જાતિ અને વ્યક્તિ રૂપ બને છે. સ્વરની અનન્ય ઉપાસના પછી જ નાદબ્રહ્મની ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે પ્રણવના ઉચ્ચાર માત્રથી કલેશાદી બીજ માત્ર નિર્દગ્ધ થઇ જવાથી વિરાગ પામી વૃત્તિઓનો નિરોધ થાય છે, અને અસંપ્રજ્ઞાત અવસ્થા પ્રાપ્ત થાય છે, અને કાર્ય કારણરૂપ સુખદુખાદિ પ્રપંચ વસ્તુમાત્રનો પ્રકૃતિમાં લય થતાં, આત્મા પોતાના ચિચ્છક્ત સ્વરૂપમાં અવસ્થાન કરે છે. આપણે ત્યાં ભક્તસુરદાસ, મીરાં, નરસિંહ મહેતા, તાનસેન, હરદાસ સ્વામી, બૈજુ બાવરા, ત્યાગરાજ, તથા ગોપાલનાયક વગેરે સુપ્રસિદ્ધ સંગીતકારોએ આ નાદબ્રહ્મની અવસ્થા પ્રાપ્ત કરી હતી, અને આ નાદપ્રાપ્તિથી મનુષ્ય સ્વાર્થત્યાગી બની વિશ્વ પ્રેમી બને છે, અને અખંડ નિત્યાનંદનો અનુભવ કરે છે.

આજકાલ વિજ્ઞાનની અદભુત શોધખોળોથી સંગીત સમાજમાં વધુ પ્રચલિત થતું આવે છે. આજકાલ દુનીયા કાલ અને દિકના બંધનો રેડિયો, ટેલીવીઝન તથા વાયરલેસથી તુટી જતાં, વધુ અને વધુ નજીક આવતી જાય છે. હવે સંગીત માત્ર શ્રીમંતોનો અને લક્ષ્મીનંદનોનો મોજશોખ રહ્યું નથી. રેડીયો સ્ટેશન દ્વારા તથા Rural Broadcasting વગેરે યોજનાઓથી આજે લાખો માણસો સંગીત સાંભળી શકે છે ભલે તે પછી ગરીબ હોય કે તવંગર. આજે રેડીયોની સ્વીચ ફેરવતાં દુનીયાભરનું સંગીત તમારી સામે ખડું થાય છે. દુનીયાના બધી જાતના માણસોની લાગણી પારખવા અવકાશ મળે છે. આધુનિક જગત આર્થિક વિટંબણાઓ વચ્ચે અને સામાજીક બંધારણની છીન્નભિન્નતાને લઇને ઉકળી રહ્યું છે. આજે યુરોપ આંતરિક વિગ્રહોથી બળતો દાવાનળ છે. તેનું મૂળ કારણ ફક્ત ઐહિક સુખની લાગણી છે. આજે યુરોપમાં અશાંતિ, અસંતોષ અને અરાજકતા જોવામાં આવે છે. વિશ્વશાંતિ આ બધું ટાળવા માટે અનિવાર્ય પ્રશ્ન છે, પરસ્પરની ભાષા તથા સંસ્કૃતિની સમજ તથા તેની પ્રશંમાની વૃત્તિ ઉપર વિશ્વશાંતિનો આધાર છે. આજે એક બીજાનાં સાહિત્યો વાંચી તથા સંસ્કૃતિ સમજી વિશ્વશાંતિ સ્થાપવા પ્રયત્નો પણ થાય છે. હિંદુસ્તાનની સંસ્કૃતિ સમજવા માટે જમેનાશ તથા હરાપ્પાનું ખોદકામ ચાલે છે, પરંતુ જ્યારે યુરોપનું સંગીત પ્રાચીન પ્રફુલ અવસ્થામાં હતું ત્યારે ઇસ્વીસન પૂર્વે ૩૦૦૦ વર્ષો પહેલા હિંદના આવા લોકોએ સંપૂર્ણ સપ્તક બનાવ્યું હતું તથા તેઓમા શ્રુતિઓની પણ જાણ હતી. સંગીત તે હિંદુસ્થાનમાં લાગણીની ભાષા નથી પણ આત્માની ભાષા છે જેમાંથી મનુષ્ય નિસ્વાર્થતાના અને મનુષ્યત્વના પાઠ શીખે છે, અને જેમાંથી વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વની પ્રેરણા મેળવે છે.

સંગીત એકજ એવી કલા છે કે જેમાં રાષ્ટ્રભાવના અને ધર્મભાવના બરાબર સમતોલપણું જાળવે છે. આજે જો સંગીત તે વિશ્વશાંતિ તથા વિશ્વબંધુત્વ સ્થાપવાનું સાધન બનાવવું હોય તો આજે પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય સંગીત સમજાવવા આંતરરાષ્ટ્રિય સંગીત પરિષદો યોજાવી જોઇએ, અને બીથોવન, તાનસેન, તથા ત્યાગરાજ, વેગ્નર તથા હેન્ડલ અને વિશ્નુ

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૪૦ મું ]

# આપણા દેશનું ચિકિત્સા-સાહિત્ય

લેખકઃ શ્રી. કુસુમાયુધ

આયુર્વેદના પ્રધાનતઃ બે સમ્પ્રદાય છે. તેમાં એક ધન્વન્તરિ-સમ્પ્રદાય છે. એને આયુર્વેદમાં શલ્યતંત્ર, (Surgery) માં પ્રવીણતા પ્રાપ્ત કરી. અને બીજો વિભાગ, ભરદ્વાજ સમ્પ્રદાય છે. અને આયુર્વેદમાં કાય-ચિકિત્સા (Medicine) માં પ્રધાનતા પ્રાપ્ત કરી હતી.

ધન્વન્તરિ કાશીના રાજા હતા. એમનું બીજું નામ દેવોદાસ હતું ધન્વન્તરિ અને એમના પ્રધાન શિષ્ય સુશ્રુત ક્ષત્રિય હતા. ધન્વન્તરિ અને સુશ્રુત સંપ્રદાયના મૂળ ગ્રન્થ ચાર છે-उपधैतवतन्त्र उरभतन्त्र सौश्रुततन्त्र અને फलावततन्त्र.

ભરદ્વાજ બ્રાહ્મણ હતા. એઓ પુનર્વસુ અત્રિયના અધ્યાપક હતા. અત્રિયે પંચાલ-દેશની રાજધાની કામ્પિલ્યમાં આશ્રમ સ્થાપન કરી, અગ્નિવેશ, ભેલ, જતુકર્ણ, પરાશર, હારીત અને ક્ષારપાણી નામના ૭ બ્રાહ્મણ-શિષ્યોને બ્રાહ્મણ સ્વભાવના ગુણાનુસાર આયુર્વેદની કાય ચિકિત્સાનું શિક્ષણ આપ્યું હતું. અગ્નિવેશ આદિ ઉક્ત શિષ્યોના પણ ૭ મૂળ ગ્રન્થો છે.

આધુનિક પ્રચલીત, આયુર્વેદ ગ્રન્થોમાં કેવળ ચરક સંહિતા અને સુશ્રુત-સંહિતા ઋષિ પ્રણીત કહેવાય છે. વાગ્ભટ્ટ, ભાવમિશ્ર, ચક્રપાણી, વંગસેન આદિના ગ્રંથો સંગ્રહ માત્ર છે. મૂળ ગ્રન્થ નહિ. નિઘણ્ટ નિદાન પ્રભૃતિ ગ્રન્થ આયુર્વેદના એક અંશના પ્રતિપાદક છે.

અગ્નિવેશ-પ્રણીત અગ્નિવેશ-તંત્ર અને ચરકકૃત પુસ્તક એ બેઉ સમ્મિલિત થઇ ચરક-સંહિતાના નામે પ્રસિદ્ધ થયું. ચરક-સંહિતાને કેવળ અગ્નિવેશ-તંત્ર નામે પ્રસિદ્ધ થયુ. ચરક-સંહિતાને કેવળ અગ્નિવેશ-તંત્ર પણ નહિ કહી શકાય, કારણ કે ચક્રપાણી, વિજયરક્ષિત, શ્રી કંઠ, શિવદાસ પ્રભુતિ વૈદ્યક ગ્રન્થકારોએ અગ્નિવેશ-તંત્ર પર જે કંઇ લખ્યું છે તેનો વર્તમાન ચરક-સંહિતામાં કાંઇપણ ઉલ્લેખ નથી મળતો. ચરક-સંહિતાના ૩૦ અધ્યાયના એક સ્થાનમાં લખાયેલું છે કે-" કપિલમતાવલમ્બી દ્રઢબલે સપ્તદસ અધ્યાય અને કલ્પ, તથા સિદ્ધિ સ્થાનની રચના કરી. " એતદર્થ દ્રઢબલે પણ વર્તમાન ચરક-સંહિતાના અધિકાંશ અંશની રચના કરી હોવી જોઇએ.

વ્યાકરણમહાભાષ્ય અને યોગ સૂત્રના પ્રણેતા મહર્ષિ પાતંજલી મુનિનું બીજું નામ ચરક પણ હતું. એ સુપ્રાચીન છે. એતદર્થ આપણને સ્વીકાર કરવું પડશે ઇસાના પૂર્વ બીજી શતાબ્દીમાં અગ્નિવેશ-તંત્રનો જીર્ણોદ્ધાર કરી વર્તમાન ચરકનું અધિકાંશ સંકલન થયું પછી " પંચનંદપુર " માં દ્રઢબલે (તીજી-શતાબ્દી) ચરકના શેષ અંશની રચના કરી.

સૌશ્રુત-તંત્રનેજ કોઇએ સુશ્રુતના નામે પ્રચારિત કર્યું હતું. પ્રાચીન સૌશ્રુત-તંત્ર અને વર્તમાન સુશ્રુત સંહિતા કદાચિત અભિન્ન ન હોઇ શકે. આ મૂળ સુશ્રુત-તંત્રને કોઇ કોઇક સ્થાને વૃદ્ધ-સુશ્રુત કહી ઉલ્લેખ કર્યો છે.

સુશ્રુતમાં થોડીક ભૂલો છે. આ બધી ભૂલો કોઇ અજ્ઞાન મૂર્ખ શોધકના પરિણામ સ્વરૂપ છે. પ્રચલિત સુશ્રુતના પ્રતિસંસ્કર્તા કોણ છે એ ચોક્કસ રૂપમાં કહી શકાય નહીં. સુશ્રુત ટીકાકાર ઉહનના કથનાનુસાર નાગાર્જુન સુશ્રુતના પ્રતિ સંસ્કર્તા છે. પ્રાચીન ઇતિહાસમાં અનેક નાગાર્જુનોનો ઉલ્લેખ છે, એક રસતંત્રાચાર્ય હતો બીજો બૌદ્ધ નરપતિ, ત્રીજો માધ્યમિક મત પ્રવર્તક હતો, ગમે તે હોય સુશ્રુત પ્રતિસંસ્કર્તા નાગાર્જુન પ્રાયઃ બે હજાર વર્ષ પહેલાં થયો હતો, આ નિર્વિવાદ છે

ચરક-અને સુશ્રુતના પ્રતિસંસ્કારર્થ દ્વારા એ પ્રતીત થાય છે કે બે-હજાર વર્ષ પહેલાં આયુર્વેદની નિતાન્ત દુર્દશા ઉપસ્થિત થઇ હતી. પાતંજલી, અને નાગાર્જુને જીર્ણોદ્ધાર કરી પ્રચલિત સંહિતાનું સંકલન કર્યું હતું.

હું આયુર્વેદના ઇતિહાસને ચાર ભાગોમાં વિભક્ત કરૂં છું.

(૧) દૈવયુગ-આ યુગના ગ્રન્થો બ્રહ્મસંહિતા, પ્રતિ-સંહિતા, અશ્વ-સંહિતા, અને બ્રહ્મભિન્ન-સંહિતા છે. આ યુગનું કાલ-નિર્ણય કરવું અસંભવ છે.

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૪૭ મું



ઘૂમે ઘૂમે ને ઘેલી વહે
ને કંઇ વ્હેતી અખંડ ને અનંત રે
અનહદની જગને ઘૂમે રે.

(કવિશ્રી, ન્હાનાલાલ)

જ્યારે જ્યારે જાહેર સભાઓ સમરાંગણના રૂપમાં પરિવર્તન પામે છે ત્યારે, એ ધાંધલીયું દ્રશ્ય કેઇ રંગભૂમિ પરનો 'ટેબ્લો' હોય તેમ પ્રતીત થાય છે.

એ સભાઓનાં દ્રશ્ય પણ જુદા જુદા સ્વરૂપમાં હોય છે. સનાતનીઓની સભા, જ્ઞાતિ પટેલોની સભા, મહિલાઓની સભા, સાક્ષરોની સભા, શહેરીઓની સભા, ભદંભદ્રોની સભા વગેરે વર્ગની સભાઓ અવાર-નવાર ભરવામાં આવે છે.

સભાઓમાં મતભેદ પડતાંજ મામલો બીચકે છે. અને પછી એ પાણિપતનું મેદાન બને છે. અને એ યુધ્ધોના સમાચાર કુશળ ખબરપત્રીઓ દ્વારા મરી મસાલાના ભેળ સાથે જાહેર જનતા સમક્ષ મુકાય છે. એ ધીંગાણાની સભાઓ પણ કેટલાક વાર ખરેખર જોવા જેવી હોય છે અને કેટલીક વાર જો મેથીપાક મળે તો શોકજનક નિવડે છે એવી થોડીક સભાઓનો સંક્ષિપ્ત પણ રસિક અહેવાલ અત્રે રજુ કરૂં છું:–

મુંબઇના જાણીતા ઉમરાવ અને મવાલ પક્ષના ધુરંધર નેતા સર કાવસજીએ થોડાજ દિવસ પૂર્વે પૂના તરફ પ્રસ્થાન કર્યું હતું. કહે છે કે આંગણેથી ચાર ડગલાં ભરતાજ એક સફેદ માંજારી છીંકી હતી, પણ સર કાવસજીને તેની કંઇ ખાસ ખબર ન્હોતી પૂનાની વિનીતોની સભામાં ચુંટણીનો પ્રચાર કરી વિનીત પક્ષના ડંકા વગાડવાના એ મહાશયના કોડ હતા. સભાનું કામકાજ શરૂઆતમાં વ્યવસ્થિત રીતે શરૂ થયું પરન્તુ જ્યારે મહાસભાના મેનિફેસ્ટોનો ઉલ્લેખ કરી તેઓ કોંગ્રેસને ઉતારી પાડવાના પ્રયાસ કરવા ગયા અને 'જવાહરલાલને–મહાસભાના એક મોંએ ચઢેલા બાળક' છે વગેરે શુભ વચનામૃતની વાગ્ધારા છૂટી કે વકતા તરફ સડેલાં ઇંડાં અને કાગળના ડૂચા ફેંકાવા લાગ્યા. વકતા પર ઇંડાની વૃષ્ટિ એ કદાચ હિંદના ઇતિહાસમાં પહેલોજ બનાવ હશે. પછી તો ચારે બાજુથી ઘોંઘાટ શરૂ થયો અને સભા બરખાસ્ત: ત્યાંજ એ ધાંધલમાં એક કવિરાજ હાજર હતા તેઓથી આ દ્રષ્ય જોઇ શકાયું નહિ; તેમનો લાગણીવશ આત્મા ગણગણ્યો અને એક કાવ્ય તૈયાર થઇ ગયું એ અ-પ્રગટ કાવ્ય આ પ્રમાણે હતું:—

ઇંડાના ગોળા આવે રે,
દીલડાને એ સતાવે રે,
ઝખમો ઇડાના શે રહેવાય ?
તટ, તડાક નાદ, કરતા રે
સર સર, પ્રવાહી કંઇ સરતાં રે,
ઝખમો કારી કયમ સહાય ?



એક બીજી સભા રાજકોટ સાહિત્ય સભાના વાર્ષિકોત્સવ પ્રસંગે થઇ હતી. ત્યાં પણ કહે છે કે પ્રો. બ. ક. ઠાકોરના ભાષણમાં 'વધન' નડયાં હતાં. શ્રી. બળવંતરાય ઠાકોરે ભાષણની શરૂઆત કરી તે સાથેજ શ્રોતાઓના 'ભણકારા' આવવા લાગ્યા અને શ્રી. ઠાકોરનો અવાજ શ્રોતાઓ ઝીલી નહિ શકતાં તાળી-ઓના ગડગડાટ શરૂ થયા. આ ધાંધલ થતાં કવિશ્રી ત્રિભુવન વ્યાસ આઝીનું ભાષણ વાંચવા ઉભા થયા તેમ છતાં એની એજ સ્થિતિ રહેતાં સંગિત ભાસ્કર માસ્તર વસંતે સંગીતની લહરી છોડી એટલે શાંતિ પ્રસરી: કહે છે કે આ પ્રસંગે સ્ત્રીઓની સંખ્યા પણ સારી હોવાથી સભાનું ધાંધલ જોઇ મંત્રીઓ ચિંતાતુર બન્યા હતા, પરન્તુ આટલા 'વધન' પછી સભા ફત્તેહમંદ રીતે પસાર થઇ હતી. સાહિત્યની બેઇજ્જતીના આ સમાચાર સત્ય હોય તો ધન્ય ! સાહિત્યપ્રિયો !!



[ અનુસંધાન માટે જુઓ પેજ ૬૫ મું ]

# ભગવાનજી

લેખકઃ—
શ્રી. ગુલાબસિંહ.

ભગવાનજી પટેલ પોતાને એક સુધારક અને આદર્શ શિક્ષક તરીકે ગણાવે છે, તેઓ અસહકારની લડતમાં એક સૈનિક હતા. મહાત્માજીએ લડત બંધ કરી અને ભગવાનજી પટેલ એક આદર્શ શિક્ષણ સંસ્થામાં નૂતન શિક્ષણનો અભ્યાસ કરવા જોડાયા. તેઓ અભ્યાસ પૂરો કરીને આજે એક નવિન શિક્ષણ પદ્ધતિએ ચાલતી સંસ્થામાં શિક્ષક તરીકે જોડાયા છે. તેઓ નૂતન માનસ–શાસ્ત્ર અને જાતિયશાસ્ત્રના હિમાયતી છે. તે વિષયોની મીઠી ચર્ચા તેઓ ઘણીવાર કરે છે. અને તર્કશાસ્ત્ર તો જાણે કેમ તેઓના શબ્દે શબ્દે ભર્યું હોય!

(૨)

આજે દશ વર્ષને ગાળે તેઓ પોતાની પત્ની અને એક નાના બાળક સાથે રહે છે. તેઓ જરૂર ઇચ્છે છે કે, તેની પત્ની સાહિત્યમાં રસ લેતી થાય. તેઓની સાથે સાહિત્ય, નૂતન માનસશાસ્ત્ર, જાતિય વિજ્ઞાનની મીઠી ચર્ચાઓ કરે પણ તેઓ આજે અજંપામાં જીવી રહ્યા છે.

તેઓની પત્ની રંભા આજે રંભા મટી રમા બની છે. તેણીનો ગામડીઓ માંસલ સુરેખ ચહેરો આજે ફિક્કો છે. અલબત્ત, તે બુદ્ધિશાળી અને ગંભીર છે. માત્ર ભગવાનજી પટેલે જે વાંચતાં શીખવ્યું છે, તેટલું તેઓ માંડ વાંચી શકે. એ. ભગવાનજી પટેલ ઇચ્છે છે કે, રમા આગળ અભ્યાસ કરે પણ નિષ્ફળ.

"રમા, તું વાંચવાનો અભ્યાસ રાખ તો તને વાંચતાં સારૂં આવડશે, અને દિવસે માત્ર તું અર્ધોજ કલાક લખે તોજ તને લખતાં આવડશે."

"ઠીક." રમા આટલું કહી મૌન સેવે છે. માત્ર કોઇવાર કહે છે "આ બેબી નથી રહેતી, હું તો તેને રાખવામાંજ રહું છું. મને મનતો થાય છે, કે કંઇક લખું વાંચું."

ભગવાનજી પટેલ નિશ્વાસ નાંખે છે. કોઇક વાર પોતાની પ્રિયતમા પાસે ભગવાનજી દુઃખ વ્યક્ત કરે છે.

"રમા, મારૂં જીવન તું જાણે છે મને વાંચવું લખવું ગમે છે. શિક્ષણ શાસ્ત્ર, સાહિત્ય વગેરે મારૂં જીવન છે. તારી સાથે કોઇ દિવસ હું આવા વિષયો સબંધી વાતો કરી શકું તેમ થોડોજ છું! જો, આપણે મિત્રોને ત્યાં બેસવા જઇએ છીએ. જેમકે, અરુણભાઇને ત્યાં, અમે કેવી મઝાની સાહિત્યની ચર્ચા કરીએ છીએ? તને ખબર છે કે, અરુણભાઇનાં લત્તાબહેન પણ તેમાં કેટલો સરસ ભાગ લે છે? અને તું મુંગી મુંગી સાંભળે આવા તો કેટલાંયે પ્રસંગો છે. એક દિવસ આપણે ગીસ મકાતીને ત્યાં ગયાં હતાં. અમે મેકસીમ ગૉર્કીના જીવન વિષે, તેના સાહિત્ય વિષે ખૂબ રસપ્રદ ચર્ચાઓ કરી ને તેં છેવટે કહ્યું. "ચાલોને સાડા દસ થશે. મને ઉંઘ આવે છે." અને આપણે ઉઠયાં. મેં તને હજારો વખત કહ્યું છે, રમા! અને આજે પણ કહું છું, કે તું ... બર વાંચતાં લખતાં આગળ અભ્યાસ વધારતાં ક... નહિ કરે, ને પાડોશણો સાથે ગપ્પાં મારવાંજ કરશે, ... મારે શું કરવું? હું શું મારી બૌદ્ધિક ભૂખ મગા... બહાર ભટકું? ખરેખર! રમા, તને મારી સાથે બહ... મિત્ર મંડળમાં લઇ જતાં શરમ થાય છે... અલબત્ત તું બુદ્ધિશાળી છે. તારો ઠંડો સ્વભાવ મને ગમે... પણ જે તું આટલું નથી કરતી તે મને દિનરાત ડં... કરે છે. અમારી સંસ્થાના મંત્રી સાથેના વિખવાદમાં ... મને કેવી સરસ બુદ્ધિપૂર્વક સલાહ આપી હતી? શ... માત્ર તું સોનુંજ રહીશ! તેમાંથી કોઇ ... આકૃતિ નહિ બને? મને દુઃખ થાય છે."

રમા બધુંય સાંભળે છે. વિચાર કરે છે. શાના વિચાર કરતી હશે?

(૩)

આજે શ્રીયુત પટેલ અને શ્રીમતી પટેલ દેવદાસના ફીલ્મ જોવા ગયાં છે. ફીલ્મ જોઇને પતિ પત્ની ... રાતે પાછાં ફરે છે. સુઇ જાય છે.

બીજે દિવસે સવારે રમા મોડી ઉઠે છે. કહે "તમે જાણો છો! મારી સુવાવડ હૉસ્પિટાલમાં કરા... વાથીજ હું નબળી રહી ગઇ. મને આંખે અંધારાં આ... છે, ચાલું છું તો ફેર ચડે છે. આજે મારૂં માથું દુઃખે છે

ભગવાનજી પટેલ જાજરૂ જઇ પાછા ફરે છે. અને Life of Count Tolstoy હાથમાં લઇ પાના ફેરવે છે. ચોપડી ગાદલું પેરે મુકી લમણે હાથ ...

દેવદાસની ફીલ્મનો વિચાર કરે છે. રમા ગોળા વિંઝળી ળીને પાણી ભરે છે.

"શું કરો છો ? શેનો વિચાર કરો છો ? આજે શાક લેવા મારકીટે જવાના છો ?"

ભગવાનજી પટેલ બધું સાંભળી રહ્યા.

"હા. હમણાં જાઉં છું. રમા, તને દેવદાસની ફીલ્મમાં શું ગમ્યું? કયા પાત્રનો અભિનય ગમ્યો ? અને ભાવ ? સંગીતની કઇ ચીજ ?"

"મને ફીલ્મ સારી લાગી. બધુંય સારૂં હતું." તે રસોડામાં ચાલી ગઇ, અને ઘાંસલેટની કાકડી કરીને કોલસાની સગડી ચેતાવતી બેઠી.

ભગવાનજી પટેલ થેલી લઇને શાક મારકેટ ભણી ચાલ્યા. રસ્તામાં જતા સીનેમા થીએટર તરફ નજર નાખતા રસ્તા પર સામેથી આવતી મોટરને રસ્તો આપતા "વાલમ આયે..........." ગણ ગણતા મારકેટમાં પેસે છે. શાક લઇને ઘેર આવે છે.

(૪)

આજે રમા તેની પાડોશણ મિત્ર લીલા સાથે વાતો કરતી બેઠી છે. રાતના દસ વાગે ભગવાનજી પટેલ આવે છે. તે બંને બહેનપણીઓને જોતાં, નીચું જોઇને, સભ્યતા બતાવતા ભગવાનજી ચાલ્યા છે.

'મારે છેવટે તે વિચાર છોડી દેવો પડશે. રમા કંઇજ વાંચે લખે એ વાતજ મારે હવે પડતી મુકવી પડશે. તેને તે પાડોશણો સાથે વાતો કરતાં, ગંભીર થઇ બેસતાં કોઇને સારી સલાહ દેતાં મજા પડે છે. માત્ર વાંચવું લખવું તેના નશીબમાં નહિ હોય ? કેવી છે ? સારી છે? મજાની છે? મીઠી છે! પણ........'

"કેમ, ડાકટર સાથે ફરવા ગયા' તા ?" રમાએ ઘરમાં પગ મુકતાંજ પૂછ્યું.

ભગવાનજી થોડી વાર કંઇક વિચાર કરતા પાણીનો પ્યાલો લેતા બોલ્યા. "શું ? હા, ડાકટર સાથે મોટર-ખાનાં સુધી ગયો હતો. કેમ, તમે તો ગપ્પાં લગાવો છો ને ? વાંચવું લખવું તને કેમ નથી ગમતું ! રમા, હું કેમ કરૂં, તું કંઇક તો લખવાંચ ? રમા, હું જો મહાન પુરૂષ થઇશ, તો તારા અત્યારના ગમે તેવા ગોટાળીયા અક્ષરોને પણ મારી જીવનકથામાં પ્રગટ કરીશ. તને ખબર છે ને, અમે અમારા શિક્ષણ મંદિરમાં નાના ...ના ગમે તેવાં ગોટાળીયાં અને આંખને ચકવે તેવાં ચિત્રો અને અક્ષરોને સાચવી રાખીએ છીએ, અને તેનો અભ્યાસ કરીએ છીએ. અને તેજ ગોટાળીયાં ચિત્રો અને અક્ષરોમાંથી એક દિવસ એવો આવે છે કે જ્યારે તેજ બાળકો સુંદર આંખને ઠારે ને ધારેલા કરતાં મોતીના દાણા જેવા અક્ષરો આપે છે. રમા, હું તારા લખાણોને ગમે તેવાંને મારા જવાહર સમ ગણીશ. રમા, તું લખીશ ?"

"શું...મને ગમતું નથી. પણ જુઓ, આજે એક પત્તું લખ્યું છે."

રમા, ભગવાનજીને તેના અક્ષરો બતાવે છે. ભગવાનજી તે ભાંગલા તૂટેલા અક્ષરોને ફરી ફરી વાંચી ધન્ય માને છે. ઘડીઆળમાં અગીઆરના ટકોરા વાગ્યા. બન્ને બિછાનામાં પડે છે, રમા નાની બેબીને ધવરાવે છે. બેબી બોલે છે, "બા......પા......બા..." ભગવાનજી Life of Count Tolstoy લઇને બેસે છે. ટાલ્સ્ટોયની રોજનીશીનું એક પાનું વાંચે છે.

'To live like Solomon and Schopen hauer, knowing that life is a stupid joke played upon us, and still go on living, washing oneself, dressing, dining, talking, and even writing books, was to me repulsive and tormenting, but I remained in that position.'

'It had seemed......'

"શું કરો છો ? શું વાંચો છો ? ઉંઘ નથી આવતી? હવે બત્તી ઓલવીને સુઇ જાવને ?" રમાએ પડખું ફેરવતાં કહ્યું.

ભગવાનજી ચોપડીમાં નિશાન મૂકતા સૂતા.

'What I am?' મનમાં બબડયા.

(૫)

પાંચ વાગે ભગવાનજી શાળાએથી પાછા ફરે છે. હાથમાં પુસ્તકોની થેલી લઇને ચાલ્યા આવે છે. રમા તેને સામી લેવા આવી હોય તેમ મકાનના મોટા દરવાજે બેબીને લઇને ઉભી છે.

"એ બાપુજી આવે...શૈલુ!..."

ભગવાનજી દરવાજામાંથી ચૂપચાપ ઘરમાં દાખલ થઇ કોટ ખીંટીએ ટાંગે છે. અને પલંગ પર બેસતાં બોલે છે. "રમા, આજે અનિલને ત્યાં રાતના જઇશું !

તો હું ડાકટર સાથે ફરવા ન જાઉં."

"હા, જાશું. શું અત્યારે કરે! ખીચડી, ભાખરી કે......"

"આજે નથુરામ આગ્રાવાલાને ત્યાંથી ભજીયાં લઈ આવું, ને તું ચા કર, ને ખાઇ લઈએ. શું સાવ રોજ ખીચડી."

તે ઉઘાડે માથે થેલી લઇ ભજીયાં લેવા ગયા. ભજીયાં લઈ આવ્યા. બન્ને ખાવા બેઠાં.

રમા પ્રાઇમસને પંપ મારતાં બોલી. "શું તમારા શિક્ષણ મંદિરમાં કોઇ નવા આચાર્ય આવે છે?"

"હા મંત્રીઓ વિચાર કરે છે, અત્યારે તે તો બોઘા જેવા છે. તને ખબર છે? તે પરણ્યા." ભગવાનજીએ નવીન કહ્યા.

"તેનાં વહુ શું ભણેલાં છે?"

"છઠ્ઠી ગુજરાતી પુરી. પણ બિચારાં મને તો સાવ છોકરાં જેવાં લાગ્યાં. તેણે મને જોઇને મારી લાજ કાઢી! (હસે છે.) એ તો એવું જ છેને? એના ધણીમાં વળી ક્યાં માલ છે? જેવાને તેવું મળ્યું છે."

બન્નેએ ભજીઆં ખાઇને ચાનો એકેક પ્યાલો લીધા પછી બેબીને લઈને ભગવાનજી ઓસરીમાં ટહેલવા લાગ્યા. રમાએ કપડાં બદલ્યાં.

બન્ને અનિલને ત્યાં આવ્યાં સામેથી નાનો સુરેશ બોલ્યો. "બા, ભગુભાઈ આવ્યા, રમા બેનેય છે."

અનિલભાઈ બેંકમાં હિસાબી ખાતાના કારકુન છે. સાહિત્યના શોખીન છે. સહેજ કદરૂપ, લઠ્ઠ એકવડીયું તેનું શરીર છે. કોઇવાર સિગાર પિવાની મોજ માણે છે, ચાના પ્યાલાઓની નવી નવી ડીઝાઇનો તેઓ ઘણી વાર બજારમાંથી લાવે છે, શોખી છે, કલા રસિક છે, સંગીત પ્રિય છે.

"કેમ ભગુભાઇ, આજે તો ઘણા દિવસે?"

"આજે એમ થયું કે જરા અનિલભાઇ પાસે જઇએ; કેમ તબીયત?"

"મજામાં; કેમ રમા બેન બેબીને હવે તો ઠીક છે ને!"

"હા. હવે તો ઠીક છે, સહેજ ઉધરસ આવે છે." રમાબેને ટુંકામાં પતાવ્યું.

અનિલભાઇ નહાવાની ઓરડીમાં જતાં બોલ્યા "પાંચ મિનિટ."

"અચ્છા" ભગવાનજી મિજાજમાં બોલ્યા.

થોડીવારે ચા તૈયાર કરી ટ્રેમાં ટીસેટ ગોઠવી માલતીબેન આવ્યાં, ત્યાં અનિલ પણ ટુવાલ પહેરી ઓરડીમાંથી બહાર આવ્યા. પહેરણ પહેરી સામેની ખુરશીમાં બેસતાં બોલ્યા. "ભગુભાઈ, ગોર્કીનું "મધર" વાંચ્યું?"

"ના, પણ તેનાં વખાણ ખૂબખૂબ સાંભળ્યાં છે. જન્મભૂમિના 'કલમ અને કિતાબ' વિભાગમાં ગઇ કાલેજ એક ફકરો વાંચ્યો, શું અજબ શૈલી? અને વિચાર પ્રવાહ? તમને નથી લાગતું જાણે ગોર્કી વાર્તાનોજ સુત્રધાર હોય અને તેમાં તે પોતેજ રાચતો હોય!"

"Oh, yes. મને ઘણુંજ સુંદર લાગ્યું" અનિલભાઇએ ચાનો કપ ટેબલના ખૂણા પર મુકતાં કહ્યું.

ચાનાં પ્યાલાં ખાલી કરી બાજુએ મૂકાયાં. [illegible] લની તાત્વિક ચર્ચાની ગુંથણીમાં રમાને ગમ નહોતી પડતી. તે બગાસાં ખાતી બેબીને રમાડતી હતી. માલતી બહેન બાજુ પર પડ્યાં પડ્યાં આમ લક્ષ્મીનાં પાનાં ઉકેલતાં હતાં.

"હવે જઇશું? દશ વાગ્યા."

"ચાલો જઇએ." ભગવાનજી સાહેબજી કહેતા આગળ ચાલ્યા.

"આવજો." બન્નેયે કહ્યું ત્રીજાએ પણ કહ્યું રતો

પતિ પત્ની રસ્તામાં ઠંડા પવનની લહેરમાં બાજુના બંગલાની વેલોના ફુલોની સુગંધમાં પ્રફુલ્લ થતાં ઘેર પાછાં વળ્યાં હતાં. નાની બેબી રમાના ખભા ઉપર માથું ટેકવી ઉંઘતી હતી.

[ ૬ ]

'સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં પૂરક છે. જીવન વેલડીનાં બંને ચક્રોનો સુયોગ હોય ત્યાંજ જીવન. જેટલી સામ્યતા તેટલી મધુરતા. મેળ વિનાનાં જીવન જીવવાં તેનુંજ નામ વલખાં. બન્ને સંગીત પ્રિય, સાહિત્ય પ્રિય, કલાપ્રિય, અને ઉચ્ચ આદર્શ પ્રિયજ જી[illegible] જીવી જાણે. બાકી જીવનનું બસુરૂં સંગીત જી[illegible] રોઝખનાજ અંતમાં લાવે. મેળ વિનાની વિણા, તુંબડું તૂટેલ તંબુર......'

એક સુપ્રસિદ્ધ નવલ કથાકાર આવી [illegible] પોતાની એક નવલમાં ચર્ચે છે.

ભગવાનજી વિચારે છે, મારો મેળ? રમા અને [illegible] કેમ છીએ! બસુરાં, અધુરાં, પૂરક નહિ?'

"ડાહી દીકરી, મારી ગંધારી દીકરી છે. હેં! શું! દીકરી શું કોપે છે?"

રમાડતી રમા બેબીને હાથમાં ઘુઘરો આપ[illegible] બોલે છે. થોડીવારે જ્યાં ભગવાનજી પડયા પડયા વિચાર મગ્ન દશામાં પડયા છે ત્યાં આવે છે.

"આ બેબીને લ્યો ને? હું જરા રોટલી કરી નાખું?"

ભગવાનજી બેબીને લઇને ઓસરીમાં ટહેલે છે. એક નિસાસો નાખે છે. ગણગણે છે.

"દુઃખ કે......દુઃખ કે......અબ......દિન"



# શહેરની સફરે



—: લેખક :—

શ્રી. નાગરદાસ અમરજી પંડયા.

બી. એ.

કરશનના દાદાને ઘરે તો ગામની પટેલાઇ તી. પણ એકાદ વખત અમલદારો સાથે કંઇ અવળુ ડવાથી, ગામના લોકોની ઇર્ષાનો ભોગ થઈ પડતાં, ને ઉપરા ઉપર એનાજ કુટુંબ ઉપર દૈવયોગની આપત્તિઓ ઉતરી આવતાં કરશનનો બાપ સાધારણ ખેડૂત થઇ ગયો હતો.

ઉપરા ઉપરી વરસો મોળાં આવતાં ગયાં. વળી ર મરે કે ખાતર પડે તો એનેજ ઘરે એમ બિચારો લેણ કંઇક દેવામાં આવી ગયો. નિર્દય અને દગલ-બાજ વાણીએ એની જમીન હરરાજ કરાવી અને મારા કુટુંબનું ફરજંદ રાઘવ કોઇને ત્યાં સાથી રહીને પેટ ભરવા લાગ્યો. કરશન મોટો થયો ત્યારે એને એજ ખ્યાલ હતો કે આખી દુનિયા બીજાનું કામ કરીને પેટ ભરે છે. એનો બાપ સાથી હતો અને મા છુટક દાડી કરતી. કરશન નાનપણની રમતો રમી રહ્યો એટલે માની સાથે દાડીએ જવા લાગ્યો. કંઇક ખેતીના કામમાં માહિતગાર થતાં એને પણ સાધારણ મશારાએ સાથી રાખનારા મળી ગયા.

બીજાને માટે રળનાર, અને બીજાને માટેજ જીવનાર તરીકેના જીવનનો એણે આરંભ કર્યો. આ જીવનની પણ શ્રેણી છે. સાથી રહેનારા ઉભડીયા કણબીઓને દાડી કરીને જીવન નિર્ગમન કરનારી પત્ની મળી રહે છે. એ પ્રમાણે કરશનને પણ કાશી મળી આવી. આખા દિવસની મ્હેનત પછી જ્યારે એ સ્ત્રીપુરૂષ મળતા ત્યારે એમને સાંસારીક આનંદ જરૂર આવતો. કદી શ્રીમંત પણ ભોગવિલાસ અને તજ્જન્ય રોગથી સપડાયેલાં સુખ-લ દંપતીના કરતાંએ એ આનંદ વધારે સાચો અને નિર્દોષ પણ હોય.

આવી રીતે દુનિયાના ક્રમમાં પોતાને માથે પડેલો ભાર જરાપણ ગ્લાનિ દર્શાવ્યા વિના ઉપાડતા આ યુગલનો એ નિર્દોષ આનંદ પણ જાણે, વિધિને ન ગમતો, હોય એમ એમની વધારે કસોટી થવાનો પ્રસંગ આવ્યો.

એમના પ્રાન્તમાં લગભગ દુકાળ પડયો. ખેતીને ભારે નુકશાન થયું તેથી જમીનદાર ખેડુતો ગભરામણમાં પડયા. એમણે માણસોને રજા આપી અથવા તો એમના પગાર ઉપર કાપ મુકવા માંડયો. કરશન પણ આ સાર્વત્રિક કાપમાં આવ્યો. એનું મન ઉંચું થઇ ગયું.

ગામમાંથી બહુએ કણબીઓ શહેરમાં રળી ખાવા માટે જતા હતા. શહેરમાં ધંધો હાલતાં જડે. અનેક નાનપણના મિત્રો મિલમાં મજુરી કરતા હતા. કોઇ દિવસ જ્યારે કામ પ્રસંગ આવે ત્યારે એમનો વધેલો મોભો જોઇને કરશન અને કાશી બેઉ પોતાની ગરીબાઇને ધિક્કારતા. કરશનને પણ હવે ધંધો ખોળવા શહેર ભણી જવાનું મન થયું. પણ પૈસા ન હતા.

"વીહ પચીહ રૂપિયા તો જોઇએજ" એણે કાશીને એક દિવસ કહ્યું."

" જો તમારો વસારજ હોય તો મારા પસાહ ભારના કડલાં સેઇ મેલી આવો વાણીયાને ઘેર. ઇમાં મુંઝાવું નઇ" કાશીએ માર્ગ કાઢયો.

ઘરવાળીનાં કડલાં એક માત્ર પોતાના માથા મૂડી હતાં. એટલે કરશનનો જીવ ચાલતો ન હતો. પણ બીજો ઉપાય ન હતો. બે દિવસ સુધી તો તે એમનો એમ વિચારમાં બેસી રહ્યો. પણ ત્રીજે દિવસે કાશીના કડલા લઇ નેમચંદને ઘેર ગયો.

રૂપાનો ભાવ તો સારો હતો પણ વાણીએ આડુંઅવળું સમજાવી રૂપિયા સત્તાવીશ માંડ કરશનને પરખાવ્યા. એટલા રોકડથી નાણાંવાળો થયેલો કરશન શહેર તરફ પ્રયાણ કરવાની તૈયારીમાં પડયો. પછી તો બધું ઝડપથી ઉકલી ગયું.

પોતાના જેવા ઘણાએ શહેરમાં જનારા હતા. વળી કાશીને વરસ દિવસની દિકરી ધાવણી હતી. ઘરનો સરસામાન પણ સાથે હતો એટલે સાત ગાઉ દૂર રહેલા સ્ટેશન સુધી એક બળદગાડીમાં વરહુઓ મુંકવાનું ભાડું કરી એ કુટુંબ ઉપડયું.

આટલી ઉમ્મર જ્યાં પસાર થઇ હતી એ ગામડાનું પાધર છોડતાં આજે એ પ્રદેશ, એ ઝાડવાં વધારે વ્હાલાં લાગતાં હતાં. પાછળ રહેતાં દર પગલે દૂર જતા ગામડાના ખોરડાં તરફ વળી નજર કરતાં કાશીનું દિલ ભરાઇ આવતું હતું. એ રંક ભૂમિને છોડતાં ઉંડો નિશ્વાસ નંખાઇ જતો હતો,

❧

"આવી હાડમારી તો કયાંય નથી દીઠી." જેને ભરોંસે કરશન શહેરમાં આવ્યો હતો, અને જે એનાથી છ સાત વર્ષ આગળથી આવીને એક મિલમાં નોકરી કરતો થયો હતો તે હીરાએ કરશનને કહ્યું, "ચારે કોરથી દુકાળના માર્યા લોક હાલી મળ્યા સે, સેરમાં તે નોકરી તો નામે જડતી નથી."

"પણ હીરાભાઇ હવે શું કરવું. જીમ થાય ઇમ. કયાંક તો મને ઠેકાણે પાડ." કરશને કહ્યું.

"એક નોકરીનો આપણા મજુરોનો દલાલ સે.ઇ હાળો બે મહિનાનો પગાર પ્હેલેથી રોકડો માગે. અને માંડ દહબારની નોકરી અપાવે. અને ચેટલો દમ મારે." હીરો બોલ્યો. "ઇમ તો ઇમ પણ હવે હું મુંઝાયો સું. શેર ગામની આવી ખબર હોત તો હું તો આવત જ નઇ. આતો ઘરની ઉઠી વનમાં ગઇ તો વનમાં લાગી આગ એવું થયું. મારા નશીબ આગળ હીંડીને આવ્યાં."

"આઇતો બૈરાંનેએ કંઇ ધંધો ન હુજે. પેલા નહિતો પછી તારી વહુને કયાંય કામે લગાડી દેત. આપડે એ દલાલ પુંજાને મળશું. અને પૂસી જોશું." હીરાએ આશ્વાસન આપ્યું. "હું આવ્યો તેદી તો નોકરી રેઢી મળતીતી."

મજુર દલાલ પૂંજાએ કરશન પાસેથી બે મહિનાના પગારપેટે વીશ રૂપિયા રોકડા લીધા અને આઠ દિવસ પછી કરશનને એક મિલમાં પરચુરણ મજુર તરીકે માસીક દસના પગારથી રાખ્યો. અત્યારે એને ઘરખરચ માટે થોડા પૈસા હીરા પાસેથી ઉછીના લેવા પડયા. કરશન હજી મિલના બીજા કામનો માહિતગાર નહિ એટલે તૈયાર થએલો માલ લઇ જવા લાવવામાં ગાંસડીઓ ફેરવવાના કામમાં એને રાખવામાં આવ્યો.

ગામડાની હવામાં જ પોષક તત્વો હોય છે, એટલે ત્યાં રહેનારા પૌષ્ટિક ખોરાક, ભલે ન ખાય, છતાં શહેરના પૌષ્ટિક પાક ખાનારાઓ કરતાં વધારે સારા બાંધાવાળા હોય છે. વળી ત્યાં આગળ ગીચ વસ્તીને અભાવે, અને શરીરબળના કારણે વ્યાધિઓ પણ ઓછા હોય છે. જ્યારે શહેરમાં ચાલતાં માણસો રોગગ્રસ્ત બની જાય છે, શહેર અને ગામડામાં ફેર છે એમ હવે કરશનને સમજાવા લાગ્યું. મ્હેનત તો ગામડામાં પણ પોતે કરતો હતો. પણ અહીં શહેરમાં એ સાંજ પડતાં થાકીને લોથપોથ થઇ જતો. છતાં જે ભૂખ, અને અનાજનો સ્વાદ એ ગામડામાં અનુભવતો એમાંનું કંઇપણ શહેરમાં ન મળે. છતાં હવે પોતે કામ ઉપર ચડયો હતો. કાશી પણ પરચુરણ કામે જતી અને સાંજપડે એક ઉજળી ચાર આની લઇને ઘેર આવતી એથી એક પ્રકારનો સંતોષ થવા લાગ્યો.

એનાએજ મજુર દલાલને કંઇક વધારે રૂશ્વત આપી કાશીને માટે પણ મિલમાં કામ મેળવી લીધું. પછી તો સ્ત્રીપુરૂષ બેઉ રળવા લાગ્યાં. જેને નાનાં બચ્ચાં હોય તે બધાંએ બચ્ચાંઓને એક ડોશીમા આગળ મૂકી જતાં અને એમને કંઇક આપવાનું ઠરાવતાં સાંજ સુધી નાની છોકરી આ ડોશી પાસે રહે. એટલે એની ચિન્તા કાશીને ન હતી.

શહેરોમાં બાળમંદિરોની સગવડ હોય છે. પણ ઘણીવાર ગરીબોને માટેજ જેની યોજનાનું મૂળ છે તેવી આ સંસ્થાઓ શ્રીમંત લોકોનોજ ઇજારો થઇ પડે છે. ત્યાં બાળકને સ્વચ્છ ધોયેલાં કપડાં, રૂમાલ, બુટ, નાસ્તા માટેના પૈસા બધું જોઇએ; તે માટે ગરીબો પાસે ભાગ્યે જ પૈસા હોય છે. એટલે બાળ મંદિરોની સંસ્થાઓનો લાભ ગરીબને ઓછો જ મળે છે. કાશીની દીકરી પણ બીજા મજુરોના છોકરાં સાથે મીઠી ડોશી પાસે રઝળીને મોટી થવા લાગી.

"આજ તો હાડકે હાડકું દુઃખે છે સાળું" ઘરભણી ફરતા કરશને એક સોબતીને કહ્યું.

"ઇતો શેર ગામનું વૈતરૂં હમજ્યો? ન્હોય ઇ ગામડાની રમત. અઇંતો ઇમ જ થાવાનું. થાક ઉતરી જાય એવું બતાવું એક વાનું. અમે તો ઘણીવાર ડીલ દુઃખે તારે લઇ ઇમ જરી જઇ આવીએ." એ સોબતી બોલ્યો.

"તારે બાઇ મને ઇમ કેતો નથી—હુંય આવું તારી ભેળો. આમ કંઇ મરી જવા નથી અવતાર લીધો." કરશન બોલ્યો.

સોબતી એને એક દૂરની શેરીમાં લઇ ગયો અહીં રસ્તા ઉપર દીવાનો અભાવ લાગતો હતો. અસ્થિર પગલે પાછા ફરતા કેટલાક મજુરોને કરશને જોયા.

"આ બધા આમ ચીમ કરે સે." એણે સોબતીને પૂછ્યું. "જરા વધારે લીધું હશે. હમજ્યો?" પેલે જવાબ આપ્યો.

કરશન એક ઉંડા મકાનમાં ગયો. અંદર અને બ્હાર ભાંગેલ તુટલ બાંકડા પડયા હતા, જેના ઉપર માણસો બેઠા બેઠા ડોલી રહ્યા હતા. એકબેના હાથમાં કાચના ગ્લાસ હતા. તેઓમાંનો એક કરશનના સોબતીને ઓળખી કાઢીને બોલ્યો. "અલ્યા રૂખડ આટલા દી ર્યાં હતો ?"

"હું તો રોજ તને દેખું સું" રૂખડે કહ્યું, "તારે કયાં આંખ ઉપાડીને હીંડવુંસે."

કરશનને અહીં કશીક ખરાબ ગંધ આવવા લાગી પણ રૂખડે એને બેસાર્યો તો ખરો જ. અને આગ્રહ કરીને થોડું હળવું પીણું પાયું. કરશનનો જાણે થાક ઉતરી ગયો હોય એવો અનુભવ થતો હતો. અને કંઇક તો રૂખડની એવી એવી વાતોથી તે થાક લાગ્યાનું ભૂલી જ ગયો. રૂખડ એને એક દિવસ જ માત્ર લાવીને સંતોષ માને તેવો નહોતો. સરખા નશીબવાળા બંને સરખા વ્યસની પણ થવા લાગ્યા.



"મને આજે અહીં કૈંક ખરાબ ગંધાય સે" કરશન એક બાજુ સુનમૂન બેઠો હતો અને કાશીએ કહ્યું.

"શું સે?" કરશને અસ્થિર અવાજે બોલવા માંડયું" રાંડની! તું તો ડાઇ ભારે. ગંધાયસે તારૂં કપાળ, આંઇ ગંધાવાનું શું હોય? ગડબડજ મૂકતી નથી"

"તમારો સ્વભાવ કેમ આમ બદલાઇ ગીયોસે હમણા તો" કાશીએ અજાયબ થતાં કહ્યું. કરશન થોડા દિવસથી ઉદાસ અને પડી ગયેલે મ્હેયે ઘેર મોડો મોડો આવતો હતો અને આવીને એ શુન્યકાર થઇને પડી રહેતો.

"પાસી ડાઇ થાસ—રાંડ કભારજા" કરશને એક જોરદાર થપાટ કાશીના મ્હોંપર ચોડી કાઢી. કદીપણ આવા પ્રસંગો બનતા નહિ તેથી કાશી બિચારી રડી પડી. એકે જણે ખાધું નહિ અને રાત ગળવા આવી હતી તેથી બંને એમનેએમ ભૂખ્યાંજ પડી રહ્યાં. કાશીને હવે બે બાળકો હતાં. મોટી દીકરી ચારેક વર્ષની થઇ હતી અને એક વરસ દિવસનો દિકરો હતો.

બીજે દિવસે કાશીને તપાસ કરતાં ખબર પડી કે કરશન બીજા દારૂડીઆઓ સાથે દરરોજ પીઠે જાય છે. એક દિવસતો પીઠાવાળો ઉઘરાણીએ આવ્યો. પચીશ રૂપિયા માગ્યા કાશીએ પોતાની અંગત કમાણીમાંથી એને પતાવીને પાછો કાઢયો.

એક સાથે જ મળીને આવવાનો આપત્તિઓને સ્વભાવ હોય છે. એ ન્યાયે એક દિવસ સાંજે કરશનભાઇ નોકરી ગુમાવીને ઘેર આવ્યા. બહુ પીધેલ દશામાં એણે કંઈ તોફાન કરી નાંખેલું એટલે એને રજા મળી હતી. આવીને તે કાશી પાસે પોતાના ગેરવર્તન માટે પસ્તાવા લાગ્યો. આજસુધી કાશીના કહેવા પ્રમાણે ન ચાલવા માટે માફી માગવા લાગ્યો. આજે તેણે દારૂ ભણી નજર પણ ન કરવાના શપથ લીધા. પણ હવે તો નોકરી ફરીથી શી રીતે મળે?

કાશી પાસેની માયામૂડી પીઠાવાળો લઇ ગયો હતો. દલાલ હવે તો નિયમ કરતાં બમણા પૈસા માગતો હતો કારણ કરશન છાકટા તરીકે પંકાઇ ગયેલો એને નોકરી કોણ રાખે!

નિરાશ થઇને કરશન ઘેર બેઠો. છતાં કાશી એને હિંમત આપતી. પોતે દાડી કરીને કુટુંબનું જ્યાં ત્યાં નિભાવવા લાગી.

પણ એવામાં ઋતુની અસરથી અને વધારે પડતા શ્રમથી કાશીને તાવ આવવા લાગ્યો. કરશન વેદને તેડી લાવ્યો. દવાઓ પણ કરી પણ તાવ ઉતરે નહિ. કંગાલીયત એમની સામે હવે ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપે ધુંરકવા લાગી. તાવથી હમહમતી કાશી પથારીમાં તડફડતી હોય, બાળકો ખાવા માટે પોકાર કરતા હોય, પોતાના પેટમાં ભૂખનો અગ્નિ નિર્દયતાથી ધીકતો હોય, એ બધું કરશનને હતાશ બનાવવા લાગ્યું.

"આ બધું મારા પાપનું ફળ સે" આંખમાં આંસુ લાવતો કરશન બોલ્યો.

"તમે નકામા ગભરાશો નહિ. મને કાલ મટી જશે. બે દિવસ સૌને સારા માઠા હોય." કાશી પથારીમાંથી પતિને આશ્વાસન આપતી."

"પણ આ સોકરા ખાવા હારૂં શકું દેસે ઇતું?" કરશને કહ્યું:

"ઘતો ઘડીક રાકું દે ભલેને. ઈમને ઓલી ખારી રાબ મારા હારૂં કરીસે ઇ પાઓને?" કાશીએ કહ્યું.

"હું તારા માટે દવાખાનેથી દવા તો લઇ આવું" કહી કરશન એમની ઓરડીનું બારણું બ્હારથી વાશી બજારમાં ગયો. એની આંખો આગળ આજે અંધારાં આવતાં હતાં.



હું હમણાંજ સાતસોની નોટો લઇ આવું છું ને કેમ આપ પાંચસો કહો છો?" પુલચંદ મોતીચંદ એન્ડ કું. ની દુકાને ઉભેલા ન્યાલચંદ શેઠે પેઢીના મુનિમને કહ્યું.

"પણ હજી આપ ગણી જુઓને આ થોકડી રહી" મુનિમે નોટની થોકડી ન્યાલચંદને આપી. એટલામાં પાછળ એમની નજર ખેંચાઇ. એક પોલિસ કોન્સ્ટેબલ કોઇ ગામડીઆને પકડીને ઉભો હતો. એની સાથે એક પોલિસ હતી તેણે ગામડીયાને કહ્યું. "સાલા બદમાશ! શું લીધું નીચેથી, બતાવ જલ્દી."

"ભઇશાબ કંઈ નથી. મારશોમાં માબાપ!" ગામડીઓ દીનતાથી કરગરતો હતો.

"હમણાંજ નીચા વળીને તેં કાગળીઆ લીધા. મેં નજરો નજર જોયા." કોન્સ્ટેબલે જોરથી કહ્યું. એની આંખોમાંથી અંગાર વરસતા હતા. "શેઠ તમારા કાગળો પડી ગયા છે?" એણે ન્યાલચંદ ભણી કહ્યું

"મારી નોટો ન હોય?" ન્યાલચંદ બોલ્યા. તેઓ અને પેઢીનો મુનિમ એમની પાસે આવ્યા.

"માલ કાઢી નાખ એ–જે લીધું હોય તે, નહિ તો અહિંજ પુરો કરી નાખું છું" કોન્સ્ટેબલે ગામડીઆ ઉપર દમ છાંટયો. તરતજ એમનો હાથ ગામડીયાના ગજવા ઉપર ગયો અને ત્યાંથી એમણે નોટોનો ડુચો ખેંચી કાઢયો.

"જુઓ શેઠ આ તમારી છે?" એમણે શેઠને સવાલ કર્યો અને નોટની થોકડી ન્યાલચંદ સામે ધરી, ન્યાલચંદ શેઠ બહુ ગ્લાની પામ્યા. પોતાનીજ થોકડીમાંથી સરી પડેલી એ નોટો હતી. પડી જતાંજ એને ઉચકી લેવામાં આવી હતી. શેઠને થયું કે પોતે અજાણતા એક માણસને જાહેર ગુન્હો કરવાનું કારણ આપ્યું હતું.

"મેં દૂરથીજ જોયું કે સાલો કાંઇક ઉપાડે છે. સારૂં થયું કે હું વખતસર આવી ગયો. દેખાય છે કેવો ભોળો ભટાક સેતાનની ઓલાદ ગાલાઓ" કોન્સ્ટેબલ સાહેબના મ્હોંમાંથી સરસ્વતી પોતાના નિર્દય સ્વરૂપમાં બ્હાર આવવા લાગી.

"ઇસ્માઇલ લઇ જાઓ સાલાને ચોકી ઉપર. શેઠ તમારે ફરિયાદ કરવી પડશે. નોટો પછી આ. મળશે." હાથ કરેલી નોટો પોતાના ખિસ્સામાં મૂકતાં સાહેબે કહ્યું અને સાથેના પોલીસને હુકમ આપ્યો.

"હવે જવાદોને સાહેબ બિચારાને" ન્યાલચંદ શેઠે વાણીયાનું ડહાપણ બતાવવા માંડયું" ખરૂં જોતાં ગુન્હો તો થયો નથી મારૂં કંઇ ગયું નથી. બિચારો ગરીબ માણસ લાગે છે.

"શેઠ તમારી ગા સુ, ભાઇશાબ મને જવાદોને! ઘેર બૈરી માંદીસે ને સોકરાં ભૂખ્યાં બેઠાંસે." ગામડીઓ શેઠની ભણી દયામણું મ્હોં કરી કરગરવા લાગ્યો.

"બસ ચૂપ રહો. સાલા બદમાશ. તારા ઘરની ભૂખ શું તારે બીજાને દેવી છે! તારા જેવાનાં બૈરી છોકરાં દોજખમાં ભલે જાય? ઇસ્માઇલ લઈ જાઓ સાલાને" કોન્સ્ટેબલ બોલ્યા "જમાદાર," પેઢીના મુનિમે કહ્યું "ન્યાલચંદ શેઠને વધો નથી પછી તમને બિચારાને જવા દેવામાં શું હરકત છે? ચોરી કંઇ કરી તો નથીજ, છોડી દોને બિચારાને."

"છોડી કેમ દેવાય? એના ઉપર તો કામ ચાલશે આ તે સરકારી રાજ્ય છે કે રમત છે? અત્યારે જવાદો કહો છો અને પછી તમારેજ પોલિસખાતા વિરૂદ્ધ છાપાં છાપવાં છે. તમારા શેઠીયા લોકોથી તો તોબાહ!"

જમાદાર ગામડીયાને લઇ જવા લાગ્યા. ન્યાલચંદ શેઠને બિચારાની ઉપર દયા આવી એટલે એમણે એના બૈરી છોકરાંનું ઠેકાણું નોંધી લીધું.



રાત પડી પણ કરશન ઘેર ન આવ્યો. કાશીને ભય લાગવા માંડયો કે રખેને નિરાશ થયેલો પતિ પોતાના શરીરને ઇજા કરી બેસે એટલે એ મુંઝાવા લાગી. બાળકો તો ભૂખ્યાં હતાં છતાં પણ રાત પડતાં ઉંઘી ગયાં.

થોડોક વખત ચિંતામાં પસાર થયો એટલામાં કોઇ એમને પૂછતું આવેલું કાશીએ સાંભળ્યું. ઘણીજ નબળાઇ છતાં ઉભાં થઇ એણે બારણા આગળ આવીને પૂછનારને બોલાવ્યું. એ એક અજાણ્યો વેપારી હતો.

કાશીએ માંડ માંડ દીવો સળગાવ્યો એટલે તે અંદર આવ્યો. બેહાલ સ્થિતિ જોતાં એનું મૃદુ અંતઃકરણ ઘડીક તો દ્રવી ગયું. એ બોલ્યો.

"બ્હેન હું સારા સમાચાર દેવા નથી આવ્યો. ણ તમને મદદ તો જરૂર કરીશ."

પછી એણે કરસન કેવી રીતે પોલીસના હાથમાં પકડાયો હતો એ બધી વિગત કહી. ગરીબાઈએ તેની પાસે ચોરી પણ કરાવી એ વિચારે કાશીનું હૃદય ચિરાઈ જતું હતું. કહેવાની જરૂર નથી કે પેલી નોટો ઉપાડનાર ગામડીયો કરશન પોતેજ હતો. અને કાશીને સાંત્વન આપવા આવનાર ન્યાલચંદ શેઠજ હતા. શેઠ કાશીને માટે દવા લઈ આવ્યા, અને એનાં બાળકો માટે ખાવાનું પણ લઈ આવ્યા ભૂખ્યાં ઉંઘી ગયેલાં બાળકોને મીઠાઈનાં સ્વપ્નાં આવતાં હતાં તે ન્યાલચંદ શેઠે એ વખતે એમને જગાડીને ખરાં પાડ્યાં. બાળકો પોતાને મિઠાઈ ખવડાવનાર શેઠ ઉપર કૃતજ્ઞતાભરી દ્રષ્ટિથી તાકી રહેતા હતાં. શેઠને આ દ્રશ્ય જોઈને બહુજ લાગી આવતું હતું. ભવિષ્યને માટે નહિ ગભરાવાનું વચન આપી ન્યાલચંદ શેઠ ગયા. કરશન પકડાયો, અને ન્યાલચંદ શેઠની પોતાને મદદ મળવી એ પ્રસંગ એવી રીતે એક બીજા સાથે જોડાયલા હતા કે એથી દિલગીર થવું કે ખુશી થવું એ કાશીને સુઝે તેમ ન હતું.

દુઃખની જ્યારે અવધી આવે છે ત્યારે કુદરત ઘણી વાર દુઃખની વ્હારે આવે છે. અહીં બીજા દિવસથી કાશીનો તાવ ઉતરી ગયો. કાશીએ પોતેજ ન્યાલચંદ શેઠને શોધી કાઢ્યા, અને એમના ઉપકારનો, જેનું કોઈપણ એલી ન હતું તેને બેલડીએ વગાડવાનો બદલો વાળવા માટે એમને ચરણે પોતાના પ્રાણ પાથરવા લાગી.

કરશન ઉપર જાહેર રસ્તા ઉપર ચોરી કરવાના ગુન્હા બદલ કામ ચાલ્યું! ન્યાલચંદ શેઠે પોતે ફરિયાદી નહિ થવાનું કહ્યા છતાં એના ગુન્હા તરફ બને તેટલી દયાળુ દ્રષ્ટિથી નિહાળવાનું નામદાર કોર્ટને કહ્યું તો પણ, એક સાધારણ વકીલને એના પક્ષમાં ઉભો રાખવા છતાં એને છ માસની સખત મજુરી સાથે જેલની સજા થઈ. સજા સાંભળવા ટાણે કાશી હૈયાફાટ રોઈ પડી. ન્યાલચંદ શેઠ એને બહુજ ધીરજ આપી કોર્ટ-માંથી ઘેર લઈ ગયા. ગામડુ છોડીને શહેરમાં આવવાની શિક્ષા કરશન અને કાશીને પુરી થઈ.



કરસનની ઉંઘ એકાએક ઉડી ગઈ. એ કાળીચીસ નાખી ઉઠયો. એની હથેળીએ અણીઆળા દાંતેનુ સખત બચકું ભરવામાં આવ્યું હતું.

"વોય વોય" એના મ્હોંમાથી અવાજ નીકળી ગયો. આજુબાજુ કેદખાનામાં ઘોર અંધારું હતું એટલે કશું દેખાતું નહતું પણ એક અવાજ સંભળાયો

"ભલા માણસ, તને કાલેતરો નથી કરડયો તે બૂમ પાડછ. આટલો ઢીલો માણસ તું એસે રૂપિયાની નોટો ઉપાડવાની હિંમત શી રીતે કરી શકયો?"

કરશન સમજયો કે પોતાને કંઈ કરડયું તો નથી. જે ઓરડીમાં એને જેલમાં ગોંધવામાં આવ્યો હતો ત્યાં એને એક ટીખળી સોબતી મળ્યો હતો. એના જીવને જરા પણ જપ નહિ. એનું નામ ભાણિયો. એ તો કહે તો હતો કે જેટલાં મોટાં ગામ છે એટલાં એને નામ છે, દરેક મોટા શહેરમાં એ જુદા નામથી ઓળખાય છે. હિન્દુસ્તાનનું કોઈ શહેર એટલું કમનસીબ નહિ હોય કે જેને ભાણિયાની મુલાકાતનો લાભ નહિ મળ્યો હોય. કરશને જોયું હતું કે જેલમાં પોતે પડયો પણ ભાણિયાની સાથે સુખી હતો. વોર્ડર પણ ભાણિયા પાસે નરમ ઘેંસ જેવા થઈ જતા. બધાની ઠેકડી કરીને એમના દેખતાજ ખડખડાટ હસે છતાં કોઈ એને સતાવે નહિ. જેલમાં એ મહેલ કરતાં પણ વધારે મોજ કરતો.

"અલ્યા ભાઈ મને ઉંઘ ન આવે અને તું નસકોરાં ઠરડે એ મારાથી સહન થાય ખરૂં કે! એટલે મને દાઝ ચડી તારા પગ અને હાથે બચકું લીધું: ભલા માણસ ઘડી વાત તો કર" ભાણિઓ ખડખડાટ હસ્યો. એનું અટ્ટહાસ્ય એ સ્થળની બીપણતામાં વધારો કરતું હતું.

"સુવાદેને ભઈલા" કરશને વિનવણી કરી.

"નારે સુવાદે એના બાપના સોગન. અને મેલડીમાતા ભરખે પણ અલ્યા કરશનીયા હું તને એક બે દિમાં તારી બાયડી ભેગો કરી દઉં તો શું દે."

આ વાતમાં કરશનને બહુ રસ પડયો. તે બેઠો થયો. અંધારમાં પણ તે હવે ભાણિયાને જોઈ શકતો હતો. કરશન બોલ્યો "મારી પાહેં શું હોય તે તને દઉં? હું અને મારા બાયડી છોકરાં તને પરમેશ્વર ગણશું"

"જો પાછો ભગતડો. મારી પાહે પરમેશરની વાત નથી કરવાની હું પરમેશર કેવો. પરમેશરને તો બધા વટાવી ખાય છે. મને વટાવવા આવે એને ભાયડો કહું,

જો હવે હાંભળ મારે અને તારે કાલે રાતે અહીંથી નીકળી જવાનું છે સમજ્યો ! મને અહીંની એક બેન્ક તોડવાના ગુન્હા બદલ પૂરવામાં આવ્યો છે. પણ એ કામમાં હું એકલો નહોતો. મારો જોડીદાર એક કરોડપતિનો પોયરો હતો. હજી એ છૂટો છે. મેં અહીં બેઠા એના બાપને ધમકી દીધી છે કે જો મને નાસી જવાની સગવડ નહિ મળે તો એ ભાઇશ્રીને હું મારી પાસે ઘસડીશ. સાબિતિ મારી પાસે પુરી છે. આજે બપોરે મને ખબર મળી ગયા છે કે આવતી કાલે રાતના એક વાગ્યા પછી મને અહીંથી છાનામાના નાસી જવાની સગવડ મળશે. કાલે આપણી ઓરડીનું તાળું પુરૂં નહિ વસાય. પછી પશ્ચિમ તરફથી દિવાલ ઉપર બે દોરડા પેલીમેરથી ફેંકવામાં આવશે. એ દોરડે લટકી મારે બ્હાર કુદી પડવાનું. એ તરફતો ખાલી જંગલ છે ત્યાંથી હું ચાલ્યો જઇ શકું. બોલ તારે આવવું છે. કરશન આશ્ચર્યથી બધી વાત સાંભળી રહ્યો. છેવટે બોલ્યો "ભાઇ તું માર કે જીવાડ પણ અહીં તો તારા ગયા પછી હું નહિજ રહી શકું. આ તો જીવતાં નરક"

"અરે દોસ્ત અહીં વળી નરક કેવું. બ્હાર મારે થોડું કામ છે એટલે જ હું જવા માગું છું. બાકી આપણને તો જ્યાં મૂકે ત્યાં મઝા ઉભી કરતાં આવડે છે. અને વળી એક પંથ દો કાજ. તારા જેવા નિખાલસ માણસને અહીંથી ઘર ભેળા કરાશે. હું કદી એકલો જતોજ નથી. એકાદ બેને સાથે લઇને આવું અને જાઉં પણ એમજ. પહેલો તને બ્હાર કાઢીશ પછી હું નીકળીશ. પણ બ્હાર કુદી પડતાં હિંમત હારતો નહિ. એ તરફ તો રેતીના ઢગલા છે એટલે વાંધો નથી."



એની એજ ઓરડીમાં કાશી બાળકોને સુવાડીને એમના કપડા સાંધવા મોડી રાત સુધી બેઠી હતી. એકાએક બ્હારથી કોઇનાં પગલાં વાગ્યાં. કરશન કણબીની ઓરડી પૂછતા બે બાવાઓ આવી ચડ્યા. કાશી ઓરડી ઉઘાડી આશ્ચર્યથી એમની સામે તાકી રહી.

"ક્યોં કાશી મૈયા કરશન પટેલ કિધર હૈં હમ ઉસકે ગાંવસે આ રહે" બોલતો આગળનો બાવો ઓરડીમાં ઘુસ્યો. બીજો પણ એની પાછળ જ આવ્યો. કાશી ગભરાતી હતી પણ બીજા બાવાએ પોતાની કફની દૂર ફેંકી દીધી એટલે તુરત કાશીએ એને ઓળખી કાઢ્યો.

"બોલના મત" પેલે બાવે એને નાક ઉપર આંગળી મૂકીને ચેતવણી આપી. બીજો બાવો કરશન પ્હેલો ભાણિયો હતો.

કાશી તો હર્ષ ઘેલી જ બની ગઇ. પછી બધી બાબતના ખુલાસા કરવા માટે ઘણો વખત હતો. પાડોશીઓએ જાણ્યું કે કરશનના ગામના બે સાધુ મહારાજો એની ખબર મળતાં આવી ચડ્યા છે. કાશીના એક સારા માલદાર મામાની વહુ ગુજરી ગયાનો પત્ર આવ્યો હતો. મામી એક ધાવણો છોકરો મૂકીને મરી ગઇ હતી એટલે એ બાળકને ઉછેરવાને મામો કાશીને તેડાવ્યા કરતો હતો.

પોતાના ઉપર ઉપકાર કરનાર ન્યાલચંદ શેઠની રજા લઇ કાશી પાછી ગામડા તરફ વળી. પેલા બે સાધુ મહારાજો પણ ભેગા થઇ ગયા—જેટલી ગ્લાની કાશીને પોતાનું ગામડું છોડીને શહેરમાં આવતાં થઇ હતી તેથી બમણો આનંદ દુઃખના ધામરૂપ થયેલા શહેરને છોડતાં કાશીને થયો.

આગળ જતાં એક જંકશને ગાડી બદલવાની હતી ત્યાં આગળ સાધુ તો બદલાઇને કરશન બની ગયો. અને બીજા સાધુ મહારાજ ત્યાં આગળથી જુદા પડી ગયા. કાળના મોઢામાંથી કરશનને મૂકાવનાર એ મહારાજ બાપુને કાશીએ કોઇવાર પોતાને ગામ આવવાને બહુ બહુ આગ્રહ કર્યો.

"કેઇ દફે ચલે આયેંગે. ફીકર મત કરના. ઔર લડકે લોકકું સમાલના" મહારાજજી કાશીના છોકરાંને ખેલાવતાં બોલ્યા.



કાશી અને કરશને મામાનું ઘડપણ બરાબર સાચવ્યું. એમની જમીન અને એમનો બાળક બંને કાશીની દેખરેખ નીચે દિન પર દિન વધારે સુખી અને આનંદી દેખાતાં હતાં. મામાએ પણ કાશીને સગી દીકરી મારફક રાખી. અને કરશન અહીં જમીનદારની જીંદગી ગાળવા લાગ્યો. હજી જ્યારે શહેરની એ કારમી સફળ એને યાદ આવતી ત્યારે આખાય અંગમાં કમ્પારી છૂટતી.

એક રાવણ હથ્થો લઇને કોઇ નાથબાવાની છોકરી ખેતરને શેઢે ધીમું ગાઇ રહી છે. આગળ કાશી અને એના બે બાળકો રમે છે. જરા દૂર કરશન એક ખાટલા

પર બેઠા બેઠા પંખીઓના કિલકિલાટમાં મળી જતો કુવામાંથી પાણી ખેંચતા કોસનો કીચુંડાટ સાંભળી રહ્યો છે. એ છોકરીનું ગાયન કાશીને બહુ રસીક લાગ્યું એ ગાતી હતી:-

એટલે માડીના જાયા
શેરની સફરે તે કદી જઈશ માં
મિલનાં ભુંગળ ત્યાં લોંબાં વાગશે
જાગશે ત્યાં તો કાળજામાં ફફડાટરે
માડીના જાયા શેરની સફરે.... ....

ભુખ્યાં પેટે તે કામે લાગવું
દેહ તારી આ લોઢાંથી દળાય રે
નણદીના વીરા શેરની સફરે.... ....

ખરે બપોરે ખાવા ટુકડા,
પેટમાં ખાડો, સ્વાદ નથી એમાંયરે
માડીના જાયા શેરની સફરે.... ...

તુટી મરવાનું તારે મ્હેનતે
લાભ બધોયે મીલવાળાને જાય રે
માડીના જાયા શેરની સફરે.... ...
તારાં છોરૂ જાણે દુકાળીયાં,
મીલવાળાના મ્હોલમાં મોજું થાય રે
નણદીના વીરા શેરની સફરે........

તરસ્યા લોહીના તારા ત્યાં હશે
એક દલાલ ને બીજો કુડો કલાલ રે
માડીના જાયા શેરની સફરે.... ...
શીદને ઉજાડી રૂડાં ગામડાં,
શેરમાં જઈને થાવું ગમે પાયમાલરે
નણદીના વીરા શેરની સફરે.... ....

એકાએક કરશન પટેલ ખાટલા ઉપરથી ઉભા થયા. દૂર એક ભગવાંધારી મહારાજજી આવતા દેખાતા હતા.

"બાપુ પધારતા લાગેસે." કાશી બોલી ઉઠી. છોકરાંને તેડીને તે મહારાજની સામી જવા લાગી.

મહારાજજી વધારે પાસે આવીને બોલ્યા. કયોં લડકે લોક સબ અચ્છે હે !"

"હા બાપુ આપની દયાથી" પાસે આવેલા કરશન પટેલે કહ્યું.

આ મહારાજજી વારંવાર પટેલની સેવાનો લાભ લેવા અને પોતાના આશિર્વાદ અને અનેક ભેટોનો લાભ એમને આપવા પટેલને ત્યાં આવતા.

"બાપુ મને પેલી પુતળી આપશો" પટેલનો છોકરો મહારાજજીની ઝોળીને વળગતો કહેતો હતો.

---




# પ્રક્ષુબ્ધ જીવન

( વસંતતિલકા )

શું જન્મીને જીવન વ્યર્થજ સૌ ગુમાવ્યું ?
વર્ષો વિત્યાં વિતી ગયું રજનીશ આયુ;
બાલ્યા વિષે રમી ભમી પિતુ માત પાસે,
આનંદ દાખી હૃદયે હરનીશ વાંસે :

યુવા થઇ ભણી ગણી ભણી બાજરીને,
પત્ની મળી સુશીલ ભૂલી તું બા—જરીને;
આનંદ પૂર મહીં નૂર ગુમાવી શૂર,
ધિક્ ત્વંચ વંચ ગણી, તેં જનની અશ્રૂર :

ખાધું પીધું શરીર જો અલમસ્ત કીધું,
સ્વાર્થી બની જગતમાં વિષપાન પીધું;
સદ્‌વાકયને સુશીલતા જગમાં જણાવી,
ઢોંગી બની અલખ ધૂન મુખે જગાવી :

સારાં સુગંધમય અત્તર તેલ નાંખી,
હા ! હા ! સંમારી અતિ સુંદર કેશ રાખી;
પોશાક શાખ વણ પ્હેરી બજાર જાતો,
આનંદ પામી મનમાં, નહિ તું લજાતો :

સૂવા પલંગ અવલંબન નારી સંગે,
હા ! હા ! હૃદે ધરી જરી નરી તેં પ્રસંગે;
એ રીત મોજ કરી હોજ ખલાસ કીધો,
ને અંતિમે ? નહિ નહિ, પ્રભુ સ્રોત પીધો :

શું યાદ છે ? જનનીના ઉદરે રહીને,
કાઢ્યાં કઠીણ નવ માસ ઉંધો પડીને;
તીખાશ ને કટુ મધુ ઉદરે ગ્રહીને,
આરોગતી હરનીશે દુઃખ તો સહીને :

ભૂલી ગયો જગતમાં જનમી અભાગી,
હા ! વિશ્વના અખિલ બ્રહ્મ અનંત ત્યાગી;
માગી ક્ષમા કરગરી પ્રભુ પાસ જ્યારે,
છૂટ્યો અરે વિષમ ગંધ ગુહાથી ત્યારે :

એ દિન વર્ષ અતિ હર્ષ મહીં વિતાવ્યાં,
હાવે બન્યો જરઠ જો તદપિ ન ફાવ્યા;
ઊંડી છુટી નજર ને જર મધ્ય પેઠી,
આવે કદી દુઃખ ભયંકર શીર વેઠી :

વૃદ્ધત્વ પામી જગમાં જગ ના પિછાણ્યો,
જંજીર જીવન છવી જગમાં જણાયો;
ત્યારે કહો કયી રીતે પરિગ્રહ નાણો;
જ્યાં દુઃખ દર્દ અતિ જર્દ મહીં ફસાણો :

—વિષ્ણુપ્રસાદ ચુંનીલાલ જાની.



# પડકાર પરંપરા

પડકાર કરનારઃ--
શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ. એલએલ બી., ઍડ્વોકેટ

" प्रकृतिं यान्ति भूतानि। "

"પડકાર" માસિકના તંત્રી શ્રી. ભાઇ મણિલાલ વાડીલાલ શાહની ઇચ્છા છે કે " એક પ્રતિષ્ઠિત અને સિદ્ધહસ્ત સાક્ષર " તરીકે મ્હારે દરેક અંકમાં માસે માસે " કૈંક વાનગી " બાર માસ સુધી તો આપવી જ.

અમ્હારો પરિચય, પ્રારંભ, પ્રસંગ બન્યો તે ચાંદોદ–માંડવે કુમાર શ્રી. મોતીસિંહજીના "મહીડા–મન્દિર" માં કવિશ્રી ન્હાનાલાલ દલપતરામ કવિના મંગલ "મણિ-મહોત્સવ" સમયે. પરિણામે "પડકાર" ના પ્રથમાંકમાં મ્હેં મ્હારૂં એક પુરાણું પદ "પ્રભુને પડકાર" નું પ્રકટ કર્યું, અને તે ઉપરાંત કવિ ન્હાનાલાલે ગુજરાતી કવિતા પરત્વે જગતને કરેલા પડકારનો પડઘો પાડ્યો. હવે આ **દ્વિતીય અંકમાં મ્હારી પોતાની જાતને જ પડકાર** કરૂં છું, અને તૃતીયાંકમાં તંત્રી શ્રી. મણિલાલ શાહનો પોતાનો જ વારો આવશે. "જાત પહેલી ને જગત્ પછી"–જેમ સારી સારી " સ્તુતિ " કરવામાં તેમ "પડકાર" પરત્વે પણ. ત્યારે **પ્રથમ તો પોતાનેજ "પડકાર"**

અને "પોતે" એટલે ! કેટલાક ભાઇઓનો એક આરોપ છે મ્હારે માથે કે હું "આત્મપ્રશંસા" બહુ કરૂં છું. જો એ વાત સાચી હોય તો તે અતિશય અયોગ્ય કહેવાય-અક્ષંતવ્ય અપરાધ કહેવાય. તરત પ્રથમ જ "પડકાર" ઘટે. પોતાને કે "અરયા ચન્દ્રશંકર. સજ્જનને ન શોભે કદાપિ એવું પરમ પાપ 'આત્મશ્લાઘા' નું કેમ કરે છે?"

આ બેશક, " બચાવનામું " નથી; આ "પડકાર"ના "પ્રતિકાર"નો પ્રદેશ નથી. અને છતાં "સાક્ષર શ્રી ચંદ્રશંકર પંડ્યા"ને પોતાનો કૈંક ખુલાસો કરવો હોય તો પ્રથમ કરવા દઇશું, અને પછીથી જે "પડકાર" કરવો છે તે કરીશું કે,

"ખબરદાર, હવેથી જો 'સત્ય'ને કે 'સ્નેહ'ને નામે ન કરવાનું કાંઈ પણ કર્યું છે તો–પછી તો "પડકાર" હીસાબ લઇ નાખશે. તમ્હારો, પછી તમ્હેં તે ગમે તે હો."

"સાક્ષર શ્રી" ઉવાચ:

"હે મહાગુજરાત, સાંભળ, સદ્ભાવથી, સહૃદયતાથી. કવિશ્રી ન્હાનાલાલના દ્વિતીય "મણિમહોત્સવ" પ્રસંગે હું સોનગઢ ગુરૂકુલમાં વેદ વાચસ્પતિ શ્રી. ચન્દ્રકાન્તજીના મમતામય આગ્રહભર્યાં આમંત્રણથી ગયો હતો. ત્યાં તે નિમિત્તે ભાવનગરથી મ્હારા વિદ્વાન જામાતા પ્રો. રમણલાલ યાજ્ઞિક-શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના ન્હાનાભાઇ, આવ્યા હતા, અને ત્હેમની સાથે હતા સામળદાસ કોલેજના ગુજરાતીના વિદ્વાન અધ્યાપક પ્રો. જોષી. વસ્તુતઃ પ્રો. જોષીનો પ્રત્યક્ષ પરિચય તો આ પ્રથમ જ હતો. કમીમાં કમી આવો અને આટલો ગાઢ તો. એઓ સારા

## પ્રિયતમા !

જેમ સમુદ્ર પૂર્ણ ચન્દ્રને, કમલિની સૂર્યને, પતંગ દિપકને, ચકોર ચંદ્રને, છાયા શરીરને, મેઘ દામિનીને, ધની ઐશ્વર્યને, રમણી આભૂષણને, યુવતી સૌંદર્યને. બુભુક્ષિત ભોજનને, કર્મવીર કર્તવ્યને, સૈનિક વિજયને, રાજા પ્રજાને, રજની શશીને, પ્રતિભા કવિને. ભ્રમર પંકજને, સર્પ મણિને, માછલી પાણીને, મદન વસંતને, લતા વૃક્ષને, દુઃખી મૃત્યુને, મનુષ્ય પ્રાણને, સુખી જીવનને, ભક્ત ઇષ્ટ દેવને, મિરાં ગિરધરને, તુળસી રામને, સૂર ગોપાલને, ઇશ્વર ભકતને, સતી સતીત્વને ઉલૂક રજનીને, મોર ઘનને, ચાતક વર્ષાને, પ્રિયતમ પ્રિયતમાને, માનિ માનને, દેશ અભિમાનને, મનુષ્ય મોહને, સેવક સ્વામિને, વિરક્ત વૈરાગ્યને પ્રેમ કરે છે ! તેમજ, અથવા એનાથીય વધારે હું તને પ્રેમ કરૂં છું.

મ્હારો પ્રેમ પૃથ્વીથી અધિક સહનશીલ, સાગરથીય વધારે ગંભીર, પર્વતથીય વધારે અવિચલ, આકાશથી પણ અનન્ત, ચંદ્રમાથી વધારે શીતલ, વિષ્ણુથી અધિક ક્ષમાશીલ, સતીથીય વધારે પવિત્ર, પાષાણથી અત્યધિક કઠોર, પુષ્પથી અત્યધિક કોમળ, કુંદથી અધિક શુભ્ર, ગંગા–જળથી વધારે પવિત્ર, ઇશ્વર હૃદયથી અધિક મહત્, વિયોગી સકૃશકાતર, વિરહિણીથી અધિક અધીર, મણી-નેત્રથી વધારે ચપલ, સુધાથી વધારે મધુર, યોગીથીય વધારે ધીર, નવવધુના મુખારવિન્દથીય વધારે દર્શનીય, ભગવાન ભાસ્કરથીય વધારે તેજસ્વી અને રત્નથીય વધારે પ્રકાશવાન છે.

પ્રિયતમા ! હજુ પણ વિશ્વાસ નથી કે ?

* ર

* સૂચિત્ર

અભ્યાસી છે. એટલું જ નહિ, પરન્તુ માનસિક સંપત્તિ ઉપરાંત જે સંપત્તિ આ યુગમાં વીરલ છે તે "આધ્યાત્મિક સંપત્તિ" પ્રતિ ત્હેમનું લક્ષ આકર્ષિત છે. એ અમ્હારા ઉભય વચ્ચે મ્હોટામાં મ્હોટી સુવર્ણશૃંખલા (Golden link) પ્રથમ તો ભાઈશ્રી રમણલાલ યાજ્ઞિકના સહચારને શોભે તેમ ત્હેમણે " પડકારો " ના તોપગોળાનો જબરદસ્ત મારો મ્હારા ઉપર ચલાવ્યો– " આધ્યાત્મિક " જીવન રંગમાં ભંગ કરે એવી દુનિયાદારીથી. એપિક્ટેટસ નામના ગ્રીક ફિલસૂફની સલાહ સાંભરીઃ જો કોઈ પણ હિતબુદ્ધિથી ત્હને સલાહ દેવાનું સાહસ કરે, પણ તે સલાહ ભ્રમજન્ય હોઈને અપાત્ર હોય તો ત્હેની હિતબુદ્ધિના શુદ્ધ હેતુ માટે ત્હેનો આભાર માનજે, અને ત્હેના નિરાધાર આરોપ બાબત બેદરકારીથી મૌન સેવજે, કારણ કે એ " કોઈક બીજા જ માટે " બોલે છે–ત્હારે માટે નહિ. " કેવું સાચું મર્મદર્શન ! કેટલું બધું હાસ્યરસિક (Humourous) ! કેવી અન્તરવેધક દૃષ્ટિ (What a penetrating insight) ! મ્હેં તેમ કર્યું. પણ ભૂગભોગો, અને આધ્યાત્મિકતાના ઘમંડવાળા ભ્રમભોગો ઓછા જ એમ સૂક્ષ્મ સૂચન સ્વીકારી શકે છે ? પૂર્વગ્રહોથી એમની ગ્રહણશક્તિ બહેર મારી ગઈ હોય છે. એમણે બીજો પ્રશ્ન કર્યો–દિકસૂચક: " ચન્દ્રશંકરભાઈ, "આત્મપરીક્ષા" કરતાં શીખશો તો "આત્મપ્રશંસા"નો અપરાધ આપોઆપ અદૃશ્ય થઈ જશે. પ્રથમ તો આત્મપ્રશંસાની કેવળ કપોલકલ્પિત કલ્પના–ભ્રાન્તિ, અને તદાધારે શિક્ષાદાન કે " આત્મપરીક્ષા કરો. " મ્હેં નમ્રતાથી ખુલાસો કર્યો: " જોષી સાહેબ, કવિશ્રી ન્હાનાલાલે તમ્હારી પ્રશંસા કરીને તમ્હારો પરોક્ષ પરિચય ઇ. સ. ૧૯૨૯ માં કવિ કાન્તની ભાવનગરે ઉજવેલી જયન્તી પ્રસંગે કરાવ્યો હતો. આપને મ્હારો પરિચય પ્રત્યક્ષ તો આજે જ હજી થાય છે. વધુ શું કહું ? મ્હને એમ કહેવામાં આવ્યું છે વધારામાં કે આપનું વલણ " આધ્યાત્મિકતા " પ્રતિ વળેલું છે, તો પછી આપ તો તદ્દન સમજી શકશો. આત્માનુભવને આધારે કે **જેના જીવનનો રંગ આધ્યાત્મિકતાનો હોય તે આપોઆપ " આત્મ-સુધારણા " સારૂ " આત્મપરીક્ષા " પ્રથમ આવશ્યકતા રૂપે કરે જ.** પરિણામે, કહેવાની અપેક્ષા નથી જ કે **" આત્મપરીક્ષા તો આત્મ-સંશોધકનો શ્વાસોચ્છ્વાસ છે. "** અને તેથી મ્હારો ખુદનો. ત્યારે પ્રથમ તો ભ્રમભંજક વસ્તુસ્થિતિરૂપે એ નમ્ર નિવેદન કેવલ હકીકતનું. હવે સહજ ઉમેરૂં. ગુજરાતભરમાં મ્હારી ખ્યાતિ ગુણદર્શી રૂપે છે. અને જેમ પડકાર કરનાર તરીકે બીજાને પડકાર કરતા પૂર્વે પ્રારંભમાં જ પોતાને પડકાર કરૂં છું તેમ " ગુણદર્શી " રૂપે પ્રથમ પોતાનું " ગુણદર્શન " પણ કરૂં કરાવું એ શું " સ્વાભાવિક " નથી લાગતું–" **વાસ્તવિક** " છે કે નહિ. એ બાબત બીજી અને પછીની ! જેમ પરીક્ષક ઇતરને સ્હામો ઉભો રાખી તેની ગુણદોષપરીક્ષા કરે છે તેમ પોતાના આંતર વ્યક્તિત્વ પરત્વે તટસ્થતાથી કરી શકે કે નહિ ? જો તેમ કરવા આપોઆપ અશક્ત જ હોય, તો તો " આત્મપરીક્ષા " અશક્ય જ બની જાય. એટલે આપની " આત્મપરીક્ષા " ની સલાહ સારૂ અવકાશ (scope) રહેતો જ નથી; પરન્તુ જો ગુણદોષપરીક્ષા પુરૂષ પોતે પોતાની કરી શકે અને પોતે તેવી પરીક્ષા કરવી જોઈએ એમ ધર્મરૂપ બનતું હોય. ( ' Ought implies can ' એવું સૂત્ર છે તદનુસાર ), તો પછી હકીકત અનુકૂળ હોય તો " ગુણદર્શન " કર્તવ્ય છે, પછી ભલે તે પોતાનું હોય. **પ્રશ્ન " પોતાનું છે કે પારકું ?"–એ નથી, પરીક્ષા ને પરિણામ "સત્યોક્તિ" છે કે "સ્તુતિ" છે, એટલો જ છે. "આત્મસ્તુતિ" "આત્મશ્લાઘા" "આત્મપ્રશંસા" અપરાધરૂપ હોય, માટે "આત્મ-ગુણદર્શન" "અપરાધ" ઠરતો નથી.** નિર્ણાયક તત્વ આન્તર હેતુનું છેઃ જો આન્તર તત્વ હકીકત રૂપે પોતાના ગુણદર્શનનું નિવેદન માત્ર હોય તો તે અપરાધ-રૂપ નથી. તે " આત્મસ્તુતિ " નથી–તે પોતા વિષે માત્ર " સત્યોક્તિ " છે; જો આન્તર તત્વ " આત્મ-સ્તુતિનો હેતુ હોય, પ્રેરકરૂપે તો પ્રવૃત્તિ પાપરૂપ છે. " જોષીજી, આપના જેવાને આ ભેદ દુર્ગમ ન હોવો જોઈએ–સૂક્ષ્મ ( ઝીણો ) હોવા છતાં. ટીકાકારો વિવેક ( discrimination ) શીખે, બાકી તો આત્મપરીક્ષકો આત્મજ્ઞાની હોઈને સ્વસ્થતા અનુભવે ને ? **કોને ખરેખરી પડી છે. " આત્મસંશોધક " જેટલી " આત્મપરીક્ષાની ?" પાપભીરુતા એ તો આત્મસંશોધકનું પ્રથમ લક્ષણ. એના જેટલી સત્ત્વસંશુદ્ધિની તીવ્રતમ ચિન્તાકાળજી બીજા કોને હોઈ શકે ?**

અને છતાં પંડ્યાજી, " પડકાર " ઉભો છે **સ્હામો;–આત્મદેશી વાણી સાહસ છે–" સત્યોક્તિ " પણ " સ્તુતિ " રૂપે ભાસવાને જાય.** તો પછી નિરર્થક ઇતરને ભ્રમભોગ બનવાનું કારણ કાં આપવું. કાળજી રાખો ને નિરવકાશ કરો. ઇતરની ભ્રાન્તિઓને ! તથાસ્તુ !

(આ લેખ બીજા અંક માટે આવેલો, પરન્તુ લેખ મોડો પડવાથી આ ત્રીજા અંકમાં તે પ્રગટ કરવામાં આવ્યો છે. —તંત્રી)

# ઉર્દુ કાવ્ય

સંપાદકઃ-
શ્રી "જ્ઞાની"

નવ્વાબ 'દાગ' મર્હુમના જાનશીન (ઉત્તરાધિકારી) હઝરત 'નૂહ' નારવી આધુનિક ઉર્દુ કવિઓમાં ખાસ સ્થાન રોકે છે. એમની વાણી સાદી અને સરળ હોય છે. અને તે સાથે સાથે મધુરતા અને અર્થગાંભીર્ય રહિત નથી હોતી. એમનાં કાવ્યોની એ વિશીષ્ટતા છે આ અંકે એમની કાવ્ય પ્રસાદી પીરસું છું.

નિરાકાર અને સાકાર પૂજનની ભિન્નતા એ માત્ર મતભેદનું પરિણામ છે. બેઉ બાજુ મૂળ ઉદ્દેશ તો એકજ રહેલો છે. હઝરત નૂહ કહે છેઃ-

મતલબ હય ઇબાદતસે મુઝકો-
મતલબ હય પરસ્તિશ સે મુઝકો;
જિસ દર પે ઝુકાયા સર મયંને
કા'બા થા વોહી બુતખાના થા.

કહે છે કે, મારૂં ધ્યેય ભકિત છે, પૂજન છે. મે જ્યાં નમન કર્યું એ મસ્જિદ હતી; એજ મૂર્તિમંદિર હતું. આ પંક્તિનો બીજો અર્થ પણ ઘટાવી શકાય. પરંતુ એ નીચેની પંક્તિમાં જોઇશું.

અય અહલે હરમ, તુમ કયા જાનો-
હમ જાનતે હયં હમસે પૂછો;
કા'બા જિસે અબ સબ કહેતે હયં-
પેહલે તો યેહી બુતખાના થા.

—શાબ્દિક અર્થ આપવાની આવશ્યકતા નથી. ગૂઢાર્થ જુઓ—સૂફીઓ—બ્રહ્મજ્ઞાનીઓના શબ્દકોષમાં કા'બા અને બુતખાના એ અંતઃકરણનાં ભિન્ન ભિન્ન નામો છે. જગતની મોહ-જાળમાં સપડાયેલા, વાસના, લોભ, પ્રપંચ, ગર્વ, ઇર્ષા, વેર, ક્રોધ ઇત્યાદિ દુર્ગુણો રૂપી મૂર્તિઓ ધરાવતું હૃદય એ સૂફી શબ્દકોષમાં 'બુતખાના'નું રમિક નામ પામ્યું. જ્યારે એથી ઉલ્ટું નામ કા'બા ન હોય તો બીજુ શું હોય? અર્થાત કવિ કહે કહે છે કે, હૃદય પહેલાં સંસારની રસિકતામાં રમબસ હતું. નિજ કર્તવ્યને, નિજ મૂળસ્વરૂપને, ભૂલેલું હતું. પરંતુ હવે તો એ કા'બા—રૂપ કિંવા ત્યાગી બની ગયું છે. અને માનવી પોતાનું મૂળસ્વરૂપ ત્યાગ વિના પામી પણ કયાંથી શકે. હજુ ત્રીજો અર્થ પણ નીકળે એમ છે. કવિ કા'બા કિંવા મસ્જિદનું મૂળ મૂર્તિમંદિરમાં બતાવીને સંર્જનહારનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો યત્ન કરે છે. વાંચકો, જરા વિચારશે તો ધ્યાનમાં ઉતરી જશે.

હું કયાં સુધી લંબાણુ કરૂં? વિવેચન કરવા બેસું તો પાનાંનાં પાનાંઓ ભરાઇ જાય અને એમ થાય તો બીજી પંક્તિઓ કયાં જાય?

ઉપર્યુક્ત પ્રકારની પંકિતઓનો પ્રધાન—આશય એકયતા છે; વિશ્વ પ્રેમ છે. કવિ કહે છે—

દેહ કો ઘટાએં કયૂં—કા'બે કો હમ બઢાએં કયૂં;
કયા વો' ખુદાકા ઘર હુવા-
કયા યેહ ખુદાકા ઘર નહીં?

*

સબને આંખોમેં નિગાહોમેં દિલોંમેં દી જગહ;
સેંકડો ઘર બન ગયે એક આપકી તસ્વીર કે;

—તારી પ્રતિકૃતિને સહુએ ચક્ષુઓમાં, દ્રષ્ટિમાં, હૃદયમાં સ્થાન આપ્યું પ્રતિકૃતિ તો એકજ હતી, પરંતુ તેને માટે સેંકડો ઘર—ચોકઠાં તૈયાર થઇ ગયાં. મૂળ ઇશારો પરબ્રહ્મની સર્વ વ્યાપકતા વિષે છે.

સરખાવો 'જલીલની' પંકિતઃ

'હર એક આંખમેં શકલ ઉન્કી હય સમાઇ હુઇ;
બહુત સે પર્દે હયં—કુછ એકહી નકાબ નહીં.

*

મુનાસિબ હય ઇન્હેં ઇશ્કો વફાસે દૂર હો જાના;
નહો કિસ્મતમેં જિનકી-
'સરમદો મન્સૂર' હો જાના.

-હઝરત મંસૂર અને સરમદ શહીદ બન્ને મહાન-બ્રહ્મજ્ઞાની થઇ ગયા. બંનેએ પોતાની માન્યતા અને સિદ્ધાંતોને ખાતર પ્રાણાર્પણ કરતાંય પાછી પાની કરી નહિં. એ પ્રાણાર્પણનું દેખીતું પરિણામ એ છે કે, આજે બંને, વિદ્વાન અને સામાન્ય બેઉ વર્ગનાં લોકોમાં માનનીય અને વંદનિય સ્થાન ધરાવે છે. બીજા શબ્દોમાં તેઓ મરીને જીવી ગયા છે. નૂહ કહે છે કે, જેનાં

ભાગ્યામાં અહમદ કિંવા મન્સુર સમાન થવાનું ન હોય એને માટે તો પ્રેમ, અને કર્તવ્ય પાલનથી દૂર રહેવુંજ શ્રેયસ્કર છે.

યે હુહરી હુહરી મુઝ પર–
આપ કયૂં બેદાદ કરતે હય ?
નઝરસે દૂર રખના–
ખુદબી દિલસે દૂર હો જાના.

–તમે મારા પર આ બેવડો આત્યાચાર શા માટે કરો છો ! મને તમે પોતાની દ્રષ્ટિથી તો અંતરે રાખ્યો છે. પરંતુ મારા પોતાના અંતઃકરણથી પણ દૂર જઇ રહ્યા છો.

માનવી જન્મ્યો. સંસારની આંટીઘુંટીમાં અટવાયો. અટવાઇને નિજ મૂળ સ્વરૂપ ભૂલ્યો. અર્થાત માનવી, માનવી ન રહ્યો. કેમ ? શા માટે ? નૂર કહે છેઃ–

નહીં યે, ગર્દિશે કિસ્મત મુસાફિરકી–
તો ફિર કયા હય?
ભટક કર મન્ઝિલે મકસદ સે
કોસોં દૂર હો જાના.

–પોતાના ધ્યેય–પંથથી રવડી પડીને ગાઉઓ સુધી દૂર ચાલી જવું એ પથિકનાં ભાગ્ય વિધાન નથી તો પછી શું છે !

મુઝે દેખો, મેરી નાકામિયોંકો ઇશ્કમેં દેખો,
ન દેખા હો અગર મુખ્તારકા મજબૂર હો જાના.

–જો સેવ્યનું સેવક થઇ જવું ન નિહાળ્યું હોય; તો મને જુઓ; અને પ્રેમમાં મારી નિષ્ફળતાઓને જુઓ. 'મુખ્તાર' અને 'મજબુર' એ શબ્દ પ્રયોગથી પંક્તિમાં સુંદરતા સાથે અર્થ ગાંભીર્ય ઘણું વધી ગયું છે.

બહુત દુસ્વાર હય રહેના–
અલગ ઇનકો તખય્યુલ સે;
બહુત આસાન હય મેરી
નઝરસે દૂર હો જાના.

–અને (પૂજ્ય મૂર્તિને) મારી દ્રષ્ટિમર્યાદાથી દૂર થઇ જવું આસાન છે; સરળ છે, પરંતુ વિચારો અને કલ્પનાથી વિભક્ત રહેવું કઠિન છે.

સંસારના પલટાતા રંગો વિષે—

ઝમાનેકી દોરંગીમેં નિશાતો રન્જ શામિલ હયં;
મેરી તારીક શબકા સુબ્હ દમ કાફૂર હો જાના.

–કાળના બે સ્વરૂપોમાં આનંદ અને સંતાપ સમ્મિલિત છે. મારી અંધારી રાતનું પ્રાતઃકાલે કપૂર થઇ ઉડી જવું એ વાતની સાક્ષી આપી રહ્યુ છે. રાત્રિ કપૂર થઇને ઉડી જવું એ પ્રયોગ પ્રશંસા માંગી લે છે. કપૂર ઉડી જાય છે; પરંતુ સુવાસ મુકીને. રાત્રિ વહી જાય છે; પણ દિવસ મૂકીને: અર્થાત જીવનમાં આનંદ અને સંતાપનો સંગાથ અનિવાર્ય છે. પરંતુ નૂર તો કહે છે કે, મારી અંધારી રાત કપૂર થઇને ઉડી ... એટલે કે દુઃખ ભોગવ્યા પછી મને સુખી દશાની પ્રાપ્તિ

દિખાયે પાંચ આલમ–એક પયામે શવ્હને મુઝકેઃ
ઉલઝના, રૂઠના, લડના, બિગડના, દૂર હો જાના.

–અનુરાગ રૂપી સંદેશે મને પાંચ દશ્યો દેખાડ્યા વલખાઇ જવું, રિસાવું, વઢવું, ક્રોધિત થવું; અને દૂર થઇ જવું; અર્થાત મારો અનુરાગ એટલો વધી પડ્યો કે, વિરહમાં પણ હું મિલનની મઝા માણવા લાગ્યો.

એ ગઝલની છેલ્લી પંક્તિ:

જનાબે 'નૂર' બહરે ગમમેં તૂફાની અલામત હ
યે' સાહિલસે મેરે બેડેકા ભરકર દૂર હો

–મારી નૌકા કિનારેથીજ પાણીથી ભરાઈને અથડાઇ પડી; દૂર થઈ ગઇ. એ બતાવી આપે છે કે, હે નૂહ ! ચિંતા-સાગર પણ ભરતીઓટથી ખાલી નથી.

*

નિચેની પંકિત માટે દરેક જણ એકમત થાય કે ન થાય, પરંતુ મને તે અતિશય સુંદર અને ગંભીર લાગવાથી આપવાની લાલચ રોકી શકતો નથી—

જો બન્દે ખુદાકે ખુદા પર ન રકખે–તો
રકખે ભરોસા ખુદાઇ મેં કિસ પર ?
બનાયા ઇન્હેં અહલે હાજત ઉસીને–કરેગા
વોહી ઇન્કી હાજત રવાઇ.

–હાજત–ઇચ્છા; વાસના. ખુદાઇ–સંસાર; સૃષ્ટિ, બે અર્થ કરવાની જરૂરત છે ! ( હાજતરવાઇ—ઇચ્છાતૃપ્તિ.)

*

એક અર્થમય સુંદરતા ભરી કવિતાની શરૂઆત કરતાં લખે છેઃ

કુન કે ? સતાબ કહાં ? યે' કિસી દમસાઝમેં હય ?
હૈ ઇત્ના મેરી સહમી હુઇ આવાઝમેં હય ?

–મારા ધીમા, મંદ ધ્વનિમાં એટલું દર્દ, એટલી કરૂણતાભરી છે, કે, કોઇ પ્રાણવાનમાં શ્રવણ કરવાની શકિત નથી.

હુસ્ને ફિતરત ભી નહીં–શેવસે અખલાક નહીં;
નાઝહી નાઝ કિસીકી નિગહે નાઝમેં હય.

–તેમાં તો પ્રાકૃતિક સૌંદર્ય એટલે લજ્જા પણ નથી; અને જાતિનું પાલન પણ નથી. કોઇની અભિમાનભરી (મદ ભરી) આંખડીમાં અભિમાનજ અભિમાન છે. એ વિના બીજું નથી. પ્રેમ પાત્રની આંખમાં બીજું હોય પણ શું ? અતિશય સુંદર પંકિત છે.

આજ આયા હું–તો કલ દેહરસે મય જાઉંગા;
મેરે અંજામકા મતલબ મેરે આગાઝમેં હય.

–હું આજે આવ્યો છું તો ખરો; પણ કાલેજ સંસારથી ચાલ્યો જવાનો છું. મારા પરિણામનો ભેદ (અર્થ) મારા આરંભમાં છે. અર્થાત મૃત્યુ કિંવા કાળ જીવનથી ભિન્ન નથી. જીવ ! પોતેજ કાળ–સ્વરૂપ છે.

( ક્રમશઃ )



[ પૃષ્ઠ ૨૨ માનું અનુસંધાન ]

દીગંબર તથા પં. ઓમકારનાથ જેવા પ્રખર સંગીતકારોની જરૂર છે. આજે આપણે જોઇ શકયા છીએ કે આધુનિક બર્લીનની રમતગમતમાં હિંદની પ્રખ્યાત નર્તિકા મેનકાના સાથીદારોએ જગતના જુદા જુદા દેશોની નૃત્યની હરિફાઇમાં પહેલા નંબરના ઇનામો મેળવ્યાં છે.

કોઇ પણ માનસ શાસ્ત્રનો અભ્યાસી સમજી શકે છે કે સંગીત માનવ હૃદય ઉપર શી અસર કરે છે. અને માનસિક સુખનું સમર્થ સાધન હોવાથી સમાજમાં કયું સ્થાન ભોગવે છે. સાહિત્ય, સંગીત અને અન્ય કલાઓ સમાજની એકતા, રસિકતા, તથા સંસ્કૃતિ માપવાના યંત્રો છે. કલા જ્યારે હલકા લોકોના હાથમાં જાય છે ત્યારે સંસ્કૃતિમાં પણ તેવાંજ પ્રતિબિંબો ઉઠે છે. માટે હિંદી સંગીતને જો વધુ વખત હલકા લોકોના હાથમાં રહેવા દઇશુ તો આપણું રાષ્ટ્રિય સ્થાન તથા હિંદી સંસ્કૃતિના પુનરૂત્થાનની ફરજોમાં ચુકીએ છીએ તેમ જરૂર ગણાય. પતિત કલાના ઉદ્ધાર માટે, મનુષ્ય હૃદયના દર્દશમન માટે, આત્માના દિવ્યાનંદ અર્થે અને વિશ્વશાંતિ તથા આત્મશાંતિ મેળવવા સંગીતના પ્રચાર માટે કૃત પ્રયત્ન રહેવું એજ રહ્યું.




## પ્રેમ માનવ લાગણી છે.

તમારી પત્નીની વીરતાનો વીચાર કયારેય તમે કર્યો છે ખરો ? કુમળી વયે વ્હાલા પિતા અને માતાને છોડીને સ્મિત અને વિશ્વાસપુર્વક તે કેવી રીતે તમારા ઘેર આવી હતી એ તમને યાદ છે ! એવો કયો આનંદ છે જેથી તે આટલી બધી સુખી દેખાય છે !

દરેકેદરેક યુવાન પતિએ પોતાની પત્નીની આ વીરતાનો ખ્યાલ કરીને તેની પ્રશંસા કરવી ઘટે ! પુરૂષોમાં આટલા ઉચ્ચ વિશ્વાસ અને ધૈર્યની આપણે આશા રાખી શકીએ ખરા ? જે ઘડીએ પતિ પોતાની પત્નીની અપુર્વ શ્રદ્ધા સમજશે તેજ ઘડીએ તેને શારીરિક આનંદનું એક સાધન માનતો બંધ થશે. તે પોતાની પત્નીને આનંદ અને મીત્રતાનો અમુલ્ય ખજાનો ગણશે.

ઇંદ્રિય સુખ એ જીવનનું ધ્યેય નથી એ સર્વ કોઇ જાણે છે. પરંતુ આપણે ઘણી વખત એ ભુલી જઇએ છીએ. જાતીય સુખ એ ઇશ્વરનું રહસ્યમય અને અજબ સાધન છે અને તેનો ઉદ્દેશ તો પ્રેમનો વીકાસ કરવાનોજ છે એ કોઇ પણ દંપતીએ ભુલી જવું ન જોઇએ. અલબત્ત જાતીય સુખ એ પાપ છે એમ તેમણે ગણવું ન જોઇએ પરંતુ જીવનની ઇતિશ્રી એમાં જ આવી જાય છે એમ કોઇ ન માને. કુદરતનું આ વીલક્ષણ બળ પુરૂષ અને સ્ત્રી વચ્ચેના સંબંધને સંપુર્ણ બનાવે છે પરંતુ એ પ્રેમનું સાધન છે, સાધ્ય નથી. એટલે એ સંબંધી સંયમ ખુબજ આવશ્યક છે.

પતિ અને પત્નીએ દરેક દરેક વસ્તુમાં ભાગીદાર અને બીરાદર તરીકે રહેતાં શીખવું જોઇએ. કોઇપણ શાળા કે કોલેજોમાં તેમને જે જાણવાનું મળશે તેના કરતાં આ બીરાદરોની શીસ્તમાંથી તેમને ઘણું વધુ જાણવાનું મળશે.

સ્નેહલગ્નો નીઃસંદેહ સર્વોત્તમ છે. પરંતુ તે હરહંમેશ શકય હોતા નથી. પ્રેમને બીમારી માનીને લગ્નને તેનો ઉપચાર ગણવો જોઇએ નહી. કારણ કે તો તો પછી લગ્ન થતાંની સાથેજ બીમારી દુર થશે અને પછી કંઇજ બાકી નહી રહે. પ્રેમ એ બીમારી નથી પરંતુ સુમન સૌરભની જેમ તે એક કુદરતી બળ છે.

તે હંમેશા સ્વયંભુ ન પણ હોય ! ઘણી ... વિજળીની જેમ પણ તેનું ઉત્પાદન થતું હોય ! છ... પણ કુદરતના સર્વ બળોની જેમ પ્રેમ પણ ઇશ્વરનું આવીષ્કરણ છે. તમારામાં જો શ્રદ્ધા હોય તો જેમ કોઇ પણ મંદિરમાં તમે ઇશ્વરની આરાધના કરી શકો તેમ પ્રેમનું પણ એવુંજ છે. તમારી પત્ની એ તમારા માટેનું ખાસ પ્રેમમંદિર છે. તમે જો ભક્તીભાવથી આરાધના કરો તો એ મંદિરની દેવીનો તમને સાક્ષાત્કાર થશે. અલબત્ત તમારામાં શ્રદ્ધા નહી હોય તો તમે કેવળ પત્થરની મૂર્તિજ જોશો. પરંતુ એ માટે દોષ મૂર્તિનો નહી, પરંતુ તમારોજ ગણાશે.

પ્રેમમાં પડવું એ કંઇ મુશ્કીલ નથી. તેમ મોહ એ કંઇ સાચો પ્રેમ નથી. ઘણી વખત વાસનાને પ્રેમ મા... વામાં આવે છે. જયારે બન્ને પક્ષે પ્રેમ મૂકત અને અબાધીત હોય ત્યારેજ તેમાંથી આનંદ અને સુખ પરિણમે.

શ્રી. રાજગોપાલાચારીઅર



## મેનીફેસ્ટોના સ્વીકાર કરો.

સાથે સાથે અમે એ પણ જાહેર કર્યું છે કે, આ નવા બંધારણ પર કોઇ મોટી આશા ન બાંધી રાખે એમાં કોઇ જાતની તક છે તેમ કોઇ ન માને, નાની

નાની બાબતો કેટલીક એવી છે કે જેની ઉપર અમે ધ્યાન આપીએ તો પાઇ કે બે પાઇ મળે ખરી પણ અમારે એવી પાઇઓ જોઇતી નથી. અમારે તો આઝાદી જોઇએ છે. એવી આઝાદી જોઇએ છે કે જેમાં બધું અમે અમારી ઇચ્છા મુજબ એટલે કે અમારા લોકોની મરજી મુજબ મેળવી શકીએ, કરી શકીએ. એટલે ધારાસભાઓમાં જઇને અમે દેશની અગત્યની સમસ્યાઓનો ઉકેલ કરી નાંખવાના છીએ એવા ધોખામાં કોઇ ન રહે

\+ + +

કેટલાક લોકો પૂછે છે કે ધારાસભાઓમાં જઇને તમે કશું મેળવી શકવાના નથી તો શા માટે જાઓ છો? આનો જવાબ પહેલો એ છે કે જો અમે નહી જઇએ તો બીજા એવા લોકો છે કે જેઓ અમારી સાથે નથી, અમારા વિરોધીઓ છે તેઓ ત્યાં જશે અને અમારા માર્ગમાં મુશ્કેલીઓ ઉભી કરશે. પ્રજાને નામે પ્રજાને હેરાન કરતા લોકોને ત્યાં જતા અટકાવવા અમે ધારાસભાઓમાં જઇએ છીએ. બાકી આ મેનીફેસ્ટોમાં લોકોને અમે તે પણ કહી દીધું છે કે ધારાસભાઓમાં જઇને કોઈ મોટું કામ અમે કરી શકવાના નથી. લોકોને ખોટી આશાઓ આપવાનું કદી પણ અમે મુનાસીબ માન્યું નથી.

\+ + +

મઝદુરો સંબંધીનો અમારો અભિપ્રાય અમે મેનીફેસ્ટોમાં વ્યક્ત કર્યો છે. યુનીયનો સ્થાપવાના અને તેમનાં હિતોનાં રક્ષણ માટે હડતાળ પાડવાના તેમના હકનો અમે સ્વીકાર કર્યો છે. તેવીજ રીતે કીસાનોની બાબતમાં આ મેનીફેસ્ટોમાં જો કે સંપુર્ણ કાર્યક્રમ આમેજ કરવામાં આવ્યો નથી છતાં, તેમાં તેમના સંબંધી મહાસભાનો મત શું છે તે જાહેર કરવામાં આવ્યો છે. ઉપરાંત મહાસભાએ નીમેલી ગ્રામ્યસમીતીનો હેવાલ તૈયાર થઇ ગયા પછી તે સંબંધી પુરો કાર્યક્રમ નક્કી કરીને મેનીફેસ્ટોમાં ઉમેરવામાં આવશે.

**શ્રી. બાબુ રાજેન્દ્રપ્રસાદ**



**સ્પેનનો વિગ્રહ.**

સ્પેનમાં હમણાં મોટો આંતરવિગ્રહ ચાલી રહ્યો છે. કેટલાક મહિનાઓ થયાં ત્યાં એક સરકાર ચુંટાઇ છે. તે કોઇ સામ્યવાદી સરકાર નથી. ડેમોક્રેટીક લીબરલોની (લોકમતવાદી વિનીતોની) તે સરકાર છે. તેને આમ જનતાનો અને સામ્યવાદીઓનો પણ ટેકો છે. આ સરકારની સામે એક બળવો થયો છે. જુના રાજાના માણસો અને અમલદારોએ એ બળવો કર્યો છે.

*

આ સ્પેનના બળવામાં એક બાજુ આઝાદીવાંચ્છતી પ્રજા છે. અને બીજી તરફ આઝાદીને રોકનારા લોકો છે. એક બાજુ જનતા છે ને બીજી તરફ અમલદારો છે. આ બંને પક્ષને મદદ કરનારા યુરોપમાં બે પક્ષો છે. પણ તમે જોશો તો તમને જણાશે કે યુરોપનો મોટો ભાગ બળવાખોરોની તરફેણમાં છે. જર્મની, ઇટાલી ઉપરાંત યુરોપનાં છાપાંઓ લંડનનાં મોટાં છાપાંઓ પણ બળવાખોરોની તરફદારી કરે છે. આમ છતાં, જનતાનો વિજય થશે તે વિષે મને શક નથી. અલબત તેમણે ઘણું સહન કરવું પડશે. આ બળવાખોર ફોજોને બહારની મદદ ન મળી હોત તો તે લોકો ક્યારનાયે નેસ્તનાબુદ થઇ ગયા હોત.

*

સ્પેનની જેવી પરિસ્થીતિ છે તેવીજ હિંદની છે. એક બાજુ આઝાદી માગતી જનતા છે ને બીજી તરફ આઝાદીને રોકનારાઓ છે. પેલેસ્ટાઇનમાં પણ એવી જ બાબત હતી. અહીંના કેટલાક મુસ્લીમોએ એ બાબતને ધર્મનું સ્વરૂપ આપ્યું છે અને ધર્મના રંગથી રંગી છે. પણ સાચી વાત તે નથી. ધર્મની બાબતને તે સાથે કશો સંબંધ નથી. આખી દુનિયામાં છે તેમ ત્યાં પણ આઝાદીનીજ વાત છે. દુનિયા આજે બે ભાગમાં વહેંચાયેલી છે એક તરફ આઝાદી માગતો વર્ગ છે. બીજી તરફ એને રોકતા વર્ગ છે.

*

આપણે એક મોટી હકુમતનો સામનો કરવાનો છે. અને હિંદમાં જો કોઇ જમાનુ અંગ્રેજી હકુમતનો મુકાબલો કરી શકે તેવી હોય તો તે કોંગ્રેસ છે. એ મોટી તાકાતનો મુકાબલો કરવા આપણે બધા એક બનીએ, આપણી તાકાતને મોટી બનાવીએ.

**શ્રી. પંડિત જવાહરલાલ**

[ મહાસભાની બેઠક સમક્ષ કરેલા પ્રવચનમાંથી ]



## ગુજરાતની પુણ્ય ભૂમિ

જ્યારે બહારના નેતાઓ ગુજરાતમાં અગર અમદાવાદમાં આવે છે ત્યારે તેમના દિલમાં કેવો ભાવ હોય છે એ દૃષ્ટિ બિંદુ હું જણાવું. ગુજરાત એ એવો પ્રાંત છે કે જેણે એકલા હિંદમાં નહિ પણ સારી દુનિયામાં નવી રોશની ફેલાવી છે. ગુજરાતને હિંદ તો શું પણ દુનિયા એક નવી જાગૃતિનું કેન્દ્ર અને પુણ્ય ધામ માને છે. બહારના નેતાઓ ગુજરાતને પ્રયાગ કે બનારસ જેવી પુણ્ય ભૂમિ માનીને અહીં આવે છે અને એ ગાંધીજીનો પ્રતાપ છે. ગુજરાત અને અમદાવાદના ગૌરવના અજવાળાં દુનિયા પર પથરાયાં છે.

અમદાવાદથી ગાંધીજીએ હિન્દની મુક્તિનો યજ્ઞ આરંભ્યો અને દુનિયાને બતાવ્યું કે બાહુબળ કરતાં આત્મબળ મહાન છે. આત્મબળના આદર્શથી બાહુબળની સત્તા પર ઝઝુમતી સલ્તનતને નમાવી છે. ૧૯૨૧ માં જ્યારે ગાંધીજીએ સત્યાગ્રહનો ઝંડો ઉઠાવ્યો ત્યારે મુડદાબાદ હિન્દમાં એક નવીન રોશની ફેલાઇ અને ૧૯૩૦ માં દાંડી-કુચના પંથે આઝાદીનો ઝંડો લઇને બહાર નીકળ્યા ત્યારે સારી દુનિયાની સબળ સલ્તનત ગાંધીજીના આત્મબળથી કંપી ઉઠી, એક વર્ષ બાદ લોર્ડ ઇરવીનને સંધી માટે ગાંધીજીને બોલાવવા પડ્યા. આત્મબળની એ નવીન ચીજ ગાંધીજીએ સારીએ દુનિયા સમક્ષ પેશ કરી અને એ બળ આગળ દુનિયાની મહાન શક્તિને શીર ઝુકાવવું પડે છે એ સાબીત કર્યું. એ-ગૌરવશાળી ગુજરાત ફરીથી હિન્દની નેતાગીરી લે એમ હું ઇચ્છું છું.

*

દુનિયાભરમાં ગાંધીજી એ એકજ મહાન પુરૂષ છે. જવાહરલાલ અને સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાનના દિલમાં તેમના માટે પૂજ્યભાવના છે. જ્યારે આપણી સરકાર જ્યાં ચોર ડાકુઓને રાખવામાં આવે છે ત્યાં ગાંધીજી જવાહર જેવા રાષ્ટ્રનેતાઓનું સ્થાન છે એવો ઉંચો ખ્યાલ રાખે છે. આમ સરકાર આપણું ભલું કરી શકવાની નથી. જ્યાં સુધી મહાસભાએ પુર્ણ સ્વરાજ્યની કરેલી હાકલ પ્રમાણે આપણે સંપુર્ણ સ્વાતંત્રતા નહિ મેળવીએ ત્યાં સુધી દેશની ગરીબાઇનો અંત આવવાનો નથી.

હિન્દ ગુલામ છે. અહીં તો કેવળ રાજકીય ગુલામી નથી પણ અમારાં પેટ ખાલી છે, ભૂખમરો છે. લાખો અને કરોડો માણસોને પુરતું ખાવાનું મળતું નથી દાહોદથી હું પાછો ફરું છું ત્યાંના ભીલોને પહેરવાના વસ્ત્રો નથી. પાંચ પૈસાની મજુરીમાં ગુજરાન ચલાવવુ પડે છે. અન્ય દેશોમાં હિન્દ વિરૂદ્ધ ખોટો પ્રચાર કરવામાં આવે છે. હિન્દ એ તો ગુલામોનો દેશ છે, એવું ગન્દુ પ્રચારકાર્ય અમેરીકા જેવા મુલ્કમાં ચાલે છે. રાજકીય સામાજીક અને આર્થિક પરાધીનતામાં આપણે સડીએ છીએ. સ્વરાજ્ય વિના આ મુશ્કેલીઓનો અંત નથી ગવર્નરો અને વાઇસરોયોના જંગી પગારો ઘટાડવામાં આવે, લશ્કરનો ખર્ચ ઓછો કરવામાં આવે અને ૫૦ થી ૬૦ હજારના ગોરા લશ્કરને બદલે હિંદી લશ્કર રાખવામાં આવે તો કરોડો રૂપિઆ બચી શકે તેમ છે.

**સરદાર શ્રી. શાર્દુલસિંહ**

('નવા બંધારણ અને મહાસભા' એ વિષય પર આપેલા ભાષણમાંથી)

❋

## અશાંતિમાં સમાજનું કલ્યાણ

સમાજમાં અશાંતિનો પ્રસંગ આવે છે, ત્યારે ઘડી ભર મન નાખુશ બને છે. પરન્તુ શાંતિની આપણે વધારે પડતી પૂજા કરીએ છીએ. શાંતિને નામે રૂઢિઓનું પાલન થાય છે શાંતિ પણ કાળે શોભે છે. જ્યારે ગ્રીષ્મ રૂતુ હોય છે. ત્યા બધે સુકુ હોય છે પણ તરતજ વર્ષારૂતુ આવે છે ત્યારે ગાજવીજ સાથે કુદરતનું તાંડવ નૃત્ય જોઇએ છીએ. આવા વર્ષા રૂતુના વાવાઝોડા સમાજના કલ્યાણ માટે છે. આવી અશાંતિમાંથીજ સમાજનું કલ્યાણ નિર્માણ થયેલું છે. સમાજમાં ધરતિકંપ જેવા આંચકા વિના પરીવર્તન લાવી શકાય નહિ. આપણી દિશા કલ્યાણકારી છે. જે સમાજમાં આપણે ઉભા છીએ, ત્યાં ખોટુ દેખાય તો તેનો વિરોધ કરવો એ આપણો ધર્મ છે. વ્યક્તિ વ્યક્તિનું ઝેર ન ફેલાવીએ પણ અન્યાયનો સામનો કરવો તે યુવકોનુ કર્તવ્ય છે.

**શ્રી. પરમાનંદ કાપડીઆ**

(પ્રિતિભોજન સમયે આપેલા ભાષણમાંથી)

❋

## માતૃત્વ અને બાળ સંરક્ષણ

કોઇ પણ સ્ત્રી ઉપર પરાણે માતૃત્વ લાદવું એ ગુન્હો છે. બન્નેની ઇચ્છાથી અને બન્ને સશક્ત હોય તેવાં સ્ત્રી પુરૂષોએજ બાળકો જન્માવવાં જોઇએ. આને

તેની મરજી વિરૂદ્ધ માતા થવાની ફરજ ન પાડવી જોઇએ. વારંવાર આવતી સુવાવડોથી માતાને ઘણું સહન કરવું પડતું હોઈ તેથી બાળમરણનું પ્રમાણ વધી જાય છે.

સંતતિનિયમન સૃષ્ટિના સર્જનથી ચાલ્યું આવે છે, એ કાંઈ આજનું નથી. માત્ર એને અમલમાં મુકવાની રીતો જુદી છે. કેવળ સંયમથી સંતતિનિયમન કરવામાં ગાંધીજી જેવાને પણ નિષ્ફળતા મળી છે, એ તેમની આત્મકથા ઉપરથી દેખાઇ આવે છે, છતાં એનો અર્થ એવો નથી કે બ્રહ્મચર્યની જરૂરજ નથી. બ્રહ્મચર્ય તો પાળવું જોઇએ.

આપણા દેશમાં છોકરાંઓના લગ્નોનું ચોકઠું માબાપ ગોઠવી આપે છે. અને પરિણામે અપરિપક્વ વયમાં માતા પિતા થવાથી જન્મતાં બાળકો સત્વહીન અને નિર્બળ નિવડે છે. આના કારણે બાળમરણની સંખ્યા વધે છે. માબાપોએ આવી રીતે છોકરાંઓને પરણાવતા અટકવું જોઇએ.

સંતતિનિયમનથી પ્રાશ્ચાત્ય દેશોને ફાયદો થયો છે. હોલાંડે સંતતિનિયમન કરી રાષ્ટ્રની પ્રજાને વીર્યવાન અને ખડતલ બનાવી છે. કહેવામાં આવે છે કે સંતતિ નિયમનથી સમાજમાં અનીતિનાં અનિષ્ટ ઘર ઘાલી બેસશે પણ હું પૂછું છું કે જાતિય અનીતિ કરતાં વધુ અનિષ્ટ અનીતિ ઇચ્છનીય છે ખરી? જાહેરમાં લાંચ લેતા માણસની અનીતિ જાતિય અનીતિ કરતાં વધુ ખરાબ છે. આજે એવો વખત આવી પહોંચ્યો છે અને આપણે નક્કી કરવાનું છે કે કયા પ્રકારની અનીતિ માનવ સમાજને વધુ અહિતકર છે હું માનું છું કે જાતિય અનીતિ એ ચલાવી લેવા જેવી વસ્તુ છે.

(શ્રી. કલકર્ણીએ વડોદરામાં આપેલું મનનીય ભાષણ)



**કાશ્મીરની કલા**

અફસોસની વાત તો એ છે કે કુદરતના મહિમાથી વિંટળાએલા અને કલાથી ભરપૂર એવા માનવીઓ પણ ભીકારી અને ગરીબીમાં બેહાલ પડ્યા છે. કુદરતની -નું પાન કરવાથી પેટની ભૂખ થોડીજ મ્હાલતો પૈસાવાળો આવા કલાવિશારદને ચૂસ્યા વગર થોડો સંતોષ પામવાનો છે? તે તો નફા માટે કલા અને કલાકારો બન્નેનું શોષણજ કરે છે. જ્યાં સુધી મૂડીવાદ મોજુદ છે; જ્યાં સુધી પરદેશી રાજ્યની ઝુંસરીમાં સંડોવાએલા છીએ ત્યાં સુધી રશિયાની માફક આપણે ઉદ્યોગવાદી થઇ શકવાના નથી. છતાં એ ગઢ પર જવાનો પ્રયત્ન તો જરૂર થઇ શકે એમ છે. હમણાં જેમ કેટલેક ઠેકાણે ગ્રામ્યઉદ્યોગવાળા મજુરી કરનારને ચૂસે છે તેમ ન કરતાં આવા ગૃહઉદ્યોગને ઉત્તેજન આપી તેમની લાયકાત અને કામ પ્રમાણે રોજી આપે, તો જાપાનની માફક ગૃહઉદ્યોગ પણ બહુ વિકાસ પામે એમ છે. એ ઉદ્યોગો માટે મશીનરીનો ઉપયોગ કરવો પડે તો તે પણ કરવો જોઇએ, યંત્રોના વર્તમાન જમાનામાં એ બાધ રાખવાનો સિદ્ધાંત રાખીશું તો આપણાથી કદી ઉદ્યોગવાદી નહિ થવાય. કેશ્મીરમાં કેસરનો પાક પણ બહુ છે. ત્યાંના જેટલો ફળફળાદીનો પાક હિંદમાં બીજે ક્યાંય નથી. ખેતીવાડી પણ જમીન ફળદ્રુપ હોવાથી બહુ મોટા પ્રમાણમાં થાય છે. રાજ્યની આટલી મોટી આવક છતાં જે રાજા પોતાના રાજ્યને આબાદ બનાવી ન શકે તેને શી ઉપમા આપવી?

કુ. બચુબ્હેન લોટવાલા



—એલએડમાં એક બાનુ સોફીયા શેવીસ સાઠ વરસની ઉમરે મરણ પામી છે. આ ઉમરમા તેણીએ અઢાર ધણી કર્યા હતા. તેણી મરી ગઇ ત્યારે તેનો અઢારમો ધણી હયાત છે. તે સરકસમાં સિંહને તાલીમ આપવાની નોકરી કરે છે.

—બ્રિટીશ મલાયામાં નિશાળે જતાં ન્હાનાં છોકરાંઓને ગ્રામોફોન દ્વારા અંગ્રેજી શિખવવામાં આવે છે. આ પદ્ધતિથી ઉચ્ચારમાં સુધારો થયો છે.

—ચીનમાં વસતી પરદેશી પ્રજા પર તા. ૧ લી જાન્યુઆરીથી ઇન્કમ ટેક્ષ લેવામાં આવશે એવી ચીનના પરદેશ ખાતાએ તાજેતરમાં જાહેરાત કર્યાથી પરદેશી વસાહતોમાં ખળભળાટ મચ્યો છે.

—લાહોરમાં અસહ્ય દર્દથી પીડાતી પત્નીનું દર્દ ન જોયું જતાં પતિએ તેનું ખૂન કર્યું હતું.

—લંડનમાં અભ્યાસ અર્થે ગયેલી બંગાળી યુવતિ મીસ મિત્ર હમણાંજ મી. ડબલ્યુ રગીય નામના એક અંગ્રેજ સાથે પરણી ગઇ છે. લગ્ન ક્રિયા છૂપી રીતે થઇ હતી.

—ચીનમાં એક છત્રીસ વર્ષની બાઇએ એકી સાથે ચાર બાળકોને જન્મ આપી પહેલોજ દાખલો નોંધાવ્યો છે. આ સ્ત્રીને એના કુટુમ્બના ભરણ પોષણ માટે ચીનની સરકાર તરફથી સારી રકમ ભેટ મળી છે એમ કહે છે.

—અમેરિકામાં ફ્લોરેન્સએલન નામનાં બાનુ પ્રથમ સ્ત્રી ન્યાયમૂર્તિ નીમાયાં છે.

—ભાવનગરમાં એક રજપુત કુટુમ્બની યુવાન વહુ આર ગૃહ કલેશના કારણે ગ્યાસલેટ છાંટી બળી મરી કહે છે. બાઇ મરતી વખતે, હું મારા હાથે બળી મરી છું એવો એકરાર કરતી ગઇ છે એમ કહે છે.

—નવસારીમાં બે પાટીદાર તથા એક ગોર મહારાજ બાળ લગ્નના કાયદા મુજબ દંડાઇ રૂ. સોની સજા પામ્યા છે.

—શ્રી. રાજાજી રાજકીય નિવૃત્તિ પછી સામાજિક સેવાના કાર્યમાં પડવાના છે.

—એબીસીનીઅન શહેનશાહની ખાનગી જાગીર ઇટાલીઅન વસાહતીઓ માટે જુદી કાઢવામાં આવી છે.

—સ્પેનના બળવાખોર સરદાર ફ્રેન્કોલ તથા કર્નલ ક્વીનરન્સને ઠાર કરવામાં આવ્યા છે.

—અમેરિકાની સરકારે અમેરિકામાં ચાલતી વેશ્યાવૃત્તિની તપાસ અર્થે એક સમિતિ નીમી છે. એ સમિતિના એક સભ્ય જનરલ એશફોર્ડે જણાવ્યું છે કે એકલા ફીનીક્સ શહેરનેજ વેશ્યાઓની આમદાનીમાંથી વાર્ષિક વીસ હજાર ડોલર્સ કર તરિકે મળે છે. દરેક વેશ્યાને ૨૫ ડોલર્સ અને વેશ્યા ગૃહની સંચાલિકાને ૫૦ ડોલર્સ કર ભરવો પડે છે.

—સચીન રાજ્યે લોકો ઉપર જમીન વધારાના નામે 'વાંઝા કાઢા' નામનો કર નાખી તે વસુલ કરવા માટે ૮૦૦ જેટલી નોટીસો કાઢી છે.

—બીકાનેર રાજ્યે રેડીયો સામે પ્રતિબંધ મૂકયો છે. એના કારણમાં જણાવવામાં આવ્યું છે કે એના અવાજથી હોસ્પીટલના દર્દીઓને મુશ્કેલી પડે છે.

—ભાવનગરમાં હીરા શેરીના કુવામાંથી તરતના જન્મેલા બાળકની લાશ પોલીસને હાથ લાગી હતી. કોઈ ભુલી પડેલા વિધવાનું કૃત્ય હોવાનું મનાય છે.

—નડીઆદમાં સાત પીપળા પાસે રહેતા ચુનીલાલ હરગોવિંદ નામના વાણીઆએ પોતાની માને લાકડી ફટકાવી સખ્ત ઘાયલ કરી હતી. બાઇનું હોસ્પીટલમાં મરણ નિપજ્યું હતું. મરનાર બાઇ પોતાની ખોરાકી માટે જમી લાવેલી તેના અંગે તકરાર થવાથી આ પરિણામ આવ્યાનું કહે છે.

—સિદ્ધપુર મ્યુ.માં સરકાર તરફે કોન્ટ્રાકટર બાલચંદ છગન નામના હરિજન ગૃહસ્થની નિમણુંક થવાથી આ તીર્થધામની સનાતની પ્રજામાં ખળભળાટ થયો છે.

—સાવલીમાં બાળલગ્ન પ્રતિબંધક કાયદા ભંગના બેસુમાર કેસ ચાલ્યા પછી ન્યાયાધિશે કુલ્લે રૂ. બે હજાર દંડ કર્યો કહે છે.

—સુરત, સ્ત્રીઓની મળેલી એક સભામાં ભાઇ બ્હેનો ભૂખે ટળવળતા હોય તે સ્થિતિમાં થતા વિષ્ણુયાગ ધર્મ છે કે કેમ તેનો વિવાદ ઉપસ્થિત થયો હતો. શ્રી. જ્યોત્સના બ્હેન શુકલે હજારો રૂપિયાનો યજ્ઞો પાછળ થતો ધૂમાડો નિરર્થક છે એમ જણાવ્યું હતું. આ ટીકાથી જાણીતાં સનાતની કાર્યકર શ્રી. ચન્દ્રકળા બ્હેન દીક્ષિત છેડાઇ ગયાં હતાં અને જણાવ્યું હતું કે શાસ્ત્રો પ્રમાણે યજ્ઞો હોઇ તેજ સાચો ધર્મ છે.

—સ્વ. શ્રી. દામોદરલાલજીના ગોલોકવાસ બાદ હંસાનો હૃદય પલટો થયો છે, એવી અફવા છે કે, હંસાએ એમ જાહેર કર્યું છે કે, "હવે મારૂં કશું નથી" મારી પાસે જે છે તે શ્રી. ગોવિંદલાલજીનું છે. શ્રી. ગોવિંદલાલજી મ્હને ખાવા આપશે એટલે બસ છે."

—યુરોપમાં વિશાળ યાત્રા કરીને હમણાંજ આવેલા એક પારસી યુવાને ત્યાંના નગ્ન રહેનારાઓની લગભગ દરેકે દરેક છાવણીનો બારીકીથી અભ્યાસ કર્યો હતો. તેઓ નગ્નાવસ્થાના હીમાયતી છે અને એમ જણાય છે કે, મુંબઇ શહેરમાં—બલ્કે મુંબઇના એક પરામાં નગ્નાવસ્થામાં રહેવા ઇચ્છનારાઓની એક છાવણી સ્થાપવાનો તેમણે નિશ્ચય કર્યો છે. એવી સંસ્થા સ્થાપવા માટે સત્તાવાળાઓની પરવાનગી મેળવવી પડશે પરંતુ આવશ્યક પરવાનગી મળી ગયા પછી સં. સ્થાપતાં વાર લાગશે નહિ.

—સુરતમાં એક ઈંગ્લીશ બુલડોગ કુતરીને ૬ નર અને ૬ માદા બચ્ચાં જન્મ્યાં હોઇ બધાનો દેખાવ સરખો છે એમ કહે છે.

—નિઝામ રેલ્વેના જાલના સ્ટેશનના ઓવરશીયર પ્રાનુ રંગમ પીલાઇ તથા એની સ્ત્રી ચીનામા ઉપર પોતાની ભત્રીજી સરસ્વતીને સાંકળે બાંધી ૧૫ દિવસ હવાની કોટડીમાં પુરી રાખવા, ગરમ ચમચાના ડામ દેવા તથા નેતરના ફટકા મારવા, અને ૨૫ દિવસ સુધી જાજરૂમાં નાગી પુરી રાખવાના આરોપસર કેસ થયો છે.

—ન્યુયોર્કમાં આશરે ૧૪ હજાર ઇસમો લખોપતિ છે

—જાપાનના સ્વદેશ ખાતાના નાયબ પ્રધાન મી. કુઝવાને કુતરાં બિલાડાં પેઠે જે મળે તેનું મોઢું ચાટવાની ટેવ કહે છે. કોઇ ન મળે તો પછી પોતે પોતનો હાથ ચાટે છે.

—ઇંદરપુર રાજ્યે રાજ્યની હદમાં ખાદીની ટોપીઓ બનાવીને વેચનારાઓને હુકમ કર્યો છે કે, હવેથી તમારે ખાદીની ટોપીઓ બનાવવી નહિ અને વેચવી નહિ, હુકમનો ભંગ કરનારને આ શીક્ષા કરવામાં આવશે.

—સીતામાઉ રાજ્યના મહારાજાના બીજા રાજકુમારે ઇંદોરના ચર્ચમાં ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો છે. દેશી રજવાડામાં ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યાનો આ પહેલવહેલોજ બનાવ છે.

—કલકત્તા, સેલીના એન્ટારીન નામની સત્તર વર્ષની મુસ્લીમ યુવતિ એક તરુણ ખ્રીસ્તી સાથે પ્રેમમાં હતી. યુવતિના પિતાને પ્રેમની ખબર પડી અને તે રોષે ભરાયો. આ પછી પિતાએ તેના બાર પુત્રોને રાત્રે બોલાવ્યા અને એ કુટુમ્બની અદાલતમાં એ બાળાને પોતાની સજા ફરમાવાઇ. પુત્રીને લઇ બધા પર્વત પ્રદેશમાં ગયા. એક ઝાડ પાછળથી સંતાડેલું કાળુ પોટલું કાઢવામાં આવ્યું. સેલીનાની નજરે તે છોડવામાં આવ્યું. તે તેના પ્રેમી ખ્રીસ્તી યુવકનું શબ હતું. સેલીનાની આંખે અંધારા આવ્યાં. આ પછી એ શબ સાથે સેલીનાને બાધી ઉંડા ખાડામા ફેંકી દીધી. ઉપરથી પિતાએ અને તેના બાર પુત્રોએ પત્થરાનો મારો ચલાવ્યો. પત્થરોમાં એ દટાઇ ગઈ અને આવી રીતે એ બાળાને મારી નાંખવામાં આવી.

—મીસ જ્યોરજેટ એવેરેટ નામની ઉઠાવગીર યુવતી ઉપર લગનના નામે ઠગાઇ કરવા વાસ્તે પારીસની કોર્ટમાં કેસ ચલ્યો છે. કહે છે કે એ પેપરોમાં પરણવાની જાહેર ખબર આપતી. બાદ ઉમેદવારો પૈકી અમુક મુરતીઆને અમુક સ્થળે બોલાવી આશા આપી લગ્ન અંગે જોઇતી ચીજો ખરીદવા બજારમાં જઇ કોઇ બ્હાનું કાઢી પછી એ ચીજો સાથે છુ થઈ જતી અને પેલો બાપડો રાહ જોઇ વ્હીલે મોડે વીદાય થતો. આવી રીતે જુદે જુદે સમયે થઇ કુલ્લે ૨૦૦ લગ્નઘેલાને એણે ઘેલા બનાવી લુંટયા છે,

—ગીચુરમાં એક જોશીએ એક ડોસાને કહ્યું કે તારા છોકરાની ઘાત છે પણ એને બદલે કોઇ બીજો રાજીખુશીથી મરણ પામે તો એ બચી જાય. એટલે પુત્ર વત્સલ ડોસાએ સાચુ માની કૂવે પડી આપઘાત કર્યો છે, છોકરો બચી ગયો કે કેમ તે ખબર નથી!

—મદ્રાસમાં ઝવેરાતનો ધંધો કરતા ઝવેરી રાજા મણીએ પોતાના ૭ વર્ષના છોકરાને પ્રથમ ઝેર દઈ પછી પોતે પણ આપઘાત કર્યો છે. કહે છે, કે કોઇ ઝવેરીએ એને ભવીષ્ય ભાખ્યું હતું કે તમારૂં જીવન નીષ્ફળ નીવડશે એટલે એણે એ સાચુ માની લઇ હતાશ થઈ આમ કર્યું છે.

---

[ પૃષ્ઠ ૨૩ નાનું અનુસંધાન ]

(૨) આર્ષયુગ એ અયુર્વેદનો શ્રેષ્ઠ યુગ હતો આ યુગમાં આયુર્વેદના પ્રત્યેક અંગ પર અનેક ગ્રન્થોની રચના થઈ હતી. અધુના તેમના નામ અને પ્રત્યેકની થોડીક પંક્તિઓ ટીકાકારોની ટીકાઓમાં મળે છે. આ યુગમાં આયુર્વેદની સારી ઉન્નતિ થઇ હતી. નિમ્ન-લિખિત રૂપમાં—

(ક) કાય-ચિકિત્સા તંત્ર (Medicine) :—
(૧) અગ્નિવેશ (૨) ભેલ (૩) જતુકર્ણ (૪) પરાશર (૫) ક્ષારપાણિ (૬) હારીત (૭) ખરનાથ (૮) વિશ્વામિત્ર (૯) અરિક-સંહિતા

(ખ) શલ્ય-તંત્ર (Surgery):—
(૧૦) ઉપધેનવ (૧૧) ઉરભ (૧૨) સૌશ્રુત (૧૩) પૌષ્કળાવત (૧૪) વૈતરન (૧૫) ભોજ (૧૬) કરવીર્ય (૧૭ ગોપુરરક્ષિત (૧૮) ભાનુક તંત્ર કાયચિકિત્સા અને શલ્યતંત્રઃ—(૧૯) કપિલતંત્ર (૨૦) ગૌતમતંત્ર.

(ગ) શાલાક્ય-તંત્રઃ-((aculeate and some other kinds of surgery especially with pointed instruments) (૨૧) વિદેહ (૨૨) નિમિ (૨૩) કાત્યાયન (૨૪) ગાર્ગ્ય (૨૫) ગાલવ (૨૬) સાત્યકી (૨૭) શૌનક (૨૮) કરાલ (૨૯) ચક્ષુરય (૩૦) કૃષ્ણાત્રય-તંત્ર.

(ઘ) ભૂત-વિદ્યા-તંત્રઃ-ભૂત-વિદ્યાના કોઇ ગ્રન્થકારનું નામ ટીકાઓમાં જોવાતું નથી. સુશ્રુત અને વાગ્ભટ્ટ ભૂતવિદ્યાને પૃથક જ માને છે કિંતુ ચરકે ઉન્માદાધિકારના લીધે એનો અન્તર્ભાવ કર્યો છે.

(ઙ) કૌમાર ભૃત્યતંત્રકાર-(૩૧) જીવક (૩૨) પાર્વતક અને (૩૩) બંધક જીવક બૌદ્ધ-ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. જીવકે બિમ્બિસાર અને યુગ પ્રવર્તક મહાત્મા બુધ્ધદેવની ચિકિત્સા કરી હતી પાલી ગ્રન્થોમાં એમનો ઉલ્લેખ જીવકકુમાર ભચ્ચના નામે થયેલો છે એના અતિરિક્ત (૩૪) હિરણ્યાદી તંત્ર નામનું એક અન્ય તંત્ર હતું.

( ચ ) અગદતંત્ર અર્થાત્ નિખિલ-સ્થાવર-જંગમ વિષ ચિકિત્સાઃ- ( ૩૫ ) કાશ્યપતંત્ર અને ( ૩૬) સનક (૩૭) ભદ્રાયન-સંહિતા.

(છ) રસાયનતંત્રઃ- (૩૮) પતંજલ (૩૯) વ્યાડિ (૪૦) વશિષ્ઠ (૪૧) માતવ્ય (૪૨) નાગાર્જુન-તંત્ર

(જ) વાજી કરણ-તંત્ર—પ્રાચીન ટીકાકારોએ એ વિ ગનો કોઈ પણ ઉલ્લેખ નથી કર્યો. વાજીકરણ-તંત્રન ગ્રન્થોનું નામ પ્રાચીન ટીકાઓ અને સંગ્રહ મળે છે આયુર્વેદ અને અશ્વાયુર્વેદ પણ એજ ... સમ્યક પુષ્ટિ પ્રાપ્ત કરી હતી. આ યુગ શાલિહોત્ર અને પાલકાવ્ય-સંહિતા ઉલ્લેખનીય છે.

આ યુગમાં ભારત સંસારનો વિદ્યાપીઠ હતો. ... પ્રતીચ્ય બહુ દેશદેશાન્તરોથી વિદ્યાર્થિઓ ભારતમાં વિદ્યા અને ધર્મનું અધ્યયન કરતા હતા. આ આર્ષયુગ પછી બૌદ્ધ યુગમાં પણ ભારતી સંસારનો શ્રેષ્ઠ ગુરુ . પશ્ચિમમાં મિસ્ત્ર અને અરબ, ગ્રીસ અને રોમ પૂર્વ ઉત્તરમાં તિબ્બત, ચીન અને જાપાન, દક્ષિણમાં મલદ્વી આદિ ભારતીય જ્યોતિથી ઉદ્ભાષિક થઇ રહ્યાં હ...

અહિયાં હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એ મહામહિમાન્વિત યુગનું આવું શોચનિય પ... ણામ શું કરવા આવ્યું હશે. ઉત્તરમાં કહી શકા છે કે સિકંદરના આક્રમણ, નંદવંશ ચંદ્રવંશ વિરુદ્ધ અશોક-કૃત પ્રજાક્ષય અને શકોના આ... આદિના લીધે પ્રજામાં અશાંતિ હતી. લોકો વિજ્ઞાન ચર્ચાનો અવકાશજ ન મળ્યો. સુંગ-વં... પુષ્પમિત્રના સમયમાં ભારતમાં શાંતિનું કંઇક સા... સંસ્થાપિત થયું હતું. અગ્નિવેશ-સંહિતાનું ફરી સંસ્કાર કરવામાં આવ્યું. એના પછી શકોના આક્રમણ લીધે ભારતની ફરીથી શોચનીય અવસ્થા થઇ. પંડિતો વિજ્ઞાન-ચર્ચાથી સર્વથા વિમુખ રહેવા લાગ્યાં. ... સમય પછી કુશાનવંશીય કનિષ્કે યુદ્ધ કરી હિમાલય લઇને વિંધ્ય પર્યન્ત એક છત્ર રાજ્ય સ્થાપિત

શાંતિની ફરીથી સ્થાપના થઇ એજ સમયમાં કાશ્મીરના દઢબલે ચરક-સંહિતાના શેષાંશની રચના કરી.

ક્રમશઃ હુણ અને કામ્બોજયગણોએ ભારતવર્ષ વ્યાપિ વિપ્લવની સૃષ્ટિ કરી. વિક્રમાદિત્યના સમયમાં ફરી શાંતી સ્થપાઇ વિજ્ઞાન અને શાસ્ત્રોની આલોચના ફરી ક્રમશઃ વેગથી થવા લાગી. આ સમયને લઇ અનેક શતાબ્દીઓ પર્યન્ત ભારતમાં શાંતિ રહી હતી. એ દીર્ઘકાલિન શાન્તિના સમયમાં કાલિદાસ, અમરસિંહ, વરરૂચી, વરાહમિહિર, દંડી, બાણ, ભવભૂતિ, આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત, આદિનો પ્રાદુર્ભાવ થયો હતો. ભગવાન્ શંકરાચાર્ય પણ એજ યુગમાં થયા હતા. આયુર્વેદની અષ્ટાંગ-સંહિતાના રચયિતા વાગ્ભટ્ટ, વૃંદ, માધવ પ્રભૃતિ સંગ્રહકારો અને જજ્જડ, ગયદાસ, ભાસ્કર, બ્રહ્મદેવ, પ્રભૃતિ વ્યાખ્યાકારિ પણ એજ સમયમાં થયા હતા વરેન્દ્રશીય ચક્રપાણી દત્ત અને માનવકર તથા સુપ્રસિદ્ધ ગ્રંથકાર રાજા ભોજ ઇશુની અગ્યારમી શતાબ્દીમાં વર્તમાન હતા. એ યુગના પછીજ ગજનીનો સર્વધ્વંશકારી મહમદનું આક્રમણ, મુહમ્મદ ઘોરીનું આક્રમણ ચંગેજખાં. તૈમુર આદિના અત્યાચાર, મુગલપઠાણોના યુદ્ધ વિપ્લવ ઇત્યાદિથી ભારતીય વિદ્યા ફરીથી અધઃપતિત થતી નિરવદિન થવા લાગી.

દક્ષિણમાં બુક્કા રાજાઓના પ્રતાપે ભારતીય-વિદ્યાની પુનઃ પ્રતિષ્ઠા થઇ. સુપ્રસિદ્ધ સાયણ માધવે એજ સમયમાં વેદોની ટીકા કરી હતી અકબરશાહના સમયમાં પણ શાંતિ રહ્યા અને વિદ્યાની ઉન્નતિ થઇ હતી. આ સમયમાં કાન્યકુબ્જમાં ભાવમિશ્રનો પ્રાદુર્ભાવ થયો. વૈયાકરણ ભટ્ટોજી દિક્ષિત, અને કવિ-આલંકારિક તથા વૈયાકરણ જગન્નાથ પંડિત આદિ શાહજહાંના સમયમાં થયા હતાં.

ઓરંગઝેબના સમયમાં પુનઃ વિદ્યાલોચનામાં વિઘ્ન નડયું. એ વિઘ્ન દૂર થાય તે પહેલાં મુહમ્મદશાહ પ્રભૃત લુટેરાઓની સંહારલીલાનો અભિનવ આરંભ થયો!

ત્યારથી લઇ હજુ સુધી ભારતીય વિદ્યા પોતાનું મસ્તક ગર્વથી ઉન્નત ન કરી શકી, તે નજ કરી શકી. .*

* કવિરાજ ગણનાથ સેનના "પ્રત્યક્ષ શારીર" નામના પુસ્તકથી સંકલિત.

# છેલ્લું ઝવેરાત

પ્રયોજક :—
શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ,
બી. એ. એલ એલ. બી.

૧

એનું વદન લાલચોળ બની ગયું હતું. નેત્રો સુઝી ગયાં હતાં. નયનના નીર ને ચક્ષુનાં તેજ પણ ખુટી ગયાં હતાં. કોઇ માનસિક વ્યથાથી પીડાતી તે દાદર વચ્ચે બેસી પડી હતી. અવાર નવાર તે દીર્ઘ નિશ્વાસ મૂકતી ને ખોળામાં લાવતા બાલકને ચમકાવતી—બિચારા એ નિર્દોષ બાલકને એની દુ:ખી માતાની પીડાઓની ક્યાં ગમ હતી ?

"બા ! તું કેમ રડે છે ? તને શું થાય છે ?" એક નાનકડી બાલીકાએ અંદર આવતાં જ પ્રશ્ન કર્યો. એની નજર ગમગીન ને બાઘી બની ગઈ. પરંતુ માતા તો મુંગી જ રહી. નાના બાલકને ધીમેથી નજીક ખેંચી એના ઝલકદાર કપોલ પર તેણે એક ચૂમી લીધી ને તેને બાજુએ બેસાડી તે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. માતા પોતાનો ઉભરો ન રોકી શકી એટલે તે પાંચેક વર્ષની સુકુમાર બાલિકા પણ મૂકતકંઠે રડવા લાગી.

૨

એક વખતે એ માતા શ્રીમંત હતી. એક રાજકુમારી સમોવડો વૈભવ ભોગવતી, દેશમાં સૌંદર્યવતી હતી ને સુશીલા શ્રીમંત પિતાની પુત્રી હતી. એનો પડતો બોલ ઉપાડી લેવામાં આવતો. કન્યાકાળ થતા તેને એક કુલીન કુટુંબના સુંદર નવજુવાન સાથે પરણાવવામાં આવી. તે ભણેલો ગણેલો પણ હતો. શરૂઆતનાં વર્ષોમાં તેઓએ ઘણું જ સુખી દંપતીજીવન ગાળ્યું. પરંતુ એક કારમી પળે સસરા જમાઇ વચ્ચે મતભેદ પડ્યો અને જમાઇએ સસરાનું મોં પણ ન જોવાની પ્રતિજ્ઞા કરી. પતિ પત્ની વતન ત્યજી મુંબાઇને પંથે પડ્યાં.

પરંતુ શહેરી મિત્રોએ તો એ જુવાનને દારૂની બદીમાં ફસાવ્યો, એની પત્નીની કુથલી કરવા માંડી અને તેનો સંસાર સળગાવી મૂકયો. એની નાનકડી બાલિકાનું કુમળું વદન પણ એને પૂર્વજીવન તરફ આકર્ષી શક્યું નહિ.

વહેલી સવારે તે ઘર બહાર નીકળી પડતો ને મોડી રાતે તે પાછો ફરતો. ને દારૂથી ચકચૂર દશામાં તેની પત્ની જરા પણ ફરિયાદ કરે કે તે છેડાઇ પડતો. એની સઘળી કમાણી એના વ્યસન ને વ્યસની મિત્રો પાછળ વેડફાઇ જવા લાગી ને એની પત્ની ને બાળકોને ભૂખમરો વેઠવાનો થયો.

આમ મહિનાઓ વીત્યા પણ સુધારાની એક પણ આશારેખા નજરે ચઢી નહિ, ઘરની વીટંબણા રોજરોજ વધતી ચાલી. પરંતુ પિતાની સહાય માગવા પત્ની સ્વમાન મુકી શકી નહિ. એક પછી એક તેણે પોતાનાં ઘરેણાંગાંઠાં વેચી માર્યાં ને છોકરાં ને પોતાનું ગુજરાન ચલાવ્યું.

આજે માત્ર એનું છેલ્લું ઝવેરાત બાકી હતું. એનું મંગલસૂત્ર ભૂતકાળના અકથ્ય વૈભવનું સંભારણું. એને વેચ્યા કે મૂકયા સિવાય આવતી કાલ માટે ખાવાનું ન્હોતું.

૩

બન્ને બાળકોને વાળુ કરાવી સુવાડી દીધાં. શયનખંડની બારીએ સુશીલા વિચાર વિહવલ બની બેઠી હતી. દૂર દૂર અલોપ થઇ જતી નિર્જન શેરીમાં ખાલી દષ્ટિ નાંખી રહી.

એણે ઘણોય વિચાર કર્યો પણ કોઇ જ નિર્ણય કરી શકી નહિ, દિવસો ઉગ્યા ને આથમ્યા હતા છતાં આ ભયંકર પરિસ્થિતિમાંથી છુટકારો કેવી રીતે મેળવવો તે એ સમજી શકી નહોતી. જેમ જેમ તે વિચારતી ગઇ તેમ તેમ નિરાશાની ઉંડી ગર્તામાં ગબડતી ગઇ. કાંઈ પણ કર્યા વિના છૂટકો જ નહોતો. પણ કરવું શું !

ધીમે ધીમે તેણે મંગલસૂત્ર ગળામાંથી કાઢ્યું. પૂનીત જીવનનું એક પૂરૂં સ્મરણ, ચિહ્ન જ્યોત્સનાના પ્રકાશમાં ઘડીભર ધરી રાખ્યું. આજે તેનું તેજ

અનેકઘણું વધી ગયું હતું. એ પારકાને સ્વાધીન કરતાં જીવ ચાલે તેમ નહોતું. પરંતુ છૂટકો ન્હોતો. એના ઓછામાં ઓછા છસો રૂપીઆ ઉપજે તેમ હતા. એક વર્ષ સુધી તો નભાવી શકશે. એટલા ગાળામાં કોણ જાણે શુંનું શું થઈ જશે! હવે પણ પ્રભુ એના સામું નહિ જુએ!

અંધારૂં વધતું જતું હતું. એની આંખોમાં ઉંઘ ઘેરાતી હતી. બે વાગ્યા. બારણા પર ટકોરો પડયો.

એનો પતિ–કે પાડોશી? આટલી મોડી રાત્રે કોણ હશે!

ફરી ટકોરો સંભળાયો. એક અસ્થિર મંદ અવાજ આવ્યો—"સુશીલા!"

એનો પતિ જ આવ્યો હતો.

૪

ધબકતા હૈયે તેણે દ્વાર ઉઘાડયું. એક પોલીસ તેના પતિને ઘેર લઇ આવ્યો હતો. તેની આંખોમાં અશ્રુ ઉભરાયાં.

"બેન! આમને મેં ગલીના વળાંક આગળ પડેલા જોયા. તેમની ડાયરીમાંથી મને સરનામું મળ્યું એટલે તેમને અહીં લઇ આવ્યો છું. હવે ઘેન ઉતરવા માંડયું છે. જરા આરામ મળતાં તે સ્વસ્થ બની જશે. હવે થોડા દિવસ એમને બહાર ન જવા દેશો. હું જાઉં છું હો!'

તે ગયો. દારૂડીઓ દીર્ઘશ્વાસ લઇ રહ્યો હતો. એનું વદન દુર્ગંધ મારતું. તેણે તેને પથારીમાં સુવાડયો પાંગથે બેસી તે દીલ ખોલીને રડી. અનાથ મહિલા રડે નહિ તો બીજું શું કરે?

એ કાળરાત્રી તેનાથી સહન થઇ નહિ. એક એક પળ એને કલાક જેટલી લાગવા માંડી. છેવટે પૂર્વમાં અરૂણ પ્રકાશ થયો. એના ચમકતા રંગો હરક્ષણે પલટાતા રહ્યા નિદ્રાવશ આકૃતિમાં પણ પલટો થયો.

તેણે પાસાં બદલવા માંડયા ધીમે ધીમે નેત્રો પણ ઉઘાડયાં પ્રથમ દૃષ્ટિપાતે જ એની ભાનભૂલી પત્નીના દર્શન થયાં તેણે બેઠા થવા એક નિષ્ફળ પ્રયત્ન કર્યો. આખું શરીર પ્રસ્વેદથી નવાઇ ગયું.

"જરા શાતા વળે ત્યાં સુધી પડયા રહો પ્રાણનાથ!"

ને તે ફરીથી પથારીમાં પડયો. એનું મન મુંઝાઇ રહ્યું હતું. એ સ્વસ્થ નહોતો.

એવામાં લીલા પણ જાગી ઉઠી. પુતળી હાથમાં લઇ તે પિતાની પાસે આવી પરંતુ અશ્રુભીનું એની માતાનું વદન જોઇ તે ખમચાઇ. એની માતાના છેલ્લા નિર્જીવ સ્મિતે તે ઉત્સાહીત બની. એના પિતાની પડખે આવી ઉભી રહી.

"બાપુ! બિમાર છો? બોલતા કેમ નથી? હું તમને નથી ગમતી! આ "ચંદ્રા" માટે ઝભલું કરવાનું બાએ કહ્યું તેથી તમે ચીઢાયા છો? ના. ના. એમ ન કરશો. મારી "ચંદ્રા' માટે હું કશું જ નહિ માગું. બોલો. પિતાજી! મને નહિ બોલાવો? મને ચુમી નહિ દો!"

દુઃખભર્યા દિલે દંપતી શાંત બેસી જ રહ્યાં. કોઈ બોલી શકયું નહિ.

એક કલાક પસાર થયો. દારૂડીયાના ફીક્કા વદન પર એક સૂર્યકિરણ પડયું. કેવો વહાલસોયો પિતા ને પ્રિયતમ હતો? આજે એની પતિવ્રતા પત્ની ને નિર્દોષ બાળકો માટે એ ભાવનાનું એક બિંદુ પણ બાકી રહ્યું હતું? આજે એ મનુષ્યનું ખાળખું બની રહ્યો હતો.

૫

તે જાગ્યો. એની કીકીઓ બે ધ્યાન નજરે આખાય ખંડમાં ફરી વળી. એક વાર ફરી એની રડતી પ્રિય નજરે પડી. નિર્દોષ બાલક ભાવભર્યા દિલે ફરી પિતા પાસે આવ્યું. તેણે લીલાને નજીક ખેંચી. ખમચાતી ખમચાતી તે આવી તો ખરી પણ એક દમ પાછી હઠી ને બોલી ઉઠી.

"શું ગંધાય છે? બાપુ!"

શરમને તિરસ્કારથી પિતાએ મોઢું ફેરવી લીધું.

"ઓ નાથ! તમારી આ દીનદાસી સામું જુઓ. આ દોહલા દિવસો કયારે પૂરા થશે? આ ફુલ જેવાં છોકરાંને હું કેવી રીતે કરમાતા જોઇ શકું અમારી મનની મનમાં રહી જાય છે. એમની મુંઝવણ હું શી રીતે ટાળું?"

એ મર્મસ્થાને શૂળ ભોંકાતાં જ તે સફાળો ઉઠયો. પત્ની ને પુત્રીને હડસેલી મૂકવા મથ્યો. ખંડ બહાર જવા પગલાં માંડયાં પણ એના શરીરમાંથી શક્તિ ઓસરી ગઈ હતી. એ જમીન પર ઢગલો થઇ ગયો.

પતિના ભાનમાં આવ્યા પછી પત્ની પેલું મંગળ-સૂત્ર લઇ, ઘરને બહારથી તાળું મારી, નીકળી પડી.

નાની લીલા પણ તેની સાથે ગઇ.

થોડી જ વારમાં તે એક શરાફના ઘર આગળ આવી પેલું મંગળસૂત્ર એના આગળ મૂક્યું. વ્યાપારીએ વિગત પૂછી. એનો સ્વર રૂંધાઇ ગયો. નયનમાં નીર ઉભરાયાં સુશીલા એને પગે પડી. રોજના ટેવાઇ ગયા કાંચિયાની ક્રૂર આંખો પણ સુશીલાની કરમકહાણીથી ભીંજાઇ.

તે સ્વસ્થ બની. છતાં તૂટતા અવાજે તે મક્કમતાથી બોલી.

"ભાઇ ! તમે મારા તારણહાર છો. મારા પતિ દારૂની બદીમાં સપડાયા છે આજે તેમની દશા ભયંકર છે. મારાં છોકરાં ભૂખે મરે છે. હું મારાં તમામ ઘરેણાં–ગાંઠાં વેચી ચૂકી છું. આ છેલ્લું ઝવેરાત–મારૂં મંગળસૂત્ર મારા પિતાએ એને મરણપર્યંત સાચવી રાખવાનું મારી પાસે વચન લીધું હતું. કોઇ પણ સંજોગોમાં એ દૂર કરવાની મેના કરી હતી. અનિચ્છા ઘણીયે છે પણ છૂટકો નથી. લ્યો અમારાં જીવન બચાવવા એના દામ આપો.

૬

મારવાડીએ કરૂણ અરજ સાંભળી. શાંતિથી તે બોલ્યો.

"બેન ! તારૂં મંગળસૂત્ર પાછું લઇ જા. તારી પાસેજ એ રાખજે. તારે જોઇએ તેટલી રકમ માગ. તને મળે ત્યારે પાછી આપજે. મારે વ્યાજ પણ નથી જોઇતું."

તેણે સો રૂપિયાની નોટ સુશીલાના હાથમાં મૂકી.

"આભાર થયો" તે બોલી "તમારા જેવી દયા આજ સુધી કોઇએ બતાવી નથી. પણ તમારી ઉદારતાનો ગેરલાભ ઉઠાવું તેવી હું નથી. હું તમારી રકમ પાછી ન પણ વાળી શકું. આ ઝવેરાત આપની પાસે રાખો. આપને ખોટ ખમવી ન પડે. વળી સો રૂપિયાથી મારૂં પેટ ભરાય તેમ નથી મારે તો એથી ત્રણ ઘણી રકમ જોઇએ છે."

શરાફે સોની બીજી બે નોટો સુશીલાને આપી તે બોલ્યો

"ભલે ! તારી એવીજ ઇચ્છા હોય તો મને હરકત નથી. આ મંગળસૂત્ર હું સાચવી રાખીશ. તું દેવું વાળી પાછું લઇ જજે."

પૈસા લઇ સુશીલા ઘેર આવી. માર્ગમાંથી દાક્તરને પણ તેડી ગઇ.

સુશીલા દાક્તરને ઉપર લઇ ગઇ. દર્દીના ખંડનું બારણું ઉઘાડું પડયું હતું. દર્દી ત્યાં નહોતો.

પોલીસને ખબર આપવામાં આવી. તપાસ કરતાં એક ધર્મશાળાની ઓરડીમાં તે મળી આવ્યો પરાણે તેને ઘેર આણવામાં આવ્યો. દાક્તરે તપાસ્યો. દવાખાનામાં લઇ જવાની સલાહ આપી. ત્યાં ખાસ દેખરેખ નીચે તેને મૂકવામાં આવ્યો. દર અઠવાડિયે દવાનાં નાણાં પત્ની પૂરાં કરતી. દર્દી સાજો થતો ગયો.

૭

છેવટે દર્દીને ઘેર લાવવામાં આવ્યો. આખી રાત તેણે શાંતિથી નિદ્રા લીધી.

સવારનો કુકડો બોલતાંજ આખું નગર પ્રવૃત્તિમય બની ગયું હતું. છતાં એક દુઃખી અબળા તેના બિમાર પતિની પડખે બેઠી હતી. એનું નાનું બાળક પયવિનાની છાતી ચૂસતું હતું. મોટી લીલા જમીન પરજ પડી રહી હતી. કોઇ કોઇ છાનું ડ્રુસકું એ ખંડની નિરવ શાંતિનો ભંગ કરતું.

ધીમે ધીમે તેણે આંખ ઉઘાડી. ચિંતાગ્રસ્ત પત્ની સામે તે તાકી રહ્યો. તેના કપોલ પ્રદેશે એક અશ્રુબિંદુ સરી પડયું. ભાવભર્યા ઉમળકાથી પત્નીએ પતિનો હાથ પોતાના હાથમાં લીધો. એના શ્રમિત કપાલ પર વહાલભરી ચૂમી લીધી. છતાં ધકકો મારી પતિએ પત્નીને દૂર કરી.

"સુશીલા" એક નિર્બલ સ્વર સંભળાયો, "મને શું કરવા અડકે છે ? મારી પાસે શું કામ બેસે છે ! મારી ખાતર નાહક આંસું કેમ પાડે છે ? જેની પડખે બેસવું તને ગમે છે, જેના આલિંગને તું રોમાંચ અનુભવે છે. એ નિરંજન તો સામેના ઘરમાં રહે છે. ત્યાં જા. દુષ્ટા ! તારા સ્નેહી જોડે સુખચેનથી રહે. જા. તારૂં ને તારાં છોકરાંનું મોં કાળું કર. એમ તારા સ્ત્રી ચરિત્રથી હું ભોળવાઈ જવાનો નથી."

"શરીફ નિરંજનની વાત કરો છો ? મારા નાથ ?"

"હા. હા. હૈયે હોય તે હોઠે આવે !"

"પણ હું તો—"

"મારે એક શબ્દ પણ સાંભળવો નથી."

પથારીમાંથી ઉઠી તેણે પત્નીને ઘર બહાર ધકેલી મૂકી, બાલક લીલા જાગી તેને પણ બહાર કાઢી. ધડાકાબંધ દ્વાર બંધ કર્યું.

હવે સુશીલાને પહેલી પીડા આશ્રમ શોધવાની થઈ. એના પતિને એનું કામ નહોતું. પિતા પાસે એને જવું નહોતું. એના દિલમાં હોળી સળગી રહી હતી. એની પુત્રી બાધી બની એને અનુસરી રહી હતી. તેણે આગળ ને આગળ ચાલ્યા જ કર્યું. છેવટે તે ગરીબ લત્તા આગળ આવી. એક વૃદ્ધ ઘરના આગણામાં ઉભી હતી. તેણે મકાનની ભાળ પૂછી પેલી વૃદ્ધા એના સામું જોઈ રહી. ઉંડી તપાસ પછી એને જરા લાગણી થઇ. તેણે પોતાના ઘરમાં એક ઓરડી કાઢી આપી. અગાઉથી ભાડુ લઈ સુશીલાને ત્યાં પડી રહેવા દીધી.

૮

પરંતુ ત્યાંના વાતાવરણે સુશીલાના શરીર પર અસર કરવા માંડી. તે માંદી પડી ને દિનપ્રતિદિન નબળી પડતી ગઈ. એના બાળકો પણ નિરાધારી ભોગવવા રહ્યાં.

"બા! આપણે બાપુજી પાસે કયારે જઈશું?" એક દિવસે લીલાએ તેની માતાને પૂછયું. "એમને મળવાનું મને મન થયું છે. એ અહીં નહિ આવે?" આપણે અહીં કયાં સુધી રહીશું?"

માતાએ કાંઇ જ ઉત્તર ન દીધો. એનું દિલ ભરાઇ આવ્યું.

એમ કેટલાક દિવસો પસાર થઇ ગયા. એક દિવસે સંધ્યાકાળનો સમય હતો ત્યાં સુશીલાને ઝોલો આવ્યો. છોકરાં આભા બની ગયાં. લીલા પેલી વૃદ્ધા પાસે ગઇ. માતાની હાલતનું કાલી બોલીમાં બ્યાન કર્યું. પરંતુ તેણે એ બાલકના બોલવા પર કાંઈ લક્ષ આપ્યું નહિ. એની માતા માટે દુધ લાવવા સુચના આપી. મટી જશે એમ તેને સમજાવી વિદાય કરી. લીલા પાછી આવી. અંધારૂં થઇ ગયું હતું. દીવો કોણ કરે! લીલાને દીવાસળીનો પત્તો ન લાગ્યો. તેણે તેની માતાને પૂછયું. ઘરમાં દીવાસળી નહોતી. દિવેલ પણ થઇ રહ્યું હતું. તેની માતાએ લીલાને બે આના લઇ દીવાસળી ને દીવેલ લઇ આવવા કહ્યું. લીલા દોડતી દુકાને ગઈ.

દુકાનદારના હાથમાં બે આના મૂકી તેણે દીવેલને દીવાસળી માગી. તે લીલાના સામુંજ જોઇ જ રહ્યો. બે આનામાં બધું જ કયાંથી મળે?

"પણ સોમવારે બાએ તમને બે આના જ આપ્યા લીલાએ વાંધો ઉઠાવ્યો.

પરંતુ ભાવ કેમ વધી ગયા તેની એના બાલમાનસને સમજ પડી નહિ. ધીમે ધીમે તે ઘર તરફ પાછી વળી. અંધારૂં થઇ ગયું હતું. લીલાએ ધુનમાં ને ધુનમાં ચાલ્યાજ કર્યું; પણ ઘર આવ્યું જ નહિ. અજાણ્યે રસ્તે ચઢી ગઈ હતી એમ તેને સમજાયુ. તે વિહ્વળ બની ગઈ. રડતી રડતી એ દિવાના થાંભલાને અઢેલી બેઠી.

ડૂસકાંથી એનું હૈયું ફાટફાટ થઇ રહ્યું હતું તેની આંખોમાંની આંસુ પણ સૂકાઇ ગયાં. માતાપિતાના નામની રાડ નાખતી તે રડી રહી.

એજ વખતે પાછળનું દ્વાર ઉઘડયું ને એક માયાળુ માણસે તેને બોલાવી.

"આટલી મોડી રાતે તું એકલી કયાંથી બ્હેન! તારા બાપાનું નામ શું?"

"મારા બાપુનું નામ શ્રીકાંત. એ કયાં રહે છે તે તો મને ખબર નથી. હું તો મારી નાની બેન ને બા સાથે ગીરગામમાં રહું છું."

"પણ અત્યારે તું અહીં શી રીતે આવી?

"મારી માતા ખૂબજ બીમાર છે. પથારીમાં પડી પડી આળોટે છે. હું તો દીવાસળી ને દીવેલ લેવા નીકળી હતી. પણ બજારમાં ભાવ વધી ગયા છે. મારી પાસે પૈસા નહોતા એટલે હું પાછી વળી ને ભૂલી પડી.

"અંદર આવ. બેન! હું તને તારી બા પાસે લઇ જઇશ.

તેણે લીલાને અંદર લીધી. તેને સંતાન નહોતું. તેને આ બાલક ઘણુંજ ગમ્યું. એને ખાવાનું આપી સુવાડી દીધી. તેની પત્નીને બાલકની સંભાળ રાખવાનું કહી તે બહાર નીકળી પડયો.

૯

બારણા પર ભારે ટકોરો પડયો શ્રીકાંત આરામ ખુરશીમાં પડયો પડયો દિવાલ સામું તાકી રહ્યો હતો. તેનું મન ધુંધવાઇ રહ્યું હતું. તેને એકાંતની જરૂર હતી. એટલે પહેલા ટકોરા તરફ તેણે ધ્યાન ન આપ્યું. પણ ખૂબ જોરથી બારણાં ખખડવા લાગ્યાં. છેવટે તે રોષ ભર્યો ઉઠયો ને બારણું ઉઘાડયું.

"રજની! આ વખતે તું કયાંથી?"

"પત્તો લાગ્યો!"

"મેં તો સઘળી આશા છોડી દીધી છે. જ્યારે મને સત્ય વસ્તુ સ્થિતિનું ભાન થયું તે દિવસે મેં તેના

પિતાને પત્ર લખેલો પરંતુ તે પણ મારા જેવા બીલકુલ અજાણ છે.'

"રજની મારા મિત્રો આવા દગાબાજ હશે એવો મને ખ્યાલ સરખો નહોતો. મને વ્યસનમાં ફસાવી તેમને સંતોષ નહોતો. મારી પત્નિ પર આળ મુકી મને તેની વિરૂદ્ધ ભંભેર્યો ને હું કમઅક્કલ અવળે માર્ગે દોરાયો. ધન્ય છે મારી પત્નીને. આકરામાં આકરી કસોટીમાંથી તે પાર ઉતરી છે એનું ચારિત્ર્ય કંચન સરીખડું છે. એક પણ દિવસ તેણે ફરિયાદનો હરફ સુદ્ધા ઉચ્ચાર્યો નથી."

બંધુ! એમ નિરાશ થવાની જરૂર નથી. મને લાગે છે કે આપણને ભાળ મળશેજ. મારે ઘેર ચાલ."

શ્રીકાંત રજનીને વળગી પડયો "ભાઇ! ભાઇ! મને એક વાર તેની પાસે લઇ જા. એ દેવીના દર્શને મને નવજીવન સાંપડશે. ચાલ રજની! આપણે ગમે ત્યાંથી એને શોધી કાઢીએ."

૧૦

બન્ને રજનીના ઘર આગળ આવી પહોંચ્યા.

લીલા સામી આવી. શ્રીકાંતને જોતાં જ તે આરસની પ્રતિમા સમી અવાક બની ગઇ. શ્રીકાંતે દોડીને તેને ઉંચકી લીધી.

"લીલા! મારી મધુરી લીલા! તારી બા કયાં છે?" બન્નેની આંખો અશ્રુથી ભીંજાઇ ગઇ."

લીલાની નિશાનીઓ શોધતા શોધતા બન્ને જણે સુશીલાનું ઘર શોધી કાઢયું. લીલાએ બારણું [illegible] માત્ર ઉંડો દુ:ખોદ્‌ગારજ સંભળાયો.

ધકકો મારી શ્રીકાંતે બારણું ઉઘાડી નાંખ્યું.

૧૧

સુશીલા નિરાશાથી ગાંડી બની મસ્તક અફાળી રહી હતી. એનું શારીરિક દુઃખ ખૂબજ વધી ગયું ને ઘેનમાં જ તે પોકારી રહી હતી. "લીલા! મારી લીલા! બેટા! તું કયાં છે?"

શ્રીકાંત ધીરજ રાખી શકયો નહિ. મૃત્યુને દ્વિ[illegible] પહોંચેલી પત્નીને તેણે ગાઢ આલિંગન દીધું ને મુકત કંઠે રડી પડયો.

"સુશી! પ્રિયા! દેવી! હું પાપી છું. મને માફ કર. શાન્ત થા. સ્વસ્થ થા. હું તારો ગુલામ થઇ રહોશ. અરેરે! હું કેવો કૃતઘ્ની થયો! મારો ત્યાગ ના કરીશ! દેવી! મારૂં જીવન ખારૂં ન બનાવીશ. તારા વિના જીવી શકીશ નહિ.

ધીમે ધીમે સુશીલા સ્વસ્થ બની. તેણે પતિ[illegible] નજર સાથે નજર મીલાવી. તેના ફીક્કા નિર્જી[illegible] કપોલ પ્રદેશથી એક બિન્દુ આંસુ નીતરી પડયું. [illegible] જ ક્ષણે તેણે વદન ફેરવી લીધું.

"સુશી! સુશીલા!"

"બા! બા!"

સર્વત્ર નિરવ શાંતિ પથરાઇ ગઇ.

### કૅમેરાએ દીઠેલાં ને પડદાપર દર્શાવાયેલાં

# સાહસચિત્રો ને પશુપાત્રો

લેખક
શ્રી. પ્રિયવદન બક્ષી.

આપે કેટલીએ ભયંકર દેખાવોવાળી દેશી ફિલ્મો જોઇ હશે. એ ફિલ્મોમાં હાથી સાથે ને વાઘ સિંહ સાથે યુદ્ધ કરતા મનુષ્યો જોયા . સળગતા મકાનો ને ફાટતી સુરંગોમાં મરતાં નવીઓ નિહાળ્યાં હશે. ગબડી જતી રેલ્વે ટ્રેનો, તી સ્ટીમરોને તુટી પડતાં વિમાનોયે અવલોકયાં હશે.

'ટારઝન'માં સિંહ સાથે ભયાનક યુદ્ધ કરતો ટારઝન બીન્સનક્રુઝો'માં સમુદ્રમાં ઉછળી પડતો રોબીન્સન, રિકેન એક્ષ્પ્રેસ'માં તુટી પડતા વૈમાનિકો–જેણે જોયાં તે તો દિંગજ થયા હશે. કેટલીયે ફિલ્મોમાં આડે તે દોડતાં પાણીમાં ઉછળી પડતી મોટરો, ચાલતી ટરમાંથી ચાલતી ગાડીમાં કુદી પડતા માણસો, ઝાડ થી નીચેથી પસાર થતા ઘોડે સ્વાર પર કુદી પડતા ણસો–ને એવાં કેટલાયે દ્રષ્યો જોયાં હશે.

આવાં દ્રષ્યો જોવા મનુષ્ય સામાન્યતઃ લલચાય છે. ડદા પર આવા ભયાનક બનાવો નિહાળવા લોકો પડાડી કરે છે. સામાન્ય જનસમુહ આવાં ચિત્રો પાછળ લો થાય છે ને ફિલ્મ તૈયાર કરનારનાં ગજવાં તે ક ઠીક ભરે છે.

આવી ફિલ્મો જોવાનો એક ચેપ છે. તે ચેપ ાસ કરી સામાન્ય ને અતિસામાન્ય રસિકોને લાગ્યો ાય છે. નાનાં બાળકો ને ઓછા સંસ્કારવાળા નુષ્યો આવાં ચિત્રો ખાસ કરી પસંદ કરે છે. તેમનો ા શોખ પૂરો પાડવા ફિલ્મ ઉત્પાદકો તૈયાર બેઠા છે. મના ધંધાને સજીવ રાખવા ધનને ભોગે સાહસ ખેલનારા નરોયે તઇયાર બેઠા છે. બોકસ ઓફીસપરનો તત દરોડો તેમનાં સાહસોની કદર પણ કરાવે છે. મને ઇચ્છિત ધન પ્રાપ્તિ પણ થાય છે. પરંતુ અનેનાર એ ધંનપ્રાપ્તિ કરવા જતાં જીવન લીલા સમેટવી ડે છે.

આવા ખેલો માટેનાં જાનવરો પાળેલાંજ હોય છે. જાનવરો વિષે જાણતા પહેલાં આવા સાહસવીરો ાષે કૈંક જાણી લેવું જરૂરી છે.

સાહસની કેટલીયે ફિલ્મો તો યુકિતથીજ ઉતારી લેવામાં આવે છે. તેમાં બનાવટી માણસો મુકીનેયે ચલાવી લેવાય છે. પરંતુ ઘણીવાર ખરેખરા બનાવ બતાવવા અનિવાર્ય થઇ પડે છે. ને તે વખતેજ અભિનેતાઓની હિંમત કસોટીએ ચઢે છે.

આવાં સાહસ ચિત્રોની શરૂઆત ઇ. સ. ૧૯૦૭ માં થઇ પ્રથમ સાહસ–દ્રષ્ય એક ગાડી લુંટવાનું હતું. ચાલતી ગાડી પર મોટા મોટા પથરા નાખી નુકશાન કરવા લુટારૂઓ રેલ્વે લાઇનની બાજુમાં ઉભા હોય છે. તેને સિગ્નલ આપનાર જોઇ જાય છે એમ એવું વસ્તુ હતું.

એ સર્વ પ્રથમ સાહસચિત્ર જન્મતા પહેલાં નિષ્ફળતા મેળવી ગયું છે. આવનાર નિશ્ચિત ગાડીને બદલે કોઇ બીજી ગાડી પાટા પર આવી ગઇ, ને એક કરુણ શુટીંગ ફારસના રૂપમાં ફેરવાઇ ગયું.

ત્યાર પછીથી સાહસ ચિત્રો લેવાની ખરી શરૂઆત થઇ. દરેક જણ પોત પોતાની ફિલ્મોમાં થોડાં ઘણાં દિલ ડોલાવનાર દ્રષ્યો મુકવા લાગ્યા. વળી તે સમય હતો ફિલ્મ ઉદ્યોગના બાળપણનો. અભિનય ને ભાવનાઓ કરતાં પ્રાથમિક વૃત્તિઓના સંતોષ તરફ વધુ લક્ષ અપાતું હતું. લોકો 'કલેજાને થંભાવે' ને 'છાતી બંધ થઇ જાય' તેવા 'સનસનાટ મુગ્ધકારક' દ્રશ્યો જોવા પાછળ ગાંડા હતા. એ ગાંડપણને પોષવા પાછળ કેટલોય વ્યય થયો, શકિતનો ધનનો ને ચાલાક માણસોનો.

ઇ. સ. ૧૯૦૭ માંજ હેરી યંગ નામનો એક કુશળ અભિનેતા ન્યુયોર્કની માર્ટિનીર હોટેલની દિવાલ પર ચઢવાનો અભિનય કરવા તૈયાર થયો. દિવાલ સાવ ચીકણી ને સીધી હતી તોયે દિવાલો પર ચઢવાની પોતાની અજીત આવડતની હિંમતે તેણે પોતાનું કામ શરૂ કર્યું. એક બે કરતાં અગિયાર માળ ઉંચે એ ચઢી ગયો. નીચે એને જોવા માટે સેંકડો લોકોનું ટોળુ મળી ગયું. નીચેના કેમેરા ઝપાટા બંધ ચાલતા હતા. કેટલીયે આંખો સ્થિર થઇ રહી હતી. ને ત્યાં? એ આંખોને એક સ્થળે સ્થિર કરી રાખતું શરીર અસ્થિર થયું. રોજનો ટેવાયેલો નટ આજે લપસ્યો. લોકોની

કિંદિયારી વચ્ચે સખત રસ્તા પર તેનો દેહ ભટકાઈ પડયો. પડતામાંજ તે મૃત્યુ પામ્યો. ફિલ્મ જગતે એક કુશળ અભિનેતા ખોયો.

રૂડી સિમિનાકને આમજ થયું. એ પણ ઓછો વિખ્યાત સાહસિક ન્હોતો. ઇ. સ. ૧૯૨૯ નાં ચાળીસ માળના મકાન પરથી લટકાવેલા દોરડા પર સરકતાં સરકતાં તેનો હાથ સરકયો. દોરડું છૂટયું. પ્રાણ પંખી ઉડી ગયું.

'પર્લવ્હાઇટ Pearl White ફિલ્મમાં એક નાળા તળેથી મોટર ચાલી જતી હોય છે. મોટરના છાપરા પર ઉભેલો આદમી ઉપરના નાળાના ગર્ડર પકડી લટકી જાય છે. આ દેખાવ ઉતારતાં પેલાનો હાથ છૂટયો મોટર પસાર થઇ ગઇ ને નીચેની સડક પરથી તે પચીસ ફીટ ઉંડી ખાઇમાં ગરી પડયો. હાડકાં સાથેજ જીવન નૌકા ભાંગી.

એરોપ્લેન સાથેનાં સાહસો ઘણાંજ ભયંકર હોય છે. હવાઈ ફિલ્મોની શરૂઆત થઇ છે ત્યારથી પ્રેક્ષકોને હવાઇ સાહસો જોવાનો શોખ લાગ્યો છે.

મીસ મેડેલીન ડેવીસ નામની એક ત્રેવીસ વર્ષની નટી આવાં સાહસોમાં પ્રવિણ હતી. ઇ. સ. ૧૯૨૧ ની સાલમાં ચાલતી મોટરમાંથી ઉંચે ઉડતા એરોપ્લેન નીચે લટકતો દોર ઝાલી તે હવામાં અદ્ધર લટકી. એરોપ્લેન કલાકના ૮૦ માઇલ કાપ્યે જતું હતું. પોતાનો દેહનો ભાર ઝીલી હવામાં ૮૦ માઇલની ઝડપે જવું તેને ભારે પડયું. તે સાચવી ન શકી, દોરડું છૂટયું, ને બમણા વેગે પૃથ્વી માતાની છાતી પર તેની એક સાહસીક પુત્રીનું શબ પટકાયું.

હવાઇ સાહસો સાથે દરિયાઇ સાહસો જોડવાથી ફિલ્મોવાળા ભયંકર દેખાવો ઉતારે છે. આવા એક દેખાવ પાછળ અપાયેલા એક ભોગની વાત જાણવા જેવી છે.

ડીક નામનો એક વૈમાનીક પોતાના એરોપ્લેનમાં બેસી સમુદ્રપર ફરતો હતો. એરોપ્લેનમાંથી લટકતા એક લાંબા દોરડાને ઝાલી રેઝ નામનો એક માણસ ઘુઘવાતા સાગરનાં મોજા પર ખેંચાતો હતો. સામેના એક વહાણમાં ને ઉંચે ઉડતા એક એરોપ્લેનમાં કેમેરા ગોઠવી ફેરોગ્રાફરો આ પ્રસંગને અમર કરી લેતા હતા.

ડીકનું એરોપ્લેન આ ઘડીએ સમુદ્રની સપાટીથી પચીસજ ફીટ ઉંચે હતું. એરોપ્લેનને સહેલાઇથી ઉડવામાં આ ઉંચાઇ તો સખત અડચણરૂપજ ગ. જો તે જરાયે નીચું થાય તો પચીસ ફીટનું અં. જોત જોતામાં અદૃષ્ય થઇ જાય ને એરોપ્લેન પાણી ગરકી જાય.

તેજ વખતે થોડેજ દૂર કોઇ લશ્કરી વહાણો સિપાહીઓ બંધુકોને તોપો ફોડવાનો અભ્યાસ હશે, તેમની તોપનો પ્રચંડ અવાજ 'ઢુમ' કરતો આવ્યો. પાછળ બંધુકોનો પડઘા પાડતો ગડ સંભળાયો. ડીક આ ઓચિંતા અવાજે ચમકયો. મુ- વણમાં એરોપ્લેન પરથી કાબુ ગયો. તે નીચું આગળ ધસ્યું, નીચે ધસ્યું તે પ્રચંડ સાગરનાં ઉછ. મોજાં તરફ ડીકને તરત સમયનું ભાન થયું. એરોપ્લેન સાચવી લીધું. તે છતાંયે સમુદ્ર જળનો પા- ચય તો પડયો જ.

એરોપ્લેન નમ્યું તે વેળા પાણીમાં ખેંચાતા ... જો આધાર ગયો. ઉપરથી તેને ખેંચતું બળ અ.. થયું. ને તે બળ સામે હરિફાઇ કરતું મોજાંનું જોરમાં આવ્યું. તે નીચે ખેંચાયો ઉપરથી દબાયો. એ ઘુઘવાટાને જન્માવતા મહાન મોજાએ તેને ગુંગળાવ્યો.

ડીકે એરોપ્લેનને ઉપર લેતાંજ જોયું તો રેઝ દેખાયો. થોડીવાર તેણે આશાભરી આંખે ઉછળ. મોજાંમાં ખોજ માંડી. રેઝ ન દેખાયો, ન દેખાયે મોજાં ઉછળ્યે ગયાં, અથડાયે ગયાં, ભાગ્યે ગયાં. આશા છોડી જમીન તરફ જવા વિચાર્યું.

ત્યાં તો પાણીમાં હાથ દેખાયો. માથું દેખાયું બધું શરીર દેખાયું. રેઝ દોરડું ઝાલી બચવાના પ્ર કરતો હતો. ડીકે તરત પાછા ફરી તેને ખેંચ્યો. રાયલો રેઝ ઘડી ન ચૂકયો. તે જીવતો ઉપર આ- તેના પગની છાલ મોજાંમાં ઉખડી ગઇ હતી. ઉપસી આવેલા લોચા હતા.

ક્રોસ નામના એક નટનાં સાહસોયે અજબ છે. લીયે વાર તેનાં હાડકાં ભાગ્યાં છે, ને કેટલીયે વાર ય- દૂતો તેની પાસે આવી પાછા ગયા છે.

એક વધુ હકિકત. 'કેન્ગો રેડ' નામની ફિ. ઉતરતી હતી, પાંચસો બબંરા ( આફ્રિકાના જંગલીઓ) યુદ્ધનો નાચ કરવાના હતા, રાજાએ એ નાચ પર અંકુ- મુકયો હોવાથી ફિલ્મવાળાઓને પરવાનગી મેળવતા કેટલી મુશીબતો નડેલી.

છેવટે નાચ શરૂ થયો. યુદ્ધ નૃત્યનો અભિનય કરતા જંગલી નટો ભાન ભૂલ્યા, ને નકલમાંથી અસલ પર આવ્યા. સાચેસાચું તનમન પૂર્વકનું યુદ્ધ નૃત્ય શરૂ થયું કૅમેરા ઝપટમાં આવ્યા તે ગબડયા. સુત્રધાર [ડાયરેક્ટર] બિચારા સુત્ર વિનાના થઈ ગયા ને છેવટે પોલીસે આવી મામલો ઠેકાણે આણ્યો ત્યારે બધું ઠેકાણે આવ્યું.

'સ્ટન્લી વીલે' ની ફિલ્મ ઉતરતી હતી. નીલ નદીમાં હોડીઓ લઇ કૅમેરા ગોઠવ્યા હતા. ૫૦૦ જંગલીઓ પોતાની હોડીઓ સાથે પાણીમાં પડયાં. આ જબરજસ્ત દેખાવવાળી જગ્યો એટલીજ ભયંકર હતી. ત્યાં અનેક વમળ હતા. જળઘોડાને મગર મચ્છીના વાસ હતા.

કૅમેરાવાળી હોડીને જ્યાં બાંધી હતી ત્યાંની સાંકળ તુટી ને વમળમાં હોડી ફસાઈ. કૅમેરાને કૅમેરામેન બધાયે ગબડયા કેટલાકની જીંદગીની ફિલ્મ પૂરી થઇ ગઇ, ને બાકીનાને પેલા જંગલીઓએ બહાર ખેંચી કાઢ્યા, ત્યારે બચ્યા.

આ તો જમીનને અને પાણીની સપાટી પરનાં સાહસચિત્રોની વાત થઇ પરન્તુ આકાશ પાતાળને ખોળેયે માનવો કૅમેરા સાથે ધુમી વળ્યા છે. તેનાં સાહસોએ અદ્દભૂત છે. *

આવાં સાહસોના ને યુદ્ધના દેખાવોને કૅમેરાના પંઝામાં ઝડપવા જતાં કેટલાયે જીવોની હત્યા થઇ જાય છે. આવી જાતની હત્યાની તપાસ કરવા માટે અમેરિકામાં કેલિફોર્નિઆમાં એક કમીટી નીમાઇ હતી. તે કમીટી પાસે આવાં સાહસચિત્રો ઉતારાતાં અટકાવવાની ભલામણ કરતા ૧૦૯૭૪ કાગળો આવ્યા હતા. કાગળોના આ આંકડાપરથીજ એવા બનાવોની સંખ્યા ને તે તરફ પ્રગટતી ઘૃણાનું માપ નીકળી શકશે.

હવે આપણે પશુ પાત્રોની સૃષ્ટિ તરફ જરા નજર કરી લઇએ.

મુખ્યત્વે પાળ્યા વિનાનાં જાનવરોને કૅમેરા સામે લાવવામાં નથી આવતાં ને લાવવામાં આવે તો તે યે કશી વધારે ગંભીરતા ન હોય ત્યારે. સામાન્યતઃ સારા સારા સ્ટુડિયોમાં તો સંખ્યાબંધ જાનવરો રાખવામાં આવે છે તેમાંયે કેટલીક ફિલ્મ કુંપનીઓ, જે વન ચિત્રો માટે જાણીતીજ થયેલી છે તેમની પાસે તો પ્રાણીઓને કૅમેરા પાસે લાવી ધાર્યું કામ લેવાની પુરતી તૈયારી હોય છે. સામાન્ય કંપનીવાળાઓને આવે વખતે પાળેલાં જાનવરો ભાડે લાવવાં પડે છે. યા તો ખાસ મહેનત કરી જાનવરો કેળવવાં પડે છે. તેમ ન બને તો જુદા જુદા અસંબદ્ધ દેખાવો લઈ, તેમને સાંધી સાંધી સુંદર દેખાવો તૈયાર કરવા પડે છે. સામાન્ય કંપનીઓવાળાઓને આવાં ફાંફાં મારવાં કરવાં પડે છે.

આવાં કાર્યો માટે અગ્રગણ્ય કુંપનીઓએ પાળેલાં જાનવરોમાંનાં કેટલાંક તો જગમશહૂર છે. તે જાનવરો સમજમાં માણસોથીયે વધી જાય છે. આંખને ઈશારે એ કૅમેરા સાથે ચિત્રવિચિત્ર ભાવો દર્શાવી શકે છે.

ઘણીવાર તો પ્રાણીઓનેજ મુખ્ય પાત્રો બનાવી ફિલ્મો ઉતારવામાં આવે છે. આવી ઘણી ખરી ફિલ્મોમાં વનમાં બનતા બનાવોજ ઉતાર્યાં હોવાથી તેમને 'વન ચિત્રો( **Jungle Pictures** )' પણ કહે છે આવાં ચિત્રોમાં મુખ્ય નાયકનાયિકાને તેમના દુશ્મન તરિકે યે જાનવરોજ હોય છે. આખીયે ફિલ્મ એક પશુ જીવનની કથા જ હોય છે. મનુષ્યોના જેમ પશુઓ પોતાની જીવનલીલાનો અભિનય આવાં ચિત્રોમાં પ્રગટ કરે છે.* તેમાં સામાપક્ષની સિંહણ કુતરાને મારી નાખે છે. કુતરી તેનું વેર લેવા માટે યુક્તિ પ્રયુક્તિઓ લડાવે છે. આ ફિલ્મમાં કુતરી દર્દ, શોક, ભય, સ્નેહ ને વેરના ભાવો આબેહૂબ દર્શાવે છે. બાલજીવનનો પરિચય દેતાં કુરકુરિયાં પણ યથોચિત અભિનયો દર્શાવે છે.

એક બીજી ફિલ્મમાં એક પાળેલો વાંદરો પોતાનો માલિક તેના બાળકને સ્નેહ કરે છે તે સહન કરી શકતો નથી તેથી ચોરી છૂપીથી બાળકને ઉપાડી એક મીલના ભૂંગળા પર ચઢી ત્યાંથી બાળકને નીચે નાખવાની તૈયારી કરે છે. જો કે પાછળથી આવતી મદદને પરિણામે બાળક બચી જાય છે.

આવાં પ્રાણીપાત્રોમાં 'રીન ટીન ટીન' (નાનો ને મોટો ) ને 'ફ્લયાસ' નામના કુતરાઓ ઘણા પ્રખ્યાત છે. તેમના ધણીના હુકમોને સમજી કૅમેરા સામે કામ કરવા માટે એ ત્રણેય જગજાહેર છે.

* 'આકાશ પાતાળમાં ચિત્રો માટે' નો સ્વતંત્ર લેખ 'પડકાર' માંજ દેખા દેશે. તંત્રી.

* આવી એક ફિલ્મ કુતરા ને કુતરીની ઉતરી છે

મેટ્રોગોલ્ડવીન મેયર્સ કુંપનીની ફિલ્મો જેણે જોઈ હશે તેમને એ ફિલ્મોની શરૂઆતમાં એક ગોળ ચક્રમાંથી ડોકું કાઢી ઘૂરકી જતો સિંહ યાદ હશે જ. આ સિંહ ઘણોજ કુશળ નટ છે. એનું નામ 'લિયો.'

એજ કુંપનીમાં એક પિતા પુત્રની જોડી છે, તે બંને મનુષ્યો નહિ પણ કુતરા છે. એકનું નામ પ્યાલ ને બીજાનું નામ પીટ તે બે જણા લોકોને હસાવવાની કળામાં એક્કા છે.

તે ઉપરાંત મીશી નામનો એક હાથી, રેક્ષ ને લેડી નામના ઘોડો ને ઘોડીને બીજાં કેટલાંયે એવા પ્રાણીઓ કુશળ પ્રાણી—અભિનેતાઓ તરિકે પ્રસિદ્ધ થઈ ગયાં છે.

હિંદની ફિલ્મોમાં હજી પ્રાણીચિત્રો લેવાનો શોખ વધ્યો નથી તો યે વાડીઆ મૂવીટોનની ફિલ્મોમાં કામ કરતા ઘોડા 'પંજાબ-કા-બેટા' નું નામ ભૂલાય તેમ નથી.

કિંગકોંગ, રોબીન્સન ક્રુસો, ટારઝન ધી એપમેન, આફ્રિકા સ્પીક્સ, ને એવાં ઘણાંયે ચિત્રો હિંદમાં ઘણો આદરપામી ગયાં છે, એમાં કિંગકોંગનું ચિત્ર એક અજબ ને અનોખું છે.

કિંગકોંગમાં છત્રીસ ફીટનો પ્રચંડ વાંદરો સિંહનાદે જંગલ ગજાવતો આવે છે. કોંગ શિવાયનાંયે કેટલાંક પ્રચંડ પ્રાણીઓ એમાં આવે છે. ઉંટ જેટલી ઉંચી ગરોળી ને ત્રણ માણસની ઉંચાઇ જેટલું ચાગાચીડિયું યે તેમાં હાજર થાય છે.

આ સઘળાં રાક્ષસી પ્રાણીઓ સ્ક્રીનપર હાલે છે, ચાલે છે ને અવાજ પણ કરે છે. જરુરી ભાવ પ્રદર્શિત કરવામાં યે કોઇ પાછા નથી પડતાં. તે છતાંયે સઘળાં બનાવટી છે. એ બધાંયે યંત્રોનાં પુતળાં છે.

એ યંત્ર નિર્મિત વાંદરો દાંત કચકચાવે છે, ડોળા કાઢે છે. રડે છે, લોકોને મોંમાં કરડી ખાય છે. પગતળે દબાવી દે છે, ને એક છોકરીને પોતાના હાથમાં લઇ લાડ પણ કરે છે. ન્યૂયોર્કનો રાજ્ય માર્ગ પર એ વાંદરો તોફાન મચાવી ચાલતી ગાડી રોકે છે. માણસોને કચરે છે ને ઉંચે ગગન ચૂમતા મિનારાપર ચઢી ઉડતાં એરોપ્લેનોને નીચે ગેરવી પાડે છે.

આવાં યંત્રોને માણસો જેવા ભાવ દર્શાવતા બનાવવા કેટલોયે ખર્ચ થતો હશે. ને ખર્ચ કરતાં બુદ્ધિનીયે કેટલી જરૂર ? માણસોની ચિત્રવિચિત્ર કલ્પનાઓને પણ પડદા પર રજૂ કરી શકાય છે. બુધિ, હિંમત ને મૂડી જોઇએ.

સિનેમાના ક્ષેત્રમાં આવાં સાહસો ને આવી યુક્તિ, એથી લેવાયલાં ચિત્રો લોકોને ઝપાટાબંધ આકર્ષે છે. પરદેશની ફિલ્મ કંપનીઓ આવાં સાહસોમાં અગ્રસ્થાને છે. હજી હિંદમાં તો શરૂઆત થઇ છે એમેય કહેવાય તેમ નથી.

ઘણીવાર પશુઓનો ઉપયોગ ભાગ વધારવા માટે થાય છે. ઘરમાંથી કોઇ માણસને કાઢી મૂકતો હોય તે વેળા તેના તરફ ભસે કે બિલાડી વચ્ચે આવે કે કોઇ ભિખારી ખાતો હોય તેની થાળીમાંનો રોટલો સમડી કે કાગડો લઇ જાય— એવા પ્રસંગો મુકવાથી પ્રેક્ષકો પર ઘણી અસર થઇ શકે છે.

ઘણીવાર ભાવ કે પ્રસંગના સૂચન માટે પણ પશુ-પંખીઓ ઉપયોગમાં લેવાય છે. સંધ્યા સમયના સૂચક રૂપે માળા તરફ વળતાં પંખીઓ કે પરોઢના સૂચન માટે કુકડો અનુકુળ થઈ પડે છે.

અત્યાર સુધીની પશુઓની ઉતરેલી ફિલ્મો પરથી સમજી શકાય કે એવાં પ્રાણીઓને જો વ્યવસ્થાસર વધુને વધુ કેળવવામાં આવે તો પડદા પર માણસો જેવાજ સરસ અભિનય કરતાં પ્રાણીઓને આપણે જોઇ શકીએ.

---

## લેખક ભાઈ બ્હેનોને વિનંતિ

આ માસિક માટે મહાગુજરાતના તમામ લેખક ભાઇ બ્હેનોને તેમના લેખ મોકલી આપવા વિનંતિ છે. મોડેથી મળતા લેખ બીજા મહિના ઉપર મુલતવી રહેશે.

નહિ પસંદ પડેલા લેખો પાછા મોકલવામાં આવશે નહિ. જો ટીકીટ બીડેલી હશે તોજ નહિ પસંદ પડેલા લેખો પાછા મોકલવામાં આવશે.

ઉપનામ કે તખલ્લુસ વાપરવા ઇચ્છતા લેખકોએ અમને તો પુરા નામઠામ જણાવવાંજ પડશે.

ટુંકા, સમાજને ઉપયોગી અને મુદ્દાસર લેખો વહેલા પ્રગટ થવા સંભવ છે.

ભાષાન્તર કરેલા લેખોમાં મૂળ લેખ અને લેખકનું નામ અવશ્ય જણાવવા તસ્દી લેવી.

તંત્રીઃ "પડકાર"
ડભોઇ ( જી. બી. એસ. રેલ્વે )

# અપમાનનો બદલો

**: : મહાભારતનો એક કથા–પ્રસંગ : :**

લેખક :—
શ્રી. "પરાશર"

[ ૧ ]

"ભગવન્! આટઆટલો વખત વીતી ગયો છતાં પાંડુકુમારોમાંનો એક પણ ભાઇ મારી ઇચ્છા તૃપ્ત નથી કરી શકયો! દેવ! જોયું હતું ને, મારી લાજ લૂંટાતી હતી છતાં એ કાપુરૂષોમાંના કોઇએ એક હરફ સરખો નથી ઉચાર્યો. અને એ પ્રસંગે આપ દીનદયાળે મ રી વહાર ન કરી હોત તો મારા શા હાલ થાત તે આપ કલ્પી શકો છો! અને મને વધારે દુઃખ તો એ થાય છે કે સભા વચ્ચે બેઠેલા વીર છતાં ગાય જેવા વૃદ્ધ ભીષ્મ પિતામહથી પણ એકેય અક્ષર ન ઉચ્ચારાયો એ શું ઓછી વાત છે?"

"દેવિ! સાચું છે. એ બધું કાળબળને જ આભારી છે. કેમ ભૂલી જાવ છો અર્જુનના એ પરાક્રમને કે જ્યારે તેણે મત્સ્યવેધ કરીને તમારૂં પાણિગ્રહણ કર્યું હતું? વળી ભીમસેનનાં પરાક્રમોથી તો તમે કયાં બિલકુલ અજાણ છો? અને બિચારા ભિષ્મપિતામહ પણ શું કરે? તે દિવસે તમે નહોતું સાંભળ્યું તેમણે ઉચ્ચારેલું વાકય; अर्थस्य पुरुषो हासो दासस्त्वर्थो न कस्यचित्! બિચારા એનું લુણ ખાય છે તે ઓછુંજ એઓ હરામ કરી શકે? એતો જેનું ખાય તેનુંજ ગાય! પંચાલિ! ધીરજ ધરો; હિંમત ન હારો. કાળબળ આગળ કોઇનુંય ચાલ્યું છે કે આપણું ચાલે? ગમે તેટલો પુરુષાર્થ કરવામાં આવે છતાં તે પુરુષાર્થ સમય આવશે ત્યારેજ ફળદાતા થશે; તે સિવાયના સઘળા પ્રયત્નો મિથ્યા છે."

"પ્રભુ! હિંમત ન હારૂં તો શું કરૂં? મારા પતિદેવના સઘળા પુરૂષાર્થો પાણીમાં ગયા છે; એમનો એકપણ પુરુષાર્થ સફળ થયો હોય તેતો બતલાવો. દુઃશાસનના રૂધિરથી મારા કેશ તરબોળ કરવાની પ્રતિજ્ઞાનું હજી પણ તેઓ પાલન કરી શકયા નથી. સભા વચ્ચે થયેલા મારા અપમાનનો બદલો હજીપણ તેઓ લઇ શકયા નથી? ધિક્કાર છે અર્જુનના એ ગાંડિવ ધનુષ્યને કે જેના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. શરમ હજો ભીમસેનની એ ગદાને કે જેના કોઇપણ પ્રકારે દુઃશાસન કે દુર્યોધનનો અંત ના આણ્યો. સત્યતો કહું દેવ!–આ બધું દિલની દાઝ બોલાવે છે કે યુધિષ્ઠિરની ધાર્મિકતા પણ મારા વૈરાગ્નિને શાંત પાડવાને કાંઇજ કામ ના લાગી. હવે તો કંટાળી છું, સંકટોથી ત્રાસી છુ. શાંતિનું એકપણ સ્થળ મને આ સૃષ્ટિભરમાં કયાંય નથી નજરે પડતું. અને ભગવન્! છતાં એ સઘળી નિરાશાઓમાં પણ આશાનું એક મીઠું મધુર શાંતિના બિંદુ સમું—મરૂભૂમિમાંની મીઠી મીઠી વીરડી સમું એક તમારૂં આશ્વાસન મને કદી કદી શાંતિના શીતળ જળથી શાતા પમાડે છે. દેવ! ભગવન્! આપનું એ પ્રશાંત વારિ હરહમેશ હું ઇચ્છું છું; કાપુરૂષ પતિના નામર્દાઇ ભર્યા કહેવાતા પરાક્રમથી કંટાળતાં હું હમેશ આપનુંજ શરણ શોધું છું. ભગવન્! એનાથી મને કદીય અળગી ના કરશો." અંતરની સઘળી વરાળ દેવી દ્રૌપદીએ શ્રીકૃષ્ણ સન્મુખ ઠાલવી દીધી દુઃખ સંકટોનો ધગધગતો દાવાનળ એ મહાપ્રભુને હોલવવા માટે અર્પણ કર્યો. અને એટલેજ, ભક્ત ભયહારી દીનદુઃખનાશક એ દેવે, દ્રૌપદીના દુઃખનિવારણને અર્થે પાંડવોના તંબુ તરફ પ્રયાણ કર્યું. દ્રૌપદી તેમને જતા જોઇજ રહ્યાં અને નજરે દેખાતા બંધ ન થયા ત્યાંસુધી એકી ટશે જોઇજ રહ્યા. છેવટે નજરથી અદ્રશ્ય થતાં તે નિરાશ વદને પર્ણકુટિમાં પ્રવેશ કર્યો.

અહીંથી ચાલ્યા ચાલ્યા તેઓ મહાભીષણ રણક્ષેત્રમાં જઇ પહોંચ્યા. એ રણક્ષેત્રનું તેમણે થોડીજ વારમાં નિરીક્ષણ કરી લીધું,–અર્જુન કયાં છે, ભીમસેન શું કરે છે, મહારાજ યુધિષ્ઠિર કોને શું વચનો કહે છે તે એ અંતર્યામીએ પળ વારમાં પરખી લીધું.

[ ૨ ]

કુરૂક્ષેત્રનું રણમેદાન, કપાઇ પડેલાં મસ્તકો અને શબ્દોના ઢગલાઓથી ભયંકરમાં ભયંકરતાનું ભાન કરાવતું હતું. આમતેમ ગીધો અને કંકપક્ષીઓ મુડદાઓમાંથી માંસપિંડો મેળવવા માટે ફાંફાં મારી રહ્યાં હતાં

અને જેને જેમ હાથ આવે તેમ, કોઇ મુડદાનો કપાયેલો હાથ તો કોઇ મુડદાના પગને ઉપાડી આકાશ માર્ગે વિચરતા હતા. ત્યાંથી થોડેજ છેટે સૈનિકોનાં શસ્ત્રોના ખડખડાટ અને યુદ્ધમાં પતન પામતા યોદ્ધાઓની કારમી ચીસોના ચીચીયારાથી એ રણક્ષેત્રની ભયંકર ભીષણતામાં ઓર વધારો થતો હતો. ત્યાંથી સામી બાજુએ તંબુઓમાં ઘવાયેલા સઇનિકો આહ પોકારતા પરિચારકો દ્વારા ઉપચાર પામતા હતા. અને ઉપચાર ગૃહમાં અર્જુન અને શ્રીકૃષ્ણ ત્યાં બેલાતા મહાભારત સંબંધે કંઇક ગુફતેગો કરી રહ્યા હતા.

પાંડવ પક્ષ અને કૌરવપક્ષ—બન્ને પક્ષોના સંખ્યાબંધ સૈનીકો માર્યા ગયા હતા. અગણિત માનવ સમુદાયનો ત્યાં સંહાર થઇ રહ્યો હતો અને તેમાં પણ હજી બાકી રહ્યું હોય તેમ સંહારેચ્છુ શ્રીકૃષ્ણ અર્જુનને, દેવી દ્રૌપદીની તૃપ્તિ અર્થે–પાંડવોને તેમની પ્રતિજ્ઞાની સ્મૃતિ કરવા માટે કહી રહ્યા હતા; "અર્જુન આપણા પક્ષના અનેક સઇનીકો ઘવાયા છે' અનેકો માર્યા ગયા છે, પાંચાલરાજના વીર પુત્રો પણ પણ પતન પામી ચૂકયા છે. અને હજી પણ તેમની બાજી આપણે હાથ નથી આવી ?'

'ભગવન્ ! શું કામ ગભરાઓ છો; આપણા કરતાં પણ કૌરવ પ્રક્ષના સૈનિકો વધુ પ્રમાણમાં માર્યા ગયા છે. એના અગ્રગણ્ય વીર યોદ્ધાઓમાંનો આજે એક પણ આપની નજરે અહીં આપને નહિ દેખાય !"

"ના; ના; મારૂં એમ કહેવું નથી. હું તો કહું છું કે હજીપણ આપણી જિત થવાને વાર હોય તેમ યુદ્ધનું કંઇજ પરિણામ જણાતું નથી; અને આમ યુદ્ધને કયાં સુધી લંબાવ્યા કરશો ?" શ્રી કૃષ્ણે વાતને ફેરવતાં અર્જુનને ઉદેર્યો.

"પ્રભુ ! હા, એતો ખાંડાના ખેલ છે, ધનુષ્યબાણની બાજી છે. જીવસટોસટના મામલા છે, કાંતો યુદ્ધનો ફેંસલો કાલેજ આવી જાય અને લંબાય તો વર્ષોનાં વર્ષો સુધી લંબાય; એમાં કંઇજ કહેવાય નહિ." અર્જુને યુદ્ધની અસ્થિરતા દર્શાવી.

"પરંતુ અર્જુન ! લંબાય એ આપણને ન પાલવે. મને લાગે છે કે તમો બધા ભાઇઓ દ્રૌપદી સમક્ષ કરેલી પ્રતિજ્ઞાને ભૂલી ગયા છો; અને માત્ર રાજ્ય પાટ માટે–સંપત્તિ–સમૃદ્ધિ માટે જ આ વિજયયુદ્ધ ખેલી રહ્યા છો ! યાદ કરો દ્રૌપદીના કેશ પકડી તેને ભરસભામાં ઘસડી લાવનાર દુઃશાસન પરત્વે તમે શું પ્રતિજ્ઞા કરી હતી ? દ્રૌપદીના એજ કેશને તમે દુઃશાસનના રૂધિરથી તરબોળ કરવાની પ્રતિજ્ઞા કરી હતીને ! આજે તમે એ બધું ભૂલી ગયા લાગો છો. દુર્યોધને દ્રૌપદીનું કરેલું અપમાન આજે તમને યાદ આવે છે ?"

"ભગવન્ ! એ વૈરાગ્નિ આ જન્મે તો હોલવાવો અસંભવિત છે. અમો પાંચે ભાઇઓ એ પ્રતિજ્ઞાને હરગીજ નહિ ભૂલીએ. અમારા દિલમાંનો એ ડંખ અમારા કાળજામાં સદાને માટે કોરાઇજ રહ્યો છે. કહેતાં કહેતાં અર્જુને હાથમાં પોતાનું ગાંડીવ ઉઠાવ્યું. અને રણક્ષેત્રમાં જ્યાં માનવસંહાર ચાલી રહ્યો હતો તે માર્ગે પ્રયાણ કર્યું. થોડીજવારમાં તે પણ, જ્યાં અસંખ્ય માનવીઓના મૂડદાંઓ રઝળતાં હતાં ત્યાં જઇ પહોંચ્યો અને કૌરવોના સેનાપતિ કર્ણને પડકાર્યો. અને પછી તો તેઓ બન્નેનું એવું ઘોર યુદ્ધ થયું કે તેને કદી કદી રામ–રાવણના યુદ્ધની ઉપમા અપાય છે.

આ તરફ ભીમસેન પણ રણે ચઢયો, તેણે પણ પોતાનું પરાક્રમ જાણે અંતિમવારજ લડવા નીકળ્યો હોય તેમ દાખવવા માંડયું. આ વખતે સઘળા યોદ્ધાઓ આ પાર કે પેલે પાર કરીને એકબીજાપર તુટી પડયા. ઘમસાણ યુદ્ધ જામ્યું.

આ વખતે લડતાં લડતાં કર્ણના રથનાં પૈડાં ભૂમિના રૂધિર ભર્યા કાદવમાં ખુંચી ગયાં. ત્યારે કર્ણનું ધ્યાન ત્યાં દોડયું અને એ યુદ્ધ કરતો અટકયો તે વખતે વિમુખ બનેલા કર્ણને અર્જુને સંહાર્યો. કૃષ્ણની કપટ નીતિનો તેણે આ પ્રસંગે ઉપયોગ કરી વિજય પ્રાપ્ત કર્યો.

આ તરફ ભીમસેને દુઃશાસનને ગદાયુદ્ધમાં ભોંય ભેગો કર્યો, અને તેના શરીરમાંથી રૂધિર ધારા વહેવા લાગી. દુશાસનના શરીરમાંથી નીકળતી આ રૂધિર ધારાને જોઇ ભીમસેનને દ્રૌપદીની યાદ આવી, તરત તેમને એ સ્થળે લઈ આવ્યો, અને કહ્યું ; "દેવી ! શું જુઓ છો ! જોઇ લ્યો તમારૂં અપમાન કરનારા એ પાપીના હાલ હવાલ નીરખી લ્યો. તમારી સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરૂં છું. તમારા કેશને આ

રુધિરથી તૃપ્ત કરો. તમોને દુખ દેનારો આ દુશાસન આજે મોઢું પહોળું કરી તેનાં પાપોનો જવાબ દેવા યમદેવને દરબાર પહોંચી ગયો છે.

અને તેજ ક્ષણે દ્રૌપદીએ પોતાના કેશ જાણે તર્પણ કરતાં હોય તેમ, દુઃશાસનના રુધિરમાં ઝંબોળ્યા. પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી, મનુષ્ય જે આનંદનો અનુભવ કરે છે તેવો આનંદ દ્રૌપદીને આજે થયો તેમના અપમાનનો બદલો આજે લેવાયો. અને કાપુરૂષ કહેનાર સન્નારી તેની વીરતાનાં ગુણગાન કરવા લાગી ત્યાં પાછળ આવી ઉભેલા શ્રીકૃષ્ણને જોતાંજ દેવી જરા ચમક્યાં; છતાં પ્રણામ કરીને કહ્યું " ભગવન્ ! આજે મારા અપમાનનો બદલો મળી ચૂક્યો. આજે પણ હું જોઇ શકું છું કે મારા પતિઓ ભારેલા અગ્નિની જેમ તેમના પરાક્રમને ઢાંકી રાખી બેઠા છે, છતાં તેમનું પરાક્રમ કંઇ જાય તેમ નથી." અને આમ સતી સાધ્વીના અપમાનનો બદલો લઇને ભીમસેન પણ આત્મસંતોષ અનુભવતો શ્રીકૃષ્ણને પ્રણામ કરી તેમની સ્તુતિમાં લાગી ગયો.

(૩)

સતી સાધ્વીના અપમાનનો બદલો હજી પૂરો નહોતો થયો. હજી તેના વૈરાગ્નિની જ્વાળા બુઝાવી બાકી હતી. તેને, ભરસભામાં અનેક ગાલી પ્રદાનો કરનાર, હલકામાં હલકા શબ્દોથી સંબોધનાર તેમજ મર્યાદાની માઝા મૂકનાર દુર્યોધન હજી જીવતો હતો. અને જીવતો છતાં મરણ પામેલા જેવોજ હતો. કારણ, તેના ચોતરફના બાહુઓ કપાઇ પડયા હતા, તેના અક્ષૌહિણી સૈન્યના મહાનમાં મહાન થાંભલાઓ જમીનદોસ્ત થયા હતા. યુદ્ધ ભૂમિમાં કર્ણ માર્યો ગયો હતો, દુઃશાસન દૈત્ય લોકમાં પરવરી ચૂકયો હતો, તેનો હરવખતનો સલાહકાર શકુની આજે નામ શેષ થઇ ગયો હતો. અને એવા એવા અનેક આગેવાનો તેનો સાથ છોડીને પરલોકના પ્રવાસે ઉપડી ગયા હતા. બાકી રહ્યો હતો પોતે અને પોતાના મુઠ્ઠીભર સૈનિકો. એટલા સૈનીકો વડે તેનો દહાડો વળે તેમ નહોતો, ચોપાસ નજર કરતાં તેનો કોઇ સહાયક તેને દ્રષ્ટિગોચર થતો નહોતો. અંતે કંટાળી જઇ, હિંમત હારીને તે યુદ્ધભૂમિથી થોડેક દૂર આવેલા પાણીના એક ધરામાં છુપાઇ ગયો, કે જેથી કોઇપણ પ્રકારે યુદ્ધમાં હારનું કલંક ન વહોરવું પડે. પરંતુ તેનો કટ્ટર હરીફ ભીમસેન તેને એમ જવા દે તેવો નહોતો. તેણે આખી રણભૂમિ પર તેની શોધ કરી પરંતુ તેનો કયાંય પત્તો ન લાગ્યો. પાણીમાંથી તેને બહાર ખેંચી કાઢી ભીમસેને તેને ગદા માટે આહ્વાન કર્યું.

નીચ ! પાપી ! કયાં ગયું તારું એ ઘમંડી વાકયો ઉચ્ચારાવનારું પરાક્રમ ? કયાં ગયા તારા દરરોજના સહાયક સૈનિકો ! બતાવ, કયાં છે તારો એ બદસલાહકાર શકુની ! વીરત્વનું અભિમાન ધરાવનાર અમારો ભાઇ છતાં તારો પક્ષ કરનાર કયાં ગયો ત્હારો એ શૂરવીર સેનાપતિ કર્ણ ! યાદ કર તારી ભરસભાનું એ વિચિત્ર દ્રશ્ય ! સ્મૃતિમાં લાવ તારી એ નીચ હલકટ પ્રવૃત્તિ કે જ્યારે તેં સતી સાધ્વી પતિવ્રતા દેવી દ્રૌપદીનું હડહડતું અપમાન કર્યું હતું તે. યાદ છે તેં અમો વીરભાઇઓને ' ગાય ' કહી સંબોધ્યા હતા ! કહે, પૂરવાર કર ગાય અમે છીએ કે તું ?

" પાપી ! દુષ્ટ ! યાદ રાખ, ઘમંડભર્યાં, અભિમાનયુક્ત પૂર્વકાળનાં તારાં તે વચનો આજે તારા મોંમાં પાછાં પ્રવેશે છે. ચાલ, તૈયાર થા, હાથમાં ગદા ધારણ કર અને દ્વંદ્વ યુદ્ધ માટે હોશિયાર થા." કહેવાય તેટલું કહીને ભીમસેને દુર્યોધનને પડકાર્યો.

ભીમસેનનાં આ વચનોએ દુર્યોધનના દાઝેલા દિલ પર ડામ દીધો અને તરતજ થાકેલો છતાં શિથિલ થઇ ગયેલો છતાં, ગદા લઇને દ્વંદ્વ યુદ્ધ માટે તૈયાર થઇ ગયો.

(૪)

" જુવે છે શું ! ચલાવ તારી ગદા અને સાથે હું પણ ચાલુ કરૂં છું ! ના, ના, ભીમસેન ! પહેલો પ્રહાર તું કર."

" ના, ના, ભાઇ ! તું થાકેલો છે, શિથિલ છે પહેલો પ્રહાર તું કર." બંનેએ રકઝક કરી. અને બંનેએ એક સાથે ગદા ઉપાડી. અપૂર્વ એવું તેઓ બંને વચ્ચેનું ગદાયુદ્ધ જામ્યું. આખું સૈન્ય થંભી જઇ આ દ્વંદ્વ જોતું એકચિત્ત બની ગયું. અને દુર્યોધને આ વખતે અંતિમ પરિણામ મેળવવા માટે પોતાનું પૂરેપૂરૂં જોર દાખવ્યું. આ બધું પાસે ઉભેલા શ્રીકૃષ્ણે જોયું. તેમને લાગ્યું કે ભીમસેનને દુર્યોધને હંફાવ્યો છે, જરૂર હવે તે હારી જશે અને વિજયમાળ દુર્યોધનને વરતાં મંડાયેલા યુદ્ધની આખી બાજી ધૂળ મળશે. તરતજ તેમણે દ્વંદ્વ ખેલતા ભીમસેનને ઇશારો કર્યો; પોતાની ડાબી જાંઘ પર હાથની થાપટ મારી: ભીમસેન આ ઇશારાને સમજી ગયો. તરતજ તેણે દુર્યોધનને તેના ડાબા પગની સાથળ પર ગદાનો એવો ઘા કર્યો કે તે જમીન પર પટકાઇ પડયો. દુર્યોધન પતન પામ્યો અને પડતાં પડતાં ઉચ્ચાર્યું, " સૌ પ્રેક્ષકો જો જો, ભીમસેને મને કપટથી માર્યો છે. સાથળપર પ્રહાર નહિ કરવાનો યુદ્ધ નિયમ છતાં શ્રીકૃષ્ણે પ્રેરેલા ભીમસેને મને છેતર્યો છે, યુદ્ધના નિયમથી વિરૂધ વર્તીને તેણે મને હાર પમાડયો છે. " અને આમ કહેતાં તેનો પ્રાણ શરીર છોડી ચાલ્યો ગયો. કૌરવ સેનાનો રહ્યો સહ્યો એક યોદ્ધો આમ આખરે મરાયો, કૌરવ કુળનું નિકંદન નીકળી ગયું અને શ્રીકૃષ્ણની સહાય વડે દેવી દ્રૌપદીના અપમાનનો બદલો પાંડુકુમારોએ આ પ્રમાણે લીધો. ઇતિ.

# ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ— હિંદુ સ્ત્રીઓના હક્કો.

( કાયદા વિભાગ. ) શારદા બીલ.

'પડકાર' માટે ખાસ લેખકઃ—શ્રી. વકીલ રામચંદ્ર કાળીશંકર પાઠક

કાયદામાં સુધારા વધારા કરવાની ખાસ જરૂર.

ફાર્બસ ગુજરાતી સભા તરફથી સપ્રેમ ભેટ

હિંદુ સ્ત્રીઓના મિલકત ધરાવવાના હકને લગતા બિલ સંબંધે ડૉ–દેશમુખનું નિવેદન અને તે સંબંધે મુબઈના એડવોકેટ મંડળે પોતાનો અભિપ્રાય સીલેકટ કમીટીને આપેલો તેમજ તે ઉપરાંત કેટલીક સભાઓ ભરાઇ થયેલા ઠરાવો પ્રસીદ્ધ થયા છે તે સર્વનું અવલોકન કરી હું મારો નમ્ર અભિપ્રાય નિચે મુજબ પ્રદર્શીત કરવા રજા લઉં છું–

(૧) વારસાના હક્કો

૧. વિધવા અને દીકરીને વારસો નહિ મળવાનો ચાલતો આવેલો રિવાજ માન્ય રાખી જે દેશ, જ્ઞાતિ કે કુટુંબમાં એમને વારસો આપવામાં આવતો નથી એ ચાલુ જમાનામાં અન્યાય રૂપે છે એવા રિવાજ હિંદુ લોથી ભિન્ન હોવાથી ને તેની હવે જરુર નહિ હોવાથી તે રિવાજને ઉત્તેજન ન આપતાં અમાન્ય ઠરાવવો જોઇએ

૨. અમૂક સખસ મરણ પામે ત્યારે તેનો વારસો ઉતરવાનો હોય છે તેમાં મરણ શબ્દમાં કુદરતી મરણ કાયદા પ્રમાણે મરણનું અનુમાન થાય તેવો પ્રસંગ, સંન્યાસી થઇને કિંવા બીજી રીતે સંસારમાંથી હમેશના માટે વિરકત થાય, વિધવા સ્ત્રી પુનર્લગ્ન કિંવા નાતરૂ કરે, મિલ્કત ઉપર કાયમના માટે હક નહી રાખતાં પોતાનું સ્વામિત્વ તજી દીધું હોય ને પરાગંદા થયો હોય એ પ્રસંગોનો મરણમાં સમાવેશ કરવા કાયદામાં સ્પષ્ટતા કરવી જોઇએ.

૩. દિકરાની દીકરી, દીકરીની દીકરી, બહેનનો દિકરો, અને ભાઈની દીકરી જેમને બંધુ માંગણી વારસાનો છેલ્લો ક્રમ ગણ્યો છે તેમને વિશીષ્ટ વારસો ગણીને પિતરાઇ પહેલાં હકદાર ઠરાવી સગી બહેન અને દીકરાની દીકરીને એકી સાથે મરનાર સખસના બાપની માના અભાવે વારસો ઠરાવવા તેમજ દાદા (બાપના બાપ) ના અભાવે દીકરીની દીકરી. અને ભાણેજને એકી સાથે માથા દીઠ વારસો આપવો. દીકરીને સાસરામાં પણ વારસો મળે છે–

૪. મરનારને સંતાન હોય ( પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર ) ને વિધવા હોય તો સંતાન ને વિધવા બંન્ને વારસો ગણવા જોઇએ સંતાનના અભાવે વિધવા વારસ ગણાય છે એ ધોરણ રદ કરવું.

૫. સ્ત્રી ધનની મિલકતમાં કોઇ પણ પ્રકારનો ભેદ ન રાખતાં સ્ત્રીની ખાસ મિલકત અને તે સિવાયની બીજી સાધારણ મિલ્કતનો વારસો ઉતરવાનું તેમજ યૌતક, અયૌતક, ને શુલ્ક મિલ્કતનો વારસો ઉતરવાનું ધોરણ એક સરખુંજ ઠરાવવું જોઇએ—

૬. મરનારના સંતાનને વિધવાના અભાવે દીકરી તેમજ બીજી દીકરી મઇયત હોય તો તેના પુત્ર સાથે સરખો હિસ્સો વારસાનો ઠરાવવો જોઇએ.

૭. મૈયત દિકરા કે ભાઈની વિધવાઓને મૈયત ધણીના સંતાન હોય તો તેમની સાથે તે ન હોય તો વિધવાને સ્વતંત્ર રિતે વારસ ગણવી પછી કુટુંબ મજીયારૂ હોય તો પણ વાંધો નહિ.

૮. આ પ્રમાણે વિધવાઓને વારસો મળે તો તેઓ મજીયારા કુટુંબમાં સહભાગી ગણાશે ને પુરૂષની માફક પોતાના હિસ્સા માટે સ્વતંત્ર રિતે હકદાર ગણાશે.

૯. ચેપી અને અસાધ્ય રોગથી પિડાતી હોયને વિધવા પત્નિ જાહેર રિતે વ્યભિચાર કરતી હોય તેનેજ અનંશ ગણવા—

૧૦. દીકરીઓમાં પરણેલી કે કુંવારી, સધન કે નિર્ધનનો ભેદ કાઢી નાખવો—

# ચિત્ર.... .... .... .... .... .... .... .... .... ....વિચિત્ર

## -વિશ્વ દર્શન-

**અમેરીકાના** દરેક વતનીને દર-વર્ષે બાર શેર હાવાનો સાબુ જોઈએ છીએ. અંગ્રેજને દસ શેર, ફ્રેંચને ૭ શેર અને ઇટાલીને માત્ર ચાર શેર સાબુથી ચાલે છે.

×

**અવાજ** હોય તેનાથી અનેકઘણું સાંભળી શકાય એવું માઈક્રોફોન શોધાયું છે. એ યંત્રમાં અવાજને દશ કરોડ ઘણો વધારવાની શકતી છે એટલે આપણે કદી ન સાંભળી શકતા એવા અવાજો સાંભળશું. એટલે ટપાલની ટીકીટ તમે ઉપાડો તેનો જે અવાજ થાય તે આ યંત્રથી એટલો મોટો થાય કે તે સાડાત્રણ માઈલ દુર સુધી સાંભળી શકાય.

×

**ટોરેન્ટોમાં** એક માણસ ૩૭ વર્ષ પછી દેખતો થતાં એટલો આનંદીત બની ગયો કે આનંદાવેશમાં મૃત્યુ પામ્યો.

×

**કેમ્બ્રીજના** પુસ્તકાલયની પુસ્તકો રાખવાની જગ્યાને લંબાવીને મુકી હોય તો તેર માઈલ થાય.

×

**નવલાખ** ને સત્તર હજાર પાનાનો એક સર્વજ્ઞાન કોષ પંદરમી સદીમાં ચીનમાં લખવામાં આવ્યો હતો. આવી જબ્બર ચોપડી છાપવી અશકય હતી. તેનું શું થયું તે ખબર નથી.

×

**હીમાલયમાં** ૨૩૦૦૦ ફીટ ઉંચા ૪૫ શીખરો છે.

×

ગ્રીક ભાષામાં ૨૪ મુળાક્ષર છે. ઈજીપ્શીયન ભાષામાં ૨૬ : અંગ્રેજીમાં ૨૬ : હીબ્રુમાં ૨૨ અને સંસ્કૃતમાં ૫૦ મુળાક્ષરો છે.

×

**ચંદ્રમાં** સૌથી ઉંચો પર્વત ૩૫૦૦૦ ફીટ ઉંચો છે. તે હીમાલયથી ૬૦૦૦ ફીટ વધુ ઉંચો છે.

×

**પુરૂષના** મગજનું વજન સાડા ત્રણ શેર હોય છે સ્ત્રીના મગજનું વજન પોણા ત્રણશેર હોય છે.

×

**ઇંગ્લાંડમાં** કુલ ૭૦,૦૦,૦૦૦ સાયકલીસ્ટો છે.

×

**માણસના** પ્રત્યેક વાળનું એકંદર આયુષ્ય પાંચ વર્ષનું હોય છે.

×

**જગતમાં** લાંબામાં લાંબી નહેર ચીનમાં છે. તે એક હજાર માઈલ લાંબી છે.

×

ઈટાલીનું રોમ અને સ્પેનનું માડ્રીડ લંડનથી સરખે અંતરે છે. ૧૧૯૫ માઈલ.

×

**લંડનમાં** ૬૫ બંબાખાનાઓ છે. તેમાં ૨૦૦૦ માણસો રોકાયલા છે. રસ્તા પર ૧૬૯૧ આગની ખબર આપવાનાં સાધનો છે. ૫૭ લાખલની પાણીની મુંઢો છે. દર વર્ષે આગનાં ૫૦૦૦ કીસ્સા બને છે.

×

**રશીયાના** પાટનગર લેનીનગ્રેડમાં ૪૦૦ પુસ્તકાલયો છે. એનું એકે શહેર એવું નથી કે જ્યાં પુસ્તકો વાંચવાની સગવડ ન મળે. વાર્તાનું એક પુસ્તક પ્રગટ થાય એટલે તેની ૯૦,૦૦૦ નકલોનો ઓર્ડર માત્ર પુસ્તકાલયો તરફથી જ મળે છે. ૧૯૩૫ના વર્ષમાં ૧૫૦૦ નવાં પુસ્તકાલયો ખોલવાની યોજના હતી. ૭ કરોડ રૂબલ પુસ્તકાલયો માટે નવા વર્ષમાં મંજુર થયા હતા.

+

**સમર્થ** વીજ્ઞાનવેત્તા એડીસનના કાર્યની કીંમત નવ અબજ રૂપીઆ જેટલી ગણાય છે.

+

**સીલોનના** લોક વાંકડાના દાંતને પુજે છે જ્યારે મલબારના લોક મગરના દાંતને પુજે છે.

+

**બુરસ** નેબ્યુલા નામનું તારામંડળ પૃથ્વીથી ૧,૩૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, માઈલ દુર છે. વીજ્ઞાનવેત્તાઓ એથી વધુ અંતર માપવા શકતીવાન થયા નથી.

+

મેટ્રોગોલ્ડવીન મેયર્સ કુંપનીની ફિલ્મો જેણે જોઈ હશે તેમને એ ફિલ્મોની શરૂઆતમાં એક ગોળ ચક્રમાંથી ડોકું કાઢી ઘૂરકી જતો સિંહ યાદ હશે જ. આ સિંહ મશહૂર કુશળ નટ છે. એનું નામ 'લિયો.'

એજ કુંપનીમાં એક પિતા પુત્રની જોડી છે, તે બંને મનુષ્યો નહિ પણ કુતરા છે. એકનું નામ પ્યાલ ને બીજાનું નામ પીટ તે બે જણા લોકોને હસાવવાની કળામાં એક્કા છે.

તે ઉપરાંત મીશી નામનો એક હાથી, રેક્ષ ને લેડી નામનાં ઘોડો ને ઘોડીને બીજાં કેટલાયે એવા પ્રાણીઓ કુશળ પ્રાણી–અભિનેતાઓ તરીકે પ્રસિદ્ધ થઈ ગયા છે.

હિંદની ફિલ્મોમાં હજી પ્રાણીચિત્રો લેવાનો શોખ વધ્યો નથી તો યે વાડીઆ મૂવીટોનની ફિલ્મોમાં કામ કરતા ઘોડા 'પંજાબ–કા–બેટા' નું નામ ભૂલાય તેમ નથી.

કિંગકોંગ, રોબીન્સન ક્રુઝો, ટારઝન ધી એપમેન, આફ્રિકા સ્પીકસ, ને એવાં ઘણાંયે ચિત્રો હિંદમાં ઘણો આદરપામી ગયાં છે, એમાં કિંગકોંગનું ચિત્ર એક અજબ ને અનોખું છે.

કિંગકોંગમાં છત્રીસ ફીટનો પ્રચંડ વાંદરો સિંહનાદે જંગલ ગજાવતો આવે છે. કોંગ સિવાયનાંયે કેટલાંક પ્રચંડ પ્રાણીઓ એમાં આવે છે. ઉંટ જેટલી ઉંચી ગરોળી ને ત્રણ માણસની ઉંચાઇ જેટલું ચામાચીંડીયું યે તેમાં હાજર થાય છે.

આ સઘળાં રાક્ષસી પ્રાણીઓ સ્ક્રીનપર હાલે છે, ચાલે છે ને અવાજ પણ કરે છે. જરૂરી ભાવ પ્રદર્શિત કરવામાં યે કોઇ પાછા નથી પડતાં. તે છતાંયે સઘળાં બનાવટી છે: એ બધાંયે યંત્રોના પુતળાં છે.

એ યંત્ર નિર્મિત વાંદરો દાંત કચકચાવે છે, ડોળા કાઢે છે. રડે છે, લોકોને મોંમાં કરડી ખાય છે: પગતળે દબાવી દે છે, ને એક છોકરીને પોતાના હાથમાં લઇ લાડ પણ કરે છે. ન્યુયોર્કના રાજ્ય માર્ગ પર એ વાંદરો તોફાન મચાવી ચાલતી ગાડી રોકે છે. માણસોને કચરે છે ને છેવટે ગગન ચૂમતા મિનારાપર ચઢી ઉડતાં એરોપ્લેનોને નીચે ગેરવી પાડે છે.

આવાં યંત્રોને માણસો જેવા ભાવ દર્શાવતા બનાવવા કેટલોયે ખર્ચ થતો હશે. ને ખર્ચ કરતાં બુદ્ધિનીયે કેટલી જરૂર ? માણસોની ચિત્રવિચિત્ર કલ્પનાઓને પણ પડદા પર રજૂ કરી શકાય છે. બુધ્ધિ, હિંમત ને મૂડી જોઇએ.

સિનેમાના ક્ષેત્રમાં આવાં સાહસો ને આવી યુક્તિ, એથી લેવાયલાં ચિત્રો લોકોને ઝપાટાબંધ આકર્ષે છે. પરદેશની ફિલ્મ કંપનીઓ આવાં સાહસોમાં અગ્રસ્થાને છે. હજી હિંદમાં તો શરૂઆત થઇ છે એમેય કહેવાય તેમ નથી.

ઘણીવાર પશુઓનો ઉપયોગ ભાગ વધારવા માટે થાય છે. ઘરમાંથી કોઇ માણસને કાઢી મૂકતો હોય તે વેળા તેના તરફ ભસે કે બિલાડી વચ્ચે આવે કે કોઇ ભિખારી ખાતો હોય તેની થાળીમાંનો રોટલો સમડી કે કાગડો લઇ જાય– એવા પ્રસંગો મુકવાથી પ્રેક્ષકો પર ઘણી અસર થઇ શકે છે.

ઘણીવાર ભાવ કે પ્રસંગના સૂચન માટે પણ પશુ-પંખીઓ ઉપયોગમાં લેવાય છે. સંધ્યા સમયના સૂચક રૂપે માળા તરફ વળતાં પંખીઓ કે સ્હવારના સૂચન માટે કુકડો અનુકુળ થઇ પડે છે.

અત્યાર સુધીની પશુઓની ઉતરેલી ફિલ્મો પરથી સમજી શકાય કે એવાં પ્રાણીઓને જો વ્યવસ્થાસર વધુને વધુ કેળવવામાં આવે તો પડદા પર માણસો જેવાજ સરસ અભિનય કરતાં પ્રાણીઓને આપણે જોઇ શકીએ.

## લેખક ભાઈ બ્હેનોને વિનંતિ

આ માસિક માટે મહાગૂજરાતના તમામ લેખક ભાઇ બ્હેનોને તેમના લેખ મોકલી આપવા વિનંતિ છે. મોડેથી મળતા લેખ બીજા મહિના ઉપર મુલતવી રહેશે.

નહિ પસંદ પડેલા લેખો પાછા મોકલવામાં આવશે નહિ. જો ટીકીટ બીડેલી હશે તોજ નહિ પસંદ પડેલા લેખો પાછા મોકલવામાં આવશે.

ઉપનામ કે તખલ્લુસ વાપરવા ઇચ્છતા લેખકોએ અમને તો પુરા નામઠામ જણાવવાજ પડશે.

ટુંકા, સમાજને ઉપયોગી અને મુદ્દાસર લેખો વહેલા પ્રગટ થવા સંભવ છે.

ભાષાન્તર કરેલા લેખોમાં મૂળ લેખ અને લેખકનું નામ અવશ્ય જણાવવા તસ્દી લેવી.

તંત્રી: "પડકાર"
દહોદ ( જી. બી. એસ. રેલ્વે )

# અપમાનનો બદલો

: : મહાભારતનો એક કથા-પ્રસંગ : :

લેખક :—
શ્રી. "પરાશર"

[ ૧ ]

"ભગવન્! આટઆટલો વખત વીતી ગયો છતાં પાંડુકુમારોમાંનો એક પણ ભાઇ મારી ઇચ્છા તૃપ્ત નથી કરી શકયો! દેવ! જોયું હતું ને, મારી લાજ લૂંટાતી હતી છતાં એ કાપુરૂષોમાંના કોઇએ એક હરફ સરખો નથી ઉચાર્યો. અને એ પ્રસંગે આપ દીનદયાળે મારી વહાર ન કરી હોત તો મારા શા હાલ થાત તે આપ કલ્પી શકો છો.! અને મને વધારે દુઃખ તો એ થાય છે કે સભા વચ્ચે બેઠેલા વીર છતાં ગાય જેવા વૃદ્ધ ભીષ્મ પિતામહથી પણ એકેય અક્ષર ન ઉચ્ચારાયો એ શું ઓછી વાત છે?"

"દેવિ! સાચું છે. એ બધું કાળબળને જ આભારી છે. કેમ ભૂલી જાવ છો અર્જુનના એ પરાક્રમને કે જ્યારે તેણે મત્સ્યવેધ કરીને તમારૂં પાણિગ્રહણ કર્યું હતું! વળી ભીમસેનનાં પરાક્રમોથી તો તમે કયાં બિલકુલ અજાણ છો! અને બિચારા ભિષ્મપિતામહ પણ શું કરે? તે દિવસે તમે નહોતું સાંભળ્યું તેમણે ઉચ્ચારેલું વાક્ય; अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित्! બિચારા એનું લૂણ ખાય છે તે ઓછુંજ એઓ હરામ કરી શકે? એતો જેનું ખાવ તેનુંજ ગાય! પંચાલિ! ધીરજ ધરો; હિંમત ન હારો. કાળબળ આગળ કોઇનુંય ચાલ્યું છે કે આપણું ચાલે? ગમે તેટલો પુરૂષાર્થ કરવામાં આવે છતાં તે પુરુષાર્થ સમય આવશે ત્યારેજ ફળદાતા થશે; તે સિવાયના સઘળા પ્રયત્નો મિથ્યા છે."

"પ્રભુ! હિંમત ન હારૂં તો શું કરૂં? મારા પતિદેવના સઘળા પુરૂષાર્થો પાણીમાં ગયા છે; એમનો એકપણ પુરુષાર્થ સફળ થયો હોય તેતો બતલાવો. દુઃશાસનના રૂધિરથી મારા કેશ તરબોળ કરવાની પ્રતિજ્ઞાનું હજી પણ તેઓ પાલન કરી શકયા નથી. સભા વચ્ચે થયેલા મારા અપમાનનો બદલો હજીપણ તેઓ લઇ શકયા નથી? ધિક્કાર છે અર્જુનના એ ગાંડિવ ધનુષ્યને કે જેના સઘળા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. શરમ હજો ભીમસેનની એ ગદાને કે જેના કોઇપણ પ્રહારે દુઃશાસન કે દુર્યોધનનો અંત ના આણ્યો. સત્યતો કહું દેવ!—આ બધું દિલની દાઝ બોલાવે છે કે યુધિષ્ઠિરની ધાર્મિકતા પણ મારા વૈરાગ્નિને શાંત પાડવાને કાંઇજ કામ ના લાગી. હવે તો કંટાળી છું, સંકટોથી ત્રાસી છું. શાંતિનું એકપણ સ્થળ મને આ સૃષ્ટિભરમાં કયાંય નથી નજરે પડતું. અને ભગવન્! છતાં એ સઘળી નિરાશાઓમાં પણ આશાનું એક મીઠું મધુર શાંતિના બિંદુ સમું—મરૂભૂમિમાંની મીઠી મીઠી વીરડી સમું એક તમારૂં આશ્વાસન મને કદી કદી શાંતિના શીતળ જળથી શાતા પમાડે છે. દેવ! ભગવન્! આપનું એ પ્રશાંત વારિ હરહમેશ હું ઇચ્છું છું; કાપુરૂષ પતિના નામર્દાઇ ભર્યા કહેવાતા પરાક્રમથી કંટાળતાં હું હમેશ આપનુંજ શરણ શોધું છું. ભગવન્! એનાથી મને કદીય અળગી ના કરશો." અંતરની સઘળી વરાળ દેવી દ્રોપદીએ શ્રીકૃષ્ણ સન્મુખ ઠાલવી દીધી દુઃખ સંકટોનો ધગધગતો દાવાનળ એ મહાપ્રભુને હોલવવા માટે અર્પણ કર્યો. અને એટલેજ, ભક્ત ભયહારી દીનદુઃખનાશક એ દેવે, દ્રૌપદીના દુખનિવારણને અર્થે પાંડવોના તંબુ તરફ પ્રયાણ કર્યું. દ્રૌપદી તેમને જતા જોઇજ રહ્યાં અને નજરે દેખાતા બંધ ન થયા ત્યાંસુધી એકી ટશે જોઇજ રહ્યા. છેવટે નજરથી અદ્રશ્ય થતાં તે નિરાશ વદને પર્ણકુટિમાં પ્રવેશ કર્યો.

અહીંથી ચાલ્યા ચાલ્યા તેઓ મહાભીષણ રણક્ષેત્રમાં જઇ પહોંચ્યા. એ રણક્ષેત્રનું તેમણે થોડીજ વારમાં નિરીક્ષણ કરી લીધું,—અર્જુન કયાં છે, ભીમસેન શું કરે છે, મહારાજ યુધિષ્ઠિર કોને શું વચનો કહે છે તે એ અંતર્યામીએ પળ વારમાં પરખી લીધું.

[ ૨ ]

કુરૂક્ષેત્રનું રણમેદાન, કપાઇ પડેલાં મસ્તકો અને શબ્દોના ઢગલાઓથી ભયંકરમાં ભયંકરતાનું ભાન કરાવતું હતું. આમતેમ ગીધો અને કંકપક્ષીઓ મુડદાઓમાંથી માંસપિંડો મેળવવા માટે ફાંફાં મારી રહ્યાં હતાં

અને જેને જેમ હાથ આવે તેમ, કોઇ મુડદાનો કપાયેલો હાથ તો કોઇ મુડદાના પગને ઉપાડી આકાશ માર્ગે વિચરતાં હતાં. ત્યાંથી થોડેજ છેટે સૈનિકોનાં શસ્ત્રોના ખડખડાટ અને યુદ્ધમાં પતન પામતા યોદ્ધાઓની કારમી ચીસોના ચીચીયારાથી એ રણક્ષેત્રની ભયંકર ભીષણતામાં ઓર વધારો થતો હતો. ત્યાંથી સામી બાજુએ તંબુઓમાં ઘવાયેલા સઇનિકો આહ પોકારતા પરિચારકો દ્વારા ઉપચાર પામતા હતા. અને ઉપચાર ગૃહમાં અર્જુન અને શ્રીકૃષ્ણ ત્યાં ખેલાતા મહાભારત સંબંધે કંઇક ગુફતેગો કરી રહ્યા હતા.

પાંડવ પક્ષ અને કૌરવપક્ષ—બન્ને પક્ષોના સંખ્યાબંધ સૈનીકો માર્યા ગયા હતા. અગણિત માનવ સમુદાયનો ત્યાં સંહાર થઇ રહ્યો હતો અને તેમાં પણ હજી બાકી રહ્યું હોય તેમ સંહારેચ્છુ શ્રીકૃષ્ણ અર્જુનને, દેવી દ્રૌપદીની તૃપ્તિ અર્થે-પાંડવોને તેમની પ્રતિજ્ઞાની સ્મૃતિ કરવા માટે કહી રહ્યા હતા; "અર્જુન આપણા પક્ષના અનેક સઇનીકો ઘવાયા છે' અનેકો માર્યા ગયા છે, પાંચાલરાજના વીર પુત્રો પણ પણ પતન પામી ચૂક્યા છે. અને હજી પણ તેમની બાજી આપણે હાથ નથી આવી ?'

'ભગવન્ ! શું કામ ગભરાઓ છો; આપણા કરતાં પણ કૌરવ પ્રક્ષના સૈનિકો વધુ પ્રમાણમાં માર્યા ગયા છે. એના અગ્રગણ્ય વીર યોદ્ધાઓમાંનો આજે એક પણ આપની નજરે અહીં આપને નહિ દેખાય !"

"ના; ના; મારૂં એમ કહેવું નથી. હું તો કહું છું કે હજીપણ આપણી જિત થવાને વાર હોય તેમ યુદ્ધનું કંઇજ પરિણામ જણાતું નથી; અને આમ યુદ્ધને ક્યાં સુધી લંબાવ્યા કરશો ?" શ્રી કૃષ્ણે વાતને ફેરવતાં અર્જુનને ઉદ્દેશ્યો.

"પ્રભુ ! હા, એતો ખાંડાના ખેલ છે, ધનુષ્યબાણની બાજી છે. જીવસટોસટના મામલા છે, કાંતો યુદ્ધનો ફેંસલો કાલેજ આવી જાય અને લંબાય તો વર્ષોનાં વર્ષો સુધી લંબાય; એમાં કંઇજ કહેવાય નહિ." અર્જુને યુદ્ધની અસ્થિરતા દર્શાવી.

"પરંતુ અર્જુન ! લંબાય એ આપણને ન પાલવે. મને લાગે છે કે તમો બધા ભાઇઓ દ્રૌપદી સમક્ષ કરેલી પ્રતિજ્ઞાને ભૂલી ગયા છો; અને માત્ર રાજ્ય પાટ માટે-સંપત્તિ-સમૃદ્ધિ માટે જ આ વિજયયુદ્ધ ખેલી રહ્યા છો ! યાદ કરો દ્રૌપદીના કેશ પકડી તેને ભરસભામાં ઘસડી લાવનાર દુઃશાસન પરત્વે તમે શું પ્રતિજ્ઞા કરી હતી ? દ્રૌપદીના એજ કેશને તમે દુઃશાસનના રૂધિરથી તરબોળ કરવાની પ્રતિજ્ઞા કરી હતીને ! આજે તમે એ બધું ભૂલી ગયા લાગો છો. દુર્યોધને દ્રૌપદીનું કરેલું અપમાન આજે તમને યાદ આવે છે ?"

"ભગવન્ ! એ વૈરાગ્નિ આ જન્મે તો હોલવાવો અસંભવિત છે. અમો પાંચે ભાઇઓ એ પ્રતિજ્ઞાને હરગીજ નહિ ભૂલીએ. અમારા દિલમાંનો એ ડંખ અમારા કાળજામાં સદાને માટે કોરાઇજ રહ્યો છે. કહેતાં કહેતાં અર્જુને હાથમાં પોતાનું ગાંડીવ ઉઠાવ્યું. અને રણક્ષેત્રમાં જ્યાં માનવસંહાર ચાલી રહ્યો હતો તે માર્ગે પ્રયાણ કર્યું. થોડીજવારમાં તે પણ, જ્યાં અસંખ્ય માનવીઓના મૂડદાંઓ રઝળતાં હતાં ત્યાં જઇ પહોંચ્યો અને કૌરવોના સેનાપતિ કર્ણને પડકાર્યો. અને પછી તો તેઓ બન્નેનું એવું ઘોર યુદ્ધ થયું કે તેને કદી કહી રામ-રાવણના યુદ્ધની ઉપમા અપાય છે.

આ તરફ ભીમસેન પણ રણે ચઢયો, તેણે પણ પોતાનું પરાક્રમ જાણે અંતિમવારજ લડવા નીકળ્યો હોય તેમ દાખવવા માંડયું. આ વખતે સઘળા યોદ્ધાઓ આ પાર કે પેલે પાર કરીને એકબીજાપર તુટી પડયા. ઘમસાણ યુદ્ધ જામ્યું.

આ વખતે લડતાં લડતાં કર્ણના રથનાં પૈડાં ભૂમિના રૂધિર ભર્યાં કાદવમાં ખુંચી ગયાં. ત્યારે કર્ણનું ધ્યાન ત્યાં દોડયું અને એ યુદ્ધ કરતો અટકયો તે વખતે વિમુખ બનેલા કર્ણને અર્જુને સંહાર્યો. કૃષ્ણની કપટ નીતિનો તેણે આ પ્રસંગે ઉપયોગ કરી વિજય પ્રાપ્ત કર્યો.

આ તરફ ભીમસેને દુઃશાસનને ગદાયુદ્ધમાં જોય ભેગો કર્યો, અને તેના શરીરમાંથી રૂધિર ધારા વહેવા લાગી. દુશાસનના શરીરમાંથી નીકળતી આ રૂધિર ધારાને જોઇ ભીમસેનને દ્રૌપદીની યાદ આવી, તરત તેમને એ સ્થળે લઇ આવ્યો, અને કહ્યું ; "દેવી ! શું જુઓ છો ! જોઇ લ્યો તમારૂં અપમાન કરનારા એ પાપીના હાલ હવાલ નીરખી લ્યો. તમારી સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનું પાલન કરૂં છું. તમારા કેશને આ

રૂધિરથી તૃપ્ત કરો. તમોને દુઃખ દેનારો આ દુશાસન આજે મોઢું પહોળું કરી તેનાં પાપોનો જવાબ દેવા યમદેવને દરબાર પહોંચી ગયો છે.

અને તેજ ક્ષણે દ્રૌપદીએ પોતાના કેશ જાણે તર્પણ કરતાં હોય તેમ, દુઃશાસનના રુધિરમાં ઝબોળ્યા. પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી મનુષ્ય જે આનંદનો અનુભવ કરે છે તેવો આનંદ દ્રૌપદીને આજે થયો તેમના અપમાનનો બદલો આજે લેવાયો. અને કાપુરૂષ કહેનાર સન્નારી તેની વીરતાનાં ગુણગાન કરવા લાગી ત્યાં પાછળ આવી ઉભેલા શ્રીકૃષ્ણને જોતાંજ દેવી જરા ઝમક્યાં, છતાં પ્રણામ કરીને કહ્યું "ભગવન્! આજે મારા અપમાનનો બદલો મળી ચૂક્યો. આજે પણ હું જોઇ શકું છું કે મારા પતિઓ ભારેલા અગ્નિની જેમ તેમના પરાક્રમને ઢાંકી રાખી બેઠા છે, છતાં તેમનું પરાક્રમ ઢંકાઇ જાય તેમ નથી." અને આમ સતી સાધ્વીના અપમાનનો બદલો લઇને ભીમસેન પણ આત્મસંતોષ અનુભવતો શ્રીકૃષ્ણને પ્રણામ કરી તેમની સ્તુતિમાં લાગી ગયો.

(૩)

સતી સાધ્વીના અપમાનનો બદલો હજી પૂરો નહોતો થયો. હજી તેના વૈરાગ્નિની જ્વાળા બુઝાવી બાકી હતી. તેને ભરસભામાં અનેક ગાળી પ્રદાનો કરનાર, હલકામાં શબ્દોથી સંબોધનાર તેમજ મર્યાદાની માઝા મૂક- દુર્યોધન હજી જીવતો હતો. અને જીવતો છતાં મરણ પામેલાં જેવોજ હતો. કારણ, તેના ચોતરફના બાહુઓ કપાઇ પડયા હતા, તેના અક્ષૌહિણી સૈન્યના મહાનમાં મહાન થાંભલાઓ જમીનદોસ્ત થયા હતા. યુદ્ધ ભૂમિમાં કર્ણ માર્યો ગયો હતો, દુઃશાસન દૈત્ય લોકમાં પરવરી ચૂક્યો હતો, તેનો હરવખતનો સલાહકાર શકુની આજે નામ શેષ થઇ ગયો હતો. અને એવા એવા અનેક આગેવાનો તેનો સાથ છોડીને પરલોકના પ્રવાસે ઉપડી ગયાં હતાં. બાકી રહ્યો હતો પોતે અને પોતાના મુઠ્ઠીભર સૈનિકો. એટલા સૈનીકો વડે તેનો દહાડો વળે તેમ નહોતો, ચોપાસ નજર કરતાં તેનો કોઇ સહાયક તેને દ્રષ્ટિગોચર થતો નહોતો. અંતે કંટાળી જઇ, હિંમત હારીને તે યુદ્ધભૂમિથી થોડેક દૂર આવેલા પાણીના એક ધરામાં છુપાઇ ગયો, કે જેથી કોઇપણ પ્રકારે યુદ્ધમાં હારનું કલંક ન વહોરવું પડે. પરંતુ તેનો કટ્ટર હરીફ ભીમસેન તેને એમ જવા દે તેવો નહોતો. તેણે આખી રણભૂમિ પર તેની શોધ કરી પરંતુ તેનો ક્યાંય પત્તો ન લાગ્યો. પાણીમાંથી તેને બહાર ખેંચી કાઢી ભીમસેને તેને ગદા યુદ્ધ માટે આવ્હાન કર્યું.

"નીચ! પાપી! ક્યાં ગયું તારૂં એ ઘમંડી વાક્યો ઉચ્ચારાવનારૂં પરાક્રમ? ક્યાં ગયા તારા દરરોજના સહાયક સૈનિકો! બતાવ, ક્યાં છે તારો એ બદસલાહકાર શકુની! વીરત્વનું અભિમાન ધરાવનાર અમારો ભાઇ છતાં તારો પક્ષ કરનાર ક્યાં ગયો ત્હારો એ શૂરવીર સેનાપતિ કર્ણ! યાદ કર તારી ભરસભાનું એ વિચિત્ર દ્રશ્ય! સ્મૃતિમાં લાવ તારી એ નીચ હલકટ પ્રવૃત્તિ કે જ્યારે તેં સતી સાધ્વી પતિવ્રતા દેવી દ્રૌપદીનું હડહડતું અપમાન કર્યું હતું તે. યાદ છે તેં અમો વીરભાઇઓને 'ગાય' કહી સંબોધ્યા હતા! કહે, પૂરવાર કર ગાય અમે છીએ કે તું?

"પાપી! દુષ્ટ! યાદ રાખ, ઘમંડભર્યાં અભિમાન યુક્ત પૂર્વકાળનાં તારાં તે વચનો આજે તારા મોંમાં પાછાં પ્રવેશે છે. ચાલ, તૈયાર થા, હાથમાં ગદા ધારણ કર અને દ્વંદ્વ યુદ્ધ માટે હોશિયાર થા." કહેવાય તેટલું કહીને ભીમસેને દુર્યોધનને પડકાર્યો.

ભીમસેનનાં આ વચનોએ દુર્યોધનના દાઝેલા દિલ પર ડામ દીધો અને તરતજ થાકેલો છતાં શિથિલ થઇ ગયેલો છતાં, ગદા લઇને દ્વંદ્વ યુદ્ધ માટે તૈયાર થઇ ગયો.

(૪)

"જુવે છે શું! ચલાવ તારી ગદા અને સાથે હું પણ ચાલુ કરૂં છું! ના, ના, ભીમસેન! પહેલો પ્રહાર તું કર."

"ના, ના, ભાઇ! તું થાકેલો છે, શિથિલ છે પહેલો પ્રહાર તું કર." બંનેએ રકઝક કરી. અને બંનેએ એક સાથે ગદા ઉપાડી. અપૂર્વ એવું તેઓ બંને વચ્ચેનું ગદાયુદ્ધ જામ્યું. આખું સૈન્ય થંભી જઇ આ દ્વંદ્વ જોવા એકચિત્ત બની ગયું. અને દુર્યોધને આ વખતે અંતિમ પરિણામ મેળવવા માટે પોતાનું પૂરેપુરૂં જોર દાખવ્યું. આ બધું પાસે ઉભેલા શ્રીકૃષ્ણે જોયું. તેમને લાગ્યું કે ભીમસેનને દુર્યોધને હંફાવ્યો છે, જરૂર હવે તે હારી જશે અને વિજયમાળ દુર્યોધનને વરતાં મંડાયેલા યુદ્ધની આખી બાજી ધૂળ મળશે. તરતજ તેમણે દ્વંદ્વ ખેલતા ભીમસેનને ઇશારો કર્યો; પોતાની ડાબી જાંઘ પર હાથની થાપટ મારી. ભીમસેન આ ઇશારાને સમજી ગયો. તરતજ તેણે દુર્યોધનને તેના ડાબા પગની સાથળ પર ગદાનો એવો ઘા કર્યો કે તે જમીન પર પટકાઇ પડયો. દુર્યોધન પતન પામ્યો અને પડતાં પડતાં ઉચ્ચાર્યું, "સૌ પ્રેક્ષકો જો જો, ભીમસેને મને કપટથી માર્યો છે. સાથળપર પ્રહાર નહિ કરવાનો યુદ્ધ નિયમ છતાં શ્રીકૃષ્ણે પ્રેરેલા ભીમસેને મને છેતર્યો છે, યુદ્ધના નિયમથી વિરુધ વર્તીને તેણે મને હાર પમાડયો છે." અને આમ કહેતાં તેનો પ્રાણ શરીર છોડી ચાલ્યો ગયો. કૌરવ સેનાનો રહ્યો સહ્યો એક યોદ્ધો આમ આખરે મરાયો. કૌરવ કુળનું નિકંદન નીકળી ગયું અને શ્રીકૃષ્ણની સહાય વડે દેવી દ્રૌપદીના અપમાનનો બદલો પાંડુકુમારોએ આ પ્રમાણે લીધો. ઈતિ

# ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ—

## હિંદુ સ્ત્રીઓના હક્કો.

( કાયદા વિભાગ )

શારદા બીલ.

'પડકાર' માટે ખાસ લેખકઃ—શ્રી. વકીલ રામચંદ્ર કાળાશંકર પાઠક

**કાયદામાં સુધારા વધારા કરવાની ખાસ જરૂર.**

હિંદુ સ્ત્રીઓના મિલકત ધરાવવાના હકને લગતા બિલ સંબંધે ડૉ–દેશમુખનું નિવેદન અને તે સંબંધે મુંબઈના એડવોકેટ મંડળે પોતાનો અભિપ્રાય સીલેક્ટ કમીટીને આપ્યો તેમજ તે ઉપરાંત કેટલીક સભાઓ ભરાઇ થયેલા ઠરાવો પ્રસીદ્ધ થયા છે તે સર્વનું અવલોકન કરી હું મારો નમ્ર અભિપ્રાય નિચે મુજબ પ્રદર્શીત કરવા રજા લઉ છું–

(૧) વારસાના હક્કો

૧. વિધવા અને દીકરીને વારસો નહિ મળવાનો ચાલતો આવેલો રિવાજ માન્ય રાખી જે દેશ, જ્ઞાતિ કે કુટુંબમાં એમને વારસો આપવામાં આવતો નથી એ ચાલુ જમાનામાં અન્યાય રૂપે છે એવા રિવાજ હિંદુ લોથી ભિન્ન હોવાથી ને તેની હવે જરુર નહિ હોવાથી તે રિવાજને ઉત્તેજન ન આપતાં અમાન્ય ઠરાવવો જોઇએ

૨. અમુક સખસ મરણ પામે ત્યારે તેનો વારસો ઉતરવાનો હોય છે તેમાં મરણ શબ્દમાં કુદરતી મરણ કાયદા પ્રમાણે મરણનું અનુમાન થાય તેવો પ્રસંગ, સંન્યાસી થઇને કિંવા બીજી રીતે સંસારમાંથી હમેશના માટે વિરક્ત થાય, વિધવા સ્ત્રી પુનર્લગ્ન કિંવા નાતરું કરે, મિલકત ઉપર કાયમના માટે હક નહીં રાખતાં પોતાનું સ્વામિત્વ તજી દીધું હોય ને પરાગંદા થયો હોય એ પ્રસંગોનો મરણમાં સમાવેશ કરવા કાયદામાં સ્પષ્ટતા કરવી જોઇએ.

૩. દિકરાની દીકરી, દીકરીની દીકરી, બહેનનો દિકરો, અને ભાઈની દીકરી એમને બંધુ માંગણી વારસાનો છેલ્લો ક્રમ ગણ્યો છે તેમને વિશીષ્ટ વારસો ગણીને પિતરાઇ પહેલાં હકદાર ઠરાવી સગી બહેન અને દીકરાની દીકરીને એકી સાથે મરનાર સખસના બાપની માના અભાવે વારસો ઠરાવવા તેમજ દાદા (બાપના બાપ) ના અભાવે દીકરીની દીકરી. અને ભાણેજને એકી સાથે માથા દીઠ વારસો આપવો દીકરીને સાસરામાં પણ વારસો મળે છે–

૪. મરનારને સંતાન હોય (પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર) ને વિધવા હોય તો સંતાન ને વિધવા બંન્ને વારસો ગણવા જોઇએ સંતાનના અભાવે વિધવા વારસ ગણાય છે એ ધોરણ રદ કરવું.

૫. સ્ત્રી ધનની મિલકતમાં કોઇ પણ પ્રકારનો ભેદ ન રાખતાં સ્ત્રીની ખાસ મિલકત અને તે સિવાયની બીજી સાધારણ મિલકતનો વારસો ઉતરવાનું તેમજ યૌતક, અયૌતક, ને શુલ્ક મિલકતનો વારસો ઉતરવાનું ધોરણ એક સરખુંજ ઠરાવવું જોઇએ—

૬. મરનારના સંતાનને વિધવાના અભાવે દીકરી તેમજ બીજી દીકરી મઇયત હોય તો તેના પુત્ર સાથે સરખો હિસ્સો વારસાનો ઠરાવવો જોઇએ.

૭. મૈયત દિકરા કે ભાઈની વિધવાઓને મૈયત ધણીના સંતાન હોય તો તેમની સાથે તે ન હોય તો વિધવાને સ્વતંત્ર રિતે વારસ ગણવી પછી કુટુંબ મજીયારૂ હોય તો પણ વાંધો નહિ.

૮. આ પ્રમાણે વિધવાઓને વારસો મળે તો તેઓ મજીયારા કુટુંબમાં સહભાગી ગણાશે ને પુરૂષની માફક પોતાના હિસ્સા માટે સ્વતંત્ર રિતે હકદાર ગણાશે.

૯. ચેપી અને અસાધ્ય રોગથી પિડાતો હોયને વિધવા પત્નિ જાહેર રિતે વ્યભિચાર કરતી હોય તેનેજ અનંશ ગણવા—

૧૦. દીકરીઓમાં પરણેલી કે કુંવારી, સધન કે નિર્ધનનો ભેદ કાઢી નાખવો—

## ( ૨ ) મીલકત ઉપરના હક્કો

૧. મરનારના પુત્ર કે પુત્રોની સાથે વિધવાને સહ ભાગદાર ગણવી અને તેને એક પુત્ર જેટલો હિસ્સો આપવો તે હિસ્સો વિલથી કે બીજી રિતે સ્વત્વાર્પણ કરી શકે એવો સ્વતંત્ર હક આપવો, તેમજ પુત્રો સાથે વહેંચણ કરી ભાગ પડાવી શકે એવો હોવો જોઇએ–

૨. મરણોત્તર હકનું ધોરણ રદ કરવું. મજીયારા કુટુંબમાં સહ ભાગીદારો, અને મરનાર સહ ભાગીદારોની વિધવાઓના અમુક નિશ્ચિત હિસ્સા રહેશે ને તે સઉ સઉના વારસોને ઉતરશે એમ ઠરાવવું.

૩. પુત્રીને પુત્ર જેટલો હિસો કુવારી હોય તે દરમ્યાનજ મળે પરણ્યા પછી તેવો હક ન રાખવો જ્યારે સંતાન કે વિધવા ન હોય તો પુત્રીને વારસો મળવાનો હોય છેજ; પુત્રની સાથે પુત્રીને પણ વારસો મળે તો તે ભાગ ઉપરાંત પરણે ત્યારે સાસરી પક્ષનો વારસો બ્બાર થાય એટલે છોકરા કરતાં પણ વધારે હિસો કે જે બે બાજુએથી મળવો જોઇએ નહિ.

૪–કુંવારી દીકરીનો એક દીકરા જેટલો હિસ્સો રાખવો ; વહેંચણી બાપના ગુજર્યા પછી કરાવી શકે વહેંચણ ના પહેલાં જો લગ્ન થઇ જાય તો પછી ભાઇઓ સાથે બહેન–વારસો લઇ ન શકે–

૫–હિંદુ વિધવાને દત્તક લેવાનો હક સ્વતંત્ર જોઇએ, સંકુચિત ન હોવો જોઇએ પછી વિધવા મજીયારા કુટુમ્બની હોય કે ન હોય—

૬–અ કુંવારી દીકરી તો લગ્ન થતા પહેલાં ભરણ પોષણ, કેળવણી અને લગ્ન ખર્ચનો બોજો કાયદાની રૂએ મિલ્કત ઉપર રાખવો ને વહેંચણ કરાવવા ઇચ્છે તો બાપની હયાતી બાદ એક દિકરા જેટલો ભાગ વહેંચણી કરાવી લઇ શકે.

૬–બ પુત્રની મિલ્કતનો વારસો મા અને બાપ બંનેને સરખા ભાગે મળવો જોઇએ—

૭–સમાશ્રીતોના ભરણપોષણના હકો ને કાયદાથી બોજા રૂપ ગણવા—

૮–વિધવા, દિકરી, મા અગર બીજા કોઇ પણ સગપણથી સ્ત્રીઓને જે વારસો મળે તે સ્વતંત્ર હકથી મળવો જોઇએ. કોઇ પણ વખતે કે કોઇ પણ સંજોગોમાં મર્યાદિત હક ન હોવો જોઇએ—

૯–અવિભાજ્ય મિલ્કત સંબંધી વડીલ સ્ત્રી કે વડીલ દીકરીને આખી મિલ્કત મળે છે તેમાં બીજી વિધવા કે દિકરીઓને પણ અમુક અંશ કે હિસ્સો અગર ભરણ પોષણ કે નિમણુકનો હક રાખવો જોઇએ.

૧૦–વિધવાને ધણીની જે મિલ્કત મળે છે તે અમર્યાદિત હકથી ન મળતાં સંકુચિત હકે મળે છે એટલે તેને સ્વત્વાર્પણ કે મિલ્કતની વ્યવસ્થા કરવામાં અંકુશ રાખેલો છે તે કાઢી નાંખવો જોઇએ—દિકરી કે બ્હેન ને વારસો મળે તે ગમે તે વ્યવસ્થા કરે ને વિધવાને સંકુચિત પણું રહે એ અન્યાય છે વિધવાની સ્થિતી સુધારવી ઇષ્ટ છે.

૧૧–કદાચિત વિધવાનો વારસો મર્યાદિત ગણે તો પણ બાર હજાર સુધીની મિલ્કત ઉપર સ્વતંત્ર હક આપવો ને તે ઉપરાંતની મિલ્કતની વ્યવસ્થા સામે ઉતરાધિકારી વાંધો ઉઠાવી શકે તેમાં ઉત્તરાધિકારીમાં ફક્ત વિશીષ્ટ વારસોજ હોઇ શકે કે જેથી પિતરાઇઓ ખોટી દાનત રાખે નહિ—સગી બહેન સુધીના નજીકના વારસોનેજ ઉતરાધિકારી ગણવાનું ધોરણ રાખવું તેવા સગા ન હોય તો વિધવાને સંપુર્ણ હક્કમળવો જોઇએ–

૧૨–દાય ભાગનું કેટલુંક ધોરણ લાગુ કરવું જોઇએ સમાનો હક કરતાં બંધુઓને વારસો પ્રથમ આપવો જોઇએ—

૧૩–મજીયારા કુટુમ્બના મેનેજર કીંવા કર્તાની જવાબદારી એક ટ્રસ્ટી પ્રમાણે હોવી જોઇએ અને વહેંચણ પહેલાં હિસાબ જોવાનો હક સહભાગીનો રાખવો જોઇએ.

ઉપર પ્રમાણે એકંદર નમ્ર ભલામણો હિંદુ સ્ત્રીઓની હાલની કફોડી સ્થિતિ દુર થવા અર્થે કહી છે તેનો સીલેક્ટ કમીટી યોગ્ય વિચાર કરશે.

❀

**હરેક ગામે થતાં લગ્નોની નોંધવહી રાખવાનું અને બાળલગ્નની ફરિયાદો પોલિસ પટેલે નોંધાવવાનું ઠરાવવાથી બાળલગ્નો અટકશે.**

## શારદા બીલ.

બાળ લગ્ન થતાં અટકાવવા અર્થે આખા બ્રિટિશ હિંદુસ્તાનને તા.—૧-૪-૩૦ થી શારદા બિલ લાગુ કરેલ છે. એ કાયદાનો હેતુ ઘણોજ સ્તુત્ય છે. બાળ વિધવાઓ થતી અટકે તેમ શારીરિક સ્થિતિની સુધારણા અર્થે આવો કાયદો જરૂરિ છે. આ કાયદામાં ફરજીયાત ફરિયાદો કરવાનું ધોરણ ઠરાવેલું નથી—એટલે કાયદો સખત છતાં તેનો અમલ મોળો છે તેથી બાળલગ્નો ઘણાં થાય પણ જેને માટે ફરિયાદી આગળ આવેતોજ કોર્ટ જોઇ શકે છે. કલમ ૧૧ પ્રમાણે જો ફરીયાદી તારણખત લખી આપે તો કામ આગળ ચલાવી શકાય આવી ફર્યાદ સરકાર તર્ફે કોઇ ન કરે ને બીજા કોઈ લોકો ન કરે તો પછી આવાં બાળ લગ્નમાં સજા ન થાય અમૂક ન્યાત, ગામ. કે એકડા વાળા સંપ કરે તો ફરિયાદ નહી થાય એટલે ખાસ વેર વાળવા કોઈ દુશ્મન જ્યારે તૈયાર થાય તોજ, અગર જ્યારે જે સ્થળે યુવક મંડળ, સ્ત્રી સમાજ કે એવી બીજી સંસ્થા કે વ્યક્તિ હાથપર લે તો ફરીયાદ કરી શકે તે શિવાય કંઇ બનવાનું નથી કારણ જાણી બુજી સામાના દુશ્મન થઇ તેના ઉપર ફરીયાદ કરવા, પુરાવો કે ખર્ચ કરવા, વખતનો વ્યય કરવા કે ધકા ખાવા વિગેરે જોખમ ને તેમાં વળી તારણનું જોખમ વહોરી કોણ આગળ આવે? એ વિચારવા યોગ્ય છે એટલે ઘણા ગુન્હેગારોમાં થોડાનેજ કોરટે ચઢવાનું રહેશે. તેમાં ગરિબનો મરો છે ગૃહસ્થ, આબરૂદાર, અને મોટા મોભાવાળા ઉપર તો દાબ કે શરમના લીધે કોઇ પણ ફરિયાદ ન કરે ખાસ કરીને ખટપટીયા ને લુચ્ચા લોક પણ ફાવી જાય છે. પૈસા પડાવવાની યુક્તિના લીધે ફરીયાદ કરી તારણ આપવાની મુદત પહેલાં સામો સખસ તેનું મન પતવે કે સમાધાન ખાનગી કરે તો પછી ફરીયાદી તારણ ન આપે તે કારણે ફરીયાદ નીકળી જશે માટે બાળલગ્નના ગુન્હા અટકાવવાને થયેલા સર્વ ગુન્હાઓ માટે સજા કરવાનું એક સરખું ધોરણ બધા ગુન્હેગારોને લાગુ પાડવાની જરૂર છે—

આવાં બાળ લગ્નની સરકારથી નોંધ રહેવા માટે હરેક પટેલ તલાટી કે એવાજ સરકારી નોકર ઉપર ફરજ રાખવી જોઇએ ને તે લગ્ન કરનાર વાલી ઉપર પણ ફરજ રાખવી કે લગ્ન પછી અમુક મુદતમાં નંધાવવું તે પ્રમાણે નોંધ ન કરાવે તો શિક્ષા ઠરાવવી એટલે બધા બાળ લગ્ન નંધાશે. તે ઉપરથી સરકારી પટેલ ફરિયાદ માંડે તેમાં બાળલગ્ન સાબિત થાય તો ગુન્હેગારને સખત સજા કરવી આ પ્રમાણે થાય તોજ યોગ્ય રિતે કાયદાનો અમલ થયો ગણાશે.

અમુક સંજોગોમાં બાળ લગ્ન કરવા માટે પરવાનગી આપવાનું ધોરણ કાયદામાં દાખલ કરવું જોઇએ.

બાળલગ્ન અટકાવવા એક વધારે ને મહત્વની સૂચના એવી છે કે ૮ કે ૧૦ વરસ અંદરના લગ્ન થાય તે કાયદાથી આપોઆપ નિરર્થક ઠરાવવાં અગર બેમાંથી કોઇની મરજી ઉપરથી ટાળવા જોગ ઠરાવવાં ને તે બંને લાયક થાય. ત્યારથી ૩ વરસમાં તેવી ઇચ્છા જણાવે તો તેનો અમલ કરવો એવું નવીન ધોરણ દાખલ કરવું કારણ બાળ લગ્ન થઇ જાય તેમાં સગીરોનું હિત શું થયું? તેમને પણ કંઈ છુટ રહેવી જોઇએ બાળલગ્ન પ્રમાણે વૃદ્ધલગ્ન અટકાવવા પણ સરકારે કંઈ કાયદો કરવો જોઈએ:



# ચિત્ર.... .... .... .... .... .... .... .... .... .... વિચિત્ર

## -વિશ્વ દર્શન-

**અમેરીકાના** દરેક વતનીને દર વર્ષે બાર શેર ન્હાવાનો સાબુ જોઈએ છીએ. અંગ્રેજને દસ શેર, ફ્રેંચને ૭ શેર અને ઇટાલીને માત્ર ચાર શેર સાબુથી ચાલે છે.

×

**અવાજ** હોય તેનાથી અનેકઘણું સાંભળી શકાય એવું માઇક્રોફોન શોધાયું છે. એ યંત્રમાં અવાજને દશ કરોડ ઘણો વધારવાની શકતી છે એટલે આપણે કદી ન સાંભળી શકતા એવા અવાજો સાંભળશું. એટલે ટપાલની ટીકીટ તમે ઉપાડો તેનો જે અવાજ થાય તો આ યંત્રથી એટલો મોટો થાય કે તે સાડાત્રણ માઈલ દુર સુધી સાંભળી શકાય.

×

**ટોરેન્ટોમાં** એક માણસ ૩૭ વર્ષ પછી દેખતો થતાં એટલો આનંદીત બની ગયો કે આનંદાવેશમાં પામ્યો.

×

**કેમ્બ્રીજના** પુસ્તકાલયની પુસ્તકો રાખવાની જગ્યાને બાંધીને મુકી હોય તો તેર માઈલ થાય.

×

**નવલાખ** ને સત્તર હજાર પાનાનો એક સર્વજ્ઞાન કોષ પંદરમી સદીમાં ચીનમાં લખવામાં આવ્યો હતો. આવી જબ્બર ચોપડી છાપવી અશકય હતી. તેનુ શું થયું તે ખબર નથી.

×

**હીમાલયમાં** ૨૩૦૦૦ ફીટ ઉંચા ૪૫ શીખરો છે.

×

ગ્રીક ભાષામાં ૨૪ મુળાક્ષર છે. ઇજીપ્શીયન ભાષામાં ૨૬ : અંગ્રેજીમાં ૨૬ : હીબ્રુમાં ૨૨ અને સંસ્કૃતમાં ૫૦ મુળાક્ષરો છે.

×

**ચંદ્રમાં** સૌથી ઉંચો પર્વત ૩૫૦૦૦ ફીટ ઉંચો છે. તે હીમાલયથી ૬.૦૦૦ ફીટ વધુ ઉંચો છે.

×

**પુરૂષના** મગજનું વજન સાડા ત્રણ શેર હોય છે સ્ત્રીના મગજનું વજન પોણા ત્રણશેર હોય છે.

×

**ઇંગ્લાંડમાં** કુલ ૭૦,૦૦,૦૦૦ સાઇકલીસ્ટો છે.

×

**માણસના** પ્રત્યેક વાળનું એકંદર આયુષ્ય પાંચ વર્ષનું હોય છે.

×

**જગતમાં** લાંબામાં લાંબી નહેર ચીનમાં છે. તે એક હજાર માઈલ લાંબી છે.

×

**ઈટાલીનું** રોમ અને સ્પેનનું માડ્રીડ લંડનથી સરખે અંતરે છે. ૧૧૯૫ માઇલ.

×

**લંડનમાં** ૬૫ સંખાખાતાઓ છે. તેમાં ૨૦૦૦ માણસો રોકાયલા છે. રસ્તા પર ૧૬૯૧ આગની ખબર આપવાના સાધનો છે. ૫૭ માઇલની પાણીની સુંઢો છે. દર વર્ષે આગનાં ૫૦૦૦ કીસ્સા બને છે.

×

**રશીયાના** પાટનગર લેનીનગ્રેડમાં ૪૦૦ પુસ્તકાલયો છે. એનું એકે શહેર એવું નથી કે જ્યાં પુસ્તકો વાંચવાની સગવડ ન મળે. વાર્તાનું એક પુસ્તક પ્રગટ થાય એટલે તેની ૯૦,૦૦૦ નકલોનો ઓર્ડર માત્ર પુસ્તકાલયો તરફથી જ મળે છે. ૧૯૩૫ના વર્ષમાં ૧૫૦૦ નવાં પુસ્તકાલયો ખોલવાની યોજના હતી. ૭ કરોડ રૂબલ પુસ્તકાલયો માટે નવા વર્ષમાં મંજુર થયા હતા.

+

**સમર્થ** વીજ્ઞાનવેત્તા એડીસનના કાર્યની કીંમત નવ અબજ રૂપીઆ જેટલી ગણાય છે.

+

**સીલોનના** લોક માંકડાના દાંતને પુજે છે જ્યારે મલબારના લોક મગરના દાંતને પુજે છે.

+

**બુશ્શ** નેબ્યુલા નામનું તારામંડળ પૃથ્વીથી ૧,૩૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, માઇલ દુર છે. વીજ્ઞાનવેત્તાઓ એથી વધુ અંતર માપવા શકતીવાન થયા નથી.

+

(અનુસંધાન પેજ ૨૪નું)

મુંબઈમાં પણ તાજેતરમાં જ જૈન ઉપાશ્રયમાં એક સભા મળી હતી. બારસ કે તેરસ? શનિવાર કે રવિવારનો નિર્ણય કરવા: કહે છે કે, આ તિથિ વાર નક્કી કરવા જતાં ઉપાશ્રય યુદ્ધનું મેદાન બન્યો હતો અને મોંધાટ અને ગાલિપ્રદાન પણ શરૂ થયાં હતાં. છત્રીઓનો પણ છૂટથી ઉપયોગ થયો હતો અને શિરછત્ર ટોપીઓએ એરોપ્લેન બની હવામાં અદ્ધર ઉડવા માંડયું હતું. આ યુદ્ધ જોવા રસ્તાની જતી આવતી મેદની થંભી ગઈ હતી. આ ધાંધલમાં એક વકતા તો બહાદુરીથી સિંહાસન નીચે જાદુઈ વિદ્યાથી અદૃશ્ય થઈ ગયો હતો અને યુદ્ધ વિરામ પછી બહાદુરીથી અસલ સ્વરૂપમાં બહાર આવ્યો હતો. અંતે કંઈ નિર્ણય કર્યા સિવાય સભા વિસર્જન થઈ હતી. પર્યુષણ પર્વનો દિવસ નક્કી કરવા આવા સમરાંગણો ખેલાય એ જૈન કોમને માટે શરમજનક ન કહી શકાય!

આપણી આવી આવી વીરત્વ પ્રગટાવતી સુંદર સભાઓ ખરેખર સ્યાતા ઇતિહાસના અમર બનાવો કહી શકાય; આવી આવી તો અનેક રસિક બનાવથી ભરપૂર સભાઓ હોય છે પણ અત્રે આટલીજ બસ છે.

❋

'ચુંબન' વિષે અત્રે કંઈક કહું છું. પરંતુ તે પહેલાં વિનંતિ કે એ શબ્દથી રખે ભડકી ઉઠતા. હમણાં હમણાં ચુંબને બહુ તોફાન જગાવ્યું છે એટલેજ અત્રે તે વિષે ઇશારો કરવા પ્રેરાયો છું.

ચુંબનનો ઇતિહાસ મનનીય છે—રસિક છે: તેનાં અનેક ઐતિહાસીક દૃષ્ટાંતો છે. આ લઘુ ઉલ્લેખમાં તે બધાં દર્શાવી શકાય તેમ નથી પરંતુ સંક્ષિપ્તમાં તે ટપકાવું છું. હિંદમાં ચુંબન મર્યાદીત અને પવિત્ર ગણાય છે. ચુંબન એટલે શરીરની એક જાદુઈ હીલચાલનું પરિણામ, ચામડીનું અન્ય ચામડી સાથેનું આકર્ષણ. ચુંબનના સ્થાનોમાં અધર, મુખ, હાથ, પગ, વાળની લટ, માથું, આંખ વગેરે છે.

ઓષ્ટ એ સર્વમાં સારૂ સ્થાન ગણાય છે. ચુંબન મુખ્યત્વે બે રીતનાં હોય છે. સશબ્દ અને નિઃશબ્દ એ બેના સાત સાત પ્રકાર છે.

જ્યારે એક સુંદર બાળકને ચુંબન કરવાનું હોય ત્યારે અવર્ણનીય આનંદ મળે છે: માતા જ્યારે પોતાના બાળકને હેતથી ચુંમે છે ત્યારે તે દૃશ્ય અનેરૂં હોય છે. પક્ષીઓ વૃક્ષની ડાળીએ ચાંચ સાથે ચાંચ મેળવતાં હોય છે ત્યારે સુંદર જણાય છે. તેજ પ્રમાણે ગાય વાછરડાને, કુતરો કુતરીને ચુંમે છે.

કવિઓ પણ શ્રૃંગાર વર્ણનમાં ચુંબનને ખાસ મહત્વ આપે છે. કવિ કાલિદાસ અને ભર્તૃહરિએ શ્રૃંગાર વર્ણનોમાં ચુંબનને વધુ સ્થાન આપ્યું છે.

રાજકવિ સ્વ. કલાપિએ પણ કહ્યું છે કે:—

પ્યારી ગુલાબી શું કહું હારી સનમ!
ગાલે ચુમું કે પ્હાનીએ તુંને સનમ!

ચુંબન વિષે એક પ્રાચીન કથા છે: કવિરાજ બિલ્હણ વિદ્વાન પંડિત હતા. તે રાજકન્યા—શિષ્યા સાથે પ્રણયમાં પડયા. એ પ્રેમલીલાના સમાચાર રાજાને મળતાં રાજાએ કવિ બિલ્હણને વધની શિક્ષા ફરમાવી. વધસ્થાન ઘણું વિશાળ બનાવ્યું હતું. વધસ્થાનપર ચ્હડવાનાં પચાસ પગથિયાં હતાં. કવિરાજ બિલ્હણ પગથિયાં ચ્હડતાં ચ્હડતાં પ્રેમ મહિમાજ ગાતા હતા. અને ફાંસીના છેવટના સમયે પણ ચુંબનની ઇચ્છા વ્યક્ત કરી: એ દિવ્ય પ્રેમની અસર રાજા પર થઈ અને ફાંસીમાંથી કવિને મુક્તિ મળી. ત્યારપછી તેમનાં લગ્ન એજ રાજકન્યા સહ થયાં.

ધાર્મિક ક્રિયામાં પણ ચુંબનને સ્થાન છે. વડીલો બાળકોને ચુંબનથી આશિર્વાદ આપે છે. તલવાર અને પૃથ્વીને ક્ષત્રિયો ચુંમતા હતા. પશ્ચિમમાં બાઇબલને ચુંમી સોગંદ નામુ લેતાં. ધર્મગુરૂના હાથપગ અને વસ્ત્રોને પણ પવિત્ર માંની ચુંમવામાં આવે છે.

સીનેમાઓનો પ્રચાર થતાં ચુંબનનો પ્રચાર પણ વધી પડયો છે. જો કે હિંદમાં એ પ્રચાર મોટા પ્રમાણમાં નથી વધ્યો, પરંતુ સુધરેલા દેશોમાં (!) તે અતિ પ્રમાણમાં વધી પડયો છે. અમેરિકાના હોલીવુડમાં ચુંબન એક કળા મનાય છે. હોલીવુડની જાણીતી અભિનેત્રી મીસ એન્ટીટા લીડઝ સાથેના પાઠમાં ચુંબનનો અભિનય કોણ વધુ કરી શકશે તે માટે મેટ્રોગોલ્ડવીન સ્ટુડીઓમાં ત્રણ એકટરો, જોન વેઇન, ઓલલાઉસી ને ફ્રેન્ક સીલલ વચ્ચે હરીફાઇ ગોઠવાઇ હતી. આ ચુંબન અભિનયની ટ્રાયલ લેવામાં અને ચુંબનના પોઝ શિખવવામાં ડીરેકટરે માત્ર ત્રણ કલાક લીધા હતા. અને એ ત્રણ કલાકની ચુંબન હરિફાઇમાં મીસ લીડઝને ૪૬૯૭ વાર ચુંબન લેવાયાં. અને હોલીવુડનો ચુંબનનો આ નવો રેકર્ડ થયો. બિચારી લીડઝ! આ બધી મીસ મેયોના દેશની વાત છે.

જર્મનીનો સરમુખત્યાર તો માને છે કે સ્ત્રીઓએ રસોડુ સંભાળી તન્દુરસ્ત બાળક ઉપન્ન કરવાં. હીટલર સ્ત્રીઓને ધિક્કારતો નથી એતો સાબિત થઇ ગયું છે. એ કહે છે કે, દેશ પ્રત્યેની મારી ફરજ બીજા કાર્યો કરતાં હું વધારે અગત્યની સમજુ છું. આથીજ કોઇને હીટલરે પોતાની સજની બનાવી નથી. જો કે તે એક જરમન એકટ્રેસ તરફ વધારે ધ્યાન આપે છે તેની હવાઇ ખબર છે. પણ એતો કલાપ્રેમ! થોડા દિવસ ઉપરજ બર્લિનમાં એક સફેદ પોષાકમાં સજ્જ થયેલી આધેડ વયની બાનુએ જર્મનીના એ વીર પ્રમુખના ગાલ ઉપર જાહેરમાં ચુંબન કર્યું હતું. તેણીએ

વધુમાં હીટલેરના ફોટોગ્રાફ માટે પણ અરજ કરી હતી. હીટલરે તેનો સ્વીકાર કરતાં તેણીએ ફરી એક ચુંબન કર્યું હતું અને જરમનીનો સરમુખત્યાર હીટલર હસી પડ્યો હતો. ચુંબનની આવી વિવિધ કથાઓ છે.

પ્રેમીઓ ચુંબનને પ્રેમની મ્હોર કહે છે. ગ્રીસમાં કાયદો હતો કે, સૈનિક જીતી પાછો ફરે ત્યારે શહેરની સુંદરીઓ મુખદ્વારે હારબંધ ઉભી રહે અને વિજેતા દરેકને ચુમે. અને આવા પ્રસંગે ૫૦૦–૭૦૦ અને કેટલીક વાર એથીય વધારે ચુંબનો થતાં. પેનીસીલ્વેનીયામાં હજુ પણ એક પ્રાચીન કાયદો ચાલુ છે. રવિવારે કોઈને પણ ચુંબન કરવું ત્યાં ગેરકાયદેસર ગણાય છે. ઇટાલીમાં ચુંબન પ્રતિબંધ છે. વિયેનામાં ચુંબનની હરિફાઈ થતાં પાંચ મિનીટમાં ૩૦૦ ચુંબન લઈ ઇનામ મેળવ્યું હતું. ઈંગ્લાંડમાં પાર્લામેન્ટના ઉમેદવારો ચુંબનની આપ લે કરી મતો મેળવે છે. કેટલાક વિજ્ઞાનવેત્તાઓ કહે છે કે, ચુંબન રોગનો ફેલાવો કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. અમેરિકન વૈજ્ઞાનિકની એક એવી શોધ છે કે લીપસ્ટીક અને પાઉડર લગાવેલી સ્ત્રીને ચુંબતા એક ચુંબનમાં લગભગ ૪૦૦૦૦ જંતુઓનો ફેલાવો થાય છેઃ પફપાઉડર પર લુબ્ધ થતા પતિદેવો જરા સાંભળજો નહિ તો—?

છેલ્લામાં છેલ્લી એક મહત્વની શોધ થઈ છે કે પ્રેમીઓ તાર ટપાલ અને ટેલીફોન દ્વારા ચુંબન ...પી શકે છે. પરિવર્તન પામતા જગતના ઇતિહાસમાં ... અને વિજ્ઞાન શું કરશે!

આ રીતે ચુંબનની અવનવી કથા છે. પેલા જાણીતા '૯૯ ટકા નિર્દોષ અને એક ટકો બાદ' વાળા અભ્યાસી પણ 'ચુંબન'નો મહિમા જાણતા હશે? ઇતિ ચુંબન મિમાંસાયા—



થોડાં દિવસ પહેલાંની વાત છે. ભાઇજી પરમાનંદનું દિલ્હી સ્ટેશને જ્યારે મહિલાઓએ સ્વાગત કર્યું ત્યારે તે સ્વાગત વિધિના અહેવાલથી જનતા ખળભળી ઉઠી હતી એમ કહે છે. આ સ્વાગતના ઐતિહાસિક બનાવ પછી કેટલાક સનાતનીઓ પણ હિંદની આઝાદ થવા પ્રયત્ન કરતી સ્ત્રી શક્તિને ટકોરતાં અટકી ગયા છે એમ વાયરલેસથી બીન સત્તાવાર ખબર મળ્યા છે.

કહે છે કે મહાસભા સામે કેટલાક ગલીચ આક્ષેપો કર્યા પછી ભાઈ પરમાનંદે પોતાના 'હિંદુ' પત્રમાં એક અગ્રલેખ લખી નાંખ્યો અને તેમાં મહાસભામાં જોડાયેલી બાનુઓ પર અલંકારિક ભાષામાં પુષ્પવૃષ્ટિ કરી. આ અગ્રલેખ પ્રત્યે ઘણો રોષ જાહેર કરવામાં આવ્યો છે. અને તેમાં પણ ભાઇજી પરમાનંદને એ અબળા કહેવાતી સબળાઓએ દિલ્હીના સ્ટેશને સત્કાર કરી પ્રતિહાસમાં એક યાદગાર દિવસ નોંધાવ્યો છે. તેનું સત્તાવાર વર્ણન આ રહ્યું—

ભાઇજી દિલ્હી સ્ટેશને આવી પહોંચતાંજ સ્ત્રીઓ તેમને કાળા વાવટા સાથે સત્કારવા હાજર રહી હતી. ટ્રેનમાંથી ઉતરતાંજ સ્ત્રીઓએ તેમને ઘેરી લીધા હતા અને મહાસભાવાદી સ્ત્રીકાર્યકરો જેઓ સત્યાગ્રહની ચળવળ દરમ્યાન જેલમાં ગયા હતાં તેમના વિષે એમણે જે નિંદાભરી ટીકા કરી હતી તે પાછી ખેંચી લેવાને જણાવ્યું હતું. ભાઈ પરમાનંદે ત્રીજા વર્ગના દરવાજામાંથી બહાર નીકળી જવા યુક્તિ પૂર્વક પ્રયત્ન કર્યો હતો, પરંતુ તેનો અમલ થાય તે પહેલાં તો મહિલાઓએ તે મહાશયને ઘેરી લીધા હતા. ભાઇ પરમાનંદે પોલીસના માણસો પાસે માર્ગ કરાવી છટકી જવા પ્રયાસ કર્યો હતો પરંતુ ભાઇશ્રી ફાવ્યા ન્હોતા. આખરે ભાઇ પરમાનંદે મહાસભાવાદી સ્ત્રી કાર્યકરો સંબંધી પોતે કશું કહ્યું નથી એવી મતલબનું સ્ટેટમેન્ટ જ્યારે કર્યું ત્યારેજ ભાઇજી સ્ત્રીઓના મજબુત ટોળાને ભેદી બહાદુરીથી આગળ જઈ શક્યા હતા.

આ સત્તાવાર અહેવાલ વાંચ્યા પછી કોણ કહે છે કે, હિન્દની સન્નારીઓ જાગ્રત થઈ નથી. સનાતની બુવાઓ જરા તમારા મગજરૂપી મશીનને છટકાવો, અને ભોગેજોગે–ભૂલેચૂકે હિન્દની મહિલાઓ પર તમારી વાણી રૂપ સુવાસિત પુષ્પ વરસાવો તે પહેલાં જરૂર લુલીબાઈને કાબુમાં રાખવા વિચાર કરજો નહિતર કોઈ જાહેર રસ્તા કે વરઘોડામાં તમારી આબરૂનું પણ લીલામ થઇ જશે લીલામ!

હિંદુ સંસ્કારિતાના પ્રતિનીધિ અને રક્ષક હોવાના દાવો કરતા ભાઈજીને, અસંસ્કારિતા ભર્યાં વચન ઉચ્ચારવા બદલ દિલ્હીની મહિલાઓએ યથોચિત સત્કાર વિધિ કર્યો છે એમ સગર્વ કહેવાની સેવકને ફરજ પડે છે.

આ સ્થળે કવિશ્રી લલિતજીનાં સ્ત્રીસન્માનનાં થોડાક વચનો ટપકાવી લઇ છું. જુઓ:–'સંસાર બગડ્યો હોય તો તે પુરૂષોથી જ, સ્ત્રીઓથી નહીં. પુરૂષના કરતાં સ્ત્રીમાં જાતિની ભાવના, પવિત્રતા અને સ્વસ્વજનોને રક્ષવાની વૃત્તિ મોટા પ્રમાણમાં હોય છે. મહાનગી અને હિંમત જેવા ગુણો–જે પુરૂષો બતાવવામાં પાછા હઠે છે–તે ગુણો સ્ત્રીઓ આપત્તિને સમયે ઘણી સારી રીતે બતાવી શકે છે."

સ્ત્રીઓ સમક્ષના ભાઇજીએ કરેલા સ્ટેટમેન્ટ પછી ભાઇજી પરમાનંદ મનમાં કહેતા હવા કે—

પડયા ઝખમ સૌ સહ્યા, મહીશ હું હજી એ બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ.
(કલાપિ)

—તરંગવિહારી.

સિનેમા જગત–

# ચિત્રભૂમિ

—ગોડવેમેલોડી ઓફ ૧૯૩૬ માં કામ કરી ગયેલ મી. જેક બેનીએ રેડીઓ કંપની સાથે અડધા કલાક ભાષણ આપવા માટે અઠવાડિયાના પૌંડ ૩૦૦૦ ના હિસાબે કોન્ટ્રેક્ટ કર્યાનું કહેવાય છે.

—કહે છે કે સાગરમાં 'પૃથ્વીવલ્લભ' ના પ્લાનોની ચર્ચા ચાલી રહી છે.

—જીન હારલો અને વિલીયમ પોવેલ હવે વર-વહુ બનવા વકી છે; હોલીવુડમાં આ અફવા ખુબ જોર પકડી રહી છે.

—ભાવનગરના સીનેમા માલિકોએ પરસ્પર કોલ-કરાર કરી સંગઠન કર્યું સંભળાય છે.

—ન્યુ-થીએટર્સમાં 'કરોડપતિ' ના ડાયરેક્ટર હેમચંદ્ર નવા સામાજીક ચિત્ર 'અનાથાશ્રમ' ની હિન્દી આવૃત્તિમાં ઉમા અને સાયગલને ચમકાવશે.

—હિંદમાં હજુ સીનેમા કોન્ફરન્સ ભરાઇ નથી પણ મદ્રાસમાં એ દિશામાં થતા પ્રયત્નોની ખબર મળે છે. હિંદના ફિલ્મ ઉદ્યોગના વિકાસને અટકાવતાં કારણો દુર કરવા અને તેને લગતી લડત ઉપાડવા માટે આ પ્રયત્ન થઇ રહ્યો છે; પરિષદ ભરવા માટે ઘટતી તૈયારી કરવા રા. બ. મુદલીયારના પ્રમુખપદે ત્યાં એક કમિટી પણ નીમવામાં આવી છે.

—કેરોના એક સીનેમામાંથી ચોરાયલી એક રૂ. ૭૦૦૦ ની કિંમતની ફિલ્મ એક કટલરીના વેપારીને ત્યાં મળી આવી હતી. કહેવાય છે કે એ ફિલ્મ કોઇ અજાણ્યા શખ્સે ચોરી લઇને આ દુકાનદારને એક રૂપીઆમાં વેચી હતી અને પત્તો લાગ્યો ત્યારે મજકુર ફિલ્મનો કેટલોક ભાગ પૈસાની ૭ ફીટના હિસાબે આજુ બાજુના ગામડાના છોકરાને વેચી દેવામાં આવ્યો હતો.

—સાગરની 'જીવન લતા' માં લંડનના દ્રશ્યો ગોમોંટ કંપનીએ લઇ આપ્યા છે.

—ઇમ્પીરીઅલે ઈરાનના મહાન કવિ ઉમ્મર ખૈયામનું જીવન ફિલ્મમાં ઉતારવાનું નક્કી કર્યું છે. આ માટે સ્ટાફ દરિયા પારની મુસાફરી કરે તો નવાઇ નહિ.

—રા. જામનની કસાયલી કલમથી લખાયેલું 'વાસનાના વ્હેણ' નું રૂપેરી ચાદરને અનુકૂળ કોઈ ભોલપટ તૈયાર થઇ રહ્યું છે.

—સંગીતના 'હૃદય મંથન' ના ઉત્તર હિંદના હક્ક દિલ્હીની જગત ટોકીઝ ડીસ્ટ્રીબ્યુટર્સે રૂ. ૪૨૦૦૦ માં ખરીદી લીધાના સમાચાર છે,

—ધ્રાંગધ્રા રાજ્યમાં મેસર્સ દીક્ષિત એન્ડ કંપનીએ ધ્રાંગધ્રા ટોકીઝ નામનું નવું સીનેમા ગૃહ ધ્રાંગધ્રા સ્ટેટના ના રાજા સાહેબના હસ્તે ખુલ્લું મુકાવ્યું.

—શાલિની સીનેટોનના 'સાવકારી પાશ' ને શ્રીમતી સરોજીની નાયડુએ જોઇને, જણાવ્યું હતું કે "હિન્દી ખેડુતોના હૃદયદ્રાવક જીવનનો અત્યંત કુશળતા ભર્યો ચિતાર 'સાવકારી પાશ' માં અત્યંત વિશિષ્ટતા પૂર્વક આલેખાયેલો છે."

—એક સીનેમા શોખીન આ પ્રમાણે જાહેર પ્રાર્થના કરે છે:–"ગોહરની આંખો, મધુરીની દેહ દ્રષ્ટિ, દેવિકારાણીનું કપાળ, ઉમાશશીનો સ્વર, શાન્તાઆપ્ટેનો આર્મિક મર્મ, સુલોચનાનું અપ્રતિમ લાવણ્ય, સવિતા દેવીનું સૌંદર્ય, જમુના (દેવદાસની પાર્વતી) ની ભાષા, આટલું હે પ્રભુ! તું અનંતકાળને માટે આપ!"

—બ્રિટનના સીનેમા ઉદ્યોગનો આરંભ કરનાર મી. વીલડેનું તાજેતરમાં ૬૩ વર્ષની વયે અવસાન થયું છે. ૧૮૯૬ માં બ્રિટીશ પ્રજાને લંડનના એક કોન્સર્ટ વખતે સર્વથી પહેલીવાર ફીલ્મ બતાવનાર પણ તેઓજ હતા. ૩૦ વર્ષ થયાં તેમણે જુની ફિલ્મો અને ફિલ્મ ઉદ્યોગના પ્રારંભિક સાધનો જે હવે અપ્રાપ્ય બનવા લાગ્યાં છે—તો સંગ્રહ કરવા માંડયો હતો. તેમના સંગ્રહનો કેટલોક ભાગ સાઉથ કેન્સીંગ્ટન મ્યુઝીઅમમાં રાખવામાં આવ્યો છે.

—મુંબઇમાં પ્રભાતની 'અમર જ્યોતિ' ફિલ્મે ભારે આકર્ષણ કર્યું છે.

—સાગર સ્ટાર સવિતા દેવીએ રેડીઓ દ્વારા ફિલ્મના વિષય પર વિવેચન કરવાનુ સ્વીકાર્યું છે.

—ચીનમાં એકજ રાષ્ટ્રીય ભાષાની ખીલવણી માટે ચીન સરકાર ફિલ્મોદ્વારા પ્રચાર કરે છે.

—જોનક્રાફર્ડ સવારે સેટમાં ગરમા ગરમ કોકો પીએ છે.

—મીરના લોય નટી થઇ એ પહેલાં શીલ્પનું કામ જાણતી હતી.

—મારલીન ડીટ્રીચ ખુબ છટકેલી ઓની ભૂમિકા રજુઆત કરે છે પણ આ પ્રકારની પોતાની ફિલ્મ એ એની માની દીકરી મેરીને જોવા દેતી નથી.

—સાયલંટમા જમાનાની માનીતી નટી પ્રીસીલા-ડીન આજકાલ પેરીસમાં ભ્રમણ કરી રહેલ છે.

—રાષ્ટ્રપતિ જવાહરલાલે ' શાહુકારી પાશ ' ચિત્રને જોઇને ચિત્રનાં વખાણ કર્યા હતા. આ પ્રસંગે શ્રીમતી સરોજીની નાયડુ; શ્રી કેલકર, શ્રી દેશમુખ, શ્રી જયરામદાસ, શ્રી કીપાલાની; શ્રી અચ્યુત પટવર્ધન, શ્રી જમનાદાસ મહેતા; શ્રી રહેમતુલ્લા ચીનાઇ વગેરે દેશનેતાઓ હાજર હતા.

મુંબઇના રોકસી ટોકીઝમાં રાષ્ટ્રપતિ ' અછુત કન્યા ' જોવા પધાર્યા હતા. ' અછુત કન્યા ' ની અભિનેત્રી દેવીકારાણીએ રાષ્ટ્રપતિનો સત્કાર કર્યો હતો. તે જોવા માટે શહેરના તમામ કોંગ્રેસમેનો હાજર હતા. જેમાં મુખ્યત્વે આચાર્ય નરેન્દ્ર દેવ, શ્રી વલ્લભભાઇ પટેલ, શ્રી નરીમાન, શ્રી સરોજીની નયડુ, શ્રી જમનાદાસ મહેતા, શ્રી ભેલ્લી, શ્રી જયરામદાસ વગેરે ધ્યાન ખેંચતા હતા. ફીલ્મ જોયા પછી રાષ્ટ્રપતિએ કહ્યું હતું કે હિન્દી ફિલ્મ ઉદ્યોગ પ્રગતિના પંથે જઈ રહ્યો છે.

—વિષ્ણુ સીનેટોનના કાર્યકર્તાઓની વિનંતીને માન આપી પંજાબના જાણીતા શીખ નેતા સરદાર શાર્દુલસિંહે ' પંજાબકા સિંહ ' એ ફીલ્મ જોઇ હતી અને સારો અભિપ્રાય આપ્યો હતો.

—પ્રભાતના તુકારામ પછી મહારાષ્ટ્રના બીજા સંત નામદેવની મરાઠી ફિલ્મ મિનર્વા ફીલ્મ તૈયાર કરી રહી છે. જેનું ડાયરેકશન મી. બાબુરાવ આપ્ટે કરે છે. જ્યારે સુપરવીઝન જાણીતા મરાઠી પત્રકાર મી. ગદ્રે કરી રહ્યા છે.

—જાણીતી બાળ સ્ટાર શર્લીટેમ્પલનું હરણ કરી જવાની ધમકીનો એક પત્ર મળી આવતાં અમેરિકામાં હાહાકાર થઇ રહ્યો છે.

—અમેરિકાના સીનેમા ગૃહોમાં નાના બાળકોને રાખવા સીનેમાવાળાઓ તરફથી તન્દુરસ્ત અને મજબુત બાઇઓ રાખવામાં આવી છે. તેમને ' મુવી મધર ' ના નામથી ઓળખવામાં આવે છે.

—અમેરીકાને સ્વતંત્રતાનો પાઠ પઢાવનાર મહાન પુરુષ જ્યોર્જ વોશીંગ્ટનના જીવન ચરિત્રને સજીવન કરવા માટે હોલીવુડે નિરધાર કર્યો છે. અને વોશીંગ્ટનની ભૂમિકા માટે ફ્રેન્કોટ ટોન પર પસંદગી ઉતરી કહે છે.

—મેટ્રો ગોલ્ડવીનની આગામી નેપોલીયનના જીવન પર પ્રકાશ પાડતી 'ખીલવેડ' ફીલ્મમાં ચાર્લ્સ બોયર અને ગ્રેટા ગારબોની જોડી પ્રધાન ભૂમિકા ભજવશે.

—પ્રભાત સ્ટાર મીસ નલિની તરખડ એક નવલકથા લખી રહેલ છે. એ નવલકથા તૈયાર થઇ ગઇ છે. તેનું નામ 'પલનાના જાગીરદાર' રાખવામાં આવ્યું છે.

—ફીલીપાઇન્સના ટાપુ પર વસતા નેગ્રીસો જ્યારે ફીલ્મ જોવા જાય છે ત્યારે ખલનાયકનું કામ જોઇ એટલા ઉશ્કેરાય છે કે તેઓ 'બોલો' છરીઓના એના સામે છુટે હાથે ઘા કરે છે. એ માટેજ ત્યાંના સીનેમા ગૃહોમાં કાગળનીજ સ્ક્રીન રાખવાની પ્રથા છે.

—ડીરેક્ટર શ્રી. બરૂઆએ બંગાળી નવલકથા સમ્રાટ શરતચંદ્ર ચટોપાધ્યાયની અપ્રતીમ નવલ 'ગૃહદાહ' પરથી શાનદાર સીનાર્યો ઘડી કાઢી એને કચકડાની પટ્ટી પર આબાદ મઢી દીધો છે.

શ્રી. કનૈયાલાલ મુન્શીની કૃતિ 'કુળવધુ' નું સાગર મુવીટોન કુંપનીમાં મુહુર્ત કરવામાં આવ્યું છે આ સ્પેશીયલ પ્લોટને માટે કુશળ ડાયરેક્ટર મી. બદામીની પસંદગી કરવામાં આવી છે અને તેમાં સવિતાદેવી તથા મી. મોતીલાલની જોડી ચમકાવવામાં આવશે. આ ચિત્રપટનું અંગ્રેજીમાં "Daughter-in-low" અને ઉર્દુમાં 'દુલ્હન' નામ રાખવામાં આવ્યું છે.



# શ્રીમંત મહારાજા સાહેબ શ્રી. સયાજીરાવ ગાયકવાડ

**આ** અહેવાલનું કટીંગ અને જર્મનભાષામાંથી અનુવાદ અમને આપવા વાસ્તે બરોડા કોલેજના પ્રો. એસ. એમ. અસીના અમે આભારી છીએ.

જર્મનીના એક જાણીતા (Voelkdscher Beobschester) પેપરે આપણા શ્રી. મહારાજા સાહેબની મુલાકાત લઈ નીચે પ્રમાણે હેવાલ પોતાના પેપરમાં આપ્યો છેઃ—

'બર્લીનનું ઓલમ્પીક સ્ટેડીયમમાં રમતોમાં રોજ નિયમીત હાજરી આપનારા માનવંત મહેમાનોમાં એક વીશાળ બુદ્ધિશાળી અને ચકોર આંખોવાળા વયોવૃદ્ધ સદ્‌ગૃહસ્થ વારંવાર લોકોનું ઘણું ધ્યાન ખેંચે છે. બે રમતો વચ્ચેના વિશ્રાંતી સમયમાં પ્રેક્ષકોની આંખો કે જે દરેક રમતમાં અસાધારણ જીવંત રસ લે છે તથા દરેક હાર અને જીત પોતાના હૃદયમાં અનુભવે છે, તેમના તરફ ઠરે છે.

જેઓ આ માનવંતા મહેમાનને ઓળખે છે, તેઓ પોતાના પાડોશીઓને તેમનુ નામ અને સુખની વાતો જણાવે છે કેઃ—

"વડોદરા રાજ્યના શ્રીમંત મહારાજા સાહેબ, જેઓ હિંદુસ્તાનના રાજાઓમાં અતિ પ્રખ્યાત છે.—"

દંતકથાઓ અને સત્ય વારંવાર ઘણી ઝડપથી મિશ્રીત થાય છે અને હિંદુસ્તાનના નવાબો અને રાજાઓ વિષે અદ્‌ભુત–કાલ્પનીક–વાતો પ્રચલીત છે. તેથી ઘણા માણસો શ્રીમંત મહારાજા સાહેબને રૂબરૂ જુએ છે અને તેમની સાથે થોડીક વાતચીત કરે છે તો ખરેખર આશ્ચર્ય પામે છે.

**કેમકે હિંદના ઘણા રાજાઓમાં–**

ઘણું ખરૂં જોવામાં આવતો આડંબર એશઆરામ કે બહારનો ચકચકાટ વિગેરે કશું શ્રીમંત મહારાજામાં તેઓ નહિ જુએ. અને જે માણસ શ્રીમંત મહારાજાને ઘણા ગુલામો અને અસંખ્ય નોકરોથી વીંટળાયલા જોવા ધારતો હશે, તે તો આ જોઈ કદાચ નિરાશ જ થશે.

"ફરજંદે ખાસ દોલતે ઇંગ્લીશીયા શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેના ખાસખેલ સમશેર બહાદુર" એ વડોદરાના આ શ્રી. મહારાજા સા. જેમને એકવીસ તોપોનું બહુ માન છે, તેઓશ્રી એક અસાધારણ સાદા અને લગભગ વડીલ રૂપ મિત્ર છે. જ્યારે તેઓશ્રીની હોટેલ "એડલોન" માં પ્રથમ મુલાકાત થઈ, તે વખતે આવી ઉત્તમ છાપ મારા ઉપર પણ પડી. ત્યાં પોતે સંખ્યાબંધ રૂમ્સો ન રોકતા એક ગોથે બાગની સામે આવેલો સારા હવા અજવાળા વાળો મોટો રૂમ પસંદ કર્યો છે.

૭૪ વર્ષની વયના આ વિદ્વાન શ્રી૦ મહારાજા કે જેઓ ૧૪ વર્ષની વયે ગાદી ઉપર આવ્યા હતા, તેમણે ઉઠીને મ્હને એક મિત્ર જેટલો આવકાર આપ્યો. તેઓશ્રી એક દિવસ છોડયા વગર ઓલમ્પીક સ્ટેડીયમમાં પોતાનાં શ્રી. સૌ૦ મહારાણી સાહેબ સાથે હાજરી આપે છે અને જર્મનીની ઓલમ્પીક રમતો સંબંધી પોતાના હૃદયની પ્રસંશા દર્શાવતા હતા. તેઓશ્રીના મારી સાથેની વાતચીતના પ્રથમના પણ એજ શબ્દો હતા.

શ્રી મહારાજા સા૦ યુરોપની ૨૫ મી મુસાફરીએ આ વેળા પધારેલા છે. પોતાના શ્રી૦ સૌ૦ મહારાણી સાહેબ સાથે પ્રથમ વાર ઓલમ્પીક રમતો જુએ છે. શ્રી૦ સૌ૦ મહારાણી સાહેબ પણ લગભગ શ્રી૦ મહારાજા સાહેબ જેટલાજ રસથી રમતો નીહાળે છે.

શ્રી. મહારાજા તા. ૨ થી ૮ મી ઓગસ્ટના અઠવાડિયામાં ચેન્સેલર શ્રી હેર હીટલરને પણ મળ્યા હતા. અને ઓપેરા હાઉસમાં રાજકીય આવકારના થયેલા મેળાવડામાં પણ જર્મન પ્રજાના આ સુપ્રસિદ્ધ પ્રમુખ સાથે તેઓશ્રીએ ઘણી વાત કરી હતી.

ઓલમ્પીક સ્ટેડીયમની મુલાકાત લીધા પછી, તેઓશ્રી ઉપર રમતોની એટલી સારી અસર થઇ કે 'પ્રવાસ કાર્યક્રમ બદલી રમતો પુરી થતાં સુધી અહીં રોકાવાનો નિશ્ચય કર્યો.

હિંદની મુખ્ય પાંચ ભાષાઓ ઉપરાંત શ્રી મહારાજા સુંદર ઇંગ્રેજી પણ બોલે છે અને આટલી મોટી વય છતાં ફ્રેન્ચ શીખવાનું પણ તેઓશ્રીએ હાલ શરૂ કર્યું છે. અને જ્યારે રમતો સંબંધી તેઓશ્રીએ વાત કરવા માંડી, ત્યારે દરેક બાબતમાં કેટલો ઉંડો રસ લે છે, તે જોઈ મને આશ્ચર્ય થયું. તેઓશ્રી સાથે આવેલા સદ્‌ગૃહસ્થો, કે જેઓ જર્મન રાજધાનીના અધિકારીઓ અને પ્રતિનિધિઓ સાથે ગાઢ સંબંધમાં આવેલા છે, તેમની પાસેથી સર્વ માહિતી ભેગી કરવામાં પણ શ્રીમંત ઘણો સમય વ્યતીત કરે છે. થોડા વખતમાં તેઓશ્રી વડોદરા કે જે સ્વીટઝરલાંડ જેવું ૨૦ લાખની વસ્તીનું મોટું રાજ્ય છે, ત્યાં એક સ્ટેડીયમ બાંધવાનો ઇરાદો રાખે છે.

તેઓશ્રીએ ઓલમ્પીક સ્ટેડીયમની બાંધણીમાં પણ ખાસ રસ લીધો છે અને તેમના આર્કીટેક્ટ ઇન્જીનીયરને તેના નકશાનો અભ્યાસ કરવાની તક પણ આપેલી છે.

જ્યારે શ્રી. મહારાજાએ મને જણાવ્યું કે, બર્લીનના જુદા જુદા મ્યુઝીઅમો અને પ્રદર્શનો જોવાની આવતા અઠવાડિયામાં તેઓશ્રીને ઇચ્છા છે, ત્યારે મેં તેઓ નામદારને પૂછ્યું પણ ખરૂં કે સને ૧૯૩૧ ને ૧૯૩૬ ના બર્લીનમાં શું ફેરફાર થયો છે, તે તેઓશ્રીએ જોયો છે.

શ્રી૦ મહારાજા કે જેમણે પાંચ વર્ષ અગાઉના ભૂખ અને વિનાશથી પીડાતા જર્મનીને જોયું હતું, તેઓશ્રીએ થોડા શબ્દોમાં મને જણાવ્યુ કે–આજનું જર્મની પુર્વે જોયેલા જર્મની કરતાં ઘણું સુખી અને વધારે આશાવાળું છે.

જ્યારે ઓલમ્પીક રમતો પુરી થશે, ત્યારે જર્મનીના સુંદર ઝરા વીસવાદનમાં આરામ અને આરોગ્ય મેળવવા, તેઓશ્રી જવાના છે.

જ્યારે મને છેલ્લી શેકહેન્ડ કરવા હાથ આપ્યો ત્યારે; મેં એવી આશા દર્શાવી કે, તેઓશ્રીને બર્લીન આવવા–જર્મનીની મુલાકાત લેવા અને હિંદુસ્તાન તથા વડોદરામાં તેની છાપ લઇ જવા અનેક તકો પ્રભુ આપે.

(સ. લિ.)

# —સમાચાર સાર—

—સુરતના વતની અને પુનાના સેશન્સ જજ સ્વ. નાણાંવટીના પુત્ર સાથે લગ્ન કરવા અરુણાદેવી ફ્રીલ્મ સ્ટાર વિલાયત ગઇ છે.

—અમદાવાદમાં ડૉ. મુંજેએ હિંદુઓને લશ્કરી તાલીમની જરૂરીયાત વિષે ભાષણ કરતાં તેમણે સ્થાપવા ધારેલી લશ્કરી શાળાને મદદ કરવાની અપીલ કરી હતી.

—અમદાવાદમાં ગાંધીજીના પ્રમુખપદે ગુજરાતી સાહિત્ય સંમેલન તા. ૩૧–૧૦–૩૬. ૧–૧૧–૩૬ ૨–૧૧–૩૬ ના દિવસોએ ભરવાનું નક્કી થયું છે.

—અમદાવાદમાં મળનારી અ. હિં. મહિલા પરિષદને સફળ બનાવવાની લેડી વિદ્યાગૌરી નિલકંઠે અપીલ કરી છે.

—મહાત્માજી અને પં. જવાહરલાલ ઓક્ટોબર માસમાં ગૂજરાતને પ્રવાસે આવશે એવા સમાચાર છે.

—સ્વ. કલાપીના ભક્ત શ્રી. જગન્નાથ ત્રિપાઠી 'સાગર'નું અવસાન થયું છે.

—અમદાવાદ, મહાન રશિયન સાહિત્યકાર મેક્સીમ ગોર્કી દિનની ઉજવણી યુવાન સાહિત્ય મંડળ, પ્રગતિ સાહિત્ય મંડળ સમિતી અને ગૂજરાત સાહિત્ય સંયુક્ત આશ્રયથી યુવાન કવિશ્રી–સુન્દરમ્‌ના પ્રમુખપદે ખરચાને થઇ હતી. જાણીતા નવલિકાકાર શ્રી. 'ધૂમકેતુ' અને કવિશ્રી સુન્દરમ્‌નાં ભાષણો મનનીય હતાં.

—મહારાષ્ટ્ર ચિત્રકળા મંડળના પાંચમા વાર્ષિક સંમેલન પ્રસંગે યોજાયેલા ચિત્રકળા પ્રદર્શનમાં અમદાવાદના કલાકાર શ્રી. હિરાલાલ ખત્રીને પહેલું ઇનામ સુવર્ણ ચંદ્રક અને રૂ. ૧૦૦ મળ્યું છે.

—અમદાવાદ મ્યુ.ની આગામી ચુંટણીનો સમય જેમ જેમ નજીક આવતો જાય છે તેમ વાતાવરણ વધુને વધુ ઉત્સાહી બનતું જાય છે. મ્યુ. માં બિરાજતા હાલના કેટલાંક સભ્યો તાજેતરમાં સ્વતંત્ર પક્ષ સ્થાપવાનો વિચાર કરી રહ્યા છે. મુસ્લીમો પણ એક વ્યવસ્થિત પક્ષ ઉભો કરવાની યોજના કરી રહ્યા છે.

—અમદાવાદની મામુનાયકની પોળમાં રહેતા જૈન ગૃહસ્થ કપુરચંદ ભીખાભાઇએ મુંબઇમાં પોતાની જાતને વીમાના એજન્ટ અને મોટા વેપારી તરિકે ઓળખાવી લોકોને ખોટા ચેકો આપી હજારોની ઠગાઇ કરવાના આરોપસર પોલીસે ધરપકડ કરી છે. મકાનની ઝડતી લેતાં ઠગાઇની યોજનાને લગતા દસ્તાવેજો અને વીમાના એજન્ટ હોવાના ખોટાં લખાણો મળી આવ્યાં છે.

—સુરત સાહિત્ય મંડળની કાર્યવાહક સભાએ કવિશ્રી ન્હાનાલાલનો મણિ મહોત્સવ ઉજવવાનું ઠરાવ્યું છે

—દ્વિતીય જૈન યુવક પરિષદના પ્રમુખ શ્રી પરમાનંદ કાપડીઆના સંબંધમાં અમદાવાદના સંઘે કરેલા ઠરાવના પ્રતિકાર રૂપે શ્રી. કાપડીયાની સાથે પ્રીતિભોજન લેવાનો સમારંભ ઉત્સાહનાં વાતાવરણમાં ઉજવાયો હતો. લગભગ ૧૫૦૦ જૈનોએ હાજરી આપી હતી. શ્રી. કાપડીઆએ સૂચક ભાષણ આપ્યું હતું.

—અમદાવાદમાં રાયપુર દરવાજા બહાર કાશી વિશ્વનાથ મહાદેવની જગામાં 'કથાના' પારાયણમાં એક સાધુને સમાધિમાં સાક્ષાત પ્રભુનાં દર્શન થયાં અને અદ્રશ્યથી પ્રસાદ પણ આપ્યો એમ કહે છે.

—અમદાવાદની મીલ પરિસ્થિતિ વિષે રાષ્ટ્રપતિએ કામદારોને સંયુક્ત સામના માટે હાકલ કરી છે.

—અમદાવાદ મ્યુ.એ તન્દુરસ્તીની દષ્ટિએ મ્યુ. શાળાના વિદ્યાર્થીઓને સારો અને ચોકખો ખોરાક મળે તે માટે મ્યુ. શાળામાં જ્યાં જ્યાં ચોગાન હોય ત્યાં ત્યાં ખાવાનું વેચવાની જ્યોતિસંઘને એક વર્ષ માટે રજા આપી છે.

—વડોદરા, સરકાર ને પ્રજા મંડળ વચ્ચે છેવટની સમજુતી નીચે મુજબ થઇ છે. પ્રજા મંડળની પ્રવૃત્તિ પહેલાંની જેમ રહેશે. જમીન મહેસુલની તપાસ બાબતમાં કસ્બાઓમાં પ્રજા મંડળના કાર્યકરો તપાસ કરી શકશે. તે વખતે સરકારી અમલદારોનો પણ સહકાર તેઓ લઇ શકશે.

—ડભોઇ, આંક ફરકના અખાડાઓ પર પોલીસે દરોડા પાડતાં આંકફરકીયાઓને પકડી કેસ કર્યાનું કહેવાય છે. ડભોઇ કસ્બામાં આથી સનસનાટી ફેલાઇ છે.

—કલોલ, અત્રેનું ઇલેક્ટ્રીક પાવર હાઉસ ખુલ્લુ મુકવાની ક્રિયા યુવરાજ શ્રી. પ્રતાપસિંહ રાજેસાહેબના શુભ હસ્તે થઇ હતી. સુધરાઇ તરફથી યુવરાજશ્રીને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું.

—વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભાઓ મળતાં નવા વર્ષના પ્રમુખ તરિકે શ્રી. જશવંતી

બ્હેન દેસાઇ અને મંત્રી તરિકે શ્રી. ચીમનભાઇ અમીનને ચાલુ રાખવા ઠર્યું હતું.

—ડભોઈ, રખડતા ઢોરોનો ત્રાસ વધી પડયો છે. ઢોરો બજારમાં તથા કસ્બામાં રખડે છે, આથી લોકોના જાનમાલને નુકશાન થવાનો સંભવ રહે છે.

—શ્રીમંત મહારાજા ગાયકવાડ જર્મનીની મુલાકાત વખતે હર હિટલરને મળ્યા હતા. બર્લિનમાં રાજકિય આવકારના થયેલા મેળાવડા પ્રસંગે પણ તેમણે હિટલર સાથે ઘણી વાતો કરી હતી. શ્રીમંત પોતાની રાજધાનીમાં એક સ્ટેડીયમ બાંધવાનો વિચાર રાખે છે.

—વડોદરા, વડોદરા નરેશ સર સયાજીરાવ તરફથી મળેલા તાર સંદેશાને કારણે નિવૃત્ત થયેલા નાયબ દિવાન શ્રી. મણિલાલ નાણાવટી સાહેબે પોતાનો હોદ્દો પાછો સંભાળી લીધો છે.

—ડભોઇ વિભાગ હાઇસ્કુલનો વાર્ષિક ઇનામ સમારંભનો મેળાવડો શ્રી. મહાદેવ મુકુંદ જોષી સાહેબના પ્રમુખપદે થયો હતો. મે. જોષી સાહેબે કેળવણી પર સુંદર વિવેચન કર્યું હતું—શ્રીમંત ગણપતરાવ વિઠ્ઠલરાવ ગાયકવાડના પ્રમુખપદે શ્રી. સયાજીસાર્વજનિક પુસ્તકાલયની વાર્ષિક સભા મળતાં ગત વર્ષનો હેવાલ મંજુર થઇ શ્રી. શાસ્ત્રી મગનલાલ ગિરજાશંકરની સેક્રેટરી તરીકે નીમણૂંક થઇ હતી—શ્રી. ડભોઇ કસ્બા સહકારી બેન્કની વાર્ષિક સભા પુસ્તકાલયના મકાનમાં મળતાં ગયા વર્ષનો વાર્ષિક અહેવાલ મંજુર થયો હતો ડાયરેકટરોમાં શ્રી. ગાંધી ગોરધનદાસ ગીરધરને ઉમેરવામાં આવ્યા. પેટા સભાના સભાસદોમાં શ્રી.. દામોદર બાપુજી જેજુરકર નીમાયા, ઓડીટર તરિકે શ્રી. વકીલ મણિલાલ વાડીલાલની નિમણૂંક કરવામાં આવી હતી. બેન્કનું નામ ડભોઇ સહકારી બેન્ક લીમ રાખી તે બાબત મંજુરી મેળવવા ઠરાવ્યું. આગામી વર્ષનું ખર્ચનું બજેટ મંજુર કરવામાં આવ્યું હતું.

—વડોદરામાં સુબાસાહેબોની પરિષદ દુકાળ નિવારણના કાર્ય અંગે મળી હતી. તેમાં આખા રાજ્યમાં દશથી પંદર લાખની રાહત આપવાનું ઠર્યું છે એવી ખબર છે.

—કલોલમાં મોકાસણ ગામના એક પટેલે લેણદારોની ઉઘરાણી અને ગાળોથી ત્રાસી ઝેર પીને આપઘાત કર્યો કહે છે.

—મુંબઇ, વરલીના સાગરતટ પરથી એક જુવાન સ્ત્રીની ખવાઇ ગયેલી લાશ અને તેની સાડીમા એક જન્મેલા બાળકની લાશ પોલીસને મળી હતી. લાશ કોઇ દક્ષિણી બાઇની મનાય છે,

—'જન્મભૂમિ' ના માજી તંત્રી શ્રી. અમૃતલાલ શેઠ જાહેર જીવનમાં પાછા આવવાની વાત સંભળાય છે.

—હરદારમાં રાષ્ટ્રપતિએ જંગી માનવ મેદની સમક્ષ ભાષણ આપતાં જણાવ્યું હતું કે, 'પૂજા સ્નાન એ બધું તો ઠીક છે પણ મુખ્ય સવાલ તો રોટીનો છે.'

—સર મનુભાઇ નંદશંકર મહેતા હિંદ પાછા આવ્યા છે.

—ગુજરાતમાં ઘણી જગ્યાએ ખરીફ પાક નાશ પામ્યો છે, તેથી ખેડૂતો માટે સસ્તું અનાજ, મફત બી વગેરે પુરૂં પાડવા માટે રૂ. ૭૫ હજાર પુરા પાડવા સરદાર વલ્લભભાઇએ અપીલ કરી છે. મદદ ગુ. પ્રાં. સમિતિ પર મોકલી આપવા વિનંતિ છે.

—વડોદરા રાજ્યમાંથી ભણેલા વર્ગની બેકારી દૂર કરવા સંબંધમાં એક કમિટી નિમાઇ છે.

—ડભોઇ સુધરાઇને સસ્પેન્ડ કરવાનું હાલ બંધ રહી નવેમ્બરમા સર સુબા સાહેબ એ સુધરાઇની તપા-

---

## ક્રાન્તિ :
### સિદ્ધાન્ત અને વ્યવહારમાં:

**મા**ર્કસવાદ એ ઇતિહાસની અજાગૃત ક્રિયાનું પ્રગટીકરણ છે. માત્ર જીવનની પ્રાથમિક જરૂરિયાતોને કારણે વિશાળ જનતા જ્યારે નિત્યના સામાજિક જીવનક્રમને તોડી ઐતિહાસિક વિકાસ માટેની ઉંડી આવશ્યકતાઓને વિજયપૂર્વક પ્રગટાવે છે તે ક્ષણે ઇતિહાસની આ અજાગૃત ક્રિયા (માનસશાસ્ત્રના અર્થમાં નહિ પણ ઐતિહાસિક તત્ત્વજ્ઞાનના અર્થમાં) સર્વોત્કૃષ્ટ બિંદુએ પહોંચેલા પોતાના જાગૃત સ્વરૂપમાં પરિણમે છે. આજ પળે એ યુગની સર્વોત્કૃષ્ટ તાત્વિક જાગૃતી (Theoretical Consciousness) તત્વમીમાંસાથી દૂર પડેલી શોષિત જનતાના કર્તૃત્વમાં ભળી જાય છે. આ અજાગૃત અને જાગૃતના સર્જનાત્મક મેળને આપણે પ્રેરણા કહીએ છીએ.

"ક્રાંતિ એ ઇતિહાસનું પ્રેરણા પીધેલું ગાંડપણ છે."

ટ્રોટ્સ્કી—'મારૂં જીવન'

સણી કરશે કહે છે:–વધુ અભ્યાસ માટે વીલાયત ગયેલા ડૉ. ધારેખાને ૧૪ મામની વધુ બીન પગારદારી રજા લેતાં ડેપ્યુટી મેડીકલ ઓફીસર તરિકે ડૉ. ગાયકવાડ ચાલુ રહેશે.

—વડોદરામાં શ્રી. રામકૃષ્ણ શતાબ્દિ મહોત્સવને અંગે ન્યાય મંદિરમાં સર્વ ધર્મ પરિષદ શ્રી. ધુરંધર સાહેબના પ્રમુખપદે ભરાઇ હતી: યુવરાજશ્રીએ પરિષદની ફતેહ પ્રાર્થતો સંદેશો મોકલ્યો હતો. તે શ્રી. સત્યવ્રત મુકરજીએ વાંચી સંભળાવ્યો હતો. જુદા જુદા ધર્મપર વિવેચનો થયાં હતાં.

—વડોદરા પ્રાંત પુસ્તકાલયની વાર્ષિક સભા શ્રી. જશવતી બ્હેન દેસાઇના પ્રમુખપદે મળી હતી.

—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા નિવૃત્ત થયેલા નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ સાહેબના પ્રમુખપદે મળતાં વાર્ષિક બજેટ મંજુર કરવામાં આવ્યું હતું.

—શ્રીમંત મહારાજા સાહેબ સહકુટુંબ નવેમ્બરના પહેલા યા બીજા અઠવાડિયામાં હિંદ આવવા સંભવ. ભલે પધારો પ્રજાપ્રિય રાજવી.

—વડોદરા, શ્રી. એફ. એસ. કાળે રાંધણાંથી સામુદાયક રસોડાની માહિતી લેવા રશિયા ગયા છે.

—વડોદરા, મુસ્લીમ કોન્ફરન્સને રાજ્યના લોકોપકારક મંડળ તરિકે નોંધાવવા ઠર્યું છે.

—ઈંદોરમાં મહારાણી શ્રી. અહલ્યાબાઇની સંવત્સરી શ્રી. જનરલ નાનાસાહેબ શિંદેના પ્રમુખપણા નીચે ઉજવાઇ હતી. પ્રમુખશ્રીએ દેવી અહલ્યાબાઇના મુક્તકંઠે વખાણ કર્યાં હતાં.

—વડોદરા રાજ્યના સંરક્ષવાલાયક ચૈત્યોની માહિતી આપી તેમનું સંરક્ષણ કરવા બાબત જાહેરાત પ્રસિદ્ધ કરી, નુકશાન કરનારને સજા તથા દંડ કરવા ફરમાવ્યું છે.

—વડોદરા કેમ્પ વિસ્તારનો મોટો ભાગ વડોદરા રાજ્યને જાન્યુઆરીના સુમારમાં સોંપાવા સંભવ.

—પુસ્તકાલયખાતાના આસી. ક્યુરેટરની જગ્યાએ શ્રી. રંગણેકરને કાયમ કરવા ના. કાઉન્સીલે હજુરને ભલામણ કરી છે.

—વડોદરા, શ્રી. સૌ. મહારાણી સાહેબ કાર્લસબાદથી બુડાપેસ્ટ ગયાં છે. પછી વીયેના થઇ લંડન જશે.

—વડોદરા સ્ટેશન ઉપરનું શ્રીમંતનું આવેલું શહેર સુધરાઇને સુપ્રત કરવા ઠર્યું છે.

—બરલીનમાં ઓલમ્પીક રમતોમાં શ્રી. મહારાજા સાહેબે અફઘાન અને ઇન્ડીયન ટીમને પારટી આપી હતી.

—પાટણમાં સરસૂબા મે. મુકરજી સાહેબ અને વિદ્યાધિકારી મે. રાજરત્ન ભારે સાહેબના માનમાં ખાલાભાઇ ક્લબમાં મેળાવડો થયો હતો.

—જાપાનનો પ્રવાસ કરી પાછા ફરેલા વડોદરાના નાયબ દિવાન મે. મણિલાલ બાલાભાઇ નાણાવટી સાહેબે "જાપાનનો ઔદ્યોગિક વિકાસ" ઉપર વડોદરાની ગુજરાતી સાહિત્ય સભાના આશ્રય હેઠળ મનનીય અને માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપ્યું.

—વડોદરા રાજ્યની ધારાસભાની બેઠક ધારાસભાના દિવાનખાનામાં ના. એ. દિવાન સાહેબ કર્નલ કુમારશ્રી શિવરાજસિંહજીના પ્રમુખપણા નીચે મળી ત્રણ દિવસ કામ ચાલ્યું હતું. જુદા જુદા ઠરાવો થયા હતા.

—અમરેલી, સુબા સાહેબ શ્રી. પિલાજીરાવ ગાયકવાડ તથા વડોદરા સુબા મે. પવાર સા. પરસ્પર બદલાયા કહે છે. અમલ ઓકટોબરથી થશે એમ કહે છે.

—સર પટ્ટણી ગૂજરાતમાંથી નવી ધારાસભા માટે મહાસભા પક્ષ તરફથી ઉમેદવારી કરશે એવી અફવા છે.

—વઢવાણ રાજ્યનું કાચનું કારખાનું પચાસ હજાર રૂપિયે પંદર હજારના વાર્ષિક હાતે એજન્સીની મંજુરીથી કાઉન્સીલે વેચ્યું છે.

—કાઠિયાવાડના કેટલાક કાર્યકરોએ અમરેલીમાં એકત્ર થઇ ને 'નવ જવાન કાર્યકર સંઘ' ની સ્થાપના કરી છે.

—શ્રી. પરમાનંદ કાપડિઆએ રાજકોટમાં ભરાનાર જૈન યુવક સંઘનું પ્રમુખ પદ સ્વીકારવા ના પાડી છે.

—ભાવનગર ઉચ્ચ અધિકારીઓની સફળ દરમ્યાનગીરીથી ભંગી કામદારો સાથેની લાંબી વાટાઘાટ પછી સમાધાનીની સામાન્ય શરતો નક્કી થઇ હતી. કહે છે કે થયેલી શરતોથી ભંગી કામદારોને હજી સંતોષ થયો નથી.

—ગુજરાત કાઠિયાવાડના જુદા જુદા ભાગોમાં વરસાદની શરૂઆત થઇ મેઘરાજાએ મહેર કર્યાના સમાચાર મળી રહ્યા છે.

—રાજકોટ રાજ્યે નાખેલા ઘર વેરાને લગતા અસંતોષ તળે, પ્રજા હજી સમસમતી પડી છે, ત્યાં સ્વદેશી ખાંડ

પર રાજ્યે મણ દીઠ એક રૂપિયા જેટલી જુલ્મી જકાતની જાહેરાત કરી છે આથી પ્રજાના મન પર ભારે આઘાત થયો કહે છે.

—અમદાવાદની નજીક આવેલું ધોલેરા બંદર આવતા મહિને ઉઘડતાની સાથે ગૂજરાતનો વેપાર ઠીક વિસ્તાર પામશે એવી આશા રખાય છે.

વેરાવળના પુસ્તકાલયમાં વાંચવા ગયેલા હરિજન ભાઈઓને ધક્કા મારી બહાર કાઢતાં ખળભળાટ થયો હતો.

—ગોંડળના ના. મહારાજા સાહેબ પોતે ફેડેરેશનમાં નહિં જોડાય, તથા બીજા રાજા મહારાજાઓને પણ એ સંબંધે સલાહ આપી કહે છે.

—ભાવનગરમાં કવિશ્રી ન્હાનાલાલનો મણીમહોત્સવ ઉજવવા તૈયારીઓ થયા બાદ ભાષણ અંગે કંઈ વાંધો આવ્યાથી માંડી વળાવ્યો કહે છે.

—ફૈજપુરમાં મહાસભા માટે તડામાર તૈયારીઓ ચાલી રહી છે.

—મહાસભાના પ્રધાન મંડળમાંથી જાણીતા સમાજવાદી આગેવાન શ્રી. જયપ્રકાશ નારાયણે રાજીનામું આપ્યું છે.

—સરહદના ગાંધી હિંદુ-મુસ્લીમ એકતા માટે પ્રયાસ કરવામાં સેવા અર્પનાર છે.

—પં. જવાહરે નિવેદન પ્રગટ કરી પોતાની આત્મકથાની કિંમત હિંદમાં રૂા. ૭ થી વધારે નહિ આપવી એમ જાહેર કર્યું છે.

—પં. જવાહરલાલ નહેરૂ લખનઉથી એક નવું અંગ્રેજી દૈનિક પત્ર શરૂ કરવાનો ઇરાદો રાખે છે, એમ જણાય છે. આ પત્ર ઘણું કરીને રાષ્ટ્રીય ધોરણે મહાસભાના ધ્યેયનું સમર્થન કરશે એમ મનાય છે.

—મહાસભાની ફૈજપુરની બેઠક માટે કુ. પ્રેમાકંટક સ્વયંસેવિકાઓના વ્યવસ્થાપક નિમાયાં છે.

—ગાંધીજીની તબિયત હવે ઠીક છે. ચિંતાનું કંઇ કારણ નથી.

—રાષ્ટ્રપતિ જવાહરે એક નિવેદન પ્રગટ કરી પ્રધાન મંડળની બે ખાલી પડેલી જગ્યાઓ માટે પં. ગોવિંદવલ્લભ પંત અને શ્રી. સરોજીની નાયડુની નિમણુંક જાહેર કરી છે. ઉપરાંત એક સભ્ય શ્રી. સુભાષ બોઝ જેલમાં હોવાથી તેઓ છૂટે ત્યાં સુધી તે જગ્યાએ શ્રી. શરતચંદ્ર બોઝને પણ નિમવાનું જાહેર કર્યું છે.

—કવિવર ટાગોર અને બીજા મશહુર સાહિત્યકારોએ એક મેનીફેસ્ટો બહાર પાડી કોઇ પણ જાતના યુદ્ધને વખોડી કઢયું છે. એ મેનીફેસ્ટો પેરીસમાં મળનારી પરિષદમાં મોકલવામાં આવ્યો છે.

—મુંબઇમાં તા ૪ થીએ સ્વ. દાદાભાઈ નવરોજજીની સંવત્સરી ઉજવવામાં આવી હતી. પ્રમુખસ્થાનેથી શ્રીમતી સરોજીની નાયડુએ હિંદના સ્વર્ગસ્થ દાદા નવરોજજીને અંજલિ આપી હતી. તેમજ શહેરીઓએ અંજલિ આપી હતી.

—બ્રસેલ્સ ખાતે મળેલી વિશ્વશાંતિ પરિષદના આદર્શો પ્રતિ સહાનુભૂતિ દર્શાવવા શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે મુંબઇના નાગરિકોની સભા મળી હતી. સભામાં શ્રી. કનૈયાલાલ મુન્શી, મી. આગલા શ્રી. જમનાદાસ દ્વા. શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક વગેરેએ ભાષણો આપ્યાં હતાં.

—પોંડીચેરીમાં તા. ૧૫ મી ઓગસ્ટે બાબુ અરવિંદ ઘોષનો ૬૫ મો જન્મોત્સવ ઉજવાયો હતો. તે પ્રસંગે સર અકબર અને લેડી હૈદરી પણ દર્શન કરવા હાજર રહ્યા હતા. ૮૫૦ માણસોની મેદની જામી હતી.

—શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે રાષ્ટ્રપતિ પં. જવાહરલાલને ખુલ્લો પત્ર લખી ખેડુતોને કામદારોને લગતી લાગણીઓ રજુ કરી છે,

—ગાંધીજીની છબીવાળા પોસ્ટકાર્ડો મોકલવાની મનાઇ રદ થઇ છે. એવી છબીવાળા પોસ્ટકાર્ડ ટપાલમાં મોકલવાની હવે છૂટ થઇ છે.

—હિંદમાં ખાંડના ભાવ સારા ઉપજે તે માટે રૂ. ૨ કરોડની થાપણથી સુગર માર્કેટીંગ બોર્ડ સ્થપાનાર છે. તેની વડી કચેરી કલકત્તામાં રહેશે.

—મુંબઇના મશહુર ચિત્રકાર શ્રી એન. આર. ધુરંધરનું ૫૫ વર્ષની ઉમરે અવસાન થયું છે. સદગત ધુરંધર પોતાનો કલાવારસો એમનાં પુત્રી કુ. અંબિકા ધુરંધરને આપી ગયા છે,

—લખનૌમાં ગઇ રેલમાં પાંચ હજાર ઘરો જમીનદોસ્ત થયાં હતાં.

—મુંબઇમાં મળેલી કોંગ્રેસની જુદી જુદી કમિટીઓ દરમ્યાન કામકાજનો હેવાલ મેળવવા જતાં, કે આગેવાનોની મુલાકાત લેવા જતાં સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલની પુત્રી કુ. મણિબ્હેને પોતાના પ્રત્યે તોછડું વર્તન ચલાવ્યાનો પોકાર મુંબઇના પત્રકારોએ કર્યો છે.

—જાપાને પોતાના લશ્કર માટે નવો રાષ્ટ્રધ્વજ માથાના વાળનો બનાવ્યો છે. એ માટે ૮૦ દેશપ્રેમી સ્ત્રીઓએ પોતાના ચોટલા કાપી આપ્યા છે.

—મુંબઇમાં બેકારી, અપુરતી આવક, ઓછા પગારો અને આર્થિક સંકડામણને લીધે આપઘાતોની સંખ્યા વધી રહી છે. ગરીબ અને મધ્યમ વર્ગના સ્ત્રી પુરૂષો અને બાળકો ઉપરાંત કામદારો પણ આપઘાતનો માર્ગ લે છે. મુંબઇના કોરોનરની કોર્ટમાં અવારનવાર ભૂખમરા, આર્થિક સંકટ વગેરેને કારણે થતા આપઘાતોના કિસ્સાઓ રજુ થાય છે.

—ગાંધીજીની તબિયતમાં સારો સુધારો દેખાય છે. થોડા સમયની અંદર તેમની તબિયત તદ્દન સુધરી જશે એમ જણાય છે.

—જાણીતી ભવિષ્ય વેત્તા મેડમ લયલાએ ૧૯૩૭ માં ભયંકર વિશ્વયુદ્ધની આગાહી કરી છે. ગાંધીજી ફરી રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવશે, ને રાજકીય લડતનાં મંડાણ મંડાશે એમ જણાવ્યું છે.

—સ્વ. કવિ કલાપિ ઉપર કેટલાક સાહિત્યકારોએ કરેલા આક્ષેપો વિષે લાઠીના ઠાકોર સાહેબે મુંબઇની યુનિવરસિટીને નોટીસ આપી હતી. તે અંગે તપાસ કરવા યુનિવરસીટીએ શ્રી. કનૈયાલાલ મુન્શી, શ્રી. કૃષ્ણલાલ ઝવેરી. વગેરેની કમિટી નીમાઇ છે.

—સદગત ડૉ. અન્સારીનું કિંમતી પુસ્તકાલય બેગમ અન્સારીએ દિલ્હીની જામીયા પુસ્તકાલયને ભેટ આપ્યું છે.

—બનારસથી બહાર પડતાં 'હંસ' માસિક પાસેથી એક નાટક બહાર પાડવા માટે હજાર રૂપિયાની જામીનગીરી યુક્ત પ્રાંતની સરકારે માગી હોવાથી 'હંસ' લી૦ ના ડાયરેકટરોએ એ માસિક બહાર નહિ પાડવાનો નિર્ણય કર્યો છે. આથી ભારતીય સાહિત્ય પરિષદે 'ભારતીય સાહિત્ય' નામનું માસિક કાઢવાનો નિર્ણય કર્યો છે. શ્રી. પ્રેમચંદજી, કાકા કાલેલકર અને શ્રી. કનૈયાલાલ મુન્શી. તંત્રી પદે રહેશે.

—દક્ષિણ હિંદમાં બોલાતી તામીલ, તેલગુ અને મલયાલમ ભાષાના ઘણા શબ્દો જર્મન ભાષાને મળતા આવે છે. અને એવા ૪૦૦૦ શબ્દો છે, એમ મદ્રાસના પ્રો. રાજગોપાલાચાર્યે જાહેર કર્યું છે.

—મદ્રાસ સરકારે સ્ત્રીઓના અનીતિ માટે થતા વેચાણના અટકાવ માટે મીસ મેકેન્ઝી નામના જાણીતા બ્રિટીશ સામાજીક કાર્યકર્તાની નિમણુંક કરી છે.

—શ્રીમાન સમ્રાટના રાજ્યારોહણ પછી સમ્રાટની તાજધારી પ્રતિમાવાળા પોસ્ટના સ્ટેમ્પો ને સિક્કા હિંદમાં બહાર પડનાર છે.

—વધુ મરણ પ્રમાણમાં હિંદ ભરમાં સુરતનો ચોથો નંબર આવે છે. તા. ૧૧ મી જુલાઇએ પુરા થતા એક અઠવાડિયામાં એક હજારે ૫૩ મરણ સુરતમાં થયાં હતાં.

—લાહોરના સુપ્રસિદ્ધ તરવૈયા મી૦ રોબીન ચેટરજી હાથે બેડી સાથે પાણીમાં લાંબા વખત સુધી તરતા રહેવાનો જગતનો રેકોર્ડ તોડયો હતો. મી૦ ચેટરજી ૭૨ કલાક ૨૪ મિનિટ અને ૫ સેંકડનો જગતનો નવો રેકોર્ડ કરીને પાણી બહાર આવ્યા ત્યારે લોકોએ તેમને વધાવી લીધા હતા.

—કલકત્તાના શ્રીમંત મારવાડી શ્રી. બરન્જેરીઆ જેમને અનિદ્રાનો રોગ લાગુ પડયો છે તેમની સારવાર કરવા લંડનથી એક નિષ્ણાત પોતાના ખર્ચે હિંદ આવવા વકી છે.

—કલકત્તાના 'આનંદ બજાર' પત્રિકા પત્રના તા. ૮ જુલાઇ ૧૯૩૬ ના અંકમાં "સાહિત્ય પર સરકારી સખ્તાઇ" એ મથાળા હેઠળ પ્રગટ થયેલા વાંધાભર્યા લેખ સંબંધમાં મુદ્રક અને કીપર દરેકે મુકેલી રૂ. ૧ હજારની રોકડ જામીનગીરી જપ્ત કરવામાં આવી છે.

—ઓલમ્પીક રમતગમતોમાં નૃત્યના ૧૦ ફર્સ્ટ કલાસ ઇનામો પૈકી ત્રણ ઇનામ જાણીતી નર્તકી મેનકા અને એની મંડળીએ મેળવ્યાં છે.

—હીમાલય ઉપર ચઢવા માટે પાંચ જાપાનીઓની ટુકડી આલ્મોડાથી ઉપડી છે.

—મદ્રાસીઓનાં નામમાં પહેલો શબ્દ એમના ગામના નામનો બીજો બાપના નામનો અને ત્રીજો પોતાના નામનો હોય છે.

—દિલ્હીની ઇન્ડીયન હિમાલયન એક્સ્પીડીશન ક્લબના આશ્રય હેઠળ હિમાલયની ટોચ ઉપર ચઢવા એક ટુકડીની યોજના થઇ છે.

રેવાના મહારાજાએ ૫૦૦ વાઘનો શિકાર કરવાનો પ્રતિજ્ઞા લીધી હતી. તે પ્રતિજ્ઞા પુરી થતાં તેમણે રાજ્યનાજંગલોમાં દીપોત્સવી સમો ઉત્સવ ઉજવ્યો.

—ના. વાઇસરોયે રાજાઓ જોગ એક પરિપત્ર લખીને સહુને ફેડરેશનમાં જોડાવાનો અનુરોધ કર્યો છે.

—કાશ્મીરમાં ભારે રેલ આવવાથી ભારે નુકશાન થયું છે.



## વધુ અભ્યાસ માટે વિલાયત

ડભોઇના વતની દશાલાડ વણીક મી. નટવરલાલ નારણદાસ વાડીઆવાળા બી. એસ. સી (ઇકોનોમીક્સ) અને બેરીસ્ટર થવા ગઇ તા. ૨૯મીની સ્ટીમરમાં વીલાયત ગયા છે. એઓને સફળ સફર ઇચ્છવા જ્ઞાતી બંધુઓની સભા ડભોઇમાં શેઠ શ્રી. પુરૂષોત્તમદાસ મગનલાલ મોદીના પ્રમુખપણા નીચે મળી હતી.

—વિએના, મ્હૈસુરના મહારાજાએ, રાજા એડવર્ડ પ્રીન્સ ઓફ વેલ્સ તરીકે જે બ્રાસ્ટલ હોટલમાં ઉતર્યા હતા તેજ હોટલમાં ૩૫ ઓરડાઓ પોતાને માટે રોક્યા છે, અને ભપકાથી રહે છે.

—ઢાકા, તા. ૨૪ અત્રે એક રોમાન્ટીક કહાણી બહાર આવી છે. ભોવાલના બીજા કુમાર દાર્જીલીંગમાં ૧૯૦૮ માં એકાએક મરણ પામતાં તેના દેહને સ્મશાનમાં લઇ જવામાં આવ્યો. અગ્નિદાહની તૈયારી હતી ત્યાં વરસાદનું ભારે તોફાન થવાથી અગ્નિદાહ કરવા આવેલા માણસો શબને છોડી દૂર સ્થળે આશ્રય લીધો. ત્રણચાર કલાકે પાછા ફરતાં શબ ગુમ થયેલું જણાયું. હકીકત એમ હતી કે ત્યાંની પર્વત ગુફાઓમાં વસતા કેટલાક નાગા સન્યાસીઓ આ કુમારનું શરીર ઉઠાવી ગયા અને શરીરમાં પ્રાણ છે એમ જણાતાં ઉપચાર કરી કુમારને ચેતન કર્યો. આ પછી કુમારે સાધુઓ સાથે ૧૧ વર્ષ સુધી ભ્રમણ કર્યું. આ પછી ગુરૂને વિનંતિ કરતાં ૧૯૨૦ ના ડીસેમ્બરમાં ઢાકા જવા રજા મળી. કુમાર ઢાકા આવ્યો. એક જમીનદારે તેને ભોવાલના બીજા કુમાર તરીકે ઓળખી કાઢયો. વાત બહાર ફેલાતાં સંખ્યાબંધ માણસો કુમારને જોવા આવવા લાગ્યાં. ૧૯૨૧ ના મે. ની ૧૫ મી તારિખે જયદેવપુરમાં ચાળીસ હજાર માણસોની વિરાટ સભા મળી અને તેમાં ભોવાલના બીજા કુમાર તરિકે તેને જાહેર કરવામાં આવ્યો. કુમારે મહેસુલ લેવું શરૂ કર્યું, ૧૯૨૫ ના જુનની ત્રીજી તારિખે ઢાકાના કલેક્ટરે કુમારને ઢોંગી તરિકે જાહેર કર્યો. આ લાંબા સમયથી ચાલતા ભોવાલ સંન્યાસી કેસનો ચુકાદો આજે ઢાકાના જીલ્લા જજે આપ્યો હતો અને ભોવાલના બીજા કુમારને રાજ્યની ૧૦ લાખની ઉપજનો ત્રીજા ભાગનો હકદાર ઠરાવ્યો હતો.

—શ્રી. મૃણાલિની બેંકરે પોતાના પતિ શ્રી. ચંદુલાલ બેંકર સામે છૂટા છેડા લેવા ફરિયાદ માંડી હતી. તે કેસમાં બન્ને વચ્ચે સમાધાની થઇ જવાથી કેસ ખેંચાઇ ગયો છે.

—લખનૌમાં વિદ્યાર્થી પરિષદને પ્રમુખપદેથી ભાષણ આપતાં મી. ઝીણાએ જણાવ્યું હતું કે જ્યાં સુધી ધર્મ રહેશે ત્યાં સુધી કોમી પ્રશ્નો તો રહેશેજ. પણ જ્યારે હિંદના હિતનો સવાલ હોય ત્યારે તેમણે હિંદીઓની દ્રષ્ટિથી એ સવાલનો ઉકેલ કરવો જોઇએ.

—ભરૂચના બ્રહ્મક્ષત્રિય યુવક, મી. રમણલાલ ઠાકોરને આંતરજાતિય લગ્ન કરવા માટે ન્યાત બહાર મુકવામાં આવ્યા છે.

—મ્હેસુરના મહારાજાએ દેવ દાસીઓ ન મનાવવાનો અને દેવ દાસીઓ હોય તેમને લગ્ન કરવાની છૂટ આપવાનો કાયદો પસાર કર્યો છે.

—સુરતમાં આંક ફરકનો સટ્ટો રમવાનો અખાડો ચલાવવાના આરોપસર પતિ પત્નિ પકડાયાં હતાં.

—પેટલાદના દવાખાનામાં એક સ્ત્રીને વિચિત્ર વાંદરા જેવું બાળક આવી મરણ પામ્યાનું કહે છે.

—બ્રિટનના જુલાઇ માસના બેકારોની સંખ્યા ૧૬૫૨૦૭૨ ની છે, છેલ્લા ૭ વર્ષમાં આ આંકડાઓ ઓછામાં ઓછા છે.

—જાપાન પોતાનું નૌકાદળ વધારવામાં ખુબ મશગુલ બન્યું છે. તે યોજના પ્રમાણે લંડનના નૌકા કરારોની મુખ્ય કલમોનો ભંગ થશે.

—શહેરી સ્વાતંત્ર્ય સંઘના માનદ પ્રમુખ તરિકે કવિવર રવિન્દ્રનાથ ટાગોર નિમાયા છે. અને શ્રીમતી સરોજીની નાયડુ સર્વાધિકારિણી બન્યાં છે.

—ચીનની સરકારે નબળી તબીયતવાળા સ્ત્રી પુરુષોનાં લગ્નોપર પ્રતિબંધ મૂકયો છે.

—'વીટા' પ્રકરણને અંગે સંતોષકારક સમાચારો થતાં કચ્છી પ્રજાજનોમાં આનંદ ફેલાયો છે,

—વિશ્વશાંતી પરિષદપર રાષ્ટ્રપતિએ સંદેશો મોકલતાં એમ જણાવ્યું છે કે જ્યાં સુધી શાહીવાદી સર્વોપરિતા દૂર ન થાય ત્યાં સુધી સંસ્થાનોમાં કદી સાચી શાંતિ સ્થપાય નહિ.

—પેરીસમાં રહી બ્રિટીશ સરકાર સામે લડત ચલાવનાર ઉદ્દામ સમાજવાદી મેડમ કામા ૭૬ વર્ષે મુંબઇમાં અવસાન પામ્યાં છે.

—બર્લિનમાં અમરાવતીના હનુમાન વ્યાયામ પ્રચારક મંડળના ચોત્રીસ જુવાનોએ હિંદની દેશી રમતો અને વ્યાયામના પ્રયોગો કરી બતાવ્યા હતા. જગતભરના વ્યાયામ વિશારદોને હિંદી વ્યાયામ અને રમતોમાં ખુબ જ રસ પડયો હતો. વ્યાયામ પ્રયોગો માટે મંડળને બીજું સ્થાન આપવામાં આવ્યું હતું.

—જર્મનીએ ભવિષ્ય ભાખનારાઓ સામે જેહાદ ઉઠાવી છે. હેનોવરમાં તાજેતરમાં એક કાયદો પસાર થયો છે. જે જર્મનીભરમાં ટુંક સમયમાં અમલમાં આવશે. આ કાયદા પાછળ, ગંજીફો, હસ્તરેખા, હીરો કે કોઇ પણ સાધનદ્વારા ભવિષ્ય કહેવા પર પ્રતિબંધ મુકવામાં આવે છે, ગુન્હેગારોને સખ્ત સજા કરવામાં આવશે.

—ન્યુયોર્ક, અમેરિકાના પ્રમુખપદે રૂઝવેલ્ટ ચુંટાયે તો વિશ્વશાંતિ પરિષદ ભરવાની યોજના રૂઝવેલ્ટે ઘડી રાખી છે. કહે છે કે આ પરિષદમાં રાજા એડવર્ડ, સ્ટેલીન, મુસોલીની, હીટલર અને ફ્રાંસના પ્રમુખને પણ આમંત્રણ આપવામાં આવશે. જાપાન ચીન અને બીજા કેટલાક દેશોના પ્રતિનીધિઓને પણ હાજરી આપવા જણાવવામાં આવશે.

—અમેરિકાના પ્રમુખપદના ઉમેદવાર ને સમાજવાદી પક્ષના નેતા મી. થોમસે ન્યુયોર્કમાં ભાષણ કરતાં અહિંસાદ્વારા હિંદ સ્વતંત્રતા હાસલ કરે એવા સંજોગો છે એમ તેમણે જાહેર કર્યું છે.

—સ્પેનના બળવાખોરોએ ઇરૂન અને બેહોલીયા શહેરનો કબજો લઇ લીધો છે. મેડ્રીડની સરકારે રાજીનામું આપ્યું છે. ને નવું સમાજવાદી પ્રધાન મંડળ રચાયું છે, કેટલાક ઇટાલીઅનો માર્યા ગયા છે એવી ખબર મળતાં ૨૪ ઇટાલીયન વિમાનો સ્પેન ઉપડી ગયાં છે.

—એબીસિનીયાના શહેનશાહની રાજકુમારી, લંડનની એક હોસ્પીટલમાં નર્સનું કામ શીખનાર છે.

—હિંદના મહાન અમેરિકન મિત્ર અને 'ગુલામ હિંદ' ના લેખક ડો. જી. ટી. સંડલેન્ડનું અવશાન થયું છે

—ના. એડવર્ડના રાજ્યાભિષેક પ્રસંગે લંડનમાં કોઇ પ્રસંગે નહિ આવેલા એટલા માણસો આવશે.

—અમેરિકામાં ઉડતી મોટર શોધાઇ છે.

# પ્રાસંગિક નોંધ—



## બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન

**અ**મદાવાદના આંગણે તા. ૩૦-૧૧-૩૬, ૧-૧૨-૩૬, ૨-૧૨-૩૬ થની, રવિ, સોમ એ દિવસોએ **બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન** ભરાશે. આ બારમા સંમેલનના પ્રમુખ **ભારતના પરમ તપસ્વી મહાત્મા ગાંધીજી** છે. ગાંધીજી જેવી વન્દનિય વિભુતિ ગુજરાતી સાહિત્ય સંમેલનનું પ્રમુખપદ સ્વીકારે એ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક આદર્શ અને યાદગાર પ્રસંગ રહેશે. ગાંધીજીએ ગુજરાતને ચરણે વિપુલ સાહિત્ય અર્પીને ગુર્જરગિરાની ભારે સેવા બજાવી છે. સાહિત્યના ચાલતા આવતા પુરાણા ઝઘડાઓને દૂર કરાવી ગાંધીજીએ આજની ગુજરાતી ભાષાનો પ્રવાહ નિર્મળ સરળ અને ગતિવાન બનાવ્યો છે. સાહિત્ય સંમેલને મહાત્માજીની પસંદગી યોગ્યજ કરી છે એમાં બે મત હોઇ શકેજ નહિ.

સંમેલન ભરાય તે અગાઉ સાહિત્ય સંમેલનના વહિવટદારો તેમજ ઓધ્ધેદારોનું તેમજ જાહેર પ્રજાનું ધ્યાન ખેંચવા કેટલાક સાહિત્ય રસિકોએ સ્પષ્ટ શબ્દોમાં એક જાહેર નિવેદન બ્હાર પાડ્યું છે.

આ નિવેદનમાં મુખ્ય મુખ્ય સૂચનાઓ આ પ્રમાણે છેઃ

(૧) નિબંધ વાચનની પ્રથા બંધ કરો. (૨) વિભાગી પ્રમુખોની નિમણુંક હાસ્યસ્પદ છે, તે એક વાર બંધ થએલી પણ હાલમાં કેટલાકનું મિથ્યાભિમાન પોષવા સજીવન કરેલી પ્રથા બંધ થવી જોઇએ. (૩) જુના જમાનાનો સાહિત્યનો જીર્ણોદ્ધાર કરવા પાછળ તેમજ એ ઉપર અફળ ચર્ચા પાછળ વધારે પડતા સમય અને શક્તિનો વ્યય થતો અટકાવો. (૪) એને બદલે જીવંત પ્રશ્નોની આગામી ભાવિની પલટાતા નવયુગની અને ઘડાતી સૃષ્ટિમાંના પ્રેરક બળો અને અહિાલનો ઉપર ચર્ચા કરી સંમેલનની દ્રષ્ટિ ભૂતકાળ ઉપરથી ઉઠાવી વર્તમાન અને ભવિષ્ય તરફ નાખવા મંડો. (૫) પરિષદની છાયા હેઠળ સસ્તા સાહિત્ય કે નવજીવન જેવી વધારે લોકભોગ્ય સસ્તી અને સર્વદેશીય સાહિત્યની પ્રકાશન માળા યોજો. (૬) ગુજરાતના મૌલિક લેખકોની કૃતિઓ પ્રગટ કરવા સગવડ, સહાય અને સાધનની જોગવાઇ કરી આપો. (૭) નવી દ્રષ્ટિથી લખાયલાં પાઠ્ય પુસ્તકોની ક્રમિક માળા પ્રગટ કરી વધારેમાં વધારે શાળાઓમાં એ ભણાવવાનો પ્રબંધ કરો. (૮) શાળાથી માંડી યુનીવરસિટિ સુધીના આખા અભ્યાસક્રમમાં ગુજરાતી ભાષાની આજની અપમાનીત, હાસ્યાસ્પદ, અવ્યવહારૂ, અશાસ્ત્રીય દશામાંથી એ ભાષાને ઠરાવ ટેકા પુરતી નહિ પણ સંગઠિત યોજના કરી ઉગારવાનો ખરા દિલથી પ્રયત્ન કરો. (૯) પર પ્રાંતિય પરિષદો સાથે મધ્યસ્થ સભાદ્વારા જીવંત સહકાર સાધો (૧૦) ગુજરાતમાં બોલાતી જુદી જુદી ભાષાઓનું એકીકરણ કરો. (૧૧) અક્ષરજ્ઞાન પ્રચાર કરો. (૧૨) પરિષદનું એક સાદુ અને સોંઘુ સામયિક મુખપત્ર રાખો—

આ સૂચનાઓ સંમેલનના સંચાલકોએ ધ્યાનમાં લેવા જેવી તો છેજ, અને તેમાંથી બનતી સૂચનાઓનો સ્વીકાર થઇ તેનો અમલ શરૂ થાય તે ઇચ્છવા યોગ્ય છે. આ સુંદર નિવેદન રજુ કરનાર ગુજરાતના જાણીતા સાહિત્યકારો અને યુવાન લેખકો છે. આખુંયે નિવેદન વાંચતા માત્ર એકજ સૂચનાએ અમારૂં વિશેષ ધ્યાન ખેંચ્યું છે એટલે તે વિષે બે શબ્દો કહીશું.

નિવેદનની ત્રીજી સૂચનામાં જુના જમાનાના સાહિત્ય માટે જે ટકોર છે તે વ્યાજબી નથી. આજના નવા સાહિત્યને એ જુના સાહિત્ય સાથે નિકટમાં નિકટ સંબંધ છે. જો એ જુના સાહિત્ય પાછળ આપણા સેવાભાવી સાક્ષરોએ સમય ન ગુમાવ્યો હોત, સંશો-

ધન ન કર્યું હોત તો નવયુગનાં પ્રેરક આંદોલનો ક્યાંથી ઉદભવ્યાં હોત ! યુગોથી જુના અને નવા સાહિત્યનો સંબંધ જોડાયેલો આવેજ છે. હા, એ સાહિત્ય માટે, નિરર્થક દ્વેષ બુદ્ધિથી થતી ચર્ચાઓ પાછળ લેવાતો સમય અને શકિતનો દુર ઉપયોગ ઈચ્છવા યોગ્ય નથી.

ઇચ્છીએ કે બારમા સાહિત્ય સંમેલનના સંચાલકો તેમના ચરણકમળમાં રજુ થયેલા આ નિવેદનનો સ્વીકાર કરશે.



## આર્થિક તંગી અને આત્મહત્યાઓ

**મુંબઇની** અમૃતવાડીમાં ગયા ઓગસ્ટ માસમાં મુઠી અનાજના અભાવે મુંઝાઇને બે બાળકોએ ઝેર લઇ આપઘાત કર્યો હતો.

વત્સલા અને સુંદર નામના ૧૨ અને ૧૬ ની નાજુક વયનાં બે બાળકોનો પિતા ભૂખમરો, ગરીબાઇ, ...રી અને લેણદારોના કડક તગાદાને લઈ આપત્તિ... ...ા ઉગરી જવા કંટાળીને, એ બે ખીલતાં પુષ્પ ... બાળકોને એકલાં અટુલાં, રખડતાં મુકી નિષ્ઠુર ઘર છોડી ચાલી નિકળ્યો. પિતાની ગેરહાજરીમાં ...ુ હૃદયના કાળમુખા લેણદારો રોજ પજવણી કરવા ...વવા લાગ્યા. ઘરમાં અનાજનો કણ નથી, પિતા ...રાધાર છોડી ચાલી ગયો છે આ વસ્તુ સ્થિતિથી ...ીના રહેનાર—નજીકના પાડોશીઓ અજ્ઞાત હોવાનું સંભવિત છે ?

બાળકોને બે ચાર મીઠા શબ્દોમાં આશ્વાસન આપનાર પણ કોઇ ન્હોતું. એ એકલવાયાં સુકોમળ બાળકો ગભરાયાં અને જીવનની શાંતિનો માર્ગ શોધવા લાગ્યાં.

આર્યકુમારી વત્સલા અને સુંદરે દિવસોના ભૂખમરાને પરિણામે કંટાળીને મૃત્યુજ મૂક્તિનું સાધન માની સોમલનું ઝેર લઇ, નિષ્ઠુર અને નિર્દય લેણદારો પર, પંદર લાખ મનુષ્યોથી વસાયેલા શ્રીમંતો અને દાનેશ્વરીઓના સ્વર્ગપુરી સમા મુંબઇ પર લાખો, કરોડો શાપ આપતાં અંતિમ સમાધી લીધી. એ ટેકીલા ભાઇ બ્હેનનાં બલિદાન હિન્દુઓની કુંભકર્ણની નિદ્રા દૂર નહિ કરી શકે !'

સુંદર અને વત્સલાના કુમળા મૃતદેહ જોઇ સાર્જન્ટની આંખમાંથી આંસુ સરી પડયાં હતાં. વૃદ્ધ પોલીસ જમાદારોના ગાલો પણ પવિત્ર અશ્રુબિંદુઓથી ચમકતા હતા. અમૃતવાડીના રહેનાર નરનારીઓ અને બાળકો પણ શોકમાં ગમગીન રહ્યાં હતાં.

મુંબઇની અમૃતવાડીમાં બધુંય આવશે, પરંતુ એ સુંદર અને વત્સલા— ભાઇ બ્હેનની જોડલી પુનઃ કોઇ કાળે પાછી ફરશે નહિ. એ અમરપંથનાં યાત્રાળુઓ તો દૂર દૂર વિહાર કરી રહ્યાં હશે, જ્યાં મારવાડીઓ નહિ હોય, પઠાણો નહિ હોય, લેણદારો અને લેવા નહિ હોય, ગજબનાક ભૂખમરો નહિ હોય, મુડીવાદીઓનાં સામ્રાજ્ય નહિ હોય.

દ્રવ્યોપાર્જનની લાલસામાંજ રચ્યો પચ્યો સમાજ, આધુનિક આર્થિક પરિસ્થિતિનો વિચાર કરી સુન્દર અને વત્સલા સમાં નવલોહીયાં બાળકોનાં કમકમાટી ભર્યાં બલિદાન અટકાવવા પ્રયત્ન નહિ કરે ?



## અહિંસાના ઉપાસકો

'અહિંસા પરમો ધર્મ ' ને જીવનનું આદર્શ સુત્ર માનનાર જૈન કોમમાં હમણાં કલેશ, વિખવાદ અને મતમતાંતરો વિશેષ પ્રમાણમાં સંભળાય છે.

તાજેતરમાંજ મુંબઇના ગોડીજીના ઉપાશ્રયમાં પર્યુષણ પર્વમાં **'બારસ તેરશ'** ની ઘેલછાનું કરૂણ પરિણામ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયું છે.

સામસામા પક્ષો વચ્ચે ભયંકર મારામારી થવા પામી છે.આમાં છત્રીઓ લાકડીઓ અને જોડાનો છૂટે હાથે ઉપયોગ થયો હતો. આમાં ઘણુંના માથાં ફૂટયાં હતાં, કોઇને છત્રીના ગોદા વાગ્યા હતા, કોઇના કપાળે જોડા અથડાયા હતા. એ વિફરેલો મામલો પોલીસની મદદથી બે કલાકે કાબુમાં આવ્યો હતો. ઉપાશ્રય તથા દહેરામાં જૈનોનાં લોહી છંટાયાં હતાં,

જૈન ભાઇઓના આ કલહો ઇચ્છવા યોગ્ય નથી. જૈન ભાઇઓ પર્યુષણના પવિત્ર દિવસોમાં સંપી રહે, જૈન સંઘમાં શાન્તિ રહે અને જૈન કોમનો દિન પ્રતિદિન અભ્યુદય થાય તેમ અમે ઇચ્છીએ છીએ. **પ્રભુ મહાવીરનાં સંતાનો** ધર્મ અને નીતિના સિદ્ધાંતો સમજી પરમ સુખી થાય તેવી શ્રી મહાપ્રભુને અમે અનન્ય ભાવે પ્રાર્થના કરીએ છીએ.



**નોંધ:** મળેલાં પુસ્તકો અને માસિકોનો અમે સાભાર સ્વીકાર કરીએ છીએ. અવલોકન હવે પછીના અંકોમાં નિયમીત આપવામાં આવશે: દરેક લેખક પ્રકાશક ભાઈઓને તેમના પુસ્તકો મોકલી આપવા વિનંતિ છે.

દીપોત્સવી અંક માટેના લેખો તા. ૫–૧૦–૩૬ સુધી સ્વીકારવામાં આવશે. 'પડકાર'નો દીપોત્સવી અંક દીવાળીના દિવસે બ્હાર પડશે. આ અંક અધિક અને ભાદ્રપદ બે માસનો સંયૂકત અંક છે અને તેથી પાના પણ વધુ આપવામાં આવ્યાં છે. (તંત્રી)

# ભટ ભટાણીનો ભયંકર ભવાડો

જે. પી. દાસ વૈષ્ણવ બનારસી ચેવડાવાળા.

( શ્રી. વડોદરા મહારાજા હીરક મહોત્સવ પ્રદર્શન વખતે સોનાનો ચાંદ મેળવનાર )

ભાનુમતિના ભરથાર ભવાનીશંકર ભટ ક્યાં? સોળ વર્ષની સુંદરી ક્યાં? સાઠ વર્ષનો થઇ કોઇ કાળ ચોધડીએ કંકાસણી રાંડ કુબજા કાળોતરીને કાળે શુકને વડોદરાની સહેલગાહે સીધારેલા ત્યાંથી પાછા ફરી પોતાને ઘેર આવ્યાં અને ભટાણીને ધીરે સાદે ' ભટાણી ! ઓ ભટાણી ! બારણું ખોલોને ' અરે મજાકમાંતે મજાકમાં એ ભોળા ભવાનીએ ભડાક દઇને ભોગળો તો ખોલી પણ ચાર થઇ ભૂંડી એ ભલી ભવાનીએ મંગાવેલી ભેટ ભટજી લાવત ભૂલ્યા. પીછે કયા બાત કહેના તેની વાત ના પુછો બિચારા ભટજી મહાશય ઘરમાં પેસી પાસમાંનું પોટલું હળવેથી હેઠું પટકી હાસ કરી હેઠે બેસવા જાય છે કે લાગલોજ મહાદેવીએ પોતાનો મીજાજ હાથથી ખોયો. અને મોટા તુંબડા જેવડો તોબરો અને આબલા જેવી આંખો અને ભાલા જેવાં ભવાં ચડાવી, ભભુકી હાલ્યાં કયેંમ કંથડા? મેં મંગાવેલી વસ્તુ વડોદરાથી ન લાવ્યા અને ચામ ભુંડણ રાંડની માફક બેરા જેવા ભુંડું મોઢું હરણીયાની હડી કાઢી હાલ્યા આવ્યા? લાજ, જરાયે લજ્યા નહિ! અરેરે મારા કંજુશીયા કંથ હું કુમળી કળીના કર્મની કહેણાઇ તો પાકી, બાકી આ ભાનુમતિ કોઇ ભાગ્યવંતા ભડવીરને નહિ ભેટતા તું જેવા ભદમશી ભોટને ભેટી એજ મારૂં દુર્ભાગ્ય. આ લીલુડી લાડીને લાડ કયેંમ લડાવવા એ તું જેવા જૂના જમાનાના જડભરત જટને શી માલમ? અહો સુંદરી આજની સુંદરીઓની સાથ હાથમાં ચેલક વિના બાથ ભરવા બહાવરો બની કોઇ સાવકો સેલાણી, હાવરો હોશીયાર થઇ હાસે હાથે ઠમકો કરવા જાયે તો ઠંઠણપાલની જેમ ઠેંઠણેઠું થઇ ઠોબારો હાલો લુલો ઠોકરે ખાઇ ગોલાના ખોલાની જેમ ખોંખારતો હડકાયો હોલાને ધોલા જેવો હડધુત થઇ હાલ્યો આવે હાલ્યો એમાં શું માણ્યા મૌજ કે શેઠ વધાર્યા કારેલાં? અખતો પૈસા હોય તો પટકો નહિ તો સીધી સડકે સટકો, એવો ઘાટ છે.

" એ છાની મર છાની રાંડ છછુંદરી, તારા છમકલાં ભર્યાં છંદ મારે નથી સાંભળવા. બોલતી બંધ થાય છે કે નહિ? નહિ તો ઘરમાંથી કાઢી દઇશ છું "

" બેસ બેસ મુઆ ભંગડ. વંગડની જેમ વળી ગયો શું આવ છ..તું જેવા તીસમારખાં તાનસેન હોય તેજ તારૂણી ઉપર ત્રાગા કરે. કાયા કમ જોર, ઓર ગુસ્સા ભારી " " એમ છે? ઉભી રહે રાંડ લેતી જા. જોયો છે મારો દંડો? અને એકજ સપાટે તારો મીજાજ હાલજ કરૂં છું ઠંડો. " " અરે વહરે મારા ઘુંડ મીજાજી ઘુંઆ? તમારા જેવા લુંભાને તો ખુંભા કરી ખુતાડવાજ જોઇએ ઉભો રહે હમણાજ તારા કંડાનો ભંડો કાઢું છું. " રડયો ચમત્કાર વિના નમસ્કાર હોયજ નહિ. એમ કહિ સામે ખુણેથી સાંબેલું બચકાવી નાંખ્યું ખભે. અને હડાક દઇને ઉભા સામા. બાપરે સાંબેલું જોતાંજ ભટજી ધુરંધર ગભરાયા ને બુમો પાડી ભવાનીના નામનું બુંગણું ફુક્યું. કોઇ ધાજો રે ધાજો

મારે ત્યાં ધીજે દિવસે ધાંડ પડી ઘુમ સાંભળતાંજ આડોશી પાડોસી ધમધમાટ કરતાં ભટજીના ધામમાં ધસી આવ્યા. અને મારો મારો ચોમેરથી હલ્લો કર્યો. પરંતુ ચોર ભોર ન દીઠો પણ અલબેલો અડીયેલ ટટ્ટુ ડંડા ધારી ડોસલો ફારેલે ડાકલે, અવનીમાં ગડવડતો દીઠો. બીજી તરફ ભવાનીને ભયંકર સ્વરૂપે સણીલામાં સજ ચએલાં દીઠાં. કયા ખુબ ? એક મરકરા મરકાહાસે મરકો છાંટયો ભટાણી ભટને સાંબેલે દે ઢીલ દે ઢીલ. કરે છે. શા માટે ! અરેરે આખરે બાઇરીજ ના ? પણ બહેનોએ સાંબેલું પડાવી શાંત પાડી. આમ થવાનું કારણ પુછયું. અરેરે બહેન આ કજીઆનું મુળ પેલા કાશીવાળા વઇષ્ણવ જે. પી. દાસનો બનારસી ચેવડો એ સુવેજ આ ધમસાણ ધાલ્યું. અરેરે જો બહેનપણીઓએજ મને બનારસી ચેવડાની લહેજત ન ચખાડી હોત તો કકાસ ન થાત બહેન ગભરા-ઇશ નહિ. એ બનારસી ચેવડા માટે અમારા ત્યાં તારા કરતાં જબરો જંગ મચેલો, આવ બહેન હરખી આપણે સઉએ સરખી. કહે હવે કોણ કોઇને શીખામણ દે દઇએ ! એ ચેવડો રડયો જાદુગરો સુવો છે એની મોહિનીમાં ભલભલા ભુલ ખાય છે. રડયું સવારનાં પહોરમાં ચાહની સાથે બના-રસી ચેવડો ખાઇએ છીએ તો ચેન પડે છે, નહિ તો આખોએ દહાડો આળસમાં જાય છે રડયો ઘરનાં ધંધો ધાપોએ સુઝતો નથી. શું કરીએ બા ? ટેવ પડી કાંઇ જાય છે ? વળી મરી મસાલાનો ચેવડો બને છે સ્વાદમાં અમૃત જેવો હોવાથી મુઆ છઇયાં છોકરાં હરતાં ફરતાં ખાયાજ કરે છે. નથી હોતો તો રડયા રડારોળ કરી મુકે છે જેથી ચેવડો થઇ રહે કે ચટ મંગાવીએ છીએ. ચેવડાજ માટે કાંઇ છોકરા રડાવાય છે. કમાઇએ છીએ કોના માટે છોકરાજ માટે ને ? સુબાગ્યે સસ્તો હોવાથી ગરીબ તવંગર અઢારે આલમ ખાય છે. મોંધો હોય તો મારાંજ જઇએ ના ! માટે ભટજી માંમા આના બે આના ફેર માટે બજાર સડેલો ચેવડો ન લેશો કેમ કે તેની અંદર સળેલાં તેલ અને ઝેરી મરચાંના બી હદ ઝોકી બાળેલાં હોવાથી કલેજાં બળીને ખાખ થાય છે. જેથી ગામડીયા ગમારો પણ એવો એંઠવાડો આણતા નથી. માટે કંજુસપણું છોડી બનારસી ચેવડો મંગાવો.

બહુ સારૂ કાશીવાળા વૈષ્ણવ જે. પી. દાસ એન્ડ કો. બનારસી ચેવડાવાળા ઠે. રાવપુરા કોઠી પોળને નાકે, વડોદરા. વિશેષ આપનો બનારસી ચેવડો કાજુનો ચેવડો બાર આને રતલવાળો સેર પાંચ ઘીનો તેલનો આઠ આને શેરવાળો શેર દશ ને તમારો ફરાળનો ચેવડો બટાકાની કાત્રીનો જેનો ઉપવાસના દિવસોમાં લોકોનો જબરો દરોડો પડે છે તે પણ શેર પાંચ હાલ તુરત ઉપરના શરનામે વી. પી. થી મોકલવા મે. કરશો

લી. હું છું આપનો ભટ ભવાનીશંકરના વંદે માતરમ તા. સદર અને માથે સાથે સંવાદની કરજો કદર.

**તા. ક.** અમારો **સોયાબીનનો** તથા કોલ્હાપુરી સફેદ કાંદાનો ચેવડો ઉત્તમ ઘીનો એક રૂપીએ રતલ ૧, તથા શુદ્ધ તલના તેલનો દશ આને એક રતલ મળે છે.

**વડોદરા.**

[ જા. ખ. ]





દીપોત્સવી અંક ૧૯૯૨



તંત્રી : મણિલાલ વા. શાહ એડવોકેટ

છૂટક નકલ પાચ આના







“ ફુલ ગુલાબી ત્હારી ઓઢણી,
ત્હેમાં છુપતા છાયા મોરઃ
ઢાળી દષ્ટે ત્હેને પ્રેરના,
એ તો મગ્ધા હૃદયના ચોર.

આ માસિક વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવ્યું છે.




પુસ્તક ૧ ] આસો : ૧૯૯૨. [ અંક ૪

# —સ્વાર્પણ સૂત્ર—

( પૃથ્વી )

પડો અરૂણ સૂર્યની તરૂણ ભોમમાં વાગિયો,
" સપૂત સહુ ઉઠજો કમરબંધ શૌર્યે કસી
છકેલ બળ ભીડવા ધસત રૂસનં રાક્ષસી."
બધાં નગર, ગામડાં, વન, પહાડમાં જાગિયો.
પ્રચંડ પડછંદ,—' હો જય જપાનનો,' રાગીઓ
ખડા વતનના થયા સમરમાં જવાને ધસી,
અધીર થનનાટ યૌવન કરી રહ્યું, ઉલ્લસી
રહી મરણ રાસરક્ત અસિ નાચતી નાગીઓ.

ધપ્યો યુવક એક હોંસભરે નામ નોંધાવવા;
પરંતુ ગૃહભારવાહક એકલ એ કારણે
ન કાર નિયમાનુસાર અધિકારવાળા ભણે.
' હતાશ મુજ કારણે જ સુત ? ' વૃદ્ધ માએ હવા
કરી,—ભઈ કટાર મુકત કીધ પ્રાણ ને પુત્રનેઃ
વર્યાં વિજયફૂલ એ અજબ સ્વાર્પણી સૂત્રને.

પુ જા લા લ

# भर्गो देवस्य धीमहि ॥



ઉર કમળનાં ફૂળાં ખોલી રસે બહલાવતા,
વિપ તિમિરનાં પ્રાશી સ્વર્ણપ્રભા વર લાવતા,
કેવન ખગના કંઠે મીઠાં વળી ઉભરાવતા,
કનક કરથી હૈયાં આશા તણાં અજવાળતા,

નવ કાલ વિધાતાને પદે શિર નમાવીએ,
ને તેના ભવ્ય ભર્ગોને ઝીલીએ ને વધાવીએ.

ને યાચીએ અંશ વરેણ્ય તેહનો,
જેમાં ઝગે જીવન કેરૂં કાવ્ય;
સ્વયં બની પાવકપુંજ નિત્યે
ચૈતન્યનાં જીવનતેજ રેલ તો;
નિસર્ગ કેરાં અણુએ અણુમાં.
ને ચેતના ચેતન સૃષ્ટિ કેરો,
બની રહે જે ઝળકંત પ્રાણ.

જીવાડે જગને, બાતે વહિઞાળ સહી સહી,
એવાં સ્વાર્પણથી સ્હોતો भर्गो देवस्य धीमहि ॥

મનઃસુખલાલ ઝવેરી

# ક્યારે?



લેખક :—

(૧)

તરસ્યાં નયનોઆ વલખે છે,
મુખ-ઇન્દુ જોવા તલસે છે,
આંસુડાં નિશદિન સરકે છે,
દર્શન દો ક્યારે ?

(૨)

નભ ઘનઘોર ભયંકર-ભૂરૂં,
અન્ધારી રજનીમાં શૂરૂં,
વીજ ચમકે: પણ એય અધૂરૂં,
આનન્દો ક્યારે ?

(૩)

વિરહાકુળ આ ચિત્ત ઘણેરૂં,
વ્હાલું એ ક્યાં થાય નમેરૂં ?
જીવન જીવવા જ્ઞાન અનેરૂં,
આત્મન્ ! દો ક્યારે ?

(૪)

મન્દિર છે મુજ સૂનું સૂનું,
વૈભવ—પૂરૂં ત્હોયે ઉણું,
તુજ અમૃત-ભર સ્હોય સલૂણું,
સ્વામિન્ ! એ ક્યારે ?

કુમારશ્રી મોતીસિંહજી મહીડા.



# મુક્તિ મંત્ર



રમે રસનાને ટેરવે સદાયે
ને ઉર જે હિલોળે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

બસે શામણે ને રાતમાં સતાવે,
ને થાક વિસરાવે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

મ્હને દેહભાન સુખ સૌ ભુલાવે,
ને ચિત્ત આ ચગાવે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

ઉરે ઉર્મિ અનંત એ જગાવે,
ને પંથ યે બતાવે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

કોણ દેશને સ્વાતંત્ર્યથી સુહાવે?
પૂછીને અકળાવે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

ઝૂરે ભારતી એ ભાન એ કરાવે,
ચૈતન્ય પ્રગટાવે,
એ મંત્ર દેશ મુક્તિનો સખિ !

—જ્યોત્સ્ના શુક્લ

# શબરીનું ધર્મ મન્થન

લેખક :—
શ્રી. મોહનલાલ મગનલાલ ભટ્ટ.

[ શબરકન્યાચેં ધર્મમન્થન નામનો શ્રી. મહાજનીનો એક કટાક્ષ-લેખ લગભગ ૧૦-૧૨ મહિના ઉપર કિર્લોસ્કરમાં છપાયો હતો. તેનું ભાષાંતર પ્રગ્નબંધુમાં તેજ અરસામાં આવેલું. તેમાં લેખકે ચાર્વાકને નામે પૌરાણિક કથાઓ ઉપર કટાક્ષ કરી ધર્મ એ નિર્વિર્ય અને નકામા માણસોની આજીવિકાનું સાધન માત્ર છે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો; અને છેવટે ચાર્વાકને રશિયન યુવાન બનાવી તેની સાથે જૂના ધર્મથી મૂંઝાયેલી શબરીનું લગ્ન કરાવી દીધું હતુ. તે વખતે ગમ્મતમાંને ગમ્મતમાં મેં આનો કેટલોક ભાગ લખી કાઢયો હતો. અને હમણાં જ્યારે ભાઈ આચાર્યે મારી પાસે 'પડકાર' માટે લેખની માગણી કરી ત્યારે મેં એનો છેલ્લો ભાગ લખી કાઢયો અને આજે જે રૂપમાં છે ને રૂપમાં આ કટાક્ષ ચિત્ર તૈયાર થયું.

મોહનલાલ ભટ્ટ.]

'શબરકન્યાચેં ધર્મમન્થન' જ્યારથી મેં 'કિર્લોસ્કર'માં વાંચ્યું ત્યારથી જ મે તેની સાથે પત્ર-વ્યવહાર શરૂ કરી દીધો હતો. પછી જ્યારે તેનો અનુવાદ *ઓલીયાલીને (!) પ્રગ્નબંધુમાં પ્રગટ થયો ત્યારે મને તેના અનુભવોમાં વધારે રસ પડવા માંડયો. એટલે રશિયન યુવાન સાથે તેનાં લગ્નની હકીકતથી આગળની તેની હકીકત જે તેણે મને પૂરી પાડી છે તે હું નીચે લખી મોકલું છું. વાચકોને તેમાં પહેલાંનાં એના પ્રકરણો કરતાં પણ વધારે રસ પડશે, એવો એનો વૃત્તાન્ત છે

(૧)

શબરી તે રશિયન યુવાનના બાહુપાશમાં બધ્ધ થઈ ગઈ એટલે તેણે તેને પોતાની છાતી સરસી એટલા જોરથી ચાંપી કે શબરીના મુખમાંથી એક આછો સીતકાર નીકળી પડયો. આજે કેટલાયે દિવસથી તે ચાર્વાકરૂપે તેને આકર્ષવા તેની સાથે ફરતો હતો. પણ જ્યાંસુધી તેના જૂના સંસ્કાર પ્રબળ હતા ત્યાંસુધી તેનો સ્પર્શ કરવાની તેની હિમ્મત ચાલતી નહોતી. આજે પોતાના વાકચાતુર્યથી તેણે તે જૂના સંસ્કારોનું વિઘ્ન દૂર કર્યું હતું, અને તેને આલિંગવાની આટલા દિવસની તેની અભિલાષા પૂર્ણ થઈ હતી.

શબરીએ જોકે તે યુવાન સાથે મંસાર માંડવાનું કબૂલ કર્યું હતું તોપણ હજી તેના મનમાંથી લગ્નની ભાવના ભૂંસાઈ નહોતી. પણ રશિયન ચાર્વાકને તેની કશી જરૂર જણાતી નહતી. એટલે તેણે શબરીને પણ સમજાવ્યુ, પણ તે કંઈ માની નહિ. છેવટે નછૂટ લગ્નના રજીસ્ટ્રેશન વિભાગમાં જઈને તેમણે લગ્નની નોંધણી કરાવી. આ નોંધણીનુ શું મહત્ત્વ છે તેની શબરીને બિચારીને તો કશી સમજણ નહોતી પણ કાંઇક વિધિ થયા એટલાથીયે તેને,સંતોષ થયો હતો.

લગ્ન થયાને અઠવાડિયું વીતી ગયું. એટલા દિવસ એ બંને જણે હોટલોમા આનંદ કર્યો. પણ હવે તે તેમને પણ કઈ કામ પર ચડવું જોઇએ ને ? હોટલોમાં રહેવું પણ હંમેશાં પોષાય એમ ન હતું. અને હોટલોમાં જગા પણ કયાં મળે ? રશિયન ચાર્વાકને હવે ખરી મુશ્કેલી જણાવા લાગી. સેંટ પીટર્સબર્ગમાં મકાનોની જેટલી હાડમારી છે તેટલી હાડમારી દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં નહિ હોય. પતિપત્નીને માટે એક જુદો ઓરડો તેઓ ધારે એટલા સમયમાં સહેલાઈ મેળવી શકે એમ ન હતું. રશિયન ચાર્વાકને એક રૂમ જગ્યા મળેલી હતી. પણ તેની સાથે બીજો પણ એક જવાન એ રૂમમાં રહેતો હતો. તેણે બે ચાર દિવસ માટે બીજે કયાંક પોતાની વ્યવસ્થા કરી લઇ ... સગવડ આપવાનું કબૂલ્યું. તેનો એક મિત્ર બહારગામ ગયો હતો, તેની પથારી તેણે જઈ ને લીધી. અને આ જોડાને તે આખો ઓરડો સોંપી દીધો. આ બ... પણ તેઓ સહેલાઇથી કરી શક્યા હશે, એમ મા...

રૂરી જરૂર નથી. આમાં પણ તેમને જે અધિકારી મકાન અને તેમાં રહેનારાઓની નોંધ રાખે છે તેની સંમતિ લેવી પડી હતી. તેને સમજાવવાં જતાં તેમને કાંઈ ઓછી માથાકુટ નહોતી કરવી પડી, અને મકાન જેના ચાર્જમાં હતું તે બાઈ તો જ્યાંસુધી આ અમલદાર નોંધણી ન કરી લે ત્યાંસુધી કોઈ પણ શખ્સને તે મકાનમાં રાતવાસો રાખી શકે એમ હતુંજ નહિ.

ત્રીજે કે ચોથે દિવસે પેલા બીજા જવાનનો મિત્ર આવી પહોંચ્યો એટલે તેને સૂવા માટે પોતાની પથારીની જરૂર પડી અને હજુ આ લોકો તો એમને માટે કંઇ વ્યવસ્થા નહોતા કરી શકયા. આથી રશીયન ચાર્વાકે પોતાના એક બીજા મિત્રના ઓરડામાં એક ખાલી પથારી હતી તેમાં સૂવા જવાનો નીશ્ચય કર્યો, અને પેલા જવાન માટે પથારી ખાલી કરી આપી!

તે દિવસે શબરી અને પેલો બીજો જવાન એક ઓરડામાં સૂતા હતાં. એકાંત હતુ અને બંને જવાન ાં. શબરીને પણ હવે સામ્યવાદી રશિયાની રીતતની કંઇ ખબર પડી હતી. અને જેમ કોઈ કોઇની સે છાપું વાંચવા માગે અને તેમાં કંઇ શરમ કે ધારાપડતું ન ગણાય તેમ કોઈ સ્ત્રીની સાથે પણ એકાંતનો લાભ લેવામાં કાંઇ શરમ કે વધારાપડતું ત્યાં મનાતુ નહોતું, એટલે એ જવાન સાથે શબરીને નવો અનુભવ થયો. ધર્મ અને નીતિની પોકળ (!) વાતો તેમને આડે આવે એમ નહતી અને સુખ અને સ્વચ્છંદ તો દરેકને ગમેજ. એટલે શબરીનો સંકોચ આટલો જલ્દી ઓસરી જાય એમાં આશ્ચર્ય શું! પણ શબરી તો કહે છે કે પાછળથી તેને એના જૂના સંસ્કારોને લીધે કે ગમે તે કારણે ગ્લાનિ થયા વગર ન રહી. આવી બાબતોમાં મનોવ્યાપાર કઈ રીતે ચાલે છે તે કોણ કહી શકે!

## ૨

એક દિવસે શબરી પોતાના કામપરથી ઘેર આવતી હતી ત્યારે રસ્તામાં તેણે જોયુ કે એક પ્રૌઢ અને પ્રભાવશાળી માણસ મોટરકારમાં ઉભો ઉભો બુમો પાડે છે. બિરાદરો, જુઓ આ તમારા પ્યારા ટ્રોટ્ઝકી પર આ લોકો અત્યાચાર કરે છે, તને તેની મરજી વીરૂદ્ધ ઉપાડી જાય છે. તમારાં હિત અને ક્રાંતિનું હિત એ લોકોના હાથમાં સલામત નથી. એ લોકો ક્રાંતિને સૂવાડી દેશે." એની સાથે ગાડીમા પાંચ સાત સશસ્ત્ર માણસો હતા તેમણે એને બળજબરીથી બેસાડી દીધો, એના મોઢાપર હાથ મૂકી એને બોલતો અટકાવી દીધો. ગાડીની આસપાસ પણ શસ્ત્રધારી ઘોડેસ્વારો હતા. બિરાદર ટ્રોટ્ઝકીનો અવાજ લોકોસુધી ન પહોંચી શકયો. લોકો ત્યાં એકઠા થાય તે પહેલાંજ તેઓ મોટરકારને ત્યાંથી હાંકી લઇ ગયા.

શબરીને વિચાર આવ્યો આ શું હશે? અહીં તે આવો કેવો જુલ્મ? તેણે એના પતિને પૂછયું: 'આ લોકો, ટ્રોટ્ઝકીને કેમ ઉપાડી ગયા, એ શું વાત છે તે સમજાવશો?' રશિયન ચાર્વાકે કહ્યું 'તે પ્રતિક્રાંતિ જગાડતો હતો એટલે તેને સ્ટેલીને- અહીંથી ખસેડયો છે. હવે એ માથું નહિ ઊંચકી શકે.'

શબરી: 'પણ એ વાત સાચીને કે ટ્રોટ્ઝકીએ ક્રાંતિમા ઘણો આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. તે દિવસોમાં લેનીનથી બીજો નંબર એનો આવતો હતોને? આ તમારૂ લાલ લશ્કર પણ એક વરસમાં એણેજ તૈયાર કરી આપ્યું ને'?

ચાર્વાક: 'હા, એ સાચું, પણ તેથી શું. રાજનીતિમાં આભારની લાગણી જેવું કશુ હોઈ શકેજ નહિ. અને ક્રાંતિ વખતે તો ગમે તેવો સાધારણ માણસ પણ કામ કરી છૂટે! એમાં એણે વધારે શું કર્યું? અને શું એ એકલોજ ક્રાંતિ કરવામાં હતો, બીજા નહોતા? સ્ટેલીન અને એની નીતિમાં ભેદ છે, અને લોકોએ સ્ટેલીનની નીતિ પસંદ કરી છે એટલે એ પ્રતિક્રાંતિ ન જગાડે માટે એને દેશપાર કરેજ છૂટકો.'

શબરીને એ ન સમજાયું કે ક્રાંતિમાં બીજા પણ માણસો હતા અને ગમે તે માણસ તે વખતે કામ કરી શકે એમ હતું. તો પછી ટ્રોટ્ઝકીજ કેમ આગળ આવ્યો! બીજાઓએ એ કામ કેમ ન કર્યાં. ટ્રોટ્ઝકી અને સ્ટેલીનની નીતિમાં કયાં ભેદ છે એ પણ બિચારા લોકો તો નથી જાણતા. અને લોકો એ ભેદ જાણે એ પહેલાં તો એને દેશપાર કરવામાં આવે છે? એટલે એના મનમાં એવો વિચાર આવ્યો કે અહીં પણ શું પડદા પાછળ ખેલ ખેલવામાં આવે છે? પણ તે કંઈ તે વખતે ન બોલી.

(૩)

શબરી એક કાપડની મિલમાં કામ કરવા જતી હતી. ત્યાં કેટલાક કામદારોને મહિને ૩૦ રૂપિયા તો કેટલાક એંજીનિયર કે રંગનું મિશ્રણ કરનાર, એવા બુદ્ધિશાળી કારીગરોને મહિને ૭૦૦–૭૫૦ રૂપિયા પગાર મળતો હતો, અને એના પ્રમાણમાં જ દરેકને પોતપોતાની જરૂરિયાતો રાખવી પડતી હતી. બુદ્ધિશાળી કારીગરો એશઆરામમાં રહેતા હતા તો નીચલા દરજ્જાના કામદારોને તેમની સાધારણ આવશ્યકતાઓ પૂરી થાય તો તેમાંજ એશઆરામ માનવો પડતો હતો. શબરી એ બધું જોતી અને સમજવાનો પ્રયત્ન કરતી હતી. મિલ તરફથી પણ એ બધું સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. કામદારોનું એક મંડળ હતું તેમાં વારવાર વ્યાખ્યાનો થતાં, તેમાં સામ્યવાદનું ધ્યેય સમજાવવામાં આવતું. આપણે બધાં એકજ ધ્યેય માટે કામ કરી રહ્યાં છીએ એમ તેમને કહેવામાં આવતું અને એમ પણ સમજાવવામાં આવતું હતું કે આ આખું રાજ્ય તેમનુંજ હતું, તેમના હિતમાં ચાલતું હતું. એટલુંજ નહિ તેમના હુકમથીજ તે ચાલતું હતું. આવા પ્રચારકામ પાછળ મિલને સારી જેવી રકમ ખરચવી પડતી હતી તેમને એમ ઠસાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો કે મિલમાં જે વધારાનો નફો થાય છે તે કોઈ ખાનગી વ્યક્તિના ગજવામાં નથી જતો પણ તમારા આ રાજ્યને નભાવવામાં ખરચાય છે. સામ્યવાદનો સમાજમાં પ્રચાર થાય માટે જે ઓદ્યોગિક ઉન્નતિની જરૂર છે, તેમાં પણ તેનો કેટલોક ભાગ ખરચાય છે. એટલે તમને કદાચ ઇંગ્લેંડ કે અમેરિકા જેટલી મજૂરી ન મળતી હોય અથવા તેમના જેટલા એશઆરામમાં તમે ન રહી શકતા હો તોપણ તમે એ બધું સામ્યવાદના પ્રચાર માટે કરી રહ્યા છો એટલા માટે તમારે સંતોષ માનવો જોઇએ. આવાં ભાષણો કરનારા ઘણેભાગે બુદ્ધિમાન વર્ગના કારીગરો હતા. તેમને જે રોજી મળતી તે સાધારણ કામદાર કરતાં સ્વાભાવિક રીતે ઘણી વધારે હતી. પણ તેમના સંસ્કારી જીવન માટે તે આવશ્યક મનાતી હતી. હજી નીચલો વર્ગ એટલો સંસ્કારી નહોતો થયો. તેથી તેમને એટલી આવકની જરૂર નથી એમ પણ મનાતું! છતાં તેમની પાસે આવો આદર્શ મકાતો હતો! શબરીને આમાં કંઈ સમજાયું નહિ. તેણે એક દિવસ આ વિષે પ્રશ્ન પૂછયો. એનો તેને જવાબ મળ્યો:

"આપણો સમાજ મૂડીવાદમાંથી સમાજવાદ તરફ પ્રયાણ કરી રહ્યો છે. એટલે એમાં મૂડીવાદના કેટલાક રૂપો તો ઉપરછલ્લી દૃષ્ટીએ જોનારને જણાયા વગર નહિ રહે, છતાં ખરી રીતે જોવા જતાં તે મૂડીવાદના રૂપ નથી. તમારી મજૂરીની કિંમત કરતાં તમે વધારે કિંમતનો માલ પેદા કરો છો એ વાત સાચી. પણ તેમાં જે બચત રહે છે તે કંઈ અમારા ખિસ્સામાંથી નથી આવતી. સ્ટેલીનના ખિસ્સામાં પણ નથી જતી. અમે તો તમારા નભાવ્યા નભીએ છીએ અને રાજ્યના અધિકારીઓ પણ બધા તમારા બધાના ચૂંટેલા જ છે ને?" શબરી તો આ સાંભળી ચૂપ થઈ રહી. પણ કેટલાક કામદારો જેમના સંસ્કારો હજી પૂરા સામ્યવાદી નહોતા થયા, હજી જેમના મન પર જૂની છાપો કાયમ હતી તેવા કામદારોને વિચાર આવ્યો કે અમારે પણ નિયામકોની જગા શા માટે ન લેવી! બુદ્ધિશાળી કારીગરોની જગાએ તેઓ પણ જઈ શકે તેવી સગવડ તેમણે મેળવવી અને તેમનું શાસ્ત્રીય જ્ઞાન ઝટ વધે એવા પ્રયત્ન કરવાની સગવડ પણ તેમણે શા માટે ન માગવી!

તેમણે બધાએ એ વિષે અંદર અંદર ચર્ચા કરી. શબરીને પણ એમાં રસ પડયો. તેમણે પોતાનું એક મંડળ બનાવી આવી બધી માગણીઓ મિલના નિયામક મંડળ આગળ રજૂ કરવાનું નક્કી કર્યું. તે પ્રમાણે નિયામક મંડળ આગળ જ્યારે બધી હકીકત રજૂ કરવામાં આવી ત્યારે નિયામક મંડળે ફરી તેમને બધાને સમજાવવાનો પ્રયત્ન કર્યો, 'તમને એ બધી સગવડ મળશે પણ હમણા તો આપણે જે જગ્યાએ નિમાયા છીએ ત્યાંજ બરાબર કામ કરી બતાવવું જોઈએ. શિસ્તને અનુસરીને જ્યારે એ સ્થાન આપણે શોભાવીશું ત્યારે આગળ વધવાની આપણી યોગ્યતા સિદ્ધ થશે. મૂડીવાદ સામે હજુ તો આપણે ટકવાનું છે. અને એ યુદ્ધમાં આપણે આપણી બધી શક્તિ ખરચવી પડશે, બુદ્ધિની શક્તિ, શિસ્તની શક્તિ, વ્યવસ્થાની શક્તિ હાથપગની શક્તિ, ત્યાગ અને સેવાની શક્તિ બધીજ શક્તિઓ એને માટે આપણે ખરચવી

પડશે. એટલે તમારે પણ આજે તો શિસ્ત સંભાળીનેજ કામ કર્યે જવું જોઇએ. પછી તમારી યોગ્યતા વધશે, એટલે તમને પણ વધારે પગાર મળશે. તમારામાં હજી યોગ્ય સંસ્કારો પણ ખીલ્યા નથી એટલે એ બધું જ્યાંસુધી તમારામાં ન આવે ત્યાંસુધી તમારે ધીરજ જોઇએ. આટલી સાદી વાત સમજવામાં તમને કશી મુશ્કેલી નહિ લાગે એવી આશા છે."

મોટા ભાગને આ દલીલથી સંતોષ થયો. લોકોના મન એવાંજ હોય છે. જેમનામાં તેમને શ્રદ્ધા હોય છે, તેમના પડતા બોલ ઝીલવાને તે હંમેશાં તૈયાર રહે છે. અને છતાં કેટલાક તો એવા રહીજ ગયા કે જેમને આથી બિલકુલ સંતોષ ન થયો, તેમણે એવી સગવડ પોતાને ઝટ મળે તેની માગણી ચાલૂ રાખી. અને જ્યારે તેનો યોગ્ય જવાબ ન મળ્યો ત્યારે અકળાઈને તેમણે એવાં પગલાં પણ લીધાં કે જેથી મિલની શિસ્તનો ભંગ થયો ગણાય. અધિકારીઓ આવી સ્થિતિમાં શું કરે? તેમણે પોતાની પ્રતિષ્ઠા અને શિસ્ત જાળવવા માટે આ શિસ્ત ભંગને સારૂ તેમને સજા કરી, પણ તેનું પરિણામ ઉંધુ આવ્યું. એ મજૂરોનો અગ્રગત વર્ગ હતો. એટલે તે એ સહન ન કરી શકયો અને ખૂબ ચીડાયો. બધાને સરખી મજૂરીજ મળવી જોઈએ, બધાને સરખી રીતે રાખવા જોઇએ, એવી માગણી તેમણે કરવા માંડી આ આન્દોલનનો પ્રચાર ખૂબ ચાલ્યો.

રાજ્યના અધિકારીઓને અર્થાત સોવિયેટ અને મિલના નિયામક મંડળને આ વસ્તુ અસહ્ય લાગી. તેમની મુશ્કેલીઓ આથી ઘણી વધી અને તેમનુ પ્રચાર કાર્ય જો હજી પણ વધે તો તેથી ઘણી કફોડી સ્થિતિ ઉભી થાય એમ તેમને લાગ્યું. આથી ત્યાંના 'ઓગપુ' ના આપણા ચાર્વાક જેવા કેટલાયે યુવાનોને આ મંડળને સમજાવવા અને તોડી પાડવા તમનામાં મોકલવામાં આવ્યા. આપણા ચાર્વાકે એક દિવસ શબરીને કહ્યું:, "આ બધું તમે શું માંડયું છે? એમાં તમારૂં શું વળવાનું હતું. માટે તમે સમજીને આ બધુ છોડી દો. એમાંજ તમારૂં ભલું છે."

શબરી કહે: 'પણ અમે એવું શું કરીએ છીએ? ! તો સમાન વ્યવહારની અને સમાનતાની માગણી કરીએ છીએ. એ શીખવ્યું તો તમેજ છે ને? હવે કેમ એનાથી ગભરાઓ છો? એક જણ ૭૦૦ થી ૭૫૦ રૂપિયા માસિક પગાર મેળવે અને બીજાને માત્ર ૩૦ રૂપિયાજ મળે એને તમે સામ્યવાદ માનો છો શું?'

ચાર્વાક કહે: 'પણ આ તો પરિવર્તન કાળ છે. એમાં કેટલુંક તો એવું રહીજ જવાનું. તમારે એટલું તો સમજવું જોઇએ ને કે રશિયાને હજી આખી મૂડીવાદી દુનિયા સામે ટક્કર ઝીલવાની છે. એણે પોતાની શકિતઓને કેન્દ્રીત કરવાની, ઔદ્યોગિક ઉન્નતિને એણે ટોચે પહોંચાડવાની અને પોતાના કાચા માલનો સારામાં સારો ઉપયોગ કરવાની જરૂર છે. એમાં જો બધાનો સહકાર નહિ મળે તો કેમ ચાલશે.?'

શબરી: 'પણ જેમને ૭૦૦–૭૫૦ રૂપિયા પગાર મળે છે તમને તમે કેમ કહેતા નથી? સમજવું તો તેમણે જોઈએ ને? ક્રાંતિની વાતો થાય છે પણ ક્રાંતિને તો આપણે કયારનીયે સુવાડી દીધી છે. બધા દેશોમાં ક્રાંતિ થાય એવો વ્યાપક પ્રયત્ન તો આપણે કયારનો યે છોડી દીધો છે. યૂરોપની નકલ કરી મિલો અને કારખાના વધારવા માંડયા છે. લડાઈ નો સરંજામ તૈયાર કરવામાં મજૂરોની બધી બચત ખરચાઈ જાય છે.'

ચાર્વાક: 'પણ જરૂર પડે આપણી લડવાની તૈયારી ન હોય તો મૂડીવાદીઓ આપણને હડપ કરી જતાં વાર નહિ લગાડે. માટે એ તૈયારી તો રાખવી જ જોઇશે. હજી પણ આપણા આ દેશમાં રહેલા કેટલાક મૂડીવાદીઓ તમારાં જેવાં ભોળાંઓને ચડાવી મૂકે છે, તેમને નેસ્તનાબૂદ કરવા પણ એ શકિત જોઇશે. એટલે એ બધી તૈયારી આપણા આ રાજ્યને ટકાવી રાખવા માટેજ છે ને?'

શબરી: 'આ રાજ્ય આપણું છે કે નહિ તેની તો હજી મને ખબર નથી પડી. પણ હવે થોડા દિવસમાં તેની ખબર પડશે ખરી!'

અને ખરેજ શબરીના કહેવા પ્રમાણે તેને તેની થોડા દિવસમાં જ ખબર પડી. શબરીની સહાનુભૂતિ જે મંડળ સાથે હતી, તે મંડળ વારંવાર શિસ્ત ભંગ કરતું પકડાયું, એની માગણીઓ પણ વિચિત્ર જણાઈ અને તે પ્રતિક્રાંતિ કરનારૂં મંડળ છે એમ સિદ્ધ થયું. મૂડીવાદીઓ કે એવા બીજાં રશિયામાં અંગત હિત ધરાવનાર મંડળો સાથે એનો સંબંધ હોવાનું પણ

કંઈક જણાયું અને સૌથી મહત્વની વાત તો એ હતી કે હદપાર કરેલા ટ્રોટ્ઝકી સાથે એમાંના કેટલાક પત્રવ્યવહાર ચલાવી રહ્યા હતા એના સબળ પુરાવા 'ઓગપુ'ના ચાલાક માણસોએ હાથ કર્યા. આટલા પુરાવા પછી સરમુખત્યારીથી ચાલતા શાસનમાં કંઈ યોગ્ય પગલા લેવામાં વિલંબ થાય! એક દિવસ શબરીને ચાર્વાકે કંઈ કામનું બહાનું કાઢી રોકી લીધી અને તેજ દિવસે મિલની ધરતી રક્ત રંગે રંગાઇને લાલ થઈ ગઈ હતી. જેના ઉપર લેશ પણ શંકા આવી તેને કતલ કરવાનો હુકમ હતો અને તેનો બરાબર અમલ થયો. રામરાજ્યમાં તો એક શમ્બુકનો વધ થયો હતો, અહીં સેંકડો, હજારો શમ્બુકો રેંસાઈ ગયા!

(૪)

શબરી અને ચાર્વાકમાં હવે ઘડીએ પળે મતભેદો ઉભા થતા હતા. તેમનો એક બીજા પ્રત્યેનો ઉમળકો હવે ઓસરી ગયો હતો અને નવાં જોડાંઓમાં જ્યાં સંતાન–ઉત્પત્તિનો સવાલ નથી હોતો ત્યાં થોડા વખત પછી જે પ્રકારનો દિલનો થાક **Enui** જોવામાં આવે છે તેવો થાક પણ તેમનામાં દેખાવા લાગ્યો હતો. ચાર્વાકે તે દિવસે શબરીને લાલ લશ્કરના લાલ હલ્લામાંથી તો બચાવી લીધી પણ હવે તેને ત્યાં રાજધાનીમાં રાખવી એ બહુ કઠણ થઈ પડયું હતું. એના ઉપર 'ઓગપુ'ના માણસોની આંખ ફર્યાજ કરતી હતી. એટલે ચાર્વાકને એને ક્યાંક મોકલી દેવાનું જ ઠીક લાગ્યું. પણ તે પહેલાં થયેલાં લગ્નમાંથી બંનેએ મુકત થઈ જવાની જરૂર પણ તેને લાગી. તેણે એક દિવસ શબરીને કહ્યું: 'જો તમારૂં અહીં રહેવું હવે બહુ સહીસલામત નથી અને એનો તમને પણ અનુભવ દિવસે દિવસે થતો જાય છે ખરું? મને લાગે છે કે તમે હાલ તરતને માટે રાજધાની છોડી ચાલ્યા જાઓ તો કેવું સારું કેમ તમારો શો વિચાર છે.?'

શબરી: 'હા, મને પણ એમ જ લાગે છે.'

ચાર્વાકઃ 'તો હવે તમારે જરા પણ વિલંબ ન કરવો જોઈએ.'

શબરીઃ 'હું, તો તૈયાર જ છું ને?'

ચાર્વાકઃ 'વારૂ, પણ મને એમ લાગે છે કે તમે જાઓ તે પહેલાં આપણે છૂટાછેડા મેળવી લઈએ તો સારૂ. તમે ક્યાં હશો અને ક્યાં નહિ. અનેક પ્રશ્નોમાં આપણે મતભેદ પણ છેજ. તો પછી નાહકના બંધનમાં શા માટે રહેવું. અને છૂટાછેડા મેળવવા માટે બહુ વિધિ કરવો પડે એમ પણ નથી. માત્ર નોંધાવી દેવાનીજ જરૂર છે. કેમ તમે શું કહો છો?'

શબરીના જૂના સંસ્કારો હજી તેને સતાવતા હતા એટલે આવી બધી બાબતો તેને એકદમ ગળે ઉતરે એમ નહતું. પરંતુ રશિયાની આધુનિક રીતભાતથી તે હવે વાકેફ થઈ ગઇ હતી, એટલે તેને આ બાબતમાં વાંધો લેવાની કશી જરૂર ન લાગી. તેથી કંઈ લાભ પણ નહતો. શરૂઆતમાં જે લગ્નની નોંધણીનો અર્થ તેને સમજાયો ન હતો તેનો પૂરેપૂરો અર્થ તેને હવે સમજાયો હતો એટલે તેણે કહ્યું 'મારે કશો વાંધો નથી.' હું હવે તમારી અહીંની રીતભાત સમજતી થઈ છું. એટલે હવે કશી નાહકની માથાકૂટમાં પડવા નથી માગતી પણ મારૂં લગ્ન નિષ્ફળ ગયું છે એનો ડંખ મારા દિલમાં રહી જવાનો છે. માતૃત્વની મારી અભિલાષા અપૂર્ણ રહી એનું દુઃખ હું નહીં ભૂલું.'

ચાર્વાકઃ 'તું તો ગાંડી છે. એવી કલ્પનાઓ પાછળ તે કંઈ જીવન વેડફાતું હશે!'

શબરીઃ 'એમ કેમ બોલો છો. પુત્ર હોય તેને આપણે ઉછેરીએ અને તે મોટો થાય ત્યારે તેને આપણી હુંફ હોય અને આપણને તેની હુંફ હોય એ કોને ન ગમે?'

ચાર્વાકઃ 'આ બધી મૂડીવાદી સમાજની કલ્પનાઓ છે. મૂડીવાદી સમાજમાં પુત્ર પણ કમાનાર તરીકે એક મૂડી હોવાથી લોકો તેની અભિલાષા કરતા હતા. અને એ અભિલાષા ભારે પવિત્ર અને ઉત્તમ મનાવા લાગી હતી. રાજ્ય પણ તેવા સમાજમાં આવી રીતે પુત્રોત્પત્તિને ઉત્તેજન આપતું હતું. કારણ તેને મજૂરી કરવા અને લડાઇમાં કપાવા માટે માણસોની જરૂર હતી. અને જેની પાછળ રાજ્યને કશું સીધું ખર્ચ નથી કરવું પડયું એવા જવાન છોકરાઓ એને માગતા મળી રહે એ સ્થિતિ પોષાવામાં એને તો લાભ જ હતો. અમારા સમાજમાં તેની કશી જરૂર નથી.'

શબરીઃ 'એટલે તમે એમ માનો છો કે તમારે પ્રજા વધારવાની જરૂર નહિ રહે'?

આર્વાક: 'એમ નહિ. પણ અત્યારે તો સમાજમાં અજ્ઞાન વર્ગ ઘણો છે તેઓ પ્રજોત્પત્તિ કર્યે જવાના છે. રાજ્ય એ પ્રજાને પોતાને ખર્ચે ઉછેરશે, અને કામે લગાડશે. પણ જ્યારે બધા સજ્ઞાન થશે અને પ્રજોત્પત્તિની બાબતમાં આનાકાની કરશે ત્યારે તો વિજ્ઞાન સ્ત્રીના ગર્ભાશય બહાર સંતાન ઉછેરવાની કળામાં પણ નિષ્ણાત થઈ ગયું હશે?'

શબરી: 'આજે કુટુંબ પ્રેમને કારણે મનુષ્યો એક બીજાની મદદ કરે છે તેનું શું?'

આર્વાક: 'એ બધો વહેમ છે. આજે જ્યાં કુટુંબનું ઘણું મહત્વ મનાય છે તેવા સમાજમાં પણ કુટુંબમાં કેટલા વિખવાદ હોય છે એની કલ્પના તમને નથી કે શું? આપણા સમાજમાં તો રાજ્ય છોકરાં ઉછેરશે, તેમને કામે લગાડશે, માંદાઓની તે સારવાર કરશે, કોઈને બેકાર નહિ રહેવા દે, અને બધાની જરૂરિયાતો પૂરી પાડશે. એટલે માબાપને કે છોકરાંને કોઈને પણ કદીજ ચિંતા નહિ રહે? કેમ તમને આવો સમાજ નથી ગમતો!'

શબરી: 'તમારી કલ્પના તો બહુ સારી છે. પણ એમાં રાચવા માટે હજુ હું સ્ત્રી મટી નથી ગઇ.'

(૫)

રશિયાના એક ગામડામાં શબરી ખેતરમાં કામ કરવા માટે રહી છે. ટ્રેક્ટરથી આ વખતે જમીન ખેડવામાં આવેલી એટલે એ જમીનનાં ઘણા ઘઉં પાક્યા હતાં પરન્તુ જેવા ઘઉં થયા કે અધિકારીઓએ આવી તેનો કબ્જો લઇ લીધો હતો. ઘઉંની ફસલ ગયાને આજે ત્રણ મહિના થઈ ગયા છે. ખેતરમાં કામ કરનારાઓને રોટી સરકારી માણસો પાસેથી લાવવી પડે છે. આજે અઠવાડીયાની રોટી એમને આપવામાં આવશે. આજે બે દિવસથી તેમની પાસે રોટી નહતી. ઘણા મજૂરોના છોકરા તેના વગર ટળવળતાં હતા. માંસ પણ પૂરતા પ્રમાણમાં અને સારૂં નહતું મળતું. પણ આ ભૂખમરા સારૂ લડવાનું પણ તેમને સ્થાન હતું.

આવો ભૂખમરો વેઠતાં કામદારોને રોટીને બદલે વખતો વખત ભાષણો મળતાં ખરાં. પણ તેથી પેટની ભૂખ ઓછી થતી એવો અનુભવ એમને નહોતો થયો. ... સારી આશા તેમને આપવામાં આવતી હતી અને તેમને એમ લાગતું પણ ખરૂં કે ભવિષ્યમાં કદાચ તેમને આવો ભૂખમરો વેઠવો નહિ પડે છતાં તેમણે પકવેલું અનાજ તેમની પાસેથી છીનવી લઇ તેમને ભૂખે મારવામાં આવતાં હતાં, તેનું દુઃખ અને રોષ તેમને હતો. આજે ઘણાએ રોટીનું રેશન આપનારને કંઇને કંઈ સંભળાવી દેવાનો વિચાર કર્યો હતો. પણ જ્યારે અધિકારી આવ્યો ત્યારે તે એકલો નહતો તેની સાથે સશસ્ત્ર સિપાઇઓનું ટોળું હતું. કામદારો તે જોઇને ડરી ગયા. શહેરના કામદારોની માફક તેમનામાં હિમ્મત નહતી. રોટી આપનાર અમલદારે રોટીનુ રેશન આપ્યું અને કહ્યું. 'આ વખતે તમને ગયા અઠવાડિયા કરતાં થોડું વધારે રેશન અપાય છે. આ રીતે જેમ જેમ સગવડ થતી જશે તેમ તેમ વધારે રેશન મળશે. તમારે એટલું તો યાદ રાખવાની જરૂર છે કે અત્યારે તમને ઓછું રેશન આપવાનું કારણ ભવિષ્યનો વિચાર છે. ભવિષ્યમાં આપણી બધી જરૂરિયાતો—એશઆરામની વસ્તુઓ સુદ્ધાં પૂરી થાય એવી સગવડ મેળવવા માટે આપણે અત્યારે કેટલુંક સહન કરવું પડશે. મને આશા છે કે તમે બધા તેમ કરવામાં જરા પણ આનાકાની નહિ કરો."

એક કામદારે બીતાં બીતાં કહ્યું, 'અમે સહન કરવાની ક્યાં ના પાડીયે છીએ. મજૂરી કરવામાં કે બીજી રીતે અમે કશી કસર રાખી છે ખરી. પણ અમને પેટનો ખાડો પૂરવા પૂરતું અન્ન તો આપો! ગયા વખતનું રેશન કરકસરથી ચલાવવા છતાં પાંચ દિવસ ચાલ્યું. આ વખતના રેશનનું પણ એમજ થવાનું છે.'

અમલદાર: 'આ વખતે આટલું જ રેશન આપી શકાય એમ છે. એથી વધારે ન મળી શકે તમારે સોવિયેટ સરકારની મુશ્કેલી સમજવી જોઇએ અને તેને મદદ કરવી જોઇએ.'

કામદાર; 'અમેજ અનાજ પકાવીએ અને અમે ભૂખ્યા રહીએ અને જે અનાજ નથી પકવતા પણ અમારી પાસેથી અનાજ છીનવી લઈ જાય છે તેમને તો રોટીની તંગી પડતી જણાતી નથી.'

અમલદાર; 'તમે સમજ્યા વગર બોલો છો. આ બધું તમારા હિતમાં છે અને તમે તે સમજતાં નથી એનું મને આશ્ચર્ય થાય છે. પણ હવે મને વખત નથી. ફરી આવીશ ત્યારે વાત.'

અમલદારે આટલું કહ્યું અને ચાલવા માંડયું. એના શબ્દોમાં ધાક નહોતી પણ આંખમાં તે ભરેલી હતી. શરૂઆતો સાથે હતુંજ. પછી એની સાથે કોણ બોલે.

શબરીને એ ન સમજાયું કે જમીનદાર ખેડૂતને લૂટતો હતો તે આથી વધારે લૂટતો હતો કે ઓછો. તેએ પણ ન સમજી શકી કે રાજ્યના અમલદારોને અને વિદેશી મુસાફરોને કદિ રોટીની આપદા નહોતી પડતી ત્યારે ભૂખમરો વેઠવાની, ભોગ આપવાની આશા તેમની પાસેથીજ કેમ રખાતી હતી. વિદેશી મુસાફરોની વાત તે સમજી શકત, પણ અમલદારોની વાત તે સમજી શકે એમ નહતું. અને વિદેશી મુસાફરો રોટી ખરાબ કરે, ફેંકી દે છતાં તેમને તો રોટી માગે તેટલી આપવાનો હુકમ હોય એ પણ કેમ સહન થાય? હોટલના વેટરો આવી રોટી બીજાઓને આપતા એનો પણ અનુભવ શબરીને થયો હતો. શહેરના કામદારોને પણ કદિ રોટીનો આવો ત્રાસ ન્હોતો પણ ગામડામાં કામ કરનારાઓ જેઓ અનાજ પેદા કરતા હતા તેમનેજ ભૂખમરો તો ભોગવવો પડતો હતો !

આ રેશન આપનાર અમલદાર ગયો પણ તેજ સાંજે એક અકસ્માત થયો. શબરીને તે અકસ્માત સાથે કંઇ લેવા દેવા નહતી પણ તેનાથી તેના મન ઉપર ઘણી ઉંડી અસર થઈ. જે કામદારે અમલદાર સાથે આટલી વાતચીત કરી તે કામદાર ગામની હોટલના એના એક મિત્ર કર્મચારી આગળ પોતાની વાત કરતો હતો. તે વાત તો ધીરે ધીરે કરતો હતો, પણ તે હોટલમાં એક અમેરીકન સદ્‌ગૃહસ્થ ઉતરેલા હતા તેમણે તે સાંભળી. અને તેમણે તેમના દૂભાષિયાને આ વિષે પૂછ્યું: વાત ખૂબ ચર્ચાઇ અને પરિણામે પેલા કામદારને, ગિરફતાર કરવામાં આવ્યો. શબરીનું મન આથી ઘણું દુખાયું.

૬

ચાર્વાક: 'કેમ આનંદમાં તો ખરાને? અહીં તમને ફાવે છે ખરૂં.'

શબરી: 'તમે અહીં કયાંથી?'

ચાર્વાક: 'આ તરફ હમણાં થોડા કામ સારૂ મારે રોકાવાનું થયું છે.'

શબરી: 'તો તો ફરી મળશો ખરા.'

ચાર્વાક: 'ના. મળવાનો સમય તો નહિ મળે અને તેવો હુકમ પણ નથી. આ તો આપણે અકસ્માત મળી ગયા. અહીં તો બધું શાંત છે ને?'

શબરી–'હા શાંત શું કરવા ન હોય; ભૂખમરો વેઠાવો અને પછી મોઢે તાળુ મારો એટલે શાંતિજ હોય ને?'

ચાર્વાક: 'એમ કેમ બોલો છો. આજે આપણે દુનિયામાં કેવડો મોટો પ્રયોગ કરી રહ્યા છીએ તેનો તમને ખ્યાલ નથી. આખી દુનિયા આપણી સામે મીટ માંડીને બેઠી છે.'

શબરી: 'હા એ વાત સાચી, પણ તમારી ઘણી વાતો મારાથી નથી સમજાતી. જેમણે અનાજ પકવ્યું છે તેમને જ ભૂખમરો વેઠવો પડે તો જમીનદાર પદ્ધતિ કે બીજી મૂડીવાદી પદ્ધતિમાં અને તમારી પદ્ધતિમાં ફેર શું?'

ચાર્વાક–'તમને એ ધીરે ધીરે સમજાશે. હજી તમારા જૂના સંસ્કાર જે તમારાં લોહીમાં છે તેને નિકળતાં વાર લાગશે.'

શબરી–'સાચેજ આજે મને એ સમજાય છે કે મેં રામાયણના જ્ઞાનથી વૃદ્ધ અને તપથી તેજસ્વી થયેલ શબરીને બદલે જવાન અને હવસખોર શબરી બનીને મારા અને મારી જાતિના સંસ્કાર, ભાવના અને પરંપરાને તિલાંજલિ આપવામાં ભૂલ કરી છે. ભવિષ્યનું નવું ચણતર પણ તો એ જૂના પાયા ઉપરજ થઈ શકે એનો મને ખ્યાલ ન રહ્યો, અને તમારા જેવાંના અર્ધસત્ય અથવા વિકૃત સત્યથી ભોળવાઇને મેં આ પગલું લીધું.

ચાર્વાક–'આ તમે મને સંભળાવવા કહો છો કે સાચેજ તમને પસ્તાવો થવા લાગ્યો છે.'

શબરી–'સંભળાવવા માટે પણ કહું છું. અને પસ્તાવો પણ થાય છે.'

ચાર્વાક–'એમ.'

શબરી–'હા, એમ. તમે જેને ધારો તેને પકડી કેદ કરી શકો છો, ફાસીએ ચઢાવી શકો છો, હાથમાંની રોટી પણ છીનવી લઈ શકો છો. અમારી જીભ ઉપર તાળું મારો છો, હાથપગ બાંધી લો છો. એ સ્થિતિમાં કોને પસ્તાવો નહિ થાય? હું મારી આસપાસ જ્યાં જોઉં છું ત્યાં સરસુખત્યારનાં લાંબા અને બીઆમણા હાથજ

જોઉં છું. રાતે મને ઉંઘ પણ નથી આવતી. મારૂં દુઃખ કોની પાસે જઈને કહું? પસ્તાવો આજે ઘણો થાય પણ શું કરૂં? આસપાસનો ત્રાસ જોઈ મારૂં સ્ત્રી હૃદય તડપે છે, પણ તેને કેમ કરી શાંત પાડું?'

ચાર્વાક–'એ બધા ભાવનાત્મક વિચારો ( **Sentiments** ) મૂકી દો. આજના વિજ્ઞાન યુગમાં એની જરૂર નથી. પણ તમે એટલું તો સ્વીકારશો ને કે આ સંક્રાંતિ કાળ છે. એમાં સરમુખત્યારી વગર ચાલેજ નહિ, અને સરમુખત્યારે પણ બહુ મજબૂત હાથે કામ લેવું જોઈએ. નહિ તો ક્રાંતિ સૂઈ જ જાય. અમારા ઉદ્દેશો વિષે તો તમને શંકા નહિજ હોય એમ માનું છું.

શબરી–'તમારા ઉદ્દેશો ઘણા સારા છે. પણ એમ તો બધાજ સારા ઉદ્દેશોથી કામ કરવાનો દાવો કરે છે. જો કે તમારા ઉદ્દેશો વિષે તો મારે લેશ માત્ર પણ કહેવાનું નથી, છતાં તમારે એટલું તો સ્વીકારવુંજ પડશે કે બહુમતવાદને બદલે સરમુખત્યારીને લોકપ્રિય બનાવી સ્વીકારાયેલી ઉદ્દેશોને નામે તેને ગમે તે કરવાની છૂટ આપવામાં પણ ભૂલ નથી, એ કલ્પનાનો વિસ્તાર સંસારમાં તમારાથી થયો. મુસોલીની અને હીટલરની સરમુખત્યારી તેમાંથી જામી. અને બીજું આ સરમુખત્યારીનો સંક્રાંતિનો સમય ક્યાં સુધી ? એ કોઈ કહી શકશે ?'

ચાર્વાકઃ 'એ કોણ કહી શકે? નજીકના ભવિષ્યમાં તો એ પુરો થાય એની આશા નથી. હજી સમાજવાદી સમાજ તૈયાર થતાં ઘણો વખત લાગશે.'

શબરીઃ 'ત્યાંસુધી સરમુખત્યાર આખી પ્રજા ઉપર પોતાની ધાકધમકી આજે છે, તેવી કાયમ રાખશે એમજ ને?'

ચાર્વાકઃ 'હા'

શબરીઃ 'અને તે જરૂર પડે પોતાની સત્તાથી એવા પ્રસંગો પણ ઉભા કરતા રહેશે કે જેથી લોહી રેડવાના પ્રસંગો પણ ઉભા થતા રહે.'

ચાર્વાક–'એટલે તમે શું કહેવા માગો છો તે હું સમજ્યો નહિ.'

શબરી–'કુલાકોનો દાખલો લો. એમને વેપારમાં અને ખેતીમાં કોણે ઉત્તેજન આપ્યું. આપણી સરમુખત્યારની સરકારે ને? જ્યારે રાજ્ય બધા લોકોને પહોંચી વળવા સમર્થ ન્હોતું, અનાજ પણ પૂરતું ઉત્પન્ન કરવા સમર્થ ન્હોતું, ત્યારે તેણે આ લોકોને ઉત્તેજન આપ્યું. અને તેમના દ્વારા પોતાની જરૂરિયાતો પૂરી પાડી. પણ હવે જ્યારે રાજ્યના હસ્તક બધો વ્યાપાર અને ખેતી સરસ રીતે ચાલવા માંડયાં છે ત્યારે કંઇક ને કંઇક કારણ બતાવી તેમની કતલ કરવામાં આવે છે! બોલો, આનો તમારી પાસે કંઈ જવાબ છે.

ચાર્વાકઃ 'એ કુલાકો સમાજના દ્રોહી છે, પ્રતિક્રાંતિને જગાડનારા છે એટલું કારણ શું પૂરતું નથી.'

શબરીઃ 'હા, તે તમારે માટે પૂરતું છે. પણ આ રીતે સંક્રાંતિ કાળમાં ત્રાસ, કતલ, બીક, અનિશ્ચિતતા આદિમાં ઘેરાયેલી પ્રજા લાંબો વખત સુધી એવીને એવી સ્થિતિમાં રહે તો એનું શું પરિણામ આવશે એના વિચાર માત્રથી હું ધ્રુજું છું અને સંક્રાંતિકાળ ટૂંક સમયમાં પૂરો થવાનો નથી એની તો તમે ખાત્રી આપો છો. જ્યાંસુધી એ રહેશે ત્યાંસુધી નવા નવા અખતરાઓ સરમુખત્યારને કરવા પડશે અને પાછી જરૂર પડતાં કતલો પણ કરવી પડશે. આમ વારે વારે કરવાથી પોતાનું સ્વતંત્ર હિત ધરાવતો નવો (**Vested Interest**) વર્ગ પેદા નહિ થાય? અને કાયમ જે મોટું લશ્કર રાખવું પડશે, પ્રતિક્રાંતિને દબાવવા કે વિદેશી સરદારો સાથે લડવા, ગમે તે કારણે તે હોય છતાં તેનો અને તેના અધિકારીઓનો નવો વર્ગ નહિ તૈયાર થાય? એમાંથી વર્ગહીન સમાજ રચવાની તમારી કલ્પના કલ્પનામાત્ર છે આ રીતે તમે સમાજ ઉપર એક નિરંકુશ અને ક્રુર નોકરશાહીજ ઠોકી બેસાડવાના છો. આજે અહીં ઉદ્યોગોમાં થતી પ્રગતિ અને તેને કારણે કામદારોની સ્વાભાવિક આવકનું વધવું એનેજ ખરી પ્રગતિ કહેવું એ બરાબર નથી. મૂડીવાદી દેશોમાં અત્યારસુધી કયાં એ નહોતું થતું? ખરી પ્રગતિ તો લોકોને વાણી વિચાર અને સમાજના વ્યવહારોમાં કેવી સ્વતંત્રતા છે તેના ઉપરથીજ અંકાશે'

ચાર્વાક–'આજે તમે ઉશ્કેરાયેલી સ્થિતિમાં છો એટલે આપણે આજની ચર્ચા અહીંજ અટકાવીએ કુલાકો રાજ્યને કેવો દગો દે છે, તે જો તમારે જોવું હોય તો અહીંથી ત્રણ માઇલ ઉપર આવેલા...ગામે તમે કાલે ૧૦ વાગે સવારે આવજો.' આટલું કહી ચાર્વાક ત્યાંથી ચાલી નીકળ્યો.

(૭)

આજે રાત્રે શબરીને ઉંઘ નહોતી આવતી. તેને આજે કેટલાએ વિચારો આવતા હતા. ખાસ કરીને આવા વિચારોએ તેને ગુગળાવી મૂકી હતી. હું ક્યાં રહેતી હતી. અને આજે ક્યાં રહું છું. મારા સંસ્કાર ક્યા, મારા સગા સંબંધીઓ અને સ્નેહીઓ ક્યાં રહ્યા? હું છું તો શબરી પણ ભારતના ખોળામાં ઉછરી છું. હિન્દુસ્તાનના ઊંચા ગણાતા વર્ગોએ અમને ન્યાયજ કર્યો છે એમ નથી છતાં ત્યાં મને પ્રેમ અને સ્હાનુભુતિ પણ નથી મળ્યાં એમ ન કહેવાય. હમણાં હમણાં દેશની અધોગતિ થઈ છે એ વાત સાચી પણ જેની માટીમાંથી મારો દેહ ઘડાયો છે તેનું ઘડીએ પળે મને સ્મરણ થાય છે. એ આકર્ષણ મને નથી સમજાતું છતાં તે આજ મારા હૃદયને વલોવી રહ્યું છે. એને ભલે કોઇ મિથ્યા ભાવના **Sentiment** કહે. પણ આજ એ ભાવના મારા સમસ્ત હૃદયને ઘેરી રહી છે. આ દેશ જેને મેં મારો કર્યો હતો આજે મને પરદેશ જેવો લાગે છે. અકસ્માત અહીં મને ખેંચી લાવ્યું હોય એવું ભાન થાય છે. અને જેને ભરોસે હું અહીં આવી તે તિરસ્કારભર્યા હાસ્યથી મારી ઠેકડી કરતો ચાલ્યો જાય છતાં હું તેને રોકી શકતી નથી, એવી લાચારી હું ભોગવું છું. આવી લાચારીમાં મારૂં અહીં કોણ? હું કોની પાસે જઇ મારૂં દુઃખ રડું, કોનો આશ્રય માંગું ?'

આવાને આવા વિચારમાં સવારે ત્રણ ચાર વાગે તેની આંખ મીંચાઈ. પણ આંખ મીંચાતા તેણે શું જોયું? તેણે પોતાની નજર સામે બાળપણમાં એણે જેવી જોઈ હતી તેવી એક રામચંદ્રજીની મૂર્તિ ઉભેલી જોઇ. આજે તેને એ મૂર્તિમાં કંઈ અજબ તેજ જણાયું. શાંત ગંભીર પણ ઇષદ્દહાસ્ય યુક્ત તેની મુખમુદ્રાથી તે જાણે તેને આશ્વાસન આપતા હતા. શબરી આ મૂર્તિ જોઇને ડરી ગઈ તેણે ગભરાતાં ગભરાતાં પૂંછયું: 'તમે કોણ છો.'

મૂર્તિ–'મને મારા ભક્તો રામ કહે છે.'

શબરી–'તમે અહીં શા માટે આવ્યા. મેં તો તમારો ત્યાગ કર્યો છે.'

મૂર્તિ–'તેં મારો ત્યાગ કર્યો છે પણ મેં તો તા ત્યાગ નથી કર્યો ને!'

શબરી–'પણ તમે આજે અહીં ક્યાંથી આવ્યા? તમે તો ત્રેતાયુગમાં જન્મ્યા હતા અને અયોધ્યામાં રા કરતા હતા ખરૂંને?'

મૂર્તિ–'હા. તે વખતે પણ હું હતો અને .. પણ છું. હું તો તે રામ છું કે જે દરેકના હ.. વસે છે અને જ્યારે જેને આશરાની જરૂર હોય ત્યા તેને આશરો આપે છે.'

શબરી–'પણ મેં તમારી પાસે ક્યાં આશરો મા હતો. હું તો ધર્મમાં માનતી પણ નથી.'

મૂર્તિ–'મારી પાસે આશરો માગવાની જરૂર ન હોતી. હું તો માગ્યા વગર આશરો આપું છું. ધર્મમાં માનવા ન માનવાથી તેનું મહત્વ ઓછ નથી થતું.'

શબરી–'એટલે શું તમે મને "ધર્મ" સમજા આવ્યાં છો? મારે તે નથી સમજવો. તમારા .. ધર્મે અમને શું ઓછો અન્યાય કર્યો છે કે આ ફરી હુ તે સમજવાની દરકાર કરૂં.'

મૂર્તિ–'ના ધર્મ સમજાવ્યો સમજાતો નથી. અં રના ઊંડાણમાંથી ધર્મભાવના એની મેળે જાગૃત થાય જ્ઞાનીઓ માત્ર એને શબ્દ દ્વારા વ્યક્ત કરી શકે અને તેથી જેનો ઝાંખો અનુભવ આપણને છે તેઓ આપણને તાદૃશ્ય જ્ઞાન કરાવે છે. એ અનુ થવાનું કારણ મનુષ્યના સંસ્કાર છે. પછી એ સંસ્કાર તમે પૂર્વ કર્મનું નામ આપો કે **interpetation of History** નું.'

શબરી–'પણ મને તો તેવો કશો અનુભ નથી થતો.'

મૂર્તિ–'એમ! તૂ જરા વિચારી જો. તેં ઘણું જાણ્યું છે, એમાંથી તેં શું સાર કાઢયો છે.'

શબરી–'આજે તો જ્યાં જોઉં છું ત્યાં ત્રાસ, બીક અસત્ય, શઠતા, શોષણ આદિનુંજ વાતાવરણ હું છું. હિંદુસ્તાનમાં તો પારકું રાજ્ય છે પણ સ્વત દેશોમાં પણ હું જોઉં છું કે બહુ સારી સ્થિતિ .. આ રશિયામાં પણ મને એજ વાત.વરણ જોવાને મ એમાંથી હું શું સાર કાઢું?'

મૂર્તિ–'એટલે શું તું એટલી બધી નિરાશ થઈ ગઈ છે.! તને ભવિષ્ય એટલું બધું ભયાનક લાગે છે?'

શબરી–'નિકટનું ભવિષ્ય તો મને બહુ રૂપાળું નથી લાગતું. પણ અંતરમાં કંઈક એવી લાગણી અવશ્ય થાય છે કે અમે પ્રગતિજ કરી રહ્યા છીએ અને તેથી કેટલીક વખત એવું પણ માનવાનું મન થાય છે કે સંસારના મૂળમાં, તેની પ્રત્યેક વસ્તુમાં, પ્રત્યેક કાર્યમાં ઊંડાણમાં એક એવી જાગ્રત ભાવના રહેલી છે જે તેને ઉન્નતિને માર્ગે લઈ જાય છે. નવા નવા અનુભવોમાંથી પણ પસાર થઈને છેવટે તો દુનિયાની પ્રગતિજ થવાની છે, એ ભવિષ્યની આશાએ જતો અમે બધા આજના સુખોને તિલાંજલિ, આપી દુઃખ સહન કરવામાં ગૌરવ માનીએ છીએ.'

મૂર્તિ–'એનેજ શાસ્ત્રકારોએ આસ્તિકયનું નામ આપ્યું છે. તમામ ધર્મની ઉત્પત્તિ પણ એમાંથીજ થઈ છે. અને તેથી એ પ્રગતિને અટકાવનારા કર્મો અધર્મ્ય છે અને એને ઉત્તેજન આપનારા કર્મ ધર્મ્ય છે.'

શબરી–'સામ્યવાદીઓને સમાજવાદનું તંત્ર જોઇએ છે કારણ કે તેમાં તેઓ પ્રગતિ માને છે. પણ આ હિંસા, અસત્ય, નિર્દયતા અને ત્રાસ ઉપર આધાર રાખનારા આ અધિકારીઓ તે લાવી શકશે ખરા?'

પણ આનો જવાબ શબરીને આપનાર ત્યાં કોઇ નહતું. મૂર્તિ અદૃશ્ય થઈ ગઇ હતી અને શબરીની ઉંઘ ઉડી ગઇ હતી.

સવાર તો કયારનું થઈ ગયું હતું, અને શબરીને પાસેના પેલા ગામે જવાનું હતું. એ નિત્ય નિયમથી પરવારી ત્યાં જવા નિકળી પડી.

શબરી ત્યાં પહોંચી ત્યારે એ ગામના મુખ્ય કુલાકનું ખેતર અને ઘર લાલ લશ્કરે ઘેરી લીધેલું હતું. એટલે ત્યાંનું આખું વાતાવરણ સશસ્ત્ર છાવણીનું વાતાવરણ બની રહ્યું હતું. મકાનમાંથી રડવા કકળવાનો અવાજ આવી રહ્યો હતો. 'ઓગપુ' ના માણસોએ કુલાકના ઘરમાંથી કેટલુંક અનાજ બહાર કાઢયું હતું. એ અનાજ રાખવામાં તેણે અનાજના વર્તમાન કાયદાનો ભંગ કર્યો અને એની સજા એકજ હતી અને તે દેહાન્ત દંડની સજા, એના આખા કુટુંબને અને કેટલાક એના સહકારીઓને પણ ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા હતા.

બધા મળીને, સ્ત્રીઓ અને પુરુષો મળીને દશ ગુન્હેગારોને ઠાર કરવાના હતા. થોડી વારે ઘરમાંથી એ બધા ગુન્હેગારોને બહાર કાઢવામા આવ્યા. તેમને બાંધીને હારબંધ ઉભા રાખવામાં આવ્યા અને સામે બંદુકો લઇને એક ટુકડી ગોઠવાઈ ગઈ. ઓફીસરે હુકમ કર્યો અને બંદુકોમાંથી એક સામટી ગોળીઓ છૂટી અને પેલા દશે જણના કાળજાં વીંધતી ચાલી ગઇ. શબરીના શરીરમાંથી એક અરેરાટી નિકળી પડી. પણ એ અરેરાટી નિકળતાંજ એક અકસ્માત થયો. એક ઓગપુના સભ્યની પિસ્તોલમાંથી ગોળી છૂટી તે શબરીના હૃદયની આરપાર નિકળી ગઇ હતી. આ ઓગપુનો સભ્ય શબરીને ઓળખતો હતો. મિલમાં થયેલી કતલ વખતે એણે શબરીને શોધેલી પણ તે નહોતી મળી એટલે આજની તક તેને ગુમાવવા જેવી નહોતી લાગી. આપણા ચાર્વાકને શોધવા માટે શબરીએ ચારો તરફ દૃષ્ટિ નાંખી જોઈ પણ તેનો એટલામાં કયાંયે પતો નહતો.

---

# અંધ બનેલા પંડીતને

## પૃથ્વી.

દઈ નયનહીનને નયનદાન દાતાર તું
બન્યો નયનહીન જ્યોત જગવી જગે જાગતી
ઉગ્યો અરુણશો બીડેલ યુગપદ્મ ઉઘાડતો,
તપ્યો સુરજ જેમ છાવરી સમસ્ત વિદ્વદ્પ્રભા.
પરંતુ બહુ મૂલ્ય યૌવનરૂધીર રંગે રચ્યા
રહ્યા નવ નિહાળવા જીવન સાન્ધ્યના સાથીયા;
સમસ્ત જનઅંધ અંગુલીથી દોરનારા હને
રહ્યાં તિમિર ખૂંદવા અવર અંગુલીથી હવે!
ભલે તિમિરહો, ભલે અવર પે જ આલંબસો;
પીછે હઠ નથીજ પંડીત! પરંતુ ત્હારા સમા
પ્રકુશ્રુન સમર્થન સુભગ છે સમુત્ક્રાંતિ આ.
વિશાલ રણ–બુદ્ધિ–તર્ક–અતિજ્ઞાને ગોટે ભર્યા
નિરંતર ભમંત પાન્થ! અપનાવ આ આત્મનો
અસીમ અતલાબ્ધી મંગલ તરંગથી ડોલતો.

**રમણિક અરાલવાળા**

જા . . . ગે . . . લા . . આ . . . ત્મા . . . ની . . ના . . . ટિ . . . કા

# વિખરાયલું સ્વપ્ન

**: સ્થળ : સમય :** હિલ્લોલતા પાકથી ભરેલા ખેતરરોઢાપર નમતી સન્ધ્યા.

[ કૃષ્ણી, પાલી ને રૂપો એકજથે ઘાસ કાપે છે. બીજલ શેઢાને એક છેડે કછોટો વાળી ઝડપથી ઘાસ વાઢી તેને બંધીયા પર ગોઠવે છે. તાપમાં જરા શ્યામ પડી ગયેલા માંસલ ગોળ હાથ આકર્ષક છટાથી ફરે છે.

રતનો બીજલથી જરા દૂર છે. પણ એનું ધ્યાન ઘાસ વાઢવા કરતાં બીજલને જોવામાં વધારે હોય છે, બીજલ એના સામું જુવે છે ત્યારે પકડાઈ ગયેલ ચોર માફક નીચું જોઈ ઘાસ વાઢવા મંડે છે. ]

**: કૃષ્ણી :**

[ પાલીને ]
જોયો, મૂવો રતનો ય તે.........
[ બીજલની નજર તે તરફ જતાં કૃષ્ણી આડું જોઈ ચૂપ થઈ જાય છે.
બીજલ ઝપાટાબંધ હિલોળા લેતા ઘાસને વાઢી ઢગ ખડકવા જાય છે. તેના કપાળ પર બાઝેલા પરસેવાના ઝેબ મોતીના ઝૂમખા જેવા સાન્દ ધનેજમાં ચમકે છે. ]

**: પાલી :**

[બીજલને ઘાસ કાઢવામાં મશગુલ જોઈ ધીમે સામે]
રતનો તો જો !
એના મોં સામે જ તાકી રહ્યો છે.

( રૂપલો ઇર્ષ્યાથી, બીજલને જોઈ રહે છે. બીજલનું હલનચલન આંખમાં ઉન્માદ પ્રેરે એવું છે.
રતનો એકી ટશે વીજળી જેવી ઝડપથી ઘાસ વાઢતી બીજલને જોઈ રહે છે. તેનો હાથ થંભી જાય છે, ને તેની આંખોમાં અબોલ હૈયાની છબી પ્રકટી નીકળે છે. )

લેખક :
**શ્રી. શંકરજતી મોહનજતી ગોસાઈ.**

## દર્શન ૧ લું

**કૃષ્ણી**

[ મોં મચકોડી, ધીમેથી ]
એના મોં સામે ન જુવે તો જુવે ય કોના મોં સામે ? રૂપના રેલા તો ત્યાં વહ્યા જાય છે. તારામાં કે મારામાં શાં રૂપ બળ્યાં છે !

**પાલી**

એ તો મુવો રતનો એવો. ગામમાં કે નાતમા શું ખોટ બળી છે તે એને જ ભાળી રહ્યો છે !

**રૂપો**

[કૃષ્ણીની પાસે ખસી, દાતરડું ચાલુ રાખતાં ]
અરે એતો એની પાછળ ઘેલોતૂર થઈ ગયો છે તે એનામાં જ આખી દુનિયા ભાળી રહ્યો છે, જાણે જાદૂમંતર કર્યાં હોય એમ.

( એકાએક તીણી ચીસ પડે છે. )

**બીજલ**

શું થયું રતના !
( એના અવાજમાં ભાવ ને મૃદુતાની રણક છે. રૂપો, પાલીને કૃષ્ણી. દાતરડાં હાથમાં લઈ ઉભાં થાય છે.

(રતનાની આંગળીમાંથી લોહી દડદડે છે.
બીજલ ખોસેલો પાલવ છોડી એમાંથી ચીર
કાઢી તેની આંગળી પર વીંટે છે.
રતનાની આંખો આભારથી નમી જાય છે.
બધાં બીજલને રતનો પાસે આવે છે, )

પાલી

શું થયું, રતના ?

બીજલ

એની આંગળી વઢાઇ.

કૃષ્ણી

( જરા કડવાશથી )

એમ કેવુંક વાઢતો' તો તે !

પાલી

( ધીમેથી )

ચાંદો પાછો ઘડીક આંખ આડો થઇ જાય ને !

રૂપો

( પાલીના કાનમાં )

હું પહેલેથી નહોતો કે'તો ? હવે બેઠો આંગળો ચાપીને.

( રતનો અનુત્તરજ રહે છે. )

બીજલ

રતના, હવે તું દાતરડું હેઠું મૂક. હવે તને વાઢી દઇશ.

રૂપો

( કૃષ્ણીના કાનમાં )

શું વહાલ ઉભરાઈ જાય છે !

( પેલાં ત્રણે પોતાના ભારા તરફ જાય છે.
રતનો દાતરડું લે છે )

બીજલ

રત્ના ! રહેવા દે હવે ડાહ્યો થતો. તને મારા સમ!

કૃષ્ણી

( આંખ ઉંચી ચઢાવી )

જોયું રૂપલા ! આ તો ગાડું 'તારા સમ' ને 'મારા સમ' સુધી પહોંચ્યું. ચાલો, હવે અહિં આપણું કામ નથી.

પાલી

હાસ્તો, આપણે શું કામ એમના રંગમાં ભંગ પાડવાનું પાપ કરીએ.

રૂપો

( અનુભવ કહેતો હોય તેમ )

અરે, એ તો પહોંચેલી માયા છે. મોઢે મોઢે તો એવું મીઠું બોલે છે, પણ છપ્પન ખેલી છે.

હું ઓળખું છું તો એને !

કૃષ્ણી

( કાતરિયાં ખાતી આંખે )

તું સવાદ ચાખવા ગયો હશે ત્યારે તો !

( રૂપાનું મોં પડી જાય છે. )

પાલી

એનો ધણી મરી ગયા પછી આખું ગામ એની પાછળ ઘેલું બન્યું'તું તારું ક્યાં કશું અજાણ્યું છે !

રૂપો

બીજલ તો કહે છે કે મારે તો કોઈનુંય ઘર માંડવું નથી.

કૃષ્ણી

એકનું માંડીને રહે ત્યારે તો ખીલે બંધાયને ! આ તો ફરતી ફરે હરાયા ઢોર જેવી.

પાલી

ને રતનોય એની પાછળ ભૂત થઇને ફરે છે તો.

રૂપો

અરે એને તો રતનાની ય નથી પડી. બાકી રતના જેવો જુવાન......

( બધાં ભારા બાંધી રહે છે. પેલે શેઢે રતનો
અતૃપ્ત આંખે બીજલનું નમણું સૌન્દર્ય
પીતો બેઠો છે. બીજલનું મોં કુમળા તાપમાં
વધુ સુંદર લાગે છે. તેના હાથ અવિશ્રામ
ઘાસની કતલ ચલાવી રહ્યા છે. )

કૃષ્ણી

( પોતાની જગાએથી )

અલી ઓ, બીજલ ! હેંડવું છે કે ?

બીજલ

( ઉંચું જોયા વગર )

ઊંહં. તમે તમારે જાવ. મને વાર થશે.

પાલી

( ધીમેથી )

હાસ્તો મનનાં મનામણાં બાકી હશે ને !



શ્રીમંત યુવરાજ શ્રી. પ્રતાપસિંહ રાજે (વડોદરા)

(રતનાની આંગળીમાંથી લોહી દદડે છે. બીજલ ઓસેલો પાલવ છોડી એમાંથી ચીર કાઢી તેની આંગળી પર વીંટે છે. રતનાની આંખો આભારથી નમી જાય છે. બધાં બીજલને રતનો પાસે આવે છે, )

પાલી

શું થયું, રતના ?

બીજલ

એની આંગળી વઢાઇ.

કૃષ્ણી

(જરા કડવાશથી)

એમ કેવુંક વાઢતો' તો તે !

પાલી

(ધીમેથી)

ચાંદો પાછો ઘડીક આંખ આડો થઇ જાય ને !

રૂપો

(પાલીના કાનમાં)

હું પહેલેથી નહોતો કે'તો ? હવે એનો આંગળો ાપીને.

(રતનો અનુત્તરજ રહે છે.)

બીજલ

રતના, હવે તું દાતરડું હેઠું મૂક. હવે તને વાઢી દઇશ.

રૂપો

(કૃષ્ણીના કાનમાં)

શું વહાલ ઉભરાઇ જાય છે !

(પેલાં ત્રણે પોતાના ભારા તરફ જાય છે. રતનો દાતરડું લે છે)

બીજલ

રતના ! રહેવા દે હવે ડાહ્યો થતો, તને મારા સમ!

કૃષ્ણી

(આંખ ઉંચી ચઢાવી)

જોયું રૂપલા ! આ તો ગાડું 'તારા સમ' ને 'મારા સમ' સુધી પહોંચ્યું. ચાલો, હવે અહિં આપણું કામ નથી.

પાલી

હારતો, આપણે શું કામ એમના રંગમાં ભંગ પાડવાનું પાપ કરીએ.

રૂપો

(અનુભવ કહેતો હોય તેમ)

અરે, એ તો પહોંચેલી માયા છે. મોઢે મોઢે તો એવું મીઠું બોલે છે, પણ છપ્પન ખેલી છે.

હું ઓળખું છું તો એને !

કૃષ્ણી

(કાતરિયાં ખાતી આંખે)

તું સવાદ ચાખવા ગયો હશે ત્યારે તો !

(રૂપાનું મોં પડી જાય છે.)

પાલી

એનો ધણી મરી ગયા પછી આખું ગામ એની પાછળ ઘેલું બન્યું'તું તારું ક્યાં કશું અજાણ્યું છે !

રૂપો

બીજલ તો કહે છે કે મારે તો કોઇનુંય ઘર માંડવું નથી.

કૃષ્ણી

એકનું માંડીને રહે ત્યારે તો ખીલે બંધાયને ! આ તો ફરતી ફરે હરાયા ઢોર જેવી.

પાલી

ને રતનોય એની પાછળ ભૂત થઇને ફરે છે તો.

રૂપો

અરે એને તો રતનાની ય નથી પડી. બાકી રતના જેવો જુવાન......

(બધાં ભારા બાંધી રહે છે. પેલે શેઢે રતનો અતૃપ્ત આંખે બીજલનું નમણું સૌન્દર્ય પીતો બેઠો છે. બીજલનું મોં કુમળા તાપમાં વધુ સુંદર લાગે છે. તેના હાથ અવિરામ ઘાસની કતલ ચલાવી રહ્યા છે.)

કૃષ્ણી

(પોતાની જગાએથી)

અલી ઓ, બીજલ ! હેંડવું છે કે ?

બીજલ

(ઉંચુ જોયા વગર)

ના'. તમે તમારે જાવ. મને વાર થશે.

પાલી

(ધીમેથી)

હારતો મનનાં મનામણાં બાકી હશે ને !

(ત્રણે જણ પરસ્પર અર્થસૂચક નજર નાંખી એકમેકને માથે ભારા ચઢાવે છે, ને બીજલ વાડે છે એ શેઢે થઈને જવા માંડે છે.)

રૂપો

અમ્યા ચાલને રતના ! નકામો દેખે છે ને દાઝે છે.

(બીજલ કરડી આંખે રૂપલાને ડારે છે. રતનાની આંખોના ખૂણા લાલ થઈ જાય છે. આગળ પાલી, પાછળ ફૂપ્પી ને છેલ્લો રૂપો દૂર દૂર દષ્ટિ ક્ષિતિજની બહાર ચાલ્યા જાય છે. રતનો છુટકારાનો દમ ખેંચે છે. સૂર્યના કુમળાં કિરણો શીળાં થવા માંડે છે)

રતનો

(ભાવભર્યા અવાજે)

બીજલ ! ! !

(બીજલ વાઢવાનું થંભાવી રતના તરફ જુવે છે. રતનાની આંખમા કૈં કૈં ભાવ તરવરે છે, તે બીજલ પારખે છે.)

બીજલ

શું છે રતના ?

રતનો

(નિરાશાનો સુસ્કારો મૂકી)

તારી આ જુવાન જોધ જેવી કાયા... ... ...

બીજલ

(દુઃખથી માથું હલાવી)

ફરી પાછી એજ જૂની વાતના પોપડા ઉખેળે શો ફાયદો, રતના ?...ભલે જુવાની ખાખ થઈ જાય, મારે બીજું ઘર નથી કરવું. તું નકામો મારી આશાએ ના બેઠો રહે. ફરી ઘર માંડય !

(રતનો બોલ્યા વિના નકારમાં માથું ધુણાવે છે.
બીજલ વધુ ખિન્ન બને છે,
ભણ બોલ્યે બન્ને સામાસામી બંધિયા બેંચે છે. ગાંઠ વાળતી વખતે બન્નેના હાથ એકમેકમાં ગૂંથાઇ જાય છે.
રતનો બીજલનો હાથ પકડી રાખે છે, ને તેના પર એક ઉનું આંસુ દડી પડે છે.
પશ્ચિમની છાતીમાં સુરજનું બિમ્બ છેક ઢળી જવા આવ્યું છે.)

રતનો

બીજલ ! બીજલ ! તને મારું દુઃખ નથી વસતું ? તું... ... ...

[તેનાથી આગળ બોલાતું નથી.
બીજલ દીલગીરીનો સુસ્કારો મૂકે છે.
પુષ્ટ ગાલ પરથી સરી જતાં આંસુ સૂરજના રક્ત પ્રકાશમાં ચમકી ઉઠે છે, બીજલ વધુ આકર્ષક ને ઉન્માદપ્રેરક લાગે રતનો નિરાશ થઇ જાય છે. તેના બીજલનો હાથ ગળી જાય છે.]

બીજલ

[ગળગળા અવાજે]

રતના, મરતાં મેં 'એને કોલ દીધો છે. મા... મારી 'સોનલ' ને છેહ ન દેવાય.'

[બીજલ રતનાના ખભા પર માથું ઢાળી છે, ને લાગણી આંસુ વાટે બહાર પડે છે.]

રતનો

(લાગણીને દબાવતો)

બીજલ, બસ મારું કહ્યું ભૂલીજા મેં તને મા ઘર માંડવાનું કહ્યું એથી તને દુઃખ થાય છે તો વાતનો હવે એક હરફ સરખો પણ નહિ કાઢું. .. જૂની ઓળખાણ ભૂલીશ ના, જરૂર પડે તો—

(બીજલ લાગણી પર પરાણે કાબુ ઉભી થાય છે. પહેલાં તે રતનાને માથે ચઢાવે છે. પછી પોતે વાળીને પોતા ભારો લે છે.
આકાશમાંથી ઉતરતાં આછા અંધારામાં ઓળાઓ દુરયની પશ્ચાદ્‌ભૂ પર... મઢાઇ જાય છે.)

દર્શન ર[illegible]જું

સ્થળ : સમય

બીજલના ઘરમાં છ માસ પછીની સવાર.

(બીજલ ઘરમાં લીંપે છે જોડેની ઓ 'સોનલ'ની કોટ છે. 'સોનલ' ઉઘાડી આર ણામાંથી ડોક કાઢી પોતાની જુવાન ધણી ચાણીને જોયા કરે છે. એટલામાં બહારથ અવાજ આવે છે 'કોન હૈ ઘરમેં.' ગારવાળા હાથે બીજલ બારણામાંથી આવ જુવે છે તો પાનાચંદ શેઠ બેલીફ આ આંગણામાં ઉભા છે. પાનાચંદ શેઠ બેલીફને આંગળી વડે બીજલ બતાવે છે.)

**એલીફ**

(તોછડાઈથી)

એ! તારા ધણી પાસે શેઠના રૂપિયા લેણા છે તેની ડિક્રી છે. સીધી રીતે આપીશ તો ઠીક છે, નહિ તો......

**બીજલ**

(જરા રુવાબથી)

નહિ તો શું કરી નાખશો ?

**એલીફ**

રૂપિયા નહિ આપે તો તારા ઘરનો માલસામાન જપ્તીમાં લેવા પડશે, સમજી ?

**બીજલ**

(બેદરકારીથી)

એ રૂપિયા બુપિયાની વાત હું જાણતી નથી.

**પાનાચંદ**

(ભૂખી નજર બીજલના દેહપર નાખીને)

એલીફ સાહેબ! એ રાં... એમ નહિ માને

**બીજલ**

(રાડ નાખી)

એ... કોને રાંડ કહે છે.

(બીજલનું શરીર ક્રોધથી કંપી ઉઠે છે. પાનાચંદ ગભરાઈ જાય છે.)

**એલીફ**

શેઠ, જોયા શું કરો છો ? બતાવો માલ ચાલો ઘરમાં.

(બીજલની મુદ્રા વધુ ઉગ્રને રૂદ્ર બની જાય છે તે બારણું રોકી ઉભી રહે છે. એક ડગલુ આગળ વધેલા શેઠ ત્રણ ડગલા પાછા હઠે છે. ને એલીફ સાથે ઘૂસપૂસ વાત કરે છે)

એ... ચલ, હઠ વચ્ચેથી.

**બીજલ**

(તીરસ્કારથી)

નથી ખસતી જા...મુવા...

**એલીફ**

(પટ્ટા પર હાથ ફેરવી સરી જતી હિંમતને ભેગી કરવાનો પ્રયાસ કરતાં)

સરકારી કામમાં દખલ કરે છે ? જેલ ભેગી કરી દઈશ સમજી ?

(એલીફ બીજલને ધક્કો મારે છે, બીજલ પડતાં બચી જાય છે. શેઠ પાંચ ડગલાં ગણે છે. 'સોનલ' કોઢમાં ચારે પગે થઈ જાય છે ને તેની કોઢમાંથી પીતળની ઘંટડી રણકી રહે છે.)

શેઠ, આ ગાયને જપ્તીમાં લ્યો. ઠીક ધીંગી દેખાય છે.

(એલીફ કોઢ તરફ ફરે છે.

બીજલ હતાશ થઇ માથે હાથ દઈ બેસી જાય છે. ત્યાં રતનો આવે છે. તે બધી વસ્તુસ્થિતિથી વાકેફ થાય છે.)

**રતનો**

(સમજાવટના સ્વરે)

બીજલ, દેણું તો દેવું પડે.

**બીજલ**

પણ મારી પાસે તો ફૂટી કોડીયે નથી. ને શેઠ તો જપ્તી લાવ્યા છે. એ મારી 'સોનલ' ને લઈ જશે.

(બીજલનો અવાજ ગળગળો થઇ જાય છે ને તેની આંખમાથી બોર જેવડાં બે આંસુ ટપકી પડે છે.

રતનો પાનાચંદને એલીફને એક બાજુએ લઈ જઇ વાતચીત કરે છે ને ચાલ્યો જાય છે. શેઠનું મોં કટાણું થાય છે. થોડી વારમા રતનો એક પોટલી સાથે પાછો આવે છે, ને તેમાંથી સોનાની એકસરી, કડું કાંબીઓ, ને કાંકરણું કાઢી આપે છે. બીજલની આંખમાં વીજ ચમકે છે. તે રતનાની ગતપત્ની રૂખીનાં ઘરેણાં ઓળખી જાય છે.)

રતના, રતના,......રહેવા દે એ ઘરેણાં, ભલે શેઠ 'સોનલ'ને લઇ જાય.

**: રતનો :**

'સોનલ'ને તું છેહ દઈશ ? ને મારે હવે એનો શો ખપ છે ? પહેરનારી તો સુખેથી ચિતામાં પોઢી ગઇ.

[શેઠને] લ્યો શેઠ. પાવતી લખી આપો.

(શેઠ ઘરેણાં પરખી એની કિંમત કરે છે. ચાળીસ કરતાં વધારેનો માલ છતાં બીજલ છટકી જાય છે એ શેઠને ગમતું નથી તો ય કટાણું મોઢું કરી પાવતી લખી આપી એલીફ સાથે પાછુ વળી વળીને જોતા જોતા જાય છે)

બીજલ! તારી 'સોનલ'ને સાચવજે.

(રતનો એકદમ ચાલ્યો જાય છે.

બીજલ ભારે પગલે 'સોનલ' પાસે જઇ એને માથે હાથ ફેરવે છે

'સોનલ'ની ઘંટડી રણકી ઉઠે છે.
બીજલ આંસુ છૂપાવવા
આડું જુવે છે)

*  *  *

## દર્શન ૩જું

**સ્થળ: સમય:**

બીજે દિવસે બીજલનું ઘર, બપોર



[વિચારમગ્ન બીજલ]

**બીજલ**

[સ્વગત]

મેં રતનાને તરછોડયો...એની આશાઓ છૂંદી નાખી ...પણ એ તો એનો એ જ રહ્યો. લોકો કહે છે કે એણે મારે, મારે દારૂ છોડયો, પણ મેં એને માટે કશું ન કર્યું !...અધૂરૂં હતું તે એણે કાલે પૂરૂં કર્યું. બાયડીનાં ઘરેણાં મારે ખાતર, મારી 'સોનલ' ખાતર એણે હાથનાં ખોયાં...ખરૂં જોવા જઇએ તો 'સોનલ' એની..ને હું...

(એના મગજમાં અદીઠ પ્રકાશ પડે છે. તે સફાળી ઉભી થાય છે. વીજળીની ઝડપથી કપડાંની પેટી ખોલી તેમાંથી કપડાં કાઢે છે. એક પોપટી સાડી સામે એ જોઇ રહે છે.)

પરણીને સાસરે આવી ત્યારે આવી જ સાડી મેં પહેરી'તી.

[નવવધૂની જેમ એના ગાલે શરમના શેરડા પડી જાય છે. નવી ચોળીને પોપટી સાડી પહેરી એ વાળ સમારે છે ને ચૂપેલી સીંથે છે, પાંથીમાં સિંદૂર પૂરે છે. દર્પણમાં પોતાનું મોં જુવે છે ને શરમાઈ જાય છે.
'સોનલ' ની ડોકમાંની ઘંટડી સાથે બીજલનું હૈયું પણ રણકી ઉઠે છે,
તે સોનલ પાસે દોડી જાય છે ને તેને ગળે વળગી પડે છે ! સોનલ હસતી આંખે બીજલ તરફ જોઈ રહે છે.]

તને ય એ ગમ્યું, કેમ લુચ્ચી !

('સોનલ' નું મ્હોં ઉંચું કરી છાતી સરસું દબાવી દે છે)

×  ×

## દર્શન ૪ થું

**સ્થળ: સમય**

રતનાના જુવારના ખેતરમાં ડૂબતો સૂરજ.

(પવનની આછી લહેરો જુવારને આમ તેમ હિલોળી રહી છે.
ખેતર વચ્ચેના માંડવા પેર, ડૂબતા સૂર્ય તેજમાં પાવો બેજોવી વાતાવરણમાં સંગ ભરી રહ્યો છે.
બંરેલાં ડૂંડાં પર પક્ષીઓ બેઠાં છે પણ પાવો વગાડવામાં તલ્લીન રતનાને તેનું ભાન નથી
ખેતરની ઝાંપલી ખસેડી ઉતાવળે ખેતર જ બીજલ રતનાને જુવે છે.)

**બીજલ**

(હર્ષાતિરેકથી)

રતના ! ! !

(રતનો ચમકે છે. સંગીત રેલતો પાવો થંભી જાય છે. પરણીને ચાલી આવતી હોય એવો બીજલનો વેશ જોઈ તેને વધુ થાય છે.)

**રતનો**

બીજલ ' તું ? અહિં ?

[મસ્તીભરી બીજલ ઝડપથી માંડવા ચઢી જાય છે, ને રતનાની પડખે બેસી જાય છે.

**બીજલ**

(ભાવનાના પૂરમાં તણાતી)

રતના ! !

(તેનાથી આગળ બોલાતું નથી.
મૂક વાચાળતા તેની આંખોમાં રમી રહી જણાય છે. એના હૈયામાં લજ્જા અને ભાવુકતા વચ્ચે તુમુલ યુદ્ધ જામે છે.)

રતના ! હું આમ, આવે વેશે, અહિં કેમ આવી સમજે છે ?

**રતનો**

(ચમકીને)

એટલે........

**બીજલ**

એટલે, એટલે આમ...

(બીજલ રતનાના ગળે પોતના હાથ વીંટાળે છે. રતનો આભો બની જાય છે.)

રતના: તેં મારા પર ઉપકાર કર્યો.

**રતનો**

બીજલ, એ તું ભૂલી જા.

બીજલ

(ગળગળી થઈ જતી)

રતના ! રતના ! તારૂં રણ હું શી રીતે ફેડું ?

(બીજલની આંખમાંથી દડદડ આંસુ સરી પડે છે ડૂબતા અંશુમાલિની આશા ક્ષિતિજ પર લટકી રહી છે.)

મારે ઘર કરવું છે. મને તારા ઘરમાં રાખ......

રતનો

[ચીડી ઉઠીને]

બીજલ ! તું ભાનમાં છે કે નહિ ?

[રતનો ખભા પકડીને બીજલને હલમલાવી નાખે છે.]

ના, બીજલ ના ! હવે એ ન બને !

(રેશમી રજ્જૂને બદલે હાથમાં સાપ આવ્યો હોય એમ બીજલ રતનાના કહેવાથી ચમકે છે.)

બીજલ ! તને ઉપકારનાં બદલામાં વેચાતી લઉં ?

ચાળીસ રૂપિયામાં તારાં હાડચામનો માલિક થાઉં ?

[રતનો ગળગળો થઈ જાય છે.

બીજલથી એક ડૂસકું મૂકાઇ જાય છે.

જુવારનાં ડૂંડાં પર બેઠેલાં પક્ષીઓ પંખીઓ પાંખો ફફડાવતાં ઉડી જાય છે,

આકાશને અવનિ વચ્ચે, સૂર્યના હોલવાતા તેજમાં પક્ષીઓની હારમાળા દોરાઇ જાય છે.]

બીજલ

રતના ! !

(બીજલ રતનાના પગ પાસે ઢળી પડે છે. સૂર્ય ક્ષિતિજ નીચે રહી જાય છે. આકાશમાંથી અંધારાં ઉતરે છે)

સમાપ્ત



# હિટલરનો હાકેમ

પ્રયોજકઃ—
શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ એલ બી.

એક પ્રકાશિત ખંડ : નાનાં નાનાં રંગેલાં નેતરનાં ગોળ ટેબલોને વિરામાસનો : થાંભલે થાંભલે વિચિત્ર છોડવાવાળાં કુંડાં ને કમાને કમાને વિવિધ પંખીઓમાં પીંજરો–પ્રવાહી સંગીતભર્યાં એવા સ્થાનમાં હીટલરની પડખે કોણ બેસે છે ?—

અર્વાચીન કાળનો એ પ્રખર મહારથી, યુદ્ધકલાની ચાલબાજીનો ગજબ નિર્માતા. જર્મન જાપાનીઝ મૈત્રીનો વિધાતા. ઉંચો પાતળો અઠ્ઠાવન વર્ષનો લશ્કરી. પુરાતન પૂર્વ પૃશિયાની અમીરાઇને છાજે એવો એ અક્કડ ને દમામભર્યો છે. અબ્બારી વિધુરને ચાલાક ઘોડેસ્વાર હોઈ તે અંગ્રેજી ઉપર ભારે કાબુ ધરાવે છે. એનું વદન સાફ મૂડેલું રહે છે. ધીમે સ્વરે તે બહુજ થોડા શબ્દો બોલે છે. પેરીસ ને મોસ્કોને પોતાની ગહન યોજનાઓથી કંપાવનાર એ ફીલ્ડ માર્શલ વર્નર વૉન બ્લોમબર્ગ પોતાની પુત્રી સાથે એકાંતવાસ સેવે છે.

સ્વર્ગસ્થ પ્રમુખ હીંડનબર્ગનો એ વિશ્વાસુ મિત્ર હતો. કોનીંગ્ઝબર્ગમાં સેનાપતિ તરીકે વિરાજતો, ભવિષ્યના યુદ્ધ માટે જંગેએ ક્રાંતિકારી યોજનાઓ ઘડી છે. પરંતુ એ યુવાન પ્રણેતાના ઘડતરને લીધે લશ્કરી જર્મન પ્રજાએ તેને મહાન ક્લોઝવિટ્ઝ યા વૉન મોલ્ટકે કરતાંય ભારે મૌલિક વિચારક તરીકે વધાવી લીધો છે.

અહીંથી નજીક આવેલા લિસ્ટર ફીલ્ડના મધ્યસ્થ લશ્કરી વિદ્યાલયમાં એનાં ઢંગ સખત ને ચોક્કસ વિવેચનો એક લશ્કરી નિષ્ણાતની બુદ્ધિચમક દાખવતાં વિદ્યાર્થીઓ વૉન બ્લોમ્બર્ગને આજન્મ શિક્ષક તરીકે પીછાને છે. મજબૂત તલવારના ચમકારે એકલો એ જ વિદ્યાર્થીઓમાં વડવાઓનું ઓજસ ઉતારી શકે છે.

યુરોપીય મુત્સદ્દીઓ રાજનીતિ હજી તો ખેલી રહ્યા છે ત્યાં તો હીટલરે પોતાનું સનસનાટી ભરેલું જાહેરનામું બહાર પાડી દીધું છે. યુરોપી રાષ્ટ્રો ભડકી ઉઠ્યાં છે. જર્મન લશ્કર માટેના પ્રમાણભૂત વિદેશી નિષ્ણાત, ફ્રેંચ લશ્કરી સમિતિ પર વિરાજતા લીઓ આર્ચીબોડ કહે છે કે યુદ્ધની આગાહી થતાંજ વૉન બ્લોમબર્ગ અને એનો સેનાપતિ ફ્રેહેર વૉન ફીટઝ સાડા પાંચ લાખ લશ્કરીઓ ઉભા કરી દેશે. એ સત્તા હાથ કરવા આ મહાપુરૂષે અગત્યનો ભાગ ભજવ્યો છે.

વૉન બ્લોમ્બર્ગ જેટલી અનહદ સત્તા હજી સુધી કોઈપણ લશ્કરી પ્રધાનને મળી શકી નથી. સર સેમ્યુઅલ હોર, લોર્ડ સ્વીન્ટન અને મી. ડફ કુપરનું એ એકજ વ્યકિતમાં સંમીલન થયું છે. સાગર સૃષ્ટિ અને સમીરનો સહકાર સાચવતું એ એકજ સુકાની મગજ છે.

એને એક પણ પાર્લામેન્ટરી સલાહ લેવાની નથી. કોઇપિણ પ્રકારની આર્થિક ગણત્રી કરવાની નથી. ટુંકામાં એ સાચો સરમુખત્યાર છે ને હીટલર એનું માન અસાધારણ રીતે સાચવે છે. મસ્તક પરના મુગટથી પગની પ્હાની સુધી વૉન બ્લોમબર્ગ ગૌરવની મુર્તિ સમો અક્કડ વિરાજે છે.

'રીશ'માં તે જર્મનીનો મેસીઆર છે. દેવળોની વેદી પર તેની છબીઓ ટીંગાવેલી છે. નવા ધર્મ'માં એનું નામ પ્રભુનીયે પહેલાં આવે છે. આ સર્વ સત્તાધીશ સૈનિક નાઝીવાદનો વજ્ર સમોવડો 'સેંઈટ પોલ' લેખાશે.

એની પ્રવૃત્તિના આંકડાઓ આપી વીન્સ્ટન ચર્ચીલે અંગ્રેજ આમની સભાને ચમકાવી મૂકી હતી. ચેન્સેલરને પણ એ વાતને ટેકો આપવો પડયો હતો, જર્મન યુદ્ધ સામગ્રી માટે આઠ અબજ પાઉંડ ખરચાયા છે.

પરંતુ વૉન બ્લોમ્બર્ગ કયા પ્રકારનું યુદ્ધ કલ્પે છે? ઈસ્વી સન ૧૯૩૦ માં તે અમેરિકાની લશ્કરી પદ્ધતિનો પૂરતો અભ્યાસ કરી આવ્યા પછી જીનીવાની શસ્ત્ર સરંજામની ચર્ચામાં એમણે જર્મન લશ્કરી પત્ર 'મીલીટારવૉશેન બ્લેટ' માં પોતાની નૂતન માન્યતા રજુ કરવા માંડી હતી. 'અર્વાચીન સંગ્રામ ને શત્રુનિર્મૂલતાની વિચારણા' જેવા ધડાકાબંધ શીર્ષક નીચે

ઇસ્વી સન ૧૯૧૪—૧૮ ના સંગ્રામમાં ૫૦ અબજ પાઉન્ડ ખર્ચ થયું હતું એમ બતાવી આપ્યું. ને પરિણામ ? ગજબ દુર્દશા. ફરી એનું પુનરાવર્તન થાય તો આખું જગત ગરીબાઇમાં ડૂબી જશે: બૉલ્શેવિક અંધાધુંધી સર્વત્ર વ્યાપશે. વિજેતાના હાથમાં માત્ર વિનાશની ધૂળ જ રહેશે. એટલે દમ ને બલની રાજનીતિ પર ભવિષ્યમાં યુદ્ધ તો નજ જાગવું જોઇએ.

ગમે તે ભોગે શત્રુને નિર્મૂલ કરવાનું યુદ્ધનું ધ્યેય ન જ હોવું જોઇએ. પોતાની સત્તા વધારવાનું ધ્યેય હોય તો પણ નહિ. ખરૂં જોતાં તો શત્રુ પર એકદમ પ્રભુત્વ મેળવી લેવાની કે તેને જરા પણ દુઃખ દીધા વિના નિઃશસ્ત્ર બનાવી દેવાની નેમ હોવી જોઇએ.

એટલે ભવિષ્યની યુદ્ધનીતિમાં પહેલી અથડામણ વખતે જ અસાધારણ શકિતથી ધસારો કરવો જોઇએ. પરિણામે શત્રુ આશ્ચર્યચકિત બની જાય અને એની વિહ્વલતામાં બીલકુલ રક્ષણાત્મક વ્યવસ્થા જ ન કરી શકે. લશ્કરી સર્વોપરિપણું ચોક્કસ હોવું જોઇએ. તમામ માનુષી દલીલોનો એજ જવાબ હોઇ શકે. જોખમ, નિષ્ફલતાનો ભય,—એજ માત્ર એવો ધસારો કરતાં વિલંબ કરે.

બ્લૉમ્બર્ગના આ નવા સિદ્ધાંત પ્રમાણે સોવિયેટ રશિયા પર તરાપ મારવા હિટલર તૈયારી કરે એવો ફ્રેંચોને ભય લાગે છે. વર્તમાન પત્રો આ બાબત ઉહાપોહ કરે છે પરંતુ જર્મની તો એમની નિર્બલતાને તુચ્છકારે છે.

ઇસ્વી સન ૧૯૩૩ ના ઓકટોબરમાં જર્મનીએ રાષ્ટ્રસંઘનો બહિષ્કાર કર્યો. પછી લશ્કરી વિમાની દળની જનરલ ગોએરીંગે જાહેરાત કરી, પછી નવું નૌકાસૈન્ય તૈયાર થયું ને હાઇનનો પ્રદેશ કબજે લેવાયો. હેલીગોલેન્ડની કીલ્લેબંધી થઇ. એમ એક પછી એક બનતી પ્રસંગપરંપરાએ પારીસના પ્રતિનિધિઓને દિગ્મૂઢ બનાવી દીધા.

આપણે હીટલરને દંભી કે દગાબાજ કહી શકશું નહિ: એક પછી એક એની નિશ્ચિત રાજનીતિની યોજના આપણને પ્રત્યક્ષ થતી જાય છે.

હીંડનબર્ગનું સ્થાન હીટલરે લીધું તે ઘડીએજ વૉન બ્લોમ્બર્ગનું યુદ્ધકૌશલ્ય પ્રતીત થયું. હેન્સ વૉન સર પાસેથી રીશ્વેરનું સુકાન હાથ ધરતાં જ એ મહાન સૈનિકે, વિશાળ સ્વપ્નસૃષ્ટિને સત્ય બનાવવા જે જહેમત ઉઠાવી છે, તે હીટલર સમજી શકયો છે. લશ્કરીઓને એણે એવી તો ગજબ કેળવણી આપવા માંડી છે કે ન પૂછો વાત. અર્વાચીન સંગ્રામની કલા કારિગીરી જ માત્ર તે શીખવતો નથી પણ તેમનામાં પોતાનો આત્મવિશ્વાસ તરે છે. સંખ્યા કરતાં સામર્થ્યને આદર્શમાં તે પ્રાધાન્ય આપે છે.

સામાજીક પ્રતિષ્ઠાને નાણાંખાતામાં રીશ્વેર સર્વ સત્તાધીશ હતો પરંતુ એક લાખ માણસોની સામાન્ય સેના અત્યારનું પ્રચંડ લશ્કર કેવી રીતે બની શકયું એ જરા લાંબી કથા છે.

પરંતુ હીંડનબર્ગને સ્થાને બેસાડનાર રીબેન્ટ્રોપને હીટલર જેવી રીતે પોતાના પક્ષમાં લઇ શકયો તેવી જ રીતે મહાન સંગ્રામવીરને પણ પડખે કેવી રીતે રાખી શકયો તે જાણવા જેવું છે.

એને 'ઓસ્ટ્રીઅન' ગમતો નહોતો. સામાન્ય પોસ્ટ માસ્તર થવાને પણ તે લાયક નહોતો એમ તે માનતો છતાં પપેનની ખટપટોમાં રીબેનટ્રોપે કોલોનમાં પ્રમુખ સાથે મુલાકાત ગોઠવી પછીનું કાર્ય હીટલરનાં જાદુએ પૂરૂં કર્યું.

રાજનૈતિક મહત્તા રીશ્વેરના પ્રમુખ ઉપરજ અવલંબેલી હતી એવું તે પ્રથમથી જાણતો. એક હલકો ખેડુત અમીરને જુએ તેવી નજરથી હીટલર બ્લોનબર્ગને પણ જોતો. છતાં એના જાદુની જીત થઇ. આ મહાન યુદ્ધવીર એની મોહિનીથી અંજાયો અને નાઝી બન્યો. એક અજબ યુગલ રચાયું ને જગત ભવિષ્યના સંગ્રામની આગાહીથી જગને કંપારી અનુભવી.

નવી મનવારમાં હીટલર સાગરની સફરે જાય છે ત્યારે પણ વૉન બ્લોમ્બર્ગ એની પડખે હોય છે. માત્ર નૌકાપતિજ તેમની સાથે રહે છે. મહાન ગોએરીંગ પણ સમીપમાં રહે છે.

પૈસા કયાંથી આવે છે ? બ્લોમ્બર્ગની કાર્યનીતિમાં પૈસાની પરવા હોતી જ નથી. હીટલરને અર્થશાસ્ત્રીનો અણગમો છે. રીશ્બેન્કના પ્રમુખ ડોકટર ઝાલપર શૉહ પર તે કેટલીકવાર ચીઢીયાં કરે છે.

ગોએરીંગ તો રોજ કહે છે કે એનું વીમાનીદળ સંગ્રામ માટે તૈયાર છે. ને યુરોપીય પ્રજાઓ તો એનાથી ખૂબજ ભડકી ઉઠયાં છે. ત્યારે વૉન બ્લૉમ્બર્ગ શાંતિથી જર્મનીમાં રાજ્યધુરા ચલાવે છે. તે ચુસ્ત હીટલરવાદી છે. એ ભેદી રાજપુરૂષને બાલકો સંગીત ને શ્વાન ખૂબજ પ્રિય છે. છતાંય જો લશ્કર ન હોય તો આવી જ બને એમ લશ્કર સ્વતંત્ર છે. ત્યાંસુધી યુવાન અમલદારો હીટલરને નભાવી લેવાના જ ! સુંદર પત્ની માટે કપરી સાસુને નભાવી લેવામાં આવી હતી, એ કયાં ઝાઝા દહાડા કાઢવાની છે.

બાકી ખરી રીતે તો અર્વાચીન યુદ્ધ વિચારક વૉન બ્લૉમ્બર્ગ જ સંગ્રામના લોખંડી માર્ગે આગેકુચ કરી રહ્યો છે.

———

# સહચરી-વંદન

નેહને નયનથી નીતારતી હો.......
વંદન તને જીવન—સહચરી
સ્વર્ગના સુરીલા સિતારસી હો........
વંદન તને જીવન—સહચરી
આશને પ્રકાશનો અમોલ એક પૂંજ તું
ટહૂકે જ્યાં કોકિલા હૈડાની કુંજ તું
અમૃત કટોરીઓ પીવાડતી હો........
વંદન તને જીવન—સહચરી.
પાપને બુરાઇ ધૂવે એવાં ગંગા–નીર તું
દેવ તણા ચમન, કવન જીવન કેરાં હીર તું
ત્યાગના પાઠો પઢાવતી હો.......
વંદન તને જીવન—સહચરી
મ્હેંકે વિભૂની ડોકે એજ પૂષ્પ-હાર તું
ડગથી ઝરાવે છે દશ દશ સંસાર તું
બ્રહ્માંડ પ્રેમ ઝૂલે ઝુલાવતી હો.......
વંદન તને જીવન સહચરી
આશા ભરી ઉષાની ચળકંતી લાલી તું
દઈવી ઉદ્યાનની મહેકંતી ડાળી તું
પ્રેમ ઘેલી મીઠડી સારસી હો.......
વંદન તને જીવન—સહચરી
ઉજ્વલ સંસાર જેથી એક એવું ગીત તું
ઝંખવાણી ચંદ્રિકા જે વિલસાવે સ્મિત તું
પૂજ્ય ભાવ અર્પતી આરતી હો........
વંદન તને જીવન—સહચરી
ચંદ્રને સૂર્યમાં પૂરે પ્રકાશ તું
છાંય શીળી આપે એ મનહર આકાશ તું
મ્હેંકે મુજ મનડાની મંજરી હો........
વંદન તને જીવન—સહચરી.

—કૃષ્ણ માતરી.

# હૈયાને રડવાં



ઉંચા ઉંચા આભમિનારે
એથી ઉંચા મુકિતમિનારે
હૈયાના સૂના ઓવા રે—
—ગાઢાં અંધારાં !

પાંપણુ ના પલકારો મારે
પ્રાણુ ઉભા મૃત્યુ કિનારે
ગડગડતે એ કાળનગારે—
—હૈયે અંધારાં !

મીઠાં શોણાં ઉડી જવાનાં
આવ્યાં એવાં વહી જવાનાં
કાળસાયરે ઢળી જવાનાં—
—જીવન અંધારે !

દિલ દઝાડે દાઝે શાને ?
આંસુડાં એ પાડે શાને ?
જનમ્યું જાવાનું તો શાને—
—હૈયાને રડવાં !?

ચન્દુલાલ વ્યાસ "મયૂખ"



# બાલા.

(૧)

ઝૂલે અનિલ વહને કુમળી કલિકા,
સ્ફૂરે પ્રમોધ કિરણે ઉગતા રવિના;
વેરે ગુલાલ પથમાં પગલે ઉષાના,
વીણે પ્રકાશ કણીઓ મૃદુ હસ્ત બાલા.

(૨)

ઉભી પ્રમત્ત મુખડે રસના ફૂવારે,
જે બિંદુઓ અવનવાં ઉજળાં ઉછાળે;
નીચે ધરી ચળકતી ખુલતી હથેલી,
ઝીલે મીઠું સ્મિત કરી ઉડતાંજ મોતી.

(૩)

દઢ અંગુલી ચરણુની અવને દબાવી,
દ્રય હસ્તથી પવનની લહરી હટાવી;
ખેલે રસિક વદને અતિ કોમુદિથી,
શું રાસ એમ રમતી સખી જ્યોત્સ્નાથી ?

(૪)

પુષ્પો કવે કવનને હર્ષો તાલ આપી,
વૃક્ષો શ્રવે હરખથી પર્ણો હલાવી;
ને કોકિલા ફરી ફરી ઉડી ડાળડાળે.
ટહૂકે અધિક બળથી ઉરના ઉછાળે.

(૫)

ચૂમ્યાં કપોલ પડદે સ્મરણો પ્રભાનાં,
ને ચક્ષુમા પ્રગટતાં નૂર તારલાનાં;
વળી રેશમી ફરફરે શીર વાળ કાળા,
કાલાં ધીમાં વચનમાં વહનો સુધાનાં.

(૬)

કિલ્લોલજે ! ગૃહગૃહે રસી પ્રેમધારા,
ઉલ્લાસજે ! જગતમાં દઇ હેત ઝાઝાં;
વિકસાવજે ! જીવનને અમી વ્હેણુવાળાં,
પ્રગટાવજે ઝળકતી રૂડી જ્યોતબાળા !

બાલકૃષ્ણુ શંધેળાવાળા

# આસૂરી ઝેર

લેખક :-
શ્રી. "અનિલ"

કુંદનલાલ ધર્મિષ્ઠ હતા. તેમના હૃદયમાં સર્વદા ધર્મની પવિત્ર લહરીઓ લ્હેરાતી હતી. ગામમાં પણ તેમની ઠીકઠીક પ્રતિષ્ઠા જામી હતી. તેમના ઘરને આંગણે સાત્વિક ભક્તોનો મેળો ઉભરાતો. પોતે જો કે એટલા ધનસંપન્ન નહતા. પરંતુ તેમનું હૃદય અમીર હતું. કોઈની સાથે તે ગુસ્સાભરી વાત કરતા નહિ. તેમનાં પત્ની અર્ધધાર્મિક વૃત્તિવાળાં હતાં કેટલીક ધાર્મિકતા તો તેમને પતિને લીધેજ કરવી પડતી. પરંતુ અંતરથી તેમને ધર્મ પ્રત્યે ખાસ રસ હતો નહિ. પોતાને આંગણે જ્યારે જ્યારે ભજનની ધૂન લાગતી ત્યારે ત્યારે તે ઉદ્વેગમાં બારી પાસે બેસી રહેતાં. ને કવચિત્ જગતની જંજાળ પર ઘૃણા લાવી નિરાંતે ઘસઘસાટ ઉંઘ પણ ખેંચી કાઢતાં.



કુન્દનલાલ પત્નીની આવી વિચિત્ર ટેવથી નારાજ બનતા. તે વિશાખાને ઘણીયે વખત ઉપદેશ આપતા. પરંતુ રસકોડનાં સ્વપ્નો સેવતી વિશાખા તેમના ઉપદેશને વર્તનમાં ઉતારવા પ્રવૃત્ત થતી નહિ. વિશાખાને ધન વૈભવની યથેચ્છ સાહ્યબી ભોગવવાની ઈચ્છા હતી. પોતાનો પતિ પ્રખ્યાત બેરિસ્ટર હોય અગર તો કચેરીનો મુખ્ય અમલદાર હોય તેવાં સ્વપ્ન તેણે લગ્ન પહેલાં રચ્યાં હતાં. પણ તેની કલ્પના મૂર્ત સ્વરૂપ લઈ શકી નહિ.

કુંદનલાલની વધતી જતી વૈરાગ્યવૃત્તિ તેને આપત્તિ-સમ લાગતી. તેને ધનસંચય કરવાની જરૂર લાગવા માંડી હતી. અને ભવિષ્યમાં પોતાનાં સંતાનો માટે સારી જેવી રકમ મૂકી જવાની તીવ્ર આકાંક્ષા જન્મી હતી. પરંતુ કુંદનલાલના પવિત્ર આત્માને ધનની ઈચ્છાનો સ્પર્શ હતો નહિ. પોતાના પિતા પાસેથી તેમને જીવનનિર્વાહ થાય એટલી મુંડી વારસામાં મળી હતી. આમાંથી ... વધવાની તેમને ખાહેશ હતી ન્હોતી. વિશાખા પતિ વારંવાર કાંઈક નોકરી અગર ધંધો કરવાની ... આપ્યા કરતી. પરંતુ કુન્દનલાલનું વિચારવશ મન આ સલાહને નિરર્થક સમજતું હતું. છતાંય વિશાખાએ ... મત છોડી નહિ. અહર્નિશ વિશાખાના પ્રલાપ સાંભ... અંતે કુંદનલાલનું મન પણ ડગમગવા લાગ્યું. વિશ... પતિનું માનસ પારખ્યું અને સમય નીરખી તે પર ... કરવાનું ચાલુ રાખ્યું.

'આમ ઘેર બેસી રહેવાથી મોટા લક્ષાધિપતિની મિલ્કત પ... પરવારે. સમજ્યા?...અને આ છોકરાં છે તેનો તો કૈં વિચાર કરો કમાણી વગર ખર્ચો ક્યાં લ... નભશે? છોકરાંના નસીબમાં તો મ... અંધકાર જ જણાય છે.'

'પણ તું આમ રોજને રો... શું કલ્લા કરે છે? શું હું છોકરાં એટલું પણ હિત સમજતો નથી?

'સમજો છો ત્યારે કમાવા કે... જતા નથી?'

'એ મારી ધ્યાનમાં છે. કૈંક કરવું તો જોઈશેજ. આખરે કુંદનલાલે એક દિવસ અભિપ્રાય આપ્યો.

૨

મૃત્યુ બિછાને પડેલા મનહરલાલની ચિંતાનો પાર નહતો. પોતે હવે જગતના થોડા દિવસના જ મહેમાન છે એની તેમને હવે ખાતરી થઈ ગઈ હતી. તેમનો જ્વર દિનપ્રતિદિન વધતો જતો હતો. પથારીમાં તે ઉધરસ ખાતા પડ્યા હતા. એક બાજુએ દવા શીશીઓ, પાણીનો કુંજો તથા તે પર પ્યાલું હતાં. તેમના મોં આગળ પિકદાની હતી. આજુબાજુ બે ત્રણ જણ ક્યારેક ધીમી ધીમી વાતો કરતા બેસી રહ્યા હતા.

કુંદનલાલ હંમેશ મુજબ પોતાના મોટાભાઈ મનહરલાલની ખબર પૂછવા આવ્યો.

'શશિરેખા! કેમ છે ભાઇને?' તેણે મનહરલાલની પુત્રીને પૂછ્યું.

'કાકા! દહાડે દહાડે રોગ વધતો જાય છે. જોંશું શું?' શશિની આંખમાં પાણી ચમક્યું.

'શશિ! શા માટે નાહક કલ્પાંત કરે છે? હું તો છું ને?' કુંદનલાલ ભત્રિજીને આશ્વાસન આપતાં બોલ્યા.

મનહરલાલની પથારી પાસે બેઠેલા બે માણસો પોતાની વાતોમાં મશગુલ હતા.

'જુઓ! તમારે પુત્ર તો છે નહિ! એટલે શશિરેખાના નામનું જ વીલ કરીએ તો શો વાંધો?' મનહરલાલનો નજીકનો સગો હતો એ બોલ્યો.

'ભાઈ! એ તો એમજ થાય. શશિને કેટલામું છે?'

'સત્તર પુરાં થયાં.' પહેલા માણસે જવાબ આપ્યો.

'ત્યારે એને હવે પરણાવવી પડશેને!'

મનહરલાલે ઉધરસ ખાતાં ખાતાં હા પાડી. અને સામે ઉભેલા પોતાના નાનાભાઈ કુન્દનને ત્યાં જોયો. કુન્દન ત્યાં બેઠો. થોડીવારે શશિરેખા બેઠેલા ગૃહસ્થો માટે ચાહ કરી લાવી. અચાનક કુંદને વિશાખાને ઝરૂખામાંથી ઝડપથી પસાર થતી નિહાળી. શું વિશાખા મનહરલાલની પાછળ ઉભી રહી ભીંતને અઢેલીને ઉભી રહી હશે? શા માટે? કુન્દનને આ વાતની સમજ પડી નહિ: થોડો વખત ત્યાં બેસી તે ઉઠયો.

૩

ધન મેળવવા કૈંક કરવું જ જોઇએ એમ કુંદનને લાગ્યું ત્યારે તેના અંતરમાંથી પવિત્રતાના કમલની એક એક પાંખડી તુટવા માંડી હતી. પોતે નિરર્થક ગરીબાઈમાં સડયા કરે છે એમ તેને જણાવા લાગ્યું. વિશાખા પણ પોતાને મળતા વિચારની હતી. પછી તેણે કોઈ પણ ઉપાય કેમ નહિ હાથ ધરવો? તેને એમ પણ લાગવા માંડ્યું કે જગતના સર્વ ધનિકો પોતાની પાસે અઢળક લક્ષ્મી એકઠી કરી દરિદ્ર માનવી પર બેફિકરાઈ ભરી નજર નાખે છે. શું ધન વગર માનવીની મહત્તા આંકી શકાય જ નહિ? દુનિયા તો એમજ અભિપ્રાય આપે છે ને? તે ક્યાંય સુધી આમ વિચાર કરતો આરામખુરશીમાં બેસી રહ્યો.

સામેથી તેની પત્ની વિશાખા આવતી હતી. વિશાખા સૌંદર્યની અનુપમ તરૂણી હતી. તેનું ભરાવદાર વાન તેના મુખ પર સૌંદર્યની અવનવી દીપ્તિ પ્રગટાવતું હતું. તેની પહેરવેશ કલા પણ અસાધારણ હતી. પશ્ચિમની સંસ્કૃતિને તે જીવનમાં ઉતારવાનું મથન કરતી હોય તેમ જણાતું હતું. આજે તે પોતાના મોહક લાવણ્યના દોરમાં કુન્દનને બાંધી રહી હતી. તેની ચંચળ આંખો કુંદનના મુખની ભાવશ્રેણી અવલોકવા એકાગ્રતાએ સ્થિર બની ગઈ હોય તેમ દેખાતું હતું.

'તમારે હવે વિચાર કર્યા સિવાય બીજો ધંધો છે? હું તો તમારી સાથે પરણીને પસ્તાઈ! મેં જાણ્યું હતું કે કુન્દનમાં નામ પ્રમાણે કૈંક ગુણ હશે! પણ આ તો ધર્મનાં થોથાંજ ઉથામી જાણો! મારો તેં કૈં અવતાર બગાડ્યો છે?' વિશાખા સ્વાસ્થ્ય સાચવી આંખમાં વિચિત્ર ભાવહીનતા દર્શાવી બોલી ગઇ. કુન્દનને આજે વિશાખા અપૂર્વ ભાસી. તેની દેહ સુંદરતાની આજે તેને પહેલીજ ખાતરી થઈ. વિશાખાના હૃદયને તેણે શા માટે પ્રફુલ્લ ન બનાવવું? કુંદનના મનમાં એક મામટા વિચાર થવા લાગ્યા.

'અરે! વિશાખા! તને ખબર છે?'

'શી?'

'મનહર શશિરેખાનું વીલ કરે છે.'

'તમને કદાચ ખબર નહિ હોય! હં. આજે વાત કરવા લાગ્યા છો! આટલા દિવસ તો મારાથી એ વાત છૂપાવી ને? એમ નહિ સમજતા કે મેં જાણીને એ વાત તમને ન કહી, પણ આ તો તમે કેટલા પાણીમાં છો એ હું તપાસતી હતી!' વિશાખાએ પોતાની પટુતા સંપૂર્ણ રીતે અજમાવવા માંડી.

'આપણી જ્ઞાતિમાં પુત્રીનું વીલ થાય ખરૂં?' કુંદન બોલ્યો.

'તમે જાણો. મને શું પૂછો છો?'

'ત્યારે મનહરે કેમ આવળું પગલું લીધું?'

'એસી રહેને ભગતડાં જેડે ! સમજારી પછી !'

'ના. તું બોલ બોલ ન કરીશ. મારે એનું કારણ તપાસવું છે.'

'કારણ? કારણ કે એને તમારા પર અવિશ્વાસ આવે છે ! છોકરી જાણે કુંવારી રહી જવાની હોય !'

'શું હું એટલો પણ વિશ્વાસપાત્ર નહિ ? મનહર ! મારાથી આટલો દગો !' છેલ્લું વાકય બોલતાં કુન્દને દાંત કચકચાવ્યા.

'દગો શું ? જ્ઞાતિમાં તમારી આબરૂ પર પાણી ફરશે. એ વીલ કરી સુખેથી મરશે.'

'ત્યારે હવે ?'

કુન્દનના મનમાંથી સ્વતંત્ર વિચારવાની શક્તિ લુપ્ત થવા માંડી હતી. તેને કંઈ જ સમજ પડતી ન હતી.

'શશિરેખા છે ને ?'

'હા. હા. તેનું શું?' કુન્દને પૂછ્યું.

'અંહ......' વિશાખાએ હાથની સંજ્ઞા કરી સમજાવ્યું નિર્બળ હૃદયનો કુન્દન ધ્રૂજી ઉઠયો.

'અરે ! ઓ મૂર્ખ ! એવું પાપ કર્મ કરતાં રૌરવ નર્કમાં પડીએ એ તું સમજતી નથી ?'

'પાપ ? શું ધન મેળવવું એનું નામ પાપ ? ત્યારે ધનવાનો બધાય પાપીસ્તો ! એ લોકો કયે રસ્તે ધન મેળવે છે એનો ઇતિહાસ ભણો ! શું માણસે ગરીબીમા સડયા કરવું એ ઇશ્વરી નિર્માણ છે ? એમ ન હોય તો પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ વર્તતા ધનિકોની લક્ષ્મી લુંટવી એ શું બહેતર નથી?'

વિશાખા પતિના હૃદયમાં ઝેર રેડી રહી.

'પણ...પણ...'

'પણ ને બણ ! તમને તે કોણે પુરૂષ ઘડયા? બૈરીની બુદ્ધિ પાનીએ કહેતા પુરૂષની આ હિમ્મત !'

'મારાથી એ બનવું અશકય છે.'

'ત્યારે ધન મેળવવા બીજા રસ્તા કેમ લેતા નથી ? હાથમાં આવેલો રસ્તો છોડી બીજે કયાં ફાંફાં મારવા જશો ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જનારા તમારા સિવાય બીજા કોઈ ન દીઠા !'

કુન્દનલાલ મૂઢ બનીને પત્નીની વાણી સાંભળી રહ્યો.

નિસ્તબ્ધ રજનિની શ્યામલતામાં એક ભયાનક મૂર્તિ મનહરલાલની ઓરડીમાં ફરતી હતી. અલ્પ સમયમાં એ મૂર્તિ શશિરેખા સુતી હતી ત્યાં આવી. શશિરેખા ખાટલામાં સુઈ રહી હતી. તેનાં નયન મીંચેલાં હતાં. ને ઉપર રેશમની ગાદી જેવાં પોપચાં હતાં. તેના સુંદર હોળેલા વાળનાં ફૂલ અસ્ત બની ગયાં હતા. તેનો કોમળ હસ્ત પોતાની છાતી પર પડેલો હતો. કુન્દને શશિરેખાને ... નીરવતામાં નીરખી અને તેના નિર્દોષ મુખ પર ... નાખતાં પલવાર તેનું હૃદય ધડકાર અનુભવી ર... પણ વિશાખાએ હૃદયમાં રેડેલું ઝેર એટલું ... હતું કે તે મોતની મૂર્તિની માફક આગળ ... શશિરેખાના મુખ પર તેણે ઝડપથી ચાદર ઢાંકી ... તેની શ્વસન ક્રિયા બંધ થઇ. અસાધારણ દબાણ તે અસહ્ય નીવડયું, ને જોતજોતામાં તેના પ્રાણ ઉડી ... અને કુન્દન જે બારીએથી ઘરમાં દાખલ થયો ... ત્યાં થઇને નીચે ઉતરી ગયો. પણ એ બારીને બ'... કરતાં ચૂકયો. ઘેર જઇને ગુપચૂપ પથારીમાં સૂતો.

આખી રાત તેને ભયાનક સ્વપ્ન આવ્યાં.

* * * *

બીજે દિવસે આખા ગામમાં હાહાકાર મચી ગયો શશિરેખાનું ખૂન જગતબત્રીશીએ ચઢયું. લોકો કરપીણ કૃત્ય કરનારને ભયંકર શાપ દેવા લાગ્યા. મનહરલાલ તો પુત્રીનું મૃત્યુ સાંભળી બેત્રણ ક્ષણમાં પ્રબળ આઘાતથી સ્વર્ગે પહોંચી ગયા. ... અને વિશાખાએ પોતાનાં સગાંના મૃત્યુથી દૈવ ધસી આવે તેવું કલ્પાંત કર્યું.

૫

કુન્દનલાલ મનહરલાલની મિલ્કતનો કાયદેસર વારસ બની ચૂકયો હતો. મનહરલાલને પત્ની હતી નહિ તેમજ તેમને શશિરેખા સિવાય અન્ય સંતતિ નહતી અને શશિરેખાનું અસ્તિત્વ પણ ઉખડી ગયું. એટલે હવે તે અઢળક ધનનો ભોકતા બન્યો હતો. વિશા... આનંદનો પાર નહતો. તેણે પોતાનાં સગાંનો શોક ખૂબ ચિવટાઇથી પાળ્યો. કુન્દનલાલે પણ લોકો પાસે બેસી આંસુ સાર્યાં.

પરંતુ લોકહૃદય મૂર્ખ હોતું નથી. નજીવી લાગતી કેટલીક બાબતોનું તે ખાસ અન્વેષણ કરે છે. એ શોધમાં જીજ્ઞાસાવૃત્તિ હોય, બેઘડી તમાશો જોયાનો આનંદ પણ હોય, ગમે તેમ પરંતુ જનતા આગળ ઘણી વખત વ્યક્તિનો ઢાંકપિછોડો ચાલી શકતો નથી.

સાધવા નીકળ્યો છે તે 'સાધુ' છે; સાધી રહ્યો છે (અને તેથી સાધના જ્હેની આપોઆપ ટળી ગઇ છે) તે 'સિદ્ધ' છે.

વિવેકી તે છે કે જે 'સાધુ' પાસેથી માત્ર એકજ ચીજની આશા કરી શકે: **પોતા પ્રત્યેની વફાદારી** કે જે લોકવર્ગમાં **નથી.**

લોકવર્ગ હજી ગુલામી જ જોઇ શકયો નથી. **અને તેથી** જ એનામાં 'કાંઇ સાધવાની જરૂર છે' એવું સ્મરણ જ ઉઠયું નથી.

**સાધનાની જરૂરીઆત** જ્હેણે જોઈ ત્હેણે સૌથી પહેલાં તો, **બહુ જ નજદીકની** જરૂરીઆત (જે સ્વભાવત: અકસ્માતથી આવેલી હોય તે) ની તાબેદારી છોડવી. (કારણ: એ 'પુરુષાર્થ'નું પહેલું પગલું છે.) બીજા શબ્દમાં બોલીયે તો,– ઉદરનિર્વાહના પરિચિત માર્ગને છોડીને ભિક્ષા યા એવા કોઈ માર્ગને સ્વીકારવો ઘટે. સાધુ-દીક્ષામાં મુખ્યત્વે આ જ આશય છેઃ વિશેષમાં એ યોજના ક્ષુધા અને શારીરિક અકસ્માતો સ્હામે રક્ષણ આપે છે. સહચારી સાધકો અને સમાજ: એ બે વચ્ચે એની અનિવાર્ય જરૂરિયાતો પ્હોંચાઇ જાય છે, જેથી કોઇને 'બોજા' રૂપ થયા સિવાય અને કોઈની 'પરવા' કર્યા વગર, તેમજ પોતાને **નિરર્થક** ભૂખમરા કે વ્યાધિમાં સડાવ્યા સિવાય, તે પોતાની સાધના આગળ ને આગળ ધપાવી શકે છે.

**જ્યહાં જુઓ ત્યહાં ગુલામી!**

સાહિત્ય શાસ્ત્રીઓ 'અલંકાર'ના ગુલામ, કવિઓ 'નખરા'ના ગુલામ, 'વાદી'ઓ (**Logicians, Lawyers, Interpretors of Religion**) વાચાળતાના ગુલામ!.........જ્યહાં જુઓ ત્યહાં 'સ્ત્રી' (**Literature**) ની સેવા છે! **She who must be obeyed** પણ, પગમાં બેડી અને આંખમાં અશ્રુ સાથે 'ચંદનબાળા' મહાવીરની તો **વાટપ્રતીક્ષા** કરે છે!

**શાસ્ત્ર માપનારાઓ**

કેટલી બધી આપદાઓ માણસે ખોટી કલ્પનાઓથી ઉભી કરી છે! તેણે માની લીધું કે શાસ્ત્રમાં અમુક **કહેવું** જ જોઇએ: ઇતિહાસ હોવો જોઈએ ભૂગોળ–ખગોળ તો જોઈએ જ, રોગ માત્રને દૂર કરવામાં કુશળ એવા ઉપચાર કે મંત્ર જોઇએ, પૈસો તથા પૂજા આપે એવા **Ready-made** યંત્ર જોઇએ, ભવિષ્યકથન જોઈએ, અને બીજું શું નહિ? ટુંકમાં, મનુષ્યની જેટજેટલી 'ભૂખો' છે તેટલી બધી મળીને ત્હેની 'શાસ્ત્ર'ની વ્યાખ્યા રચે છે! મતલબ કે શાસ્ત્રકારની ગાદી '**ભૂખે**' લીધી છે!—નહિ કે '**ભરપૂરતા**' એ! 'આ શાસ્ત્ર તો અમુક **દેવેજ** લખ્યું છે' એવો દાવો કરતો જોઈ, તથા ઇતિહાસ–ભૂગોળ ખગોળને લગતાં શાસ્ત્રીય કથનો શોધખોળની કસોટીમાં હારી જતાં જોઈ, એ પ્રકારના મનુષ્યોને–'નૈયાયિક' તથા 'સુધારક'ને–સ્વભાવત; ખટકારો થાય છે,–પણ તે જ વખતે 'વિચારક' તો હસતો હોય છે! 'શાસ્ત્રમાં' પવિત્ર હકાર શિખવતા મંત્રમાં ઇતિહાસ ને ભૂગોળ ને ખગોળની આશા કરનારી પ્રકૃતિ જ 'નિરાશાનો માર' ખાય! 'વિચારક'ને તો 'ઝાંખી' થાય કે શાસ્ત્રમાંનો ઇતિહાસ વ્યક્તિનો કે 'દેશ'નો નહિ, પણ 'આત્મા'નો છે! **Permanent History** છે! અને ભૂગોળ-ખગોળ 'દશા'–'ભાન'–ગુણસ્થાનક છે! અને 'વિચારક' એ 'દેશ'થી 'સંદેશ' ચલાવે–એટલા ખાતર કે એક દિવસ એને ત્યાં વાસ કરવો છે!

**'સ્હમજવું' સ્હેલું છે.—**
**—'સ્હમજાવવું' મુશ્કેલ છે!**

જીવનનો ભેદ સ્હમજી ચુકેલો મનુષ્ય જ 'શાસ્ત્રકાર થવાનો અધિકારી ગણાય. એ ભેદ 'સ્હમજવો' એ એક વાત છે, 'સ્હમજાવવો' એ બીજી વાત છે. પહેલામાં 'પોતા' અને 'જીવન' વચ્ચેનો જ પ્રશ્ન છે. એક 'અને' શબ્દ નીકળી જાય–એટલે ભેદ દૂર થયો! બધુ સ્હમજાઈ ગયું! પોતે જ 'સ્હમજ' રૂપ જીવન બન્યું!

પણ 'સ્હમજાવવા'માં તો– શ્રોતાની પ્રકૃતિ તથા માન્યતાઓ, સામાજીક અને સરકારી કાનૂનો, આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય પરિસ્થિતિઓ: ઇત્યાદિ અનેકાનેક 'દિવાલો ઉભી હોય છે!.........તેથી જ તો પહેલાને 'નિશ્ચય માર્ગ' અને બીજાને 'વ્યવહાર કાર્ય કહેવાય છે.

પહેલાનો સીધો રસ્તો છે,–ફક્ત સીધે રસ્તે જવાની આંતરિક હિંમત જોઇએ.

ન જીત્યું જીતવા કરે અજ
નીતિવેત્તા સચિવોની સંગત,
મળવા પદ અક્ષર ત્યમ
ુધુ યોગી સતવાદી સંગ રે' ૧૭

નિરખે જનકાર્ય જાતથી
ચઢી ન્યાયાસન ભૂપતિ યુવા,
કરવાજ સમાધિ નિર્જને
ુશને આસન વૃદ્ધ બેસતો. ૧૮

જીતીયો નૃપ શક્તિ સંપદે
ધમીપેના નૂત સર્વ એક તો
રમાત્મ સમાધિથી બીજો
ુમાં વ્યાપક પંચ પ્રાણુને. ૧૯

ૂમિમાં અરિ કર્મનાં ફળો
ુ એ નૂતન ભસ્મ સો કરે
ંનજ કર્મ પ્રજાળવા બીજો
ંતતો જ્ઞાન તણાજ અગ્નિથી ૨૦

નેરખી ફળ તેમનું સહુ
મજ સમાદિ ગુણો પ્રયોજતો
ણી દેહું સુવર્ણને સમ
ુ જીત્યો ત્રણ સૃષ્ટિના ગુણો. ૨૧

ળ કર્મનું પામતાં લગી
વેરમે ના નૃપતિ નવીન એ
ાત્મદર્શન થાય ત્યાં સુધી
ેયર બુદ્ધિ નૃપ યોગ ના તજે. ૨૨

મટકાવી અરિદ્ધ ઇન્દ્રિયો
હીને નમ્રત બેઉ એ રીતે
મતિ વળી મુક્તિ ઇચ્છતા
મયે સિદ્ધિ ઉભેય મેળવે ૨૩

જીથી કહ્યું'તું અજે ત્યમ
મદર્શી કઇ વર્ષ ગાળીને
, યોગસમાધિથી તમઃ
ા પર્માત્મસ્વરૂપ પામીયો. ૨૪

ણી રાઘવ અગ્નિહોત્રી એ
ુનો ત્યાગ પિતાતણો પછી
ેજી રચી ના ૨૫

પિતૃભક્તિથી પિતૃકાર્યના
વિધિ જાણે કીધી ઉત્તરક્રિયા.
વપુ તે રીત ત્યાગનાર સૌ
સ્પૃહતા પિંડ ન પુત્રના લીધા. ૨૬

'પિતુ સદ્ગત શોકયોગ્ય ના'
મળતાં તત્વ વિદ્વોનું સાન્ત્વન
તછ ને શોક ધનુષ્ય તાણીએ
જગમાં એકજ આણ ફેરવે. ૨૭

ભૂમિ, ઇન્દુમતી વધૂ વળી
વરી જે ઉત્તમવીર્યનો પતિ
પ્રસવ્યા બહુ રત્ન પહેલીએ
સુત જાયો વીર બીજીએ વળી ૨૮

દશ સો કિરણો તણા રવિ
સમ તેજે, દશ દિશ જાણીતો
'દશ' ને 'રથ' યોજી નામ તે
દશ કંધારિ પિતાનું સુણ કૈં. ૨૯

શ્રુતિ યજ્ઞથી, ને સુતે થકી
ઋષિનું, દેવનું, પિતૃઓ તણું
ઋણ ચૂકવી ભૂપ શોભતો
રવિ છૂટી જલચક્રથી જ્યમ ૩૦

દુઃખીનો ભય ટાળવા બળ,
વળી વિદ્યા પુજવા બહુજ્ઞને;
ધન કેવળ ના ભૂપાલનું
પર અર્થે ગુણ સૌ બીજાય તે ૩૧

ફરી સુપુત્રનો પિતા નૃપ
-જનનો પાલક-રાણી સાથ તે
પુરબાગ જતો, શચી સહ
સુરનો પાલક જેમ નંદને. ૩૨

તવ દક્ષિણ અબ્ધિને તટે
શિવની પાસ વિણા વગાડવા
ઉત્તરાયણથી રવિ જ્યમ
ઉતર્યા દેવ ઋષિજી નારદ ૩૩

હતી દિવ્ય ફૂલે ગૂંથેલ જે
મૂકી, માળા ઋષિની વિણા શિરે
હરી તે બળવાન વાયુએ
નજી જાણે શુભગંધ લાલચે. ૩૪

---

ને પ્રાસ
પો પારે
અમિગાઢ
ાત્રે છે.

૨૬ વપુ તે રીત=રંઘુની માફક. ૨૯ દશ કંધારિ = રામ. દશ સો=હજાર 'દશ' ની સાથે 'રથ' જોડીને
૩૦ જલચક્ર=પાણીના કુંડાળાં. ૩૧ બહુજ્ઞ=બહુ જાણનાર, તેની વિદ્યા સુજ્ઞોને માન આપવા માટે હતી.

કુસુમો પુષ્ટ ભૃંગ ઉડતાં
દીસતી'તી સુન કેરી તે વિણા
ન શું વાયુની ઉદ્ધતાઇથી
રડતી અંજન મિશ્ર આંસુએ. ૩૫

હજવંતી વસંત વેલીની
સહુ શોભા, મધુ-ગંધ-ઋદ્ધિથી
મળીયું સ્થળ દેવી આજને
મહિષીને સ્તન દેશ ઉત્તમ. ૩૬

નિજ રમ્ય સ્તને સખી સમી
ઘડી તેને નીરખી અચેત થૈ
મીંચતી નયનો નૃપપ્રિયા
ન્ય જ્યોત્સના, શશિ રાહુએ ગ્રહે. ૩૭

થઇ ઇન્દ્રિયહીન અંગથી
પડતી તે પતિનેય પાડતી
ઢળતાં ભૂમિ તેલ બિંદુઓ
ન પડે દિપક જ્યોત સાથ શું ? ૩૮

રડતાં અતિ આર્ત્તનાદથી
ઉભયેનાં જનને સુણી દુઃખી
ખગવાસો સરોજિની તણાં
સરખા શોકથી શું રડી ઉઠે. ૩૯

વિંઝણો કરવાથી મૂરછા
વળી રાજની, ન રાણી તો ઉઠી,
કંઈ આયુષ શેષ હોય તો
ઉપચારો સહુ થાય સાર્થક. ૪૦

જઇ ચેતન, જેની થૈ દશા
ફરી યોજ્યા સરખી વીણા સમી
ધરતો નિતને પરિચિત
નિજ અંકે નૃપ પ્રેમી તેહને. ૪૧

ધરતો વિણ ચેતના રીઝી
નિજ અંકે સુતી એહને પતિ
દિસતો શશી શું પરોઢીએ
મૃગનું ઝાંખુંજ ચિન્હ ધારતો ૪૨

થઇ ગદ્‌ગદ આંસુએ રડે
તજી સ્વાભાવિક ધીરતા ય તે
થતું પોચું તપ્યેથી લોઢું યે
પછી શી વાત સચેતનો તણી ૪૩

"કુસુમોય અડયે શરીરને
શકતા આયુષ જો હરી કદી
પછી બીજું નહિ શું સાધન
હણવા તત્પર દૈવનું બને ? ૪૪

અથવા મૃદુ વસ્તુ મારવા
યમરાજ ચહતા મૃદુથીજ
પડતાં હિમ, કષ્ટ જેહને
નલિની છે પહેલોજ દાખલો. ૪૫

કદી જો જીવલેણ માળ આ
ઉર ધારે, કયમ ના મને હણે ?
વિષ કોઇ દી થાય છે અમી
પ્રભુ ઇચ્છાથી અમી બને વિષ. ૪૬

અથવા મુજ ભાગ્ય વિકૃથૈ
વિધિએ વજ્ર જ આ હરો ઘડયું
કયમ કે રૂખડો ન પાડીયો
હણી શાખા-વળગેલી વેલીને ૪૭

અપરાધ કીધા અનેક મેં
ન છતાં તે અપમાન કીધું, તો
ધરતા કયમ એક સામટે
જન નિર્દોષ હુંથી અબોલડા ? ૪૮

મુજને નકી શ્વેત હાસ્યની !
શઠ-સ્નેહે કપટી-તું માનતી
ગઇ તેથી પૂછયા વિના જ ને
પરલોકે ફરી પાછી ના'વવા. ૪૯

ગયું તું દયિતાની પાછળ
કયમ પાછું ફરીયું જ તે વિના ?
હતજીવિત મારૂં છો સહે
નિજ કર્મે અતિ તીવ્ર વેદના ૫૦

સુરતશ્રમથી થયા તુજ
મુખ તે સ્વેદકણો હજીય છે
પણ જાતથી અસ્ત પામી તું
ધિક અલ્પાયુષ પ્રાણીઓ તણું ! ૫૧

મનથીય તને અગોઠતું
કીધું ના આગળ મેં, તજે શીદ ?
ભૂમિનો પતિ નામનોજ હું
તુજમાં ભાવ ભરી પ્રીતિ મુજ. ૫૨

---

૩૫ ઉદ્ધતાઈથી=જંગલીપણાથી, વાયુ એને ઉરાડી રહ્યો હતો તેથી. ૩૬ મધુગંધ વગેરેની સં[illegible]નિથી. મળીયું સ્થળ=આવી પડી કઇ. સરોજીની=કમળવાળું સરોવર.

૪૧ ફેરી યોજયાસરખી=તુટી ગયેલી=સમી કરવા જેવી. ૪૩. ચેતનો=સજીવન વસ્તુઓ.

૪૫ હિમ પડવાથી જેને કષ્ટ=આપત્તિ ઉભી થાય છે, જે કરમાય છે.

૫૦ હતજીવિત=અભાગીયું જીવન અથવા ચેતન.

તુજ વાંકડીયા ફૂલે ગુંથ્યા
ભ્રમરશ્યામ હલાવી કેશને
દિલઆરા વરોરૂ વાયુ આ
જગવે છે તુજ ઉઠવા તણી ૫૩

દયિતે! હરવો ઘટે છ તો
ઉઠીને શીઘ્ર વિષાદ માહરો
હિમઅદ્રિ ગુહા તણું તમ:
ત્યમ તેજે નિશઔષધી હરે. ૫૪

ઝુલતી લટ, શાન્ત વાણીનું
દિલ મારૂં દુભવે છ આ મુખ
ભિતરે રવ ભૃંગનો શમી,
નિશ બિડાયું શું પદ્મ એકલું ૫૫

શશિને ફરીથી નિશા મળે
વળી વ્હાલી સહચારી પક્ષીને
ત્યમ તે ઉભયે વિયોગ સ્હે
ગઈ તું છેક, જણું ન કેમ હું ? ૫૬

નવપલ્લવ સેજમાં સુતાં
દુખતું જે મૃદુ અંગ તાહરૂં
કયમ તે ચઢ્યું ચિતા પરે
સહશે એજ વરોરૂ કે' મને ૫૭

તુજ વ્હાલી, રહસ્યની સખી,
ગતિની ચંચલતા જતાં મુંગી
રશના સૂતી નાજ ઉઠવા
તુજ જેવી છવતી ન ભાસતી ૫૮

મધુર સ્વર કોકિલા વિષે
મદધીમી ગતિ રાજહંસીમાં
હરણી મહીં દષ્ટિ ચંચલ
પવને હાલતી વેલીમાં ક્રીડા; ૫૯

સ્વરગે પળવા અધીરી તેં
મુજ માટે ગુણ સૌ મૂકયા છતાં
તુજ વિરહથી અતિ દુઃખી
દિલને ના અવલંબ દે શકે. ૧૦

વળી કલ્પીયું તેંજ જોડું આ,
ફલિની ને સહકારનું, રડે
વણ કીધ વિવાહ તેહનો
જતી તે ના ધટતું તને જરી. ૬૧

પુરની તુંજ કોડ જેહના
ધરશે તેહ અશોક ફૂલ જે
તુજ કેશનું તેજ ભૂષણ
કયમ હું માળ ચિતા તણી કરૂં ? ૧૨

રણકંત નુપૂરના સ્મરી
પરને દુર્લભ પાદતાડનો
સહુણી, કુસુમાશ્રુ વેરતો
તુજ માટે રડતો અશોક આ. ૬૩

મુખવાયુ સમા બકુલથી
ભરથી જે ગૂંથી મારી સાથ તેં
અધુરીજ વિલાસ મેખલા.
મૂકીને કિન્નર-કંઠી કયાં સૂતી ? ૬૪

સખીઓ સુખદુઃખ ભાગીઆ
પડવાના શશી શો વળી સુત
વળી પ્રેમી અનન્ય હું, છતાં
હઠથી નિષ્ઠુર કામ આ તુજ. ૬૫

ગઇ ધીરજ, ગૈ ક્રીડા વહી,
થમ્યું ગાને ઋતુમાં ન ઉત્સવ
ગયું આભ્રણનું પ્રયોજન
થઈ આજે સુની સેજ માહરી. ૬૬

ગૃહિણી સખી ગુપ્ત-મંત્રી તું
પ્રિય શિષ્યા રૂડી સૌ કલા વિષે
કરૂણાહીન મૃત્યુએ કહે
હરીયું ના મુજ શું તને હરી. ૬૭

મદિરાક્ષિ, દીધું મુખેથી મેં
રસનાળું મધુ પી પછી કયમ
પીશ અશ્રુમલિન અંજલિ
જલ ફેરી પરલોકમાં મળી. ૬૮

સહુ વૈભવ છે છતાંય તે
અજનું સુખ ખલાસ તું વિના
બીજી લાલચથી ડગ્યું નહિ.
મુજ સૌ ભોગ તું આશરે હતા. ૬૯

ત્યમ શોકરસે ભર્યું બહુ
રડતો ભૂપ પ્રિયાની આગળે
તસને રસ રૂપી અશ્રુઓ
તણી ધારા વરસાવતાં કરે ૭૦

---

૫૩ વરોરુ=સુંદર જાંઘવાળી ૫૪ હિમઅદ્રિ=હિમાલય. નિશ=રાતમાં ૫૫ રવશમી=ભ્રમરનો શબ્દ અંદરજ ગુંગળાઇ જવાથી. ૫૬ સહચારી=ચક્રવાક ૫૮ રશના=મેખલા ૬૧ ફલિની=આંબાનુ માદા જાતનું વૃક્ષ.

૬૩ સુંદરી પોતાના ચરણથી સ્પર્શ કરે છે તો જ અશોકે ફુલ આવે છે એવો અભિપ્રાય છે. ૬૪ બકુલ—એક પુષ્પ જેની ગંધ સ્ત્રીના શ્વાસ જેવી હોય છે. ૬૫ પડવાનો શશી=નાનો ૬૬ શમ્યું—બંધ થયું. ૬૮ સ્વજનો રડે છે તેના આંસુ પ્રેતને પીવા પડે છે. ૭૦ વૃક્ષોપણ રસરૂપી આંસુઓ પાડવાં હતાં

પછી ભૂપતિ અંકથી ક્રમે
લઇ તે સુંદરીને સગાં સહુ
સજીને મરણાભરણો ધરે
અગરૂ ચંદનની ચિતા પરે ૭૧

"સ્ત્રીની પાછળ શોકથી મુઓ
નૃપ જ્ઞાતા," અપવાદ એથી બ્હી
વપુ ભસ્મ ન રાણી સાથ એ
કરતો, જીવન લોભથી નહિ. ૭૨

ગુણમાત્રથી જે રહેલી તે
ગૃહિણી કારણ કે તે બહુશ્રુતે
કરીયા વિધિ વૈભવે બધાં
પુર બાગે દસદિવસો પછી ૭૩

દિવસો શશીશો નિશા જતાં
પુરમાં રાણી વિના પ્રવેશતો
પુર-સુંદરીના મુખાશ્રુમાં
નિરખંતો નિજશોક ઉભરો ૭૪

લહી ધ્યાનથી આશ્રયે રહ્યા
ગુરુ જે દિક્ષિત યજ્ઞ કારણે
દુઃખ મોહિત તે ભૂપાલને
ઉપદેશે નિજ શિષ્ય માર્ફત ૭૫

તમ દુખ નિમિત્ત જાણીને
અધુરો મૂકી વિધિ મુનીશ્વર
ન શક્યા અહીં આવી જાતથી
દિશ ભૂલ્યા તમને દિલાસવા. ૭૬

ગુણવાન, મને કહેલી તે
લઘુ સંદેશની વાણી સાંભળો
નૃપતિ, સુપ્રસિદ્ધ શકિતના
તમને એ ઉર ધારવી ઘટે. ૭૭

નિજ જ્ઞાન તણી અબાધિત
નજરે આદિ પુરુષ પાદ શા
ત્રણલોક વિષે જુએ ત્રણે-
યગનું, જે થતું ને થવાનું તે. ૭૮

પૂરને તપ ઉગ્ર સાધતાં
તૃણબિન્દુથી ડરી પુરંદરે
તપવિઘ્ન કરંતી અપ્સરા
હરિણી તેની સમ.પ મોકલી ૭૯

શમતીર પ્રલેતરંગ શા,
તપને ભંગ થયેલ ક્રોધથી
"ભૂમિમાં ખન સ્ત્રી તું" શાપ દે
ઉભી રૂડાં લટકાં કરંતી તે. ૮૦

'હું પરાધીન છું ક્ષમા કરો
ભૂલની' તે વદી તો તપસ્વીએ
કહ્યું તું 'સ્ત્રી રહીશ જયાં સુધી
સુર પુષ્પો નજરે ન દેખીશ.' ૮૧

ક્રમકૌશિક વંશ જન્મીને
થઈ તારી ચિરકાળ રાણી તે
નભથી પડ્યું શાપ મુક્તિનું
મળતાં કારણ મોક્ષ પામી છે. ૮૨

ત્યજ એ દુખનો વિચાર તો
જનમ્યા માર વિપત્તિ છે ઉભી
કર પાલન આ ભૂમિ તણું
વસુધા છે નૃપની ખરી વધૂ. ૮૩

ધરી સંયમ જ્ઞાન દાખવ્યું
નૃપ, નિંદા, મદજન્ય ટાળીને
ઉરને પરિતાપ આપતી
જીતીને કાયરતા દીપી રહે. ૮૪

રડવાથી શું તે તને ફરી
મળવાની ? ન મર્યાથી પાછળે—:
પરલોક જનાર સર્વની
નિજ કર્મોથી જુદીજુદી ગતિ ૮૫

મનથી તજી શોક, પત્નીને
કર સંતુષ્ટ જલાંજલિ થકી
પ્રિયના નિત અશ્રુ સ્ત્રાવથી
'મરનારૂં બળશે' જનો કહે ૮૬

મરવું જીવનો સ્વભાવ છે
જીવવું એક વિકાર સુજ્ઞ કે,
જીવ જો ક્ષણ ખેંચતો દમ
નકી તે લાભ મહાન એહને. ૮૭

ઉર-સ્થાપિત શલ્યની સમું
પ્રિયનું મર્ણ મૂઢો ગણે છ, ને
સ્થિર-બુદ્ધિ જ ખેંચી કાઢીયા
શર શું મુક્તિનું દ્વાર માનતા ૮૮

---

મહુશ્રુત=જ્ઞાની. ૭૫ લહી=(આ) જાણું.
ગુણવાન=હે, ગુણવાન ૭૮ આબાધિત=બધે ચાલી અથવા
ી શકતી. આદિપુરૂષપાદ=આ ત્રણે લોક આદિપુરૂષ=
ના પાદ=ચરણ રૂપ છે. જુએ=જોઈ શકે છે.

૮૦ શમરૂપી મનના કાંઠાને તોડવામાં પ્રલયના તરંગ જેવા ક્રોધથી.
૮૨ શાપમુકિતનું કારણ દેવતાઇ ફૂલો જુએ ત્યારે એનો મોક્ષ થવાનો હતો. અ મોક્ષનું કારણ-દેવતાઈ ફૂલો મળતાં.
૮૩ જનમ્યા=જન્મ પામતા સૌ લોક. ૮૪ મદજન્ય=ભૂલથી ઉત્પન્ન થતી ૮૫ પાછળ મરવાથી પણ નથી મળવાની.
૮૬ જલાંજલિ=પ્રેતતર્પણ. ૮૮ ખુપી ગયેલા બાણ તે ખેંચી કાઢવાથીજ દુઃખમાથી મુક્ત થવાય છે.

# અજાણ્યા સ્વર

( સમજાય નહિં તેવા જીવન
સંગીતની નાટિકા )

લેખક :
શ્રી. બાવચંદ માવજી વડેરા,
બી. એ. એલએલ. બી.

## : પાત્રો :

રમા : અનન્ત.

[ અનન્ત સુતો હોય, તેમ પડયો છે. ઓરડીનું બારણું અધખોલ્લુ રહી ગયું છે. રમા બ્હારની પરસાળમાં આંટા ફેરા મારે છે. ધીમું પણ દર્દભર્યું ગંભીર સંગીત શબ્દના રૂપમાં નહિ–પણ સ્વર રૂપેજ તેના કંઠમાંથી બ્હાર પડતુ હોય છે. એકાએક સંગીત અટકે છે મૃત્યુ લોકનાં કોઇ માનવીની હાજરીની શંકાથી અપ્સરાની માફક રમા ગુંચવાઇને ઉભી રહે છે. પછી ધીમેથી બારણાની અંદર ડોકીયું કરે છે. ]

અનન્ત : કોણ રમા બ્હેન ?

રમા : ઓહો ત્હમે તો જાગો છો કંઈ?

અનન્ત : હું સુતોજ ન હતો. વિનુ કયાં ગયો ?

રમા : એ તો ગયા નોકરી પર.

અનન્ત : કેમ, આજે તો રજા હતી ને ?

રમા : રજા ખરી. પણ શેઠીયાઓને. એમને તો ચડેલું નામું, રજામાં પણ જાય, અને રાતે પણ કામ કરે, ત્યારે પુરૂં થાય.

અનન્ત : ભારે સખત નોકરી ત્યારે તો.

( રમા જવા લાગે છે )

અનન્ત : (કંઈ યાદ આવતું હોય તેમ) જરા ઉભા રહો તો. મારે તમારી જોડે થોડી વાત કરવી છે.

રમા : મારી જોડે ?

અનન્ત : હા. ત્હમારી જોડે. આજે ચાર દિવસથી હું અહીં આવ્યો છું, એ બધો વખત મારા મનમાં એજ વાત ઘોળાયા કરી છે. રમા–રમાબ્હેન, હું પૂછું તેનો જવાબ આપશો ?

રમા : હા. ના. હા. આપવા પ્રયાસ કરીશ. પણ ત્હમે શું પૂછવાના છો, એ જાણ્યા વિના કેમ કહી શકું ?

અનન્ત : એમાં ત્હમે મુંઝાશો નહિં. ત્હમે જેનો જવાબ આપવા ધારો, તો આપી શકો,–એટલું જ માત્ર નહિં–જેનો જવાબ માત્ર ત્હમેજ આપી શકો, તેનું હું ત્હમને પૂછવા માગું છું. પણ ત્હમે બેસો.

રમા : ત્યારે એક નહિં, પણ પ્રશ્ન પરંપરા પૂછવા માગતા હો, તેમ લાગે છે.

( દૂર પડેલી ખુરસી ખેંચી બેસે છે. )

---

વળી દેહની સાથ દેહીનો
નિત સંયોગ વિયોગ સાંભર્યો
વિરહે પછી બાહ્ય વસ્તુને
શિદને સુજ્ઞ વ્યથા અનુભવે ? ૮૯
નહિ સંયમીશ્રેષ્ઠ! પામરો
જયમ થાવું વશ શોકને ઘટે
વૃક્ષને ગિરિ માંહી ફેર શું
જરી વાયુથીજ રોડ જો હલે ? ૯૦
કહી 'વાહ' ઉદારમતિ ગુરૂના
વચન ગ્રહી દે છ રજા મુનિને
પણ તે ન ઠરી ઉર શોક ભર્યે.
જતું પાછું ન શું ગુરૂનીજ કને ૯૧
સાચી ખોડી વાળી તણા નૂરે વીતાડયાં.
વર્ષો આઠ તનુજના શિશુત્વ કેરાં
પ્રિયાની સરખીજ મૂર્તિને નીહાળી
ને સ્વપ્ને ક્ષણિક સમાગમે ખુશી થે. ૯૨
એ શોકનું શર બળે થકી ઉર વીંધે
એનું અગાશી ભૂમિ અંદર અંકુરો શું
ને જીવલેણ મણનોય અસાધ્ય વ્યાધિ
પ્યારી મળે ઝટ વિચારી ગણે નફો શો ૯૩
સાર શીખેલ વળી બખ્તર ધારી પુત્ર
ને લોક રક્ષણ વિષે વિધિ સાથ સ્થાપી
રોગોભર્યાં દુખથીપૂર્ણ શરીર ગેહ
ને ત્યાગવા મન કહે ઉપવાસ માટે. ૯૪
જ્યાં ગંગાને સરયૂ નદીનાં તીર્થ વારિ મળે છે
દેહ ત્યાગી અપરગણના પાર્થીને તુર્ત રાજા
પ્હેલાથીએ અધિક રૂડી તે પ્યારી સંયોગ પામી
*ક્રીડાગારે રમણ કરતો નંદનો દ્યાનમાંના* ૯૫

---

૯૧ મુનિને=મુનિનાશિષ્યને તે=તેવચન. શિશુત્વકેરાં=પુત્ર બાળક હતો ત્યાં સુધીનાં.

૯૩ અગાશીભૂમી=અગાશીનીછો મણ=અગંદર.
૯૫ પ્હેલાથી અધિકરૂડી=દેવતાઈ રૂપવાળી.

અનન્ત: રમા, ત્હમે અહીં સુખી છો? ત્હમને અહીં ગમે છે?

રમા: એટલે? હું શો જવાબ આપું?

અનન્ત: જે સાચું હોય તે કહો.

રમા: સાચું કહું? હું આ પૃથ્વી ઉપર બરોબર સુખી નથી; તેમજ આ શરીરમાં પુરાઈ રહેવામાં પણ મ્હને મઝા પડતી નથી. ત્હમે મ્હારું દુઃખ ટાળી દેશો?

અનન્ત: દુઃખ ટાળવા માટે હું નહોતો પૂછતો: તેમ પૃથ્વી અને શરીર સંબંધી પણ ન્હોતો પૂછતો. એમ તો મ્હનેય આ શરીરમાંથી બ્હાર નીકળવાની બહુ ઇચ્છા છે.

રમા: ત્યારે તો આપણે સમદુઃખીયા થયા.

અનન્ત: એમ નહિ. ત્હમને આવા જીવનનો કંટાળો નથી આવતો? આ વિનુ સમા એક સાધારણ ...સ્ત ની સાથે...

રમા: ત્હમે મ્હારા પતિના અંગત મિત્ર થઈને ...મ બોલશો?

અનન્ત: એનો અંગત મિત્ર? ત્હમને એ શક્ય ...ગે છે?...પણ રમા, હું જાણું છું; ત્હમને એના ...ાનિધ્યથી બહુ ત્રાસ થાય છે.

રમા: ભલા માણસ, ત્હમારી આ કૂટેવ ખોટી છે, મ્હેં ક્યારે ત્હમને એવું કહ્યું?

અનન્ત: એવી વાત કહેવી પડતી હશે?

રમા: ત્યારે પૂછતા હતા શા માટે?

અનન્ત: હું સંસારનો બહુ અજાણ્યો છું કોઈનાં અંગત જીવન સંબંધી વાતો ઉકેલવી હોય, ત્યારે કેમ શરૂ કરવું, તે કદાચ મ્હને નહિ આવડયું હોય.

રમા: બરોબર કહો છો. અને હવે બરોબર નથી થયું, ત્યારે એ વાત ઉકેલવી બંધ રાખો.

અનન્ત: હું બંધ નથી રાખવાનો; એટલું જ નહિ—પણ એ બાબત પુરેપુરી તપાસ કરી, તેનો ઉપાય કરવા માગું છું. રમા ત્હમે નહિં બોલો પણ ત્હમારા જીવનની કરમાઈ જતી ઉર્મીઓ, ત્હમારા મ્હોંની ઝાંખી થતી જતી લાલાશ, ત્હમારા દેહનું નર્તન ભુલાવતો આ પરિતાપ, બધું જ કહી દે છે. મ્હેં અહીં આવીને તુર્તજ એ જોયું છે. એનો ભેદ હું પામી શકયો છું. પણ ત્હમારી સાથે એ સંબંધી ખુલ્લી વાત કરવા માગું છું. કહો, ત્હમે બ્હાર ફરવા શા માટે નથી જતા?

રમા: મ્હને નથી ગમતું માટે.

અનન્ત: અને કોઈને મળતા પણ એજ કારણથી નહિ હો.

રમા: મ્હને કોઈનું મ્હોં ગમતું નથી.

અનન્ત: ત્હમારે કોઈ અંતર વાત આપી શકાય તેવું સ્નેહી છેજ નહિ? સ્ત્રી નહિ—પુરુષ નહિ.

રમા: બાળક નહિ—ઢોર નહિં—

અનન્ત: કોઈ ત્હમને મળવા પણ નથી આવતું?

રમા: કારણ સદર.

અનન્ત: ત્હમે ક્યારે પરણ્યાં?

રમા: સોળ વર્ષની હતી ત્યારે. આજ ચોવીસ થયા.

અનન્ત: આ વર્ષમાં કોઈવાર કોઈ સુખદ ક્ષણ ભોગવી છે?

રમા: ત્હમારા દરેક સવાલનાં જવાબ હું દઈશજ એમ ત્હમે શા ઉપરથી માન્યું?

અનન્ત: ત્હમારે કોઈ પરણેલી સહીયર છે?

રમા: બીજો સવાલ.

અનન્ત: ત્હમે પરણેલી જીંદગી કેવી હોઈ શકે તેનો ખ્યાલ કર્યો છે?

(રમા મુંગી રહે છે)

અનન્ત: ત્હમે એકેયનો જવાબ નહિં આપો?—ત્હમે શુદ્ધ વાતાવરણમાં વસતા હો, એમ લાગતું નથી.

રમા: (ગુસ્સામાં) એટલે ત્હમે શું કહેવા માંગો છો?

અનન્ત: ત્હમારી આસપાસ જુઠી માન્યતા, અને પોકળ નીતિમત્તાનું ઝાળું ઘેરાઈ ગયું છે.

રમા: માફ કરજો—ભાઈ, પણ ત્હમને મ્હેમાન તરીકે જેટલું માન આપવું જોઈએ, તે કરતાં કંઈક વધારે આપી દીધું હોય, એમ મ્હને લાગે છે.

અનન્ત: રમા, હું જુઠી વાત નથી કરતો—ત્હમે ગુસ્સે નહિં થાઓ. હું તો ઇચ્છું છું કે ત્હમે જે ઝાળામાંથી મુક્ત થાઓ. હજુ તો ત્હમારા જીવનમાં આશા ઉલ્લાસ, અને તાઝગી બધું જ છે. મ્હને ત્હમારે માટે લાગી આવે છે.

રમા: એવો પરોપકાર અચાનકજ કરવાની શી જરૂર છે? ભાઈ, જગતમાં બીજા ઘણાં જ દુઃખીયા વસે છે; એનોજ ઉદ્ધાર કરોને?

અનન્ત: પણ હું ત્હમને દુઃખી જોઈ શકતો નથી.

રમા : આખું જગત દુઃખમાં સબડે છે; તેમાં એક મ્હારા ઉપર જ આ કૃપા કેમ કરવી પડે છે, તે સમજાતું નથી. અગર સમજાય છે–પણ હું ત્હમારી પાસેથી જાણવા માગું છું.

અનન્ત : શું માગો છો ?

રમા : જુઓ ભાઈ, હું કબુલ કરીને ચાલુ છું કે, મ્હને સાંસારીક તૃપ્તી નથી. હું પ્રાણને રૂંધી નાખતા અંધકારમાં ભટકી રહી છું પણ હું ભટકવામાં જ ગૌરવ સમજતી હોઉં તો–તો પણ મ્હને બચાવવાની કોની તાકાત છે ?—પણ હું જાણવા એ માગું છું કે, અંધકારમાં ભટકતી મ્હારા સમી કરૂણ સ્ત્રી મૂર્તિને મીઠાં વચનોથી ભોળવવા માગનાર ત્હમે કોણ છો ? કયા સંબંધે મ્હારો હાથ પકડવા માગો છો ?–ત્હમે મ્હારા પતિનાં દૂરનાં સંબંધી તરીકે મ્હારા ઘરમાં ત્રણ દિવસ થયા આવી ચડ્યા છો, હું ત્હમારી કૃપા શા હક્કથી લેવા માગું ?

અનન્ત : હું—ત્હમારો મિત્ર થઉં તો ?

રમા : સાચી વાત, મિત્ર તો છો ને ? તો પછી હું જેમાં ગૌરવ સમજું છું, તેમાં મ્હને રાચવા દેશો ને ? હું વેપારીના ગુમાસ્તાની ઓરત હોવા છતાં, પવિત્ર રહેવામાં અભિમાન સમજું—સંસ્કારી નવાયુગની નારી હોવા છતાં, જુના જમાનાનાં પુરૂષના ઘરમાં જુનવાણી કાયદાથી બંધાઈને રહેવામાં મહત્તા માનતી હોઉં તો— એ અભિમાન—એ મહત્તા અવિચળ રાખવા દેશોને ? —કોઈવાર કોઈ અજાણી પળમાં હૈયાએ મુંગી આહ નાખી હશે, તે ત્હમે સાંભળી ગયા તે માટે આભાર માનું છું–પણ પુરા મિત્ર પાસેથી હું બીજું કંઈજ ચાહતી નથી. હું તો સમાન ધર્મે જીવવા માગું છું.

અનન્ત : ત્હમને પ્રકાશનાં કિરણો સાદ આપી રહ્યા હોય, એમ નથી લાગતું ?

રમા : લાગે છે. દૂર દૂરથી આવતા એ અવાજને હું બરોબર પારખી શકું છું. અનન્તભાઈ, એ કિરણો–માત્ર કિરણો જ શા માટે વિસ્તૃત પ્રકાશનો પટ–અબાધિત, સ્થિર, શૂન્યને સર્વત્ર ભરી નાખતો કેવળ પ્રકાશ–તેમાં રાચની મ્હારી જાતને કલ્પી શકું છું. પણ ત્હમે સૂચવવા ધારતા હશો, એ રીતે નહિ.

અનન્ત : હું શું સૂચવવા ધારૂં છું ?

રમા : ત્હમે ? દરેક પરપુરૂષે સૂચવ્યું છે તે. ત્હમારી સાથે નાસી છુટવાનું. કોઈ અણજાણ્યા મુલકમાં ત્હમારી પત્ની બની, ત્હમારી સાથે રહું તે. જે પતિને પ્રેમ કરતાં આવડતો નથી; કેમ પ્રેમ કરવો જોઈએ, એવું જે શીખ્યો નથી, તેને છોડી દઉં તે. મ્હને એ માફક નહિ આવે. હું ત્હમારી સાથે ભાગવા તૈયાર નથી.

અનન્ત : ત્યારે આમને આમ સબડ્યા કરશો.

રમા : હા. વળી બીજું શું હોય ?–શું હોઈ શકે ?

અનન્ત : મ્હારી સુચના પર વિચાર કરો તો ?

રમા : વિચાર કરૂં ?–કરી લીધો તેમ કહું તો ? ત્હમે સાચું કહો. ત્હમે મ્હારાથી મોહાયા છો કે, કે કેવળ મ્હારા દુઃખની દયા આવે છે તેથી જોખમ ખેડો છો ?

(અનન્ત ચૂપ રહે છે)

રમા : નહિ બોલો ? આરંભ તો ખૂબ બોલીને કર્યો. કહો, ત્હમે ઘણુંય જાણવા માગ્યું, હું એટલું જ જાણવા માગું છું. ત્હમને મ્હારા પ્રિતમ બનવાની ઉત્કંઠા છે કે, ઉદ્ધારક ?

અનન્ત : હું ત્હમને ચાહું છું.

રમા : પરાઈ સ્ત્રીને ચાહવામાં તો જાણે ત્હમે કંઈજ અયોગ્ય નથી કરતા, પણ તેને ત્હું દુઃખી છો તેમ કહી, તેના સલ બનેલા હૃદયવ્રણોને તાજા કરી, ભગાવી જવાનો પ્રયાસ કરવો, તેમાં–ચાહવાના પવિત્ર નામને આગળ લાવતા છતાં, ત્હમે કંઈજ અયોગ્ય નથી કરતા, એમ ત્હમને લાગે છે ? મ્હારા પ્રિતમ, ત્હમે ખુલ્લા દિલથી એ પ્રથમ જ કાં ન કહી દીધું ? દુઃખ ?–હા માનું તો છેજ. પણ પતિમાં જગતનું સર્વસ્વ હોવું જોઈએ એમ શા માટે માનું ? એ બિચારા ગરીબ મુનીમ–મ્હને તુંકારાથી બોલાવી શકે, એટલી હિંમતવાળા પણ નથી. એ એની રીતે જીવે છે, અને હું હસું છું. છતાં તાણે ચાઉં છું. મ્હારી મનોદશા ન સમજનારા ત્હમે હું એના સહવાસથી પીડાતી હઈશ, એમ માનો છો; એટલુંજ. એના દમન પ્રમાણે એ બોલે છે. શક્તિ પ્રમાણે કમાય છે. એની બુદ્ધિ પ્રમાણે વર્તે છે; એનું રૂપ જેવું છે, તેવુંજ બતાવે છે. એની પાસે બેસતી વખતે હું વાર્તાની નાયિકાની માફક અવસારે વાંચેલા કાવ્યો નથી સંભારતી. કોને

ખબર છે, જગતમાં શું સુખપ્રદ હશે ? શું સત્ય હશે ? હું બાળક હતી, ત્યારે ચાવીવાળી પુતળાની માલીકણ માત્ર બનવા માગતી હતી; એથી મોટી થઈ ત્યારે એવી મોટર માગતા શીખી હતી—અને પછી તો સાચી મોટરમાં ફરવાના કોડ જાગ્યા. પરણી ત્યારે પ્રીતમનાં સ્વપ્નાં સેવ્યાં—આ બધું મ્હારી એકજ જીવનવૃત્તિમાંથી કાં ન ઉદ્દભવતું હોય ? આજ પુતળી નથી જોઈતી. કાલ પ્રિતમ વિના પણ ચલાવતા નહિ શીખું, તેની શી ખાત્રી ? માટે હું અહીં રહું છું—અહીંજ રહેવા માગું છું.

અનન્ત : ત્હમે અદ્દભુત સ્ત્રી છો.

રમા : સારું થયું,—એ ત્હમે સમજી ગયા. હવે તો મ્હને નહિ ચાહોને ?

અનન્ત : ત્હમને અદ્દભુત જાણ્યા પછીજ ચાહવા માંડયો છું. આશ્ચર્ય એટલું જ થાય છે કે ત્હમારા સમી રસિકા પ્રેમની કિંમત નથી સમજતી.

રમા : (કટાક્ષ કરી) ત્હમારા પ્રેમની ને ? એ તો બરાબર કરૂં છું.

અનન્ત : તો પછી એ કેમ સ્વીકારતા નથી ? માફ કરશો—પણ ત્હમારા પતિને ત્હમારા પર પતિભાવ કરતો નીરખું છું, ત્યારે મ્હને ગુસ્સો ચડી આવે છે. ત્હમારા સમી સ્ત્રી પર આ અધિકાર એને કોણે આપ્યો ?

રમા : અધિકાર મ્હેં આપ્યો છે.

અનન્ત : ત્હમે નહિં, રમા દેવી, ત્હમે એટલા મૂર્ખ નથી. એ તો વિષભરી લગ્ન સંસ્થાનું પરિણામ છે. આજનાં સામાજીક જીવનની જુઠી થઈ ગયેલી વાસનાનું એ પરિણામ છે.

રમા : લગ્નના અધિકારને હું નથી માનતી. માત્ર એટલુંજ વર્ચસ્વ એનું હોત, તો આજે હું અહીં ન હોત.

અનન્ત : મારી સાથે ચાલી નીકળત ?

રમા : ના. ત્હમારા પ્હેલાંનો હક્કદાર પણ હતો—પણ હું પોતે સ્વેચ્છાથી એ અધિકાર આપી રહું છું. એને પતિ બનાવ્યો છે, લગ્નની નિરર્થક વિધિએ—પતિ નિભાવ્યો છે, મ્હેં.

અનન્ત : એ નિભાવવામાં જીવનનો વૈભવ ગુમાવો છો શાટે ? આમ શુષ્ક કયાં સુધી રહેવા ધાર્યું છે ?

રમા : શુષ્ક ગણો તો; જીવનની છેલ્લી ઘડી સુધી. વૈભવ શું એકજ પ્રકારનો છે ? સ્ત્રી જીવનની તૃપ્તી એકજ રીતે થતી હશે ? રસીકતા માત્ર પુરૂષને ચરણે દેહને સમર્પવામાંજ છે, એમ ત્હમને લાગે છે ? હું એ નથી માનતી. હું તો સ્વતંત્ર રીતે જીવવા મથું છું—એમાંજ મ્હને મઝા પડે છે. વાસનાને જીતનાર પુરૂષ દુર્લભ છે. સ્ત્રી તો જન્મથી જ વાસનાજીત છે—છતાં બ્રહ્મચારી પુરૂષો જગતમાં મળી આવે છે. સ્ત્રી નથી મળતી. હું એ ક્રમ નથી સ્વીકારતી. હું એકાન્ત માગું છું. સંયમ માગું છું. વિશ્વનો વિજેતા હોય, તેવા પુરૂષની પણ છાય રૂપે જીવવા નથી માગતી.

ત્હમને કહી દઉં ? એકવાર એ ચોતરફ સળગતા સંસારમાં, હું ઉકળતી હોઉં, તેમ તરફડતી હતી. એમાંથી નીકળવા ફાંફા મારતી હતી. તે વખતે ત્હમારી રમા એક ઉદ્ધારકે આવીને પ્રાણ પાથર્યા. હું ભોળવાઈ, અને આ ઘરને છેલ્લા પ્રણામ કરી ચાલી નીકળી. એ વખતે દિલમાં માત્ર એકજ હોંસ હતી. ન્હાનપણમાં સેવેલા સ્વપ્નાં સિદ્ધ કરવાની. મનગમતા પુરૂષનાં જીવનમાં સમાઈ જવાની. દૂર દૂર એના વિશ્વાસે નીકળી પડી...પણ ત્યાં એણે છેહ દીધો. એનોય શો વાંક ? દૂરથી હું વિજળીસમી અસ્પર્શ્ય હતી. ત્યારે આંખો આંજતી હતી. મ્હારી આગ ઠંડી પડતા, આકર્ષણ ચાલ્યું ગયું. એ ગયો હું રખડતી રવડતી પાછી આવી. મ્હારા ભોળા પતિ સમજે છે કે હું તો માત્ર પિયરજ ગઈ હતી—અને એ જીવન પર પડદો પડયો. અનન્તભાઈ, એ પાપી ન હતો; હું એના પર શાપ વરસાવવા માગતી નથી. જ્યાં હો, ત્યાં એ સુખી રહો—જીવતો યા મરેલો મ્હારી સ્મૃતિથી પણ દૂર રહે.—એ બિચારો તો હતો માત્ર પુરૂષની વૃત્તિનું પ્રતિક જ.

હું હતી શુષ્ક એ વાત ખરી હશે. હું ગઈ રસથી બીંજાવા એ વાત પણ સાચી. એ નિષ્ક્રમણના પ્રથમના દિવસો દગાખોર છતાં હજુય પ્રિય લાગે તેવા પુરૂષની સ્મૃતિથી ભર્યા છે. એ જીવનનું મોંઘું ધન છે. આજ સંયમ સ્વભાવ રૂપ બનતો જાય છે, ત્યારે પુરૂષ સહવાસની એટલી તમન્ના નથી. આજે ત્હમારી સાથે કે કોઇપણની સાથે વસવાની—હોંસ નથી. કોઈ પુરૂષનું આકર્ષણ ઝીલવા માગતી નથી. ત્હમારામાં કે કોઇ અણઘડ મૂર્ખમાં તફાવત જોઈ શકતી નથી. પછી શી રીતે તમારી સાથે ન્હાસી છુટવા પ્રેરાઉં ?

(રમા બોલીને શ્વાસ ખાવા થંભે છે. વાતાવરણમાં જાણે કોઈનું મૃત્યુ થયું હોય, તેવી ગમગીની ફેલાય છે અનન્ત નવા સત્યને સ્વીકારવા મથે છે, એમ ત્હેના નીચા નમેલા વિચારગ્રસ્ત મુખ પરથી જણાય છે. રમા ભૂતજીવનનાં દ્રશ્યો કલ્પનામાં ગોઠવતી હોય, તેમ સ્થિર બની જોઇ રહે છે.)

રમા : (થોડીવારે) હવે કંઈ પૂછવું છે ?

[ રમા ઉભી થઈ જાય છે, બ્હાર નીકળતા પાછું વળીને એકવાર અનન્ત સામું જોઈ રહે છે. તે પછી ધીમે ઉલ્લાસનો પ્રકાશ તેના મ્હોપર પથરાય છે; અને વાયુની શરૂઆતમાં બંધ થયેલું સ્વર સંગીત ગુંજવા લાગે છે. ]

# આર્તનાદ

લેખક:
શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા.

"જગત માત્રના ભડવીરો! 'હજામત' આજ પ્રત્યક્ષ સ્વરૂપે આવી આપ સર્વને ફરીઆદ કરે છે. નવાં વર્ષનો આરંભ છે, નવાં ખાતાં શરૂ થાય છે, નવા સોદા બંધાય છે એ પ્રસંગે મારી દાદ આપના કર્ણવિવરમાં દાખલ થવા દો!

"આપ સર્વ પ્રગતિવાદીઓ છો. દુનિયા માત્ર પ્રગતિશીલ બની છે. વિજ્ઞાન પ્રગતિને પંથે છે. સાહિત્ય ઉપરિતન પંથે ચઢે છે. કલા ગગનવિહારી પંખીઓની પાંખે ફરફરતી જગતભરને નિહાળે છે. બુદ્ધિ તીક્ષ્ણતર થતી અવગતિ કાપે છે. સંસાર પણ ધમધમાટ પ્રગમે છે. સ્ત્રી પુરૂષની અલબેલડી જોડલીએ નવાં જોડલાં અસ્તિત્વમાં આણી પ્રવૃદ્ધિ સાધે છે. સૌન્દર્યમાં યે પ્રગતિ ડોકિયાં કરે છે. પ્રગતિ સર્વત્ર પગપેસારો કરી રહી છે તો હું જે તમારૂં મુખસૌન્દર્ય છું, હું જે તમારા પ્રેમની પ્રેમચર્યામાં સાધનરૂપ છું, હું જે તમારાં પ્રેમીના નયનને સુખાનંદ આપું છું, હું જે તમારા માનમર્તબાની જાહેરાત છું, આદર સત્કારની દુંદુભી છું, મુખનું ગૌરવ છું તેના બે ગરીબડા બોલ તો શ્રવણ કરો?

"મારાં તે દુઃખ કોની આગળ રડું! અરે, મેં મારો રાજ્યયોગ સાધ્યો હતો અને દુકાને દુકાનમાં વિજળીનાં રંગબેરંગી દીપકોથી હું આકર્ષકતા વધારતી હતી. અરે, મારા સ્થાનમાં અનેક પ્રકારના સુશોભિત અરિસાઓ, ઝગઝગાટ કરતાં પોલિસવાળાં ટેબલો, મ્હોનાં પ્રતિબિંબ જણાય એવા આરસના પાષાણો; હેઝેલીનસ્નો, હિમાલયનસ્નો, એટ્રેકટીવસ્નો ના ઠંડા શીતળ સ્પર્શ અને મુખકાન્તિ તથા ગૌરવ વધારનારી તેજ શક્તિ, પફપાઉડરની ડબ્બીની હારો, કલામય બુદ્ધિ ગોઠવેલી શેવીંગસ્ટીક વિગેરેના 'શોકેસો,' અરેરે, તદુઉપરાંત અનેક સીનેમા કંપનીઓની માનિતી જાણીતિ, અને સીનેમા સ્ક્રીનો શોભાવતી, સૌન્દર્યમૂર્તિ વીરાંગનાઓ, શોકાંગનાઓ, ક્રોધાંગનાઓ, મેઃહાંગનાઓનાં સ્મિતભર્યાં, લ્હેકાભર્યાં, લટકાળાં, ચટકાળાં, અજબ ગજબ 'પોઉઝ'ના ચિત્રોથી શણગારેલી ભીંત હોવા છતાંયે મારી દુર્દશા તે કેટલી!!!

પચીસ વર્ષ પર ટપુડીઓ એક પૈસે દાઢી કરતો; નાથીઓ બે પૈસે બાલ કાપતો; છગનીઓ એક પૈસે 'કટ' કરતો; મગનીઓ દોઢ પૈસે મૂછો સંમારતો... અહાહાહાહા—મેં કેવી દીન દશા ભોગવી હતી. સુલભ, સેવાભાવી, કલાકાર કારીગરોને હાથે પડતાં મારી આબાદી વધી હું ચાર આના અને છ આના અને કેટલાએક શોખીનો, મારા આશકો મારા સ્નેહીઓએ આઠ આના, બાર આના રૂપિઆ સુધી મારી નવાજેશો કરી, કરીને હું મોહક બની, ભાગ્યશાળી થઈ. પણ અફસોસ બેકદર દુનિયા! જેમ જેમ મેં તારૂં ગૌરવ વધાર્યું, મેં તારૂં મહત્વ વિસ્તાર્યું તેમ તેં મારી પડતી કરી ને હું આજે બે આના, ચાર આનાના સ્થાને પહોંચી!!! સુંદર શેવીંગ સ્ટીકો, સુંદર અલબેલાં સ્નો અને પાઉડરો હોવા છતાંએ!!!!

"અને, મારો પોકાર તે કોણ સુણશે! હું દ્રૌપદી જેવી સતી તેને અડપલાં કરનારા તે કેટલાએ ટપકી પડ્યા છે!!! મારૂં સ્વરૂપે બદલી નાખવા માંડ્યું છે તે કેમ ખમાય! વેપારીઓને હું અસ્પૃશ્ય છતાંયે તે મને છેડ કેટલીયે કરે છે. ગ્રાહકોની હજામત કરતાંયે ડરતા નથી અને તેથી મારા સેવાભાવી કલાકાર સેવકો ભૂખે મરે છે. 'છોલાટવા'ની કળા જેણે આવી તેણે ઝડપી લીધી. અરે, કોઇ ન્યાયાધીશ છે! કોણ સાંભળે મારૂં!! ધારાશાસ્ત્રીઓ "વાદી અને પ્રતિવાદીને છોલાટે; ભિષગ્વર્યો મરતાં ને મુંડે તો પછી કોણ શ્રવણ કરે મારો આર્ત વિલાપ!! અરે, શેર બજારમાં તો મારી દશાજ ભુંડી. કોણ કોને છોલાટતું નથી! કોણ કોને મુંડતું નથી? અરે, કોઈ સાંભળશો! મારાં હેર કટીંગ સેલૂન—મારા દિવ્ય પ્રસાદમાંથી મને દૂર કરી મારાં સતીત્વને લૂંટવા અનેક ભેગા થયા છે તો હું શું કરૂં, કોઇ બચાવો, બચાવો.

કોઈ ન સુણે! ભલા સાહિત્યકારો, ભલા કવિગણો, અરે, સુજ્ઞ શાણા વિવેચકો, તમેય સહાનુભૂતિ ન આપો શિવ! શિવ! શિવ! આમને હું ક્યાંથી પોકારું છું! એ વિદ્યાદેવીના ઉપાસકો; અન્યોન્યને છોલાટવાનું કાર્ય તમારું નહિ હો! હાથમાં લેખીની છે, નથી એ શસ્ત્ર વૈદ્યનું શસ્ત્ર કે મંત્રશાસ્ત્રીનું અસ્ત્ર. નથી એ ક્ષૌરકર્મ-શાસ્ત્રીનો ક્ષુર કે નથી એ શાકવિક્રેતાની છુરિકા. તમનેય શું લગની લાગી? તમનેય શું મોહિની લાગી! ભલા, તમારાં કાર્ય તો ગુર્જરીને ઉન્નત કરવાનાં પણ ઉન્નત કરવાના પ્રયાસ કરનારને છોલાટવાનાં નહિ. પણ તમે તો કયમ્, ગ્યમ્, શ્યમની ભૂલામણીમાં પડ્યા. શું કહું તમને! તમે તો સાહિત્યના વાડા બાંધવામાં વાસને છોલવા લાગ્યા. શું વિનવું તમને! મારી દાદ તો સાહિત્યકારે ન સાંભળે ને કવિએ ન સાંભળે. કવિઓ પણ વિવેચક થવા લાગ્યા છે; ને વિવેચકો શા કાજે અમારી કલા ઝડપી લે છે! અમે કાંઇ વિવેચકો નથી અમારી જ્ઞાતિ જુદી છે છતાંયે તમે અમારાં ચાતુર્યને અપનાવી લ્યો છો!!!

હવે ફરીઆદનું એકે સ્થાન ના રહ્યું. હશે. મારે કકળી કકળીને રહેવાનુંજ રહ્યું ને! એટલે પૂરું થતું હોત તોયે ઠીક થાત પરંતુ આતો મારા વાળંદ પિતાઓની અતુલ કારીગિરીનું લીલામ થાય છે. ભલા વકીલ બેરીસ્ટરો! ભિષગ્વર્યો,! મહાચાર્યો,! ગુરૂઓ! વિદ્યાર્થીઓ! વેપારીઓ! પ્રભાતમાંજ પ્રભાકરનાં સ્તવન મૂકી, અનેક મંગલ કાર્યનો ત્યાગ કરી તમે અમારા વાળંદ પિતાની કુશલ કારીગિરી છીનવી લો છો તે હવે તો માફ કરો! અમારા પિતાનાં જીવન ટકે છે અમારાથી. તમે જયદ્રથ બની અમારૂં હરણ કરશો તો નથી કોઈ ભીમાર્જુનો આ કલિકાળમાં અમારૂં રક્ષણ કરનારા. ઓ વિજ્ઞાનશાસ્ત્રીઓ! ઓ ઔષધકારો! દયા લાવો અને તમારા 'સેફટી' ક્ષુરો, 'ઈઝી શેવીંગસ્ટીકો' નો નાશ કરો. અમારા વાળંદ પિતા પર દયા લાવો. એમની કુશળતા, કારીગીરી બીજાને હાથ પડતાં તેનું અધઃપતન થાય છે હો! અમારી દુર્દશા વેશ્યા જેવી બને છે હો!!! અરે,–દીપોત્સવી વીતી ગઇ! નૂતન વર્ષની અમારી આ માગણી સ્વીકારો અને અકુશળ માનવોને હાથ પડતી અમને બચાવો. બચાવો."



# ત્હમારી સ્મૃતિ

વર્ષો, મહિનાઓ, અને દિવસો થયાં મ્હારા દિલમાં ગોરંભાતી ત્હમારી સ્મૃતિ આજે પ્રલયગાન બનીને કોઈ ઘેરૂં મનોમંથન જગાવી રહી છે.

હું વ્યાકુળ છું. કહેશો ! એ વ્યાકુળાવસ્થામાં મ્હારા દિલની ચીરસંચીત આશાઓ ત્હમારી સન્મુખ શી રીતે વ્યક્ત કરી શકું ?

ન કોઈ સાધન છે, ન કોઈ સામગ્રી છે.

આજ સુધી મ્હારી હૃદયવીણાને સાચવીને, સંભાળીને, જાળવી રાખી હતી, તેયે આજે તો ઠેસ લાગવાથી તૂટી ગઈ છે.

ને એના તાર અસ્તવ્યસ્ત થઈ, ફણિધર શા ગૂંચળું વળી પડ્યા છે. ન તો એમાં પૂર્વના જેવો રણકાર છે ન તો ઝણકાર છે.

અને એ અસ્તવ્યસ્ત તારોને પુનર્વ્યવસ્થિત કરી છેડવા યત્ન કરૂં છું તો તેમાંથી બેસૂરુ સંગીત નીકળે છે.

હું શું કરૂં કહેશો ! એનાથી હું થાકી ગયો છું. અને નિરાશ થઈ તૂટેલા તાર સામે નિહાળી રહું છું.

અને પછી—

પછી ત્હમારી અતીત સ્મૃતિ મ્હારૂં હૃદય વલોવી નાંખે છે. ત્હમારી યાદગીરીનો દાવાનળ શત શત શિખાઓ ફેલાવી હૈયું દઝાડે છે.

યાદ છે ? આપણે સાથે હરતાં ફરતાં, સાથે ખેલતાં કૂદતાં, સાથોસાથ રહેતાં ! હાશ ! ત્યારે—

ત્યારે આપણે—ના—હું કેટલો સુખી હતો.

મ્હને એ દિવસ યાદ છે જ્યારે ત્હમે, ત્હમારા પોયણીશા નયન નીચા ઢાળી કહ્યું હતું "ત્હમને છોડી હું ક્યાંય નહિ જાઉં."

ને ત્યારે મ્હારા ઉત્સાહનો અર્ણવ કેટલો લ્હેરિયાં લેતો હતો. હું આનંદમાં ગાંડોઘેલો થઈ ગયો હતો ને ત્હમે હસ્યાં'તાં. પછી—

પછી એ દિવસ ગયો, કોઈ સુખની ઘડી જાય તેમ. ને સાથે ત્હમેયે અદ્રશ્ય થયાં. મેં ત્હમારી આતૂર આંખે રાહ જોઈ, કમલિની ચંદ્રની જુએ તેમ.

પણ—

ત્હમારા દર્શન ન થયાં તે નજ થયાં.

અને પ્રત્યેક પ્રાતઃકાળે ઉષા ત્હેના સોનેરી રશ્મિ વડે મ્હને ગલગલિયાં કરી જગાડતી, હું જાગતો, ને શું જોતો, શું અનુભવતો ? આ આખાયે સંસારમાં હું એકલવાયો હતો, ન કોઈ મારૂં સાથી હતું, ન કોઈ મારૂં સંગાથી હતું.

હું ઉષાના રશ્મિથી દાઝતો. હું ત્હેના પર ગુસ્સે થતો ને કે'તો "અદેખી ! મ્હને સદાને સારૂ કાં સૂઈ રહેવા ન દિધો ?"

ને ઉષા મ્હારા ક્રોધ પર સ્મિત કરી ચાલી જતી.

ત્હમારી સ્મૃતિ ભૂલવા, તૂટેલી વીણાને સમારવાનો યત્ન કર્યો. તૂટેલા તાર સાંધી ત્હમારૂં સ્મૃતિ ગીત મેં ગાયું.

મ્હને લાગ્યું ત્હમે આવો છો. ત્હમને મેં જોયાં. એજ સૌન્દર્ય, એજ પ્રસન્ન મ્હોં, એજ ત્હમારો કલામય વેશ, અને એજ ત્હમારૂં જાદુઈ હાસ્ય.

ને હું આનંદાબ્ધિમાં ડૂબી ગયો. મ્હારી વીણા અધિક જોરથી વાગતી રહી.

ક્યાં સુધી ? કોણ જાણે ?

પણ હું જાગ્યો ને જોયું તો ત્હમે એક તિરછી નજર નાંખી ચાલ્યા જતાં હતાં, મ્હારી ઉપેક્ષા કરતાં, ક્રૂર હાંસી કરતાં.

મેં ત્હમને જતાં જોયાં. મ્હારૂં દુઃખી દિલ પોકારી ઉઠ્યું:

"એકલા શાને જાઓ છો મ્હનેયે સાથે લઈ જાવને ?"

-ચન્દ્રકાન્ત ન. વ્યાસ.

# વકીલ હૃદય

લેખક:—
શ્રી. હરકાન્ત બી. શુક્લ.
બી. એ. એલએલ. બી.

શિશિરની સાંજના ૭ વાગતાં દીવાનખાનામાં અંધારૂં વ્યાપ્યું હતું. ટેબલ લેમ્પના આછા કિરણો ગલીચા તથા દીવાનખાનાની અંદરની લીલા રંગની રંગમયતામાં અધિક સૌંદર્ય ઉમેરતાં હતાં. ટેબલ પર લેખીની, પત્રો, નોકરને બોલાવવાની ઘંટડી તથા કેટલાક કેસના કાગળોની થોકડીઓ પડી હતી. આ ટેબલ પાસે એક ગોળ ફરતી ખુરશી પર નવિનચંદ્ર ટેબલના પાયા પર લાંબા પગ ટેકવી બેઠા હતા. સોનેરી અક્ષરોથી ચળકતાં અને ક્રમશઃ નંબર લગાવેલ પુસ્તકોની હારમાળાઓ ખડી હતી. નવિનચંદ મુંબઈનો સુપ્રસિદ્ધ ધારાશાસ્ત્રી હતો. સવારમાં નિત્ય વહેલા ઉઠી કેસના કાગળોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરી કોર્ટમાં ઉલટ તપાસ તથા દલીલોની ગડમથલ કરી, પાંચ વાગ્યા ... ચા પીને થોડીવાર સીગારેટનો આનંદ લીધા બાદ ...મખાનામાં જતો, આ નવિનચંદ્રનો જીવનક્રમ હતો. ...માં લાંબી દલીલોથી કંટાળી નવિનચંદ્રે આજે ટેનીસનો ...ચાર મોકુફ રાખતાં જીમખાનામાં ...વાનો વિચાર માંડી વાળ્યો, અને ...રશીમાંજ પડી રહી એકાંતમાં ...ગારેટ પીવાનો આનંદ લેવાનો ...રધાર કર્યો. નવિનચંદ્રના માથાના ...ાગળના ભાગમાં તાલ હોવાથી ...પાળ ભવ્ય અને લલાટ તેજસ્વી ...ાગતું. આંખો સ્વભાવે મોટી ...ને વળી પ્લસ નંબરના ચસ્મા ...હેરતા એટલે વધુ મોટી લાગતી. ...ોનો ઠીક ઠીક જુથ, ચોરસ ...દાઢી, કદાવર શરીર અને નવી...નચંદ્રની તીક્ષ્ણ બુદ્ધિમતાએ નવિનચંદ્રને એક બાહોશ, લોકપ્રિય અને ઘણાજ સફળ વકીલ તરીકેની કીર્તિ પ્રાપ્ત થઈ હતી.



ઘણા વરસોથી સાંપડેલી વિધુરતા, નવિનચંદ્રની પ્રૌઢ અવસ્થાને વધુ ગંભીર અને નીરસ બનાવતી હતી. તેની એકની એક લાડકવાયી દીકરી પ્રમીલા સિવાય નવિનચંદ્રનું એકાંતમય ગૃહજીવન કોઈ ભાંગતું નહિ. નવનિત તે નવિનચંદ્રનો અતિ લાડથી ઉછરેલો નાનો ભાઈ હતો. તે પણ કોલેજ જીવનના સુવર્ણમય કાળ જુનીયર બી. એ. નો આનંદ માણવા કોલેજની હોસ્ટેલમાં રહેવા ચાલ્યો ગયો હતો. કોલેજ જીવનમાં જુનીયર બી. એ. નું વર્ષ એકજ એવું છે કે પરીક્ષાની બીતિથી પર છે. આ વર્ષમાં બધા કોલેજીયનો પોતાની વયનો, કાળનો અને સંજોગોનો પુરેપુરી રીતે લાભ લેવા ઇચ્છે છે. નવનિત નવયુવાન હતો. યુવાની તેના દેહને વિંટળાઇ હતી. તેની તેજસ્વી ચમકતી આંખો, સુંદર વાંકડીયા વાળ, ગૌરાંગ માંસલ બદન, મધુરતા વેરતું હાસ્ય વિગેરેથી તે એકદમ કોલેજમાં જાણીતો અને લોકપ્રિય થઈ પડયો હતો. મનુષ્ય સ્વભાવજ એવા તત્વોથી રચાયેલો છે કે બાહ્ય સુંદરતાથી અત્યંત આકર્ષણ ઉદભવે છે. ભલે પછી અંતરમાં તે બાયરન અગર રૂપર્ટબ્રુક જેવો હોય. નવનિત અતિ સંસ્કારી, શરમાળ, મોજીલો પણ આદર્શવાદી હતો. નવિનચંદ્રને જીવન સહચરીની ખોટ હરઘડી સાલતી. પરંતુ પ્રમીલાનો પ્રેમ, નવનિતનું ભવિષ્ય અને પોતાની પ્રૌઢ અવસ્થા એ ત્રણ વસ્તુ નવિનચંદ્રને પુનર્લગ્ન કરવા પ્રતિબંધ કરતી હતી.

સીગારેટ પીવાવાળાની આદત મુજબ નવિનચંદ્રે પણ ઘડી નાકમાંથી અને ઘડી મોઢામાંથી ધુંમાડાઓ કાઢી,

દીવાનખાનામાં ધુમાડાના વાદળ પાથર્યાં હતાં. ટેબલ લેમ્પના રંગીન કીરણો ધુમાડાની સોંસરવા નીકળી ધુમાડાની અસારતા પુરવાર કરતાં હતાં. સીગારેટ બળી જવાથી પેદા થતી રાખથી નવિનચંદ્રે રાખ કાઢવાની રકાબી આખીય ભરપુર કરી દીધી હતી, છતાં પણ ધુમ્રપાન અવિરત ચાલુંજ હતું.

બહાર એકદમ ચાલુ ઘંટડી વાગી, એટલે સીગરેટ પડતી મુકી અને નવિનચંદ્રે ઉપરની બત્તી સળગાવી અને બારણું ખોલ્યું. બારણું ખોલતાં નવનિત એકદમ અંદર દાખલ થયો. નવનિત ડબલ બ્રેસ્ટના રાતા રંગના બ્લેર્ઝરના કોટમાં સજ્જ થયો હતો. ખમીસનો ટેનીસ કોલર નવિનતાના હૃદયની જેમ ઉત્તેજીત બની ઉભો થઈ ગયો હતો. કોટના બહારના ખીસામાં રૂમાલ પણ ચોળાઈ ગયેલ સ્થિતિમાં જણાતો હતો. પરંતુ ફલેનલના પાટલુનની ઘડી તો નવનિતના નિર્ધારની માફક ટટ્ટાર હતી નવનિતના સદાય વ્યવસ્થિત રહેતા વાળ આજે અસ્તવ્યસ્ત સ્થિતિમાં હતા, જોતાંજ એમ ભાસ થાય કે નવનિત આજે વ્યાકુળ અને ગભરાયેલ હોય, હાથમાં ટેનીસનું રેકેટ હતું.

"કેમ નવનિત, શું ટેનીસમાંથી આવે છે?" નવિનચંદ્રે પુછ્યું.

"જી, હા. ટેનીસમાં આજે કાંઈ મઝા નહિ આવી એટલે ફરતાં ફરતાં ઘેર ચડી આવ્યો." નવનિતે જવાબ આપ્યો.

"ઘણા વખતે ઘેર આવ્યો હો; કેમ દુબળો અને ગભરાઈ ગયેલ લાગે છે? કેમ કાફી કે કાંઈ લઈશ? રામા નવનિતભાઈ માટે કાફી લાવ." નવિનચંદ્રે હુકમ આપ્યો.

"નહિં, નહિ, મને જરૂર નથી" નવનિતે જવાબ વાળ્યો.

"કેમ નવનિત તબીયત કાંઈ ઠીક નથી? કેમ બેબાકળો અને ઝંખવાયેલ દેખાય છે." નવિનચંદ્રે પુછ્યું

"કંઈ નહિ, એતો જરા... હું પછી કહીશ."

"કેમ, કેમ, શું છે? કાંઈ પૈસા જોઈએ છીએ? જે જોઈએ તે તને આપવાનો છું, શા માટે મુઝાય છે. કહી દે શું છે?"

"નહિ, નહિ, કાંઈ નથી, હું પછી જણાવીશ," નવનિતે ધીમે રહીને કહ્યું.

"છે શું પણ કહેને ખરો નવનિત?"

"તમો જરા મારી પર ગુસ્સે ન થાઓ તો કહું" નવનિતે કહ્યું.

"હું તને વચન આપું છું, જા." નવિનચંદ્રે વચન આપતો હોય તેમ હાથ લંબાવ્યો.

"એ તો કાંઈ નહિ પણ મોટાભાઈ હું આજે ગુન્હેગાર થયો છું."

"કોનો?"

"સમાજનો" નવનિતે જવાબ વાળ્યો.

"સમાજનો? કેવી રીતે એ તો કહે? શું તેં ખૂન કર્યું છે? ચોરી કરી છે? છે શું?"

"હા મોટાભાઈ મેં ખૂન કર્યું છે. નવનિતે કમ્પિત સ્વરે કહ્યું આમ કહેતાં નવનિતનો કોમળ પુષ્પ જેવો ચ્હેરો ફીક્કો પડી ગયો અને તેની આંખમાં આંસુ ટપકવા લાગ્યાં. નવિનચંદ્રના શરીરમાં "ખૂન" ના નામથીજ ભયની ધ્રુજ ફેલાઈ, આંખો વિસ્ફારિત બની, કપાળમાં કડચલીઓ પડી અને ક્રોધનું મોજું આખાય શરીર પર ફરી વળ્યું. "અરે, અરે, શું ખૂન, કોનું ખૂન, શા માટે અને તેં કર્યું, તારા હાથે?" વિગેરે પ્રશ્નોથી નવિનચંદ્રનો શ્વાસ રૂંધાવા લાગ્યો.

"મોટાભાઈ આપ શા માટે ગભરાઓ છો? થવાનું હતું તે થઈ ગયું છે, હવે આપ કહો તો પોલીસને શરણે જઈ ફાંસીને ભેટું અગર તો મારો ગુન્હો કોઈને કહું નહિ." ફાંસીનું નામ પડતાં નવિનચંદ્રના હૃદયના ધબકારા વધવા લાગ્યા, તેની નસોમાં લોહી તીવ્રતર વહેવા લાગ્યું, આંખે અંધારા આવવા લાગ્યાં. ઘણાયે ખૂનના કેસો ચલાવ્યા, ઘણાને ફાંસી જતા જોયા અને ફાંસીએ જતાં બચાવ્યા, પરંતુ આજ ફાંસીનું નામ પડતાં નવિનચંદ્ર બેભાન થવા લાગ્યો. ગદ્દગદ્દ કંઠે નવિનચંદ્રે કહ્યું "નવનિત, નવનિત તેં ખરેખાત મારી તથા બાપુજીની આબરૂને બટ્ટો પહોંચાડયો છે, તે બનેજ કેમ? આ કયારે કર્યું?"

"મોટાભાઈ, ગઈ કાલ રાતનાજ."

"કયાં?"

"વલ્લભભાઈ વાડકરને ત્યાં."

વત્સલા ગાવાવાળીને ત્યાં ? અરર ! ત્યાં કયાંથી પહોંચ્યો ?

"વત્સલા બાઈની દીકરી ઈંદીરા અમારી સાથે અભ્યાસ કરે છે. ગયા વખતના કોલેજ ગેધરીંગમાં મેં સીતાર બજાવ્યો ત્યારથી તે ખૂબ ખુશી થઈ ગઇ. મારી ફ્રેન્ડ બની ગઇ. એક દિવસ મને ચા પીવાનું આમંત્રણ પણ આપ્યું હતું ત્યારે હું તેના ઘેર ગયો અને તેને કેટલું સુંદર ગાયું ! ત્યાર પછી અમારા બન્ને વચ્ચે અદ્ભુત આકર્ષણ ઉત્પન્ન થયું. અહોહો કેવી સુંદર અને સંસ્કારી છોકરી !

"જવા દે તારી બબાઈની વાતો શું થયું તે વાત કર." નવિનચંદ્ર જરા ખેબાકળા થયા.

"ગમે તેમ હો, મોટાભાઇ, પરંતુ ઈંદીરા જેવી પ્રેમાળ છોકરી મેં મારી જીન્દગીમાં હજુ જોયેલ નથી. મેં તો ખરૂં કહું તો તેને પરણવા સુધીનું વચન આપી દીધું છે." નવનિતે તો પોતાની વાત ચાલુજ રાખી. "વેશ્યા સાથે લગ્ન કરી તારે તો બાપદાદાની આબરૂ પાણી ફેરવવું લાગે છે." નવિનચંદ્રે ગુસ્સે થઇ ખતી ભમરો વચ્ચે કરચલીઓ પાડી.

"મોટાભાઇ, વેશ્યા તો તેની મા છે. તેથી ઈન્દીરાએ બીચારીએ શું ગુન્હો કર્યો. વેશ્યાને ત્યાં બીચારીનો જન્મ થયો તેજ તેનું પાપ ? આપે હજી તેનું સંગીત સાંભળ્યું નથી, તેનુ સૌંદર્ય જોયું નથી, તેનું હૃદય કેટલું સ્નેહાદ્ર છે તેની તમોને પીછાન નથી. હું ધારતો નથી કે ગાવાવાળાની છોકરી આટલે હદ સુધી પવિત્ર અને સંસ્કાર મૂર્તિ હોઈ શકે."

"નવનિત એ બધું ડહાપણુ કોરે મુક, અને ખૂન કેમ થયું તેની વાત પ્રથમકર, પછી ઇન્દીરા સાથે લગ્ન કરજે." નવિનચંદ્રનો ગુસ્સો વધુને વધુ ભભુકવા લાગ્યો.

"ગઇ કાલ રાતના વત્સલા બાઈ કોઇ શેઠને ત્યાં જલસો હોવાથી બહાર ગયેલ અને તેના સાજીંદા પણ સાથે ગયા હતા. ઘરમાં ઇન્દીરા એકલી જ હતી. હું બહાર ફરીને આવતો હતો ત્યાં ઈન્દીરાના ઘરમાં ધમાધમ અને ગુમરાટ સાંભળી. અને સાંભળતાંજ હું ઘરમાં ગયો અને જોયું તો એક દારૂ પીધેલો મુસલમાન ગાળો આપતો હતો અને અંદરનું કમાડ [illegible] કમાડ પર મુક્કા મારતો હતો. મેં અંદર જઇને તેનો હાથ પકડી પૂછ્યું કે શું છે અત્યારે કોનું કામ છે. પણ તેવામાં તો તેણે ખંજર કાઢીને મારા તરફ મારવા પ્રયત્ન કર્યો. મેં તેનો ખંજરવાળો હાથ પકડી રાખ્યો, અને તે મીયાંને નીચે પાડી દીધો. પરંતુ તે નીચે પડતાં તેનો હાથ પેટ તરફ ગયો ને પોતાનુંજ ખંજર તેના પેટમાં લગ્યું, એટલે બુમો પાડવા લાગ્યો. પરંતુ એકાદ બુમ પાડી હશે ત્યાં મેં તેના પેટમાં એક લાત મારી જેથી તે બેભાન થઈ ગયો અને જોત જોતામાંજ મરણ પામ્યો."

નવિનચંદ્રને તરતજ થયું કે **Diseased spleen** હશે તો હરકત જેવું નથી.

"પછી" નવિનચંદ્રે પૂછ્યું.

"પછી મેં પૂછતાં ઇન્દીરા બહાર આવીને મીયાંને મરણતોલ અવસ્થામાં લોહીલોહાણ જોઈ ધ્રુજવા લાગી. હું પણ કાંઈ ન બોલી શકયો. થોડીવાર પછી મીયાંને ભાન આવ્યું નહિ અને શરીર ઠંડુ પડી જતાં તેને કાંધ ઉપર ઉપાડી ઇન્દીરા રહે છે તે શેરીના નાકે કચરાની પેટીમાં ફગાવી દીધો."

"ઈન્દીરાના ઘરથી કેટલે દુર ?"

"લગભગ ૧૦૦ કદમ દુર હશે." નવનિતે જવાબ આપ્યો.

"ત્યાં તેં—તને કોઇએ જોયો તો નથીને ?"

"ના, કોઇએ નહિ."

"વખત કેટલો હતો."

"લગભગ રાતના અગ્યાર, પોણા અગ્યાર વાગ્યા હશે.

"પછી ?"

"પછી હું પાછો ઈન્દીરા પાસે ગયો. તે બીચારી ત્રાસિત હરીણીની જેમ ભયભીત ઉભી હતી અને મારી વાટ જોતી હતી.

"હું ગયો ત્યાં મને વળગી રહી અને રોવા લાગી. મેં તેને સાંત્વન આપ્યું. અને જમીન ઉપર લોહીના ડાઘા પડયા હતા તે પાણીથી ધોઈ નાખવા કહ્યું."

નવિનચંદ્રે એકદમ અધીરા થઈ પુછયું "જ્યાં પેલો મીંયા પડયો હતો ત્યાં જાજમ પાથરી હતી ?"







ચિત્ર પરિચય :— શ્રીનગરનાં કેટલાંક દૃશ્યો.

(૧) શ્રીનગરના મશહુર 'નિશાત' બાગનું સિંહદ્વાર. (૨) જાણીતા સાહિત્યરસિક કુમારશ્રી મોતિસિંહજી મહિડા : આ દૃશ્યો કુમારશ્રીએ પોતાના કેમેરામાં ઝડપ્યાં છે.

(૩) ઝેલમ નદીને કિનારે. (૪) શ્રીનગરનો જુનો રાજમહેલ. (હાલનું સેક્રેટરીયેટ) (૫) 'શાલમાર' બાગ : એક દૃશ્ય.

(૬) એક માળી કુટુમ્બ શ્રીનગર. (૭) ફિરોઝપુર નાલા-ગુલમર્ગ કુમાર શ્રી. મોતિસિંહજી દેખાતા જણાય છે.

વત્સલા ગાવાવાળીને ત્યાં ? અરર ! ત્યાં ક્યાંથી પહોંચ્યો ?

"વત્સલા બાઈની દીકરી ઈંદીરા અમારી સાથે અભ્યાસ કરે છે. ગયા વખતના કોલેજ ગેધરીંગમાં મેં સીતાર બજાવ્યો ત્યારથી તે ખૂબ ખુશી થઈ ગઇ. મારી ફ્રેન્ડ બની ગઇ. એક દિવસ મને ચા પીવાનું આમંત્રણ પણ આપ્યું હતું ત્યારે હું તેના ઘેર ગયો અને તેને કેટલું સુંદર ગાયું ! ત્યાર પછી અમારા બન્ને વચ્ચે અદ્‌ભુત આકર્ષણ ઉત્પન્ન થયું. અહોહો કેવી સુંદર અને સંસ્કારી છોકરી !

"જવા દે તારી બડાઈની વાતો શું થયું તે વાત કર." નવિનચંદ્ર જરા બેચાકળા થયા.

"ગમે તેમ હો, મોટાભાઇ, પરંતુ ઈંદીરા જેવી પ્રેમાળ છોકરી મેં મારી જીન્દગીમાં હજુ જોયેલ નથી. મેં તો ખરૂં કહું તો તેને પરણવા સુધીનું વચન આપી દીધું છે." નવનિતે તો પોતાની વાત ચાલુજ રાખી.

"વેશ્યા સાથે લગ્ન કરી તારે તો બાપદાદાની આબરૂ પાણી ફેરવવું લાગે છે." નવિનચંદ્ર ગુસ્સે થઇ ...ખની ભમરો વચ્ચે કરચલીઓ પાડી.

"મોટાભાઇ, વેશ્યા તો તેની મા છે. તેથી ઈન્દીરાએ બીચારીએ શું ગુન્હો કર્યો. વેશ્યાને ત્યાં બીચારીનો જન્મ થયો તેજ તેનું પાપ ? આપે હજુ તેનું સંગીત સાંભળ્યું નથી, તેનુ સૌંદર્ય જોયું નથી, તેનું હૃદય કેટલું સ્નેહાર્દ્ર છે તેની તમોને પીછાન નથી. હું ધારતો નથી કે ગાવાવાળાની છોકરી આટલે હદ સુધી પવિત્ર અને સંસ્કાર મૂર્તિ હોઈ શકે."

"નવનિત એ બધું ડહાપણ કોરે મુક, અને ખૂન કેમ થયું તેની વાત પ્રથમકર, પછી ઇન્દીરા સાથે લગ્ન કરજે." નવિનચંદ્રનો ગુસ્સો વધુને વધુ ભભુકવા લાગ્યો.

"ગઇ કાલ રાતના વત્સલા બાઈ કોઇ શેઠને ત્યાં જલસો હોવાથી બહાર ગયેલ અને તેના સાજીંદા પણ સાથે ગયા હતા. ઘરમાં ઇન્દીરા એકલી જ હતી. હું બહાર ફરીને આવતો હતો ત્યાં ઇન્દીરાના ઘરમાં ધમાધમ અને ઘુમરાટ સાંભળી. અને સાંભળતાંજ હું ઘરમાં ગયો અને જોયું તો એક દારૂ પીધેલો મુસલમાન ગાળો આપતો હતો અને અંદરનું કમાડ ઉઘાડવા કમાડ પર મુક્કા મારતો હતો. મેં અંદર જઇને તેનો હાથ પકડી પૂછ્યું કે શું છે અત્યારે કોનું કામ છે. પણ તેવામાં તો તેણે ખંજર કાઢીને મારા તરફ મારવા પ્રયત્ન કર્યો. મેં તેનો ખંજરવાળો હાથ પકડી રાખ્યો, અને ને મીયાંને નીચે પાડી દીધો. પરંતુ તે નીચે પડતાં તેનો હાથ પેટ તરફ ગયો ને પોતાનુંજ ખંજર તેના પેટમાં લાગ્યું, એટલે બુમો પાડવા લાગ્યો. પરંતુ એકાદ બુમ પાડી હશે ત્યાં મેં તેના પેટમાં એક લાત મારી જેથી તે બેભાન થઈ ગયો અને જોત જોતામાંજ મરણ પામ્યો."

નવિનચંદ્રને તરતજ થયું કે **Diseased spleen** હશે તો હરકત જેવું નથી.

"પછી" નવિનચંદ્રે પૂછ્યું.

"પછી મેં પૂછતાં ઇન્દીરા બહાર આવીને મીયાંને મરણતોલ અવસ્થામાં લોહીલોહાણ જોઈ ધ્રુજવા લાગી. હું પણ કાંઈ ન બોલી શકયો. થોડીવાર પછી મીયાંને ભાન આવ્યું નહિ અને શરીર ઠંડુ પડી જતાં તેને કાંધ ઉપર ઉપાડી ઇન્દીરા રહે છે તે શેરીના નાકે કચરાની પેટીમાં ફગાવી દીધો."

"ઈન્દીરાના ઘરથી કેટલે દુર ?"

"લગભગ ૧૦૦ કદમ દુર હશે." નવનિતે જવાબ આપ્યો.

"ત્યાં તેં–તને કોઇએ જોયો તો નથીને ?"

"ના, કોઇએ નહિ."

"વખત કેટલો હતો."

"લગભગ રાતના અગ્યાર, પોણા અગ્યાર વાગ્યા હશે.

"પછી ?"

"પછી હું પાછો ઇન્દીરા પાસે ગયો. તે બીચારી ત્રાસિત હરીણીની જેમ ભયભીત ઉભી હતી અને મારી વાટ જોતી હતી.

"હું ગયો ત્યાં મને વળગી રહી અને રોવા લાગી. મેં તેને સાંત્વન આપ્યું. અને જમીન ઉપર લોહીના ડાઘા પડયા હતા તે પાણીથી ધોઈ નાખવા કહ્યું."

નવિનચંદ્રે એકદમ અધીરા થઈ પુછ્યું "જ્યાં પેલો મીંયા પડયો હતો ત્યાં જાજમ પાથરી હતી ?"

નવનિતે કહ્યું "ના, ત્યાં તો કાચની લાદી હતી, એટલે તે લોહીના ડાઘા તરતજ ધોવાઈ જતાં ચાલ્યા ગયા."

"તારા કપડાંને લોહીના ડાઘા થયા હતા?" નવિનચંદ્રે પૂછ્યું.

"હા, પરંતુ તે કપડાં તો તરતજ મેં પાણીથી ધોઈ નાખ્યાં છે."

"હં, હં" નવિનચંદ્રે સંતોષ પૂર્વક શ્વાસ મુક્યો અને પૂછ્યું. ઈન્દીરાનું ઘર ક્યાં છે?"

"અમારી હોસ્ટેલથી થોડે દૂર પાછળની શેરીમાં બાબુલનાથ તરફ."

"હં, તું જ્યારે પેલા મીયાંને ઉંચકીને નાખવા ગયો ત્યારે તને કોઈએ જોયો તો નથી ને?"

"નહિ રે નહિ ત્યાં તો બીલકુલ અંધારૂં હતું."

"તું હોસ્ટેલમાં કેવી રીતે આવ્યો?"

"એમાં શું? ભૈયાજી તો અમારા મારેલા છે. ટીપ આપીએ એટલે અમારા માટે તો સદાને માટે દરવાજા ખુલ્લાજ રહે."

"હં, હં."

"કોઈ સ્ટુડન્ટે તમે હોસ્ટેલમાં આવતાં જોયો છે?"

"ત્યારે તો ઘણા જાગતા હતા, પણ મને ખાસ કોઈ સામો મળેલ નથી."

"હં, ત્યાર પછી."

"પછી હું આજે કોલેજમાં પાછો ઈન્દીરાને મળ્યો હતો. આ બાબત તેની માને બીલકુલ જાણવા દેવી નહિ તેમ અમે ગઈ રાત્રેજ છુટા થતી વખતે નિશ્ચય કરેલો હતો, અને તમને પણ ન કહેવી, પરંતુ દીલમાં બહુજ અકળામણ થઈ એટલે ખુલ્લા હૃદયથી તમારી પાસે એકરાર કરવો તેવો નિશ્ચય કરીને હું આંહિ આવ્યો."

"ઈન્દીરા તને ખુલ્લો પાડશે તો?"

"તે તો કદાપી બનેજ નહિ. હું કદાપી કહું પણ ઈન્દીરાના મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળે. હું કદાપી ફાંસીએ જાઉં તો પણ તે મારી સાથે આવે તેમ છે."

"ઈન્દીરા સાથેના તારા સંબંધ વિષે બીજા કોઈ જાણે છે?"

yes, ઘણાને બલ્કે આખી કોલેજને કહિં ખબર છે?"

"ઈન્દીરાના ફોટાઓ તારી રૂમમાં છે?"

"ના, જી."

"કાગળ ચિઠ્ઠીઓ કાંઈ?

"હતા, પરંતુ તે બધા મેં ફાડી નાખ્યા છે."

"તેં કાંઈ ઈન્દીરાને પત્રો લખ્યા છે?"

હા, પરંતુ તે બધા નનામા છે."

"જો નવનિત તેં ઈન્દીરા સાથે તે રાત્રે દારૂ પીધો હતો?"

"ના બીલકુલ નહિ. ઈશ્વરના સોગન ખાઈને કહું છું કે ઈન્દીરા એટલી તો પવિત્ર અને સુશિલ છે કે ત્યાં દારૂનું નામ નિશાને હોતું નથી."

'નવનિત તું હજું વેશ્યાઓને ઓળખતાં શીખ્યો નથી. તેનાં હૃદય તું ન પારખી શકે."

'મોટા ભાઈ, શું વેશ્યાઓને હૃદય જેવી વસ્તુજ હોતી નથી?"

"ભાઈ નવનિત, તું હજુ કોલેજીયન છો. સંસારની લુચ્ચાઈ, ખંધાઈ, અને સ્વાર્થ બાજીથી બીલકુલ અનભિજ્ઞ છો. તારૂ જ્ઞાન બધું પુસ્તકીયું છે. ચળકતું એટલું સોનું, અને ઉજળુ તેટલું દુધ તેવી તારી માન્યતાઓ છે. હવે તે બધું ઠીક, અને આંહિથી સીધો તારા રૂમ પર જજે, અને હવે વધુ જીવવા વીચાર હોય તો કોઈ દિવસ ઈન્દીરાનું નામ ન લેતો કે તેના ઘર તરફ દૃષ્ટિ પણ ન કરતો." નવિનચંદ્રના મુખ પરની ચિંતા નવનિતનો અહેવાલ સાંભળ્યા બાદ ઓસરવા લાગી. તેના ફિક્કા ચહેરા પર લોહી આવતું જણાયું. બીક, તિરસ્કાર, અને માનસિક મંથનને ભાઈભાવથી ભુલી જઈ નવનિતના ખભા પર હાથ મુકી કહ્યું "ભાઈ હવે વાંધો નથી. ધીરજ રાખ." પણ તુરતજ મનમાં થયું કે એ એ ધીરજની નવનિત કરતા પોતાનેજ વધુ જરૂર પડશે.

નવનિતને રૂમપર જવા દીધો તે ભૂલ થઈ ગેઇ તેમ નવિનચંદ્રને થયું. નવનિત પકડાશે, જેલમાં જશે કે ફાંસીએ જશે તો—એવા વિચારોએ નવિનચંદ્રને નિંદ્રાહીન બનાવ્યો. સવારે ઉઠી ચા પીધા બાદ પેપર વાંચતાં મોટા અક્ષરો પર નજર પડી "જીવનજી લેઈનમાં થયેલ એક અજાણ્યા મુસ્લીમનું કરપીણ મૃત્યુ. પોલીસની ચાંપતી તપાસ. યાકુબ નામના પઠાણની શકેલી ધરપકડ." આ વાંચી તુરતજ નવિનચંદ્રે નવનિતને બોલા-

વવા માટે મોટર મોકલી અને નવનિત ઘેર આવતા નવિનચંદ્રે તેને બતાવ્યું "જો નવનિત આ ખૂન થયું છે, પોલીસની ચાંપતી તપાસ અને ગુન્હેગારની ધરપકડ."
"મોટાભાઈ, આતો હડહડતો અન્યાય કહેવાય. બીચારો ગરીબ પઠાણ માર્યો જશે."

"અરે દયામાં તો ભગવાન બુધ્ધ સાથે હોડ કરે તેવો લાગે છે. મૂર્ખા ઈશ્વરનો આભાર માન કે અત્યારે કુટુંબની આબરૂ મુઠ્ઠીમાં રહી છે. એકાદ જુઠો ઓઠો આવ તો તને શું હરકત છે?"

"પરંતુ અન્યાયની રીતે?"

"અરે નવનિત, તું હજુ અમારો ધંધો જાણતો નથી. એવા તો ઘણાયે ગુન્હેગારો અને બીન ગુન્હેગારો ચાલ્યા ગયા. પોલીસ ધરપકડ કરે તેમાં આપણો શું દોષ? તને બહુ લાગી આવતું હોય તો જા જઈને ગુન્હો કબુલ કર, અને કહે કે યાકુબ નિર્દોષ છે અને તારાથી પણ ખુન નથી થયું હો, એતો પેલા મીંયાને **diseased spleen** હશે." થોડીવાર પછી રજા લઈને નવનિત કોલેજમાં જવા માટે ચાલ્યો ગયો. નવનિત અને ઈન્દીરાના સંબંધમાં નવિનચંદ્ર અતિ ચિંતાગ્રસ્ત બન્યો અને તે કોઈ પણ રીતે થાકી જાય તેટલા માટે તે બધી જાતની વિચારણા ચલાવવા લાગ્યો. એક તરફથી ઇન્દીરા તથા નવનિતના પ્રેમની અફવાઓ જોશ ભેર ઉડી રહી હતી, અને બીજી તરફથી કુટુંબની આબરૂનો પ્રશ્ન હતો. બહુ બહુ વિચાર કરતાં છેવટે એ નિર્ણય પર નવિનચંદ્ર આવ્યો કે નવનિતનો અભ્યાસ છોડાવી દેવો અને પોતાના એક ધનાઢય મિત્ર જેઓ જાપાનના મુખ્ય શહેર કોબેમાં રૂનો વેપાર કરતા હતા તેમની પેઢીમાં નવનિતને જોડી દેવો. નવનિતે કોલેજ છોડી દીધી, અને જાપાન જવા પાસપોર્ટ પણ મળી જતાં કપડાં વિગેરે સીવડાવવાની ધમાલમાં પડી ગયો હતો.

"કેમ નવનિત આજે કોર્ટમાં આવવું છે? પેલો કેસ છે," નવિનચંદ્રે ધીરેથી પૂછ્યું.

"કયો કેસ?"

"યાકુબ પઠાણવાળો."

"હા. જરૂર ચાલો આવું છું."

કોર્ટમાં જતાં કોર્ટ પ્રેક્ષકોથી ચીકાર ભરાઈ ગયેલ હતી તેથી માંડ માંડ મુશ્કેલીથી નવનિતને બેસવા જગ્યા મળી. કોર્ટ તે રાતી ઈંટોથી બનાવેલું મકાન હતું. બહારથી જેટલું નિસ્તેજ લાગતું તેટલુંજ અંદરથી તેજહીન હતું. કાળા જબ્બા પહેરેલા યમદુતો જેવા વકીલો ચશ્માંમાંથી મોટાં પુસ્તકો ઉથલાવી જોતા હતા. પંખાઓના સુસવાટા સિવાય કોર્ટની શાંતિ અખંડ હતી. કોઈ કોઈ વખત પોલીસના પહેરા બદલાવાથી જોડાઓના તથા બંદુકોના ખણખણાટથી શાંતિનો ભંગ થતો હતો. ગુલ્ફાવાળો યુવાન યાકુબ પોલીસ રક્ષણ હેઠળ લાકડાંના પાંજરામાં દીનવદને આ નાટક નીહાળતો ઉભો હતો. યાકુબ ગરીબ પઠાણનો છોકરો હતો. માબાપ નાનપણથીજ ગુજરી ગયાં હતાં તેથી યાકુબ ભીખારી અવસ્થામાં ઉછર્યો હતો. બહાર રઝળીને તોફાન તથા લુંટફાટ કરી રોટલો મેળવવા કરતા મજુરી કરી જેલમાં ભાખરા ખાવા તેને વધુ પસંદ કર્યા. ગરીબાઈ ભૂખ, લાલચ, ધમકી અને મારની બીકથી જે વસ્તુ તેને સ્વપ્ને પણ ન જોયેલ તે કરવા માટે આજ યાકુબ ગુન્હેગાર બન્યો હતો./ થોડી વાર રહી જ્યુરી અને જડજ આવ્યા અને જ્યુરી તથા જડજે સર્વાનુમતે યાકુબને તકસીરવાર ઠરાવ્યો અને જીવ સાટે જીવ એ સિદ્ધાંતની રૂએ યાકુબને ફાંસીની સજા ફરમાવી હતી. પરંતુ તેની નાની વય જોતાં ફાંસીમાંથી જન્મ ટીપની સજા ફેરવવામાં આવી હતી. આ ઠરાવ સાંભળી નવનિત અસંત શોકાતુર થયો અને પોતાના ફૂલ માટે એક ગરીબ નિર્દોષ યુવાન મર્યો જાય તે વાત કદાપી તેને રૂચી નહિ. નવિનચંદ્ર આ ઠરાવ સાંભળીને ચિંતા વિમુક્ત બન્યો કે ઠીક થયું માથેથી આફત ગઈ, તે ઉપરાંત નવનિત જાપાન જતો હોવાથી પણ તેના મનમાં થયું કે હવે હરકત નથી કુટુંબની આબરૂ જળવાઈ રહેશે.

બીજે દિવસે સાંજના ૭ વાગ્યા બાદ કોર્ટમાંથી આવીને નવિનચંદ્ર સીધા જીમખાનામાં ગયા હતા. જીમખાનામાંથી રાતના આઠેક વાગ્યા પછી નવિનચંદ્ર ઘેર આવ્યા અને જમવાનો વખત થઈ જવાથી નવનિતને બોલાવ્યો પરંતુ કોઇએ જવાબ આપ્યો. નહિ એટલે પ્રમીલાને બોલાવી પૂછ્યું તો તેને જવાબ આપ્યો "નવનિતભાઈ તો સાંજના કયારના ઉપરના મજલે તેના કોઈક ફ્રેન્ડ સાથે ગયા છે," આથી નવિન એક-

દમ શ્વાસ ભર્યો ઉપર ગયો અને બહારથી બારણાં ઉપર ટકોર કર્યો પણ કોઇએ જવાબ આપ્યો નહિ જેથી બારણું ઉઘાડી અંદર દાખલ થયો અને ધીમે રહી બારણું બંધ કર્યું. "નવનિત" તેમ એક બે વખત બુમ પાડી પણ કોઇએ જવાબ વાળ્યો નહિ. "શું સુઇતો નથી ગયો ને" તેમ નવિનચંદ્રને શંકા ગઈ. ફરીથી અવાજ કર્યો "નવનિત" પણ મૃત્યુવંત શાંતિમાં તેનો અવાજ ગેપ થયો. અંદરના ઓરડામાં દીવો બળે છે તે તડમાંથી આવતા પ્રકાશ પરથી માલુમ પડતાં અંદરનું કમાડ ઉઘાડયું, અને ઉઘાડતાં જોયું તો ઓસીકાંઓ આમતેમ પડયાં હતાં. ફુલની તુટેલી માળાઓ નીચે પડી હતી, તેમાંથી ખરી પડેલાં પુષ્પો ચગદાયાં હતાં. તેનું હૃદય જોસબંધ ધડકવા લાગ્યું આગળ નજર નાખતા ટીપાઇ પર એક કાળી શીશી જોઇ. "શું દારૂપણ પીવાયો છે? મારી પાસે નવનિત કેટલું જુઠું બોલ્યો." તેમ નવિનચંદ્રને ભાસ થયો. આગળ જતાં ખુણામાં મચ્છરદાની પાડેલો પલંગ જોયો. મચ્છરદાની ઉચકતાં નવનિત અને બીજા કોઈ યુવાનને ધ્રેનમાં પડેલા જોયા. નવિનચંદ્રના હૃદયના ધબકારા વધવા લાગ્યા, શ્વાસ રૂંધાવા લાગ્યો, આંખુંય શરીર ધ્રુજવા લાગ્યું. "સુઇ ગયા લાગે છે" નવિનચંદ્રે વિચાર્યું. પરંતુ આમ શા માટે તેમ તુરતજ શંકા થઇ. નવનિત પાસે જઇ કાનમાં જોરથી બુમ પાડી "નવનિત, નવનિત" પ્રત્યુત્તર ન મળ્યો. નવિનચંદ્રનો અવાજ ગેબી શાંતિમાં મળી ગયો. નવનિતનો ખભો પકડી તેને ખૂબ ધણધણાવ્યો છતાં પણ નવનિત નિશ્ચલ રહ્યો. નવનિતનો હાથ પકડયો. હાથમાથી જીવન ઉષ્મતા ક્યારની સરી ગઇ હતી. બીજા યુવાન તરફ નવિનચંદ્રે દૃષ્ટિ નાખી તો તે પુરૂષના પહેરવેશમાં સ્ત્રી જણાઇ. નવિનચંદ્ર તુરતજ સમજી ગયો કે ઇન્દીરા તથા નવનિતે પરસ્પર હૃદય ચાંપી, શરીરે શરીર મીલાવી, અનેરો આત્મસંયોગ સાધ્યો હતો. નિસ્તેજ દીવો અને નિશ્ચલતા ગમગીનીમાં ઉમેરો કરતાં હતાં. નવિનચંદ્રની દૃષ્ટિ આગળ દુનીયા ફરવા લાગી વિચારોના મોજાંઓથી ઘેરાઇ જતાં તે મૂઢ બન્યો. ઉભા રહેવાની શક્તિ હણાઇ જતા નવિનચંદ્ર ટેબલ પાસે ઢળી પડ્યો. નવિન આંખો ફાડી જોવા લાગ્યો કે તેની આંખો તો દગો આપતી નથી. તેવામાં ટેબલ પાસે એક કાગળ પડી ગયેલ હતો, જે તરતજ નવિનચંદ્રે ઉચક્યો અને ઉઘાડી વાંચ્યુ. "કૃપા કરી આ પત્ર પોલીસને સુપ્રત કરશોજી, આમાં લખી તદન સત્ય વસ્તુ છે. જીવનજી લોઇનમાં થયેલ ખુનનો ગુન્હેગાર નવનિત છે બિચારો બાબુભાઇ તદન નિર્દોષ છે. આત્મહત્યાની અમોને ઇચ્છા ન હતી, પરંતુ તે સિવાય અમારૂં મીલન અશક્ય હતું. પીધેલી વસ્તુ ટેબલ પર શીશામાં છે."

એજ

**સ્નેહાનુબંધી નવનિત તથા ઇન્દીરા.**

નવિનચંદ્ર પત્ર વાંચી તુરતજ નીચે આવ્યો અને બળતી સગડીના ધગધગતા અંગારામાં એ પત્ર જલી ગયો.



# મહાત્માઓનાં અંતિમ વચનો

સંગ્રહ કરનારઃ—શ્રી. રતિકાન્ત કલાધર ભટ્ટ.
શ્રીમતી, ચિત્રાંગદા આર. ભટ્ટ.

મહા પુરૂષોના અંતિમ વચનોનું અધ્યયન તેમના જીવનનો સાર હોય છે. પાઠકોના વાચકો સમક્ષ સંસારના સુપ્રસિદ્ધ મહાત્માઓના અંતિમ વચનો-શબ્દો મનોરંજન અને ઉપદેશાર્થ મુકું છું.

(૧) જર્મનીનો મહાકવિ અને તત્વવેત્તા ગેટે જ્યારે મૃત્યુશય્યા પર સુતેલો હતો તે વખતે તેને બ્હાર જવાની ઈચ્છા થઈ. પોતાના આત્માની સમસ્ત શક્તિ કેન્દ્રીભૂત કરી ગેટેએ ઉભા થવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ મૃત્યુના નિર્દય હાથોએ તેની એ અભિલાશાને સંપૂર્ણ ન થવા દીધી અને તે "પ્રકાશ, પ્રકાશ" કહેતો મરણ પામ્યો.

(૨) મહાકવિ કીટ્સથી અન્ત સમયમાં એક મિત્રે પુછ્યું- "કેમ શું હાલ છે?" ઉત્તર મળ્યો -"મ્હને એવો અનુભવ થાય છે, કે જાણે મ્હારા શરીરમાંથી પુષ્પો ઉગી રહ્યાં છે" આટલું બોલી તે સદાના માટે બોલતો બંધ થયો.

(૩) ડાકટર જાન્સને મરતી વેળાએ કહ્યું. "શિષ્ટ બનો."

(૪) સર-વાલ્ટર-સ્કોટે પોતાના મિત્રોને મરતી વેળાએ ઉપદેશ આપ્યો-"ધાર્મિક જીવન ધારણ કરો. જેથી તમને મરતી વેળાએ શાંતિ મળશે." કહીને મરણ પામ્યો.

(૫) હેમ્બોલ્ટ મહાશય, જેમનું સમસ્ત જીવન પ્રકાશના અનુસંધાનમાંજ વ્યતીત થયું હતું, મૃત્યુને સન્નિકટ જોઈ—"આહા! સૂર્યના કિરણો કેટલાં સુંદર છે. તેઓ એવા જણાય છે જાણે પૃથ્વીને અંતરિક્ષ તરફ આવવાનું નિમંત્રણ આપી રહ્યાં હોય."

(૬) ઈંગ્લેંડનાં પ્રધાન ન્યાયાધીશ હિબ્ડનને મૃત્યુશય્યાને ન્યાયાલય, અને પોતાના આત્મીય-જનોને જ્યુરીના સદસ્યો કલ્પીને-"હવે આપ લોક જઈ શકો છો." આટલું બોલી પોતે મૃત્યુલોકમાં પ્રસ્થાન કર્યું.

(૭) રચર્ડે પોતાનું સમસ્ત જીવન ઘોર પરિશ્રમમાં વ્યતિત કર્યું હતું "હવે તો સુઈ રહેવાનો સમય છે" આટલુ, કહી મરણ પામ્યો

(૮) યૂનાનના પ્રસિદ્ધ મહાત્મા પીરી-કલસે મરતી વેળાએ પોતાના પવિત્ર-જીવનનું પ્રમાણ એ શબ્દોમાં— "મ્હને આ વાતની શાંતિ છે કે મ્હારા લીધે કોઈ પણ યુનાનીને શોક વસ્ત્રો નહી પ્હેરવા પડશે" આપતાં, ચિર નિદ્રાધીન થયો હતો.

(૯) સપ્તમ-હેનરીના પરમ મિત્ર કાર્ડિનલ વુલ્સીએ હેનરીની અન્યમનસ્કતા પ્રતિ ક્રોધ પ્રદર્શિત કરતાં "જેવી મ્હેં ત્હારી ચાકરી કરી હતી તેનાથીય અર્ધી મ્હેં પરમાત્માની કરી હોત તો અત્યારે તે મ્હને એ સ્થિતિમાં ન મુકત," કહી મરણ પામ્યો.

(૧૦) મહારાણી એલિઝાબેથના અંતિમ શબ્દો બહુજ કરૂણાજનક હતા- "શું આ આટલું બધું. ઐશ્વર્ય એકજ ક્ષણ માટે હતું?

(૧૧) વોશિંગટન મૃત્યુથી જરાય ભયભીત ન થતાં વીરોચિત શબ્દોમાં "ચાલો સારૂં થયું," કહી મરણ પામ્યો હતો.

(૧૨) કાર્ડિનલ બ્યોફોર્ટ કાળને સમક્ષ જોઇ ભયભીત થતાં "શું મ્હારી આ સમસ્ત સંપતિ મ્હારી રક્ષા નથી કરી શકતી? શું આ યમરાજ મ્હારૂં સર્વસ્વ લઈ મ્હને મુક્ત ન કરી શકે"? કહીને મરણ પામ્યો હતો.

(૧૩) જાન. રિચાર્ડ ઉઠીને પોતાની આંગળી પોતાના હાથની નાડી પર મુકી હસતાં હસતાં કહ્યું. "નાડી બન્દ પડી, મારો જીવન-સમય સમાપ્ત થયો."

(૧૪) ફિલપ ૧૮ મી શતાબ્દીમાં એક મ્હોટો અભિનયજ્ઞાતા હતો. મૃત્યુ સમય સમીપ આવ્યો જોઈ તે બડબડયો. "મ્હારા પરમેશ્વર! ત્હારૂં અને મ્હારૂં સંગાત અહિં સુધી જ હતું."

(૧૫) જાનપાન નામનો એક અભિનયકર્તા "આવું જણાય છે કે હવે જીવન નાટક સમાપ્તિ પર છે. અને જુઓ એ-એ-એ. યવનિકા-પતન. સાલો બધું સમાપ્ત." કહીને મરણ પામ્યો.

(૧૬) રૂશિયાનો પ્રથમ ઝાર અલેક્ઝેંડરે પોતાની મહારાણીને-" તમે થાકી ગયા હશો! બોલી પૃથ્વી પર પછડાયો અને મરણ પામ્યો.

(૧૭) લૂઈ ૧૫ માંએ પોતાના મિત્રો અને સંબન્ધિઓને આ કહેતો-"રડો છો. શું કરવા ? શું તમારો આવો વિચાર હતો કે હું મરીશજ નહિ. હું સમજતો હતો કે મરતી વેળાએ બહુજ તકલીફ થતી હશે." -મરણ પામ્યો.

(૧૮) કોઝરકો પોલેન્ડનો એક દેશભક્ત હતો. યુદ્ધભૂમિમાં બાણથી ઘાયલ થઈ મરતી વેળાએ કહ્યું હતું. "હવે એ દેશનો પરમાત્માજ સહાયક છે."

(૧૯) પ્રથમ ચાર્લ્સ-"સ્મરણ રાખજો."

(૨૦) દ્વિતી-ચાર્લ્સ-" ગરીબ નેલીને ભૂખી રાખશો માં."

(૨૧) પંચમ જેમ્સ (કન્યાના ઉત્પન્ન થવાના સમાચાર સાંભળી) "આ તાજ એક કન્યા તરફથી આવ્યો હતો, કન્યા પાસેજ ગયો." કહી મરણ પામ્યો હતો.

(૨૨) તૃતીય વિલિયમ-"શું આ યંત્રણા વધારે વાર ટકશે ?"

(૨૩) તૃતીય ચાર્લ્સ-" ઘાય! ઘાય! શું એ ખૂન છે. ઓહ! મ્હારાથી ભૂલ થઇ. પરમાત્મા! મ્હને ક્ષમા કર."

(૨૪) તૃતીય. રિચર્ડ, " વિશ્વાસઘાત! વિશ્વાસઘાત!" કહી મરણ પામ્યો.

(૨૫) અમેરીકાનો પ્રસિદ્ધ દેશભક્ત જેફર્સન-"હું મ્હારો આત્મા અને પરમાત્મા, પુત્રી અને દેશને સમર્પણ કરૂં છું."

(૨૬) વિલિયમ-પિટ- " ઓ મ્હારી માતૃભૂમિ! હું ત્હને આ સમયમાં પણ નહીં ભૂલું." કહી મરણ પામ્યો.

(૨૭) નેલ્સન [નાવિકોથી] મ્હેં મ્હારા ધર્મનું પાલન કર્યું છે. ઈંગ્લિસ્તાન પોતાના પ્રત્યેક પુત્રથી આશા રાખે છે કે તેઓ દેશહિતના ધર્મનું પાલન કરશે"

(૨૮) સુકરાત (પોતાના શિષ્યોથી) " જુઓ! મ્હારે ઈસ્ક્યુલેપસને એક મર્ગો આપવો છે, તમે તેને આપજો-"કહી મરણ પામ્યાં હતાં.

(૨૯) મહારાણી એનીના ગળાપર જ્યારે વધિકે છૂરો મુક્યો તે વખતે મહારાણીએ કરગરીને કહ્યું— "મ્હારી ગર્દન બહુજ ન્હાની છે."

(૩૦) સપ્તમ-હેનરી-"વીરો! આગળ કૂચ કદમ કરો" કહી મરણ પામ્યો.

(૩૧) લોર્ડ બેકન." બફેલાં મુર્ગ-માંસસુરક્ષિત રહે છે"-કહી મરણ પામ્યો.

(૩૨) સર-ફિલિપ સિડની યુદ્ધભૂમિમાં જ્યારે પોતાની અંતિમ-ક્ષણો ગણતો હતો તે વખતે તેને પાણી પીવાની ઈચ્છા થઈ. એક સૈનિકે જળપાત્ર સિડની સમક્ષ રજુ કર્યું. ધીરવીર સિડની જ્યાં પાણીને પોતાનાં મ્હોંડે લઈ જાય છે, તેની દૃષ્ટિ પાણીના અભાવે તડફતા એક સૈનિક પર પડી હતી સર ફિલિપે જળ પાત્ર તેને આપતાં— "મ્હારી આવશ્યકતા કરતાં ત્હારી આવશ્યકતા વધારે છે" કહી મરણ પામ્યો.

(૩૩) રૂશિયાનો ઝાર—" સૈનિકો!' (અને સૈનિકોએ તેને ગોળીથી ઠાર કર્યો)

(૩૪) મહારાજ દશરથ (પુત્ર વિયોગમાં) "રામ! રામ!!" કહી મરણ પામ્યા.

(૩૫) મહારાણી સીતા-"રામના અતિરિક્ત અન્ય કોઇ પણ પુરૂષનું ધ્યાન સુદ્ધાંય કર્યું હોય તો હે, વસુંધરા! તૂ ત્હારા ખોળામાં મ્હને લઈ લે."

(૩૬) મહાત્મા બુદ્ધ-" મનુષ્યની શક્તિઓ નાશવાન છે, પરિશ્રમથી નિર્વાણ પદ પ્રાપ્ત કરો."

(૩૭) દાઉદ (પોતાના પુત્ર સુલેહમાનથી) "સમાઈ ત્હારા સાથમાં છે. તે નિષ્પાપ નથી. તૂ બુદ્ધિમાન છે. ધર્મને ઓળખ અને તેના ધવલ માથાને રક્તથી લાલ કર"

(૩૮) મહાત્મા, ઈસા—(ફાંસી પર) અય! મ્હારા ખુદા! અય! મ્હારા ખુદા!! ત્હેં મ્હને એકલો કયમ મૂકી દીધો."

(૩૯) સ્વામી દયાનંદ- "પરમાત્મા! મ્હારી નહિ ત્હારી ઈચ્છા પૂર્ણ થાવ"



# આજ દીપોત્સવી

( પરંપરિત ઝૂલણા )

આજ દીપોત્સવી, અધિક રળીઆમણી.

સદન સ્વાગીયને આંગણે પૂરતી
વિવિધ રંગો તણા સાથીઆ હોંસથી,
કોઈ નવ યૌવના, હૃદયમાં સ્થાપવા
નિજ હૃદયનાથને.

મુગ્ધ આશા સમા પુંજને સેવતી,
મુખથી પ્રિય તણો જાપ જપતી હતી,
જાગતો હૃદયનો ભેખ દર્શાવતી.

કો સમે મત્ત થઈ હાસ્ય હસતી હતી,
નાચતી, કુદતી, ઝાંઝરે ઝણુકતી,
ઇન્ધના હલનથી, વાયુના વહનથી,
ઝુડો સરકતાં, શોભતી તે હતી.

યામ ઘનરાજિમાં, વિજ શી દોડતી,
નના તિમિરમાં, રૂપ ભરી રાજતી
માભમાં ઉલ્લસે અણુગણ્યા તારલા;
માજ દીપોત્સવી.

માર્ગમાં કુંકુમો વેરતી વેરતી,
વેન સુમનો તણી નાની શી છાબડી,
ભરી ભરી હોંસથી.
ખમાં સ્થાપતી ન્હાનલા દીવડા,
મંજુ સંગીતનાં સૂર લંબાવતી,
ભાવથી સુભગ શૃંગાર સજતી હતી
નીસરી ચાલી તે પ્રેમ પૂજન પથે,
ઘેલી થઇ આજ સ્વામી તણાં દર્શને.

પૂર્ણિમાએ ખીલે. કુમુદની પાંખડી,
તેમ ખીલાવીને હૃદયને નાથનાં
સુભગ સ્મરણો થકી,
જગતના તાપને દૂર કરતી હતી.
નાથના નયનમાં રાચતા આત્મને
નિરખી તે જીવનમાં પ્રેરણા ઝીલતી.

હૃદય ઉંડાણમાં જે વહેતો ઝરા
સ્નેહ માધુર્યનો
તે વળી પ્રિયતણું હૃદય ભીંજી રહ્યો.
કલ્પના થાકતી તોય જાગી રહી.
સર્વ સૃષ્ટિ હવે ચેતના ભામતી,
આંજ દીપોત્સવી, કેવી રળીઆમણી !
હૃદયના મંદિરે એકલી એ વશી
મૂર્તિ રસરાજની.
હાશ. એ આત્મની જ્યોત જ્યાં ઝબકતી,
તીવ્ર ઝંખા હની અર્પવા થાળને,
પેખી એ પ્રિયતણી હૃદયની મૂર્તિને,
આત્મની આરતીને ઉતારી લીધી.
દેવ આવી કહે,
પ્રેમ પૂજન કરી, દેવી ! લ્હે ઉજવી
આજ દીપોત્સવી,
કાલ નવ વર્ષની રક્ત વર્ણી ઉષા
ઓપશે રશ્મિઓને પ્રસારી બધે,
જીવનના પરમ માંગલ્યમાં પ્રેરવા.
નવલ આ વર્ષમાં, સ્નેહ–સેરા તણાં
છાંટણા છાંટીને, શીત ચન્દ્રી સમાં,
જીવન ઉલ્લાસથી, કાર્ય પ્રેરક કરી
આત્મનાં પુષ્પને વિકસવા ધર્મથી;
વિશ્વ બંધુત્વની ભાવના પોષવા,
ઘૂમવા સ્નેહના અતળ ઉંડાણમાં,
સત્ય અહિંસા તણા સેવી આદર્શને;
જીવન રસમય કરી પ્રભુતા પામીએ.
શકિતં પામું પ્રભુ ! અર્પજે એટલું,
આંજ દીપોત્સવી, ગઇ હવે રસ ભરી.
શાંત રજની મહીં શોભતાં બેઉ શાં,
સૃષ્ટિ સૌન્દર્ય જાણે વસેલું જ ત્યાં,
દંપતિ પ્રેમની એ નિશાની હતી,
'રાત કાળી હતી, તે રૂપાળી હતી.'
આજ દીપોત્સવી, મધુર મન મોહિની.

હરવદન યાજ્ઞિક, બી. એ.



# ઉ પા સિ કા



**શ્રી. રમણીક હીરાનલાલ મ્હેતા.**

બે હજાર વર્ષથીયે જૂની આ કથા છે. મગધના રાજા બિમ્બિસારે મહાત્મા બુદ્ધદેવને વિનંતી કરી: "શ્રીમાનના ચરણ નખની એક કણિકા પ્રાપ્ત થાય તો હું બહુજ સુખી થઉં."

"એ કણિકાને લઈને સંસારમાં શો શો અનર્થ કરવા માગો છો, રાજન્?" બુદ્ધદેવે સ્મિતભર્યા મૂખે પૂછ્યું.

"બસ, એક કાર્ય, અહિંસા અને સત્યને માટે આત્મસમર્પણનો સન્દેશ!" રાજાએ ઉત્તર આપ્યો.

*

રાજવાટિકાના એક કિનારે એ નખ-કણિકાને દાટીને ત્હેના પર રાજા બિમ્બિસારે એક સુન્દર સ્તૂપ સ્થાપ્યો! કારીગરોએ સુંદર ચિત્રાવલિથી એને સુભૂષિત કર્યો! જાણે પાષાણ હમણાં બોલી ઉઠશે, પોતાનાંજ રૂપ ઉપર મુગ્ધ બનીને નાચી ઉઠશે. એટલી સુન્દર હતી શિલ્પકારોની એ રચના!

પ્રતિદિન સન્ધ્યા સમયે રાજમહિષી અને રાજબાલાઓ સ્નાન કરતી, શુદ્ધ વસ્ત્રો પરિધાન કરતી, પુષ્પપાત્રમાં ફૂલ એકત્ર કરતી. અને સુવર્ણથાળમાં પૂજાની સામગ્રી લઈને સ્તૂપ આગળ જતી. સ્તૂપની સમીપમાં ફૂલમાળાઓ રાત્રિભર મહેકી રહેતી. સુવર્ણના આરતી પ્રદીપોની જ્યોતિ પ્રભાતકાળ પર્યંત પ્રકાશિત રહેતી હતી. બંને સંધિકાળમાં નવીન ફૂલ: નવીન દીપક અને નવીન પૂજા!!

*

આ પ્રમાણે કેટલાયે સંવત્સર વીતી ગયાં. રાજા બિમ્બિસારનો દેહાંત થઈ ચૂક્યો હતો. યુવરાજ અજાતશત્રુ સિંહાસનારૂઢ થયો. બ્રાહ્મણધર્મના ભક્ત આ યુવરાજે નગરીમાં રૂધિરની નદીઓ વહાવીને પિતાના ધર્મનો ઉચ્છેદ કર્યો. બૌદ્ધ ધર્મશાસ્ત્રોને ત્હેણે યજ્ઞની જ્વાલાઓમાં હોમી દીધાં! રાજધાનીમાં ઘોષણુ કરવામાં આવી કે: પૂજાના અધિકારી ત્રણ જ છે–વેદ, બ્રાહ્મણ અને રાજા! અન્યની પૂજા કરનારને પ્રાણદંડ દેવામાં આવશે."

નગરીનાં નરનારી કંપી ઉઠયાં. બુદ્ધનાં નામનું ઉચ્ચારણ સરખું યે બંધ થઈ ગયું. સ્થળે સ્થળે યજ્ઞવેદિકાની જ્વાલાઓ ખાઉં ખાઉં કરતી ઊંચે આકાશમાં ચઢવા લાગી!

*

એક સન્ધ્યાની વાત છે. રાજપ્રાસાદની એક પરિચારિકા સ્નાન કરીને તૈયાર થઇ રહી હતી. પુષ્પ અને પ્રદીપ તૈયાર કરી રહી હતી એના ઓષ્ઠ પ્રદેશપર બુદ્ધ ભગવાનનું નામ રમી રહ્યું હતું.

આ નારી કોણ હતી? શું ત્હેને રાજાનો ભય નહોતો? શું ત્હેણે રાજઘોષણા સાંભળી નહોતી?

તે હતી શ્રીમતી નામની એક દાસી–રાજપરિચારિકા. હંમેશાં જ્યારે રાજરમણીઓ પૂજાને માટે પ્રયાણ કરતી ત્યારે આ અભણ અજ્ઞાન દાસી પૂજાની સામગ્રી લઈ ત્હેમની સાથે પૂજાસ્થાને જઈને મૌનભાવે એક છેડે ઊભી રહેતી. ત્હેને કાંઈ આવડતું નહોતું છતાંયે આંખ મીંચીને તે કાંઇક જપ્યા કરતી! જાણે ત્હેની વાતો અંતરિક્ષમાંથી કોઈ સાંભળી રહ્યું હોય એમ પ્રતીત થતું.

ત્હેણે રાજઘોષણા સાંભળી હતી. ધૂપદીપ લઈને દાસી રાજમાતાની પાસે આવીને કહેવા લાગી: માતા! પૂજાનો સમય થઈ ગયો છે!

મહારાણીનું શરીર થરથરી ઊઠ્યું. ભયભીત થઈને ત્હેણે કહ્યું: "નાદાન, જાણતી નથી? સ્તૂપ પર ધૂપદીપ ચઢાવનારને શૂળી મળશે અથવા તો કાળાપાણીની સજા થશે! ન્હાસી જા એ નાદાન દાસી. ન્હાસી જા! હવેથી પૂજાનું નામ સરખું પણ લેતી નહીં!"

ત્યાંથી પાછી ફરીને દાસી રાજરાણી શ્રીઅમિતાદેવીના ખંડમાં ગઈ. રત્નજડિત દર્પણમાં જોઈને રાણી શૃંગાર સજી રહી હતી–કેશપાશમાં સેંથી પાડી રહી હતી.

પરિચારિકાના હાથમાં પૂજાની સામગ્રી જોઈને રાજમહિષી ચમકી ઉઠી ! હાથ સ્થિર ન રહેવાથી સેંથી વાંકી પડી. દાસીએ કહ્યું : "રાણીજી ! પૂજાનો સમય થઇ ગયો છે !"

રાણી બોલી : "સાથે સાથે મૃત્યુનો સમય પણ થઇ ગયો છે ! ચાલીજા અહીંથી ! કોઈ જોઈ જશે તો રાજાજીનો કોપ જાગી ઊઠશે ! પૂજાના દિવસો તો વહી ગયા !"

રાજપ્રાસાદની બ્હારી ઉઘાડીને, અસ્તાચલમાં છુપાવા જતા રવિદેવને નિહાળતી રાજકુમારી શુકલા કવિતા–પુસ્તક વાંચવામાં મગ્ન હતી. નૂપુરનો ઝંકાર સાંભળીને તેણે દ્વાર તરફ નજર કરી તો દાસી શ્રીમતી ઊભી હતી.

"રાજકુમારી ! ચાલો, પૂજા કરવાને !"

"જા, તું જા, મરવાને માટે !" શુકલા બોલી.

*

નગરના દ્વાર પાસે જઈને શ્રીમતીએ પુકાર કર્યો : "નગરવાસીઓ ! પ્રભુની પૂજાનો સમય થઈ ગયો છે. ચાલો ! શું કોઈ નહીં આવો ? શું રાજાજીનો આટલો બધો ભય લાગે છે ? શું પ્રાણ એટલા અધિક વ્હાલા છે ?"

કોઇએ દ્વાર વાસી દીધાં, કોઇએ અપશબ્દો કહ્યા, પરન્તુ કોઇ ત્હેની સાથે જવાને તૈયાર થયું નહીં. શ્રીમતી તે સન્ધ્યાકાળ તરફ જોઇ રહી હતી. દિશાઓમાં ઊંચે ઊભું રહીને જાણે કોઇ કહી રહ્યું હતું : "સમય વીતી રહ્યો છે, પુત્રી શ્રીમતી ! સમય ચાલ્યો જાય છે. શ્રીમતીનું મુખ પ્રકાશથી ચમકી ઊઠ્યું. તે ચાલી નીકળી.

દિવસની અંતિમ પ્રભા અંધકારમાં વિલીન થઇ ગઇ. સમસ્ત માર્ગ નિર્જન અને અંધકારપૂર્ણ બની ગયો. લોકોનો કોલાહલ ક્રમશઃ શાન્ત પડવા માંડ્યો રાજદેવાલયમાંથી આરતીના સ્વર સંભળાયા. રાત્રી પડી. શારદીય નિશાના અંધકારમાં અનંત તારીકાઓ ચમકી ઊઠી. દ્વારપાળે રાજમહેલના દ્વાર બંધ કરીને ઉચ્ચસ્વરે પોકાર્યું : "દરબાર સમાપ્ત !"

આવા રાત્રિના સમયે રાજપ્રાસાદના પ્રહરી એકાએક શાથી ચમકી ઊઠ્યા ? ત્હેમણે શું જોયું ? ચોર ? ખૂની ? કે કોઈ ભૂત ?

નહીં, નહીં ! ત્હેમણે જોયું કે રાજવાટિકાના એક ખૂણામાં, પ્રગાઢ અંધકારમાં, બુદ્ધદેવના સ્તૂપની પાસે કોઈ દીપમાળા પ્રકટાવી રહ્યું હતું. . .

ખુલ્લી તલવાર લઈને નગરરક્ષક દોડી આવ્યા, સ્તૂપની પાસે આવીને ત્હેમણે જોયું તો એક સ્ત્રી સ્તૂપની નિકટમાં ઘૂંટણીએ પડીને બેઠી હતી. ત્હેની આંખો બંધ હતી અને કાંઇક જપતા ત્હેના ઓષ્ટ પ્રદેશપર હાસ્ય તરવરી રહ્યું હતું.

નગરપાળે આવીને તે ધ્યાનમગ્ન શરીરને ખૂબ હલાવીને પ્રશ્ન કર્યો. મૃત્યુને સાથે ઉઠાવી લાવી, અહીં આરતી કરનારી હે અભાગી નારી ! તું કોણ છે ?

"મારૂં નામ શ્રીમતી ! હું છું બુદ્ધ ભગવાનની પરિચારિકા દાસી !"

ખુલ્લી તલવાર એ રમણીની ગરદન પર પડી. સ્તૂપનાંએ પવિત્ર પાષાણ તે દિવસે ત્હેના રૂધિરથી રંગાઈને વધુ પવિત્ર બન્યા.

શરદઋતુની એ નિર્મળ રાત્રિમાં રાજવાટિકાના ખૂણામાં, એકાકી ઊભેલા એ સ્તૂપના ચરણોમાં આરતીની દીપમાલિકાના અંતિમ દીપક બુઝાઈ ગયા; પરંતુ તે ઉપાસિકાના અન્તર્દીપની જ્યોતિનો યુગ–યુગાન્તરે યે નહીં બુઝાય ! *

* અનુવાદિત.



# વટેમાર્ગુ

વટેમાર્ગુ કેટલા સ્વાર્થી હોય છે! મારા ખેતરના લિમડાના છાંયા નીચે બેસીને મેં કેટલાય વટેમાર્ગુને માર્ગ બતાવ્યો છે! રામપુર આ રસ્તો જાય છે! નવાનગર પેલો!

વટેમાર્ગુ ફક્ત પોતાનો રસ્તો પૂછીને ચાલવા માંડે છે. બીજું કંઈ પણ પૂછતા નથી. હું પણ પછી એમને કંઈ પૂછતો નથી. માર્ગ બતાવી દઉં છું, બસ! એ પોતાને રસ્તે પડતા અને હું ગાયન ગણગણતો!

આ સ્થિતિમાં વટેમાર્ગુ મિત્રતા બાંધી શકે! પણ નહિ, એમ કરવાનો એ પ્રયત્ન પણ કરતા નથી. અરે, એ કેટલા સ્વાર્થી હોય છે?

× × ×

એક સમય એક અંધ પુરુષ લાકડી ઠાકતો આવ્યો. એણે નવાનગરનો માર્ગ પૂછ્યો મેં એને કંઈક ચીડવવાના હેતુથી પૂછ્યું, "ક્યાંથી આવો છો, સુરદાસ?"

"અરે ભાઈ! મને રસ્તો બતાવી દો ને! જલદી જવાનું છે!

જુઓ! કેટલો સ્વાર્થી!

મેં એને નવાનગરનો રસ્તો બતાવ્યો. આભારની કિંચિત માત્ર લાગણી દર્શાવ્યા વિના એ રસ્તે પડ્યો. એણે એ જાણવાની પણ પરવા ન કરી કે રસ્તો દેખાડનાર કેવો છે—કાળો યા ગોરો—ભલો યા બૂરો!

વટેમાર્ગુ કેટલા જલદી બીજા પર વિશ્વાસ મૂકે છે? જે તરફ જવાનું કહેતો, ને તરફ એ જતા. પોતાને છેતરે છે કે નહિ, એ પણ જાણવાનો એ પ્રયત્ન કરતા નથી આહ! કેટલા ભોળા?

× × ×

આજે મારે કંઈક દૂર જવાનું છે. બગલમાં પોટલી દબાવી, હું ચાલ્યો. હું પણ આજે એક વટેમાર્ગુ છું. એક બાળા કૂવા પર પાણી ભરી રહી હતી.

મેં એ બાળાને પૂછ્યું, "સોનારકુઈનો રસ્તો કયો?"

બાળા બોલી "પેલે રસ્તે જાવ, પણ થોડીકવાર અહિં થાક ખાવ. તમે બહુ થાકી ગયા લાગો છો. આવો મારે ઘેર ખાઈ, પી, આરામ કરીને જજો. હજી તમારે ઘણું ચાલવાનું છે."

"ના, ના. મારાથી રોકાવાય, એમ નથી. મારે સત્વર જઈ પહોંચવું જોઈએ."

આહો! હુંય પણ સ્વાર્થી છું!

હું આગળ ચાલ્યો.

× × ×

એ દિવસને ઘણો સમય વીતી ગયો. ભાગ્યવશાત એજ ગામમાં મારે મકાન ભાડે રાખીને રહેવાનો પ્રસંગ ઉપસ્થિત થયો.

હું એ બાળાને ભૂલી ગયો હતો.

પણ એક દિવસ, મેં એને અને એણે મને જોયો! હું આજે વટેમાર્ગુ નથી. એણે મને બોલાવ્યો પણ નહિ! છતાંય હું એને મળવા ચાહું છું.

પણ કેવી રીતે મળું?

આજે કયા ગામનો માર્ગ પૂછું?

સુલેમાનજી. સુ. ખત્રી. બી. એ.

# મુરબ્બી !

લેખક:—
શ્રી. "અગ્નિકુમાર"

સન ૧૯×× ની સાલમાં અમારા ગામથી રાજનગર 'ડીપ્લોમા' પરીક્ષા આપવા આવવાનું થયું; ત્યારથી તેમના છત્રનો-મુરબ્બી વટનો સેવકને પરિચય. મારા દાદા અને એમના-કમાલભાઈના બાપ એ બંને એકજ ખાતામાં ખાદેધોડે સાથે કામ કરનારા, એટલે સેવક હિંદુ હોવા છતાં કમાલભાઇના કુટુંબ સાથે જબરી ઘરવટ. સેવકને નોકરીને અંગેજ પરીક્ષા આપવાની હતી, એટલે ચોવીસથી ત્રીસ વર્ષ ખાતામાં ગાળ્યા છતાં, લાયકાત મેળવવા આ 'ડીપ્લોમા' મેળવવાની હતી. સેવકની આમદ વખતે કમાલભાઇ 'કોલેજ'માં ભણતા, પણ તેમની રહાપણવય, વર્ષવય કે બુદ્ધિવયને પણ ટપી જાય તેવી હતી. હું દસ વર્ષે મોટો હોવાનો દાવો કરી શકું પણ કમાલભાઈના મુરબ્બી ભાવ આગળ તે હું જાતને તેમનાથી દસેક ન્હાની વયનોજ સમજી લેતો! ગુણોજ પૂજાનું સ્થાન, નહિ વય! આગગાડીમાંથી ઉતરતાં અમારે ભોંયરૂં ઓળંગી, રાજનગરમાં દાખલ થવા માટે સ્ટેશનની સાચી હદમાં આવવાનું હતું. ભોંયરૂં ઉતરતાંજ કમાલભાઇ બોલી ઉઠયા "કનૈયા! સમાલીને ચાલજે. જો ભોંય પર પડયો અને ફરસબંદી ફાટે તો આ પોલા ભોંયરામાંથી મહેમદાવાદના ભમરિયા કુવેજ પહોંચી જઇશ, તો પાછા ટીકીટ ભાડાના પૈસા થશે!"

આગળ જતાં તેમણે મારી ટીકીટ લઈ લીધી અને પોતાનો પાસ અને મારી ટીકીટ બાર વાર ગણી બોલ્યા "કનુ! અહીં ભીડમાં કેટલાક ખીસ્સાકાતરૂ ટીકીટજ ગેપ કરી જાય છે! આપણું પૈસા પાકીટ જાય તેનો વાંધો નહિ, પણ આપણી ટીકીટ જાય તો? તોબા:—"

બહાર આવતાં ગાડીવાળાને એમણે સ્વારી માટે પૂછતાં પહેલાં મોટરવાળા કે એરોપ્લેનવાળા બની આવવાનું કહી ખેરવ્યો! મોટરમાં બેસતાં તેમણે મને વચ્ચેજ બેસાડયો અને પોતે મારી જોડે બેઠા. કંડકટરને પાંચ રૂપીઆની નોટ આપી ચાર રૂપીઆ ચૌદ આના ત્રણવાર ખખડાવી લીધા! સાકર બજાર આગળ લલ્લુભાઇની ધર્મશાળા ને મોટું મંદિર, ચાર રસ્તા આગળ એક ચશ્માવાળાની દુકાન ને સદાવ્રત, બાલાહનુમાન ને મહામાતા, ફતાસા પોળ પાસેના જૈન મંદિર ને સીદી સૈયદની મસીદ અને પાનકોર નાકા આગળની ચુડીઓળ ને ચાંલ્લાઓળ તરીકે તેમણે વગર પૂછયે ઓળખાવી! એક દૃષ્ટ-ભલો પાડોશી તેમની ભૂલો સુધારતો, અને તે મને ચોક્કસ જ્ઞાન માટે મુરબ્બીવટે 'અમદાવાદ શહેરની ભૂગોળ કે 'પાટનગર અમદાવાદ' વાંચી લેવા સૂચવતા! કમાલભાઈના બાપ કાદુભાઈની હવેલી હાલગર શેઠને નાકે હોવાથી અમે પાનકોર નાકે ઉતર્યા અને પાનકોર નાકું એ નામ પાનકોરા નામના કાપડ ઉપરથી પડયું એમ એમણે કહી નાખ્યું!

પરીક્ષાના અંગે મ્હારે કમાલભાઇને ત્યાં બે દિવસ રોકાવું પડયું તે વખતે તેમણે મુરબ્બી વટ રાખી સલાહ આપી તે નીચેના સૂત્રોમાં ગુંથી લીધી છે.

(૧) હિંદુધર્મનો નાશ-લોપ થતો અટકાવવા ગોમૂત્રમાં કરીઆતુ નાંખી, લવણ, દિકામાળી, લીંબુ અને સાકરનો ઉકાળો બ્રાહ્મ મુહૂર્તે પીવો જોઇએ!

(૨) શહેર બહાર ખુલ્લા ચોગાનમાં મળત્યાગ માટે જવું જેથી બટાટા વિગેરેના ખાતર માટે સગવડ થાય!

(૩) નિત્યકર્મ કરતાં પહેલાં પંદર મિનીટ શરીરની, પંદર મિનીટ કલાની, પંદર મિનીટ કુદરતની અને પંદર મિનીટ આત્મા ને પરમાત્માની પૂજા-પ્રાર્થના અને ધ્યાન ફરજીયાત કરવાં! બીજાના ચાંદિ પૈસા પણ પૂજવા.

(૪) કોઇપણ પરકોમના કે ઓળખીતાને ત્યાં ઉતર્યા હોઇએ તો આપણી જ ભોજન અને પેયની રસમ જાળવવી તે માટે સ્વયંપાક કરવા માટે અને જળભરા બનવા સારૂ કટિબદ્ધ રહેવું. તેમાં યજમાનની-

અગવડ, સમયનો અભાવ એવાં બ્હાનાં કાઢવાં નહિ, કેમકે આપણે સાજા તોજ યજમાન રાજા !

(૫) બહાર નીકળતાં વસ્ત્ર પહેરવા પડે તો પહેલાં શિરનું, પછી અંગનું અને છેવટે પાયનું, અને કાઢતી વખતે પહેલાં માથું પછી પીઠ અને છેવટે પાદ એમ નેપથ્ય આચરવું !

(૬) બહાર નીકળતાં ખીસ્સામાં ટાંકણી, દોરાવાળી સોય, ચાકુ, બેટરી, પેન, સીસાપેન, ફાઉન્ટન પેન, પત્તું, નામનો છાપેલો 'વીઝીટીંગ કાર્ડ', એક આનો બે આની અને ચાર પૈસા મળી પાવલાનું પરચુરણ અને તજ-એલચી-મરી અવશ્ય રાખવાં.

(૭) રસ્તામાં વાહનમાં બેસતાં અને ઉતરતાં તેની જે તરફ ગતિ હોય તે તરફ આપણું મુખ રાખવું: ટીકીટ લઇનેજ પૈસા આપવા, ઉતરતાં સુધી 'ટીકીટ' વાળવી કે ફાડવી નહિ.

(૮) આપણી કુશળતાનો દેશ કાગળ લખતાં પહેલાં, આપણું વજન લેવડાવવું, થર્મોમીટરથી તાપ-ગરમી માપવી અને સળેખમ થયું છે કે નહિ તે ખાત્રી કરવી !

(૯) હિંદુએ હિંદુ જોડે બનતા સુધી વાત કરવી નહિ, પણ માર્ગમાં કંઈ પણ મુંઝવણ કે ભૂલ થાય તો મુસ્લીમ પોલીસને કે ફીરંગી બટલરને પૂછવું !

(૧૦) લેબાસ સજતી વખતે વાળમાં 'હેર ઓઈલ' ન નાંખવું અને દર્પણમાં મુખ જોયા પછી પાન, તપકીર કે બીડીનો ઉપયોગ ન કરવો !

(૧૧) હાથ રૂમાલ હંમેશા ધોળા રંગનોજ રાખવો. થેલીને ઝોળી ન કહેવી !

(૧૨) ભૂખ લાગે તો વારે ચવાણું ચાવવું નહિં, નેમ 'હોટલે' ચા કે સોડા ગાળ્યા વગર પીવાં નહી !

(૧૩) કોઈ પણ બાબતમાં પૃચ્છા કરવી હોય તો અનુભવ વૃદ્ધ 'કોલેજીયન — જેમકે મ્હારા જેવાને પૂછવામાં શરમ રાખવી નહીં તેઓજ 'સોલોમાન-જેવા પ્રેત હોય છે.

(૧૪) કોઈને આપણા રહેઠાણનું ઠેકાણું આપવું નહિં.

(૧૫) કાયદાનું કડક રીતે શિસ્ત પાલન કરવું પણ કદાચ તેના ભંગ માટે નામ મંગાય તો કાયદેસર નામ લઈ નામે આપવું !

*

કમાલભાઈને ઘેર મારે બેજ દિવસ મહેમાન રહેવું પડયું. મ્હારા મિત્ર કાદરભાઈના તે પાટવી કુંવર છે, એટલે એમનો મત, કાદરભાઈ તો કાગળના વેપારને અંગે ઈંગ્લેંડ, જર્મની, સ્વીટઝર્લેંડ કે અમેરીકાથી આવતા જતા પત્ર વ્યવહાર માટે લેજ. પણ તેમના મુરબ્બિ વટથી અને તેમના પેલાં પંદર સત્રથી ખેંચાઈ મ્હેં પણ કેટલાક પ્રશ્નોમાં તેમનો નિર્ણય જાણી લીધો છે. જે નીચે ટાંકી આ લઘુ-તમ લેખ પુરો કરૂં છું.

(અ) સુધારા માટે એમનું-કાદરભાઈનું કહેવું એમ છે કે ધારા ન હોય એનાં કરતાં ગમે તેવા સુધારા શા ખોટા ?

(બ) હિંદુ મુસ્લીમને હિંદી બનાવવાને ઉપાય સૂચવે છે કે હિંદુઓએ મુસ્લીમોને ફીરસ્તા માનવા અને મુસલમાનોએ હિંદુને મહાત્મા ગણવા !

(ક) હરિજન ઉદ્ધારમાં તેઓ મુરબ્બિ માને છે કે રોટી બેટી વ્યવહારે સવર્ણો ઉચ્ચ અને નીચ હરિજન વર્ગ ઉભો કરી, ઉચ્ચ સવર્ણ—નીચ સવર્ણ—ઉચ્ચ હરિજન અને નીચ હરિજન એમ ચાર વર્ણો ઉપજાવશે !

(ડ) કેળવણી માટે તેઓ માલવીયાજીના મતના છે કે 'ધર્મ, લોહ અને ધન' એજ ધ્યેયનું પૂજન થવું જોઈએ. જીસકા વોં સબ ઉસકા દેશ !

(ઇ) સાહિત્યમાં તે ત્રણ સાક્ષરને વખાણે છે, કવિ ઝફર, મલબારી અને મસ્ત ફકીર !

(ફ) મુરબ્બિ તરીકે પણ તે અલ્લા, માશુક અને સ્વનેજ ગણે છે !

(ગ) કનૈયા કાકાને તે દશ વર્ષ મોટા હોવા છતાં હજી 'બચ્ચા' જેવાજ ગણે છે !

(હ) હજ, નિમાઝ અને કુરાન એ તેમનાં જીવનનાં સાથી બિરાદર છે.

(એ. અ) અને પોતે મુરબ્બિ 'હોઈ સર્વને સલાહ આપવા યોગ્ય, તેમની સલાહ સર્વ માનવાને બંધાયલા, અને કોઈ પણ પ્રશ્ન વિષે ફક્ત ત્રણજ સેકંડમાં સલાહના ખુરકી અને તરીભર બાર્હાન તે આપી શકે એમ એમનો સુરત મત છે. ઈબારત કે:

કમાલ કહે કનૈયાને
દો બાત સુન લે,
મુરબ્બિ કો માન દે
ઓર ઈધર ઉધર સુખ લે."

આમીન.

ઈલા જરા થોભી "સત્યને ખાતર તમે એટલું તો સમજશોજ કે તમારે માટે મારા મનમાં કશોજ સ્નેહ નથી."

બરાબર છે વધુ સાંભળવાની ઈચ્છાથી જયંતે કહ્યું.

'હું તમને નથી ચાહતી, એટલું જ નહિ પણ હવે હું કુમારી પણ નથી. મ્હારૂં હૃદય મેં એક બીજા તમ સરખા યુવાનને આપી દીધું છે." ઈલા ઝટપટ બોલી ગઈ ને જયંત સામું જોયું.

બન્નેની આંખોમાંથી અશ્રુ ટપકયાં.

સત્ય વસ્તુ જાણીને કોણ તેવી લાગણીઓ નહિ અનુભવતું હોય ?

જયંત પોતાના હાથની મુઠ્ઠીપર પોતાની આંગળીઓ વગાડતો હતો. તેનું પહેલાં જેટલુંજ મૌન જોઈ ઈલા બોલી, "વિશેષ શું કહું ? મારૂં શું થશે તે હું જાણતી નથી, મેં મારી વાત વિના સંકોચ કહી, મારી કેળવણીના પ્રમાણમાં મારામાં હિંમત હોત તો આ સંબંધ થયો પણ ન હોત. એ થયું છે એનો તમને જોય.થી મારા દિલમાં રંજ નહિ રહે બાકી તો હાલ બીજું શું કહું ?........."

છેલ્લા શબ્દો બોલતાં ઈલા થવાઈ હોય એમ લાગ્યું. થોડીજ ક્ષણોમાં જયંતે ઈલાપર સામાન્ય અસર ઉપજાવી હતી.

જયંતે સ્વસ્થતા જાળવી રાખવા છતાંય તેનું હૃદય કંપી ઉઠ્યું. તેની આંખો સામે ઈલાની નિર્દોષ મૂર્તિ દેખાઈ. ડમરૂના નાદ જેવો એક મહા પ્રશ્ન હૃદયમાં ગાજી રહ્યો "ઈલાનું ભાવિ શું ?" તેણે તે પ્રશ્નનો ઉત્તર મેળવવા, ઈલાના મૂખપર નેત્રો ફેરવ્યાં પછી ખસેડી આસપાસના વૃક્ષો ને વેલીઓ પર ફેરવ્યાં. ને પછી આકાશ સામું જોયું. હૃદયના ખૂણેખૂણા તપાસી જોયા પણ ઉત્તરનો આરો ન જડયો.

"હવે તમે જઈ શકો છો ઈલા" જયંતે ધીમેથી કહ્યું.

"તમે મને કશુંજ કહેવા નથી માગતા" ઈલાએ આતુરતાથી જયંતને પૂછ્યું.

"મારે શું કહેવાનું હોય"

"ફક્ત મારીજ હૃદય ગાથા સાંભળવી હતી નહિ ?" કંઈક વંદના ને ગભરામણ સાથે ઈલા બોલી.

જયંતના હૃદયમાં યુદ્ધ ચાલ્યું આખરે જયંતે હાર કબુલી તે બોલ્યો.

"તમારૂં હવે ભાવી શું."

"હું પણ એ વિચારૂં છું 'કોણ જાણે મારૂં શું થશે ?' મારે તમારે ત્યાં તો આવવુંજ પડશે ને ?"

"ના" જયંતે સચોટ જવાબ આપ્યો.

"એમ કેમ કહો છો ? તમે મારી સાથે નથી પરણવાના." ઈલાને જયંત અસામાન્ય માણસ જણાયો.

"ના મારો પંથ ન્યારો છે."

યંત્રવત ઈલા ઉભી જયંત સામે જઈ ઉભી રહી તેનું ફૂલે ગુંથ્યું મસ્તક, જયંતની ઈચ્છા હોય યા ન હોય તો પણ તેની સૌરભ અનીલના અંગમાં ફેલાવા લાગ્યું.

"ઈલા હજી તમે તમારા પિતાને સમઝાવો ને તમારે મન ગમતે સ્થળે લગ્ન કરો.

હું તમને તે કાર્યમાં મદદ કરીશ. તમારામાં હિંમત હોય તો ?" જયંત બોલ્યો. ઈલા સામે દૃષ્ટિ નાખી જયંત ચાલ્યો. ઈલા ત્યાં નિશ્ચલ ઉભી ને તગતગતી આંખે એને જતો જોઈ રહી.

આખરે તે બોલી—તેનાથી બોલાઈ જવાયું. "મ્હારી જીંદગીમાં એ એક વર્ષ વહેલો વરચો હોત તો...?"

જયંત ટાપુની પેલી તરફ જવા નીકળ્યો. ને ઈલા તેના માતાપિતાને મળવા આરતીનાં દર્શન કરવા ભગવાન ૐકારેશ્વરના મંદિરે ગઈ.

જયંત આ સાલ બી. એ. માં ભણતો હતો. તેના પિતા મોટા વેપારી હતા તથા આબરૂદાર ગણાતા. ઈલાના પિતા પ્રખર ધારાશાસ્ત્રી હતા. ઈલા આ સાલ ઈન્ટરમાં ભણતી હતી. બન્નેનાં સગપણ હમણાંજ થયેલાં હતાં. બંને કુટુંબો જાત્રા કરવા નીકળેલાં હોવાથી અચાનક ૐકારેશ્વરમાં ભેગા થયા ને તક જોઈ ઈલા ને જયંત પેલા ટાપુ પર જઈ પોતાના સંબંધની કસોટી પર કેટલું પાણી છે તે જોઈ લેવા ગયાં હતાં.

× × × ×

જયંતને રાત્રે સ્વપ્ન આવ્યું.

ઇલાની મનોહર મૂર્તિ તેની સમક્ષ ખડી થઈ. જયંતે નહોતી ધારી કે તે આટલી બધી રૂપવતી હશે. પાછી એ મૂર્તિ સરી પડી. સ્વપ્નમાં એને દૈવી વાચા—સ્વપ્નવાચા ઉઘડી ને આપોઆપ સવાલ જવાબ કરવા લાગ્યો.

'ઇલાનો જુવાન મિત્ર કોણ હશે? કેવો હશે? નિર્ભય ને ખમીરવંત હશે? તેનામાં સ્વતંત્ર વિચારો કરવાની ને તેને અમલમાં મૂકવાની આત્મશ્રદ્ધા હશે? ગમે તેમ હોય પણ ઇલા પોતાની તો નહોતીજ?"

જયંતની વિચારમાળા થંભી આત્મ નિરિક્ષણનો એક પ્રશ્ન સહજ જાગ્યો.

'અને મારૂં હૃદય?' જયંતે મસ્તક ધુણાવ્યું શું એય ઇલા માટે નહતું?"

"ઇલા જેને ચાહે છે તેની સાથે પોતાની જીવન નૌકા ઝુકાવવાની એનામાં હિંમત નથી? પરંતુ એમાં ઇલાનો દોષ નથી. એમાં વર્તમાન સ્ત્રી કેળવણીની પદ્ધતિનોજ દોષ છે, એ તાત્વિક બોધ બાળાઓમાં નવા વિચારો, ભાવો, ને સ્વતંત્રતાના વિચારો જગવે છે.પણ એમાંથી એકનો પણ અમલ કરવાની તેનામાં જરા સરખીય હામ નથી આવતી. પરિણામ? જે વિદ્યા હિંમત—નિડરતા ને આત્મશ્રદ્ધા—ને અટલ ટેક ન આપે તે વિદ્યા—તાલીમ તદ્દન નકામી છે.

આધુનિક સ્ત્રી કેળવણી પર વિચાર કરતા જયંતને પાછી ઇલા દેખાઇ ને તેનું એક વાક્ય યાદ આવ્યું. "કદાચ આવવું પડે તો ત્યાં ગને સહી લેજો." એ યાદથી જયંતને ગભરામણ થઈ પણ કલાપિની લીટી તેને યાદ આવી.

"પડ્યું પાનું નિભાવી લે." જયંતની આંખે અંધારાં આવ્યાં.

"સાચેજ હૃદય ભાવનાને આકાર આપવાની શક્તિ વિનાની ઇલા કદાચ મારે ઘેર આવે તો? તો શું થાય?"

ઇલા કદાચ આવે, આવ્યા પછી વફાદાર રહે, સંતોષી રહે, અને મને અનુકૂળ થવા પ્રયાસ કરે, તે મને રાંધી આપે, મારો મિજાજ ઉઠાવે તારૂં ઘર ને પિંડ મૂકનાર પણ આપે બલ્કે મારી આદર્શ ગૃહીણી બને પણ પરણ્યા છતાં તે વિધવા બને. તેનો ખરો પતિ મૃતપ્રાય થાય. ઉપરના ઉપજોગો જોઇતા હોય તો શું હું રસોઇયો, કે ઘાટી અને એક—જયંતે હોઠ પીસ્યા વારૂં પૈસા લેતાં બધુંજ મળે?

"એટલે શું સ્ત્રીઓ અન્ન વસ્ત્ર માટે ગુલામી કરે? તેમને હૃદય નથી. પણ મારાં માતાપિતાને ખાતર...?"

"કયો આર્ય સુપુત્ર માતાપિતાનાં વચનો આર્યાવર્તમાં ઉલંઘી શકે છે? પછી ભલે તે પૂર્વની કે પશ્ચિમની કેળવણી પામ્યો હોય."

"માતા—પિતાને પુત્ર—પુત્રીઓના લગ્નજન્ય શુભ પ્રસંગો સિવાય બીજું કશુંજ દિલમાં સુઝતું કેમ નહિ હોય વારૂં?"

લગ્ન એ કુટુંબ સંવર્ધનની વેદના—પ્રેરણા તો નહિ હોય?

માતા ગમે તેવી તોય વાત્સલ્ય મૂર્તિ છે—ને પિતા પ્રખર છે. પણ બે જીવન ઘવાય—નષ્ટ થાય તેવું મારે શા માટે કરવું જોઇએ? માતા પ્રત્યે ગમે તેટલી ફરજ હોય પણ જીવન હાસ્ય કેમ થાય?

પ્રશ્નો જાગતા હતા. પ્રશ્ન પરંપરા જાગતી હતી. જયંતની સ્વપ્ન મૂર્તિ સિવાય જયંત પણ ઉંઘતો હતો.

આંખને એક ખૂણે કરમાતી ઇલાને જોઈ, બીજી બાજુ અશ્રુ સારતી માતા જોઇ. સત્ય શું? ધર્મ શું? જવાબદારી શું?

"જયંતના હૃદયમાં મંથન જાગ્યું. અંતરતળ હૃદયમાં સુષુપ્ત ભાવનાઓને સુષુપ્ત પ્રેરણાઓ વચ્ચેના મંઘર્ષણના પૂરા દોર પણ એને ન સમજાયા.

"મહામુસીબતે ખોવાએલો હીરો હાથ લાગે તેમ તેને વિચાર આવ્યો.

હું એક જુવાન તરીકે જીવવા માગું છું ને જીવીશ, શા માટે જુનાં બંધનેની બેડીયોમાં જડાઉં? સહુને બંધન મુક્ત કેમ ન કરવાં?"

કોઇ અલૌકિક તેજ તેની આંખોમાં પ્રજળતું, અનુપમ નિશ્ચયાત્મકતા તેના વદન પર છવાઈ હતી,

વિચાર ભઠ્ઠીમાં ગળાઈ પોલાદનો એ વજ્ર પુરૂષ ઘડાતો હતો. બિલાડીના લડવાનો અવાજ થવાથી તે સહસા જાગ્યો, ને બત્તીની વાટ સતેજ કરી આમતેમ આંખો ચોળી જોવા લાગ્યો.

"માણસનો સ્વાભાવ બીકણ કેમ હશે." જયંત બબડ્યો ?

જ્યાં રાષ્ટ્ર રાષ્ટ્ર પ્રત્યે, માનવ માનવ પ્રત્યે, આંતરિક અશાન્તિ, ને માનસિક અસંતોષ હોય તોજ નિડરતા ને શુદ્ધ પ્રિયતા, આવી શકે ? જુનવાણી જગતથી "દૂર–હું સાધક છું. આદર્શોની દુનિયામાં કુચ કરવી છે, મારે નવી દુનિયાં સર્જવી છે." જયંત અગમ્ય ચેતન અવસ્થામાં મનમાં બોલ્યો.

× × × ×

ઈલા ઝડપથી મંદિરે ગઇ ને તેની માતા નજીક ઉભી રહી તાળી પાડી આરતી સામું મીટ માંડી ઉભી રહી. આરતી પૂરી થઈ, પ્રસાદ લઈ યાત્રિકો પોતપોતાને ઉતારે જવા લાગ્યાં. ઈલા તેની માતા સાથે મારવાડીની ધર્મશાળામાં ગઈ. જમી પરવારી તેઓ પત્તાં રમવા બેઠાં. પણ ઈલાનું ચિત્ત આજ ને શુક્ર...ાંમાં નહતું.

"મારે તો પત્તાં નથી રમવાં હું અહિં ચોકમા બેઠી છું બા, ને ચન્દ્રિકા નિહાળું છું."

એમ બોલી ઈલા ચોકમાં બેઠી, ચન્દ્રિના પ્રકાશ ...ીનાં તેને વિચારો આવવા લાગ્યા ?

"શું મને હવે જયંત પરણશે ?"

"અમારાં હૃદય મળશે ખરાં ?"

"કહેવત છે ને કે દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય" વળી સ્ત્રી કયારે સ્વતંત્ર છે ? બાલ્યવયમાં પિતા, યુવામાં સ્વામી ને વૃદ્ધત્વે પુત્ર એમ ત્રણેય અવસ્થામાં તેનો પૂરાધીનજ છે" ઈલાના મનમાં પ્રશ્ન ઘોળાયો ?"

"જીગર વિનાની જીભ, શક્તિ વિનાના આદર્શો, જીવની અસ્મિતા જૂની દુનિયામાં પૂજ્યપાત્ર ગણાય પણ નવિ દુનિયાંની ઝાંખી કરનાર એવા આદર્શોનો પૂજારી નજ થઈ શકે. જે સ્વપ્નાં સેવી શકતો નથી, જેનામાં નવસર્જનના પ્રસર્જનનું દર્દ નથી, જેનામાં ભવિષ્યની પૂરોગામી વેદના–" બા ચીલાનું જેમ નથી, નૂતનને અજ-જ્ઞાત પ્રયોગરૂપ ખડકોપર જીવન નૌકા ઝુકાવવાનું ઔત્સુક્ય નથી એવા સામાન્ય માનવીઓ હજારો છતાંય સમાજનું શું શ્રેય કરી શકે ?" ઈલાની વિચારમાળા ધીમે ધીમે હિલોળે ચઢી.

"ઈલા ચાલ પથારી કરી" ઈલાની માતાનો ઘાંટો ઈલાને સંભળાયો.

"એ આવી બા" કહેતાંય ઈલા ઉભી થઈ, અંદર ગઈ. પથારીવશ થઈ.

× × ×

બીજે દિવસે સવારે દર્શન કરી બન્ને કુટુંબો સ્વસ્થાન પ્રયાણ કરી ગયાં.

યાત્રા કરી પાછો આવેલો જયંત અને ઈલા પરીક્ષા નજીક આવવાથી તનતોડ મહેનત કરે છે.

આજ કોલેજમાં ફીલોસોફી ઉપર ભાષણ હોવાથી ફક્ત એક લેકચર હોવાથી જયંત ટેનીસ કોર્ટના બાંકડા પર બેઠો હતો. કવચિત બાયરનના કાવ્યો મોટેથી બબડતો. દૂર દૂર માલતી મંડપ પાસે ઈલાને એક યુવક વાત કરતાં જણાતાં જયંતે જોયું.

"ઓહ આતો પેલો રમેશ" "શું રમેશ જ તેનો મનમાનીતો યુવાન નહિ હોય ?" જયંતને વિચાર આવ્યો.

"અરે તે સુંદર–દેખાવડો, ભણવામાં હોંશીયાર તથા પ્રતિભાશાળી યુવક તો છેજ. ઈલાની પસંદગી તો યોગ્ય જ છે. "જયંતે મનમાંજ પ્રશ્ન પૂછ્યો.

'આવને જયંત લેકચરમાં નથી આવવું ?' રમેશે કહ્યું. ઈલા જયંત સામે જોઈ રહી.

"ના આજ તો ઘરેજ જઈશ" જયંત બોલ્યો.

"અરે ચાલ ઘરવાળા,' કહી રમેશ તેને પરાણે લેકચરમાં લઇ ગયો. ઈલા રમેશને જયંત નજીક નજીકની ખુરશીઓમાં બેઠાં. ને લેકચર સાંભળી પાછાં ગયાં.

આખી કોલેજમાં ઈલા ને રમેશ પ્રેમમાં છે તે ખબર વાયુ વેગે ધીમે ધીમે પ્રસરતી. તથા જયંત ઈલા સાથે સંબંધ થયો છે છતાં નથી પરણવાનો એ વાત પણ સાથે સાથે ચર્ચાતી. પણ ખરૂં ખોટું કોઈ કલ્પી શકતા નહિ.

× × ×

વિચાર ભઠ્ઠીમાં બળાઈ પોલાદનો એ વજ્ર પુરૂષ ઘડાતો હતો. બિલાડીના લડવાનો અવાજ થવાથી તે સફાળો જાગ્યો, ને બત્તીની વાટ સતેજ કરી આમતેમ આંખો ચોળી જોવા લાગ્યો.

“માણસનો સ્વાભાવ બીકણ કેમ હશે.” જયંત બબડ્યો ?

જ્યાં રાષ્ટ્ર રાષ્ટ્ર પ્રત્યે, માનવ માનવ પ્રત્યે, આંતરિક અશાન્તિ, ને માનસિક અસંતોષ હોય તોજ નિડરતા ને શુદ્ધ પ્રિયતા, આવી શકે ? જુનવાણી જગતથી “દૂર-હું સાધક છું. આદર્શોની દુનિયામાં કુચ કરવી છે, મારે નવી દુનિયાં સર્જવી છે.” જયંત અગબર ચેતન અવસ્થામાં મનમાં બોલ્યો.

× × × ×

ઈલા ઝડપથી મંદિરે ગઇ ને તેની માતા જોડે ઉભી રહી તાળી પાડી આરતી સામું મીટ માંડી ઉભી હી. આરતી પૂરી થઈ, પ્રસાદ લઈ યાત્રિકો પોતપોતાને ઉતારે જવા લાગ્યાં. ઈલા તેની માતા સાથે રવાડીની ધર્મશાળામાં ગઈ. જમી પરવારી તેઓ ાં રમવા બેઠાં. પણ ઈલાનું ચિત્ત આજ તે રાગ ામાં નહતું.

“મારે તો પત્તાં નથી રમવાં હું અહિં ચોકમાં ઠી છું બા, ને ચન્દ્રિકા નિહાળું છું.”

એમ બોલી ઈલા ચોકમાં બેઠી, ચન્દ્રિકા પ્રકાશ તાં તેને વિચારો આવવા લાગ્યા ?

“શું મને હવે જયંત પરણશે ?”

“અમારાં હૃદય મળશે ખરાં ?”

“કહેવત છે ને કે દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય” ણી સ્ત્રી ક્યારે સ્વતંત્ર છે ? બાલ્યવયમાં પિતા, યુવાનીમાં સ્વામી ને વૃદ્ધત્વે પુત્ર એમ ત્રણેય અવસ્થામાં તેનો પરાધીનજ છે” ઈલાના મનમાં પ્રશ્ન ઘોળાયો ?”

“જીગર વિનાની જીભ, શક્તિ વિનાના આદર્શો, વની અસ્મિતા જૂની દુનિયામાં પૂજ્યપાત્ર ગણાય પણ ત્રિ દુનિયાંની ઝાંખી કરનાર એવા આદર્શોનો પૂજારી જ થઈ શકે. જે સ્વપ્નાં સેવી શકતો નથી, જેનામાં વસર્જનના પ્રજનનું દર્દ નથી, જેનામાં ભવિષ્યની ગામી વેદના-“ આ જીવનનું જીવન નથી, નૂતનને અદભૂત પ્રયોગરૂપ ખડકોપર જીવન નૌકા ઝુકાવવાનું ઔત્સુક્ય નથી એવા સામાન્ય માનવીઓ હજારો છતાંય સમાજનું શું શ્રેય કરી શકે ?” ઈલાની વિચારમાળા ધીમે ધીમે હિલોળે ચઢી.

“ઈલા ચાલ પથારી કરી” ઈલાની માતાનો ઘાંટો ઈલાને સંભળાયો.

“એ આવી બા” કહેતાંય ઈલા ઉભી થઈ, અંદર ગઈ. પથારીવશ થઈ.

× × ×

બીજે દિવસે સવારે દર્શન કરી બન્ને કુટુંબો સ્વસ્થાન પ્રયાણ કરી ગયાં.

યાત્રા કરી પાછો આવેલો જયંત અને ઈલા પરીક્ષા નજીક આવવાથી તનતોડ મહેનત કરે છે.

આજ કોલેજમાં ફીલોસોફી ઉપર ભાષણ હોવાથી ફક્ત એક લેકચર હોવાથી જયંત ટેનીસ કોર્ટના બાંકડા પર બેઠો હતો. ક્વચિત બાયરનના કાવ્યો મોટેથી બબડતો. દૂર દૂર માલતી મંડપ પાસે ઈલાને એક યુવક વાત કરતાં જણાતાં જયંતે જોયું.

“ઓહ આતો પેલો રમેશ” “શું રમેશ જ તેનો મનમાનીતો યુવાન નહિ હોય ?” જયંતને વિચાર આવ્યો.

“ખરે તે સુંદર-દેખાવડો, ભણવામાં હોંશીયાર તથા પ્રતિભાશાળી યુવક તો છેજ. ઈલાની પસંદગી તો યોગ્ય જ છે. “જયંતે મનમાંજ પ્રશ્ન પૂછયો.

‘આવને જયંત લેકચરમાં નથી આવવું ?’ રમેશે કહ્યું. ઈલા જયંત સામે જોઈ રહી.

“ના આજ તો ઘરેજ જઈશ” જયંત બોલ્યો.

“અરે ચાલ ઘરવાળા,’ કહી રમેશ તેને પરાણે લેકચરમાં લઇ ગયો. ઈલા રમેશને જયંત નજીક નજીકની ખુરશીઓમાં બેઠાં. ને લેકચર સાંભળી પાછાં ગયાં.

આખી કોલેજમાં ઈલા ને રમેશ પ્રેમમાં છે તે ખબર વાયુ વેગે ધીમે ધીમે પ્રસરતી. તથા જયંત ઈલા સાથે સંબંધ થયો છે છતાં નથી પરણવાનો એ વાત પણ સાથે સાથે ચર્ચાતી. પણ ખરું ખોટું કોઈ કલ્પી શકતા નહિ.

× × ×

આજ ઈન્ટરનું રીઝલ્ટ બહાર પડયું હતું. ઈલા ઈન્ટરમાં પાસ થઈ. આજે તેના પિતાએ પાસ થયાની ખુશાલીમાં પાર્ટિ તૈયાર કરી હતી. સગાંને સંબંધીઓ સાંજે આવવાનાં હતાં. ઈલા મોટર લઈ રમેશને આમંત્રણ આપવા કોલેજની હોસ્ટેલમાં ગઈ પણ તેને માલમ પડયું કે ગઈ રાત્રે જ હું નાપાસ થઈશ એમ માની પોતાની હાંસી પોતે જાતે ન જોવા રમેશ કોલેજના કુવામાં રાત્રે બે વાગે સોમલ ખાઈ દેહ વિલિન થયો હતો એમ એક પટાવાળાએ કહ્યું. અને તે દિવસનું રેલી બતાવ્યું. ઈલાનું હૃદય રડી ઉઠયું. આંખમાંથી આંસુ સર્યાં ને ભારે પગલે મોટર નજીક જવા લાગી. તેણે સામી સોણીમાંથી જયંતને આવતો જોયો. જયંત નજીક આવ્યો. આજ ઈલા હસી પણ નહિ ને બોલી પણ નહિ જયંતે ઈલા સામે જોયું ને આંખ અશ્રુભીની જોઈ.

"કેમ રડો છો ? ઈલા " જયંતે પૂછયું

"મારા દૈવને રડું છું " ઇલા મહાપરાણે બોલી તેની વાણી દર્દ ભરી હતી.

"પણ કારણ શું છે ? " જયંતે કહ્યું ને ખીસ્સામાંથી રૂમાલ કાઢી ઇલાને આપ્યો. આંસુ લુંછી નાખો ઈલા. આમ રડવાનું કારણ ? "

"જયંત ! રમેશ મરણ પામ્યો, હવે મારૂં શું ? " જયંત સામે જોઈ ઈલા બોલી. જયંત મુંગો રહ્યો.

"જયંત મારો પ્રેમ શુષ્ક થાય છે આખી કોલેજ ને અર્ધું ગામ મારા પ્રેમની વાત જાણે છે. હવે મને કોઇ સંઘરનાર નથી. તમે કહો છો કે હું પરણવાનો નથી હવે મારૂં શું ? " ઇલા જરા થંભી ને પાછી બોલવા લાગી "જયંત કોઈ દૈવી પળે હું તેના પ્રેમમાં પડી પછી મારા હૃદયમાં બીજું સ્થાન પામનાર તમેજ તમે મને રમેશ કરતાં વધુ વહાલા છો પણ રમેશ મારા હૃદય પટપર પહેલો વસ્યો એટલુંજ બાકી તમને ખાત્રી આપું છું જયંત બીજે અપવિત્ર નથી બની." ઇલા જયંત સામે જોઇ રહી.

"ઇલા જીવ જતાં પણ આદર્શ નહિ જાય." નિશ્ચયાત્મકતાથી જયંત બોલ્યો.

"મને હવે કોઇ નહિ પરણે, માતા પિતા હડધૂત કરશે ને મારૂં પણ કરૂણ મૃત્યુ થશે એમ તમે જાણશો. શું આદર્શો ખૂન કરવા સર્જાયા હશે ? જયંત ! હૃદયની વિવશતાએ રમેશ અને પણ વિચાર વિનિમય જયંત સહાનો કર્યો છે ? તમે મારી કફોડી સ્થિતી જાણો છો મારેજ તમને હવે .મને ન તરછોડવા વીનવું છું. વા'લા જયંત કહી ઈલા રડતી આંખે જયંતનો ઉત્તર સાંભળવા અનિમેષ જોઈ રહી.

જયંતને પણ ઈલા ગમતી તો હતીજ. "ઈલા નિર્દોષ તો છેજ. પવિત્ર છે તો શો વાંધો છે ? નળા તે તેની માતાને ચાહતો. પોતે સંબંધ નહિ માન્ય રાખે તો માતા શું આક્રંદ કરશે તે તેણે અત્યારે અંતરમાં અનુભવ્યું. આદર્શ ખાતર ઈલાને સમાજમાં હડધૂત કરૂં ?"

"ના" હૃદયે શાક્ષી પૂરી.

"ઈલા" માત્ર એટલુંજ બોલ્યો.

"ઈલા શું ? કહો હા કે ના ? છતાં તમે નથી જાણતા એ સમાજ હજારો વર્ષની અમારી વેદનાઓ નથી સાંભળતો. તે કોઈનો સુધાર્યો સુધરે તેમ નથી. ને પ્રત્યેક સમાજ સુધારકને તેના ભયંકર ચક્ર નીચે છુંદી નાખે છે. સમાજને સુધારવાની વાતો કરવીજ નિરર્થક છે. " ઈલા એકદમ બોલી ઉઠી.

"ખરેખર સમાજમાંનો પ્રત્યેક મનુષ્ય આશાવંત પ્રાણી છે ને સમાજ તેને દોરનાર શાશ્વત દૈત્ય છે."

જયંત ખરા હૃદયથી બોલ્યો.

"તો મારૂં શું "

"ઈલા જો કે આદર્શો ત્યજતાં ઘવાઉં છું છતાં તમારી ખાતર-તમારા જીવન ખાતર તમને વરીશ, એ નક્કી માનજો. " જયંત બોલ્યો.

" ઇલા હવે સહેજ પ્રફુલ્લીત બની એટલામાં તેની આંગળી પરથી એક વીંટી મોટી પડવાથી સહેજ હાલતાં સરી પડી.

જયંતે તે ઉપાડી ઇલાને આપવા માંડી. "ના હવે તેને તમારી પાસેજ આવવું છે માટે તમેજ રાખો" એમ કહેતી કે ઈલાએ જયંતની આંગળીએ ઝડપથી વીંટી પહેરાવી. બદલામાં જયંતે પોતાની વીંટી ઈલાને પહેરાવી. બન્ને દાદર ઉતરી મોટરમાં ... બંગલે ગયાં.

"જરા મોટર થોભાવ ઈલા "

"કેમ"

"હું અહિંથી સીધો ઘેર જઈશ"

"પાર્ટિમાં આવેજે હોં ?"

"સારૂ" કહી જયંત ઉતર્યો. ને સાંજે પાર્ટિમાં ણુ પિતા સાથે ગયો. ને ટેબલ પરની ડીશોને ઇન્સાફ ાપવા લાગ્યા.

"અરે આનંદરાય આય પોરીયાના લગ્ન બી હવે રી નાંખને" પેસ્તનજી શેઠ બોલ્યા.

"પણ આ નવનીતરાય લગન જોવરાવે ત્યારે ને ?"

"અલ્યો નવનીતરાય તુંબી કેવો છે ? ઝટપટ ાગન કરી નાંખની બાવા" પેસ્તનજી શેઠ ગુલાબજાંબુ ખાતાં ખાતાં બોલ્યા.

"હા, હવે એમજ કરીશ શેઠ" નવનીતરાયે કહ્યું.

"અરે કરીશું શું આય આવતી વસંત પંચ- ીએ લગન રાખની બાવા, જોસી બી શું વધુ કહેવાનો સે." જીજીરને ન્યાય આપતાં પેસ્તનજી શેઠે કહ્યું.

"પણ હજી તો બે મહિના છે ને"

તે શું તમો લોકોને તૈયારી બૈયારી કરવી જોસે ને?

"હા, હા શેઠ"

"પન યાર આવી પાર્ટિ તો જરૂરથી કરજે ?"

"સારૂં શેઠ" પાર્ટી પતાવી સૌ વિદાય થયા.

× × ×

વસંત પંચમીને દિવસે ઇલાને જયંતનાં લગ્ન ામધુમથી થઈ ગયાં. ઈલાને જયંત પરણ્યાં.

"લગ્ન એ શું નવું જીવન નથી ?" જીવનનો સ્વભાવિક વિકાસ નથી ?" ઇલાને એક તક્કો આવ્યો.

આકાશમાં રજનીપતિ કૌમુદીનો મહાસાગર રેલાવી રહ્યો હતો–ને પોતાના પ્રિય સ્વજનને દેખી ઘેલી બનેલી કોઇ સુંદરી અંતરની ઉર્મીઓને બહલાવતી હોય તેમ સાગરમાં ભરતી ચઢતી હતી.

જયંત બી.એ. ની ઉપાધી મેળવી મામલતદાર બન્યો હતો. પાટનગરના ભવ્ય રજનિ નિવાસમાં આજે તે પોતાનો લગ્ન પછીનો પ્રથમ દિવસ ઉજવતો હતો, શયનખંડ શણગારાયો હતો. જયંત એક ખુરશી પર બેસી 'કલાપી' વાંચતો હતો ઈલા હાથમાં હાર લઇ બેસી રહી હતી. બન્ને કૌમુદીનું પાન કરતાં હોય તેમ દૂર દૂર ક્વચિત આકાશમાં જોતા. થોડી વાર બન્ને મૌન રહ્યાં.

"રાત્રિ કેવી માદક છે? અનંત આલ્હાદ, ચન્દ્રિ રસ સાથે અવની પર નીતરી રહ્યો છે." ઈલાએ કહ્યું.

"કેવળ જીવતા હોવું એ પણ મંગળકારીજ છે ના. રાત્રિ પણ તેવીજ છે !" જયંત બોલ્યો. ઈલા કંઈ ન બોલી જ્યોત્સનિકાનાં તેજ જયંત ને ઈલાને આંજી રહ્યાં હતાં. દૂર દૂર એક તારો એક ક્ષણ જીવી ચમકારો કરી અવની પર સરી પડયો.

"પેલો યુવાન પણ એમજ મરી પડયો હશે ને? જયંત બબડયો.

"ના તેતો ઇન્ટરમાં ગઈ સાલ નાપાસ થવાથી આપઘાત કરી અમરધામ ગયો.

જયંત હવે તુંજ છે મારે માટે "ઈલા બોલી ને જયંત પાસે જઈ તેના ગળામાં હાર નાંખ્યો.

જયંતે ઈલાનો હાથ સાહ્યો બન્નેના અંગમાં ઝણ ઝણાટી થઈ. ચંદ્રોકિત નેત્રો એકબીજાને નીરખી રહ્યાં. અંતરે અંતરનાં, અંગે અંગનાં ને મિલન તલસાટના ગભરાટમાં તેમના હોઠ સંયોજાયા. ચંદ્ર જાણે હસી રહ્યો હોય તેમ ચન્દ્રિકા હવે માદક બની મંદ પવન લહરી આવી.

ઇલાની આંખમાંથી એક અશ્રુ સરી પડયું. દૂર દૂર નીલકંઠે ચન્દ્રિના શ્વેત પ્રકાશની નેકી ગાઈ.

નજીકના આસોપાલવનાં પર્ણો ખખડયાં "જીવન વહેતાં ઝરણાં જેવું નથી ?" પવન લહરી ઝડપથી સંદેશો લાવી. અસ્તુ.

# વડવાનળનો વહેતો ઝરો !

લેખિકા:—
કુમારી જ્યોતિર્બાલા.

જ્યારે પુરુષ રાજનિપુણતામાં નાલાયક નિવડયો; મયદાને જંગમાં પીઠ બતાવી પોત પ્રકટયું: ઉન્નતિ–વિકાશને પન્થે આગળ જઇ અટકી પડયો: હરિફાઈમાં હાર ખાઈ, પ્રતિસ્પર્ધિ વિજેતાના 'વિજય'ને કબુલ કરવા જેટલીયે ઉદારતા એ ખોઈ બેઠો: તત્વજ્ઞાનના ગહન ઊંડાણમાં, સંસારના શાસનતંત્રની બહુરંગી વિવિધતાઓની ભૂલભૂલામણીમાં, અને જીવન વ્યાપારના સરવૈયામાં પુરુષની સાદી સમજ, જ્ઞાન બુદ્ધિ અને આવડતનું દેવાળું પુરવાર થયું: ત્યારે...તે...સાહસ–શક્તિ અને સંયમની વેદિ પાસે કંગાળ મ્હોંએ ઉભો રહી રહયો; (!) અને નિર્માલ્યતાના રાજ્યા ગાયા.

સર્વ દિશાએથી હતાશ અને ભયભિત થએલો પુરુષ, પોતાનું શરમીંદુ મ્હોં છૂપાવવા સોડ શોધતો સ્ત્રી પાસે આવ્યો...(!)......દાઢી–મૂછધારી એ નામર્દોને—કર્તવ્ય વિમૂખ–એ નિર્માલ્ય કાયરોને દયાળુ નારી–સમાજે કેવળ આશ્વાસનની દ્રષ્ટિએ આવકાર દીધા... ........પછી...(?) નારીની હુંફાળી સોડમાંથી કોમળ 'સ્નેહ ભાવ'ના સ્વાચ્છોશ્વાસ દ્વાર એ નર–કિટાએ નારીના આંતરજીવનમાં પ્રવેશી નારીના નારીત્વને કોતરી ખાધુ !

* * *

પરદેશી જાલિમોના હૂમલાઓ સ્હામે જ્યારે પુરુષો ના ટકી શકયા, સ્વ–રક્ષણની તમન્ના અને તાકાત ખોઇ બેઠા, વીરોચિત મરણને મુકાબલે પામર જીવન–મોહે જય મેળવ્યો: ત્યારે પુરુષોએ (!) દેશ દુશ્મનને આધિન કર્યો (:) સમાજ સંકુચિત બનાવ્યો :(:) ધર્મમાં સંકિર્ણતા આણી (:) દેવોને ભૂમિમાં ભંડાર્યાં (:) નિર્દોષ સ્ત્રીને મર્યાદાની સાંકળે બાંધી ઓઝલના અંધારા ખૂણે નાખી (:) અને પોતે **શહેરી ગુલામ** બન્યા !! ......અને ત્યાર પછીનું પરિણામ શું આવ્યું (?)...

રોગ–ભૂખમરો અને દરિદ્રતામાં દેશ તવાઈ ગયો. વહેમો, દંભ, જૂઠાણાં અને અંધશ્રદ્ધારૂપી સર્પોએ ધર્મના વિશાળ પોલાણમાં રાફડા બાંધ્યા. દેવના દેવત્વ વિહુણાં દેવધામો અનાચારના અખાડા બન્યાં. નૂતન પ્રકાશ અને વિશાળ પ્રેરક ભાવનાની આબોહવાને અભાવે સમાજ સડી ગયો. જગતની માતા તુલ્ય "સ્ત્રી" છેક, અજ્ઞાન–અધોગતિને તળિયે બેઠી. અને એક વંખતનો સ્વતંત્ર: અને ત્યારપછીનો ગુલામ પુરુષ સત્વહીન—પામર પશુ કરતાંય નપાવટ બન્યો !

* * *

**સ્ત્રીઓને** અભણ—મૂર્ખ—કલાવિહિન—કોઈ પણ તરહની લાયકાત વિનાની રાખવામાં આજના ગુલામ પુરુષોનો એક ગુપ્ત અને મૂખ્ય ઉદ્દેશ છે !...

...જો સ્ત્રીઓ વિદ્યા—કલા અને વિજ્ઞાનમાં આગળ વધે, રાજ્ય કારોબાર અને વાણીજય ક્ષેત્રમાં નિપુણ બને, પદ્મિનિ—ચાંદબીબી અને લક્ષ્મીબાઈ જેવી યુદ્ધ કુશળ થાય; નિર્માલ્ય શાસ્ત્રોનાં પ્રમાણો—રૂઢીનાં બંધનો—અને અંધશ્રદ્ધાના આદેશને ફગાવી દઇ—સશક્ત, સ્વમાનશીલ સ્વાશ્રયીપણે ઉન્નતિના પંથે ચડે; ......તો–પછી:–રજ્જુને સર્પ માની ડરી મરનાર—આજના રોતી સુરત બહાદુરોનો ભાવ કોણ પૂછે ?... ટૂકડો રોટલો અને એક સાડીના ચીંથરા માટે ત્હેમની ઓશિયાળ કોણ ભોગવે...?...જુગારખાનાંમાંથી હારીને, પીઠામાંથી દારૂ ઢીંગીને, રસ્તે ચાલતી પરાઈ મા–બ્હેન–બેટીની છેડતી કરવા જતાં અશ્લીલ આશિર્વાદ અને જાહેર જનતાનો મોંઘો મેથીપાક જમીને અર્ધો ડઝન વેશ્યાગૃહોની વીઝીટ લઈ આવેલા 'થાંકયાપાકયા' પતિરૂપી પત્થરોને પ્રભુ માની પગચંપી કોણ કરે ?...... **પતિદેવોભવ: પતિગરુભવ:** કહી ત્હેમની આરતી કોણ ઉતારે ?......ક્ષણે–ક્ષણે ઉદ્દભવેલ 'વાસના'ના પરિણામ રૂપ ફાટી નીકળેલાં ડઝન–અર્ધો ડઝન કચ્ચાંબચ્ચાંની સદાકાળ દડખીમાં રહી મુરઘીની માફક માવજત કોણ કરે? ...... ગધેડાની માફક પીઠપર ડફણાં ખાઇ આખા ઘરનો ભાર કોણ વહે ?......શક્તિના ક્ષેત્રમાંથી 'બાયલા'નું બીરૂદ પામેલ પતિદેવોના નપુંસક દોર–દમામ અને ઝેર

જેવી મીઠી (!) વાગ્ધારાઓને કોણ ઝીલે ?......અને ......એથીયે—જો સહેજ આગળ વધીએ તો...(?)... આજના હજારો અણઘડ ઘેલાશાહ અને ગાંડાશાહ પરણવાની આળશે વાંઢાજ રહી જતે. અને સેંકડો બોઘાશાહ અને બોઘડશાહનાં ચાર-ચાર લગ્ને વાંઝીયા મ્હેંણાં ના ભાંગતે તેનું કેમ...?...?...

*     *     *

જગજ્જનની સીતાનું હરણ કરી રાવણે પોતાના આલેશાન બગીચામાં સીતાનો નિવાસ સ્થાપ્યો- સીતાની તહેનાતમાં અનેક દાસ-દાસીઓ રાખ્યા, એક રાજકન્યા અને રાજરાણીને છાજતી એ—લંકાધિપતિએ સીતાની સરભરા કરી; સીતા પોતાના ખરા હૃદયથી રાવણને ના સત્કારે ત્યાંસુધી એ દાનવ ગણાતા દેવાત્માએ સીતાને સ્પર્શવાની વાંછના સરખીયે ન્હોતી કરી;........પણ ...જ્યારે...રાવણનો વિનાશ કરી સીતાને સ્વદેશ લઈ જવામાં આવી ત્યારે ત્હેના સગા-પરણેતર પતિએ એ નિર્દોષ-સગર્ભા સતીને દેશવટો દીધો (!) સુકુમાર રાજ-કુમારી અને અયોદ્ધાની મહારાણીને લલાટે વનના વાસ નિર્માયા !......બતલાવશો, ઓ ! પુરાણ પ્રેમીઓ !...

## રામ ભલો કે રાવણ ?

*     *     *

સૈકાઓ થયાં નારીનું નારીત્વ લૂટાઈ રહ્યું છે ! કળિયુગના કહેવાતા પુરુષોના પનારે પડેલા નારીત્વનું છડેચોક ખૂન થઈ રહ્યું છે ! ધર્મની વેદીપર, શાસ્ત્રોની શૂળી પર, સમાજના સ્મશાનમાં અને દુન્યવી માન્યતાઓના દાવાનળમાં નારીના નારીત્વની આહૂતિ અપાઈ રહી છે !

*     *     *

એકજ સીતાને ખાતર રામે આખી લંકાને ભસ્મીભૂત કરી (!) કેવળ, એકજ દ્રૌપદીના ચીર ખેંચવાના ગુન્હા બદલ કૃષ્ણ અને પાણ્ડવોએ મળીને લાખોના સંહારને અર્થે મહાભારત યોજ્યું (!)......ત્યારે આજના સમગ્ર દેશ વ્યાપી દુઃશાસનો અને રાવણોના નાશને અર્થે કયો રામ—કયો કૃષ્ણ બહાર પડે તેમ છે ?

# ઉષા ઉગી !

ઉષા ઉગી !
ઉષા ઉગી !

જ્યોત જ્યોત પ્રેરતી ઉષા ઉગી !
ચોક ચોક ઓપતી ઉષા ઉગી !
વિશ્વ આખુ જાગે ઘોર નિદ્રા તજી !

ઉષા ઉગી !
ઉષા ઉગી !

ઘોર રાતડી વીતી ને રમ્ય ઉષા ઉગી !
ક્રુર અંધકાર ટાળી દિવ્ય ઉષા ઉગી !
કનક કિરણે દિગંત રહ્યાં શું ઝળહળી !

ઉષા ઉગી !
ઉષા ઉગી !

ટળ્યાં પાપ ને સુપુણ્યની ઉષા ઉગી !
ભાગી ભ્રાંતિ ને સુઆશની ઉષા ઉગી !
દિવ્ય ગંગના પ્રવાહ રહ્યા રસ રેલી. !

- ઉષા ઉગી !
ઉષા ઉગી !

કંઈ ચમકંતી ચેતનાની ઉષા ઉગી,
કંઈ પાંગરતી પ્રેરણાની ઉષા ઉગી !
કંઈ સૌભાગ્ય કુકુંમની રેખા ઢળી.

ઉષા ઉગી !
ઉષા ઉગી !

જગુભાઈ રાવળ.

# માધવજીભાઈનો આશ્રમ !

(દોહરા.)

ઘરડાં, લુલાં, આંધળાં ગરીબ માને બાપ,
દીકરાના લઈ છાજીયા કરતા રોજ વિલાપ.

માધવ તેનો દીકરો ફરે મોટરમાં રોજ
હતા બંગલા બાગને, બાગ માંહી એક હોજ

હોજ માંહી એક સાપણી હતો ધણી વળી સાપ
સાપણ જણ્યાં સાપોલીયા, કે સાપણ થઈ ગઈ સાફ

વળી સાંભળી શ્રવણની પિતૃ-ભક્તિની વાત
પછી વાંચી છાપા માંહી દીવાળીયાની ન્યાત

માધવ તે જોઈને શીખ્યો પુત્ર ધર્મનો પાઠ
"સેવા કરૂં મા બાપની" વાળી મનમાં ગાંઠ

વળી શીખ્યો સાદાઈને, થયો સંસાર વિરાગ
પગલાં લેવા નિશ્ચય કર્યો, જોવા લાગ્યો લાગ.

જાત્રા સ્પેશીયલ ટ્રેનની મા બાપને આપી ટીકીટ
છેવટ અપંગ આશ્રમ મંહી રીઝર્વ કરાવી સીટ.

પુત્રો અનાથાશ્રમ માંહી, બેરી મહિલાશ્રમ
પુત્રી બાલિકાશ્રમ મુકી, ભાંગ્યા મોહ અને ભ્રમ

પડયો પોતે એકલ, નીચે ધરા ને ઉપર આભ
માધવાશ્રમની લોજનો હવે રોજ લીયે છે લાભ !

જદુરાય ડી. ખંધડીઆ.

# કલાની પરાકાષ્ટા

લેખક:
શ્રી. ગુલાબસિંહ.

'પ્રિયતમે......'

'આવી......'

'તવ અધરે મીઠાં હાસ્ય ઝરે.
વદ, ચૂમું સખિ ?

'હવે ચાલોને ? તમે તો બોલવામાંયે કાવ્ય, અને ચાલવામાંયે નૃત્ય અને બધું કળામય થઈ જાવ છો. ચેલા......'

×

તેઓ મારાં એક વખતનાં પાડોશી હતાં. તેઓએ એકબીજાને ચાહવાનું ઘણુંયે કર્યું હતું, અને પાશવી યતાને તેનો પીછો નજ છોડયો. તેના પંજામાંથી ાઈ છૂટી શકયું હતું ?

એ કલાકાર મુંબઈની મહાવિદ્યાલયનો સ્નાતક હતો. કોલમાછની લડતમાં એક શૂરા યોદ્ધાને શોભાવે તેવી ની કારકિર્દી હતી. જુવાન એકવડીયો સુદ્દઢ બાંધો, ાપળ આંખો, બેડો ઘાટ હજીયે મને ખૂબ સાંભરે છે.

રવિરાજનાં સોનેરી કિરણો તેની બારીમાંથી તેની ાંય કરેલ પથારીમાં પડતાં સુધી તે મીઠી ગુલાબી નેદ્રા લેતો. નિદ્રાદેવી તેની પાછલા પહોરની ાણયિની હતી.

'અમલેંદુ. ઉઠોને ? પ્રભાત થયું,' તેની જીવન ાખિએ ભાષાને સંસ્કૃતિનો ઓપ આપતાં ભૂલાઈ જતું ંઈ વિચારતાં કહ્યું. તોય તેના જીવન સખા તો ઘોરતા ાડ્યાજ હોય.

'સુણતાજ નથી...અમલ, ઈંદુ, ટપાલ, આવી...?'

એક ઓશીકું ખોળામાં મૂકી હાથ પછાડતા વાળ ારખા કરતા, બગાસું ખાતા અમલેંદુ ઉઠે અને પાલ વાંચવા જીવન સખિને પૂછે, અને કહે.

'પ્રિયા...હં...ભૈરવી.'

'વાહરે, વાહ. દસ વાગે ભૈરવીનું ગાન. દિલરૂબાયે ને તો ના કહે. ઠીક હવે ટપાલ તો વાંચી લ્યો ?'.

'લાવ ત્યારે.' વાહ ! આતો શાંતિનીકેતનથી-જ બુક પોસ્ટ આવ્યું, વિશ્વભારતીઃ બોલપુરઃ બેંગાલ ! અને ઉપરનું રેપર તોડીને અમલેંદુ વાંચે છે. 'સંચયિતા રવિન્દ્રનાથ ઠાકુરઃ ભૈરવીઃ કથાકઓઃ' એમાંથી એક બંગાળી ગીત વાંચે છે.

'કથા કઓ, કથા કઓ,
હે અનાદિ અતિત'

વાહ શું કલ્પના ! ભાવ ! ડોલન ! પ્રાસગાંભિર્ય ! કમાલ ! રવિંદ્રનાથ ?'

'દાતણ કરશો ? આ મૂકી છે.'

'પ્રિયે, દંતધાવન ?'

'હા...જલ્દી...હંઅ......'

ઉઠે છે. ધોતિયાનો એક છેડો ખભે ખોસતા, નૃત્યના અનેક અભિનયો કરતા અમલેંદુ અરીસા સામે આવીને નટરાજ શંકર ભગવાનનો એક 'પોઝ' કરવા મથે છે. અંગુલીઓનો વળાંક કરે છે, ગંભીર મુખમુદ્રા કરે છે, અને ત્યાંજ બહારથી તેના એક મિત્ર તેને પડકારે છે

'કેમ ઉદયશંકર ? વાહ, વાહ ! તમારા ઉપર હું આશક છું, અરે ભૂલ્યો આ તમારી નૃત્ય કલા ઉપર હો ? વળી પાછાં વસંતિની દેવી સાંભળશે તો......

'પધારિયે જનાબ, બેઠિયે, ફરમાઈયે, કહિયે !

'ઈંદુ ?' રસોડામાંથી પ્રિયતમાએ સુવર્ણ ઘંટડી સમ રણકારે અવાજ દીધો.

'જી ? બોલો શું ફરમાવો છો ?'

'બે કપને ? છતેંદ્ર આવ્યા છે ને ?'

'હાં સરકાર ! આસૂન આસૂન[1] દેવી ?' આસૂન, આસૂન બંગ ભાષિય શબ્દોને કલાના નમૂના તરીકે ગુર્જરીમાં ભેળ કરતાં ઈંદુ બોલ્યો.

૧. પધારો પધારો.

આ પીધી. 'કંઈ ખાશો, ઇંદુ ?'

'મહેરબાની. અલ્યા તું તો રંગીલોજ રહ્યો. રવિંદ્રનાથ ટાગોરની કાવ્યશૈલી અને ઉદયશંકરની નૃત્ય કલા માટે સાંભળવા કે જોવા ક્યાંયે નહિ જવું પડે. ઠીક સાહેબજી આજ શેનું નાટક છે ?'

'ક્યાં ?' ઇંદુ બોલ્યો.

'વિદ્યાર્થીગૃહમાં.'

'પૂજારિણી.'

'અને આપ ?

'તેજ, પ્રતિમાસમી પૂજારિણી.'

'વાહરે ! મારા કલાપ્રિય ? અન્જા જય જય.'

'અમ જશો ? જરૂર જોવા પધારજો. હું હર્ષિત હૃદયે તમારૂં આવાહન કરીશ.'

ત્યાંતો છતેંદ્ર બહાર ચાલ્યા ગયા અને બાજુના ખંડમાંથી 'પમ' ગમ ગમા.' બિહાગના સૂરોએ કલાકારને ઘેલો કર્યો.

"સખિ ?"

'શું ? બિહાગ એ તો...વાહ એટલુંયે સંગીતમાં તમે ન સમજો ?' અને તેણીએ તો તેજ ગતમાં આખાય વિહાર કુંજને બિહાગમય કરી દીધો. ઘડીઆળમાં દસના ટકોરાએ ઈંદુનું ધ્યાન ખેંચ્યું. ત્યારે તે પૂજારિણીમાંથી મુખ પાઠ કરી રહ્યો હતો, 'નિજ ધર્મ ધર્મ...રાજન ! બુદ્ધ દેવ અપૂજ્ય તવ નગરે પૂજારિણી...'

'ઈંદુભાઈ ?' બહારથી કોઈએ સાદ દીધો.

'કોણ ? અંદર.'

'મને અંગ્રેજીના માર્કસ સારા મળ્યા. હવે ફક્ત ગુજરાતી સાહિત્ય રહ્યું. તે તો તમેજ જોશોને ? ચાલો શિક્ષણ મંદિરે ?' અરે ભગવાન ! હજી ભોજનનુંયે કંઈ ઠેકાણું નહિ.' તેઓ ઉઠીને પાકગૃહે ગયા. અને આવેલ વિદ્યાર્થી ચાલ્યો ગયો.

તે જીવનસખિને સંબોધતો કમાડને ટેકો દઇ નૃત્યમય થતો પ્રિયતમાને સુણાવે છે.

'મમ ઉર વિષે તવ પ્રેમ વહે,
તવ ઓષ્ટ મહીં મમ પ્રેમ ઝરે;
પ્રેમ અને બસ પ્રેમ ચહું ?'

'ઇંદુ જમી લોને ? પણ મન્તનાં ટમાટાંને જરા સુધારશો ? પેલી...પાળી રહી. મરચાં આદુ, કૃષ્ણાવળી લઇને હો ?'

'ઘણું મન્તનું'' કહીને વસંતિનીનો પ્રિયતમ પ્રિયતમાનું એક રથચક્ર બનતો સખિનો સહાયક બને છે.

'જો, સ્રીઓ અને પુરૂષોનું કાર્ય વહેંચી દેવાયું. ઘરકામ, પાકગૃહ, બાળઉછેર વગેરે વગેરે સ્રીઓનું. પૈસા પ્રાપ્તિ અર્થે પુરુષ રોકાય. અને એમ વિણાના તારોનો સમન્વય ક્યાં ? કંઈ બોલ સખિ, નિજ નાથ પૂછે ?'

'હવે જુઓ, તમે ભલા થઈને જમવા બેસો. લોટાને પ્યાલો લેતા બેસો. સાડાદસતો થઈ ગયા.

અને અમલેંદુ ગણગણતા 'આમાર ચોખે પ્રેમેર જલ, એસો આમાર હૃદય પરે[૨]...' બંગાળી એક પ્રેમ પંકિતને જીવનમાં વણતા લોટો પ્યાલો લેતા બેસે છે.

૨ મારાનયનમાં પ્રેમનું જલ વહે છે. મુજ હૃદયમંદિરે પધારો.

જમી લે છે. કપડાં પહેરે છે. ગાય છે, નાચતા જાય નૃત્યમય, કાવ્યમય, સંગીતમય, કલામય, આદર્શમય, સારૂં જીવન.

×

શિક્ષણ મંદિરમાં સાંજના કાર્યક્રમનું પાટિયું વાંચતા વિદ્યાર્થીઓ ટોળે વળીને ઉભા છે.

પૂજારિણીઃ અમલેંદુ ભટ્ટ,
રાજાઃ પ્રેમશંકર વ્યાસ.
દ્વારપાળઃ ઉમેદલાલ મહેતા વગેરે.

'વાહ દોસ્ત ! આ ઠીક મેળ છે. 'એક વિદ્યાર્થીએ બીજાનો હાથ દાબતાં કહ્યું.

' અમલેંદુ કોણ ?'

તે ? ગુજરાતીના અધ્યાપક તમે નથી જાણતા ? ગયે અઠવાડિયે તેનું વ્યાખ્યાન હતું. ' ઉદયશંકર અને તેની કલા ' તે.

' હા, હા. પેલા લટકાળા, રંગાળા, રૂપાળા તેજને ?'

' વાહ, નવનિત તને પણ તેના વ્યાખ્યાનો સાંભળીને રંગ લાગ્યો. '

' ભાઇઓ, બહેનો;

' પૂજારિણી એ રવિન્દ્રનાથ ટાગોરનું એક ઉચ્ચ કોટિનું કથાગીત. તેને આજે રંગભૂમિ ઉપર જીવંત કરવા અમે બનતો પ્રયાસ કરશું. શાંતિ ' અને તેજ ઓળીયાંવાળો જુવાન કલાકાર અમલેંદુ પૂજારિણીના પ્રધાન પાત્રે સજાવટ માટે અંતઃપુર ગમન કર્યું.

રોશનીની બને તેટલી કલા દૃષ્ટિએ ગોઠવણ કરી હતી. પડદા, બેઠકો વગેરે કરવામાં તે કલાકારના શિષ્યોએ બનતી જહેમત ઉઠાવી હતી. અને રંગભૂમિને દિપાવી હતી.

પ્રથમ પ્રવેશઃ—નૃત્ય, સંગીત.
દ્વિતિય ,, :—પૂજારિણીની મનઃવેદના.
તૃતિય ,, :—પ્રભુદર્શને પૂજારિણી.
ચતુર્થ ,, :—શુદ્ધ મંદિરે.
પંચમ ,, :—બલીદાન.

અને અનેક રંગો પૂરી પૂજારિણી સમાપ્ત થતાં આચાર્ય મહાશયે પ્રવચન પ્રસાદી કરી.

'શ્રી. અમલેંદુની કલમ અને તેજ પાત્ર તરીકે એક અવર્ણનિય સુમેળ છે. જોનાર વ્યક્તિઓનાં હૈયાં નાચતાં હતાં. માનવ કલાનો ભાનુ આજે પુરેપાટે તેના રથને રંગભૂમિ ઉપર ખડો કરતો ઈંદુ સર્વને મન એક કલાનો આદર્શ પુજારી છે.' અને બધાં ઉઠયાં. નિવાસ-ગ્રહે ગયાં. નિદ્રાદેવીની ગોદમાં.

× × × ×

**'અમલેંદુ–મધુમાલતીદેવી નાં લગ્ન.**
**વિધવા પત્નીનો ઉદ્ધાર**
**સમાજમાં ભારે મચેલો જોરશોર.'** વગેરે વગેરે,

રંગભૂમિ અને ચિત્રછાયાના દૈનિકમાં આજે બધાની દ્રષ્ટિ પડી ચુકી હતી.

કલાનો પૂજારી આદર્શવાદી હતો. મહાત્માજીની ચળવળમાં તેનો અપૂર્વ ભોગ હતો. તે સંતનો પક્કો અનુયાયી હતો. ત્રણ વર્ષને સુમારે - તે એક નૂતન–શિક્ષણ મંદિરને આંગણે આવી વસ્યો. તેણે એક વિધવાને અપનાવી. જીવન ઉષા પ્રગટી. મધ્યાહ્ન થયો. સંધ્યાએ ડોકીયું કર્યું અને તે બિચારી વિધવા પરિણિતાને મૂકીને કલાનો પૂજારી કલાનો રાક્ષસ બનીને કલાનો ખૂની બન્યો હતો.

આવા કલારસિક યુવાનની મોહજાળમાં એક ધનિક કુટુંબની બાળા ફસાણી. નૃત્ય, બંગાળી, અને ગુજરાતીના ખાસ વિષયો લઇને વિનીતમાં પ્રવેશી ચૂકી હતી. બંગાળી તેનું કાચું હોઇ તે કલાકારને ત્યાં શિખવા આવતી અને એમ બન્નેનો મેળ ખાધો. 'કલકત્તા આદર્શ લગ્ન સંસ્થા'માં આર્ય વિધી અનુસાર લગ્ન કર્યું અને, કલાની હદ વટાવી.

સાધુતા, મહાત્માની લડત પુરી થયે ત્યાંજ મૂકી. અને કલાકારે કલાની દુનિયામાં પગલાં માંડયાં. કલાએ વિકાળ સ્વરૂપ ધારણ કર્યું અને તે છંછેડાઈ, અને તે કલાનો ભક્ષક બન્યો. આજેય તે કલાનાં ચોસલાં કરીને બચકાં ભરતો કલાની પરાકાષ્ટાએ પહોંચેલો કલાકાર કલકત્તામાં રહે છે.×

(× કલ્પિત)



# યૌવન-સ્મૃતિ

સંપાદક:—

શ્રી. ફાની.

શ્રી. અઝહર અમૃતસરીની કેટલીક સુંદર રૂબાઇયાતો આ અંકે રજુ કરૂં છું.

## યૌવન-નિદ્રા

મયખાનેમેં શબ દેતે,
હુવે જામે શરાબ.
મુઝકો કહા સાકીને,
કે અય રિન્દે ખરાબ.
આતા હય નઝર ખ્વાબે,
મુહબ્બત જિસમેં.
ઇસ નશ્શેભરી નીંદકા,
હય નામ શબાબ.

-મદ્યપીઠમાં મને મદિરાની પ્યાલી આપતાં સાકીએ કહ્યું: 'હે મસ્ત પિપાસુ! જેમાં, પ્રણય-સ્વપ્ન દ્રષ્ટે પડે છે એવી ઉન્માદભરી નિદ્રાનું નામ યૌવન છે.'

## યૌવન-ખેલન

અય્યામે જવાની હયં યે,
અય કલ્બે હઝીં,
હો હાથમેં પયમાના,
તો નઝરોંમેં હસીં.
ઝાહિદ જો સમઝતા હય,
સમઝને દો ઉસે.
બેચારેને દુન્યા,
અભી દેખાહી નહીં.

હે વિહ્વળ હૃદય, આ તો યૌવનના દિવસો છે. હસ્તમાં પ્યાલી અને દ્રષ્ટીમાં રૂપસુંદરી આજ દિવસોમાં હોય ને? બિચારો ઇશ્વર ભક્ત! એને તો જે સમજે એ સમજવા દો. એણે હજુ સંસાર જોયો જ નથી.

## યૌવન-સ્મૃતિ

ગફલતકી અગર,
નીંદ ન સોયા હોતા,
યું ગવહરે મકસૂદ,
ન ખોયા હોતા,
પીરીમેં જિસે કાટકે,
ખુશ હોતા મય,
અય કાશ, જવાનીમેં
વો બોયા હોતા.

-કેવું સારૂં થાત. જો હું વિસ્મૃતિની ઉંઘ ઉંઘ્યો ન હોત. જો મેં ઉદ્દેશ-રત્ન ગુમાવ્યું ન હોત? એટલે કે યુવાનીમાં મેં એ બીજ વાવ્યું હોત કે જેનું ફળ વૃદ્ધાવસ્થામાં કાપીને ખુશી થતે તો કેવું સારૂં થાત!

## યૌવન-નિશા

અસબાબે મુસર્રતકી,
મઝમ્મત કરદી,
અય વાઇઝે કૂમ ફેહમા,
તુઝે કયા સુઝી?
કમબખ્ત, ઇસી રાતકા,
હય નામ શબાબ,
જો સાકી ઓ માશૂકકી,
સોહબતમેં કટી.

-હે અલ્પજ્ઞાની ઉપદેશક, આનંદ-સામગ્રી અવ્યવસ્થિત કરી નાખી! તને આ શું સુઝયું? અભાગી, જે પાનાર અને પ્રેમિકાની સંગતમાં વ્યતિત થઇ એજ રાત્રિનું નામ યૌવન છે.

## યૌવન-તલાશ

મુદ્દત હુવે જઝબાત,
જો પીરી આઇ,
લેકિન હય તબીઅતમેં,
વોહી ઝિંદા દિલી,
કેહતા હૂં હસીનોંકે,
ઘરોંમેં જાકર,
દેખો તો યહાં મેરી,
જવાની હોગી.

-વૃદ્ધાવસ્થાના આગમન સાથે ઉર્મિઓ મરી ગઇ. પરંતુ પ્રકૃતિમાં હજુ એજ ચેતન એજ જિંદાદિલી છે. રૂપસુંદરીઓના આવાસોમાં જઇને હજુ પણ કહું છું કે, જુઓ મારૂં યૌવન અહીંજ હશે: (પૂર્ણ)

## પાયાની ઈંટો

### - મિશ્રોપજાતિ -

આકાશનું અંતર વીંધનારા
સ્તંભો-મિનારા! શિર ગર્વથી ઉંચાં
કરી હસો છો, ઉર વૈભવોથી
હસાવી દૈયાં જનવૃંદકેરાં,
સ્થાપત્યની જે સ્થપતિ તણી અમે
કલાવિભૂતિ, જયસુરભિને
પ્રસારતા નિશ્ચલ દિગન્તરે.
પરંતુ જાણો તમ આ પ્રભાવને,
ઉચ્ચત્વને, કીર્તિ તણા કલાપને,
આપી રહ્યું કો બલ? ને તમારા
દીપાવતું શોભા? કાંગરાઓ?
નિશા થકી કયાં નિગૂઢ ઊંડાં
પતાલહૈયે વહતા તિમિરમાં,
પ્રકાશનો લોભ ત્યજી સદાયનો,
ફના કરી જીવનસ્વપ્ન કુમળાં,
જીવંત હોમી નિજ કાય અર્ઘ્યમાં,
ચણાઇ લાખો ઇંટ ત્યાં સમાધમાં:
પાયા મહીં જર્જર થૈ પડી સહુ,
આદર્શને ઉન્નત દેહ અર્પવા.
વખાણશે સૌ તમને, ન તેમને;
કીર્તિસ્પૃહાથી પર પ્રાણ તેમના
હતા અરે! કેવલ ભોગતત્પરા.
આકાશના અંતરને અડીને
ધાવી રહ્યાં અમૃત છો દ્યુતિનાં,
મહી રહ્યા ઐહિક વૈભવે ઉરો,
પ્રતાપ એ કેવલ કૈં અજાણી
પાતાળપેટાળ વિષે દટાયલી
ગાઢા તિમિરે ઇંટ બેસુમારનો.
ઘુંદાયલા ત્યાગનપ્રેમ ઉપરે
ચણાય છે મન્દિર મુક્તિનાં ઉંચાં;
શિરે છવાતાં નવતેજ આભનાં,
પાયામહીં ભોગરૂધિર ઉભરે.
-અને છતાં વન્દન લોકલોચનો,
વખાણી કારીગરી ભવ્ય સ્તૂપો
મિનારની, હા! કરતા સુહર્ષે;
પ્રત્યક્ષપૂજા થકી પ્રાણ રીઝવી
માને કૃતાર્થી જન સર્વ નિજને:
પરોક્ષનું અર્પણ કોણ સાંભરે?
-છો ચક્ષુઓના જગના જુવે ભલે,
સ્મરે ન, અર્ઘ્યો નવ દે, તથાપિ
તમે તમારી કરી ફર્જ છે અદા.
ઇંટો! શહિદો! તિમિરે દટાયલા,
નમું, નમું, અર્પણધન્ય અંતરો!

અમૃતલાલ છ. પારેખ.

# બાલ વિધવા

( એક : પત્ર )

ત્હમારા ઓ ભાઈ! મહત ઉપકારો કયમ કરી
શકું વાળી?—ખાલી વદવું રહ્યું છે માત્ર મુજથી!
જ્યહાં દુઃખો આઆં જીવન સઘળું શોષીજ લીગે,
દીસે ના કૈં રસ્તો, અબળ દુઃખિયારી કશું કરે?

સુવસ્ત્રો ના ઈચ્છયાં, કરી નહિં અલંકારની સ્પૃહા,
સુહાગી બ્હેનોના પુનીત સુખભોગોય ન ચહ્યા;
ગણ્યું સૂકું સાદું, જીવન વ્યવહારાર્થ બહુઃ ને
પડી રહેવા ન્હાની કુટીરજ ચહી; તેય ન મળે!

શરીરે હુંફાળો, કર પ્રીતિભર્યો કોણજ મૂકે?
અને હૈડે દાબી, ઉરમધુર આશ્વાસન દીયે?
સગાંને સ્નેહીઓ, સુખી દિવસનાં સાથીજ બધાં,
અરે! ત્હેને ક્યાંથી ગરિબ વિધવાની દિલ દયા?

કર્યાં નેત્રો ખાલી, રડી રડી; મહારી હૃદયની
ડૂબી સૌ આશાઓ; ગતિ અવળી રે થઈ નશીબની!
ચીરાતું આ હૈયું, મરણ શરણું એકજ દીસે,
પ્રભુજી યે ક્યાં છે?-નહિં નહિં જણાયે જગ વિશે!

દબેલું, મારેલું, તદપિ મન થઈ ચંચળ કદિ
બને ઘેરાયેલા વિકળ મૃગલા શી દીન ગતિ!
વિકારો, સન્તાપો, અબળ ઉર અસહાય, મૃદુલું,
વ્હલોવી નાંખે છે, કઠિન જીવવું નિત્ય બનતું!

તૃષા તૃષ્ણાઓની,-વિષમ વિષયોની—વિકટ થઈ,
તપાવે હૈયાને,—સ્થિતિ અસહ સંસારની વળી?
ભભૂકે જ્યાં અગ્નિ, દહન કરતો જિન્દગી બધી,
અરે! તે દુર્ભાગી જગતમહિં આશા સુખની શી?

બધુંયે જાણું હું: સરળ અતિ ઉપદેશ કરવો;
મહાપીડાકારી અનુસરણને ધર્મ પળવો!
કદાપિ ના થાયે, ન બની, બની જે વાત વિધિનીઃ
સદાયે ચાલુ છું, પંથિ પર હું સખી નિતીની.

મ્હને દોષો દે છે દુરજન, છતાં કારણ વિના,
બધાં શું પાપોની ધરણી વિરૂપા બાલવિધવા?
ભરાતા હૈયાથી લખતી દીન બાળી બળી જળી,
કહાડે બીજે ક્યાં, ઉંડી ઉંડી વરાળો હૃદયની?

રામમોહનરાય જસવંતરાય.

# પ્રેમ પંથ

શબ્દકોષો, અર્થ સંગ્રહો પ્રેમની વ્યાખ્યા માટે પૃષ્ઠનાં પૃષ્ઠ રોકે છે. પેલા નાટકમાં જે "શબ્દ લઘુ પણ અર્થ ગહન બે અક્ષર માંહી સમાય"નુ ગાયન ગવાય છે ને વ્યાખ્યા અપાય છે તે યથાર્થ સત્ય છે. પણ આપણા કવિ ન્હાનાલાલે આ લઘુ શબ્દના અર્થની ગહનતા "પરમ પ્રેમ પરબ્રહ્મ"માં કોઇ અદ્વિતીય સુન્દરતાથી સમાવી દીધી છે.

પ્રભુ અનાદિ અને અનન્ત છે એટલે પ્રેમ પણ અનાદિ અને અનન્ત છે. ઇશ્વરના સઘળા અંશ એમાં અસ્તિત્વ ધરાવે છે. પ્રેમ વિનાની ઝિન્દગી નિરર્થક છે, કંગાલ છે, કિમ્મત વગરની છે.

આ અવની પર જો કોઇ સારામાં સારી વસ્તુ હોય, જેને માટે મનુ બાળ એકસરખી જંખના કરી રહ્યાં હોય, જે એકે અવાજે સર્વ કાળમાં આ મૂલ્ય વસ્તુ તરીકે સ્વીકારાઈ હોય તો તે પ્રેમ છે. એક પાશ્ચાત્ય અભ્યાસીએ કહ્યું છે તેમ એ તો "આ વિશ્વમાં જીવનની સરિતા છે. સરિતાને સમજવી રહેલ નથી. એને સહુ કોઇ ઓળખી શકતાજ નથી. અખંડ 'ટપ ટપ ટપ' ટપકી રહેતા એક નાનકડા ઝરણા પાસે ઉભુ રહેનાર એનું ગાંભીર્ય જાણી શકતુ નથી. એ કરાડો કાપીને આગળ વધે, કોતરો બનાવીને ગુમાઈ જાય ત્યાં સુધી પણ પીછાની શકાતુ નથી એ પાધર પર પથરાઈ જાય, વેકળા મટી નદી કહેવાય, જમીનને દિનપ્રતિદિન ખોદતાં ખોદતાં વહે જાય, પોતાના ઉર પર નાવડાં તરાવી શકે ત્યાં સુધી પણ પરખી શકાતુ નથી. એ બધુ વટાવી અગાધ ઉદધિ આગળ આવી પ્હોચાય અને એના ઉંડાણમાં એ પોતાનુ સ્વત્વ ઠાલવી દે ત્યાં સુધી એને યથાર્થ રૂપમાં ઓળખી શકાતુ નથી. મૂળ ઘણુજ મામુલી હોય છે; અંત મહાન નીવડે છે. પ્રેમનુ પણ એમ જ છે. પ્રેમ ખરેખર તો પરિણામે જ ઓળખાય. તમારી ગાદી, તમારા કારખાના, તમારી કચેરીનુ સ્વરૂપ એ એકદમ ફેરવી નાખશે. એ પ્રોત્સાહન આપશે, પ્રાણ પૂરશે. તમે ગમે તે ધંધો કરતા હો, તમારી વિડંબનાઓ ગમે તે હો, પ્રેમ એ જીવનના ઉલ્ટા સુલ્ટા આંચકા એકદમ બંધ કરી દે છે અને હેરત પમાડે એવી રીતે તમારો માર્ગ સરળ બનાવી દે છે. અત્યાર સુધી ગોખરૂના પ્રદેશમાં તમે આથડીઆં માર્યા કર્યાં છે કારણ કે ઉપકારક અને સરળ પંથ તમને કોઇએ હજુ સુધી બતાડયો નથી. તો હવે આ માર્ગે વળો.

પ્રેમ હમ્મેશાં આલ્હાદક હોય છે.

જે કંઈ સુન્દર છે, ઉદાર છે, સાર છે, નિર્મળ છે, સાચુ છે, સંઘરવા જેવુ છે એ સઘળુ પ્રેમપંથે સાંપડે છે. પ્રેમપંથી પર પશ્ચાતાપ હોતો નથી. એ માર્ગ આપણને કદિય દુઃખી રાખતો નથી. એ માર્ગ બાલજીવન જેવો નિખાલસ છે, સમદષ્ટિ છે. એનાં તમામ આચરણને આત્મા હમ્મેશાં 'અસ્તુ' 'અસ્તુ' કહે છે. પ્રેમપંથ આપણને સદા સીધી લીટીએ જ લઈ જાય છે. અને ઇષ્ટસ્થાને જ પ્હોંચાડે છે કારણ કે એ પ્રભુનો પંથ છે.

તો પ્રેમપંથે પળો. સુખ અને સમૃદ્ધિની ધોરીઆમ અને સીધી સડક સદાને માટે એજ છે. સાચી પ્રભુતાની ખરી ચાવી એ જ છે.

ચ્યવનરાય શુકલ.

# પુનર્જન્મ

લેખકઃ—
"અભેદમાર્ગ-પ્રવાસી" શ્રી. નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.
(પ્રયોજકઃ—શ્રી. શક્તિ-ગીતા, વર્ણધર્મમિમાંસા, નારીધર્મ-મિમાંસાદિ)

ધર્મનો જીવ અને પુનર્જન્મની સાથે નિકટનો સંબંધ છે, જીવનો અર્થ જાણવામાં આવતાં પહેલાં આત્માનું સ્વરૂપ જાણવું જોઈએ. આત્મા એ જ્ઞાન સ્વરૂપ છે અર્થાત્ આત્માનું સ્વરૂપ સત્ચિત્ અને આનંદ રૂપ છે. જીવને અજ્ઞાનનું આવરણ થવાથી તે પોતાનું સ્વરૂપ જે સત્ ચિત્ આનંદ રૂપ છે તેને વિસરી જાય છે અને દુઃખ રૂપ પોતાને માને છે, પરંતુ જો તે વિચાર કરી ગુરૂ અને શાસ્ત્રનો સમાગમ કરે છે, તો તે પોતાના મૂળ સ્વરૂપને જાણીને આનંદનો અનુભવ કરે છે. જીવનને ત્રણ શરીર છે તે આ મુજબ (૧) કારણ શરીર (૨) લિંગ-સૂક્ષ્મ શરીર (૩) અને સ્થૂળ શરીર જે તમારી ચક્ષુ વડે જોવામાં આવે છે તેને સ્થૂળ શરીર કહેવામાં આવે છે. જે શરીર જોવામાં આવતું નથી, પણ મનુષ્યના સ્થૂળ શરીરના પ્રાણને મરણ પછી પોતાની સાથે લઇને જાય છે, તેને સૂક્ષ્મ શરીર કહેવામાં આવે છે. મનુષ્યના મરણ પછી તેના સ્થૂળ શરીરનો અંતરે અગ્નિવડે નાશ કરવામાં આવે છે. તેથી જીવનો નાશ થયો એવું સમજવું એ અજ્ઞાન મૂલક છે. જેમ વ્યવહારના ઉપયોગમાં આવતી બીજી વિદ્યાઓ ભણીને તેનું જ્ઞાન મેળવવામાં આવે છે, તેમ આ પારમાર્થીક વિદ્યાનું જ્ઞાન મેળવ્યા વિના તે અસત્ય છે એમ કહેવાનો કે માનવાનો વિવેકી મનુષ્યને અધિકાર નથી, જે તત્ત્વ આપણે જાણ્યું નથી, તે નથી, અગર અસત્ છે એમ કહેવું શોભા યુક્ત નથી. સૂક્ષ્મ શરીરને વાસનામય પણ શરીર કહેવામાં આવે છે. વાસના એટલે આપણે જે જે વિચાર કરીએ છીએ, જેવી જેવી ભાવનાઓ કરીએ છીએ તેના સૂક્ષ્મ આંદોલનો મનમાં જામે છે, અને તે વડે મન રચાય છે, એટલે શુદ્ધ વાસના વડે મન શુદ્ધ થાય છે અને અશુદ્ધ વાસના વડે મન કામનાવાળું અને ક્રોધી થાય છે, શુદ્ધ વાસના વાળું મન સાત્ત્વિક કહેવાય છે, સાત્ત્વિક મનને જ્ઞાન થાય છે, જ્ઞાન એટલે પદાર્થનું યથાર્થ સ્વરૂપ જાણવું. તે આ સૂક્ષ્મ શરીરમાં ત્રણ ગુણો રહેલા છે, (૧) સત્ત્વગુણ (૨) રજો ગુણ (૩) તમો ગુણ. સત્ત્વગુણ વડે જ્ઞાન થાય છે, રજોગુણ વડે મનુષ્ય નાના પ્રકારની ઇચ્છા પૂર્ણ કરવામાં મચ્યો રહે છે. અને તમો ગુણ વડે સારૂં શું છે અને નઠારૂં શું છે તેનો મનુષ્ય વિચાર કરી શકતો નથી. માટે ધર્મજ્ઞ પુરૂષોએ તમોગુણ અને રજોગુણને પોતાને વશ કરવા માટે તથા સત્વગુણ ધારણ કરવા માટે ઉપદેશ કરેલો છે. આટલું સમજાવ્યા પછી હવે મરણ એટલે શું તે સમજાવવામાં આવે છે. આપણે આગળ કહી ગયા કે સ્થૂળ શરીરનો નાશ કર્યો તેથી જીવનો નાશ થતો નથી. તે સમજાવવા માટે દૃષ્ટાંત આપવામાં આવે છે. એક લાકડી લઈએ તેને ભાંગી નાખવામાં આવે તો તેથી તેના નાના કકડા થાય છે, તે કકડાને બાળવામાં આવે તો તેની રાખોડી થાય છે. રાખોડીને વધારે બાળવામાં આવે તો તે હવારૂપે થઈ જાય છે, એટલે તે આપણી દ્રષ્ટિએ જોવામાં આવતી નથી, તેથી તેનો નાશ થયો એમ માની શકાય નહિ; પણ તેનાં રૂપાંતર થયાં, જેવાં કેઃ-કકડા, રાખોડી, અને હવા, માટે લાકડીનું અસલ સ્વરૂપ બદલાઇને તેની જૂદી જૂદી અવસ્થાઓ થઈ તેથી તેનો નાશ થયો એમ કહી શકાય નહિ. તેજ પ્રમાણે સર્વે પ્રાણીઓ તથા પદાર્થની અવસ્થાઓ જૂદી જૂદી થાય તે, તેમનો નાશ થતોજ નથી એમ ઉપરના દૃષ્ટાંતથી તમારા જાણવામાં આવ્યું હશે, આનું નામ "મરણ" કહેવાય છે. મરણથી કશાનો નાશ થતો નથી, ત્યારે શું થાય છે? એમ પ્રશ્ન કરવામાં આવે તો તેનું સમાધાન આ પ્રમાણે છે. સૂક્ષ્મદેહ સ્થૂળદેહની અંદર રહેલો છે, એ સૂક્ષ્મદેહ સત્તર તત્વનો બનેલો છે. તે તત્ત્વો આ પ્રમાણે છે. (૫) પાંચ પ્રાણ (૫) જ્ઞાન-ઇંદ્રિયો (૫) કર્મેન્દ્રિયો (૧) મન (૧) બુદ્ધિ અર્થાત્

૫+૫+૫+૧+૧=૧૭ આ સૂક્ષ્મદેહ સ્થુળદેહનો નાશ થવાથી તેનાથી છૂટો પડે છે એટલે તેનો નાશ થતો નથી. સ્થુળદેહનો પણ વાસ્તવિક રીતે નાશ થતો નથી, પણ તે જે પાંચ ભૂતોમાંથી બનેલો છે તેમાં જે તે તત્વમાં મળી જાય છે. સૂક્ષ્મદેહ તો કેવલ વાસનાનો બનેલો છે તેથી તે કશામાં મળી જતો નથી પણ સદા વિદ્યમાનજ રહે છે, આ વિષય ઘણો સૂક્ષ્મ છે માટે તેનુ વિવેચન હવે પછી સમય પ્રાપ્ત થએ કથન કરવામાં આવશે. આ વાસનાનો બનેલો સૂક્ષ્મ દેહ તેને અનુકૂળ એવો સ્થુળ દેહ પ્રાપ્ત થતાં તેમાં જોડાય છે, ને ફરીથી પિતાના વિર્યમાં ઉત્પન્ન થઈ માતાના ગર્ભમાં વિર્યનું પતન થવાથી માતાના રજમાં મળી તેનો દેહ બંધાય છે જેને આપણે સ્થૂળ દેહ કહીએ છીએ. તેનો જન્મ ફરીથી પોતાના પૂર્વ જન્મની વાસના અનુકૂળ દેહમાં-સ્થૂળ દેહ રૂપે સંસારમાં અવતરે છે "એનું નામ પુનર્જન્મ." પોતાને અનુકૂળ સ્થૂળ દેહની પ્રાપ્તિ થવાના વચલા વખતમાં આ સૂક્ષ્મ વાસના વાળો દેહ આ અનંત બ્રહ્માંડમાં પોતાને અનુકૂલ કોઈ સ્થિતિમાં રહે છે, એ રહેવાની સ્થિતિને આપણા શાસ્ત્રોમાં સ્વર્ગ, નરક એવાં રૂપકથી વર્ણન કરવામાં આવ્યું છે. આવા-સનામય દેહ જ્યાં સુધી સ્થૂળ શરીરમાં ન આવે ત્યાં સુધી તેનામાં નવી વાસના ઉત્પન્ન થતી નથી. પણ તે જ્યારે સ્થૂળ દેહમાં જન્મ લે છે એટલે સ્થૂળ દેહની સાથે જોડાય છે ત્યારે જ તે નવાં કર્મ કરી નવી વાસનાઓ વડે પુષ્ટિ પામે છે. હવે તે જન્મ પામી બીજી સારી વાસનાઓ પામી સારાં કર્મ કરે છે તો તે ઉત્તમ માર્ગે જાય છે, અને જો નઠારી વાસનાઓ પામી નઠારાં કર્મ કરે છે તો તે નઠારે માર્ગે જાય છે આ કારણને લઈને આ સ્થૂલ જગતને કર્મ લોક એટલે નવી વાસના પ્રાપ્ત કરવાનું સ્થાન કહેવામાં આવે છે, જે ધર્મોના અનુયાયીઓ કહે છે કે મુવા પછી તુરત સ્વર્ગમાં કે નરકમાં પડાય છે, ને ત્યાંથી ફરીથી કદિ પણ જન્મ થતોજ નથી એમ કહેવું અન્યાય વાળુ છે, કેમકે માત્ર પાંચ પચાસ વર્ષના એકજ જન્મથી કરોડો કે અસંખ્ય વર્ષ સુધી નિરંતર સ્વર્ગ કે નરક મળે એતો થઈ ગયેલી ભુલને ફરીથી સુધારવાનો સમય ન આવે; એતો અન્યાયજ કહેવાય, કુદરતનો નિયમ એવો છેજ નહિ, તે તો ઘણી દયાલુ છે, તે તો બગડે તેને સુધારે છે, તેને સુધારવાનો પ્રસંગ આપે છે, એમ આપણે ઘણીવાર આપણા મંદવાડમાં પણ જોઈએ છીએ. માટે પુનર્જન્મનો પ્રસંગ વારંવાર આવે છે, કારણકે જો તેમ માનવામાં ન આવે તો એકજ જન્મનો અંત આવે એટલે અનંત કાલ સુધી સ્વર્ગ કે નરકમાં પડી રહેવું પડે એ વાત સંભવી શકિત નથી, વળી જે લોકો પુનર્જન્મને માનતા નથી તેમની તે માન્યતા પણ ખોટી છે, કારણ કે આપણે ઉપર જોયું છે કે કોઈ પણ વસ્તુનો નાશ થતો નથી, અને સૂક્ષ્મ દેહ મરતો નથી.

વળી પુનર્જન્મ નથી એવું કહેનારની તકરાર એવી છે કે વસ્તુનો નાશ થતો નથી એવું અમે કબુલ કરીએ છીએ, ને મરણ પછી તે વસ્તુ ગમે તે કોઇ રૂપે રહે છે એ પણ ખરૂં છે, પણ જે વસ્તુ એકવાર હતી તેજ ફરીને અમુક રૂપે થઇ છે એમ શી રીતે માની શકાય? તેના ઉત્તરમાં એમ નીચે પ્રમાણે પુનર્જન્મ નહિ માન-નારાને પૂછીએ છીએ કે નાનાં બાલક અવતરીને તુરત મરી જાય છે, માણસો પણ બધાં સરખું જીવતાં નથી; કોઈ જન્મે છે ત્યાંથીજ ધનવાન્ હોય છે, કોઈનો જન્મ થવાથી માબાપનું ખાવાનું પણ નાશ પામે છે, કોઈ આખી જીંદગી પર્યંત શ્રમ કરીને મરી જાય છે છતાં તેને એક કોડી પણ મળતી નથી, કોઈને ઠોકર વાગતાં દ્રવ્યના ચરૂ મળી આવે છે, એ બધું શી રીતે થતું હશે? એટલુંજ નહિ પણ આપણે હજારો ઠગારા, લુચ્ચા, દગલબાજ માણસ જોઇએ છીએ ને તે મરતાં સુધી સુખમાંજ મહાલતા દેખાય છે ત્યારે સારા નઠા-રામાં ફેર શો? જગતમાં ગમે તેમ ચાલીએ તો શી હરકત છે? એમજ હોય તો સારાનું સારૂં ને નઠારાનું નઠારૂં એવો જે કારણ અને કાર્યનો સંબંધ છે તે તુટી જશે અને જગતમાં સઘળું ઉંધુંજ ચાલશે, માટે જગતમાં મનસ્વી-સ્વચ્છંદ જેવું કાંઈ છેજ નહિ. જગતમાં સર્વે બનાવ નિયમ અનુસાર થયા કરે છે. માણસો જે ભોગ ભોગવે છે, તેમને જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તેમનું આયુષ્ય, તેમ અહીંઆં જે કર્યું પણ તે ભોગવ્યું નહિ તો તે કરેલું કોણ ભોગવશે, જગતનો નિયમ એવો છે કે જે કરે તે ભોગવે, એ બધું તેની-

તેજ વસ્તુ ફરીજ જન્મ પામે છે, તેનો તેજ સૂક્ષ્મદેહ ફરી જન્મે છે, એવું સ્વિકારીએ તોજ ઉપરના પ્રશ્નોના ખુલાસા થાય છે. પુનર્જન્મ નહિ માનનારા એમ કહેશે કે આપણો પૂર્વજન્મ શો હતો તેની આપણને ખબર નથી, એટલે પૂર્વનાં કામ માટે હાલમાં આપણને જે સુખ મળતુ હોય અગર આપણને દુઃખ પડતું હોય તેનો કશો ઉપયોગ નથી, તો તેમનું તે કહેવું પણ યોગ્ય નથી. ગોળ અંધારામાં ખાવાથી પણ કાંઈ કડવો લાગતો નથી, તેમ પૂર્વના કર્મનું સ્મરણ ન રહેવાથી તેનું ફળ ભોગવવામાં આપણને કોઈ પણ પ્રકારની હાનિ થતી નથી. પૂર્વ જન્મની સ્મૃતિ આપણને ન હોય એજ સારૂં છે, કેમકે તેથી આપણનેજ લાભ છે. પૂર્વજન્મના કર્મની સ્મૃતિ જો આપણને થાય તો તેથી સારાં નઠારાં કર્મને માટે આપણને એટલો બધો પશ્ચાતાપ થાત કે આ જન્મમાં આપણા જેવા અસંતોષી મનુષ્યોને આ દુઃખમય જગત્ નરકરૂપ થાત. અને સારાં કર્મ કરી ઉન્નતિ પામવાનો ઉદ્યોગજ કરત નહિ અને તેથી અધોગતિનેજ પામત. માટે જગતના ચાલતા નિયમો શા માટે બાંધ્યા, કોણે કર્યા? એવી ભાંજગડમાં પડયા વિના જે વસ્તુ જેમ છે તેમ રહેવા દઈ જગતના ઠરેલા નિયમને અનુસરી સદ્‌માર્ગે ચાલી અભ્યુદય તથા શ્રેયસ પ્રાપ્ત કરવામાં જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે તેથી ઉલટા તર્ક કરવાથી મનુષ્ય અધોગતિને પામે છે. કેટલાક તર્કવાદીઓ પ્રશ્ન કરે છે કે સૂર્યને શા માટે ઉંચે લટકાવ્યો છે, તેને પૃથ્વીમાંથી કેમ ઉગાડયો નથી એવા પ્રશ્નો કરવા તદન નકામા છે, પૂર્વ જન્મની સ્મૃતિ નથી એજ વાત સારી છે, સ્મૃતિ કરવી હોય તો અભ્યાસથી થઈ શકે છે. બાળક અવતરે છે તેવુંજ ધાવવા માંડે છે, પડી જવાથી રડે છે, ભુખ લાગવાથી રડે છે, એ બધું તેને કોણ શીખવે છે? તે ઉપરથી ખુલ્લું જણાય છે કે તેને પૂર્વ જન્મની વાસના છે, અને તેજ પૂર્વની સ્મૃતિનો પ્રત્યક્ષ અનુભવ છે.

પૃથ્વી ઉપર કરોડો જીવ હયાતી ભોગવે છે, તે ...ણાની સ્થિતિ એક સરખી જોવામાં આવતી નથી ... જંગલી તો કોઈ ઘણાજ સુધરેલા અને બુદ્ધિવાળાં, કોઈ લક્ષ્મીપતિ ને કોઇને ખાવા સરખુ પણ મળતું નથી, તેમજ ઓઢવા પહેરવાનું પણ મળતું નથી, કોઇ શરીરે પુષ્ટ તો કોઈ દુબળા, કોઈ રોગથી પીડાતા, કોઈ સુખી, તો કોઇ દુઃખીજ ગણાય છે. ઈશ્વરે જીવોને જૂદી જૂદી સ્થિતિમાં કેમ મુકયા? આવો પક્ષપાત કરવો ઈશ્વરને છાજે નહિં એમ કોઇ કહે તો તેને કહેવામાં આવે છે કે ઈશ્વરનો પક્ષપાત છેજ નહિ. પૃથ્વી એક નિશાળ છે, જ્યાં અનેક જીવો શિક્ષણ લેવા માટે આવે છે. શિક્ષણ એટલું તો વિશાળ છે કે અનેક જન્મ થયા વિના મળી શકતું નથી; જેમ કે કક્કો શીખતાં આગળ વધતાં નિશાળિઓ પંડિત બને છે તેમજ એક જંગલી અવસ્થામાં પડેલો જીવ નવી નવી જીંદગીઓ લેતાં, ઉંચા સુધારાની ટોચે પહોંચેલા જીવના જેવો થાય છે. જેમ જેમ તે સારાં કર્મ કરતો હશે તેમ તેમ તેના જન્મો એક પછી એક સારા થતા જશે. કર્મ કરવું તેના પોતાના હાથમાં છે અને તેથી દરેક નવા જન્મનો આધાર તેના પોતાના ઉપર છે એકજ માબાપને પેટે બે છોકરાઓ અવતરે છે અને તે બંનેના સ્વભાવ અને ગુણ એક બીજાથી જુદા હોય છે, ઉદાહરણ તરીકે એક ભણેલો તો બીજો મૂર્ખ. આનું કારણ એજ છે કે એ બે જીવ જુદા જુદા વર્ગના છે. હાલમાં એવા દાખલાઓ ઘણા બને છે કે છેક બાળક હોય છે તેની બુદ્ધિ મોટાઓની બુદ્ધિને ઝંખવી નાખે છે. એવા બાળક આ જન્મમાં કેળવણી લેતાં પહેલાં કંઈ કંઈ વિદ્યામાં અત્યંત પ્રવિણતા ધરાવે છે. **પાંચ વર્ષની વયનો છોકરો ગણીતમાં મોટા મોટા પ્રોફેસરોને હંફાવે છે, તેવોજ બીજો છોકરો સંગિતમાં એટલી તો પ્રવિણતા ધરાવતો જણાય છે કે તેની સાથે મોટા મોટા ગવૈયા પણ હરીફાઇ કરી શકતા નથી.** આટલી બધી વિદ્યાની પ્રવિણતા કયાંથી આવી? ઉત્તર એકજ છે કે **આગલા જન્મમાં એ જીવે જે અભ્યાસ કરેલો તેનું આ પરિણામ છે. સર વીલીઅમ રોવન હેમિલ્ટન ત્રણ વરસની ઉંમરે હીબ્રુ ભાષાનો અભ્યાસિ થયો અને સાત વર્ષની વયે, ભલભલાઓને કોરાણે બેસાડે એવો તે નીકળી આવ્યો, આટલુંજ નહિ પણ તેર વર્ષની ઉંમરે તો તેને તેર ભાષાનું સારૂં**

જ્ઞાન પ્રાપ્ત થયું હતું. આપણા પાછળના જન્મોનું આપણને સ્મરણ નથી, પણ તે સ્મરણ નથી માટે પાછલા જન્મ નથી થયા એમ કહેવાય નહિ, આપણી બાલ્યાવસ્થાની વાર્તાઓ આપણને સઘળી ક્યાં સાંભરે છે ? આ સાધારણ નિયમ છે પરંતુ હાલમાં ઘણા જીવો એવા પ્રગટ પડેલા છે કે જેઓ ખુલ્લી રીતે એમ કહે છે કે પાછલા જન્મમાં અમે અમુક જગાએ અમુક કુટુંબમાં જીવન ધરતા હતા.

આ સિવાય મનુષ્ય જીવનનો હેતુ આગળ વધવાનો છે એમ જ્યારે આપણે સમજીએ છીયે ત્યારે આપણને ખાતરી થાય છે કે એક જીવે જે આગળ વધવા માંડયું છે તો તેને અધવચ્ચ અટકાવી દેવાની ઇશ્વરની ઇચ્છા કદી પણ હોયજ નહિ! જુદા જુદા અનુભવો લેવાને જીવ પૃથ્વી ઉપર આવે છે. એ અનુભવો લેવા માટે અને તેમાંથી જ્ઞાન સાર ગ્રહણ કરવા માટે ઇશ્વર જીવને અહીં મોકલે છે તો, એ કામ પરિપૂર્ણ કરવાને ઇશ્વર તેને તક આપ્યા વિના કદી રહેજ નહિ.

આવા વિચારોથી પુનર્જન્મનો નિયમ સિદ્ધ થાય છે. માણસનું બહાર દેખાતું શરીર તો જીવથી જુદું છે. જીવનું અંગરખું તે એ છે. એક અંગરખું જુનુ થાય અથવા ફાટી જાય ત્યારે માણસ તેને જેમ બદલે તેમજ જીવ શરીરરૂપી અંગરખાને બદલે છે. અંગરખું પહેરનાર માણસ તો એકજ છે અને અંગરખાં જુદાં અને ઘણાં છે, તેમજ જીવનો એકજ છે પણ તેનાં શરીર વારંવાર બદલાય છે અને તેનાથી જુદાં છે શરીરનું બદલાવું એજ પુનર્જન્મ.

આપણાં સઘળાં કર્મો સારાં હશે તો દેવતાની જાતિમાં હવે પછી આપણો જન્મ થશે, જો સઘળાંજ કર્મો નબળાં હશે તો નીચી યોનિમાં જન્મ થશે જેવી કે પશુ, પક્ષિ, આદિક, અને આપણાં કર્મો જો સારાં અને નબળાં એમ મિશ્ર હશે તો મનુષ્ય યોનિમાં જન્મ થશે.

.. શરીરથી જીવ જુદો પડે છે તે મરણ કહેવાય છે એમ આપણે પ્રથમ કહી ગયા છીએ. એ પ્રમાણે જુદો પડયો પછી કેટલાક સમયે તે જીવ શરીર ધારણ કરીને પૃથ્વિ ઉપર પાછો આવે છે. આને પુનર્જન્મ કહે છે એમ પણ આપણે કહી ગયા છીએ, આ પૃથ્વિ ઉપરના વિષયોમાં જીવ જ્યાં સુધી લોભાઇ રહે છે ત્યાં સુધી તેને ફરી ફરીને પૃથ્વિ ઉપર જન્મ લેવો પડે છે અર્થાત જ્યાંસુધી વાસના છે ત્યાં સુધી દુઃખ થવાનું છે. દુઃખથી છુટવું હોય, પરમ સુખમાં રહેવું હોય, મોક્ષ મેળવવો હોય, તો વાસના તજવી એજ તત્ત્વ છે. (પૂર્ણ)

# બે આના !




લેખક :
શ્રી. પ્રસાદ.

(૧)

મુંબઈ, તા..........

મેસર્સ. પટેલ એન્ડ શાહ

અમદાવાદ.

વિ. સાથે લખવાનું કે તમે ધી પ્રભાત જીનીંગ મીલનો વિમો અમારે ત્યાં ઉતરાવેલો, તેનું પ્રીમીયમ ગણવામાં ભૂલ થઇ છે અને તેથી તેમની પાસે વધા-રાના પ્રીમીયમના રૂા. ૦-૨-૦ લેવાના નીકળે છે. આ સાથે તેને લગતું લખાણ (એન્ડોર્સમેન્ટ) મોકલ્યું છે અને બે આનાની એકસ્ટ્રા પ્રીમીયમ રસીદ મોકલી છે, તો સદરહુ રકમ વસુલ કરીને ટિકિટો બીડી મોકલશો.

લી.

આપના વિશ્વાસુ.

ધી. સ્ટાર લાઈટ વિમા કંપની

મેનેજર

(૨)

અમદાવાદ. તા. ...

મેસર્સ—ધી—પ્રભાત જીનીંગ મીલ્સ કું. લી.

અમદાવાદ.

વિ. કે આપની પો: નં. ૧૧૨૧૬ નું પ્રીમીયમ ગણવામાં ભૂલ થયેલી, તેથી તેનું એન્ડોર્સમેન્ટ નં. ૮૨૬ આ સાથે બીડયું છે તથા વધારાના પ્રીમીયમની રસીદ રૂા. ૦—૨—૦ ની આ સાથે બીડી છે, તો ૦-૨-૦ ની ટિકીટો મોકલી આપવા મહેરબાની કરશોજી.

લી. સેવકો

પટેલ એન્ડ શાહ

(૩)

અમદાવાદ. તા. ...

મેસર્સ—પટેલ એન્ડ શાહ

અમદાવાદ.

જત તમારો કાગળ તથા સાથે બીડેલી રસીદ વિ. મળ્યું છે, એ ખાતાનું કામ કરનાર અમારો કારકુન રજા ઉપર ગયો છે, એટલે તે આવશે ત્યારે બધું તપાસ્યા પછી ઘટતું કરીશું તે જાણશો.

લી.

મેનેજર

પ્રભાત જીનીંગ મીલ્સ કું. લી.

(૪)

મુંબઈ. તા. ...

મેસર્સ—પટેલ એન્ડ શાહ.

અમદાવાદ

વિ. કે અમારા તા. ... ના પત્રમાં જણાવ્યા મુજબ તમે હજી પ્રભાત મીલ પાસેથી વધારાના પ્રીમી-યમ લેવાની બાબતમાં કંઇ જવાબ લખ્યો નથી, તો સદરહુ વધારના પ્રીમીયમ માટે તેમને કંઈ વાંધો હોય તો લખી જણાવશો. નહિ તો રકમ વસુલ કરીને ટિકીટો બીડી આપશો કારણ કે અમારે હીસાબમાં ખેંચવી પડે છે.

આ પત્ર ઉપર ત્વરાથી ધ્યાન આપશો.

લી. આપના વિશ્વાસુ.

ધી સ્ટાર લાઈટ વિમા કંપની

મેનેજર

(૫)

અમદાવાદ તા. ...

ધી. સ્ટાર લાઈટ વીમા કંપની લીમીટેડ

મુંબઇ

મહેરબાન સાહેબો,

આપનો તા. ... નો પત્ર મળ્યો છે. અમે મીલમાં લખી જણાવ્યું હતું, પરંતુ તેમનો વિમા ખાતાનો કારકુન રજા ઉપર ગયો છે. તે આવશે એટલે તેઓ તપાસ કરીને ઘટતું કરી શકશે તે જાણશોજી.

લી. આપના વિશ્વાસુ

પટેલ એન્ડ શાહ



કીર્તિ મંદિર ( વડોદરા )



મકરપુરા પેલેસ ( વડોદરા )

"વિનય, સંયુક્તાના પાત્રમાં નિષ્ફળ ગયો—" જયંતે તેની આંખોના ભાવ વાંચવા મિથ્યા પ્રયાસ આદર્યો.

"તો હવે–" ઉષા ઉદ્વિગ્ન થઈ.

"કંઇજ સમજાતું નથી." જયંતે પણ નિરાશામય ભાવ પ્રદર્શિત કરતાં કહ્યું.

"તો તમે 'સંયુક્તાના' પાત્રમાં ઉતરો તો–" ઉષાના શબ્દે શબ્દમાં 'શાળાનું' અભિમાન જણાય આવતું હતું.

"તો 'પૃથ્વીરાજ'–જયંને શંકા કરી.

"તો હું માનું છું કે નાટ્ય સમારંભ કદાચ બંધ રહે."ઉષા દીલગીર થતાં બોલી.

"હા. અત્યારે તો લગભગ તેવુંજ છે." જયંતે સ્પષ્ટ કહી દીધું.

"જયંતભાઇ તેવું થાય તો શાળાનું નાક જાય." ઉષાના મ્હોં પર શાળાનું અભિમાન તરવરી ઉઠયું.

"તો એક ઉપાય છે." જયંતે ઉપાય બતાવ્યો.

"શો?" ઉષા એકદમ બોલી ઉઠી."

"પણ...પણ...તે અયોગ્ય છે." જયંત અચકાતાં બોલ્યો.

"પણ તેમાં તમે આટલા બધા શા માટે ગભરાવ છો?" ઉષાએ જયંતને હિંમત આપી.

"તો કોઈ વિદ્યાર્થીની શાળાની રંગભૂમિ પર ઉતરે તોજ શાળાનું નાક રહે તેમ છે." જયંતે ચોકખું કહી દીધું.

"કોઈ શા માટે? હું ઉતરૂં તો કેમ?" શાળાને માટે–શાળાના સ્વાભિમાન માટે–શાળાના નાક માટે ઘડીભરના પત્નીત્વનો સ્વિકાર કરવાને પણ હું તૈયાર છું." ઉષાનું ગૌરાંગ મુખ લાલાશ પકડવા લાગ્યું.

"**Thanks. Many many thanks to you.**" જયંત હર્ષાવેશમાં બોલી ઉઠયો. ને બંન્નેના પંથ નિર નિરાળા હોવાથી તેઓ પોત પોતાના ચાલવા લાગ્યાં.

–:૩:–

"જયંતભાઈ! તમે અહિં ક્યાંથી?" મુંબઇની ગાડીને ઉપડવાની પાંચ મિનિટ બાકી હતી તેવામાં ખાદીના બંગાળી ઢબના કપડામાં સજ્જ થયેલા યુવાન જયંતને દેખી પોતાના મુંબાઈ જતાં માતાને મૂકવા આવેલી ઉષાએ સાશ્ચર્ય પૂછ્યું.

"ફરવા." જયંતે મુખભાવ પલટતા જવાબ વાળ્યો.

"દૂર સોસાયટીમાં રહેતા આટલે સુધી ફરવા આવે એ માનવું મુશ્કેલ છે." ઉષાએ દલિલ કરી. ને જયંતની આંખમાંથી એકાદ બે અશ્રુ કપોલ પર ઢળી ગયાં.

"જયંતભાઈ તમે રડો છો?" ઉષાએ લાગણી વશ થતાં તેના હાથ ઝાલી હલાવતાં પૂછ્યું.

"કારણ કે હસવાનું એકેય કારણ જણાતું નથી." જયંતે ઉત્તર દીધો.

"કેમ?" ઉષા પ્રતિક્ષણે વાત સાંભળવા વધુને વધુ આતુર થતી હતી."

"વિનયના શંકાશીલ હૃદયમાંથી ભડકો સળગ્યો ને મેનેજર સાહેબે મને ધમકાવ્યો." જયંત ગળગળો થતાં બોલ્યો.

"તેમને તમને શું કીધું?" ઉષાને જયંત પ્રત્યે સાહાધ્યાયી કરતાં ભાઈ તરીકેનો પ્રેમ થયો.

"કે જો તમે ઉષા સાથે ફરીથી વાત કરતાં જણાશો તો તમને શાળામાંથી બરતરફ કરવામાં આવશે."

જયંત રૂમાલથી આંસુ લુછવા લાગ્યો.

"ઉષા બ્હેન! જો મેનેજર સાહેબને બદલે કોઈ બીજા વિદ્યાર્થીએ આ પ્રમાણે કહ્યું હોત તો તેના તેજ વખતે બત્રીસ દાંત તોડી નાખત. પણ નિરૂપાય આતો મેનેજર સાહેબ હતા." જયંત ક્રોધ કરતાં બોલ્યો.

"તો તમે બીજી શાળામાં જાવ છો?" ઉષા ગદ્ગદિત થતાં બોલી.

"તે જાણવામાં લાભ નથી. આવજો સાહેબજી." ને જયંત ચાલતી ગાડીએ બારણું ઉઘાડી દોડતો અંદર ધસી ગયો. ને ઉષા નક્કી ન કરી શકી કે કોને મૂકવા આવી હતી; માતાને કે ભાઇને!

–:૪:–

આજે તે દિવસ છે કે જેને માટે વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓ દોઢ દોઢ માસ થયાં રાહ જોઈ રહ્યા હતા જેને માટે જર અને જહેમતનો અસ્ખલિત ભોગ આપી રહ્યા હતા. આજે શાળાનો નાટ્ય સમારંભનો ખાસ દિવસ હતો.

શાળાને બની શકે તેટલી સુંદરને કલાત્મક રીતે શણગારવામાં આવી હતી. શાળાની નાની છતાં સુશોભિત રંગભૂમિ પ્રેક્ષક વર્ગને ઘડીભર મુગ્ધ કરી દેતી સાંજના સાત વાગે પહેલી ઘંટડી થવાની હતી પણ નાટ્યના અભિનેતાઓ તો પાંચ વાગે શાળામાં હાજર થઈ જવાનું હતું. પણ નાટ્યના અભિતાઓ ને અભિનેત્રીઓ તો પાંચ વાગ્યા પહેલાં ક્યારનાય શાળામાં આવી હાજર થઈ ગયા હતા. પણ ઉષા ૭ વાગવા છતાંય ત્યાં નહતી.

ઉષાએ મેનેજર સાહેબને પંદર દિવસ પહેલાં કહી દીધું હતું કે 'સાહેબ! 'જયંત' 'પૃથ્વીરાજ'ની ભૂમિકામાં ઉતરશે તોજ હું 'સંયુક્તા'ની ભૂમિકા ભજવનાર છુ. અન્ય કોઇ પણ વિદ્યાર્થી સાથે હું તે ભૂમિકા નહિ ભજવી શકું."

મેનેજર સાહેબ ઘુંટડો ગળી ગયા. તેમણે 'પૃથ્વીરાજ-સંયુક્તા' ની ભૂમિકા માટે બીજા બે વિદ્યાર્થીઓને તૈયાર કરી રાખ્યા હતા. પણ તેમાં જોઇએ તેટલો દમ ન હતો.

ઉષાએ જયંતને શાળાના અભિમાન માટે—તેના નાક માટે એકજ દિવસ—ફક્ત ત્રણ કલાક શાળાની રંગભૂમિ પર આવી જવાનો ખાસ આગ્રહ ભર્યો પત્ર લખ્યો હતો. તેના જવાબમાં તેને શાળામાં ટાઈમસર આવી હાજર થઈ જવાનું વચન લખ્યું હતું

સાંજના ૭ વાગવા છતા ઉષા ન આવી તેથી મેનેજર સાહેબે પટાવાલાને તેને ઘેર તેડવા મોકલી. પણ ઉષાને ઘેરથી પરવારીને આવતાંય સાડા ૭ થઈ ગયા.

"ઉષા! મોડું થઇ ગયું? કાંઈ નહિ તમે કપડાં પહેરવા માંડો. બીજા વિદ્યાર્થીઓ તો તૈયાર છે." મેનેજર સાહેબે ઉષાને મીઠું લગાડતાં નરમાશથી કહ્યું.

"કેમ જયંતભાઈ આવી ગયા?" ઉષાએ આશ્ચર્યથી પૂછ્યું.

"ના એ વળી ક્યારે આવવાનો હતો." અજાણ્યુ મેનેજરે જણાવ્યું.

"શાળાનું અભિમાન હશે તો જરૂર જ આવશે." ને ઉષા ત્યાંથી બહાર ચાલી ગઇ.

આખોયે પ્રેક્ષક વર્ગ સાડા ૭ વાગ્યામાં તો ચિકાર ભરાઈ ગયો હતો. ક્યારે ઘંટડી વાગે ને પડદો ફાટે તેની જ તેઓ અનિમિષ નયને રાહ જોઈ રહ્યા હતા. સાતમાં પાંચ કમે કલેક્ટર પણ તેમના પત્નિ સહિત આવીને બિરાજમાન થઇ ગયા. પહેલી ઘંટડી વાગી ચૂકી હતી. પણ અંદર તો કશુંજ ઠેકાણું ન હતું. 'પૃથ્વીરાજ—સંયુકતા' ના પાત્રમાં કોણ ઉતરનાર હતું તેજ એક કોયડા જેવું હતું. પણ તે અડધા કલાકના ગાળામાં ઉષા કોણ જાણે કેટલીયે વાર આવી "જયન્તભાઈ આવ્યા ?" કહી માસ્તરને મૂંઝવી નાખ્યા હતા. થોડુ આગળ વધીને કહીએ તો ચીડવી નાખ્યા હતા.

બીજી ઘંટડી થતાંજ એક ગાડી શાળાના કમ્પાઉન્ડમાં આવી ઉભી રહી. તેમાંથી જયંત ઉતરી મેનેજર પાસે ગયો, ઉષા પણ ત્યાંજ હતી. જયંતે પોતાની ભૂમિકા ભજવવા માટે હર્ષ પ્રદર્શિત કર્યો, અને પછી બંને જયંત–ઉષા રંગભૂમિની પાછળ કપડાં બદલવા માટે ચાલી ગયા. ક્રુદ્ધ થયેલાં મેનેજર સાહેબ ઘડીભરને માટે તો પુલકિત થયાજ.

મંગળાચરણથી માંડીને એક એક પ્રવેશ એટલો તો જોરદાર આવતા હતો કે પ્રેક્ષકોની આતુરતા પળે પળે વધતી જતી હતી. અને 'પૃથ્વીરાજ—સંયુકતા' ના પાત્રમાં 'જયંત–ઉષા' એ એવી તો કમાલ કરી કે જોનારાઓ ઘડીભરને માટે નકકી ન કરી શકયા કે આ ભૂમિકાઓ ભજવનાર વિદ્યાર્થીઓ છે કે નહીં. સંયુકતાનું હરણ, પૃથ્વીરાજની પ્રેમ પાગલતા, શાહબુદ્દીન સાથેની લડાઇ વગેરે એક એક દ્રશ્ય જોઈ પ્રેક્ષકોએ રોમાંચ અનુભવ્યા. ને પછી સાતે તવા વીંધી શાહબુદ્દીનને મૃત્યુ શય્યા પર સુવાડતું પૃથ્વીરાજનું શબ્દવેધી બાણ એવું તો સણસણતું છૂટયું કે 'શાહબુદ્દીન'ના પાત્રનો વિદ્યાર્થી મરણજ પામ્યો તેવી ભ્રમણા સહિત નાટકની પૂર્ણાહુતિ થઈ. ને કલેક્ટર સાહેબ શાળાને શુભાશિર્વાદ આપતું નાનુશું ભાષણ આપી બેસી ગયા. શાળાના સંચાલકો તરફથી તેમને ફૂલહાર અર્પણ કરવામાં આવ્યા ને પછી સૌ વિખરાયા.

"કેમ ? જયંત ન આવ્યો તો ન ચાલ્યું ? વિનયે કેટલી કમાલ કરી." શાળાના બેચાર શિક્ષકો વાતો કરતાં અંદર પ્રવેશ્યા.

"શાબાશ ! વિનય ! તેં ઘણુંજ સરસ કામ કર્યું મને ન્હોતી ખબર કે તું આટલું સુંદર કામ કરી શકતો હઈશ. કલેકટર સાહેબ તરફથી તને સુવર્ણચંદ્રક મળ્યો છે." વિનય પર શાબાશીના ઉદ્દગારો કાઢતાં મુખ્ય મેનેજર સાહેબે કહ્યું.

"પણ તે ભૂમિકા તો જયંતે ભજવી છે," વિનયને નાઈલાજે કહેવા પડયું.

"શાબાશ, શાબાશ. મને ખાત્રીજ હતી કે મારો વિદ્યાર્થી કદી આવું નજ કરે." ને મુખ્ય મેનેજર સાહેબે તેની પીઠ થાબડી.

ને બધાય અભિનેતાઓ અને અભિનેત્રીઓ ચાહ નાસ્તો લઇ પોતપોતાને ઘેર ગયા પણ બીજેજ દિવસે સૌની અજાયબી વચ્ચે જયંત—ઉષાએ શાળામાંથી રાજીનામું આપ્યું.





# ભક્ત જયદેવ

અનુવાદક :
સૌ. લક્ષ્મીબેન સ્વામી.

પ્રસિદ્ધ ભક્ત-કવિ જયદેવનો જન્મ લગભગ પાંચસો વર્ષ પહેલાં બંગાળના કેન્દુબિલ્વ નામના ગામમાં થયો હતો. તેના પિતાનું નામ ભોજદેવ અને માતાનું નામ વર્માદેવી હતું. એ ભોજદેવ બંગાળમાં આવેલા કાન્યકુબ્જના પંચ બ્રાહ્મણોમાં શરદ્વીજ ગોત્રના શ્રી હર્ષના વંશના હતા. માતા પિતા બાલ્યકાળમાં જયદેવને એકલો મૂકીને મરણ પામ્યાં હતાં. એ પ્રભુનું ભજન કરતાં કોઈ પણ પ્રકારથી પોતાનો નિર્વાહ કરતો હતો. પૂર્વ સંસ્કાર બહુ સારા હોવાથી તેણે કષ્ટમાં રહીને પણ વિદ્યાભ્યાસ કર્યો હતો. અને સરલ પ્રેમથી પ્રભુ કૃષ્ણ પરમાત્માની પરમ કૃપાનો અધિકારી થયો હતો.

તેના પિતાને નિરંજન નામના તેજ ગામના એક બ્રાહ્મણે કંઈક રૂપિયા આપ્યા હતા. નિરંજને જયદેવને સંસારથી ઉદાસીન જાણીને તેની ભગવદ્ભક્તિથી અનુચીત લાભ ઉઠાવવાનો, તેનાં ઘરબાર હાથ કરવાનો વિચાર કર્યો. તેણે એક દસ્તાવેજ બનાવ્યો અને જયદેવની પાસે આવી કહ્યું કે જો જયદેવ! હું તારા રાધા-કૃષ્ણ અને ગોપી-કૃષ્ણને જાણતો નથી. આ તો અત્યારે મારા રૂપિયા વ્યાજ સાથે આપી દે. નહિં તો આ દસ્તાવેજ પર સહી કરીને ઘરબ્હારનો કબજો આપી દે.

જયદેવ તો સર્વથા નિઃસ્પૃહ હતો, તેને ઘરબ્હારમાં રતીભાર મમતા ન હતી. તેણે ઝટ દઈને દસ્તાવેજ પર સહી કરી આપી. નિરંજને તુરતજ ઘરનો કબજો કરી લીધો. એટલામાં નિરંજનની નાની છોકરી દોડતી આવી. અને કહેવા લાગી બાપા! જલ્દી ચાલો, ઘરમાં આગ લાગી ગઇ, બધું બળી ગયું. ભક્ત જયદેવ ત્યાં હતો. મનમાં દ્વેષ-હિંસા કાંઇ પણ ન હતું. નિરંજનના ઘરમાં આગ લાગી આ ખબર સાંભળતાંજ તેજ ક્ષણે ત્યાં જઈ બળતા અગ્નિની લાલ, લાલ જ્વાળામાં તે ઘરમાં કુદી પડયો. જયદેવ ઘરમાં ગયો કે અગ્નિ શાંત થઈ ગયો. જાણે જાગ્રત દશાનું સ્વપ્ન! ભક્તને માટે શું નથી થતું?

જયદેવની આ અલૌકિક શક્તિ જોઇને નિરંજનનાં નેત્રોમાં જલ ભરાઈ આવ્યું. પોતાની અપવિત્ર કરણી પર પસ્તાવા લાગ્યો, અને જયદેવના ચરણોમાં ઝુકી પડયો અને દસ્તાવેજ કાઢીને કહેવા લાગ્યો, દેવ? મ્હારો અપરાધ ક્ષમા કરો! મેં લોભને વશ થઈને થોડા પૈસાને માટે જાણી જુઝીને બેઇમાનથી તમારાં ઘરબાર છીનવી લીધાં. આજ તમે ન હોત તો મારા તમામ ઘર બળીને

## પ્રેમ

પ્રેમ:—

આત્માના મંથન અને દોહન કરી ઉપજાવી કાઢેલ અમૃત, આત્માના ભુગર્ભમાંથી-કોમળ પ્રદેશમાંથી વહેતી નિર્મળ અદમ્ય ધારા, જીવનમાં આલ્હાદક સજીવન સૃષ્ટિ ઉત્પન્ન કરનાર **પરબ્રહ્મ**. આનંદ ઓજસ અને ઉલ્લાસની અવિરત જળ ઝીલણી કરાવનાર અમી ઝરણની પરિમલ વર્ષા.

પ્રેમ.

એ શબ્દમાંજ અલૌકિકતા, અદ્ભૂતતા છે. આનંદ છે, ચેતન છે. એની અદ્ભૂતતાની સાથે નૈસર્ગિક આનંદ અને પ્રેરણાના ભાવગુંજ છે. એને અવરોધ નજ સંભવે. પ્રેમનો અસ્ખલીત પુનિત પ્રવાહ પરિણામની પરવા વિના અખંડ વહન કરે. એ પ્રવાહને અવરોધ કરતા એની દિશા પલટાવવાના મુર્ખ પ્રયત્ને હૃદયના મર્મ ભાગમાંજે કારી ઘાના ઉંડાણ જણાય તેની રૂઝ જીવનમાં તો ફરી નજ આવે. એના ઉપાય એજ પ્રેમ પરિમલની પુનિત વર્ષાના અખંડ સ્નાન!

એવા એ પ્રેમના પડઘા હૃદયના કોમળ અને અભિલાષી ઉંડાણમાં પડે ત્યારે સ્વર્ગ હાથવેંતમાંજ દ્રષ્ટિમાન થાય—

નવલકાંત ભાવસાર
બી. એસ. સી.
એફ. આર. એચ. એસ. (લંડન)

ભસ્મ થઈ જાત! ધન્ય છે તમને! આજ મેં ભગવત્ ભક્તનો પ્રભાવ જાણ્યો.

તે દિવસથી નિરંજનનું હૃદય શુદ્ધ થઈ ગયું. અને તે જયદેવના સંગમાં ભગવાનના ભજન કિર્તનમાં સમય વિતાવા લાગ્યો.

ભગવાનની પોતાના પર આટલી કૃપા જોઈ જયદેવનું હૃદય દ્રવીત થઈ ગયું, તેણે ઘરબાર છોડીને જગન્નાથપુરી જવાનો વિચાર કર્યો; પોતાના ગામથી પરાશર નામના બ્રાહ્મણને સાથે લઈ પુરી જવા નીકળી પડ્યો, પાસે કંઈપણ સામાન તો ન હતો. મુખમાં પ્રભુનું પવિત્ર નામ અને હૃદયમાં પ્રભુની મનોહર ઝાંખી. એક દિવસ માર્ગમાં જયદેવને બહુજ દૂર સુધી કયાંયે પાણી ન મળ્યું, બહુજ પ્રખર તાપ પડી રહ્યો હતો. તે તૃષાથી વ્યાકુળ બનીને જમીન પર પડી ગયો. તેજ વખતે ભક્ત વાન્છાકલ્પતરૂ હરિ સ્વયં બાલકના વેષમાં પધારીને જયદેવનું માથું ખોળામાં લઈ લુગડાથી પવન નાંખવા લાગ્યા અને પાણી તથા અમૃત સમાન દૂધ પીવરાવ્યું અને તુરત રસ્તો બતાવીને તેને જલ્દી પુરી પહોંચાડી દીધો. અવશ્ય ભગવાનને છદ્મ વેષમાં તે વખતે જયદેવ અને તેનો સાથી પરાશર પીછાની શકયા નહિ; ભગવાન તેને પુરીમાં પહોંચાડીને અંતર્ધ્યાન થઈ ગયા. અને તેમની શોધ કરતાં પણ તેમનો કંઈ પત્તો લાગ્યો નહિ. ત્યારે જયદેવજીએ તેને ભગવાન સમજ્યા. તે બહુ પસ્તાયો પણ હવે શું થાય?

જયદેવજી પ્રેમમાં ગરત થઈ સદા શ્રી કૃષ્ણના નામનું ગાન કરતા હતા. એક દિવસ ભાવાવેશમાં અકસ્માત તેણે જોયું કે ચારે બાજુ સુનીલ પર્વતોની હારો છે. નીચે કલ-કલ કરતી કાલિન્દી નદી વહી રહી છે. યમુનાના તીર પર કદંબના વૃક્ષ નીચે ઉભા-ઉભા શ્રીકૃષ્ણ મુરલી હાથમાં લઈને બજાવી રહ્યા છે. આ દ્રશ્ય જોઈને જયદેવજીના મુખમાંથી અકસ્માત મધુર ગાન નીકળી પડ્યું.

કહે છે કે અહીં જયદેવજીને ભગવાનના દસ અવતારોના પ્રત્યક્ષ દર્શન થયાં અને તેણે "જય જગદીશ હરે" ની ધૂન લગાવી દસ અવતારોની ક્રમશઃ સ્તુતી ગાઈ, કેટલાક વખત પછી તેને બાહ્ય જ્ઞાન થયું. ત્યારે જાણ્યું કે આ તો વૃંદાવન નથી. સામે અનંત સમુદ્ર છે. અનંત જગતમાં સર્વત્ર વિશ્વરૂપ પ્રભુને જાણીને જયદેવે સ્તુતિ કરી, પછી પરાશરને સાથે લઇને ભગવાન શ્રી. જગન્નાથજીના દર્શન કરવા ગયો. ભગવાનનાં દર્શન કરીને તે બહુજ પ્રસન્ન થયા, તેનું હૃદય આનંદથી ભરાઈ ગયું, તે પુરુષોત્તમક્ષેત્રમાં એક વિરક્ત સંન્યાસીની માફક રહેવા લાગ્યા, તેમનું કંઇ નક્કી સ્થાન ન હતું, પ્રાયઃ વૃક્ષની નીચે તે રહેતા હતા. અને ભિક્ષા દ્વારા ક્ષુધાનિવૃત્તિ કરતા હતા. દીન-રાત પ્રભુનું ધ્યાન ચિન્તન અને ગુણગાન કરવાં એ તેના જીવનનું એક મુખ્ય કાર્ય હતું.

સુદેવ નામનો એક ભક્ત બ્રાહ્મણ પુરીમાં રહેતો હતો. તેને કંઈ સંતાન ન હતું. સ્ત્રીની ઇચ્છાથી સુદેવે ભગવાન પાસે પુત્ર પ્રાપ્તીની ઇચ્છા પ્રદર્શીત કરી અને કહ્યું કે જો અમારે પહેલું જે સંતાન થશે, તે અમે તમારી સેવામાં અર્પણ કરીશું. પ્રભુની કૃપાથી સમય પર એક બાલીકાની પ્રાપ્તી થઈ, તેનુ નામ પદ્માવતી રાખ્યું. જ્યારે તે દસ બાર વર્ષની થઈ, ત્યારે માતા-પિતાએ તેને શ્રી જગન્નાથજીને અર્પણ કરી દીધી, રાત્રે પ્રભુએ સ્વપ્નમાં તેમને આદેશ દીધો કે મેં પદ્માવતીને ગ્રહણ કરી લીધી છે, હવે મારી આજ્ઞાથી તમે તેનો વિવાહ પુરીમાં આવીને રહેલ મારા પરમભક્ત જયદેવની સાથે કરી દયો.

ભગવાનની આજ્ઞા જાણીને બ્રાહ્મણ દંપતી બાળાને સાથે લઈને ઝાડ તળે બેસી કિર્તન કરતા જયદેવની પાસે આવીને પ્રભુની આજ્ઞા સંભળાવી. જયદેવજી આશ્ચર્ય અને વિષાદથી કહેવા લાગ્યા મહારાજ! હું ગૃહત્યાગી ભિખારી છું, હું વિવાહ કરવા નથી ચાહતો. બ્રાહ્મણ દંપતિ કહેવા લાગ્યા કે અમે પ્રભુની આજ્ઞાનું ઉલંઘન નહિ કરીએ, અમે તો એને આપને અર્પી ચૂક્યા છીએ. જ્યારે પ્રભુએજ આજ્ઞા કરી છે તો એવું કોણ હશે કે જે એમની આજ્ઞાનું ઉલંઘન કરે! આ બાળા આપની પાસે રહી, હવે અમે જઈએ છીએ. જયદેવે તેમને રોકવા ચાહ્યા. પણ તે ન રહ્યા, આખરે જયદેવજીને પ્રભુની આજ્ઞા માની પદ્માવતી સાથે વિવાહ કરવો પડયો. કેટલાંક દિવસ પછી ગૃહસ્થ બની જયદેવ પતિવ્રતા પદ્માવતીને સાથે

લઈ પોતાના ગામ કેન્દુબિલ્વમાં પાછા આવ્યા. અને ભગવાન શ્રી રાધા માધવની યુગલ શ્રીમુર્તિ પ્રતિષ્ઠિત કરીને અને જાણુ તેમની સેવામાં પ્રવૃત્ત થઈ ગયા.

કેટલાક સમય પછી જયદેવ યાત્રાએ નીકળી પડયા. એક રાજાએ તેમનાં બહુ સન્માન કરીને પોતાને ત્યાં રાખ્યા. અને ત્યાંથી જતી વખતે ઈચ્છા ન હતી છતાં તેમને બહુજ ધન આપ્યું. જયદેવે કહ્યું રાજન! ભગવત્ પ્રેમની પ્રાપ્તીવાળાને ધન ઝેર સમાન છે, ધન મનુષ્યને મોહાન્ધ કરે છે. અને દાનના કારણથી લોભ તથા પરસ્પર રાગ—દ્વેષ પેદા થાય છે, એ અનર્થના કારણ રૂપ ધનને હું નથી ઇચ્છતો, પરંતુ રાજાએ માન્યું નહિ. રાજાની પ્રસન્નતાને માટે નિઃસ્પૃહ ભાવથી કંઈક ધન લઈને પોતાને ગામ આવ્યા.

સડેલાં માંસ પર ગીધ—શિયાળ આક્રમણ કરે છે તેમ ધન જોઈને લોભી મનુષ્ય તેની પાછળ પડે છે. કેટલાક ચોરો જયદેવની પાસે ધન જોઇને પાછળ પડયા હતા. સરલ-હૃદયી જયદેવજી ભજનમાં મસ્ત થઈ ચાલી રહ્યા હતા. ચોરો તેમની પાસે ધન માંગત તો રાજી-રાજી થઇને આપી દેત. પણ ચોર તો જાણે કે એમને એમ કોઈ ધન ન આપે. લોભ મનુષ્યને રાક્ષસ બનાવે છે. ચોરે પાછળથી આક્રમણ કરીને જયદેવજીને નીચે પાડીને હાથપગ કાપીને, એક કુવામાં નાંખી દીધો. નાશવાન ધનની સાથે મહાન દુઃખના કારણરૂપ પાપની મોટી ગાંસડી બાંધી પોતાની સફલતા પર ગર્વ કરી ત્યાંથી ચોરો ચાલતા થયા.

પ્રભુની કૃપાથી એ કુવામાં પાણી ન હતું, તથા તેને જરા પણ વાગ્યું નહિ, કુવામાં એક સુંદર શીલા હતી. તે પર જયદેવજી બેઠા બેઠા પ્રભુનું કિર્તન કરવા લાગ્યા. અને વિચાર કર્યો કે આ ધન ગ્રહણ કર્યું તેનુંજ આ પરિણામ છે.

થોડા વખત પછી ત્યાંથી ગૌડેશ્વર રાજા લક્ષ્મણ સેનની સ્વારી જતી હતી. કુવામાંથી મનુષ્યનો અવાજ સાંભળીને જોયું તો કોઈ માણસ કુવામાં શ્રીકૃષ્ણ નામ કિર્તન કરી રહેલ છે, રાજાએ જયદેવને બહાર કાઢયો

અને પોતાની રાજધાનીમાં લઈ ગયા. તેની વિદ્વતા અને પ્રભુ પ્રેમથી રાજા બહુજ પ્રસન્ન થયો. રાજાએ તેના હાથ—પગ કાપી નાંખનારના વિષે પૂછ્યું. પણ જયદેવે કાંઈ પણ બતાવ્યું નહિ.

સાચા ભક્ત વૈરીનું પણ અહિત ન ચાહે. આખા જગત પ્રત્યે તેને મૈત્રી ભાવ હોય છે, પોતાના અનિષ્ટમાં પણ પ્રભુની કૃપા સમજી તેનું સ્વાગત કરે છે. અને નિમિત્ત બનનારને ધન્યવાદ આપે છે. અને તેનું હિત ચાહે છે ક્ષમા તો તેના સ્વભાવમાં ભરેલી હોય છે.

ચિકિત્સાથી જયદેવજીના ઘાવો રૂઝાઇ ગયા. રાજાએ તેને પોતાની પંચરત્ન સભાનો પ્રધાન બનાવ્યો. અને સર્વ રાજકારભાર તેને સોંપી દીધો. કેટલાક દિવસ પછી પદ્માવતી પણ રાધા–માધવની મૂર્તિ લઇને ત્યાં આવી. રાજા ઘણી વખત જયદેવજીને ધન આપીને સન્માન કરતા પણ તે ખર્ચ સિવાય કંઈ પણ વધારે લેતા નહિ. એક વખત રાજ્યમાં કંઈ મહોત્સવ હતો. ત્યાં ભોજન કરવા માટે હજારો દરિદ્ર, ભિક્ષુક, અતિથિ બ્રાહ્મણ, સાધુ, ઘણાં આવેલાં તેમાં પેલા ચોરો વેષ પલટીને આવેલા હતા, કે જે ધનના લોભથી જયદેવજીને કુવામાં નાંખી દીધો હતો.

ચોરોને માલુમ પડયું કે જેને આપણે મરેલો સમજ્યા હતા તે તો અહીં પ્રધાન છે. કારણ કે જયદેવજીને લુલો, લંગડો જોઈને ઓળખી લીધો. જયદેવજીની નજર તેમના પર પડી તેથી વધારે આનંદ થયો. તેણે વિચાર કર્યો કે તેઓને ધનની આવશ્યકતા છે તો મને રાજા જે આપે છે તેમાંથી આ ચોરને કંઇક અપાવું કે જેથી તેમને સંતોષ થાય. જયદેવે રાજાને કહ્યુ મારા મિત્ર આવ્યા છે. રાજાએ તુરત તેમને બોલાવ્યા. તેઓનું લોહી ઉડી ગયું કે હવે અમારો પ્રાણ નહિ બચે. મનુષ્ય હૃદયની ભાવના પ્રમાણે જગતને જુએ છે, સાધુ બધાંને સાધુ જુએ છે, અને ચોરને ચોર ! જુવાન પુરૂષ પોતાના મનની બુરી વાસના અને કલ્પનાવશ એકાંતમાં નિર્દોષ વાતચીત કરવાવાળા જુવાન ભાઈ બેનોમાં પણ પાપની કલ્પના કરે છે.

ચોરો બીતાં–બીતાં રાજાની પાસે આવ્યા. રાજાએ તેમને જયદેવજીના મિત્ર સમજી સ્વાગત કર્યું અને મન માન્યું ધન માગવા કહ્યું. ચોરો આશ્ચર્યના સમુદ્રમાં ડૂબી ગયા. તેમને કાંઈ સમજ ન પડી. શું મારનારને પણ કોઈ મિત્ર કહી શકે ? રાજાએ તેમને જમાડયા. વસ્ત્રાલંકાર અને ઘણું ધન આપ્યું. તેઓ ત્યાંથી જલ્દી જવાની તૈયારી કરવા લાગ્યા. વધારે ધન હોવાથી જયદેવજીએ એક અફસર અને ચાર સિપાઇઓ સાથે મોકલ્યા કે જેથી સંભાળપૂર્વક ઘેર પહોંચાડે.

રસ્તામાં સિપાઇઓએ પૂછ્યું કે તમે જયદેવજીના શું સગા થાવ ! કે જેથી તમોને આટલું ધન આપ્યું પાપબુદ્ધિવાળા ચોરોએ ઇશ્વરને, ન્યાયને અને ભયની ભૂલીને કપટથી કહ્યું કે સાહેબ ? તમારા આ પ્રધાન અને અમે એક રાજ્યમાં નોકર હતા. અમે અનુચર હતા અને તે અમારા તાબામાં કામ કરતો હતો. તેણે એક વાર કંઇક કુકર્મ કર્યું જેથી રાજાએ ગુસ્સામાં આવીને અમને કહ્યું કે તમે તેનું માથું ઉડાવી દયો. પણ અમે દયા કરીને તેના હાથ પગ કાપી નાંખ્યા ને છોડી દીધો. અમે કાંઈ આ ભેદ ખૂલ્લો ન કરીએ એવા ડરથી અમારૂં આટલું સન્માન કર્યું અમે પણ તેનું ખરાબ થાય માટે કંઈ કહ્યું નહિ.

ચોરોએ આટલું કહ્યું કે જોરથી પૃથ્વી ફાટી અને ચારે તરફ ચોરો તેમાં સમાઈ ગયા. ઘણી ભલાઇ કરવાથી દુષ્ટોનાં હૃદય પણ પલટાઈ જાય છે. પણ કોઇ એવાં દુષ્ટ હોય છે કે જે પોતાનો સ્વભાવ નથી છોડતા એવાને માટે દંડની આવસ્યકતા છે. પણ ભકત કદાપી તેમને દંડ આપતા નથી. આવી સ્થિતિમાં ભગવાનને દંડની વ્યવસ્થા કરીને દુષ્ટનો ઉદ્ધાર કરવો પડે છે. અહીં પણ એમ બન્યું.

અફસર સાહેબ નોકરોના માથા પર ધન ઉંચકાવીને પાછા આવ્યા ને રાજાને બધી વાત કહી. રાજાએ જયદેવજીને બોલાવી ચકીત મનથી બધી વાત કહી. રાજા આશ્ચર્યમાં ડૂબી ગયો. જયદેવની આંખોમાંથી અશ્રુઓની ધારા છૂટી અને તેજ ક્ષણે પુનઃ હાથ પગ કાપેલા હતા તે પૂર્વવત્ સ્વાભાવિક થઈ ગયા.

રાજાએ વિષમય થઇને કુતુહલથી બધી વિગત પૂછી. જયદેવે સાચી હકીકત કહી. દયાળુ હૃદયી જયદેવજીએ કહ્યું રાજન! હું બહુજ અભાગી છું એ

કારણથી તે બિચારાઓના પ્રાણ મારા પૂર્વ કર્મના પરીણામથી હાથ કપાયા અને તેઓ લોભવશથી નિમિત્ત થયા. તેમનાં મૃત્યુના સમાચાર જાણી મને રડવું આવે છે. હે પ્રભુ ? તેઓનો દોષ હોય તો ક્ષમા કરજે મને ખબર નથી કે મારા કયા અપરાધથી તેઓને આવો ભારે દંડ ભોગવવો પડયો. વાસ્તવમાં ધનનો સંગ ખરાબ છે. કેટલું આશ્ચર્ય ? કે પ્રભુએ મારો કાંઈ પણ દોષ ન જોતાં મારા હાથ પગ પૂર્વવત બનાવી દીધા. એવા મારા વ્હાલા શ્રીકૃષ્ણને ન ભજે તેના સમાન કોણ અભાગી હશે ?

ભકત જયદેવજીની વાત સાંભળી રાજા ચકીત થઈ તેના ચરણોમાં પડયો. ભકત હૃદયની પ્રત્યક્ષ પ્રધાનતા જોઈ તે ભકત બની ગયો. જયદેવજીની પત્ની પદમાવની પણ છાયાંની માફક સ્વામીનું અનુવર્તન કરતી હતી. પ્રભુ પર તેનો પ્રેમ દૃઢ હતો. પણ તે પ્રેમનું કારણ સ્વામીને તન, મનથી તેની સેવા કરતી હતી. પતિવ્રત ધર્મનું રહસ્ય તે બરાબર જાણતી હતી. જયદેવજી રાજાને પુજ્ય હતો. તેની રાણી રાજ માતા અને રાજ-મહેલની બીજી સ્ત્રીઓ પદ્માવતીની પાસે સત્સંગનો લાભ લેતી હતી. રાણી બહુજ શુશીલા, સાધ્વી ધર્મ પરાયણ તથા પતિવ્રતા હતી. પણ તેના મનમાં કંઇક અભિમાન હતું. એક દિવસ પદ્માવતીની સાથે કંઈક અઘટિત કાર્ય કરી બેઠી.

સત્સંગ થઈ રહ્યો હતો. વાતોમાં પદ્માવતીએ સતી ધર્મનો મહીમા બતાવ્યો અને કંઈક કહ્યું, જે સ્ત્રી સ્વામી મરી જાય પછી તેના શબની સાથે બળી મરીને સતી થાય છે તે નીચી શ્રેણીની સતી છે. ઉચ્ચ શ્રેણીની સતી તો પતિના મરણ સમાચાર સાંભળી તુરતજ પ્રાણ ત્યાગી દે છે. પતિના મરણ સમાચાર પુરા સાંભળવાને ક્ષણવાર પણ તેનો પ્રાણ શરીરમાં રહેતો નથી. રાણીએ આ વાત ન માની, તેણે જાણ્યું કે પદ્માવતી પોતાને સતીત્વનું ગૌરવ બતાવવાને આ કહી રહી છે. મનમાં ઈર્ષ્યા સળગી ઉઠી. રાણીએ પરિક્ષા કરવાનો નિશ્ચય કર્યો. એક દિવસ રાજાની સાથે જયદેવજી કંઈક બ્હાર ગયા હતા. રાણી આ સારો અવસર સમજી દંભથી વિષાદ યુક્ત ચહેરો બનાવી પદ્માવતી પાસે આવી અને કપટથી રડતાં રડતાં કહેવા લાગી કે "પંડિતજીને વનમાં સિંહ ખાઈ ગયો." રાણીએ આટલું કહ્યું કે પદ્માવતી શ્રીકૃષ્ણ—કૃષ્ણ કહેતાંજ ધડાક લઈને પૃથ્વી પર પછડાઈ પડી. રાણી ગભરાઈ ગયાં ને જોયું તો પદ્માવતી ખરેખર મરી ગઈ હતી. રાણીના હોશકોશ ઉડી ગયા. તેને પોતાના ખરાબ કાર્ય પર દીલગીરી થઈ. તે ચિંતા કરવા લાગી કે હવે હું મ્હારાજને કેવી રીતે મોઢું બતાવીશ ? જયદેવજીને કેટલો સંતાપ થશે. ? તેનાં મૃત્યુનું કારણ હું બની ? એટલામાં જયદેવજી આવી પહોંચ્યા. રાજાને પણ આ મૃત્યુ સમાચાર મળ્યા હતા. તેથી તે પણ આવી પહોંચ્યાં. રાણી તો જીવતા મુઆ સમાન હતી તે ચિંતા કરવા લાગી કે પૃથ્વી ફાટે તો અંદર સમાઇ જઉં. જયદેવજીએ રાણીની સખીઓ દ્વારા બધી હકીકત જાણી તેણે કહ્યું કે રાજમાતાને કહો કે ગભરાઓ નહિ. મારા મૃત્યુ સમાચારથી પદ્માવતીનો પ્રાણ ઉડી ગયો પણ હું જીવીત છું તો તેને પણ અહીં આવવું પડશે. જયદેવજીએ મનમાં પ્રાર્થના કરી એવી ઇચ્છાથી નહિ કે પદ્માવતીના શરીર પર તેની આસકિત હતી. કે જેથી તેને જીવતી ચાહતા હતા. પણ એ કારણથી કે પદ્માવતીના મરણથી રાણી જીવનભર પશ્ચાતાપના અગ્નિમાં બળી મરશે. ભગવાને ભકતની પ્રાર્થના સાંભળી પદ્માવતીના શરીરમાં પ્રાણનો સંચાર થયો. રાણી આનંદથી રડી પડી. અને ભવિષ્યમાં આવું ખરાબ કાર્ય ન કરવાને પ્રતિજ્ઞા લીધી. ચારે તરફ આનંદ થઈ રહ્યો. જયદેવની ભકિત અને પદ્માવતીના પતિવ્રતની ખ્યાતિ ચારે તરફ ફેલાઈ.

કેટલાક સમય પછી બંને જણ પોતાના ગામમાં પાછા આવ્યા. અને શ્રી કૃષ્ણના પ્રેમમાં ડૂબી ગયાં. તે પ્રેમમાં તેમણે એક ગીત—ગોવિંદની રચના કરવા માંડી. એક દિવસ જયદેવજી ગીત—ગોવિંદ લખી રહ્યા હતા. તે વખતે પદ્માવતીએ કહ્યું કે દેવ ? સ્નાનનો સમય થયો છે, હવે લખવાનું બંધ કરો તો ઠીક. જયદેવજીએ કહ્યું પદ્મા ? મેં ગીત—ગોવિંદ લખ્યું છે. પરંતુ તેની છેલ્લી કડી બેસતી નથી. હવે શું લખું ? પદ્માએ કહ્યું, તમે ગભરાવ નહિં. ગંગા સ્નાન કરીને છેલ્લી કડી લખજો.

ઠીક ! કહીને તે સ્નાન કરવા લાગ્યા. થોડીવાર પછી જગદેવનો સ્વાંગ ધારણ કરી સ્વયં પ્રભુ આવ્યા

ને બોલ્યા પદ્મા ! જરા ગીત-ગોવિંદ લાવને ! પદ્મા વિસ્મય થઈને બોલી આપ સ્નાન કરવા ગયા હતા ને! વચમાંથી પાછા કેમ આવ્યા !

મહા માયાવી શ્રી કૃષ્ણે કહ્યું ! રસ્તામાં છેલ્લી કડી યાદ આવી પદ્માવતીએ ગ્રંથ—કલમ આપ્યા તેમણે છેલ્લી કડી લખી. પદ્મા પાસે પાણી મંગાવી સ્નાન કરી, પુજન કરીને, પદ્માના હાથની રસોઈ કરેલી તે જમીને પલંગ પર સુઇ ગયા,

પદ્માવતી પટતળમાં બચેલો પ્રસાદ જમવા લાગી. એટલામાં જયદેવજી આવ્યા. તેમણે જમતી જોઈને વિસ્મય થઈને કહેવા લાગ્યા, આ તમે શ્રી માધવને જમાડીને મારા જમ્યા વગરજ જમવા લાગ્યાં ? આવું તમારૂં આચરણ તો મેં કોઈ દિવસ નથી જોયું ?

પદ્માવતીએ કહ્યું ! આપ શું કહો છો ! આપ કવિતાની છેલ્લી કડી લખવાને રસ્તામાંથી પાછા આવ્યા. કવિતા પુરી કરીને સ્નાન, પુજન, ભોજન કરીને પલંગ પર સુતા હતા ને ? જયદેવજીએ જોયું. તો પલંગ પર કોઈ ન હતું. પદ્મા લખેલ તો જોઉં કવિતા કઈ કડીથી પુરી કરી ? જોયુ ને કહેવા લાગ્યા કે આ કડી તો મારા મનમાં હતી. પણ સંકોચથી લખી નહિ.

તે બંને હાથથી મોં છુપાવીને રડતા રડતા પુકારવા લાગ્યા કે હે કૃષ્ણ ! નંદનંદન ? હે રાધાવલ્લભ ? હે વ્રજાંગનામાધવ ? હે ગોકુલરત્ન ! કરૂણાસિંધુ ! હે ગોપાલ ! હે પ્રાણપ્રિય ! આજ કયા અપરાધથી આ કિંકરને ત્યાગીને કેવળ પદ્માનો મનોરથ પૂર્ણ કર્યો ? એટલું કહીને જયદેવજી પદ્માવતીના પાતળમાંથી શ્રી હરિનો પ્રસાદ ખાવા લાગ્યા. પદ્માએ કેટલીવાર રોકયા નાથ ? આપ મારૂં એંઠું ન ખાઓ ? પરંતુ પ્રભુ પ્રસાદના લોભી ભકત જયદેવજીએ માન્યું નહિ.

જયદેવજીને ગંગા સ્નાનનો નિયમ હતો ગામથી અઢાર ગાઉ દૂર ગંગા હતી. વૃદ્ધાવસ્થાનેલીધે તેમનાથી ચાલી શકાતું ન હતું તેથી ગંગાજી તેમના ઘરનાં સામે વહેવા લાગી. શ્રી જયદેવજી પદ્માવતી અને ભકત પરાશર, નિરંજનને સાથે લઈ વૃંદાવન ગયા ત્યાં પ્રભુની લીલા જોઈ, જોઇને આ દંપતિ દેહ ત્યાગીને નિત્ય-નિકેતન ગોલોક પધારી ગયાં.

કોઈ કહે છે કે જયદેવજીએ પોતાના ગામમાં દેહ છોડ્યો. અને તેમના ઘર પાસે તેમની સમાધી-મંદીર બની ગયું છે. તેમના સ્મરણાર્થ દરેક વર્ષે માઘ માસની સંક્રાતી કેન્દુબિલ્વ ગામમાં મેળો ભરાય છે. જેમાં લાખથી અધિક સ્ત્રી પુરૂષો એકત્ર થાય છે.

# માતૃ ભાવના

શિવાજી કેરો સરદાર એક,
લાવ્યો છતી સુન્દર મ્લેચ્છકન્યાઃ
તેને બનાવી હતી યુદ્ધકેદી
ઉભી કીધી છત્રપતિ સમીપ. ૧

અત્યન્ત તે સુન્દર મ્લેચ્છકન્યા
લડાઈના બક્ષીસરૂપ આપવે,
પ્રસન્ન થાશે મહારાજ પોતે
આશા હતી એ સરદાર અન્તરે ! ૨

દરબારમાં આણી ઉભી કરેલી
બતાવીને રૂપવતી તરૂણી
કહે કરીને મજરો વિનતિ
સ્વીકારશોજી આ અલ્પ ભેટ. ૩

કહે શિવાજી બુરખો ઉઘાડવા
અને થતાં તેમ નિહાળિયું શું !
કપોલદેશે વહે મુગ્ધ અશ્રુ
થયું તરૂણીતણું મુખ મ્લાન ! ૪

આ દૃશ્ય જોતાં મહારાજને અતિ
વ્યથા થઈ અન્તર પુષ્પ કોમળેઃ
ગૌ બ્રાહ્મણોને અબલા તણો એ
હતો પ્રતિપાલ પ્રભુપ્રતિનિધિ ! ૫

પોતા કને આણી ઉભી કરેલી
નિરાશ્રિતા આ તરૂણી નિહાળીઃ
સરદારને ત્યાં ઠપકો દઈને
કહ્યું, કર્યું આ અપકૃત્ય શાને ! ૬

મહારાજને નેત્ર નિહાળી અશ્રુ,
વિશ્વાસ આવ્યો તરૂણી ઉરે તદાઃ
ઔદાર્યની ખાત્રી થવા થકી તે
ઉભી રહી આત્મ વિશ્વાસ ધારી. ૭

પછી કરે શું મહારાજ જોવા
અત્યન્ત એ ઉત્સુકતા ધરાવેઃ
જોતી રહી એ અનિમિષ નેત્રે
વદ્યા તહીં આ મહારાજ વાક્યઃ— ૮

'સ્ત્રીના સમી આ મુજ માત સુન્દર
હતે થતે તો મુજ દેહ સુન્દર
છે આજ તેથીય અધિકઃ' એવી
ઉરે થઈ જાગૃત માતૃભાવના ! ૯

ઉચ્ચારતાં શબ્દ સહાનુભૂતિના
શિવાજી એ થાય પ્રસન્નચિત્તઃ
પ્રફુલ્લ તેની થઈ મુખમુદ્રા
કરે પ્રણિપાત એ મ્લેચ્છ કન્યા ! ૧૦

કહે શિવાજી આ યુવતિની
ઉત્ફુલ્લ આનન્દિત મુખમુદ્રા
રહે ટકી કાયમ હેતુથી એ
પહોંચાડી દ્યો નિજ નિવાસ સ્થાને. ૧૧

શિવાજીના તત્વની થૈ પિછાન
સરદાર ડૂબ્યો શરમાઈ શોકમાંઃ
અને અનુતાપ થકી ડધાઈ
લાવેલ સ્થાને પહોંચાડી સુન્દરી ! ૧૨

જનાર્દન પ્રભાસ્કર,

## જો.......?

( પૃથ્વી )

કલંક ભય દોરથી, ડગલું એક આગે જતાં,
અસંખ્ય જંન તર્કશું, ઘડત ઘાટ ચિત્તાન્તરે,

વૃથા સમય વેડફી, રૂદન તત્વને તારવે.
અને સબળ કારણો, કઠિન માર્ગના ગોઠવે.

ગુલામ થઇ દીનહીન જગ આંગણે ધ્રૂજતાં,
ભયે ફફડતા ઉરે, ઘસડતા જિવે જિંદગી.

સહી ભિતર વેદના, હૃદયને ખુણે કારમી,
અને વદન દર્પણે પ્રગટ હાસ્ય યત્ને કરે.

વધે દિવસ ને વહે રજનિ, નિંદરે નાખતી.
અનેક ગઈ એહવી, જગત લોકને છેડતી,

વહે સમયને વધે, તિમિર ઘોર વિશ્વાકુલે,
અને ખુલત ચક્ષુએ પડત આથડી લોક હ્યાં.

ઉષા તિમિર ભેદતી, અરૂણ સ્વારી સંદેશ દે,
કૃપા ત્વરિત જો કરી, જગત શાન્તિ સંસ્થાપવા?

સર્વદમન.

## ભલે—

( પૃથ્વી )

ભૂલી ભટકતો રખે મૃગજળોની આ ભૂમિકા,
મુસાફર! જઈશ થાકી પણ ધ્યેય પામીશ ના.
કહે જળ કયહીં મળે? જળ નહિ જૂઠાં ઝાંઝવાં,
લુભાવી તુજ ચિત્તને વ્યરથ ભાસ અર્પી રહ્યાં.
સમગ્ર તુજ જિન્દગી રણડવેજ પૂરી થશે,
છતાંય પ્રિયભાઈ! હા જીવન પૂર્ણ ના લાધશે;
સુદૂર અતિદૂર જે નિરખતો તડાગો ભર્યાં,
તડાગ નહિ તે, કુડા કુટિલ પાશ સૌ કાલના.
હું યે રઝળપાટમાં, સલિલની વૃથા આશમાં,
લુભાઈ રખડી અને જીવન હારી થાકી ઉભો.
તને કુપથમાં જતાં નિરખી ભગ્ન હૈયે દુભ્યો,
રખે હૃદય શચતો સ્વપન ન્યાળી માયા ભર્યાં.
નથીજ શિખ માનવી? પ્રિય! ભલે ભલે જિન્દગી;
અને જગત દ્રષ્ય અન્ય જગ કેરૂં સ્વપ્નું નકી.

મનુ. હ. દવે. કાવ્યતીર્થ



# જખમી ત્રિપુટી

લેખક :
શ્રી. કૃષ્ણલાલ સી. શાહ.

નિરવ શાંતિનો ભંગ કરતાં એકાએક અરુએ બુમ મારીઃ—

'બ્હેન'

—અને સરલા અર્ધ નિદ્રીત અવસ્થામાં સફાળી જાગી ઉઠી. અંગ પર ઢાંકેલી પછેડીને દુર કરતા બાજૂમાં સુતેલા અરુ પાસે ગઈ. ફાનસની બત્તી આછી સતેજ કરી અને અરુને કપાળે હાથ ફેરવતાં મૃદુ શબ્દોથી વ્હાલ વરસાવતા પૂછ્યું 'અરુ' કેમ બુમ મારી ?

'બ્હેન હજી મોટા ભાઇ નથી આવ્યા?'

'ના, અરુ.'

'બ્હેન, આજતો મને સીનેમા જોવા લઇ જવાનું કહ્યું હતુ ને.'

'અરુ, આજ નહિતો કાલે લઈ જશે.'

'જરૂર'

'હા, જરૂર' હવે તું સુઈ જા,

સરલા અરુના માથે હાથ ફેરવતી હતી, બ્હેનનો હાથ પોતાના હાથમાં લઈ નાનો અરુ સીનેમાના સ્વપ્ન રચતો રચતો સુઈ ગયો.

મધરાતની સાક્ષી પૂરતા ઘડીયાળમાં ટનટન કરતા બારના ટકોરા થયા. અરુની પથારી પાસેથી ઉઠી સરલા મકાનના દ્વાર ખોલી બ્હાર આવી કોઇ આપ્ત જનની ઉંડી ઉંડી પ્રતિક્ષા કરતી હોય તેમ દુર નજર ફેંકતી હતી, એ દરમ્યાન મોટરના હોર્નનો અવાજ એના કાને અથડાયો અને થોડીજ વારમાં લાલ રંગની એક ભવ્ય મોટરકાર એના મકાન આગળ આવીને ઉભી.

'ગુડનાઇટ મીસ ઉષા! કીરીટે મોટરમાંથી નીચે ઉતરતાં અંદર બેઠેલી એક સુંદર યુવતિ સાથે હસ્તધૂનન કરતા ઉપરના શબ્દો ઉચ્ચાર્યા.

'ગુડબાય માય કીરીટ' સામેથી પ્રત્યુત્તર મળ્યો. અને સડસડાટ કરતી એ મોટરકાર દ્રષ્ટી મર્યાદામાંથી અદ્રશ્ય થઈ.

કીરીટ સરલાનો ભાઇ હતો. બારણામાંજ સરલાને ઉભેલી જોઈ એનો હાથ પકડી આછું સ્મિત કરતા એ અંદર આવ્યો.

'ભાઈ, મધરાત સુધી ઉષાની સાથે ક્યાં જાવ છો?

'સાગર કિનારે' કીરીટે જવાબ આપ્યો.

સરલાએ ઉત્તર ન આપ્યો. કીરીટના જવાબથી તેને દુઃખ થયું. એક પણ શબ્દનો જવાબ આપ્યા વિના એ પોતાની ફાટી તૂટી પથારી પર દોડીને પડી. કીરીટ અવાચક બનીને બધું જોઈ રહ્યો હતો. થોડીવારે શાંત વાતાવરણમાં સરલાના ડુસકાં કીરીટને સંભળાયા. કીરીટ એની નજીક ગયો એની આંખોમાં પણ પાણી હતા. સજળ નયને એ બોલ્યો 'બ્હેન માઠું લાગ્યું કે!'

છતાં સરલા નિરુત્તર રહી.

કીરીટ ફરી બોલી ઉઠયો 'સરલા બ્હેન, હવે નહિ જાઉં મને માફ કરો' સરલાએ કીરીટના સામું જોયું. ભાઈ બ્હેન બંનેની આંખમાં આંસુ હતા,

'મા...મરી ગઈ, અરુ અને મારો આધાર કોઇ હોય તો 'કીરીટભાઈ' તમેજ ને!'

'બ્હેન, શા માટે ઓછું આણે છે, તારા આંસુ હું નથી જોઈ શકતો.'

'ત્યારે મધરાત સુધી નાના ભાઇ અને બ્હેનને મુકીને શા માટે એક શ્રીમંત યુવતિની સાથે ફરવા જાવ છો? શા માટે નકામા ફાંફા મારો છો? કંગાલોને સાગરની લ્હેરીઓ કે એશઆરામ કેવાં! ગરીબને શ્રીમંત યુવતિઓ સાથે પ્રેમ કેવા! ઉષાના વિવાહ થઇ ગયા છે, છતાં શા માટે એની સાથે આમ રીતે ફર્યા કરો છો? તેના પિતાને ખબર પડી તો!'

'તો શું સરલા!"

'એજ કે મહામહેનતે મળેલી નોકરી ચાલી જશે, એનો પિતા જાણશે કે ઉષા એક કંગાલ સાહિત્યકાર સાથે પ્રેમ કરે છે ત્યારે એ તમને શિક્ષક તરીકે કાયમ રાખશે કે? ભાઈ, એ બધો વિચાર કાં નથી કરતા!

'સરલા ગરીબને પણ હૃદય છે, ઉષા એવી નથી, શ્રીમંત છતા એ પ્રેમાળ અને નિર્દોષ છે.'

* * *

કીરીટ એક ગરિબ સાહિત્યકાર હતો, સરલા અને અરુ એ એનું નાનકડુ કુટુંબ–મા–પિતા આ ત્રણ બાળકોને મુકી જગત પરથી વિદાય થયા હતા. સાહિત્ય–કલા એ જીવનના ઘુતર અને સમાજ માટે છે પણ ગરીબીએ કલાકાર કીરીટને કલાનું ખૂન કરતા શીખવ્યો. કીરીટ, કલા—સાહિત્યનો પૂજક મટી એને વેચવા લાગ્યો. એની કવિતાઓની ચોતરફ પ્રશંસા થતી. 'વિહારી'ના ઉપનામથી એ કાવ્ય લખતો. સાહિત્ય એનું જીવન હતું. કાવ્યો પર એના કુટુંબનો નિર્વાહ હતો. કીરીટ હૃદયથી સાચો સાહિત્યકાર હતો છતાં આધુનીક સમાજની શોષણ નીતિએ એને સાહિત્યનો ભક્ત મટી સોદાગર બનાવ્યો.

* * *

સંસ્કારી કુટુંબોમાં 'વિહારી' ના કાવ્યો હોંશભેર વંચાતા, એ કાવ્યકારની ભાવનાસૃષ્ટિમાં કોઇ એક સુંદર યુવતી વિહરતી હતી., 'વિહારી' ની કવિતાઓ વાંચવામાં એ એને આનંદ આવતો. મઝા આવતી. એ યુવતિનું નામ ઉષા. એના પિતા સુમનલાલ શહેરના એક પ્રતિષ્ઠિત શ્રીમંત લેખાતા. શેઠ સુમનલાલની ત્રણ ત્રણ મિલો ધમધોકાર ચાલતી. અઢળક લક્ષ્મી, ભવ્ય બંગલાઓ, છેલ્લી ઢબની મોટરો, એ બધુંયે ઉષાને હતું. ઉષા પહેલેથીજ એશોઆરામ અને મોજ શોખમાં જન્મી અને ઉછરી. એને જીવનના દુઃખ જોયા કે અનુભવ્યા ન હતા. ઉષાએ વહેલી સવારે મીલની વ્હીસલ વાગતાં હજારો બલ્કે લાખો દુર્બળ શ્રમજીવીઓને દિવસની રોટીનો પ્રશ્ન ઉકેલવા ઝડપભેર જતા એવા કામદારોની કારમી ઉષાના દર્શન થયાં નહતાં.

* * *

કીરીટ દિવસે કોલેજમાં જતો અને રાત્રીએ ઉજાગરાઓ કરી કાવ્યો લખતો. જ્ઞાતિના અગ્રેસરો પાસેથી શી લઇને એણે અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ઉષા પણ એજ કોલેજમાં અભ્યાસ કરતી. કોલેજના માસિકો અને અગ્રગણ્ય સાહિત્ય રસિક પત્રોમાં 'વિહારી'ના ઉપનામથી પ્રગટ થતાં અનેક રસભર્યાં કાવ્યો ઉષાએ વાંચ્યા હતા, 'વિહારી'ના પ્રેમ રસથી છલકાતા કાવ્યો એને ગમતા. 'વિહારી'ના કાવ્યો પ્રતિના અતિ આકર્ષણે ઉષાનું હૃદય કીરીટ પ્રતિ ઢળતું ગયું. બંને ઘણીએ વખત સામસામા મળતા, નયનો એક થતા, અકથ્ય લાગણીઓ અનુભવતા, હૃદયની નિકટતા સાધવાનો પ્રયત્ન કરતા, છતાં બહુએ ધીમે ધીમે થતું હતું.

--અને એક સંધ્યાએ સાગર સુંદરીના નૃત્યને અવલોકતા યુવાન સાહિત્યકાર કીરીટના કાને મોટરમાંથી કોઈના મંજૂલ શબ્દોનો ધ્વનિ અથડાયો "કીરીટ આવો છો?" ક્યાં? પાછું ફરીને જોતા ઉષાને જોઇ કીરીટે આશ્ચર્ય બતાવ્યું. 'દૂર દૂર'......કહેતા ઉષાના વદન પર અજબ સ્મિત ફરક્યું. એના સુકોમળ ગાલ પર મુગ્ધાને છાજે એવા શરમના શેરડા પડયા.

કીરીટે ઉષાની સાથે સ્થાન લીધું. દુર દુર જ્યાં નિરવ શાંતિ અને એકાંત હોય, ત્યાં જવા ઉષાએ મોટરને વેગ આપ્યો. સાગરના કોઈ એકાંત કિનારે ઉષાએ મોટર થોભાવી, મહાસાગરમાં ભરતી અને ઓટ આવતી. ઉષા અને કીરીટના હૃદય સાગરમાં એવીજ લહેરો ઉછળી રહી હતી. ઘૂ ઘૂ કરતા મહાસાગરની મીઠી લહેરીઓમાં સાગર–સુંદરી નૃત્ય કરતી હોય એવો બંનેને ભાસ થયો અને એ નૃત્યમાં બંનેના હૃદય સાથેજ નૃત્ય કરવાં લાગ્યાં. સાગરની સાક્ષીએ બંને એક બન્યા, ત્યાંથી હૃદયના અને જીવનના, કલાકો સુધી એ એકાંત કિનારે સ્નેહની જીવંત ભાવનાઓ રચી બંનેએ કોલ લીધા.

"મરીશું અને જીવીશું પણ સાથેજ"

પછી તો એ સાગરનો એકાંત કિનારો કીરીટ અને ઉષાનું પ્રેમમંદિર બની ગયો, કલાકોના કલાકો સુધી કીરીટ અને ઉષા ત્યાં બેસી રહેતા. કીરીટ સ્નેહની સુખદ પળોએ બધું એ ભુલી કવિતાઓ ગાતો, ઉષા એમાં સુર પૂરતી. અને એ એકાંત કિનારાના વાતાવરણમાં બે સ્નેહીઓનું સંગીત ગુંજી રહેતું.

× × ×

'ઉષા, કીરીટને મેં રજા આપી."

સમય—સંજોગ અને પરીસ્થિતિની ગુલામ બની ઉષાએ લગ્નની કબુલાત આપી અને ડૉ. ગિરીશના લગ્ન ઉષા સાથે થયાં.

*    *    *

સરલા મુંઝવણમાં આવી પડી હતી. નાનો અરુ 'મેલેરીઆમાં' સપડાયો હતો. કીરીટને મદદ માટે પત્રો લખ્યા. ૫૦ રૂ. ના પગારમાંથી માંડ માંડ બચત રાખતો કીરીટ થોડા રૂપીયા મોકલતો પરંતુ એથી અરુની બિમારીને પહોંચી વળાય તેમ ન હતુ. કીરીટ નોકરી છોડીને ઘેર આવે તો બધાનો નિર્વાહનો પ્રશ્ન મુશ્કેલી ભર્યો બને. સરલા એ બધુંએ સમજતી હતી છતા થોડા દિવસો બાદ એની ચિંતામાં વૃદ્ધિ થઈ. એકાએક તાવમાંથી અરુને શરીરે સોઝા આવી ગયા. રાત્રિની ભયાનકતામાં અરુ બુમો મારતો 'બ્હેન, ભાઈ ાં છે? એને બોલાવને!'

'અરુ, સુઈ જા, ભાઈ કાલે તારે માટે સારી ચીજો લઇને આવશે' સરલા દર્દથી પીડાતા ને વ્હાલથી સુવાડતી.

દિને દિને મુંઝવણ વધતી હતી. અરુની બિમારીનો ર્ચ પહેલા કરતા વિશેષ થયો હતો. સરલા જીંદગીના ાવનવા દુઃખની ઝડીઓ મહેતી દિવસો પસાર કરતી ી. મદદ માટે સરલા સગા વ્હાલાને ત્યાં ઘૂમી, હેનપણીઓ અને કીરીટના મિત્રોને પણ મળી. બધેથી ને નિરાશા સાંપડી. એ દરમ્યાન કમનસીબ સાહિત્યકાર કીરીટને કોઇ કારણસર નોકરીમાંથી રજા મળી. સરલાને પહેલા જે કંઈ મદદ મોકલતો તે પણ હવે તો બંધ કરવી પડી. કીરીટના પોતાનાજ જીવન નિર્વાહનો પ્રશ્ન વિકટ બન્યો. ફરી એણે 'કવિતાઓ લખવી શરૂ કરી; આ માટે પત્રોના સંપાદકો કંઇને કંઇ આપવા લાગ્યા.

*    *    *

સમાજમાં શું નથી? રોલ્સરોય અને શેવ્રોલેટમાં વિહાર કરતા શ્રીમંતો છે, અને દુર્ગંધ મારતી ઓરડીઓમાં વસનારા શ્રમજીવીઓ છે, વીજળીની રોશનીઓથી ઝગમગતા બંગલાઓ અને આલીશાન ભુવનો છે, હજારોના અલંકારો પરીધાન કરતી સુંદરીઓ છે, પેટને ખાતર અટારીએથી ટગર ટગર શિકાર માટે તલપતી પતિતાઓ છે, અને જ્યાં ઘંટનાદ ગાજતા હોય એવા ભવ્ય મંદીરો પાછળ હજારોનો ધૂમાડો કરતા ધર્મ—ચૂસ્તો છે અને એ બધા સમાજના અંગોની ભીતરમાં એક એવી આગ સળગી રહી છે, એક એવી જ્વાલા જલી રહી છે, જેના નિશ્વાસ અને 'હાય' એક દિન સમાજને છિન્ન ભિન્ન કરી નાંખશે.

*    *    *

ઝાંખો દીવો બળતો હતો. અંધારી રાત વાતાવરણ ભયગ્રસ્ત કરતી હતી. ફાનસની બત્તી આછી જલતી હ તી. દીપક બુઝાશે કે શું? એકાએક કીરીટના હૃદયમાં પ્રશ્ન ઉભો થયો અને વાતાવરણમાં એક ભયાનક ચીસ પ્રસરી ગઈ.

ભાઈ...અરૂ બ્હેન...ક્યાં છે? ઓહ !...આવો ...આવો......ઓ...મને...દુઃખે છે...આં...ખો...ખેં ...ચાય...છે...' એ ચીસ અરૂની હતી. માંદગીના બિછાને પટકાયેલા નાના બાળકની હતી. ગરીબાઇમાં આવી પડેલી કારમી બિમારીના ભોગ બનેલા કુમળા બાળકની હતી. નાના અરૂનો છેવટનો વેદના ભર્યો ચિત્કાર સંભળાયો. સરલા અને કીરીટ બંને અવાક્ બનીને નાના અરૂના મૃતદેહ પ્રતિ જોઇ રહ્યા. ભાઈ બ્હેનના નયનમાથી અશ્રુની ધારાઓ વહેતી હતી, અને એ આંસુના બિંદુએ બિંદુએ આજની અસમાન સમાજ રચના સામેના અસંતોષના પ્રતિક હતા. વાતાવરણમાં નીરવ શાન્તિ છવાયેલી હતી. મૃત્યુની ભયાનકતા ભાઇ—બ્હેનના જીગરને હચમચાવી રહી હતી. નાના અરુના શબ પરથી સરલા અને કીરીટની અશ્રધારા સરીતારૂપે વહન કરતી હોય તેવો ભાસ થતો હતો.

—અને એવામાં મૃત્યુથી ભયાનક બનેલા વાતાવરણમાં કોઈ એ બુમ મારી ' કીરીટ ! કીરીટભાઈ ! ' સરલા અને કીરીટે પાછળ જોયું તો ઉષા હતી. ઉષા આવી હતી. પણ બહુજ મોડી પડી. મૃત્યુના અંધકારમાં બે જખ્મી હૃદયમાં ઉષાએ પોતાનું હૃદય ઉમેર્યું, છતાં અંધકારને વિદારી ઉષા એક ગરીબ ભાઈ–બ્હેનની ખોવાઈ ગયેલી જીવન–ઉષા સમા અરુને પાછી ન લાવી શકી.

ઉષાના હૃદયમાં......એ ભયાનક શાંતિમાં પોકાર ઉઠયો ' ઉષા શ્રીમંત ન હોત તો ? '

'કારણુ ?'

'તારા કહેવાથી મેં એને શિક્ષક તરિકે રાખ્યો ત્યારે મારાજ ઘરમાં બદમાશી કરી!'

'શું કહો છો બાપૂ! બદમાશી! કોણે કરી?'

'હા, ઉષા, હું કેટલાક વખતથી જોતો આવ્યો છું, તું એની સાથે મોડી રાત સુધી સાગરતટે ફરવા જાય છે.'

'ફરવા જવું એ ગુન્હો છે કે?'

'એક ગરીબ–ભિખારીની સાથે સ્નેહ કરવો એ ગુન્હો છે.'

'શા માટે?'

'મિલ–માલીકની પૂત્રી એક ભિખારી લેખકની પત્નિ બને! કેવળ–અસંભવીત!'

'અસંભવિત! પિતાજી, હું એને સંભવિત બનાવીશ.' કીરીટને કોલ આપ્યાં છે. 'મરીશું અને જીવીશું પણ સાથેજ'

'તારા કોલ એળે જવાના છે!'

'એટલે?'

'ડૉ. ગિરીશ તારા વિવાહીત પતિ છે, એની સાથે તારે લગ્ન કરવાજ પડશે'

'મારી નામરજી છતાંએ!'

'મરજી! તારી મરજી કેવી! ડૉ. ગિરીશની સાથે તારે લગ્ન કરેજ છુટકો છે'

'એટલે આપ મને રમકડું સમજો છો!'

'ત્યારે બીજૂં શું?'

'પિતાજી, હું એક શ્રીમંતની પૂત્રી છું એ જાણું છું, દુઃખ મેં જોયું નથી. છતા હક્ક અને સ્વમાન સમજી શકું છું. મારો પતિ હું જેને પસંદ કરૂં, એ મારો જીવન—સાથી હું જેને ચાહું એ, બાકીના બધા સાથે મારે કંઈ નિસબત નથી.'

'ઉષા...તને શું થયું છે! મારી કીર્તિ...મારી આબરૂ...મારી જીંદગી કંઇકનો તો ખ્યાલ કર'

'પિતાજી, કીરીટને મેં મારો જીવન—સાથી માન્યો છે'

'તો, હું મૃત્યુને મારો જીવન—સાથી બનાવીશ.'

* * *

કીરીટને સુમનલાલે રજા આપી. ઉષાના પ્રેમે એણે નોકરી ગુમાવી. સરલા, નાનો અરુ અને પોતાના જીવન નિર્વાહનો પ્રશ્ન ફરી ઉભો થયો. 'રોટી' શ્રમજીવી સમાજનો પહેલો પ્રશ્ન છે. કીરીટ પણ શોષિત સમાજના અંગમાનો એક હતો. નોકરી માટે અ- શહેરમાં જતા જતા એ ઉષાને મળ્યો. સરલા અને નાના અરૂની સંભાળ રાખવાની સુચના આપી. કીરીટ અન્ય શહેરમાં ચાલ્યો ગયો, જ્યાં એક પત્રકારની ઓફિસમાં રૂ. ૫૦) ના પગારથી જોડાયો.

* * *

એ ઘટનાને એક વર્ષ વીતી ગયું. કીરીટ કો કોઈવાર આવીને સરલા—અરૂની ખબર કહાડી જતે પોતાને મળતા પગારમાંથી બચત કાઢી સરલાને પાઠવતો હજી સુધી ઉષાએ લગ્ન કર્યાં ન હતા.

એક પ્રભાતે વર્તમાન પત્રને પાને સમાચાર પ્રસિદ્ધ થયા.

"જાણીતા મીલ-માલીકની પુત્રીના
ડોક્ટર સાથે સિવિલ મેરેજ"

વહેલી પ્રભાતે કીરીટના હાથમાં એ વર્તમાન પત્ર આવ્યું. સિવિલ મેરેજના સમાચાર એણે વાંચ્યા અને ધરતીકંપના આંચકા સમું દુઃખ થયું. પત્રને લઈ કીરીટ ઓફીસેથી ઘેર આવ્યો અને 'સિવિલ મેરેજના' સમાચાર વાંચતા વાંચતા બબડયો 'ઉષા...આવી આપણા સ્નેહી જીવનની ઉષા કે! આવાજ હૃદયના ટોંક અને એ ઉદ્દગારો સાથે હાથમાંનું વર્તમાન પત્ર જમીન પર પડી ગયું.

* * *

કીરીટના જવા બાદ ડૉ. ગિરીશ. ઉષાને વારંવાર મળતો અને સમજાવતો પણ ઉષાનું હૃદય જરાએ હાલતું નહિ દરમ્યાન ઉષાના પિતા એકાએક માંદગીના બિછાને પટકાયા. માંદગીના બિછાને પડેલા પિતાની એકજ ઇચ્છા હતી 'ઉષા ડૉ. ગિરીશ સાથે લગ્ન કરે! સંજોગો વિપરીત હતા, કીરીટ દુર દુર વસતો હતો. બિમાર બાપને છોડીને ઉષા કીરીટને મળવા જઈ શકે તેમ ન હતી. વૃદ્ધ પિતાની ઇચ્છા પર ઉષાએ કલાકોના કલાકો સુધી વિચાર કર્યો.

સમય—સંજોગ અને પરીસ્થિતિની ગુલામ બની ઉષાએ લગ્નની કબુલાત આપી અને ડૉ. ગિરીશના લગ્ન ઉષા સાથે થયાં.

* * *

સરલા મુંઝવણમાં આવી પડી હતી. નાનો અરુ 'મેલેરીઆમાં' સપડાયો હતો. કીરીટને મદદ માટે પત્રો લખ્યા. ૫૦ રૂા. ના પગારમાંથી માંડ માંડ બચત રાખતો કીરીટ થોડા રૂપીયા મોકલતો પરંતુ એથી અરુની બિમારીને પહોંચી વળાય તેમ ન હતુ. કીરીટ નોકરી છોડીને ઘેર આવે તો બધાનો નિર્વાહનો પ્રશ્ન મુશ્કેલી ભર્યો બને. સરલા એ બધુંએ સમજતી હતી છતા થોડા દિવસો બાદ એની ચિંતામાં વૃદ્ધિ થઈ. એકાએક તાવમાંથી અરુને શરીરે સોઝા આવી ગયા. રાત્રિની ભયાનકતામાં અરુ બુમો મારતો 'બ્હેન, ભાઈ ક્યાં છે? એને બોલાવને!'

'અરુ, સુઈ જા, ભાઈ કાલે તારે માટે સારી ચીજો લઇને આવશે' સરલા દર્દથી પીડાતા ને વ્હાલથી સુવાડતી.

દિને દિને મુંઝવણ વધતી હતી. અરુની બિમારીનો મર્યાદ પહેલા કરતા વિશેષ થયો હતો. સરલા જીંદગીના અવનવા દુઃખની ઝડીઓ સહેતી દિવસો પસાર કરતી હતી. મદદ માટે સરલા સગા વ્હાલાને ત્યાં ઘૂમી, બ્હેનપણીઓ અને કીરીટના મિત્રોને પણ મળી. બધેથી એને નિરાશા સાંપડી. એ દરમ્યાન કમનસીબ સાહિત્યકાર કીરીટને કોઇ કારણસર નોકરીમાંથી રજા મળી. સરલાને પહેલા જે કંઈ મદદ મોકલતો તે પણ હવે તો બંધ કરવી પડી. કીરીટના પોતાનાજ જીવન નિર્વાહનો પ્રશ્ન વિકટ બન્યો. ફરી એણે 'કવિતાઓ લખવી શરૂ કરી; આ માટે પત્રોના સંપાદકો કંઇને કંઇ આપવા લાગ્યા.

* * *

સમાજમાં શું નથી? રોલ્સરોય અને શેવ્રોલેટમાં વિહાર કરતા શ્રીમંતો છે, અને દુર્ગંધ મારતી ઓરડીઓમાં વસનારા શ્રમજીવીઓ છે, વીજળીની રોશનીઓથી ઝગમગતા બંગલાઓ અને આલીશાન ભુવનો છે, હજારોના અલંકારો પરીધાન કરતી સુંદરીઓ છે, પેટને ખાતર અટારીએથી ટગર ટગર શિકાર માટે તલપતી પતિતાઓ છે, અને જ્યાં ઘંટનાદ ગાજતાં હોય એવા ભવ્ય મંદીરો પાછળ હજારોનો ધૂમાડો કરતા ધર્મ—ચૂસ્તો છે અને એ બધા સમાજના અંગોની ભીતરમાં એક એવી આગ સળગી રહી છે, એક એવી જ્વાલા જલી રહી છે, જેના નિશ્વાસ અને 'હાય' એક દિન સમાજને છિન્ન ભિન્ન કરી નાંખશે.

* * *

ઝાંખો દીવો બળતો હતો. અંધારી રાત વાતાવરણ ભયગ્રસ્ત કરતી હતી. ફાનસની બત્તી આછી જલતી હતી. દીપક બુઝાશે કે શું? એકાએક કીરીટના હ્રદયમાં પ્રશ્ન ઉભો થયો અને વાતાવરણમાં એક ભયાનક ચીસ પ્રસરી ગઈ.

ભાઈ...અરૂ બ્હેન...ક્યાં છે? ઓહ !...આવો ...આવો......ઓ...મને...દુઃખે છે...આં...ખો...ખેં ...ચાય...છે...' એ ચીસ અરૂની હતી. માંદગીના બિછાને પટકાયેલા નાના બાળકની હતી. ગરીબાઇમાં આવી પડેલી કારમી બિમારીના ભોગ બનેલા કુમળા બાળકની હતી. નાના અરૂનો છેવટનો વેદના ભર્યો ચિત્કાર સંભળાયો. સરલા અને કીરીટ બંને અવાક્ બનીને નાના અરૂના મૃતદેહ પ્રતિ જોઇ રહ્યા. ભાઈ બ્હેનના નયનમાથી અશ્રુની ધારાઓ વહેતી હતી, અને એ આંસુના બિંદુએ બિંદુએ આજની અસમાન સમાજ રચના સામેના અસંતોષના પ્રતિક હતા. વાતાવરણમાં નીરવ શાન્તિ છવાયેલી હતી. મૃત્યુની ભયાનકતા ભાઇ—બ્હેનના જીગરને હચમચાવી રહી હતી. નાના અરુના શબ પરથી સરલા અને કીરીટની અશ્રુધારા સરીતારૂપે વહન કરતી હોય તેવો ભાસ થતો હતો.

—અને એવામાં મૃત્યુથી ભયાનક બનેલા વાતાવરણમાં કોઈ એ બુમ મારી ' કીરીટ ! કીરીટભાઈ ! ' સરલા અને કીરીટે પાછળ જોયું તો ઉષા હતી. ઉષા આવી હતી. પણ બહુજ મોડી પડી. મૃત્યુના અંધકારમાં બે જખ્મી હ્રદયમાં ઉષાએ પોતાનું હ્રદય ઉમેર્યું, છતાં અંધકારને વિદારી ઉષા એક ગરીબ ભાઈ–બ્હેનની ખોવાઈ ગયેલી જીવન–ઉષા સમા અરુને પાછી ન લાવી શકી.

ઉષાના હ્રદયમાં......એ ભયાનક શાંતિમાં પોકાર ઉઠયો ' ઉષા શ્રીમંત ન હોત તો ? '

---

# સ્વપ્નામાં.

આજ સ્વપ્નામાં , સ્નેહ ધામ સણગાર્યાં જો
અક્ષત કુંમકુંમથી ઉંબર સોહાવીયા
આજ સ્વપ્નામાં આંગણીયાં અજવાળ્યાં જો
પૂર્યા મ્હેં તો અવનવ રંગે સાથીયા.

આજ સ્વપ્નામાં સોળ સજ્યા સણગાર જો
આભૂષણ છે હીરા માણેક મોતીના
આજ સ્વપ્નામાં સોહે નવ લખ હાર જો
ઝબકું હું ઝળકાટ સમા કોઈ જ્યોતિના.

આજ સ્વપ્નામાં મેંદી રંગ્યા હાથે જો
આવીને ભેગી થઈ સૌ સાહેલડી
આજ સ્વપ્નામાં તુલસી ક્યારા સાથે જો
ઉગી છે કંઈ વિધ વિધ ફૂલની વેલડી.

આજ સ્વપ્નામાં ફૂલડે ગુંથ્યા વાળજો
દીપક મુકયા એક એક મ્હેં ગોખમાં
આજ સ્વપ્નામાં ઝળકી રહી દીપમાળ જો
રાસ રચ્યો સાહેલી સાથે ચોકમાં.

આજ સ્વપ્નામાં ધીમાં પગલાં ભરતી જો
મંજુલ ટહુકારે ગીત હું ગાતી હતી
આજ સ્વપ્નામાં સર્વે રૂમઝુમ ફરતી જો
કંઠે મીઠા અનુપમ ગીતને ઝીલતી.

આજ સ્વપ્નામાં કર્ણે મીઠાં લાગ્યાં જો
ઘંટીને રણકારે ગવાતાં ગીતડાં
આજ સ્વપ્નામાં ગોરસ વલોણાં વાગ્યાં જો
થયાં હતાં સૌ શ્રાન્ત અમે રસ ઘેલડાં.

આજ સ્વપ્નામાં વીતાવીને રજનિ જો
જળ ભરવાને આવી હું સરિતા તિરે
આજ સ્વપ્નાની વાતલડી એ સજનિ જો
સ્મરણ મ્હને એનાં આવે ધીરે ધીરે.

સરિતા.

# જ્યોતિ ઝીલો.

રાજ ! કોઇ જ્યોતિ ઝીલો, જ્યોતિ ઝીલો.
હાંરે ! પેલી વરસે શી ચાંદની અનેરી !
હો રાજ ! કોઈ જ્યોતિ ઝીલો, જ્યોતિ ઝીલો.
રાજ ! ચંદે ચંદનીથી ચોક ચારૂ ચીતર્યાં
હાંરે ! અમૃતબિન્દુડાં આભ થકી નીતર્યાં
હો રાજ !—
રાજ ! માનવીના હૈયાનાં દ્વાર ઉઘડે,
હાંરે ! ઉર ઝળકાવો ચંદ્રની પ્રભા વડે—
હો રાજ !—
રાજ ! દૂધ ઉજળાં ઉદ્યાનમાં લટારીએ,
હાંરે ! અમર ઉભા એ આભની અટારીએ
હો રાજ !—
રાજ ! રૂડી રંગો કિનાર ઉર કેરી,
હાંરે ! જેવી સોહન્ત કૌમુદી રૂપેરી,
હો રાજ ! કોઇ જ્યોતિ ઝીલો, જ્યોતિ ઝીલો.

ધીરજલાલ પરીખ.

---

# — કોણ જાણે રે —

કોણ જાણે રે હૈયું કેમ હસું હસું થાય છે,
દેખી દિલ્દાર મલક મલકી જવાય છે.
કોણ જાણે રે હૈયું કેમ હસું હસું થાય છે—
સુખ ખરૂં સમજાય સ્નેહયોગી સહચારમાં,
ઉલ્લસાય સ્નેહી શું આનંદે એકાકારમાં,
પરમતા પમાય એક પ્રિયતમના પ્યારમાં,
પ્રેમી પાદપદ્મમાં ઢળી પડાય છે,
કોણ જાણે રે હૈયું કેમ હસું હસું થાય છે—
પ્રાણના પ્રકાશ ખાસ સ્નેહી અંધકારમાં,
જીવનાભિલાષના વિકાસ આ સંસારમાં,
પ્રેમ એજ કોહીનૂર છે અલંકારમાં,
મીઠી દિલ્લગીથી મનડું મલકાય છે,
કોણ જાણે રે હૈયું કેમ હસું હસું થાય છે—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

ડભોઇની બે અમર વિભૂતિઓ—

# ભકત કવિવર દયારામભાઇ
અને
# કલાનો શહીદ 'હીરો' કડીઓ.

( શ્રી. ચીમનલાલ દેસાઈ ડભોઈવાળાએ કવિવર દયારામભાઈના ૧૫૯ જયંતિ મહોત્સવ પ્રસંગે આપેલા વ્યાખ્યાનમાંથી. )

ડભોઇ એ તીર્થધામ છે સમજે તેને સારૂ, ...ે તેને માટે, માને તેને માટે. મથુરાંથિ દ્વારિકાં જેમ, ...કાથી મદીના જેમ. ન સમજાય તો સ્પષ્ટતાથી કહું. કૃષ્ણે દ્વારિકાં સ્વીકાર્યું તેથી, હજરત મહમદ પેગં-...સાહેબે મદીના પસંદ કર્યું તેથી. ભકતકવિવરે ...ડાદમાંથી ચાલી નીકળી ડભોઇને અપનાવ્યું, મોસાળને ...તાનુ કર્યું તેથી.

× × ×

દયારામભાઇએ ગુજરાતની–ગુજરાતી સાહિત્યની ...ુવ સંપ્રદાયની અનેકવિધ અણમૂલ સેવાઓ ...ાવી છે.

દયારામભાઈ એકલા નાગરના નથી, એકલા ...તીના નથી, એકલા વૈષ્ણવોના નથી; એકલા સાક્ષરો સાહિત્યકોના નથી એકલા ચાંડોદ—ડભોઇના નથી. ...ઓશ્રી તો જેની જેની માતૃભાષા ગુજરાતી ...સર્વના એક સરખા આદર—માનને પાત્ર છે. એક ...ખા સેવા અર્ઘ્યના અધિકારી છે.

દયારામભાઈનાં ભકિત અને કાવ્ય નર્મદાના નીર ...ાં નિર્મળ, પવિત્ર, ગંભીર અને ઊંડાણ વાળાં છે. ...ખલીઆઓ અને ચાંપલુશીયાઓ તો જગતભરમાં ...વાપૂર્વથી મહાત્માઓ અને સજ્જનોમાં કલંકોનું ...રોપણ કરતા આવ્યા છે તો તે દયારામભાઇને ...ના ઝપાટામાંથી શાના બાતલ રાખે ? પણ એવાઓ ...થેની લમણાઝીક આજે નકામી છે. આપણો ધર્મ ...જે તો ડભોઈના આ કુળદીપક કવિવરનાં ગુણકીર્તન ...વાનો છે. આપણે એ કરીએ અને કૃતાર્થ થઇએ.

દયારામભાઇ ડભોઈના જ્યોતિર્ધર છે. એમનું ...ન આપણે માટે આદર્શ હોવું જોઇએ. એમની ...નેઓ આપણુને પ્રેરણાદાયી નીવડવી જોઇએ. અત્યા-રના જડવાદના જમાનામાં, આજના જીવનકલહના જંજાળી યુગમાં પણ એ આપણને માર્ગદર્શન કરાવ્યા વિના નહિ રહે.

ઉદ્ધાર અર્થે શ્રેય અને પ્રેયને માટે, સુખ અને સંતોષને સારૂ ગમે તે અર્થમાં લો તો પણ પ્રેમ અને ભકિત વિના આરો નથી.

દયારામભાઇ પ્રેમ અને ભકિત બોધે છે. પોતાના જીવનથી અને કવનથી.

જ્યાં પ્રેમ અને ભકિત ત્યાં દયા અને રામ અગર જ્યાં દયા અને રામ ત્યાં પ્રેમ અને ભકિત.

**Charity begins at home** એ સૂત્ર સાંભળ્યું છે? સમજો છો? પ્રેમ અને ભકિત, દયા અને રામનું પણ એમ જ છે. એ ભાવના વ્યકિત પ્રત્યે જાગી સમષ્ઠિમાં પણ પરિણમવી જોઇએ. દયારામભાઇનું જીવન અને કવન પણ એવો ક્રમિક વિકાસ દાખવે છે. એ વિકાસ આપણને—ભગવદ્દભ-ક્તને—સાહિત્યરસિકને ઘણું ઘણું શીખવે છે.

દયારામભાઇનું જીવન અને કવન આપણને દુનિયાનું ડાહપણ શીખવે છે તેમ ગહન શીલસુરીનાયે પાઠ પણ પઢાવે છે.

આવો, આપણે આ ભકતકવિવરના ઉચ્ચારો તથા આચરણોમાંથી સાર ગ્રહણ કરીએ. એઓશ્રી આપણી અમૂલ્ય મૂડી છે. એ પૂંજી આપણી શ્રીમંતાઈ બતાવે છે. એ દોલત આપણે આપણા કલ્યાણાર્થે વિવેકપુરઃસર વાપરીએ.

દયારામભાઇ ભકતકવિ છે. ભકત અને કવિ છે. પહેલા ભકત અને પછી કવિ.

એમની તુલના—એમનાં મૂલ્યાંકન ભકતકવિ તરીકે, અને કવિ તરીકે—એક સાથે તથા પૃથક પૃથક

થઈ શકે, થવાં ઘટે. સાહિત્ય—કવિતા એમનું સાધન છે, સાધ્ય નહિ. એમનાં એ એકનિષ્ઠ ભજનકીર્તનેજ એમને અજોડ—અપ્રતિમ કવિ બનાવ્યા છે. આજે જે અર્થમાં ઓળખવામાં આવે છે એ અર્થમાં પોતે કવિ છે એવી કલ્પના કે ભાવના એમને ભાગ્યેજ આવી હશે. એમને તો કેવળ પ્રભુ ભક્તિનીજ તાલાવેલી હતી. એ યુગના નરનારીઓ પણ એમને ભક્ત તરીકેજ પીછાણતાં—સ્વીકારતાં. એમના કવનો પણ ભક્તિના વાહન તરીકેજ વપરાતાં, મોક્ષનો માર્ગ દાખવનારાં ગણાતાં.

દયારામભાઇની તુલના ભક્ત તરીકે મીરાંબાઈ નરસિંહ મહેતા સાથે થઇ શકે. કવિ તરીકે પ્રેમાનંદ અને શામળ સાથે તેઓશ્રીને સરખાવી શકાય.

શામળભટે દુન્યવી ડહાપણ શીખવ્યું, વ્યવહારકુશળતાના પાઠ પઢાવ્યા, આ લોકમાં સુખી થવાનાં માર્ગ બતાવ્યા. પણ દયારામભાઇ? દયારામભાઇએ તો આ લોક અને પરલોક ઉભયના અલૌકિક અને પરમ સુખ પ્રાપ્તિનાં સાધનો અને રાહ દેખાડયા.

શામળ કેવળ પૃથ્વી પર પગ માંડે છે. દયારામભાઈ તો બસ ગગનમાં ઉડ્ડયન કરે છે.

પ્રેમાનંદ અને દયારામભાઇની સરખામણી કરીએ તો—એક કથાકાર અને બીજા ભક્ત. પ્રેમાનંદે એમના પોતાનાજ કથન અનુસાર સાહિત્ય સેવા કરવાની પ્રતિજ્ઞા લીધેલી. દયારામભાઇએ તો "એક વર્યો ગોપીજન વલ્લભ" પ્રભુનો ભેખ લીધેલો. પ્રેમાનંદમાં કર્કશતા, ઉપહાસ જણાય. દયારામભાઇમાં લાલિત્ય, કોમળતા, મધુરતા, વિશેષ. સ્ત્રીહૃદયમાં સ્થાન દયારામભાઈ જેટલું લાંબુ અને ઊંડું બીજા કોઇએ મેળવેલું જાણ્યું છે?

દયારામભાઈએ પોતાનાં કાવ્યોમાં પોતાનું હૃદય ઠાલવ્યું છે. અને એથીજ એ બીજાનાં હૃદય આટલાં બધાં વશ કરી શકયા છે. અલબત્ત એમનાં કેટલાંક કાવ્યોમાં તર્કશક્તિના તરખાટ—બુદ્ધિ ચાતુર્યના ચમકાર નથી એમ તો નહિજ. અસ્તુ

દયારામભાઇએ પોતાનું જ્ઞાન વિશેષત: પુસ્તકોને બદલે સ્વાનુભવ તથા પ્રવાસોમાંથી પેદા કર્યું—સંપાદન કર્યું. એ સ્વાનુભવ અને પ્રવાસોનું નવનીત એમણે આપણને ચખાડયું અને તેથીજ કવિવર સહરાના રણને બદલે નવપલ્લવિત વાડી જેવા સૌને ગમ્યા અને ગમે છે.

મીરાંબાઇ ભક્ત હતાં, સ્ત્રી હતાં. છતાંયે એમણે દયારામભાઇના જેવું અને જેટલું સ્થાન સ્ત્રીહૃદયોમાં નથી મેળવ્યું એ જરા નવાઇ જેવું તો ખરૂંજને?

નરસિંહમહેતા પણ દયારામભાઈ જેવા ઉચ્ચ કોટિના ભક્ત. એકજ ન્યાતના નાગરી ન્યાતના તોયે તેમણે યે દયારામભાઇ જેવાં અને જેટલાં સ્ત્રીહૃદયો નથી જીત્યાં.

શ્રીકૃષ્ણની ભક્તિ--પ્રભુપ્રેમ એ દયારામભાઈ--મીરાંબાઈ અને નરસિંહમહેતાનાં એક સરખાં સાધ્ય અને સાધન. છતાંયે એ ત્રણે વચ્ચે સામ્ય છે એમ કહી શકાશે નહિં

દયારામભાઈ પોતાના શૃંગારરસને લીધે વધુ લોકપ્રિય નિવડયા હશે, પણ એ શૃંગાર અપાર્થિવ છે. ગુજરાતી

લલનાઓના લાડીલા અને માનીતા થવાનું અનુપમ માન દયારામભાઇએ મેળવ્યું છે, એમનો એ હક્ક છે, એ હક્ક--એ અધિકાર એ એમના આ અજબ શૃંગારરસના બળનું જ પરિણામ.

× × ×

દયારામભાઈનું જ્ઞાન વિતંડાવાદ કરવા વાસ્તે નથી. ગુણાનુવાદ ગાવા માટે છે.

દયારામભાઈ ગુજરાત મશહૂર છે, પણ વિશ્વવિખ્યાત બની શકયા હોત જો શ્રી રવીન્દ્રનાથ ટાગોરને મળ્યા તેવા કોઈ સાધક મળ્યા હોત તો. ઉમ્મર ખય્યામ કરતાંયે વધુ ખ્યાતિ મેળવવા ભકત કવિવર વિશેષ હક્કદાર છે એ કથનમાં અતિશયોક્તિ કોઇને યે નહિ લાગે. "પરમ પ્રેમ પર બ્રહ્મ" ગાનાર ગુર્જર કવિવરે.

"ઓધવજી છે અબ્ગીરે, વાત એક પ્રેમ તણી"
"કોઈ અનુભવિ જાણે રે, કહેતાં તો નાવે બણી."

ગાનારને અનેકવાર હાર્દિક અંજલિઓ આપી છે. એ પોતે મંન ઉપર લેતો દયારામભાઇને સહેજે વિશ્વવિખ્યાત બનાવી શકે.

દયારામભાઇનું સ્થાન વિશ્વવાઙ્મયમાં પણ કેટલું ઉચ્ચ છે એ પ્રતિ એ પોતે અંગુલિ નિર્દેશ કરી શકે.

દુનિયાંદારીઓ માટે વ્યવહારકુશળ બનવા દયારામ ભાઈ સુંદર આદેશ આપી ગયા છેઃ—

"મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરીએ,
તે કરે ચાલ્ય તે કામ, આપણ તો મરીએ"

× × ×

દયારામભાઈએ અપનાવેલા ડભોઇને તીર્થધામ ગણી કેટલાંયે યાત્રિકો અને ભાવિકો અહીં આવે છે. દયારામ મંદિર શોધે છે અને તે અહીં ન ભાળી આપણી કૃતઘ્નતા પર કાંતો હસતા, ઉનાં આંસુ સારતા દુઃખી થતા કે ઠપકો આપતા હતાશ થઇ પાછા ફરે છે।

× × ×

દયારામભાઇ સંબંધે ડભોઈ અને ચાંદોદના નાગરિકો ઉપરાંત માંડવા દરબાર તથા શ્રીમંત સરકારની પણ રાજસત્તા તરીકે અમુક પ્રકારની વિશિષ્ઠ જવાબદારીઓ છે. એ જવાબદારીઓ એ કયારે અને કયી પેરે અદા કરશે?

ડભોઇવાસીઓ તથા **સાહિત્યવિલાસી શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ** ઉપર તો દયારામભાઈનાં સવિશેષ ઋણ છે. દયારામભાઇનું યોગ્ય સ્મારક કરવું એ ડભોઇવાસીઓનો અગ્રહક્ક હોવો જોઇએ.

વિશ્વ ધર્મપરિષદના પ્રમુખ–ટેનીસન અને શેકસ્પીયર પરત્વે કુંળી લાગણી ધરાવનાર શ્રી ગુર્જર નરેશનો તો એ અભિમાનભર્યો અધિકાર હોવો જોઇએ. આવી યાદ આજના અવસરે ન અપાય તો પછી કયારે?

વિદ્યાર્થીઓ—અભ્યાસીઓને સારૂ ડભોઈ બે અનુપમ અને અનુકરણીય દ્રષ્ટાંત રજૂ કરે છે. એક આપણા અહીંના ભકત કવિવર દયારામભાઈ અને બીજો આપણ અહીંનો કલાનો શહીદ **"હીરો કડીઓ."** એકનો વાસો દર્ભાવતી નગરીમાં દક્ષિણ દિશાએ, બીજાનો ડભોઇમાં પૂર્વ દિશાએ. બન્નેની રસિકતા,

બન્નેના પ્રેમ, બન્નેની ભક્તિ, બન્નેના ટેક, બન્નેની તન્મયતા આપણને સૌ પ્રેરણા રૂપ છે.

એકે સાહી અને કલમવતી, બીજાએ પથ્થર અને ટાંકણાં વડે અમર કૃતિઓ સર્જી છે. છત્રપતિઓ અને મોટા ચમરબંધીઓને પણ પોતાના ટેકની ખાતર પત કર્યાં નથી—હીરાનો સિદ્ધ હસ્ત, અને દયારામભાઇનો કોકીલકંઠ એણે તો કંઈ કંઇ ને મુગ્ધ કર્યાં છે, કંઈ કંઇને પાગલ બનાવ્યા છે. અને એ બન્ને પોતે પણ પોતાની રીતે ક્યાં પાગલ ન હતા? બન્ને એક સરખા મસ્ત હતા, નિજાનંદમાં ગુલતાન રહેતા.

ડભોઇની સીમમાં આ બન્ને મસ્ત હરનાયા--હટાયા. એમની ઉઠી રહેલી ભસ્મ ફોરમ કંઈ કંઇ મોંઘેરા અને અનેરા સંદેશ સામાન્ય રીતે ગુજરાતને અને સવિશેષ ડભોઇને આપે છે. જીવનના બીજે કાંઠે જઈ પહોંચેલાઓ તથા ખાઇ પી ઉતારેલાઓથી કદાચ એ સંદેશ નહિ સંભળાય—નહિ ઝીલાય; પણ મારા યુવાન મિત્ર—વિદ્યાર્થી બંધુઓને તો બહેરા કાન કર્યે નહિ પાલવે.

નવજુવાનોને તો મારી હાકલ છે: ઘરનાં ગાંડા અને બહારના ડાહ્યા ન બનશો. જગતના ઇતિહાસ ગોખવા, અને જગતની ભૂગોળ ડહોળવા બેસો તે પહેલાં વતનના ઇતિહાસ—ભૂગોળ તો ભણો ?

આપણા ડભોઇની આ બે અમર વિભૂતિઓ આપણને બહૂ બહૂ બોધપાઠ આપે છે. અને શા છે એ બોધપાઠ ?

" તમે તમારૂં જીવન ધ્યેય નક્કી કરો અને એ લક્ષ્ય પ્રાપ્ત કરવા ફના થવા તૈયાર રહો. ધ્યેયસિદ્ધિ અને લક્ષ્ય પ્રાપ્તિ માટે લોકલાજ કે રાજભયને ન ગણો. સિદ્ધિ અને લક્ષ્ય પ્રાપ્તિ અર્થે એકતાનતા—તન્મયતાની પૂરેપૂરી જરૂર છે. એ ગુણ કેળવો. અને એવું જીવન જીવો કે જે અમર રહે, આદર્શ બને, પ્રેરણાદાયી નીવડે"

હીરા બોધે છે; કલા સર્વભોગ્ય છે. રાજા મહારાજા પણ એનો ઇજારો ન મેળવી શકે. બહેતર છે કે કલાકાર અને એની સાથે કલા પણ નાશ પામે. છતાં સાર એ છે કે જીવનની સરસતા અને સુંદરતા માણવા નાના મોટા સૌને એક સરખા હક્ક અધિકાર હોવા જોઇએ.

હીરાએ પથ્થરમાં પ્રાણ પૂર્યાં છે, પથ્થર પાછળ પ્રાણ કાઢ્યા છે.

દયારામભાઈએ મનુષ્ય વૃત્તિ અચ્છી રીતે આલેખી છે, હૃદય ભાવનાનાં હૂબહૂ ચિત્ર રજૂ કર્યાં છે.

હીરા આગળ રાજહઠ હારી. દયારામભાઈ એ સ્ત્રી હૃદય જીત્યાં.

હીરાના ટાંકણાએ રાજસત્તાનું હૃદય હચમચાવી નાખ્યું. દયારામભાઈની ગરબીઓએ નારી હૃદય વલોવી નાખ્યાં.

*હીરાના ટાંકણાના ટંકાર ને દયારામની ગરબીઓના* લલકારે જાણુણહારોમાં કંઈ કંઈ ઉલ્કાપાત મચાવ્યા.

હીરાની સ્થાપત્યકલા અને દયારામભાઇનું કાવ્યમાધુર્ય અલૌકિક અને અજોડ છે. એ અદ્વિતીય જ રહેવા સર્જાયાં છે, અને રહેશેજ.

*બંનેનાં જીવન–શૃંગાર*, નીતિ અને ભક્તિથી ભરપૂર છે-- ઓતપ્રોત છે.

દયારામભાઇને કવિ કરતાં ભક્ત કહેવા એ વધારે સાચું છે, હીરો એક રીતે તો કલાનો ભકત ખરોજ ને?

ઉભય સમકાલીન ન હતા છતાં બંનેનો સંદેશ તો એકસરખો આપણો જીવનપંથ ઉજાળનારોજ.

એ બંનેનું સ્થાન વડોદરાના કીર્તિમંદિરમાં હોય કે ન હોય, પણ આપણા હૃદયમંદિરમાં તો મઢાયલું હોવુંજ જોઇએ.

જે પોતાના પૂર્વજોને વિસ્મરે છે તે પોતે પોતાના વંશજોથી વિસ્મરાવાને પાત્ર ઠરે છે, જે પોતાના પૂર્વજોની કૃતજ્ઞતાપૂર્વક પૂજા કરે છે તે પોતાના વંશજોથી જરૂર પૂજાય છે.

---

# દુનિયાભરનું વખત પ્રમાણ

[ 'ટીચર્સ એઈડ' ઉપરથી સંકલિત. ]

રજુ કરનાર :
પ્રો. ધૈર્યચન્દ્ર ર. બુચ.

લંડન શહેરમાં જ્યારે બાર વાગ્યા હોય છે. ત્યારે જુદાજુદા શહેરોમાં વખતનું પ્રમાણ નીચે મુજબ હોય છે.

| શહેરોનાં નામ. | ક-મિ. | વખત |
|---|---|---|
| લંડન | ૧૨—૦ | બપોર |
| બર્લિન | ૧૨—૫૪ | ,, |
| આમસ્ટર્ડામ | ૧૨—૨૦ | ,, |
| બર્ન | ૧૨—૩૦ | ,, |
| કૉન્સ્ટાન્ટિનોપલ | ૧—૫૫ | ,, |
| બ્રસેલ્સ | ૧૨—૧૭ | ,, |
| કિશ્ચિઆનિયા | ૭—૪૩ | સાંજ |
| ફ્લોરેન્સ | ૧૨—૪૫ | બપોર |
| માલ્ટા | ૧૨—૫૮ | ,, |
| મોસ્કો | ૨—૩૦ | ,, |
| પારિસ | ૧૨—૯ | ,, |
| સ્ટોકહોમ | ૧—૧૨ | ,, |
| રોટર્ડામ | ૧૨—૧૮ | ,, |
| રોમ | ૧૨—૫૦ | ,, |
| વિએના | ૧—૬ | ,, |
| વૉર્સો | ૧—૨૪ | ,, |
| લિસ્બન | ૧૧—૨૩ | ,, |
| માડ્રિડ | ૧૧—૪૫ | ,, |
| ઍડેલેડ | ૯—૪૫ | રાત્રી |
| ઑકલેન્ડ | ૧૧—૪૦ | બપોર |
| બ્રિસ્બેન | ૧૦—૧૨ | સવાર |
| હોબર્ટ | ૯—૪૯ | રાત્રિ |
| મેલ્બોર્ન | ૯—૪૦ | ,, |
| પર્થ | ૭—૪૫ | સાંજ |
| સિડનિ | ૧૦—૫ | રાત્રિ |
| મુંબઇ | ૪—૫૧ | સાંજ |

| | | |
|---|---|---|
| કલકત્તા | ૫—૫૩ | |
| મદ્રાસ | ૫—૨૦ | |
| ડબ્લિન | ૧૧—૩૫ | |
| એડિનબરો | ૧૧—૪૮ | |
| પેન્ઝાન્સ | ૧૧—૩૭ | |
| અલ્જીર્સ | ૧૨—૧૨ | |
| કેપ ઓવ ગુડ હોપ | ૧—૧૫ | |
| સુએઝ | ૨—૧૦ | |
| જેરૂસલેમ | ૨—૨૧ | |
| પેકિન | ૭—૪૬ | |
| શાંઘાઈ | ૮—૦ | |
| સ્મર્ના | ૧—૪૮ | |
| ટહીટી | ૨—૩ | |
| બોસ્ટન | ૭—૧૬ | |
| ચીકાગો (અમેરીકા) | ૬—૧૦ | |
| સેન્ટજોન્સ | ૮—૨૯ | |
| ન્યુયૉર્ક | ૭—૪ | |
| ફિલાડેલ્ફિઆ | ૫—૫૯ | |
| કિવબેક | ૭—૧૫ | |
| રીઓજેનેરો | ૯—૭ | |
| સાન્ફ્રાન્સિસ્કો | ૩—૫૨ | પાછ |
| ટોરાન્ટો | ૬—૪૨ | |
| વાનકુવર | ૩—૩૮ | |
| વોશિંગ્ટન | ૬—૫૧ | |

પ્રમાણ. ૧° પૂર્વ=૪ મિનિટ વ્હેલો

૧૫°=૧ કલાક વ્હેલો

૧° પશ્ચિમ=૪ મિનીટ મોડો

૧૫°=૧ કલાક મોડો

# મજુરણ

[ઢાળ: હું તો મહિયારણ રે! ગોકુળ ગામની]

*

રોતી મજુરણ કો દીઠી મ્હેં દૂરથી,
કેડે લીધું'તું નિજ બાળ
મજુરણ કો જાતી એકલડી.
બળતા બપોરે રે, કે દાઝતી તાપે મજુરણ!
એના હૈયામાં લાગી ઝાળ
મજુરણ કો જાતી એકલડી.
આંસુડાં લુંછતી રે, કે પાલવ છેડે મજુરણ!
દીસંતી ભીની એની આંખ
મજુરણ કો જાતી એકલડી.
થોભાવી વાટમાં રે, કે પૂછ્યું મ્હેં શાથી મજુરણ!
થાયે જીવન ત્હારૂં ખાખ
મજુરણ કો જાતી એકલડી.
'આશાને આશરે રે, કે જીવતી હું તો, સાહેબ રે!
મરતાં સંભાળે કોણ બાળ?
મજુરણ હું ઝૂરૂં એકલડી.
રીબાતી રાંડડી રે, કે દુઃખમાં ડૂબી, સાહેબ રે!
મ્હને મળ્યો મુકાદમ કાળ
મજુરણ હું ઝૂરૂં એકલડી.
મજુરી મીલની રે, કે કષ્ટ કૈં વેઠ્યું, સાહેબરે!
નીચોની દિલડાંનું નર
મજુરણ હું ઝૂરૂં એકલડી!
મ્હારો વરણાગિયો રે, કે સાળને સંચે, સાહેબ રે!
કરતો'તો કામ ભરપુર
મજુરણ હું ઝૂરૂં એકલડી.
રૂઠયો'તો દૈવના રે, કે આગ ત્યાં લાગી, સાહેબ રે!
પડી'તી સઘળે ત્યાં બૂમ
મજુરણ હું ઝૂરૂં એકલડી
અમારા શેઠનો રે, કે દીકરો ન્હાનો, સાહેબ રે!
થયો'તો ક્યારનોય ગુમ
મજુરણ હું ઝૂરૂં એકલડી
મ્હારે વરણાગિયે રે, કે દીઠો એને ઉંચે સાહેબ રે!
ગયો બચાવવાને બાળ
મજુરણ હું ઝૂરૂં એકલડી
બળતોને ઝળતો રે, કે બાળને લાવ્યો, સાહેબ રે!
ભૂલ્યો એ મોતીડાની માળ
મજુરણ હું ઝૂરૂં એકલડી
બોલ્યા ત્યાં શેઠજી રે, કે માળ એ કાજે, સાહેબ રે!
મૂકી મૃત્યુને ભેટવા ડોટ
મજુરણ હું ઝૂરૂં એકલડી.
માળા મોતની રે, કે કીમતી તો યે, સાહેબ રે!
જાતાં જતે ન કૈં ખોટ
મજુરણ હું ઝૂરૂં એકલડી
સાચા એ સેવકે રે, કે માળને ફેંકી, સાહેબરે!
લૂંટાયો ઉર કેરો હાર
મજુરણ હું ઝૂરૂં એકલડી.
ભોળવી શેઠીએ રે, કે સાહી ત્યાં લીધી, સાહેબ રે!
આપ્યા કૈં રૂપીઆ બાર
મજુરણ હું ઝૂરૂં એકલડી
જોબનનાં ઘેનમાં રે, કે જીવવું કેમે, સાહેબ રે!
ખોયો મ્હેં મ્હારો રખવાળ
મજુરણ હું ઝૂરૂં એકલડી.
મુવો મુકાદમ રે, કે એક દિન આવ્યો, સાહેબ રે!
ફસી હું પાપીઆની જાળ
મજુરણ હું ઝૂરૂં એકલડી.
લૂંટી જીવનને રે, કે છોડી ત્યાં દીધી સાહેબ રે!
પેટે છે એનુંય બાળ
મજુરણ હું ઝૂરૂં એકલડી.
'પાપીના પાપથી રે, કે કાળજુ કંપે, મજુરણ!
ગેબે લઈશ સંભાળ
મજુરણ! તું થાને એકલડી?

—મૂળજીભાઈ પી. શાહ.

# શ્વે-તર-ફૂ યાને સુવર્ણ કલાપ

[ બ્રહ્મદેશના લોકસાહિત્યનો કાવ્યમય નમૂનો ]

લેખકઃ
શ્રી. રમેશભાઇ રંગનાથ ગૌતમ
તંત્રી "રમુજ" રંગુન

બ્રહ્માવર્ત્તમાં જનક નામે એક શાણો રાજા રાજ્ય કરતો હતો. જનકરાજા બહુ અદલ ઇન્સાફી હતો. તેની પાસે સોનાની કલગી વાળો પોપટ હતો. તેનું નામ શ્વે–તર–ફૂ. શ્વે–તર–ફૂ માં જાણે જુગ જુગનો અનુભવ ભર્યો હતો. શું એની ચતુરાઈ! શું એનું ડહાપણ! ગમે તેવો વિકટ સવાલ હોય, તો પણ સુવર્ણ કલાપને એનો રસ્તો કાઢતાં ઘડીનીય વાર ન લાગે, અને જનકરાજા પણ, તેને પૂછ્યા વગર પાણી ન પીએ. પ્રધાનો ને બીજા સલાહકારો રાજાને ગમે તેવું આડું અવળું ભંભેરવા મથે, પણ પોપટ સાચી સલાહ આપે ને ભલભલી મુંઝવણમાંથી રસ્તો બતાવે. પોપટ રાજાને કોઈ તકલીફમાં આવવા દે નહિં. દુનીયા બધી રાજાના ડહાપણનાં વખાણ કરે.

એક દિવસ એક મંત્રી બગીચામાં ફરતો હતો. ત્યાં એક ઝાડના ઠુંઠા ઉપર એક કાગડાને બેઠેલો જોયો. કાગડો સુનમુન બેસી રહે, ને બીજા કાગડા સાથે ભળે નહિ. બાગમાં હજારો લીલાં ઝાડ હતાં, છતાં કાગડો એ સુકા ઠુંઠા ઉપરજ બેસી રહે બીજે દિવસે જાય, તો કાગડો ત્યાંનો ત્યાં. એમ રોજ એને બેસી રહેતો જોઇને મંત્રીને નવાઈ લાગી. તેણે કાગડાને પૂછ્યું—

"અરે કાગડા, તું બોલતો નથી, ચાલતો નથી, બીજા કાગડા જોડે ભળતોય નથી, ને આટ આટલાં લીલાં છમ ઝાડ હોવા છતાં આ સુકા ઠુંઠા ઉપરજ સુનમુન બેસી રહે છે, તેનું શું કારણ?"

કાગડાએ જવાબ દીધો—"ભાઈ, એનું કારણ તમારા રાજાને પુછી જો જો."

મંત્રીએ રાજાને વાત કરી, ને જવાબ માંગ્યો. રાજા કહે—"જરા બેસો, હમણાંજ જવાબ આપું છું."

રાજાએ અંદર જઇને પોપટને વાત કરી, થોડી વાર વિચાર કરીને પોપટ કહે—"એ કાગડો ગયે જન્મે એક કંજુસ માણસ હતો. તેણે ઘણું ધન ભેગું કર્યું હતું એ ધન એ ઠુંઠાની નીચે દાટેલું છે, એ કંજુસ મરી ગયા પછી કાગડો થયો છે, અને તેનાથી એ જગા છોડાતી નથી."

રાજાએ બહાર આવીને પેલા મંત્રીને કહ્યું—"એ ઠુંઠા નીચેની જમીન ખોદો ત્યાં ઘણું ધન દાટેલું છે તે લઈ આવો."

મંત્રી ત્યાં ગયો. જમીન ખોદી, તો ધનનો ચરૂ નીકળ્યો! ત્યારે નવાઇ પામીને તે ચરૂ રાજા પાસે લાવ્યો. રાજાએ એ ધન ગરીબોમાં વહેંચી દીધું. ત્યાંરથી કાગડાએ ઠુંઠા ઉપર બેસી રહેવું છોડી દીધું ને તે બીજા કાગડા જોડે સુખે રહેવા લાગ્યો.

એક દિવસ રાજા બગીચામાં ફરતો હતો. ત્યાં તેણે સાપને નોળીયાને લડતા જોયા. આખો દિવસ લડયા, ને થાકીને લોથ થઇ ગયા, ત્યારે છૂટા પડયા. પણ થાક ઉતર્યો, કે તરત એક બીજાને મારવા દોડયા, રોજ રોજ એ જનાવરો આવી રીતે લડયાજ કરે ને એક બીજાનો જીવ લેવા મથે, સાપને દેખીને નોળીયાને કાળ ચઢે, ને નોળીયાને જોઇને સાપને ક્રોધ વ્યાપે.

રાજાએ નોળીયાને પૂછ્યું—"ભાઈ નોળીયા, તમે બે આમ લડયાજ શા માટે કરો છો?"

હાંફતો હાંફતો નોળીઓ કહે—"તારા પોપટને પૂછ." એટલું બોલીને એણે તરત સાપ ઉપર તરાપ મારી.

શ્વે=સોનું; તર–ફૂ=તાજ, મુગટ, સોનાના મુગટવાળો

રાજાએ પોપટને પૂછ્યું, તો પોપટ કહે "પૂર્વ જન્મે એ બે ભાઇઓ હતા. તેમનો બાપ મરી ગયા પછી મોટાભાઇએ બધું ધન લઈ લીધું, ને નાના ભાઇને કશું ન આપ્યું, નાના ભાઈથી આ ન ખમાયું. તકરાર કરતાં બાઝયા, ને લડતાં લડતાં બે મરી ગયા. પછી મોટો ભાઈ લોભી હોવાથી તેને સાપનો અવતાર આવ્યો ને નાનો ભાઇ અદેખો હોવાથી નોળીઓ થયો. આ કારણથી એક બીજાને જોઈ તેમને ઝેર ચઢે છે, ને તેઓ લડયા કરે છે, જનમો જનમ્ કોઇ સંત મહાત્માને હાથે તેમનો ઉદ્ધાર નહિ થાય ત્યાં સુધી, તેઓ આમ એક બીજાના પ્રાણ લેવા લડયાજ કરશે!"

આવો દૂરંદેશને ચતુર એ પોપટ હતો. એવીતો સુવર્ણ કલાપના ડહાપણની સેંકડો વાતો છે. પણ એ બધીને ટપી જાય એવાં પરાક્રમ એણે જનક રાજાનું રાજ્ય પડોશના એક જબરા ભીલ રાજાના હુમલાથી બચાવવા માટે કર્યાં હતાં.

બન્યું હતું એવું કે બ્રહ્માવર્તની પાડોશમાં શાનતા મોટા પહાડો છે. તેમાં પહાડી લોકો વસે છે. તેમનો સૉબ્વા બહુ જબરો હતો. સુંદર કોતર કામવાળા સોને મઢેલા મોટા મહેલમાં એ રાજા રહે. એના લડવૈયા બહાદુર "બો" હતા. પહાડી રાજાને એક રૂપ રૂપના અંબાર જેવી કુંવરી હતી. કુંવરીનું નામ જયવતી હતું.

આ રાજા પાસે ગાયોનું મોટું ધણ હતું. એક દહાડો પહાડી રાજાના ગોવાળ જનક રાજાના રાજ્યની હદમાં આવેલાં ડાંગરનાં લીલાં છમ ખેતરો જોઇને લોભાયા, અને ગાયોને તેમાં ચરવા લઈ ગયા.

ગામના લોકો તરત ગાયોને પકડી ગયા. ગોવાળોએ તેમના રાજાને ફરીયાદ કરી; એણે જનક રાજાને ફરીયાદ કરી. જનક રાજા કહે, "તારી ગાયો પાછી નહિં મળે. ઘડી ઘડી તારા ગોવાળીઆ મારી રૈયતનાં ખેતરોનાં ધાન ચોરીથી તારી ગાયોને ચરાવી દે છે. હવે આ વખતે ગાયો નહિ દઉં." પહાડી રાજા ક્રોધે ભરાયો. તેણે જનક રાજાના રાજ્ય ઉપર ચઢાઈ લઇ જવાની તૈયારીઓ માંડી.

જનક રાજા ફીકરમાં પડયો. પહાડી રાજા બહુ બળીયો હતો. ગાયો પાછી આપે, તો નાક કપાય; ને લડવા નીકળે, તો પહાડી લોકો આગળ જોર ચાલે નહિ, હવે શું કરવું ?

રાજાને માથે ધરમ સંકટ આવી પડયું. એટલે તરત એ સીધો સુવર્ણ કલાપ પાસે ગયો. બધી હકીકત એને કહીને પૂછ્યું–"જો પહાડી રાજાની સવારી ચડી આવે, તો શું કરવું ?"

પોપટ કહે—"હે રાજા, પહાડી રાજા બહુ બળીયો છે. તેની સાથે લડતાં તું હારીશ."

રાજા પૂછે—"ત્યારે એનો કંઈ રસ્તો ?"

પોપટ કહે—"એક રસ્તો છે ખરો. વિધિએ નિર્માણ કરેલું છે કે પહાડી સૉબ્વાની કુંવરી જયવતી જેની પાસે હશે તેનો પક્ષ જીતશે. તેથી જો કોઈ પણ ઉપાયે જયવતીને ઉપાડી લવાય, તો તારી જીત જરૂર થશે."

રાજા પૂછે—"પણ એતો બહુ વિકટ કામ. પહાડી રાજાના મહેલમાંથી કેવી રીતે કુંવરીને ઉડાવાય?"

પોપટ કહે—"હે રાજા, તું સૉબ્વાની પાસે એની કન્યાનું માગું કર. પછી શું થાય તે આપણે જોઇશું"

રાજાએ જયવતીનું માગું મોકલ્યું. પહાડી રાજાને ગુસ્સો ચઢયો, એક દુશ્મન આવી રીતે પોતાનું અપમાન કરે, એ તેનાથી ન ખમાયું. પણ એના સલાહકારોએ એને સમજાવ્યો.

તેઓ કહે—"મહરાજ, આ લાગ સરસ છે. જનક રાજાનું કાટલું કરવાનો આવો બીજો પ્રસંગ નહિ મળે માટે હા પાડો, અહિં લગ્ન કરવા આવે ત્યારે દાવ જોઇને........સમજ્યાને ? દુશ્મનનો નાશ કરવાની તક જવા ન દેવી."

પહાડી રાજાએ જનક રાજાના દૂતને બોલાવી ને કહ્યું.—"તારા રાજાને કહે જે, કે અમે અમારી કુંવરીના લગ્ન ખુશીથી કરીશું માટે આજથી પંદરમે દિવસે જાન લઇને આવજો. અમે પણ તૈયારી કરીશું"

દૂત વધામણાં લઇને આવ્યો. યુક્તિ આબાદ ઉતરી જોઇને રાજા ખુશી થયો. પોપટને એણે વાત કરી. પણ ડાહ્યો પોપટ વિચારમાં પડી ગયો.

રાજા પૂછે—"કેમ શું વિચાર કરે છે, ?."

પોપટ કહે—"રાજા, આમાં કૈં ભેદ જણાય છે. આપણો પહાડી રાજા જેવો કદરમાં કદર દુશ્મન જરા પણ આના કાની વગર તમને પોતાની એકની એક

કુંવરી પરણાવી દે, એ મારા માન્યામાં નથી આવતું. કદાચ કપટ હોય, કદાચ ન યે હોય."

રાજા પૂછે—"ત્યારે શું કરીશું ?"

પોપટ કહે—"રાજા, કોઇ ઘણુંજ વિશ્વાસુ ને ચાલાક જાસુસને મોકલીને તપાસ કરાવવી જોઇએ."

રાજા પૂછે—"ત્યારે કોને મોકલીશું ?"

પોપટ કહે—"એમાં બીજા કોઇનું કામ નહિં. એ તો મારેજ જવું જોઇશે. બીજા ગમે તેવા ચાલાક માણસને મોકલો, તોયે વિશ્વાસ ન રખાય."

પોપટ જાય એ રાજાને ગમ્યું તો નહિં, પણ એના જેવો દૂર દેશી, પાકો ને પૂરો વિશ્વાસુ જાસુસ બીજો કયો મળે, ?

હીરા જડીત સોનાને પીંજરેથી પોપટ ઉડયો. તેની તાવેલા સુવર્ણ જેવી કાયા ને ઝગમગતી પાંખોથી આકાશ શોભી ઉઠયું.

સુવર્ણ કલાપ આખો સોનાનો. પોપટોનો એ રાજા એને માથે સોનાની કલગીનું રાજ ચિહ્ન.

ઉડતો ઉડતો એ પહાડી રાજાના નગરમાં બધે ગયો, ને રાજાને મહેલે જઇને બેઠો. પણ કુંવરી પરણાવવાની હા પાડયાનો ભેદ કયાંય ન મળ્યો. શહેરમાં કુંવરીના લગનની ધામધુમ થતી હતી. સો એનીજ વાત કરતાં હતાં રાજમહેલમાં પણ એમજ. પોપટ મુંઝાયો.

પછી લાગ જોઇને પોપટ મહેલમાં પેઠો. ત્યાં કોઈ ન હોતું. માત્ર એક સોનાનું પીંજર લટકતું હતું, ને તેમાં હીરાકણી જેવી મેનારાણી, મલપતી બેઠી હતી.

પોપટ ઉડતો ઉડતો ગયો એની પાસે. જઇને પૂછે—"મેનારાણી કેમ ઉદાસ દેખાઓ છો ?"

મેના ચમકી. તેણે સામો જવાબ કર્યો—"તમે કોણ છો ?"

પોપટ કહે—"હું પોપટનો રાજા શ્વે-તર-રૂ છું; ને કુંવારો પણ છું."

મેના કહે—"અને હું પોપટની રાણી મેના રાણી છું, હુંયે કુંવારી છું."

પોપટ કહે—"અરે વાહ, એ તો ઘણુંજ રૂડું. ત્યારે ચાલોને પરણી જઇએ, ને સાથે પોપટ ઉપર રાજ કરીએ."

મેના કહે—"એ વાત તો ખોટી નથી, થોડા દિવસ પછી અમારા રાજાની કુંવરીનાં લગન છે, તે વખતે આપણે પરણીએ.

પોપટ કહે—"હા અમારા રાજા જનકરાજા સાથે ને? ત્યારે તો મઝા પડશે. તમે કુંવરીનાં પક્ષનાં, ને હું જનક મહારાજાનો જાનૈયો. ખાસ્સાં લગન મહાલીશું."

મેના રાણી કહે—"એતો ઠીક, પણ જમણ પીરસ્યું હોય, ત્યારે કુંવરીને જે પીરસાય, તેમાંથીજ જમજો."

પોપટ પૂછે—"કેમ ?"

મેના કહે—"અમારા રાજાએ એવો તાગડો રચ્યો છે, જનક રાજાને ઝેર દઇને મારી નાખવો તેથી જાનની રસોઇમાં ઝેર ભેળવાશે."

પોપટ પાંખ પસારીને કહે—"ત્યો ત્યારે મારો રાજા પરણવા નહિ આવે ને હુંય નહિ આવું. મેના રાણી; આવજો. આપણાં લગન નહિં થાય, ને કુવરીનાંય નહિં થાય."

મેના બોલી ઉઠી—"પણ સાંભળો તો ખરા. લગ્ન તો થવાનાંજ છે.

પોપટ થોભ્યો. તે પૂછે—"કોની સાથે?"

મેના કહે—"બીજા એક મોટા રાજાને અમારા રાજાએ બોલાવ્યા છે, જનક રાજા મરી જશે એટલે તરત તેની સાથે કુંવરીને પરણાવી દેવાની છે, તે વખતે આપણેય પરણશું."

પોપટ બોલી ઉઠયો—"ઓહો એમ કે? ત્યારે તો જોઇશું."

સુવર્ણ કલાપ પાછો તીરના વેગે જનક રાજાની પાસે પહોંચી ગયો. એની વાત સાંભળીને રાજા વિમાસણમાં પડયો, તે પૂછે—"ત્યારે શું કરીશું ? જયવતી કેવી રીતે આપણા હાથમાં આવે ?"

પોપટે સલાહ આપી—"પહાડી રાજાને કહેવડાવો કે અમારે તારી કુંવરીને પરણવા નથી આવવું. તું એને લઇને અમારે ત્યાં આપી જા. તારા કાવત્રાની અમને ખબર પડી ગઈ છે."

રાજાને પોપટના વેણમાં પુરો વિશ્વાસ. વધારે પંચાત ન કરતાં તેણે સંદેશો મોકલાવી દીધો. પહાડી રાજાને એ સંદેશો મળતાં તે ક્રોધે ભરાયો. તરત સેના-

પતિને હુકમ કર્યો-"આ બીજાજી રાજા ઉપર ચડાઈ લઈ જવી છે. એકદમ લશ્કર ઉપાડો?"

સેનાપતિએ આખું લશ્કર ઉપાડયું. જનક રાજાના નગર પાસે આવ્યું, એટલે પોપટે સલાહ આપી-"રાજા દુશ્મનનું નગર સૂનું છે. લશ્કરની એક ટુકડી પાછલે રસ્તે થઈને જાય, ને કુંવરીને ઉપાડી લાવે એવો બંદોબસ્ત કરો."

રાજાએ એક ચતુર સરદારને બહાદુર લડવૈયાની ટુકડી આપીને મોકલ્યો. સરદાર પહાડી રાજાના નગરમાં ગયો. ત્યાં રાજમહેલના એક હજુરીયાને લાંચ આપીને ફોડયો. એ હજુરીયાએ કુંવરી પકડાવી દીધી.

કુંવરીને ઉઠાવીને સરદાર પાછો આવ્યો. રાજા રાજી થઈ ગયો.

પહાડી રાજાની છાવણીમાં મારતે ઘોડે સવાર આવ્યો. તેણે કુંવરીના હરણના ખબર આપ્યા. રાજા ગભરાઈ ગયો તેને લાગ્યું કે જો લડાઈ કરીશું તો, જરૂર જનક રાજા જયવંતીને મારી નાખશે. એણે સુલેહનું કહેણ મોકલ્યું.

જનકરાજાએ પોપટની સલાહથી કહેણ લાવનારાઓને આવકાર દીધો. લડાઈ પતાવવાની વાત તેણે કબુલ કરી. પછી મેમાનો કહે—"અમારાં કુંવરી આને એકવાર મળવા દેશો ?"

તેમને બેસાડીને કૈં પોપટને પૂછવા જવાય ? વિચાર કર્યો.—"ભલેને મળી લે, આપણું એમાં શું જાય છે ?" એણે તો હા પાડી.

કુંવરી પાસે જઈને એ લોકો પૂછે—"ઝેર આપવાની વાત જનકરાજાને કોણે કહી દીધી ?"

કુંવરીને ખબર પડી ગઈ હતી. તેણે તરત પોપટનું નામ દીધું.

મેમાનોએ તરકટ કરીને પોપટને પકડયો. પકડીને લઈ ગયા. એમના રાજા પાસે તેમનું કહેવું સાંભળીને રાજા કહે—"એને લઈ ચાલો આપણા મહેલમાં."

મહેલમાં લઈ ગયા પછી રાજાએ પોપટને એકદમ મારી નાખવા હુકમ કર્યો.

પછી પોપટને કહે—"અરે દુષ્ટ પોપટ, બોલ ફાંસીએ ચઢતાં પહેલાં તારે જે જોઈએ તે માગી લે."

પોપટ બોલ્યો—"રાજા હું મરવાને ખુશી છું. પણ મારી એટલી માગણીઓ છે કે, મારૂં મોત અમારા પોપટના રાજાને કુળને શોભે તેવી રીતે થાય."

રાજા પૂછે—"કેવી રીતે?"

પોપટ કહે—"અમારામાં એવો રિવાજ છે, કે રાજાને મરવાનો વખત આવે, ત્યારે તેને પૂંછડે તેલમાં બોળેલું, ચીંથરૂં બાંધીને સળગાવી મૂકવું. પછી પોપટ આકાશમાં સળગતો ઉડે, ને ધૂમકેતુ જેવો ઉડતો ઉડતોજ બળીને મરી જાય. એવું ભભકાદાર મોત અમને ગમે; ફાંસીનું કંગાળ મોત નહિ."

રાજા કહે—"ભલે"

પોપટને પૂંછડે તેલ વાળાં ચીંથરાં બાંધ્યાં, ને તેને આગ મૂકી.

પોપટે બારીમાં નીકળીને આકાશમાં ઉડવાને બદલે મહેલની અંદર જ ઉડાઉડ કરી મૂકી. સુંદર કારીગરી વાળાં લાખે રસેલાં લાકડા--મહેલમાં જ્યાં ત્યાં સળગાવી મૂકયું. મહેલ બળીને ખાખ થઈ ગયો.

પછી તળાવમાં ડૂબકી મારીને પોપટે પૂછડું ઓલવી નાંખ્યું ત્યાંથી તે સીધો ઉપડયો પોતાના રાજાના મહેલે.

પહાડી રાજાનો માણસ આ ખબર લઈને કુંવરી પાસે આવ્યો. પોતાના બાપનો મહેલ બળી ગયો, જાણીને કુંવરીને રડવું આવ્યું.

જનક રાજાએ કુંવરીને ઘણી સમજાવી, પણ તે કહે—"મારા બાપની આગ્યા વગર હું નહિં પરણું."

હવે પહાડી રાજાની રજા કેવી રીતે મેળવવી ?

ખીજાયેલી કુંવરીએ પોપટને પકડીને પીયરથી આવેલા માણસને સોંપી દીધો. પોપટને લઈને એ ચાલી નીકળ્યો.

પહાડી રાજાના હાથમાં પોપટ આવતાં તે તડુકયો "દુષ્ટ પોપટ, તેં ઉડી ઉડીને મારો મહેલ બાળી નાંખ્યો, ખરૂંને? હવે ઉડજે ફરીથી."

એમ કહીને તેના શરીર ઉપરથી એક એક પીછું ખેંચી કાઢયું. સોને મઢેલો પોપટ સાવ બોડો ને પાંખ વિહોણો થઇ ગયો."

પછી એને બારીની બહાર ફેંકી દીધો.

તે વખતે એક શકરો આકાશમાં ઉડતો હતો. તેણે ઝડપ મારીને પોપટ જમીન ઉપર પડે તે પહેલાંજ તેને પકડયો, ને નહોરમાં ઝાલીને ઉડવા લાગ્યો.

કુંવરી પરણાવી દે, એ મારા માન્યામાં નથી આવતું. કદાચ કપટ હોય, કદાચ ન યે હોય. ".

રાજા પૂછે—" ત્યારે શું કરીશું ? "

પોપટ કહે—" રાજા, કોઇ ઘણાંજ વિશ્વાસુ ને ચાલાક જાસુસને મોકલીને તપાસ કરાવવી જોઇએ. "

રાજા પૂછે—" ત્યારે કોને મોકલીશું ? "

પોપટ કહે—" એમાં બીજા કોઈનું કામ નહિં. એ તો મારેજ જવું જોઈશે. બીજા ગમે તેવા ચાલાક માણસને મોકલો, તોયે વિશ્વાસ ન રખાય. "

પોપટ જાય એ રાજાને ગમ્યું તો નહિં, પણ એના જેવો દૂર દેશી, પાકો ને પૂરો વિશ્વાસુ જાસુસ બીજો કયો મળે, ?

હીરા જડીત સોનાને પીંજરેથી પોપટ ઉડયો. તેની તાવેલાં સુવર્ણ જેવી કાયા ને ઝગમગતી પાંખોથી આકાશ શોભી ઉઠયું.

સુવર્ણ કલાપ આખો સોનાનો. પોપટોનો એ રાજા ને માથે સોનાની કલગીનું રાજ ચિહ્ન.

ઉડતો ઉડતો એ પહાડી રાજાના નગરમાં બધે ફર્યો, ને રાજાને મહેલે જઈને બેઠો. પણ કુંવરી પરણાવવાની હા પાડયાનો ભેદ કયાંય ન મળ્યો. શહેરમાં કુંવરીના લગનની ધામધુમ થતી હતી. સૌ એનીજ વાત કરતાં હતાં રાજમહેલમાં પણ એમજ. પોપટ ઝાંખો.

પછી લાગ જોઈને પોપટ મહેલમાં પેઠો. ત્યાં કોઈ હોતું. માત્ર એક સોનાનું પીંજર લટકતું હતું, ને તેમાં હીરાકણી જેવી મેનારાણી, મલપતી બેઠી હતી.

પોપટ ઉડતો ઉડતો ગયો એની પાસે. જઇને પૂછે—" મેનારાણી કેમ ઉદાસ દેખાઓ છો ? "

મેના ચમકી. તેણે સામો જવાબ કર્યો—" તમે કોણ છો ? "

પોપટ કહે—"હું પોપટનો રાજા શ્વે-તર-કૂ છું; ને કુંવારો પણ છું."

મેના કહે—"અને હું પોપટની રાણી મેના રાણી છું, હુંયે કુંવારી છું."

પોપટ કહે—"અરે વાહ, એ તો ઘણુંજ રૂડું. ત્યારે ચાલોને પરણી જઇએ, ને સાથે પોપટ ઉપર રાજ કરીએ."

મેના કહે—"એ વાત તો ખોટી નથી, થોડા દિવસ પછી અમારા રાજાની કુંવરીનાં લગન છે, તે વખતે આપણે પરણીએ.

પોપટ કહે—" હા અમારા રાજા જનકરાજા સાથે ને? ત્યારે તો મઝા પડશે. તમે કુંવરીનાં પક્ષનાં, ને હું જનક મહારાજાનો જાનૈયો. ખાસ્સાં લગન મહાલીશું."

મેના રાણી કહે—"એતો ઠીક, પણ જમણ પીરસ્યું હોય, ત્યારે કુંવરીને જે પીરસાય, તેમાંથીજ જમજો."

પોપટ પૂછે—"કેમ ?"

મેના કહે—"અમારા રાજાએ એવો તાગડો રચ્યો છે, જનક રાજાને ઝેર દઇને મારી નાખવો તેથી જાનની રસોઇમાં ઝેર ભેળવાશે."

પોપટ પાંખ પસારીને કહે—"લ્યો ત્યારે મારો રાજા પરણવા નહિ આવે ને હુંય નહિ આવું. મેના રાણી, આવજો. આપણાં લગન નહિં થાય, ને કુવરીનાંય નહિં થાય."

મેના બોલી ઉઠી—"પણ સાંભળો તો ખરા. લગ્ન તો થવાનાંજ છે.

પોપટ થોભ્યો. તે પૂછે—"કોની સાથે ?"

મેના કહે—"બીજા એક મોટા રાજાને અમારા રાજાએ બોલાવ્યા છે, જનક રાજા મરી જશે એટલે તરત તેની સાથે કુંવરીને પરણાવી દેવાની છે, તે વખતે આપણેય પરણશું."

પોપટ બોલી ઉઠયો—"ઓહો એમ કે ? ત્યારે તો જોઇશું."

સુવર્ણ કલાપ પાછો તીરના વેગે જનક રાજાની પાસે પહોંચી ગયો, એની વાત સાંભળીને રાજા વિમાસણમાં પડયો, તે પૂછે—"ત્યારે શું કરીશું ? જયવતી કેવી રીતે આપણા હાથમાં આવે ?"

પોપટે સલાહ આપી—"પહાડી રાજાને કહેવડાવો કે અમારે તારી કુંવરીને પરણવા નથી આવવું. તું એને લઇને અમારે ત્યાં આપી જા. તારા કાવત્રાની અમને ખબર પડી ગઈ છે."

રાજાને પોપટના વેણમાં પુરો વિશ્વાસ. વધારે પંચાત ન કરતાં તેણે સંદેશો મોકલાવી દીધો. પહાડી રાજાને એ સંદેશો મળતાં તે ક્રોધે ભરાયો. તરત સેના-

## પડકાર—પરંપરા : પડકાર ત્રીજો.

# ગાંધીજીનો સાક્ષરોને પડકાર

### "ગામડાંમાં આવો, પ્રકાશ અને પ્રેરણા પ્રસારો, પ્રાણ પૂરો."

લેખકઃ
શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા,
બી. એ., એલએલ. બી., એડવોકેટ.

**મ**હાત્મા ગાંધીજી એટલે કળદાર રૂપૈયાનો ખણણણ રણકાર—એમાં નહિ કાંઈ બાબાશાહી શું બોદલું કે બાદલું! ગાંધીજી એટલે નિર્વિકાર નજર અને નિર્મલ હૃદય-સીધું જોવું અને સીધું કહી નાંખવું. "સાહિત્ય" એ કાંઈ એમનો પોતાનો "ખાસ વિષય" નહિ-પરન્તુ જ્યારે જ્યારે એમણે એ વિષે ઉદ્‌ગારો કાઢ્યા હશે ત્યારે ત્યારે એ "સાચ્ચા દિલના ખરા બોલ"—સાદા, સાચા, સચોટ, ગાંધીજી એટલે આડંબરનો અને દંભનો અભાવ. ગાંધીજી એટલે સીધોસટ રસ—આલંકારિકોના "રસ"થી જુદોજ. ગાંધીજી એટલે રોકડે રોકડું પરખાવી દેવાનું. ને તે પણ તત્કાલ—ઉધાર હીસાબની ત્યાં વાતજ નહિજ. ગોળ ગોળ બોલના ગોટાળા ગાંધીજીમાં ગેરહાજર—સિવાય કે એ જ્યારે હેતુપૂર્વક "વાણીયા"ના, કે "મુસદ્દી"ના "બેટા" બનવાનું પસંદ કરે પ્રસંગવશાત્! "વારસા" કાંઈ વ્યર્થ વહી જવા દેવાય છે?

ગુજરાતની સાક્ષરતા કેટલાક વિના તપાસે માની લે છે તેવી સત્ત્વહીન કે શુષ્ક નથી—શત્ય તો નથી જ નથી, ભલે ઝીણી અને તટસ્થ તપાસ ન કરનાર ગમે તેમ કલ્પે અને "દાઝે રાખે." ગોવર્ધનરામભાઈ જેવા સાક્ષર—શિરોમણી પણ પચાસ પચાસ વર્ષો પૂર્વે (ઈ. સ. ૧૮૮૭.) પોતાની અદ્‌ભૂત મહાકૃતિ **Magnum opus** "સરસ્વતીચન્દ્ર"માં "ગ્રામોદ્ધાર" **Village uplift** ના હિન્દના એક મૌલિક મહા પ્રશ્નને ઉદ્દેશીને લખે છે (બીજા ભાગમાં) અને દીવાન વિદ્યાચતુરની ગુણવતી પત્ની ગુણસુન્દરીને—ગુણીયલને—"મનોહરીયા"માં રહેવા હર્ષથી લોકો સાથે, હળવા મળવા, અને પોતાના જીવતા જાગતા માનવતાભર્યા હૃદય ભાવથી સંસ્કારસોહંતાં કરતાં ચિત્રે છે. એ તે પ્રત્યક્ષ બોધપાઠ! જાત દાખલો માત્ર બોધ કરતાં જરૂર વધુ અસરકારક! ગોવર્ધનરામભાઈ પોતે પણ પોતાની મુંબાઈની હાઈકોર્ટની પ્રૅક્ટિસમાંથી નિવૃત્તિ નિવાસ માટે પોતાને વ્હાલે વતન નડિઆદ આવીને પોતાના જીવનના ઉત્તર કાલનો દસકો ગાળે છે—પોતાના ગામનાં અને પોતાની નાતનાં પોતાના વ્હાલા ભાંડુ સાથે હળીમળીને રહેવાને **He was a great civilising and elevanting agency**—એમનો નડિઆદ નિવાસ એટલે વતન માટે સંસ્કારોદ્ધાર સેવાકાર્ય! ગુજરાતની ગૌરવરૂપ એ બે મહાવિભૂતિઓ-ગોવર્ધનરામભાઇ અને ગાંધીજીમાં—ઘણું ઘણું સમાન છે; એમ મ્હેં વારંવાર નિવેદન કરેલું જ છે.

અને કહું પોતાનો જ પ્રત્યક્ષ દાખલો દઈને? "આત્મપુરાણ"ના અધ્યાય પાછા રજુ કરવાનો આરોપ તો ગેરઈન્સાફ ભરી રીતે નહિ મૂકાય ને? અને મૂકનાર મૂકશે તો તેથી શું સત્યાનાશ વળી જવાનું હતું? ઈ. સ. ૧૯૧૭ માં લોકતંત્રની ભાવનાના પ્રસારને અંગે "સ્વરાજ્યનો રાજકીય સન્દેશ" ગામડે ગામડે અને હૃદયે હૃદયે પહોંચાડવાનું ભગીરથ પ્રચાર—કાર્ય કરવા જતાં સેવકે આરોગ્યનો ભોગ આપીને "જખ્મી સૈનિક"નું સ્વરૂપ સ્વીકારેલું. છેલ્લાં વીસ વીસ વર્ષથી વિદિત છે. એ વીસ વર્ષમાં પણ બની શકે તેટલી સેવા કરવામાં કચાશ નથી રાખી. ઈ. સ. ૧૯૩૪ માં ગેરઈન્સાફનો ભોગ બનેલો હોવા છતાં કેવલ મમતામય સેવાભાવથી "વનપ્રવેશોત્સવ" પ્રસંગે "આપણા ગુજરાતી સાહિત્યનો નવયુગ"

એ વિષય વિષે કચ્છભુજથી માંડી દક્ષિણમાં છેક પૂના પર્યન્ત મહાગુજરાતને સ્થાને સ્થાને ફરીને સાહિત્ય સિંહાવલોકનાત્મક વ્યાખ્યાન માલાથી જ્ઞાનગંગાજલનાં લલિત લ્હાણાં નબળી તંદુરસ્તીએ કર્યે ગયો હતો, ૭ ૭ માસ સુધી. અને છેલ્લા ૭ માસ થયાં (ઈ. સ. ૧૯૩૫ ના મે માસથી માંડી) વ્હાલા વતન નડિઆદથી આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈનાં આશીર્વાદામૃતથી આરંભ્યું છે.

### "સરસ્વતીચન્દ્ર—સ્વાધ્યાય-સત્ર"

સંતરામ મહારાજના મન્દિરના કથાખંડમાં પારાયણ—પ્રવચન રૂપે. નડિઆદમાં એ કુલ ૭ માસ ચાલશે, ગાંધીજીને શ્રી હસ્તે શરદ્ પૂર્ણિમાએ "સત્ર સમાપ્તિ"ની ઈચ્છા હતી, પરન્તુ "હૃદયરોગના પ્રારંભે" વિચાર માંડી વળાવ્યો. જો પ્રભુ શરીરની અને સંયોગોની અનુકૂલતા આપવા દયાળુ નીવડશે તો દેઢેક વર્ષનો ક્રમ કલ્પ્યો છે સારાય મહાગુજરાતનાં મહાનગરોમાં ન્હાનાં મ્હોટાં સત્રો કરીને જબરદસ્ત પ્રચાર પ્રવૃત્તિથી મહાગુજરાતને "સરસ્વતીચન્દ્રનો સન્દેશ" પહોંચાડવાની ભગીરથ-સેવા કરવા. દેખા જાયગા !

**ગુજરાત જાગે-તન્દ્રા ત્યાગે--વેગભેર વધે આગે!**



## ભવ્ય—સત્કાર

નેકનામદાર કૃષ્ણમાચારીયર દીવાન સાહેબ (વડોદરા) વિલાયતથી સુખરૂપ પાછા પધાર્યા છે અને પોતાનો હોદ્દો સંભાળી લીધો છે. તેઓશ્રીને સત્કારવા વડોદરા સ્ટેશને નીચેના ગૃહસ્થો હાજર રહ્યા હતા: મે. રા. રા. કર્નલ શિવરાજસિંહજી સાહેબ, ન્યાયમૂર્તિ મે. દાંડેકર સાહેબ, મે. રા. રા. સુધાલકર સાહેબ, મે. રા. રા. ધાડગે સાહેબ, મે. રા. રા. મુકરજી સાહેબ, રાજરત્ન ડૉ. માણેકલાલભાઈ સયાજી વિજયવાળા, અંબિકા કાચ ફેકટરીના માલિક રા. શેઠ હરગોવનદાસભાઈ, 'પડકાર'ના તંત્રી શ્રી. મણીલાલ વાડીલાલ શાહ (વકીલ) તેમજ શહેરના ઘણા પ્રતિષ્ઠીત આગેવાનો વગેરેએ ભાવભીનો સત્કાર કરી ના. દિવાન સાહેબને ફુલહારથી વધાવી લીધા હતા.

## અભિનંદન

મહાગુજરાતના અગ્રગણ્ય દૈનિક પત્ર 'સંદેશ'ના તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, અમદાવાદ મ્યુનિસીપલ ચુંટણીમાં ખાડીયા વોર્ડમાંથી બીજે નંબર ચુંટાયા છે. આ બદલ અમે તેઓશ્રીને, તથા બીજા ચુટાયેલા ઉમેદવારોને અભિનંદન આપીએ છીએ:

## ડભોઇના સમાચાર

—ઘણા વર્ષથી ચાલતા ચકચાર ભર્યો જૈન કેસનો ચુકાદો ટ્રસ્ટીઓના લાભમાં થયાનું કહેવાય છે.

—બાઈ ગંગા નામની એક બ્રાહ્મણ યુવતિનો ચકચાર ભર્યો કેસ કોર્ટમાં ચાલતો હતો ત્યારે કોર્ટમાં લોકોની મેદની ચીકાર હતી.

—દશાલાડ યુવક સંમેલન ઘણું સુંદર રીતે શ. શેઠ મોહન પારેખવાળા (શ્રી. મગનભાઈ)ના પ્રમુખપણા નીચે ભરાયું હતું. યુવકોને અભિનંદન.

—વૈષ્ણવઆચાર્ય શ્રી. કાંકરોલીવાળા ડભોઈમાં પધારેલા ત્યારે તેઓશ્રીનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમજ રા. ગોવર્ધનદાસ ગાંધીના એક સગા તરફથી ભોજન સમારંભ રચ્યો હતો.

—મે. સીંધે મુન્સફ સા. તથા મે. વહીવંટદાર સાહેબ રજા ઉપર છે.

—ડભોઇ તથા સંખેડા કલબમાં સંગીત તથા નૃત્યના સુંદર જલસા થયા.

પ ૬ કા ર



(૧) વડોદરા શહેર એક મુખ્ય રાજમાર્ગ.

એ વિષય વિષે કચ્છભુજથી માંડી દક્ષિણમાં છેક પૂના પર્યન્ત મહાગુજરાતને સ્થાને સ્થાને ફરીને સાહિત્ય સિંહાવલોકનાત્મક વ્યાખ્યાન માલાથી જ્ઞાનગંગાજલનાં લલિત લ્હાણાં નબળી તંદુરસ્તીએ કર્યે ગયો હતો, ૭ ૭ માસ સુધી. અને છેલ્લા ૭ માસ થયાં (ઈ. સ. ૧૯૩૫ના મે માસથી માંડી) વ્હાલા વતન નડિઆદથી આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈનાં આશીર્વાદામૃતથી આરંભ્યું છે.

### "સરસ્વતીચન્દ્ર—સ્વાધ્યાય-સત્ર"

સંતરામ મહારાજના મન્દિરના કથાખંડમાં પારાયણ—પ્રવચન રૂપે. નડિઆદમાં એ કુલ ૭ માસ ચાલશે, ગાંધીજીને શ્રી હસ્તે શરદ પૂર્ણિમાએ "સત્ર સમાપ્તિ"ની ઈચ્છા હતી, પરન્તુ "હૃદયરોગના પ્રારંભે" વિચાર માંડી વળાવ્યો. જો પ્રભુ શરીરની અને સંયોગોની અનુકૂલતા આપવા દયાળુ નીવડશે તો દેઢેક વર્ષનો ક્રમ કલ્પ્યો છે સારાય મહાગુજરાતનાં મહાનગરોમાં ન્હાનાં મ્હોટાં સત્રો કરીને જબરદસ્ત પ્રચાર પ્રવૃત્તિથી મહાગુજરાતને "સરસ્વતીચન્દ્રનો સન્દેશ" પહોંચાડવાની ભગીરથ-સેવા કરવા. દેખા જાયગા!

ગુજરાત જાગે-તન્દ્રા ત્યાગે--વેગભેર વધે આગે!



## ભવ્ય—સત્કાર

નેકનામદાર કૃષ્ણમાચારીયર દીવાન સાહેબ (વડોદરા) વિલાયતથી સુખરૂપ પાછા પધાર્યા છે અને પોતાનો હોદ્દો સંભાળી લીધો છે. તેઓશ્રીને સત્કારવા વડોદરા સ્ટેશને નીચેના ગૃહસ્થો હાજર રહ્યા હતાઃ મે. રા. રા. કર્નલ શિવરાજસિંહજી સાહેબ, ન્યાયમૂર્તિ મે. દાંડેકર સાહેબ, મે. રા. રા. સુધાલકર સાહેબ, મે. રા. રા. ધાડગે સાહેબ, મે. રા. રા. મુકરજી સાહેબ, રાજરત્ન ડૉ. માણેકલાલભાઈ સયાજી વિજયવાળા, અંબિકા કોચ ફેકટરીના માલિક રા. શેઠ હરગોવનદાસભાઈ, 'પડકાર'ના તંત્રી શ્રી. મણીલાલ વાડીલાલ શાહ (વકીલ) તેમજ શહેરના ઘણા પ્રતિષ્ઠીત આગેવાનો વગેરેએ ભાવભીનો સત્કાર કરી ના. દિવાન સાહેબને ફૂલહારથી વધાવી લીધા હતા.

## અભિનંદન

મહાગુજરાતના અગ્રગણ્ય દૈનિક પત્ર 'સંદેશ'ના તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, અમદાવાદ મ્યુનિસિપલ ચુંટણીમાં ખાડીયા વોર્ડમાંથી બીજે નંબર ચુંટાયા છે. આ બદલ અમે તેઓશ્રીને, તથા બીજા ચુટાયેલા ઉમેદવારોને અભિનંદન આપીએ છીએઃ

## ડભોઇના સમાચાર

—ઘણા વર્ષથી ચાલતા ચકચાર ભર્યો જૈન કેસનો ચુકાદો ટ્રસ્ટીઓના લાભમાં થયાનું કહેવાય છે.

—બાઈ ગંગા નામની એક બ્રાહ્મણ યુવતિનો ચકચાર ભર્યો કેસ કોર્ટમાં ચાલતો હતો ત્યારે કોર્ટમાં લોકોની મેદની ચીકાર હતી.

—દશાલાડ યુવક સંમેલન ઘણું સુંદર રીતે રા. શેઠ મોહન પારેખવાળા (શ્રી. મગનભાઈ)ના પ્રમુખપણા નીચ ભરાયું હતું. યુવકોને અભિનંદન.

—વૈષ્ણવઆચાર્ય શ્રી. કાંકરોલીવાળા ડભોઈમાં પધારેલા ત્યારે તેઓશ્રીનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું હતું. તેમજ રા. ગોવર્ધનદાસ ગાંધીના એક સગા તરફથી ભોજન સમારંભ થયો હતો.

—મે. સાંધે મુન્સફ સા. તથા મે. વહીવટદાર સા. હાલ રજા ઉપર છે.

—ડભોઇ તથા સંખેડા કલબમાં સંગીત તથા નૃત્યના સુંદર જલસા થયા.









વડોદરાનાં કેટલાંક દૃશ્યો—(૧) દશેરા સ્વારી (વડોદરા) (૨) સાઠમારી જોવા જામેલી માનવમેદની (૩) માંડવી (વડોદરા) (૪) અગડ (વડોદરા)

# ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ (કાયદા વિભાગ)

## હિંદુ અવિભક્ત કુટુંબની સંસ્થા
## મિતાક્ષરા અને દાયભાગનું ઉપયોગી ધોરણ.

### સુધારો કરવા યોગ્ય ટુંકી સુચનાઓ,
(વડોદરા રાજ્ય માટે)

લેખકઃ વકીલ રામચંદ્ર કા. પાઠક,

હિંદુ અવિભકત કુટુંબની સંસ્થાના અસ્તીત્વપણા વિષે, તેને નાબુદ કરવા કિંવા ફેરફાર કરવા વિષે, અને એ સંસ્થાના મિલ્કતના હક્ક તથા જવાબદારી સંબંધે અત્યાર સુધી અનેક સ્થળેથી અભીપ્રાયો કે સુચનાઓ આવેલી હશેજ. તેમાં ભિન્ન ભિન્ન મત કે અભિપ્રાયો થએલા જણાય છે, ને હજુ પણ એ સંબંધે ચર્ચાઓ ચાલ્યાજ કરે છે, તે સંબંધે ટુંકી સુચનાઓ કરવી યોગ્યધારી છે, તે નિચે મુજબ છે

૧. આ સંસ્થા જડમુળથી નિકળી શકે નહિ તેમ તદન કાઢી નાખવી એ યોગ્ય નથી.

૨. જેટલું પ્રતિકુળ હોય તેનો અસ્વિકાર કરી દાય ભાગનું જેટલું તત્વ ઉપયોગીને હિતકર્તા તથા ચાલુ જમાનાને બંધ બેસતું હોય તેટલું ગ્રાહ્ય કરવું એજ અતિ ઉત્તમ રસ્તો છે.

૩. પ્રજાનો ઘણો ભાગ મિતાક્ષરાને દાયભાગના નિયમનો અજાણ છે. ચાલુ સામાજીક નિબંધોમાં આ સંસ્થાને તે અંગે ઉપસ્થિત તથા પ્રશ્નોનું ચાલુ ધોરણ શું છે, તેજ ઘણો ભાગ જાણી શકતો નથી. તેમ કાયદાના માહીત હોતા નથી. તેમને પુરી સમજ આપી બાદ અભિપ્રાય લેવા વધુ હિતકર છે.

૪. બ્રિટીશ રાજ્ય કરતાં તેમજ ત્યાંનું મિતાક્ષરાનું ધોરણ ચાલું છે છતાં આપણે ત્યાં તેમાં પણ સુધારો કરી સ્ત્રીને ધણીના ગુજર્યા બાદ સહભાગીના હક આપ્યા છે, તેમ વહેંચણ કરવાના અગર મીલ્કતનું સ્વતાર્પણ કરવાના કે વિલ કરવાના પણ અધિકાર મળ્યા છે. આ સુધારો અતિ અગત્યનો ને સ્ત્રી સમાજના ખાસ ફાયદાનો છે પણ તે છતાં અજ્ઞાન પ્રજા જાણતી નથી—નાતરીયા ન્યાતમાં આ સુધારાથી અવળું પરિણામ આવશે એમ તે કોમના લોકનું કહેવું છે ને તે પણ કેટલેક દરજ્જે વિચારવા યોગ્ય છે, કારણ વિધવા થયા બાદ મિલકત વેચી કે પોતાના હિસ્સાની વ્યવસ્થા કરી બીજે ઠેકાણે નાતરે જાય એમ થવા સંભવ છે. એટલે તે સ્ત્રીના ધણીનાં કુટુંબનાં બીજાં તદન નજીકનાં સગાંના હકને નુકશાન કર્તા છે. માટે નાતરિયા ન્યાતમાં આવા હક ન આપતાં અપવાદ રાખવો કે કેમ એ વિચાર કરવા સરખો છે.

૫. દાય ભાગમાં દિકરા કે પૌત્ર અને પર પૌત્રને જન્મથી વડીલો પારજીત મીલ્કતમાં હક મળતો નથી ને મિતાક્ષારમાં મળે છે. તેજ ધોરણ કાયમ રાખવું. દાય ભાગનું આ ધોરણ, ઇચ્છવા યોગ્ય નથીજ.

૬. દાય ભાગમાં બાપ મિલ્કતની ગમે તે વ્યવસ્થા કરી શકે છે પણ તે ધોરણની આપણે ત્યાં જરૂર નથી. બાપ મરજી પ્રમાણે મિલ્કતની વ્યવસ્થા કરી ન શકે એજ વધારે સારૂ ધોરણ છે. દાય ભાગનું આ ધોરણ ૩૩ કલકત્તા ૧૧૧૯ માં ઠરાવેલું છે તે લાગુ કરવા ન જોઇએ.

૭. દાય ભાગમાં બાપ મિલ્કતનો સ્વતંત્ર માલિક છે એમ ઠરાવેલું છે. પણ મિતાક્ષરા પ્રમાણે વડીલો પારજિત—મિલ્કતમાં બાપ દિકરાઓ વચ્ચે એક સહભાગી ગણાય છે એજ ધોરણ ચાલુ રહેવું જોઇએ.

સ્વતંત્ર માલીકી આપવામાં કેટલાંક અનિષ્ટ પરિણામોને સ્થાન રહે છે.

૮. સમાઇક માલિકીની મિલ્કત અવિભક્ત કુટુંબના ભાગીદારોની ગણવી; સહભાગીનું અને મરણોત્તર હક્કનું ધોરણ રદ કરવું અને સહ ભાગદારને બદલે સહ માલીક ગણવા જે અવિભક્ત છતાં અમુક નમુદ હિસાના માલીક ગણાયને પોતપોતાના હિસ્સાની વ્યવસ્થા કરી શકે. એટલુ તો નહિ પણ તેની હયાતિ બાદ વિશીષ્ટ વારસો પઇકી જે નજીકનું સગુ હોય તેને એ હિસ્સો વારસામાં મળે એમ ઠરાવવું જોઇએ. વિશીષ્ટ વારસાના અભાવે બાકીના સહ ભાગદાર યા માલિકામાં તે હિસો ફાળવી દેવો.

૯. દાય ભાગમાં બાપની હયાતીમાં દિકરો વહેંચણ કરાવી શકતો નથી તે ધોરણ ઉપયોગી નથી પણ સમાઇક કુટુંબ ચાલુ છતાં દિકરો કે બીજો સમાઇક ...ીક વહેચણ કરાવી શકે એમ ઠરાવવું.

૧૦. મજીઆરામાં સહ ભાગીઓ સંયુક્ત હક ...ણ કર છે અને કોનો કેટલો હિસો તે નમુદ કરી ...ય નહિ એવં મિતાક્ષરાનં ધોરણ રદ કરી દાય

વારસાનો ક્રમ ઠરાવવો. કારણ સમાનોદકમાં જે સખસો છે તે માત્ર મરનાર પાછળ જળનુંજ તર્પણ આપી શકે છે, અને સ્ત્રીનો સંબંધ દાખલ થાય તે બધું એટલે ભિન્ન ગોત્રવાળા હોય છે છતાં તે બધાં મરનારનાં નીકટનાં અને લાગણીને પ્રેમ રાખનાર સગાં હોય છે. સમાનોદક કેવળ પિતરાઇઓ છે. પિતરાઇઓ ચાલુ જમાનામાં ઝેરીને દ્વેષ રાખનાર તેમ ભુંડુ ઇચ્છનાર મોટો વર્ગ હોય છે એમ માન્યતા થઈ પડી છે. તે અસ્થાને નથી.

૧૨. મિલ્કતની વહેંચણીના દાવામાં પ્રથમ મજીયારી મીલ્કત હોવાનું અનુમાન કરવાનું ધોરણ રદ કરવું જોઇએ.

૧૩. બન્ને શાળાનાં ધોરણોમાં કર્તા તો હોય છે. પણ તેની જવાબદારીમાં ફેર છે, દાયભાગ મુજબ ટ્રસ્ટી જેવી કર્તાની જવાબદારી રાખવીને વહેચણી પહેલાં પણ હિસાબ જોવાના ને નફો માગવાના સહમાલીકના હક્ક રાખવા જે દાયભાગમાં છે ( ૩૨ મદ્રાસ ૨૭૧ )-

૧૪. દાયભાગમાં પુત્રને જન્મથી હક મળતો નથી.

# સહકારી બેન્કોની પ્રગતિ

રા. રા. મહાદેવ મુકુંદ જોશી બી. એ. એલએલ. બી.

મુનસફ સાહેબ તથા ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ

મુ. ડભોઇ

૧. જેઓએ નીચે લખેલી સહકારી પેઢીઓની વડોદરા રાજ્યમાં ગરીબ લોકોનાં કલ્યાણ અર્થે સ્થાપના કરેલી છે.



શ્રી. મહાદેવ મુકુંદ જોશી.

**સહકારી પેઢીઓની વીગત.**

૧. વડોદરા ન્યાયખાતાની અન્યોન્ય સહકારી પેઢી સ્થાપના સન ૧૯૧૦

૨. પાટણ શ્રી ગજાનંદ સહકારી પેઢી સ્થાપના સને ૧૯૨૬

૩. ધી ડભોઈ સહકારી બેન્ક સ્થાપના સન ૧૯૩૪ ના

મુખ્ય ઊત્પાદક **Chief Founder**

**સહકારી બેન્ક અને વડોદરા રાજ્યના વતનીઓને તેથી થતા ફાયદા.**

પરમકૃપાળુ શ્રીમંત મહારાજા ગાયકવાડ સાહેબના સુરાજ્યમાં સહકારી તત્વનો પ્રચાર સારા પાયા ઉપર થએલો છે.

૨. બેન્કીંગ સફળ થવા સારૂ રાજ્યમાં સ્થીરતા તથા સુખ શાંતિ **(Stability of good Government, Law and order)** હોય તોજ—બેન્કીંગ સારા અને સુવ્યવસ્થીત પાયા ઉપર ચાલી શકે.

૩. શ્રી. મહારાજા સાહેબની કારકીર્દીમાં તે સ્થીરતા તથા સુખ-

તાત્કાલિક અમલ કરવા જેવી છે. અમદાવાદમાં ભરાયેલા સાહિત્ય સંમેલન પ્રસંગે ઘણા સાહિત્યકારોનો સમુહ એકત્ર થયો હતો. બેઠક માટે રાખવામાં આવેલો હોલ પણ ઘણો ન્હાનો પડયો હતો. અને આથી ટીકીટ બંધ થતાં ઘણાંઓ નિરાશ થઈ પાછા વળ્યા હતા. આજ સુધી ભરાયેલા કોઇપણ ગુજરાતી સાહિત્ય સંમેલન પર પ્રેક્ષકોનો આવો અસાધારણ દરોડો પડયો નહિજ હોય. આ અકલ્પીય ધસારો મહાત્માજીની વાણી સાંભળવા માટેજ હતો.

એ સંતની વાણીમાં અજબ માધુર્ય રહેલું છે. પરિષદમાં આવેલાં દૂરદૂરનાં પ્રગતિવાદી દેડકાં 'ડરાઉ' 'ડરાઉ' નો સ્વગતનાદ કરી એ સંતની ભવ્ય પ્રતિભાની છાયામાં ચૂપ થઈ ગયાં હતાં. અને સાહિત્ય સંમેલન ભારે ઉત્સાહથી સફળતા પૂર્વક પાર પડયું હતું. આપણા સાહિત્યકારોમાંના કેટલાક દ્વેષને ઇર્ષાથી આજ કુસુંપનાં બી વાવી રહ્યા છે તે ઇષ્ટ નથી.

અત્રે એક વસ્તુ કહેવી જોઇએકે ઘણા સાહિત્યકારોનો આંતરીક અસંતોષ આ સંમેલનમાં એક રીતે દેખાઇ આવતો હતો. સાહિત્યની મહાન સેવા કરતા ઘણા સાક્ષરોની ગેરહાજરી ખરેખર અત્રે જણાઈ આવતી હતી. સાક્ષરોનો માંહોમાંહેનો સંપનો અભાવ પણ અત્રે સ્પષ્ટ જણાઈ આવતો હતો. આપણા મહાનુભાવ સાક્ષરો માંહોમાંહેની તકરારો અને મતભેદો દૂર કરી સરસ્વતીની ઉપાસના કરવા એકજ આરે આવી બેસે એમ આપણે ઇચ્છીશું. પરંતુ એ પ્રસંગ આવતાં પહેલા બંધારણના કહેવાતા પોલાદી ચોકઠાનો નાશ કરી યુવાનો અને વૃદ્ધો એક બીજાના સહકાર પ્રાપ્ત કરી ગુજરાતી સાહિત્યની સેવા બજાવે તે ખરેખર ઇચ્છવા યોગ્ય છે.

## પં. જવાહરલાલનો 'સંદેશ'

રાષ્ટ્રપતિ પં. જવાહરલાલે હરદ્વારના પૂણ્યક્ષેત્રેથી આપણા કવિઓ, તત્વજ્ઞો અને સાહિત્યકારોને 'રાષ્ટ્રજીવનમાં રોટીનાં મહત્વ' વિષેનો સંદેશ પાઠવ્યો છે.

આજના યુગની સૌથી મહત્વની સમસ્યા આ નાશવંત દેહને આ દુનીયામાં અન્ન, વસ્ત્ર અને પાણીથી ટકાવી રાખવાની છે. પેટમાં જવાળા સળગતી હોય ત્યારે સંસ્કૃતિ કે અદ્વૈતવાદની સ્ફુર્ણા થતી નથી. ચાર કરોડની બેકારી અને દશકરોડના અર્ધ ભૂખમરાના સાંપ્રત યુગમાં પરબ્રહ્મની વાતો કરવી પરવડે તેવી નથી. એ વાતો ખરેખર માનવતાની હાંસી સમાન બની રહે છે.

પંડિત જવાહરલાલજીના શબ્દોમાં કહીએ તો–"આજે આપણા જીવન ઉપર પરાધીનતાની જંજીરો પડી છે. સમસ્ત દેશ ગરીબાઈ અને ભૂખમરાની ભીંસમાં પીડાય છે, પૂજા, અર્ચના, તત્વજ્ઞાન અને હરીજન એ બધું ઠીક છે, પણ આજની સળગતી સમસ્યા **ભૂખ્યાં ભાંડુઓને રોટી આપવાની છે."**

સાક્ષરો, કવિઓ અને તત્વજ્ઞો રાષ્ટ્રપતિના આ ગંભીર અને સૂચક સંદેશને અપનાવે તેમ ઇચ્છીએ

## ધર્મને નામે–!

મુમ્બઇમાં ભાયખલામાં આવેલ મારૂતી મંદિર અને મસ્જીદના પ્રશ્નમાંથી એક ભયંકર કત્લેઆમ ઉભી થઈ અને કહે છે ધર્મને નામે મુસ્લીમો અને હિન્દુઓ એક બીજાનાં રક્ત પીવા ખૂની ખંજરો અને લાઠીઓ ચગાવવા લાગ્યા.

ધર્મને નામે પ્રગટેલા એ કોમી દાવાનળમાં કેટલાયે નિરપરાધ માનવીઓનાં કરપીણ ખૂન થયાં. કેટલાયે ગંભીર ઝખ્મો પામીને હોસ્પિટલમાં પડયાં—કેટલાયે નિરાધાર થયાં. અને એ હિચકારા હુમલામાં કિશોર બાળકોનાં પણ ક્રુરતાથી ખૂન થયાં કહેવાય છે.

મસ્જીદ અને મંદિર વર્ષોથી એક બીજાના પડોશી તરિકે શાંત ઉભેલાં છે. મસ્જીદની પ્રાર્થના અને મંદિરની ભજન આરતી આજ સુધી કોઇ કોઇને ખલેલ કરતી ન્હોતી. વર્ષોની શાંતિમાં આવો ભયંકર દાવાનળ કેમ પ્રકટયો ?

કહે છે કે આ ધર્મને નામે થયેલો હત્યાકાંડ કેટલાક વિઘ્ન સંતોષી અખબારો, સ્વાર્થાન્ધ લેખકો તેમજ ભાષણ કર્તાઓની ઉશ્કેરણીને આભારી છે !

આ હુલ્લડને અંકુશમાં આણવા સરકારે આરંભથીજ પોલીસ પાસે ચાંપતાં પગલાં ભરાવ્યાં હતાં

મુંબઇની ભવ્ય ભૂમિ પર વસતા અન્ને કોમના સંસ્કારી વર્ગને અમે અભ્યર્થના કરીએ છીએ કે તમારામાંથી શોણિત હોળી પ્રગટાવનારા ગુંડાઓને દૂર કરી તમારા મહોલ્લાના દરેક ભાઈ બ્હેનને અભય બનાવી તેમને પુરતી મદદ આપો અને ધર્મને નામે થતી નિર્દોષ ... ખુનરેજી આમ અટકાવો.

## 'પડકાર'ના વાંચક ભાઈ ... બ્હેનોને— નૂતન ... વર્ષાભિનંદન

... માંગલિક દિવસે આપના કરકમળમાં 'પડ-કાર'નો દીપોત્સવી અંક રજુ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

'પડકાર' હજુતો ઉગતું માસિક પત્ર છે એટલે આ દીપોત્સવી અંકમાં કંઇ ન્યૂનતાઓ જણાય તો તે ક્ષમ્ય ગણી લેવા અમારા વાંચક બિરાદરોને વિનંતિ છે.

અમને જણાવતાં આનંદ થાય છે કે ગરવી ગુજ-રાતે 'પડકાર' ને સહર્ષ વધાવી લીધું છે. થોડા સમય-માંજ તે તેનો વિશાળ ફેલાવો કરે છે તેજ બતાવી આપે છે કે જનતાનો 'પડકાર' ને કેવો સાથ છે. 'પડકાર' ના દરેક અંકમાં અમે ઉત્તરોત્તર સુધારા વધારા કરી અમારા વાંચક વર્ગની રુચિને પોષક સાહિત્ય આપવા પ્રયત્ન કરીએ છીએ, અને દરેક લેખ આપતાં પહેલાં તે પર ઝીણવટથી જોઇએ છીએ.

'પડકાર' મહા ગુજરાતની જનતાને સસ્તામાં સસ્તી રીતે શિષ્ટ સાહિત્ય આપવા પ્રયત્ન કરે છે. અને કર્યા કરશે. આજના આપણા મોંઘા માસિકો ખરીદ-વાનું પ્રજાને પરવડે તેમ નથી એ વિચાર સ્ફૂરતાં અમે અમારો ચાલુ રફ કાગળ પર છપાતા અંકો છૂટક ૦-૨-૦ બે આના જેવી અલ્પ કિંમતમાં આપીએ છીએ. અને અમે અમારા એ અનુભવ પરથી જોઇ શક્યા છીએ કે મોંઘું સાહિત્ય પ્રજા ખરીદી શકે તેમ નથી. ત્હેને તો સસ્તુ અને શિષ્ટ સાહિત્ય જોઇએ છે. આ દીપોત્સવી અંક પણ તેજ હિસાબે પાંચઆના જેવી સસ્તી કિંમતે અમે આપ્યો છે.

'પડકાર ' ની દરેક ન્યૂનતાઓનો ખ્યાલ અમને છે અને જેમ જેમ અમારા વાચક મિત્રોનો સહકાર વધતો જાય છે તેમ તેમ તે બધી ન્યૂનતાઓ દૂર કરવા પ્રયત્ન કરતા રહીએ છીએ. આજના અળસીયાં જેવા ફૂટી નિકળતા કેટલાંયે માસિકો અને વર્તમાન પત્રો જનતાની ઇચ્છાને માન આપ્યા સિવાય જેમ તેમ હાંકે રાખે છે અને શિષ્ટતાને નામે ગંદો પ્રચાર કરે છે અને ત્હેનું પરિણામ એજ આવે છે કે થોડામાં થોડું જીવન ભોગવી એ પત્રોનું દફન થાય છે. 'પડ-કાર' અમારા દરેક વાંચકના અવાજને માન આપે છે અને આપતું આવ્યું છે. માસિકમાં આપને જે કંઇ ઉણપ દેખાય તે માટે આપ જરૂર અમને નિઃસંકોચ લખી શકો છો. અમે આપની કિમતી સૂચનાઓનો જરૂર બનતા પ્રમાણમાં સહર્ષ સ્વીકાર કરીશું.

'પડકાર' દર માસે નિયમીત રીતે પ્રગટ થયા કરે છે. આ દીપોત્સવી અંકમાં અમારા લેખક બન્ધુઓ તેમજ ભગિનીઓને કેમ ભૂલી શકાય ? અમારા નિમંત્રણને માન આપી તેમની સાહિત્ય કૃતિઓ મોકલવા બદલ દરેક લેખક ભાઇ બ્હેનના અમે અત્યંત ઋણીછીએ. અને ઇચ્છીએ છીએ કે દરેક લેખક ભાઈ બ્હેન 'પડકાર'ને પોતાનું માની યથાવકાશે લેખો વગેરે મોકલી યોગ્ય સહકાર આપ્યાજ કરશે, 'પડકાર' કોઈપણ વાડાનું કે વર્ગનું નથી. દરેક સાહિત્ય રસિક ભાઈ બ્હેન પોતાના વિચારો શિષ્ટ રીતે 'પડકાર' ના પાને રજુ કરી શકે છે.

અમારા કદરદાન જાહેરાત આપનાર વ્હેપારી બન્ધુઓ, શુભેચ્છકો, મિત્રોના પણ અમે અનંત આભારી છીએ. અને ઇચ્છીએ છીએ કે, તેઓ તેમનો સક્રિય સહકાર કાયમ આપ્યાજ કરશે.

અમને જણાવતાં ભારે આનંદ થાય છે કે, **શ્રીમંત પરમકૃપાળુ મહારાજા સાહેબે કૃપાવંત થઈ વડો-દરા રાજયની તમામ લાયબ્રેરીઓ માટે 'પડકાર' માસિક મંજુર કરી અમને અત્યંત ઋણી બનાવ્યા** છે. શ્રીમાનરાજ પિતાના આવા અવર્ણનીય સાહિત્ય પ્રેમ માટે અમે શબ્દોમાં ઉપકાર વ્યક્ત કરી શકતા નથી. અમે ઇચ્છીએ છીએકે સાર્વજનીક પુસ્તકાલયોના મંત્રી મહાશયો શ્રીમંતના હુકમને માન આપી 'પડકાર'ને જરૂર અપનાવી લેવા પ્રયત્ન કરશે.

આપની સમક્ષ મૂકવામાં આવતું આ માસિક ળાત્મક દષ્ટિએ આકર્ષક અને સ્વચ્છ છે. સાહિત્યની ષ્ટિએ શિષ્ટ અને સંસ્કારી છે તેને માટે બધો યશ હારા મુરબ્બી શુભેચ્છક અને 'સંદેશ' પત્રના તંત્રી શ્રીયુત, નંદલાલ ચુનીલાલ બોડીવાળાને ઘટે છે. તેઓ-શ્રી અવાર નવાર કિંમતી સૂચનાઓ આપે છે, અને મ્હને યોગ્ય માર્ગ દર્શન કરાવે છે. ઉપરાંત પ્રેસના કંપોઝીટર ભાઇઓ તેમજ મદદ કરનાર દરેક સજ્જનના અમે આભારી છીએ.

આવતું ૧૯૯૩ નું વર્ષ અમારા સર્વ વાચક ભાઇ બ્હેનોને અનેક રીતે લાભદાયી નિવડો અને સુખ કરતા થાવ તેમ પરમ કૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થી અમે અંત્રે વિરમીશું.

નોંધ: 'પડકાર' પર આવતા બદલાના પત્રો માટે અમે દરેક પત્રકાર ભાઇના આભારી છીએ; અવલોકન અર્થે આવતા પુસ્તકોની સમાલોચના આ અંકમાં સ્થળ સંકોચને લીધે આપી શકયા નથી. આવતા અંકથી તે દર માસે નિયમીત રીતે આપવામાં આવશે.

…મા
અન હરીજન
સમસ્યા






‘જીવનલતા’માં
સવિતાદેવી



[ કૃષ્ણ સીનેમાના સૌજન્યથી ]

*

પુ. ૧ લું.

*

અંક ૬ ઠ્ઠો.

*

વાર્ષિક લવાજમ
હિંદમાં
રૂ. ૩-૦-૦

તંત્રી :
મણિલાલ વાડીલાલ શાહ.
એડવોકેટ.

આ માસિક વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે મંજુર કરવામાં આવ્યું છે.




પુસ્તક ૧ લું.] જાન્યુઆરી : ૧૯૩૭ [અંક ૬ ઠ્ઠો.

# મહેરબાની હો

(ગઝલ)

કહે શાને જગત એને અરેરે ! 'જીંદગાની' હો—
કે જે 'મૃત્યુ'બની જગમાંથી બસ અંતે જવાની હો
અગર આપે યુવાની તો યુવાનીની યુવાની હો.
કરૂં એ જીંદગીને શું ? કે જે જીવન વિનાની હો
અમારી શાન હો જગમાં અનોખી ભાત હો જગમાં—
હીમાલય જેવી ભારતમાં જો ઘરઘર પાસબાની હો
તમારા વીણ જગત–જીવન મને ખારૂં, ન ભાવે એ—
વિચારી હાડમાંસે પણ જીવનને ત્યાગવાની હો
"અહીં હું છું અને ત્યાંપણ" કહો છો તો દિવાનો હું—
મરૂં શામાટ ? આ જગમાં તમારી જો નિશાની હો
બને જીવન ખરૂં જીવન અને ઉપવન મધુ ઉપવન—
તમારા સ્મિતની એક પલ મળે જો ધૂપદાની હો
હઠી જાયે આ દહેગિમ વસી જાયે નવી આલમ—
હૃદય બળ હો અને થોડી મદદ જો આસમાની હો
કોઈ પીંપે, જલાવે ને રૂલાવે, ખંજરો ફેંકે—
અગર છે પ્રેમ અંતરમાં–બધું એ શાદમાની હો
ભરી આશા ગયો દ્વારે, મળ્યું પણ હાયરે કંઈના
કથા કહી આંસુ લેવાતો–કહે "બસકર કહાણી હો."
ભૂમંડળમાં બજે ડંકા–અહાહા ! 'માતરી' પરજો—
તમારી મહેર હો મીઠી નઝર હો મહેરબાની હો.

ફેંક્ષ માતરી.

# તારા—

( મિશ્ર —

તારા વિનાના દિવસો બળ્યા–ઝળ્યા
નિઃશ્વાસની હા ય વ રા ળ કાઢતા
લંબાય છે; ને રજની વ્યથાના
અસહ્ય ભારે ક ચ રા ઈ જાતી
મૂ ર્ચ્છા મ હીં નીરવતા ધરે છે.

પ્ર ભા ત ની મં ગ લ સૂ ર તા એ
નિ ના દ તાં પૂ ર પ્ર સ ન્ન તા નાં
શમી ગયાં ચે ત ન હી ન તા ના
મ હા ર ણેઃ ના તવ ક્રાંતિકેરી
ઉષા અનેરી મુજ આત્મ–આંગણે !

અંધારમાં મ્લાન મુખે ઢ ળે લાં,
મા લિ ન્ય કે રી રજથી છવાયલાં,
સરોજ સૌ ન્દ ર્ય ત ણાં બિડાયલાં,
હજાર ના પાં ખ ડી એ પ્રફુલ્લતાં;
સુ ગં ધ સે રે પ્રસરે મુદા ના !

તારા અભાવે નભ ઘોર લાગતું,
જાણે ઊંડી કબ્રનું કાળું ઢાંકણું
તારા ય કારી શર શા વછૂટી
વીંધે મને, ચં દ ન થા ળ જેવો
ચંદ્રે ઉરે આતશ માત્ર રેડે !

લેખકઃ—

# —વિના

(ઉપજાતિ )

તારા સુગંધી મુખશ્વાસકેરી
લ્હેરી પરે ખેલત જે વસંત,
હસંત તે હાય ! ન, પ્રાણનો ના,
નિકુંજ મ્હોરાય, ન પ્રેમકોકિલા
ટહૂકતી ઊમળકે અનેરે !

તારા વિયોગે રસની નદીના
આક્રંદથી અંતર ઊભરે છે;
તટો પરે એ પડઘા પડે છે:
કાળા સમુદ્રે ભરપૂર ખારે
જલો વહી જીવનનાં શમે છે !

દાવાનળે પૂર્ણ વનો ધરાનાં
ન છાય દેતાં, હરિયાળું પાંદડું
નથી, નથી કો વિરલુંય પંખીડું
મીઠે સુરે આશ ઉરે જગાડતું;
વિનાશ ધૂમાય પ્રચંડ ફાટવા !

શી રીત વ્હાલા ! રહું ધૈર્ય ધારી ?
દશે દિશા ભક્ષ્ય બનાવવા ચહે !
આનંદ ! મારા અવિલંબ આવી,
અનંત તારા લઇ પ્રેમબાહુમાં
મને ઉરે દે અમૃતે ઉતારી.

*

: પૂજાલાલ

# ચાર દિવસની ચાંદની

-લેખક-
મી. 'તક્ષક'

દશ વર્ષે વીરૂ જેલમાંથી છૂટયો: અને જે અંધારી કોટડીમાં તે દશ વર્ષ પર્યંત રહ્યો હતો તેના તરફ છેલ્લી મમતા ભરી દ્રષ્ટિ ફેંકી, અને કેદી મિત્રોની આખરી વિદાય લઇ તે જેલરની ઓરડી તરફ વળ્યો. કામમાં લાગી ગયેલા કેંક કેદીઓ આજે વીરૂ પ્રતિ ઇર્ષા પૂર્ણ નયને તાકી રહ્યા હતા. વીરૂ હવે તેમનો સાથ છોડી પોતાના નિવાસ સ્થાને જવાનો હતો.

દશ વર્ષની વીરૂની જેલ કાર્કિર્દિમાં તેણે સર્વનાં દિલ જીતી લીધાં હતાં. એટલે વીરૂની વિદાય સર્વના હૈયામાં વ્યથા ઉત્પન્ન કરતી હતી. સર્વને સલામ કરી તે આગળ વધ્યો. એ સમયે એના હૃદયની સ્થિતિ અવર્ણનીય હતી. જાણે એ નાનકડા સંસારની સઘળી વિભૂતિઓ પોતાના પ્રિય સ્વજનની જેમ નષ્ટ થતી હોય તેમ વીરૂ કરૂણાથી આર્દ્ર બનેલી દ્રષ્ટિએ નિહાળી રહ્યો હતો.

એક દીર્ઘ નિશ્વાસ મૂકી તે જેલરની ઓરડીમાં પ્રવેશ્યો. જેલરની કઠોર મુદ્રા એ વખતે શાંત હતી. વીરૂને એકવાર પગથી માથા સુધી અવલોકી જેલરે કહ્યું:—

'જાય છે વીરૂ ?'

'જી, હા. હુજુર !'

'વીરૂ ! તેં તો મારી બહુ ચાકરી કરી છે. હો !' વીરૂનું મસ્તક ઝુકી પડયું. જમીનપ્રતિ વદન ઢાળી વીરૂ બોલ્યો :—

'હુજુર ! આ શું બોલો છો ?'

'નહિ, વીરૂ ! મશ્કરી કરતો નથી. અહિં નોકરી કરતાં બાવીસ વર્ષ વીતી ગયાં છે. આ અરસામાં કેટલાય કેદીઓ સાથે મેં કામ લીધું છે. પરંતુ જે પ્રેમથી તેં મારી સેવા કરી છે એટલા પ્રેમથી બીજા કોઈએ કરી નથી.'

'હુજુર ! મેં તો મારી ફરજ બજાવી છે.'

'પરંતુ હવે મારી ચાકરી કોણ કરશે ?'

'હુજુર ! શા માટે આપના ભાગ્યને પડીકે બાંધો છો ? ચાકરી કરવાવાળા મારા જેવાની આપને શી ખોટ પડવાની છે ?'

'ના. વીરૂ ! એ તારો ખ્યાલ ખોટો છે.'

એ ત્રણ ક્ષણ શાંત રહ્યા પછી જેલરે ફરીથી કહ્યું !—

'વીરૂ ! જો ! હવે તું સ્વતંત્ર બની ગયો છે. જ્યાં જવું હોય ત્યાં જવાની તને રજા મળી ચૂકી છે. તારે જે કૈં કરવું હોય તે તું હવે કરી શકીશ. એટલા માટે મારે તને એક સલાહ આપવાની છે.'

'આપની સલાહને મેં કયારે અવગણી ? કહો શી સલાહ ?'

'જો ! દુનિયામાં જઇને પ્રમાણિકતાથી જીવન વિતાવજે ! જેલમાં માનવીની ઇન્સાનિયત નાશ પામી જાય છે. એટલે બીજી કોઈ બહાદુરી બતાવવાનું મોકુફ રાખી, તખીઅત સાચવીને સુખેથી રોટલો રળી ખાજે !'

'આપનું કહેવું સાચું છે. હુજુર !'

'તો તું મને વચન આપ'

'હુજુર ! મારૂં વચન છે. બસ ?'

'હ. હવે મને સંતોષ થયો. વખત થઈ ગયો છે એટલે હવે તારે અહિંથી નિકળવું જોઈએ' કહી જેલરે પોતાના ખિસ્સામાંથી બે રૂપિયા કાઢી વીરૂના હાથમાં મૂકયા.

'......પણ...સા'બ ! મુસાફરીનું ખર્ચ તો અગાઉથી મળી ગયું છે...!'

'અરે ! એ તો સરકાર તરફથી મળ્યું હશે. લે ! એ તો હું આપું છું.'

'ના, હુજુર ! એવું અઘટિત ન લેવાય. આપે તો મને પહેરવાને કપડાં પણ આપ્યાં છે. મારે વધારે કરજદાર બનવું નથી.'

'વીરૂ ! જીદ કરે છે ? લઈ લે ! હું કૈં પૈસા વ્યાજે ધીરતો નથી.' વીરૂએ ન છૂટકે રૂપીઆ ખિસ્સામાં મૂકયા. તે બે હાથ જોડી બોલ્યો:

'સા'બ ! મારાથી જે કૈં અપરાધ થયો હોય તેની હું માફી માગું છું.'

વીરૂના મોં પર એક નજર નાખી જેલરે મસ્તક નીચે ઢાળી દીધું. કૈં પણ બોલવાની તેનામાં શકિત

રહી ન હતી. જેલરને પગે નમસ્કાર કરી વીરૂ જ્યારે ઓરડીની બહાર નીકળ્યો ત્યારે તેની આંખો આંસુથી ભરાઈ ગઈ હતી.

એટલામાં જેલરની સ્ત્રી આવી.

'વીરૂ! જવાની તૈયારી કરી દીધી ?'

'હા, માતાજી!'

'વીરૂ! તું જાય છે, પણ હવે શામુને કોણ રમાડશે ?'

પણ વીરૂ પાસે હવે શબ્દો રહ્યા ન હતા. નાનકડો શામુ. તેના તરફ ટગર ટગર જોઈ રહ્યો હતો. તેણે શામુના ઉત્ફુલ્લ મુખમંડળ તરફ જોયું અને તેના હાથમાં લઈ લીધો. શામુ વીરૂની વધી ગયેલી દાઢીના વાળ પર પોતાની નાનકડી કરાંગુલિઓ ફેરવવા લાગ્યો. વીરૂની આંખમાં આંસુ ચમકવા લાગ્યાં.

તેની મરજી ન હતી છતાંય જેલરની ભલી પત્નીએ તેને ભાથું બંધાવ્યું. અને સર્વ ઓળખીતાઓને સલામ કરી વીરૂ ઘર તરફ જવા ઉપડયો.

* * *

વીરૂની ગતિમાં અસાધારણ ઝડપ હતી. તેની દ્રષ્ટિમાં પૂર્વે કદિ નહિ પ્રાપ્ત કરેલું તેજ ઉભરાવા લાગ્યું હતું. તેના મનમાં જીવનમાં નહિ અનુભવેલી ફોરમનો નશો ચઢી રહ્યો હતો. ઘરની સારીય વિભૂતિઓ આજે તેને આકર્ષી રહી હતી. મંદમંદ પ્રકાશ પાથરતા રસ્તાના દિપક પણ આજે તેને રોશની ફેંકતા જણાતા હતા. મુરઝાયેલું હૃદય પ્રફુલિત થતું હતું. પરંતુ માયા જાલ પ્રસારતી વિધાતા અદ્રષ્ટના પરદામાં બેડી બેઠી પથિકનો ઉદ્વેગ નીરખી હાસ્ય કરતી હતી.

દશ વર્ષ પહેલાંની સ્મૃતિઓ વિરૂની દ્રષ્ટિ સમક્ષ તરવરવા લાગી.

રાત્રિ પડી હતી. વીરૂ માથે ઘાસનો ભારો લઈ ઘેર આવ્યો. તેના સુદ્રઢ શરીરને વજનની પરવા ન હતી. પોતાના માંસલ સ્નાયુબદ્ધ હાથ વતી ઘાસના ભારાને ફૂલની ગાંસડી માફક ઉંચકી તેણે ઘરના ચોકમાં ફેંકયો. ત્યારે તેની પત્ની રૂપાં બારણાં આગળ બેસીને થાળીમાં ચોખા વીણતી હતી. તેણે પત્નીના મોહક ને લાલિત્યપૂર્ણ વદન સામું જોયું. જાણે પોતાની સઘળી ગ્લાનિ દૂર થઈ ગઈ હોય એમ તેને પત્નીનું વદન જોતાં શાંતિ મળી. તે રૂપાંને પોતાના હૃદયથી પણ અધિક ચાહતો હતો. વીરૂ રૂપાંની પાસે ગયો. તેને પત્નીના મુખમાં વિચિત્ર ફેરફાર જણાયો. રૂપાંનું કરમાયેલા કુસુમ સમું વદન વીરૂથી સહન થઇ શકયું નહિ.

'રૂપાં! તબીઅત સારી નથી?' તેણે પુછયું.

રૂપાંએ જવાબ આપ્યો નહિ.

વીરૂ પત્નીની નીકટ ગયો. રૂપાંને ખભે હાથ મૂકી, તેના મુખને પોતાના મોં સામે ધરી ફરીથી તેણે પૂછ્યું, 'રૂપાં! શરીર સારૂં નથી?' કહી વીરૂએ રૂપાંના ગળામાં હાથ ભેરવ્યા. તેની આંખોમાં શ્રાવણની છલકાતી નદી જેવો હૃદયનો પ્યાર હતો.

'એટલાજ માટે તને કહ્યા કરૂં છું!—શા માટે નાહક વૈતરૂં કરે છે! શરીર સારૂં ન લાગે ત્યારે આરામ કેમ લેતી નથી?'

રૂપાંની આંખોમાંથી એકાએક અશ્રુની હારમાળા ચાલી.

'અરે! પણ તું રડે છે કેમ? કોઇની સાથે તકરાર તો થઇ નથી ને?'

જવાબમાં રૂપાંએ સાલ્લાના પાલવ વતી આંસુ લુછ્યાં.

'કહે શી વાત છે?' વીરૂ બોલ્યો.

'તમારો ગુસ્સો ખરાબ છે. કે.........'

'પણ છે શું...?'

'...નકામાં કૈં કરી બેસો તો.........'

'એ બધું જવા દે! રૂપાં! જે હોય તે બોલી નાખ.' વીરૂએ જરા ઉગ્રતામાં કહ્યું.

'આજે હું હરસુખરાય દેસાઈના કુવે પાણી ભરવા ગઇ'તી ત્યારે તેમનો નોકર નાથિયો મને કહે, "રૂપાં! શા માટે તારા નાજુક હાથને તસ્દી આપે છે? લાવ હું પાણી ભરી દઉં."

'પછી?'

'પછી તો હું ઘેર ચાલી આવી. બીજું શું?'

'એ હરામખોરને હું આજેજ જમપુરીમાં પહોંચાડીશ.' કહી વીરૂ ગુસ્સામાં બહાર જવાની તૈયારી કરવા લાગ્યો. રૂપાં તેને કરગરવા લાગી. પોતાને માથે ભાવિની ચિંતાજનક મુશ્કેલીઓ વહોરી ન લેવા તેણે પતિને વીનવણી કરી. પરંતુ ઉગ્ર બનતા જતા વીરૂ પાસે પત્નીની આર્જવતા ડૂબી ગઇ.

વીરૂએ નાથિયાને શોધી કાઢયો. ને તેના પર પ્રચંડ આવેશમાં છરીનો હુમલો કર્યો. પરંતુ ચાલાક નાથિયો ચેતી ગયો. તેણે ઘણીજ ખૂબીથી વીરૂનો ઘા ચૂકાવ્યો. પરિણામે ત્યાં લોકો એકઠા થઇ ગયા. વીરૂને પોલિસે પકડયો. ને તેને ખૂન કરવાની કોશિશ મુજબના કાનુન હેઠળ 'કારાવાસ' એનાયત કરવામાં આવ્યો.

* * * *

આજે એ વાત ઉપર દશ દશ વસંતના વાયરા વાયા હતા. વીરૂની આંખ આગળ એ ભૂતકાળનાં દ્રશ્યો ચલચિત્રની જેમ તરવરતાં હતાં. તેને રૂપાંની સૌમ્યમૂર્તિ યાદ આવવા લાગી. અને તેના પગમાં જાણે નવું જોમ આવ્યું હોય તેમ તે ઝપાટાબંધ રસ્તો કાપવા લાગ્યો.

ગામમાં પેસતાં તેણે ચોતરફ નજર નાખવા માંડી. કેંક મકાનો નવાં બંધાઇ ગયાં હતાં. કેંક ઝાડ જમીન પરથી અદ્રશ્ય બની ગયાં હતાં. ગામનો ચોતરો તદ્દન નવો થયેલો તે જોઇ શકયો. તેના મનમાં અવર્ણનીય વિચારતરંગો ઉછળી રહ્યા હતા. રૂપાંને મળવાની આકાંક્ષા તેના હૃદયમાં જુદા જુદા ભાવ જમાવતી હતી.

પોતાના ઘર આગળ આવીને તે અટકયો. પલવાર તેને ભ્રમ થયો કે પોતાનું નિવાસ સ્થાન તો ન્હોતો ભૂલ્યો! જગ્યા તો બરાબર એજ હતી! ત્યારે આ નવું મકાન કોનું? તેણે પોતાની સ્થિતિ સુદામાની સ્થિતિ સાથે સરખાવી.

બહાર રસ્તા પર કોઇ આવતું જણાયું.

'વીરૂભા ઠાકોરનું ઘર આ? વીરૂએ એ માણસને પૂછ્યું.

'ના, રે. શું કામ છે?'

'મારે જરા કામ હતું.'

'વીરૂભા તો જેલમાં ગયો છે.' પેલો પુરૂષ બોલ્યો અને પછી તરતજ ઉમેર્યું, 'એની ઘરવાળી પણે નાથિયાના ડેલામાં રહે છે. ત્યાં ભાળ કાઢો.' કહી પેલો માણસ ચાલ્યો ગયો.

વીરૂ ડેલા પાસે ગયો ત્યારે પાંચ છ વર્ષનો છોકરો ત્યાં ધૂળમાં રમતો હતો. વીરૂએ છોકરાને કયાંય સુધી અવલોકયો.

'બાવા! જતો લે, નહિ તો માલી બાને કહી દેશ.' છોકરો કાલીઘેલી ભાષામાં બોલ્યો.

'અલ્યા! નહિ જાઉં તો!' વીરૂ જરા આનંદમાં આવી બોલી ઉઠયો.

તેને આ રમુજી બાલક સાથે મસ્તિ કરવાની ઇચ્છા થઇ આવી.

'માલી બા છે ને તે માલશે.' છોકરો બોલ્યો.

'ઓત્તારીની! તું કોનો છોકરો?'

'હું? હું તો માલી બાનો છોકલો.'

એટલામાં અંદરથી રૂપાં બહાર આવતી જણાઇ. વીરૂએ રૂપાં સામે જોયું. તેને ઓળખી, બન્નેએ પેલા છોકરા સામું જોયું. વીરૂને બાલકના મુખમાં જે પરિચિત મુખરેખાઓ દેખાતી હતી તેનો તેણે ઝડપથી વિચાર કર્યો. પતિ–પત્ની અનિમિષ નયને તાકી રહ્યાં. એ દ્રષ્ટિમાં ઘણા અર્થવાહી ભાવ ભર્યા હતા.

*ક્ષુબ્ધિત રૂપાં ઝપાટાબંધ ઘરમાં જતી રહી.* અને એક પ્રચંડ છલંગ મારી વીરૂ તેને અનુસર્યો. વીરૂએ રૂપાંનું કાંડુ પકડયું. રૂપાં થરથરતી હતી તે આ અણચિંતવ્યા બનાવથી ઢગલો થઇને વીરૂના પગ આગળ બેસી ગઇ.

'ઓ કમજાત! આ જોવા માટે મેં દશ વરસ નર્કમાં વીતાવ્યા ખરૂં?'

રૂપાં કાંઇજ બોલી નહિ. અને આવેશમાં આવેલા વીરૂએ પોતાની કેડમાંથી કટાર ખેંચી કાઢી રૂપાંના ગળાની આરપાર પરોવી દીધી. પલવારમાંજ રૂપાંનો મૃત દેહ જમીન પર પડયો.

ને વીરૂ વળી પાછો કારાવાસના સળિયા પાછળ પૂરાવા માટે ચાલ્યો......

* * *

જેલમાં તેને લાવવામાં આવ્યો ત્યારે જેલર ચમકયો.

'કોણ વીરૂ! વળી પાછું આ શું?'

વીરૂની આંખમાં આંસુ હતાં.

'હા. ફરીથી હું આપની ખિદમતમાં શામિલ થઇ ગયો છું. હુજુર!'

'પણ તેં તો મને વચન આપ્યું હતું!'

'સા'બ એ ખરી વાત. પણ મને એ ચાર દિવસની ચાંદની સમી આઝાદી આનંદમુગ્ધ કરી શકી નહિ.'

'શું તેં ચોરી કરી?'

'ના.'

'ત્યારે?'

'ખૂન!' વીરૂ બોલ્યો.

અને એ જવાબ સાંભળી જેલર જાણે જીભ વિહોણો બની ગયો.*

*સુચિત.

# કવિરાજ

(એક મૌલિક નાટિકા)

## (એકાંકી નાટિકા)

**પાત્રો**

કિશોર... ... ...એક પ્રખ્યાત કવિ
જયા ... ... ...કિશોરની પ્રથમ પત્ની
નીરૂ ... ... ... ,, બીજી પત્ની
ભીખી... ... ...નીરૂની ચાકરડી
રાગેશ્વરી દેવી ... ... ...એક નાયિકા
મહારાજ, ડ્રાયવર વગેરે...

### ચિત્ર પહેલું

સ્થળ—ઘરનું દિવાનખાનું
સમય—રાત્રિના અગીઆર

[દિવાનખાનું લંબચોરસ છે. સામસામા બે કોચ પડેલા છે, બે બાજુ ખુરશીઓની હાર છે. વચમાં ગોળ ટેબલ ને તેની ફરતી ચાર ઓકની નાની ખુરશીઓ છે. દિવાલો ઉપર દેશપરદેશના જાણીતા કવિઓના ફોટા છે. એક જગ્યાએ કવિનો પોતાનો ફોટો લટકે છે. ફોટા ઉપર ઘડીઆળ છે. કવિપત્ની જયા એક કોચ ઉપર પડેલી છે. ઘડીઆળમાં અગિઆરના ટકોરા થાય છે.]

જયા [અગીઆરના ટકોરા સાંભળતાં] ઘડીઆળ સામે જોઈ હજુ ન આવ્યા. [કોચ ઉપરથી ઉઠી કવિના ફોટા પાસે જઈ] આતે કાંઈ ઢંગ છે? [પાછાં કોચ ભણી ફરતાં] શું કવિ જીવન આવું હશે? કવિ પત્નીઓના મ્હારા જેવા હાલ હશે? [એક ખુરશી પાસે ઉભાં રહી] અગીઆર થયા પણ હજુ પત્તો નથી.

[દિવાનખાનામાં બેલ વાગે છે. જયા બારણું ખોલવા જાય છે.]

જયા [જતાં] આવ્યા લાગે છે.

[જયા બારણું ખોલે છે. કવિ કિશોર દાખલ થાય છે. કવિ કપડાં કાઢવા પોતાના રૂમમાં જાય છે. જયા દિવાનખાનામાં વિચાર કરતી ખુરશી ઉપર બેસે છે. કવિ કપડાં બદલી દિવાનખાનામાં સત્વર આવે છે, ને સામેની ખુરશી ઉપર બેસે છે.]

જયા—તમે અત્યાર સુધી ક્યાં હતા?

કવિ—તને પૂછવાનો શો અધિકાર?

જયા—અમે તમારી સાથે ફરવા ન આવીએ, પરંતુ તમે ક્યાં ફરો છો તે પણ પૂછવાનો અમને અધિકર નહિં?

કવિ—ના, જરાય નહિં.

જયા—આમારો અધિકાર શો?

કવિ—ઘરમાં મોજ કરવાનો અમે કહીએ તેમ કરવાનો.

જયા—વધારે?

કવિ—કાંઇ નહિં.

જયા—તમે મોડે સુધી ન આવો તેથી ઘરકામમાં ખલેલ પડે તેનું શું?

કવી—ઘરકામમાં ખલેલ શી? એને ક્યાં લેજીસ્લેટીવ એસેમ્બલીની મિટીંગ ભરવાની છે.

જયા—એસેમ્બલીની મિટીંગમાં બાહોશી ભર્યો ભાગ લેનારને પણ કુટુંબ વ્યહવારમાં ઘણું સહન કરવું પડે છે.

કવિ—તેઓ અર્ધદગ્ધ એટલે.

જયા—કિશોર, કુટુંબ અને Assembly બન્ને બહુ જુદીજ વસ્તુઓ છે.

કવિ—હું તે જાણું છું મને તારી સલાહની જરૂર નથી.

જયા—ત્યારે શા સાટે પૂછું તેનો સીધો જવાબ ન દેતાં આડી વાત ઉપાડો છો?

કવિ—મને કંટાળો ન આપ. તારે પૂછવું હોય તે પૂછી લે?

જયા—તમે આટલા મોડા કેમ આવ્યા?

લેખક
શ્રી. જશવંતરાય રતિલાલ પાઠક, બી. એ.

કવિ—હું સીનેમા જોવા ગયો હતો.

જયા—મને ન લેતા ગયા ?

કવિ—હું મ્હારા મિત્ર સાથે ગયો હતો.

જયા—તેનું નામ ?

કવિ—તારે નામનું કામ ?

જયા—હું જાણું છું. તમારા મિત્રને, પેલી નીરૂને ?

કવિ—હા નીરૂ, હવે બસ.

જયા—નીરૂ સાથે સીનેમા જોવા જવાય છે, મને કોઇ દિવસ લઈ જાવ છો ?

કવિ—નીરૂ સાથે હોય, ત્યારે મને ફીલ્મ જોવામાં વધુ મજા પડે છે, કારણ તે એક સારી Critic છે.

જયા—પડેજને, કેમ ન પડે, નીરૂ જુવાન છે, ટાપટીપ રહે છે.

કવિ—(ચીડાઇ ને) એ હું સાંભળવા નથી માગતો.

જયા—ચીડાશો નહિ. જ્યારથી તમારો ને નીરૂનો પ્રથમ મેળાપ થયો ત્યારથીજ મેં આ બધું જાણ્યું હતું.

કવિ—હું શું કરૂં ? હું નથી જતો તો નીરૂ મને લાવ આવે છે.

જયા—આવેજ, કારણ નીરૂ નવા જમાનાની છે.

કવિ—[તપી જઇને] જયા, હવે હદ થાય છે, છોકરીને વધારે ન વગોવ !

જયા—હું વગોવતી નથી; સત્ય કહું છું.

કવિ—હું તને સત્ય કહીશ, તો તું ખોટું નહિ ગાડે ?

જયા—ના.

કવિ—[બેપરવા બની] તું મને પસંદ નથી. હું તને પરણ્યો નથી. તને ને મને પરણાવવામાં આવ્યાં છે. પરણેતર નીભાવવા પુરતોજ હું તારી સાથે જીવન ગાળી રહ્યો છું.

જયા—[ચમકી] એટલે કે તમે મ્હારી હયાતીમાં બીજીને પરણવા માગો છો ?

કવિ—[ભારપૂર્વક] બેશક.

જયા—અને તે નીરૂને ?

કવિ—તેમ પણ બને.

જયા—નીરૂ વિધવા છે તે જાણો છો ?

કવિ—એટલેજ તેને પ્રથમ પસંદગી. મ્હારૂં કામ થશે ને સમાજનો ઉદ્ધાર થશે.

જયા—પરણોછો સ્વાર્થ ખાતર ને આગળ ધરો છો સમાજનો ઉદ્ધાર ?

કવિ—તેમજ ચાલે. દુનિયાના મહાપુરૂષો પણ ક્યાં સ્વાર્થથી અલગ રહી શકયા છે.

જયા—મ્હારી હયાતીમાં બીજી સાથે લગ્ન કરો છો તે વ્યાજબી છે ?

કવિ—મને લાગે છે.

જયા—હું તમારી નજરે સામે બીજા પુરૂષ સાથે પ્રેમચેષ્ટા આદરૂં તે તમને ફાવશે ?

કવિ—બીલકુલ નહિ.

જયા—મ્હારી હયાતીમાં જો તમારે બીજી પરણવી હોય તો મને આવા પ્રકારની છુટ હોવીજ જોઇએ.

કવિ—તેથી મ્હારી Prestige ને ધક્કો લાગે. તારામાં કંઈ નથી, તું બહું સુંદર નથી, પરંતુ સમાજમાં તારૂં સ્થાન ઉંચું છે. તું એક મશહુર કવિની પત્ની છે.

જયા—કવિ મને ક્યાં પત્ની માને છે !

કવિ—સમાજ તો માને છે.

જયા—સમાજમાં કવિપત્ની કહેવરાવ અને ઘર ખાનગી ગોટાળા જોયા કરવા ?

કવિ—તેમ પણ કરવું પડે. મોટા માણસોનું તેમજ હોય. નીરૂ તેને સમાજમાં ઉંચું સ્થાન મળે તેજ આશયથી મને લલચાવી રહી છે.

જયા—અહ્કે તમે લલચાઇ રહ્યા છો.

કવિ—ગમે તેમ પણ તે મ્હારા આદર્શની જરા ઝાંખી કરાવે છે, એટલે હું તેને સ્વીકારવા તૈયાર થયો છું.

જયા—જુવાની ને રૂપ એ તમારો આદર્શ.

કવિ—રૂપ પાછળ કવિઓ ગાંડા હોય છે.

જયા—એટલેજ તમે નીરૂ પાછળ ગાંડા બન્યા છો.

કવિ—નીરૂ જુવાન છે, સુંદર છે. સારી લેખિકા છે, મારી ધારણા પ્રમાણે તે આદર્શ પત્ની બનવા લાયક છે.

કવિ—તમે નીરૂને આદર્શ પત્ની ધારો છો, તમારા હૃદયથી માનતા નથી ?

કવિ—ના, તે તો પરિચય થયે ખબર પડે. હાલમાં તો મને લાગે છે કે નીરૂ કવિ પત્ની બનવા

લાયક છે. વર્ષોથી હું મારૂં હૃદય માને, મ્હારી પત્નીના આદર્શો પરિપૂર્ણ થાય તેવી પત્નીની શોધમાં હતો મને નીરૂ મળતાં મ્હારી પત્નીના આદર્શોની તેમાં ઝાંખી થઇ છે.

જયા—તમે નીરૂને પરણો, પછી મ્હારૂં શું?

કવિ—તારે અમારી ભેગું રહેવું. નીરૂ મ્હારી રસવૃત્તિ પોષતી મને લખવા ઉત્તેજન આપે. તારે ઘર કારોબાર સંભાળવો.

જયા—[ રૂઆબથી ] તે નહિ બને. હું અલગ રહીશ. મને ભરણ-પોષણ આપવું પડશે: પછીથી જોઇશ કે નીરૂ તમારો સંસાર કેવો ચલાવે છે?

કવિ—હું બે નોકર વધારે રાખીશ. નીરૂને દુઃખી નહિ કરૂં, એ તો ફૂલ છે. કનડું તો કરમાઈ જાય. એની સુગંધ માત્રથી મને પ્રેરણા મળશે.

જયા—તમે નીરૂને આ ઘરમાં લાવો ત્યારથી મ્હારી સ્વતંત્ર વ્યવસ્થા થવી જોઇએ.

કવિ—તારી જુદી વ્યવસ્થા કરીશ, પછી કાંઈ?

જયા—મારે તેટલુંજ જોઇએ. તમે એક સુખી બીજી પકડો, અમારાથી એવું તેમ થઈ શકે એમ છે.

કવિ—તું જુદી રહેવા કરતાં અમારા ભેગી રહીશ તો સમાજમાં તારૂં સ્થાન હતું તેટલુંજ ઉંચુ રહેશે.

જયા—બળ્યું એ ઉંચુ સ્થાન, અને બળ્યો એ સમાજ કે જ્યાં સુધારાને બ્હાને વ્યભિચાર સિવાય બીજી વાતજ નથી તમારાં દંભી સમાજથી દૂર રહી હું સુખી થઇશ.

કવિ—જેવી તારી મરજી.

જયા—મને તમે તમારા લગ્નની અગાઉથી જાણ કરજો કે જેથી હું મ્હારી અલગ વ્યવસ્થા કરી નાંખું.

### કળીઓ કોની કાજ ચૂંટી જાય છે?

શબ્દ કોષો પાંગળા થઇ જાય છે,
ક્યાં સુધી મુજ કલ્પનાઓ જાય છે.
બિન્દુઓ છે ગુલે રૂખે પ્રસ્વેદનાં—
હુસ્ન પોતે પ્રેમથી અકળાય છે.
એક કદમ જ્યાં એ ભરે છે નાઝથી
હંસ પણ નીજ ચાલ ભૂલી જાય છે.
દેખવા ટોળે મળ્યાં છે સેંકડો;
મૂખ ઉપર ઘુંઘટ લેઇ કો જાય છે.
કોણ છે નાઝુક—ઓ માળી રોજ તું
કળીઓ કોની કાજ ચૂંટી જાય છે?
એની ચંદન કાય પર ઝુલ્ફો જુઓ
નાગણો સમ કેટલાં વળ ખાય છે.
લ્યો નજરની તેગ લાવ્યાં ઓપવા
મેંશ કાળી આંખોમાં અંઝાય છે.
રૂપ પોતે રૂપ પર ગર્વિષ્ઠ છે,
આરિસામાં નીજ વદન ચૂમાય છે.
શબ્દો મોતી સમ પરોવ્યાં સાબિર' એ,
જોહરી એ જોઇને કહી જાય છે.

સાબિરઅલી 'સાબિર'

કવિ—કાલે રવિવાર હોવાથી અમારાં લગ્ન છે.

જયા—(ઉતાવળથી) તમે આજે એ પણ નક્કી કરી નાંખ્યું?

કવિ—વિલંબ કરવાથી શો ફાયદો;

જયા—(ગભરાઇ) નીરૂ કાલેજ અહિં આવશે.?

કવિ—હા. તું કાલે જઇ શકે છે. હું તને માસિક રૂા. પચ્ચીસ આપીશ. મને ઉંઘ આવે છે. હું જાઉં છું.

(કવિ તેની રૂમમાં જાય છે. જયા ખુરસીમાંથી ઉઠે છે, કવિ તરફ જુવે છે. તેને ચક્કર આવે છે ને ખુરશીમાં પડે છે.)

(પડદો પડે છે.)

## ચિત્ર બીજું

**સ્થળ**—નીરૂનો ઓરડો
**સમય**—સવારના નવ

[નીરૂ અને કિશોરને પરણ્યે ચારેક દિવસ થયાં છે. ઝુલા ખુરશીમાં નીરૂ બેઠી છે. સામે ખુરશીમાં કવિ કિશોર બેઠો છે.]

નીરૂ—કિશોર, આપણી પ્રથમ મુલાકાત યાદ છે?

કવિ—જ્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે હું તને પરણીશ.

નીરૂ—મને શંકા પણ ન હતી કે તમે મને ફસાવશો.

કવિ—મેં તને ફસાવી?

નીરૂ—હા, તમેજ.

કવિ—કેવી રીતે?

નીરૂ—હું મારો લેખ બતાવવા આવી. તમે લેખ તમારી પાસે રાખ્યો. બે દિવસ પછી ફરી આવવા કહ્યું, હું બે દિવસ પછી આવી..................

[જરા અટકે છે]

કવિ—પછી?

નીરૂ—પછી લેખ સુધારણા અર્થે મુલાકાતો વધતી ગઇ.

કવિ—પછી?

નીરૂ—તમારૂં તોફાન. [વાળની સેર સાથે રમતાં] પુરૂષોજ સ્ત્રીઓને ખરાબ કરે છે.

કવિ—પરંતુ સ્ત્રીઓજ પુરૂષોને લાચાર બનાવે છે.

નીરૂ—મેં તમને લાચાર બનાવેલા કે તમે મને ?

કવિ—તેં મને.

નીરૂ—તમે કેમ લાચાર બન્યા !

કવિ—એકાંત મેળાપ, તારૂં યૌવન, રસ ભરી આંખો...........

નીરૂ—[અધવચ] હવે હદ થાય છે. મારૂં બધું, તમારૂં કંઇ નહિં !

કવિ—મારે લાચાર બનવું અને..........

[જરા થોભાય છે]

નીરૂ—અને શું ? પુરૂં કરો !

કવિ—આપણું એક બનવું.

નીરૂ—લાચાર બનવા જેટલા ગૂન્હેગાર ખરાકે નહિં ?

કવિ—(માથુ ધુણાવતાં) ખરા, ના કેમ કહેવાય.

નીરૂ—હવે ઠેકાણે આવ્યા. પુરૂષની જાતજ આડી, મનાવે ન માને, હારે માને.

કવિ—નીરૂ, મને એકલાને દોષિત ન બનાવ. તારો પણ વાંક કબુલ કર.

નીરૂ—મ્હારો વાંક ! શા માટે ?

કવિ—હું જ્યારે બોલાવતો ત્યારે તું આવતી ઘણી વખત વગર બોલાવે પણ આવતી.

નીરૂ—કિશોર, હું લેખ સુધરાવવા અને સાહિત્યના અભ્યાસાર્થે આવતી.

કવિ—પછી તો આવવા લાગી, ને લેખો સુધરાવવા લાગી.

નીરૂ—તમે માસિકોમાં છપાવવા લાગ્યા.

કવિ—હું તો તને ઉત્તેજન મળે એ હિસાબે તારૂં કામ કરી આપતો હતો.

નીરૂ—(આછું હસતાં) બીજા કોઈ લેખકનું આવું કામ કરેલું કે ?

કવિ—એવી માથાકુટ કોણ કરે. તારા લખાણમાં જરા Stuff (સ્ટફ) લાગ્યો એટલે તને મદદ કરી.

નીરૂ—( જરા અભિમાનથી ) મારામાં કે મારા લખાણમાં.

કવિ—બન્નેમાં

નીરૂ—નહિં, પહેલો મારામાં પછી મારા લખાણમાં. મને જોતાંજ તમે ગાંડા બનેલા. મારો લેખ સુધારવાને બહાને આખો ફરી લખી આપતા, છપાવી આપતા ને આબરૂ મને મળતી.

કવિ—એમાં શું ખોટું કર્યું ?

નીરૂ—કંઈજ નહિં. મને વધુને વધુ આકર્ષીને આપણે એક થયાં.

કવિ—એમાંપણ શું ખોટું કર્યું

નીરૂ—કાંઈજ નહિં.

કવિ—તને ખબર છે ! આજથી તું મારી પત્ની તરીકે જ્યાંને ત્યાં માન પામીશ નાના મોટા સ્ત્રીઓના મેળાવડામાં તને પ્રમુખપદ મળશે. તારા સારા નરસા લેખ સહુ કોઇ છાપશે. અત્યાર સુધી મારે તારા લેખ સુધારવા પડતા હતા, હવે તારે અન્યના સુધારવા પડશે.

નીરૂ—[ગેલમાં] કારણ, હું મશહૂર સુધારક કવિપત્ની.

કવિ—બરાબર તારી પાસે અન્ય માણસો લેખો સુધરાવવા આવશે. તારી સલાહ લેવા આવશે. માટે જરા ગંભીર બની સાક્ષર જેવો ડોળ રાખજે. જોજે કોઇને કહેતી કે હું તારા લેખો ફરી લખીને છપાવતો હતો. દુનિયાં તો એમજ ચાલે.

નીરૂ—મને ગમાર ન સમજશો. આવી વાતો કરે એવી હુ મૂર્ખી નથી.

કવિ—મોટાની સ્ત્રીઓ મૂર્ખ હોય, અક્કલવગરની હોય તોય સલાહને લાયક ગણાય.

નીરૂ—હું મૂર્ખ, અકકલ વગરની નથી.

કવિ—આતો સામાન્ય વાત છે, તારી વાત નથી.

નીરૂ—મને નહિ શીખવવું પડે. હવેથી જો જો મારો ઝપાટો.

કવિ—આપણે ઘેર રવિવારે પત્રકારોની નાની સૂની પરિષદ ભરાય છે. કોઇ લેખ માગવા આવે છે. કોઇ કાવ્ય માગવા આવે છે. કોઇ છપાઇ ગયેલ વસ્તુનાં વખાણ કરતા ટપકી પડે છે. કોઈ રવિવાર હોવાથી ચ્હા પીવા આવી ચડે છે. તું સુધરેલ છું, સારી લેખિકા છું, એમ બધા માને છે. માટે તારે ખૂબજ સંભાળવાનું છે,

નીરૂ—કિશોર! મારે માટે ચિન્તા ન કરશો. બે English Writers ( ઈંગ્લીશ રાઈટર્સ ) વિષે એવું તો ફેંકીશ કે બધા મારા જ્ઞાન ઉપર ફીદા થઈ જશે.

કવિ—પછી ભલેને ગુજરાતી સાહિત્યનું જરા પણ જ્ઞાન ન હોય.

નીરૂ—કવિ, આપણે ફાવ્યાં તો ખરાં. આપણા લગ્ન સબંધી કોઈપણ પેપરવાળાએ વિરૂદ્ધ લખાણ ન લખ્યું. ઉલ્ટું આપણાં લગ્નને પ્રગતિનું પ્રથમ પગથીયું ગણ્યું.

કવિ—હું એક મશહુર કવિ છું. પેપરવાળાને મારી ગરજ પડે છે, તે તારે ન ભૂલવું જોઇએ.

નીરૂ—મોટા માણસોની ભૂલો આમજ ઢંકાતી હશે?

કવિ—તેમાંજ આપણું લગ્ન સુધારક લગ્ન ગણાયું. જો કોઈ સાધારણ માણસે આવું લગ્ન કર્યું હોત તો છાપાવાળાઓ તેને હેરાન કરી મૂકત.

નીરૂ—સમાજમાં પણ તમે ફાવ્યા.

કવિ—આપણો સ્વાર્થ સધાય, ને સમાજનો ઉદ્ધાર થાય, તોજ વાત બને નહિતર ઉખડી જઇએ,

નીરૂ—બધા સમાજ સુધારક તમારા જેવા કે?

કવિ—લગભગ બધાજ. લાખે એકાદ Sincere મળે.

નીરૂ—આજકાલ તો સુધારકોનો રાફડો ફાટયો છે.

કવિ—બધા મારા જેવા. ભાષણો કરે, લેખો લખે, સરવાળે મીંડું. એકેય પોતાની છોકરીને ઢેડના છોકરા સાથે પરણાવવા રાજી નહિ.

નીરૂ—ખરેખર, દુનિયા દોરંગી છે.

કવિ—[ હસતાં ] મને તો પચરંગી લાગે છે.

નીરૂ—સમાજ સેવા પણ પેટ માટે કે!

કવિ—બીજું શું. ધોળી ખાદી પહેરે ધંધો ધીકતો ચાલતો હોય તો શા માટે ન પહેરવી?

નીરૂ—એટલેજ વકીલો, ડાકટરો અને વીમાના એજન્ટો ખાદીધારી બન્યા હશે.

કવિ—હવે સમજી તે સાચું. તને ખબર છે? પહેલી પેટ સેવા, પછી સમાજ સેવા અને ત્યાર પછી દેશ સેવા એવો આ જમાનો છે. ખાદીનાં કપડાં પહેરવાં, સૌ કરે એ વાતો કરવી, જો આપણને અંગત ફાયદો લાગે તો કુદવું, નહિતર કાંઇપણ બહાનું બતાવી શાંત બેસી રહેવું.

નીરૂ—તમને કોઇ યોગ્ય ગુરૂ મળ્યો લાગે છે.

કવિ—મારો ગુરૂ અનુભવી છે. હું બહુ ઠોકરાઈને હોંશીયાર થયો છું.

નીરૂ—તમારી સલાહ યોગ્ય છે. આજકાલ પારકાંનાં છોકરાંને જતી કરનારા વધી પડયા છે.

કવિ—વિધવા વિવાહની તરફેણમાં, મોટી સભા સમક્ષ ભાષણ કરનારના કુટુંબમાં વિધવા હોય, છતાં તેને ફરી પરણવાની સલાહ સરખી પણ નહિં દે.

નીરૂ—હાઈસ્કુલમાં અમારા Principal, Mix actingની તરફેણમાં હતા, પરંતુ તેમની છોકરીને બાળાઓના ગાયનમાં પણ રહેવા નહોતી દીધી.

કવિ—કોલેજમાં અમે એક સામાજીક નાટક ભજવવા તૈયાર થયા હતા. લેખક મહાશયે ત્રણચાર છોકરીઓને છોકરા સાથે ઉતરવા તૈયાર કરી, પરંતુ તેમનીજ બ્હેનનો સવાલ આવ્યો ત્યાં ચમકયા.

નીરૂ—દુનિયાં દંભી છે. ઉપરનો દેખાવ સૌને કરવો છે, સૌને મોટા થવું છે, સૌને સમાજ સેવક બનવું છે, સૌને સભાઓના ને મંડળોના પ્રમુખો બનવું છે, સૌને દેશ નાયક બનવું છે, પરંતુ કોઇને બીલકુલ કામ કરવું નથી.

કવિ—એનીજ આ મોકાણ છે ના. દરેક માણસ પોતાથી બનતું થોડું યા વધુ, પોતાના ગજા પ્રમાણે કામ કરે, ને નકામી વાતો કરવી છોડી દે, તોજ આપણો ઉદ્ધાર થાય. નહિંતર વાતોજ રહેવાની.

[ મહારાજ દાખલ થાય છે. ]

મહારાજ—આ, જમવાનું તૈયાર છે.

નીરૂ—કિશોર, ચાલો જમી લઇએ.

કિશોર—આપણી કયાં ના છે.

[ બધાં જાય છે ]

[ પડદો પડે છે ]

## ચિત્ર ત્રીજું

**સ્થળ**—કવિનો ઓરડો

**સમય**—રાત્રિના નવ

(ઓરડામાં કવિ પલંગમાં પડયા છે. બીખી સામે ખુરશીમાં બેઠી છે)

બીખી—કવિ, હવે મ્હારે શું કરવું ? મ્હારા, ને તમારા સંબંધની જાણ નીરૂ બ્હેનને થઇ ગઇ છે.

કવિ—ભલે થઈ. તારે જરાપણ ગભરાવું નહિં.

ભીખી—તમે મારી સાથે ક્યારે પરણશો ?

કવિ—આપણે પરણવાની જરૂર નથી.

ભીખી—(ચમકી) કેમ ? તો પછી મ્હારા ભાવી બાળક માટે કોણ જવાબદાર ?

કવિ—(ઠંડે કલેજે) સર્વ વ્યવસ્થા થઇ રહેશે.

ભીખી—[ વધુ ગભરાઇ ] ક્યારે? કેવી રીતે? શું તમે મને ફસાવવા માગો છો ?

કવિ—[ ડોકું ધુણાવતાં ] જરાપણ નહિ. તું તારી જ્ઞાતિનો એકાદ આધેડ ગોતી લે.

ભીખી—હું હવે બીજાને પરણું? બીજો મને સગર્ભાને સંઘરશે ?

કવિ—જરા ધીરી થા. તું તારી જ્ઞાતિનો એકાદ ડોસો અહિં લઈ આવ. બીજું બધું હું પતાવીશ.

ભીખી—જ્ઞાતિના ડોસાને મારે મારો પતિ બનાવવો ?

કવિ—ના, ના. તું તારે એકાદ બેકાર બુઢ્ઢાને કડી લાવને.

ભીખી—[ અકળાઇ ] પછી તેને પરણું ?

કવિ—જરા સાંભળ તો ખરી. તું લાવીશ તે બુઢ્ઢાને હું આપણા મકાનમાં નોકર તરીકે રાખી લઇશ.

ભીખી—તે મારી ઉપર સ્વામીત્વ બજાવશે તો ?

કવિ—ઘરડો તે શું સ્વામિત્વ બજાવવાનો હતો. ની સ્હામે હસજે તેને જરા ખુશ કરજે, એટલે બધું પત્યું. બાકી તો તું મ્હારીજ છે ના. સમજી ?

[ ભીખી ખુશ થાય છે, કવિ તેને બાથમાં લઇ ચુંબનોની ઝડીઓ વરસાવે છે. ]

[ બહારથી કોઇક બારણું ખખડાવે છે. કવિ ચમકી બારણું ખોલે છે, નીરૂ દાખલ થાય છે. કવિને ભીખી ફિક્કાં પડી જાય છે. ]

નીરૂ—કેમ કવિરાજ ? શું પ્રવૃત્તિમાં હતા ?

કવિ—માથું બહુ દુખતું હતું તે ભીખી પાસે દબાવતો હતો.

નીરૂ—બંધ બારણે ?

કવિ—કોઇ ઓચીંતું આવે નહિં માટેજ બારણું બંધ કર્યું હતું.

નીરૂ—વાત છુપાવવાને કાંઈ કારણ નથી. તમારા ને ભીખીના સંબંધની વાત હું જાણું છું. ભીખી! કવિ સાચું કહે છે ?

કવિ—તેમા ભીખીને શું પૂછે છે, મને પૂછને ? એ બિચારી ગભરાઈ જશે.

નીરૂ—કાંઈ ગભરાય તેવી નથી. ગભરાતી હોત તો કવિ પત્ની થઈ નહોત.

ભીખી—નીરૂ બ્હેન જેમ તમે થયાં તેમ હું પણ કવિ પત્ની થઇ ચુકી.

કવિ—[ કડક બની ] નીરૂ, એ વાત બાજુપર મુકી દે તારે જે કહેવું હોય તે સીધે સીધું કહી દે.

નીરૂ—ભીખી ? તું મકાનમાંથી ચાલી જા ? મારે તારી નોકરીની જરૂર નથી.

ભીખી—ચાર મહિના પહેલાં કાઢી હોત તો જાત, હવે એ વાતમાં માલ નથી.

નીરૂ—તું નહિં જાય ?

ભીખી—ના, બીલકુલ નહિં. આ ઘર ઉપર તમારા જેટલોજ હવે મારો હકક છે.

નીરૂ—ભીખી, કવિ તને પણ છોડશે. અત્યારથી સમજી જાય તો સારૂં છે.

ભીખી—હવે સમજવાનો વખત પસાર થઇ ચુકયો છે.

નીરૂ—[ગુસ્સામાં] ભીખી, તું નહિં જાય ?

ભીખી—કદી નહિં.

નીરૂ—કવિ તને છોડશે તો ?

ભીખી—એમ બનેજ નહિ [ કવિ ભણી જોઈ ] કેમ મ્હારા કિશોર.

કવિ—અમે કવિઓ તો અમારી કલ્પના સાથે ઊડીએ કલ્પના થોભે ત્યાં થોભીએ. કવિ અને કલ્પના અસ્થિર છે.

નીરૂ—[ ભીખીને ] સાંભળ ?

ભીખી—કિશોર, તમે મને પણ છોડશો ?

કવિ—કોઇપણ વાતની ખાત્રી અપાય.

ભીખી—કેમ ન અપાય!

કવિ—આદર્શ પત્નીની શોધમાં હું ભમું છું. મ્હારા આદર્શની ઝાંખી થતાં થોભું છું. પરંતુ આદર્શ ફળીભૂત નથી થયો જાણતાં આગે કુચ કદમ કરૂં છું.

નીરૂ—કવિ ? આદર્શ આદર્શ કરતાં, કેટલી સ્ત્રીઓના સંસાર બગાડશો ?

કવિ—જીવન દરમિયાન ભ્રમર કેટલાં ફૂલો માણે છે, તેની ગણત્રી થઈ શકતી નથી.

નીરૂ—તમે ભ્રમર છો ?

કવિ—કવિ ભ્રમરથી પણ વિશેષ.

નીરૂ—ભીખી ? સાંભળ, તારા કવિરાજ શું કહે છે.

ભીખી—તેજ કે તેઓ મને પણ છોડે.

નીરૂ—કવિ, તમારી આબરૂ હવે હું પુરેપુરી ખરાબ કરીશ. અને જગ્યા ન સમજશો.

કવિ—તેમાં તું વધારે ખરાબ થઇશ. જ્યાને માસિક ખર્ચ આપું છું. તને તે પણ નહિં મળે.

નીરૂ—[અતિ આવેશમાં] માસિક ખર્ચ ? હું તમને માસિક ખર્ચ આપે તેવાને મારો કરીશ.

કવિ—નીરૂ તું શું કહે છે ?

નીરૂ—હું સત્ય કહું છું. તમારી નજર સામે હું બીજાની થઇશ.

ભીખી—તોજ કવિ ઠેકાણે આવશે.

કવિ—ભીખી, તું પણ ફરી ગઇ ?

ભીખી—બીજો રસ્તોજ નથી.

કવિ—ભીખી. નીરૂ ચડાવે તેમ ન ચડીશ તારૂ ભાવી હજુ મ્હારા હાથમાં છે.

ભીખી—કવિ, બસ કરો હવે મ્હારૂં ભાવિ નીરૂ-બ્હેનના હાથમાં છે. તે બીજાનાં થશે ને હું જગતને જણાવીશ કે કવિએ મને ફસાવી.

કવિ—આવી ધમકીથી હું ડરૂં તેમ નથી.

નીરૂ—કિશોર, આ ધમકી નથી, સત્ય છે.

ભીખી—કવિ, હવે તમે બરાબર સપડાયા છો.

કવિ—ભીખી, હમણાંજ મ્હારી સાથે મસ્ત હતી ને એટલીવારમાં ફરી ગઈ?

ભીખી—કવિ, મેં તમને આટલા હલકા નહોતા ધાર્યા. મને એમ હતું કે તમે મને નહિં છોડો.

કવિ—હું હજુ કહું છું કે હું તને નહિ છોડું.

ભીખી—તમે મને પત્ની તરીકે સ્વીકારશો ?

કવિ—તે કેમ બને ?

નીરૂ—ભીખી, કવિ તને તેની રખાત તરીકે રાખવા માગે છે તારો વિચાર છે ?

ભીખી—તમે સત્ય કહો છો નીરૂ બ્હેન કવિ મને તેમની રખાત તરીકેજ રાખવા ઇચ્છતા હતા.

નીરૂ—તમારો વિચાર હોય તો રહો.

ભીખી—નારે બ્હેન, એમ તે જીવન પૂરૂં થાય.

નીરૂ—કેમ કવિ, શા વિચારમાં છો.

કવિ—તમે બન્ને ભેગાં રહી ન શકો ?

નીરૂ—કઇ રીતે ?

કવિ—જેમ રહો છો તેમ.

નીરૂ—ભીખીના ભાવિ બાળકનું શું ?

કવિ—તે વ્યવસ્થા થઇ ચુકી છે.

નીરૂ—શી ?

કવિ—ભીખી જાણે છે.

નીરૂ—ભીખી, તારા બાળકની શી વ્યવસ્થા થઇ છે?

ભીખી—[નીચું જોઈ ધીમેથી] મ્હારી જ્ઞાતિના એક વૃદ્ધ બેકારને મ્હારે ગોતી લાવવો કવિ તેને નોકર તરીકે રાખે. પછી જેમ ચાલે છે તેમ ચાલવા દેવું.

નીરૂ—[ખીજવાઈ] કવિ ! તમે ખાનગી વ્યભિચાર પોષવા માગો છો, અને તે પણ મ્હારી સમક્ષ. ભીખી, તને આ વાત મંજુર છે ?

ભીખી—પહેલાં હતી, હવે નહિં.

કવિ—[ધમકાવતાં] ભીખી, તું ખરાબ થઇશ.

ભીખી—તેની મને પરવા નથી.

કવિ—નીરૂ, તને પણ હું કાઢી મુકીશ.

નીરૂ—મને તેની દરકાર નથી. કવિરાજ મેં તમને આટલા અનિશ્ચિત મનના નહોતા ધાર્યા.

કવિ—અને છું પણ નહિં. હું તો સૌંદર્ય શોખીન છું.

ભીખી—નીરૂ બ્હેન સુંદર નથી ?

કવિ—ના બે વર્ષ પહેલાં હતી.

નીરૂ—ભીખી સુંદર નથી ?

કવિ—છે, થોડી.

નીરૂ—તમે કોને સુંદર માનો છો !

કવિ—જે સૌંદર્ય કાયમ ટકે.

નીરૂ—સૌંદર્ય કાયમ ટકેજ નહિં.

કવિ—તો કવિ પણ ફરતોજ રહે.

નીરૂ—કવિ, તમારા જેવાથી તો મધ્યમ વર્ગના માણસ સારા.

કવિ—કોણ ના કહે છે ?

ભીખી—જેટલા વધુ મોટા તેટલા વધુ ગોટાળા,

કવિ—તારૂં પણ સાચું.

નીરૂ—કિશોર, એક વચન આપો છો ?

કવિ—શું ?

નીરૂ—વચન આપો તો કહું.

કવિ—વાત જાણ્યા વિના વચન કેમ અપાય ?

નીરૂ—વાત તમારા લાભની છે.

કવિ—તો પણ જાણવી તો જોઇએ.

નીરૂ—તમે ભીખી સાથે લગ્ન કરો. અમે બન્ને ભેગાં રહીશું. પછીથી કોઇપણ સ્ત્રીને તમારા ઢોંગી આદર્શ ખાતર ન ફસાવવાનું વચન આપો છો ?

કવિ—તે કેમ અપાય ?

નીરૂ—કેમ ન અપાય ?

કવિ—નીરૂ, આવું વચન હું આપી શકું તેમ નથી. મ્હારા આદર્શની સિદ્ધિ માટે હું ગમે તે કરૂં.

નીરૂ—તો પછી હું પણ તમને જણાવી દઉં છું કે, મ્હારા આદર્શની સિદ્ધી માટે હું પણ ગમે તે કરૂં.

કવિ—તું શું કરવા ધારે છે ?

નીરૂ—તમને જણાવ્યા પ્રમાણે પૂનર્લગ્ન.

કવિ—ક્યારે ? કોની સાથે ?

નીરૂ—તમારે જાણવાની જરૂર ?

કવિ –[માથું ખંજોળતાં] કાંઇજ નહિં.

નીરૂ—કવિ, તમારો પ્રતિસ્પર્ધી તેજ મ્હારો પતિ.

કવિ—[ચમકી] હેં ? તું મ્હારા વિરોધીને પરણીશ ?

નીરૂ—તોજ તમારૂં પોલ ખૂલે, ને તમે ઠાણે આવો.

કવિ—ભીખી, તેં શો વિચાર કર્યો છે ?

ભીખી—નીરૂ બ્હેનનો વિચાર તે મ્હારો વિચાર

[ બહારથી મોટરનું હોર્ન સંભળાય છે. ]

કવિ—નીરૂ તને કુવામાં નાંખશે તો ?

ભીખી—કુવામાં તમે નાંખી. તેઓ તો બહાર કાઢશે.

[ ડ્રાઈવર બહાર બારણું ખખડાવે છે. બધાં શાંત થાય છે. કવિ બારણું ખોલે છે. ]

ડ્રાઇવર—સાહેબ, બાઈ સાહેબ બોલાવે છે.

કવિ—ક્યાં છે ?

ડ્રાઇવર—અહિં મોટરમાં આવ્યાં છે.

કવિ—ચાલો.

[ કવિ ને ડ્રાઇવર જાય છે. ]

નીરૂ—ભીખી, કોણ બાઈ સાહેબ આવ્યાં છે, જો તો

[ભીખી બહાર જાય છે નીરૂ રૂમમાં ફરે છે ભીખી તરતજ પાછી આવે છે ]

ભીખી (અચંબાથી) એ તો પેલી નાચનારી.

નીરૂ—કોણ ?

ભીખી જેનો જલસો આપણે જોવા ગયાં હતાં તે.

[ કવિ દાખલ થાય છે. ]

નીરૂ—કિશોર, કોણ છે ?

કવિ—હમણાં તમને ખબર પડશે,

[ કવિ કપડાં બદલવા જાય છે ]

ભીખી—જોયો કવિનો રૂઆબ.

નીરૂ—હોયજને, કવિ તેની મોટાઇમાં તણાય છે. તેને ખબર નથી કે તેની મોટાઇ હવે પાનાના મ્હેલ જેમ થોડા દિવસની છે.

ભીખી—નીરૂ બેન, કવિને તમેજ પુરાં પડો મારૂં કામ નહિ.

નીરૂ—તું જોયા કર. હું કવિની પુરેપુરી ફજેતી કરીશ.

ભીખી—કવિને રૂચે તે કરે આપણને શો ફાયદો ?

નીરૂ—કંઇજ નહિં પણ આવા શયતાન ખુલ્લાં પડે તે વધુ સારૂં છે.

ભીખી—ખરૂં છે.

[ કવિ કોટ પાટલુનમાં સજ્જ થઇ હાથમાં સુટકેસ સાથે દાખલ થાય છે ]

કવિ—તમારો આખરી શો જવાબ છે ?

નીરૂ—કાંઈ પૂછવાનું કારણ ?

કવિ—તેની ઉપર તમારૂં ભાવિ અવલંબે છે.

નીરૂ—તેજકે અમે ફરી પરણીશું, ને તે પણ તમારા હરિફોને

કવિ—તેઓ તમને સંઘરશે ?

નીરૂ—તે તમારે જોવાનું નથી.

કવિ—તો સાંભળી લ્યો. હું આજે જાઉં છું. ચાર દિવસ પછી પ્રખ્યાત નૃત્યકાર રાગેશ્વરી દેવી સાથે લગ્ન કરી અહિં આવીશ. તે દરમિઆન તમે ઘર છોડી ચાલ્યાં જજો.

ભીખી—કિશોર, તમે સાચું કહો છો ?

કવિ—બીલકુલ સાચું મને રાગેશ્વરી આદર્શ પત્ની લાગે છે.

નીરૂ—કિશોર, પહેલાં તમને જયા આદર્શ લાગી, પછી હું, પછી ભીખી અને હવે રાગેશ્વરી આદર્શ લાગે છે ? તેની પછી કોનો વારો આવશે ?

કવિ—તે મારે જોવાનું છે. તમારી સાથે લગ્ન કરી હું પસ્તાયો છું. રાગેશ્વરી મારો આદર્શ ફળીભૂત કરશે તેની મને સંપૂર્ણ ખાત્રી છે,

નીરૂ—કવિ, તમારૂં મકાન અત્યારે તમારી નજર સામે ખાલી કરી અમે ચાલ્યાં જઇએ છીએ અમારા લગ્નના સમાચાર બેચાર રોજમાં કોઇપણ દૈનિક તમને આપશે. સાથે સાથે તમારો લગ્નનો આદર્શ ખુલ્લો કરતી ટીકાઓ પણ હશે.

કવિ—હું કોઇપણ પંથ કે વ્યકિતની દરકાર કરતોજ નથી.

નીરૂ—હવે કરવી પડશે. તમે એમ માનો છો કે તમારો પંથ હજુ મજબુત છે, પરંતુ તમે ભૂલ કરો છો તમારો મધ્યાન કમારનો આથમી ગયો છે. હું ઘણા વખતથી તમારી વિરૂદ્ધની ચળવળ અટકાવતી હતી.

કવિ—તમારાથી થાય તેટલા જોર શોરથી સામે પડજો પરંતુ યાદ કરજો કે કવિનું નામ કોઇપણ લેવાનું નથી.

બીજી—નીરૂબેન માથાકુટ મુકી ચાલો આપણે રસ્તે.

નીરૂ—ચાલો. (કવિને) કવિ, સંભાળો તમારૂં મકાન, અમે તો આ ચાલ્યાં.

[ બન્ને બહાર નીકળે છે. કિશોર જોતો રહે છે તે થોડી વાર મૌન હસો રહે છે ડ્રાયવર આવે છે ]

ડ્રાયવર—સાહેબ, બાઇસાહેબ બોલાવે છે.

કવિ—આવ્યો.

( ડ્રાયવર ને કવિ જાય છે )

[પડદો પડે છે.]

(સંપૂર્ણ)

---

# પૈસા ને-

**( એક કટાક્ષ કાવ્ય )**

( ઘણુંરે બોલે ને એરણ સાંભળે...રાગ )

સાચારે સંબંધી ગણે છો બધા
ભલે તમે સઘળે પૂજાવ;
ભલે રે તમ સત્તા સર્વોપરિ
ભલે તમ અજબ પ્રભાવ. ૧

ભલે રે તમ વિણુ અમ જગતમાં
હોય જીવવું ધૂળ;
તમેં રે કરાવો કુસંપને
તમે કજીયાનું મૂળ. ૨

તમે રે વધારો વેરીઓ
તમે વધારો સંગ;
તમે રે ચઢાવો કોરટે
તમે જગાવો જંગ. ૩

સગામાંથી રે સગપણ જતું
વધે વેર ને ઝેર;
તમે રે બધો દાટ વાળતા
તમે વર્તાવો કેર. ૪

પૂછું રે તમને આજે એક હું
મારા અંતરની વાત;
દેહ રે છોડીને જીવ જાય ત્યારે
કેમ ન કરો સંઘાત ? ૫

—રસિક ભટ્ટ.

# અર્થ શૂન્યતા !

રમ્ય વર્ષાને જવાનો એ સમય હતો,
શરદના વાગતાં'તા ભણકાર-સમીર
ના સુસવાટામાં ઉરે મ્હારા, જ્યારે હું
જૂની બારીએ ઉભો ઉભો નીરખતો
ચકચકિત બપ્પોર-એકાન્ત શૂન્ય બનીને
આકાશની મધુર વિજનતામાં-
ઉડતાં હતાં વિહંગો આનન્દમાં
આમ તેમ અને—
આઘેથી દર્દભર્યા સોહીણીના
સૂરમાં વાગતા'તી કોકની સીતારી
અંતરની ઉર્મીઓ જગાડતી.
સાસરેથી અન્તરના ફૂલને
લઈને આવતાં નિહાળી મેં
તેને વિકાર રહીત આંખે-
આવા કોક બાપ્પોરોમાં—
તારા મૈત્રક રચેલા અમે
શાળાએ જવાના એક રસ્તે.
અને—
આ યાદમાં આવતાં મનમાં
આર્ચાં ઉન્હા આંસુડાં.
થોડીકવાર પછી તેના પિયેર
ગયા બાદ સા૦કલ પર બેસી જતો
ફરવા લીલમલીલાં બગીચામાં
રજાનો દિન હોવાથી અને
નીરખતો શાન્ત ચિત્તે, આઘે
ઝડપથી ચાલી જતી ઉર ધબકતી
આગગાડી, કોક લીલી તરૂડાળ
હેઠળ ઉભો ઉભો. પછી—
બાંકડાં પર બેસતો હું
અને મને આવતી યાદમાં
કવિવર ટાગોરની ભાવભરી ઉપમા—
"માનવજીવનનો પ્રવાહ છે
બે સ્ટેશન વચ્ચે દોડતી રેલ્વે
ટ્રેન જેવો. ઉત્તરોત્તર એ
નવાં દ્રશ્ય બતાવે જુનું જાય
અને નવું આવે ઝડપથી,
પછી નવું જોત જોતામાં થાય
જુનું બધાંય દ્રશ્યોનો
સમુદાય નથી આવતો એક સામટો
આપણી સામે.
જુની રમતો અને જુના રસોને સ્થાને
નવી રમતોને નવા રસો આવે છે.
પૂર્વાવસ્થાની આકાંક્ષાઓ બને છે.
અર્થ શૂન્ય ઉત્તરાવસ્થામાં"
મેં તે ઉપમા મારા જિવનને
લગાડી! તેને નિહાળી હતી
અને આગગાડીને નિહાળી
તેથી લગાડી.
તેનાં હાથમાનું અંતરનું ફૂલ તે નવું
દ્રશ્ય હતું મમ નયનોને.
તેનું જૂનું વિશુદ્ધ કુમારી જિવન ગયું
અને માતા તરીકેનું નવજીવન થયું
બધાં દ્રશ્યોનો સમુદાય જો આવતો
હોત, એક સામટો તો—
અમારાં રસ મિલન!
તેની કરૂણ વિદાય!
અને માતા બનેલી તે, મને
એકજ સમયે દેખાત
અમારી જૂની રમતો તો
ભૂલાઇ ગઈ. વસમી-વિદાય વખતે જ.
અને તેને સ્થાને શરૂ કરી નવી રમતો.
ત્હેનો જૂનો સ્નેહ હતો મારી સાથે
અને તેનો નવો સ્નેહ-નવો રસ,
છે આજે તેના અન્તરના ફૂલમાં.
મારી કે તેની પ્હેલાની—
–કિશોર વયની-રસ જિવન મ્હાણવાની
આકાંક્ષાઓ અત્યારે જિવન વસંતસમાં
યૌવનમાં તો અર્થ શૂન્યજ છે.
આવા અનેક
વિચારમાં મશગુલ એવો હું
બાંકડાની પાસેની, લીલી ભૂમિ પર
ગુલાબ અને મોગરાના છોડવાઓ
પાસે, ચોમેર અર્થ શૂન્યતા નિહાળતો,
ઘડીકભર નિદ્રાદેવીને વશ થઇ
જાઉં છું.

'રસબકુલ'

## —બાળકોને સંબોધન—

અરે, હાક વાગે છે ચાલો,
હર હર નાદ ગજાવો,
ગુર્જર-શૌર્ય બતાવો,
ગુજરાત વસે છે હૈયે;—અરે૦ ૧
હિંમત, ધીરજ ધારો,
ગુર્જર ધરતી ધ્રૂજાવો,
જુગ જુગ જશ ફેલાવો;
આ ભરતભૂમિમાં છઇએ;—અરે૦ ૨
ફિરોજ, દાદા, ગાંધી,
શૌર્ય-સેતુ બાંધી;
ગુર્જર ત્રુટિ સાંધી;
ઝંપલાવ્યું સેના-દરિયે;—અરે૦ ૩
અજ્ઞાન-પડળ સૌ કાપો,
ધગ ધગતાં તેજો આપો,
ઝગ ઝગતી કીર્તિ સ્થાપો,
ગુર્જર ભડવીરો બનીએ—અરે૦ ૪
ભણતર, રળતર કરીએ,
ધરતી પાકે ભરીએ,
ઉદ્યોગે જીવન રસીએ,
જુગ જુની કીર્તિ લઇએ;—અરે૦ ૫
છે કૃષ્ણચંદ્રની ધરતી,
ચારૂતર પાકે તરતી,
સૌમાં જે ચેતી આતી,
જનમ્યા તો ઉજ્જ્વળ કરીએ;—અરે૦ ૬
ગુર્જરોતે વીરો જનમ્યા,
ગુજરાતે દેહો પોષ્યા,
માતે આ સંતોષ્યા,
ઉલ્લાસે પાયે નમીએ;—અરે૦ ૭
જ્યાં જ્યાં ગુર્જર જાતા,
ત્યાં ત્યાં ગુર્જર માતા,
સેવન, દર્શન થાતાં,
તુજ મૂર્તિ ના વિસરીએ.—અરે૦ ૮

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા



# ભારતીય સંગીતનું સ્વરૂપદર્શન

કરાવનાર

**શ્રી ચન્દ્રકાન્ત ન. વ્યાસ**

ભારતવર્ષમાં સંગીત આદિકાળમાંજ અસ્તિત્વ ધરાવતું હતું એટલુંજ નહિ, પરંતુ તે વખતે પણ તે પૂર્ણત્વના ઉંચા ગિરિશૃંગપર પહોંચી ચૂકયું હતું. વૈદિકકાળમાં ઋષિમુનિઓ સંગીતના સ્વરનો, જે આ સંગીતના મૂળ આધારરૂપ છે, અભ્યાસ કરતા.

ઈ. સ. પૂર્વે. ૧૫૦૦ વર્ષ પહેલાથી સામવેદની પોતાની સ્વતંત્ર સ્વરપદ્ધતિ છે. એટલુંજ નહિ. પરંતુ મન્ત્રોના ગાન અને ઉચ્ચારણના નિયમ સામસૂત્રમાં આપવામાં આવ્યા છે. એ નિમે સંગીતનું મૂળતત્વ વિદ્યમાન છે.

બ્રાહ્મણકાળનું ઉપનિષદસાહિત્ય પણ સંગીત-શાસ્ત્રના નિયમોથી સંબંધ ધરાવનારૂં છે. ઉપનિષદોના મંત્રની રચના, સંગીતના સ્વર તથા માત્રાભેદના આધાર પરજ થઈ છે.

બૌદ્ધયુગમાં સંગીત અને નૃત્યકળાને યોગ્ય આદરમાન મળ્યાં હતાં. સંગીત રાજકુમારોના અભ્યાસનું એક અંગ લેખવામાં આવતું હતું. અજન્ટાની ચિત્રકારીગરીથી એમ સ્પષ્ટ દેખાઈ આવે છે કે, તે સમયે કેવા પ્રકારનું સંગીત અને નૃત્ય પ્રચલિત હતા, અને કેવા પ્રકારના વાદ્યયંત્રોનો ઉપયોગ કરવામાં આવતો. સંગીતશાસ્ત્રને ગાંધર્વવેદ કહેવામાં આવે છે. સંગીતજ્ઞો એને ઘણીજ પવિત્ર દૃષ્ટિથી જોતા, એટલુંજ નહિ પરંતુ એને મોક્ષ પ્રાપ્ત કરવાનું પણ સાધન માનતા. દેવાલય અને રંગભૂમિ સંગીતકળાના મુખ્ય શિક્ષાસ્થાન હતા.

પાંચમી શતાબ્દીમાં કવિકુળગુરૂ કાળિદાસે પોતાના નાટકોમાં સંગીતનો સમાવેશ કર્યો.

ગાયન, નૃત્ય અને ભાવપ્રદર્શનનો નાટ્યાભિનય સાથે ખૂબજ સમ્બન્ધ છે, અને પ્રાચીનકાળના નાટકકારો સંગીતકળાના ઘણા સિદ્ધાન્તોથી જાણીતા હતા. ધાર્મિક ઉત્સવો ઉપર ઘણું કરીને રાજભવનોમાં અભિનયકળાની શિક્ષા બ્રાહ્મણઆચાર્યો દ્વારા આપવામાં આવતી અને તેઓ 'નાટયાચાર્ય' કહેવાતા.

સંગીતની સ્વરલિપિપદ્ધતિ હિન્દુસ્તાનમાં પાણિનીથીયે પહેલાં મોજુદ હતી, પછી, ઈરાનિયો, યૂનાનિયો, અને આરબોએ પણ પોતાને ત્યાં તેને અપનાવી. મુસ્લિમસામ્રાજ્યની સ્થાપના પછી, આખાયે સામ્રાજ્યમાં સંગીતનો પ્રચાર થયો, અને આ કળા ઉપર સંગીતવિશારદો તરફથી કેટલાક પુસ્તકો પણ લખવામાં આવ્યા.

ઘણું કરીને એક હજાર વર્ષ પહેલા, હિન્દુસ્તાનમાં મુસલમાનોના આગમનની સાથે તેમની સંગીતની નવી પદ્ધતિ અને હિન્દની પ્રાચીનપદ્ધતિ એ બેના મિશ્રણથી મૂળપદ્ધતિનું રૂપ કંઈક અંશે બદલાઈ ગયું. દક્ષિણહિન્દમાં તે વખતની રાજનૈતિક હિલચાલની અસર સંગિતપદ્ધતિ પર ઘણી થોડી પડી, અને એથી ત્યાંની પ્રાચીનપદ્ધતિ જેમની તેમ કાયમ રહી. આ પ્રકારે હિન્દમાં સંગીતની બે પદ્ધતિ કાયમ થઈ. (૧) દક્ષિણ અથવા કર્ણાટકી (૨) ઉત્તરી અથવા હિન્દુસ્તાની.

મહમદ ગઝનવી ખૂબ સંગીતપ્રેમી હતો. આબુસેના સંગીત સંબંધી એક પ્રસિદ્ધ પુસ્તકનો લેખક હતો. સુલતાન સલતમશન શાસનકાળમાં વિદેશી અને ભારતીય સંગીતપદ્ધતિયોનું પૂરેપૂરૂં મિશ્રણ થઈ ગયું. સુપ્રસિદ્ધ અમીરખુશરોએ 'સેહતાર'. જેનું અપભ્રંશ અત્યારે 'સિતાર' છે, બનાવી સંગીતમાં એક કિંમતી ઉમેરો કર્યો. કપાલી અને તરાના રાગ પણ તેમણેજ નવા કાઢયા છે. તેમની આ કૃતિ સંગીતમાં અમર રહેશે.

મહાન અકબરના આદર્શ શાસનકાળમાં સંગીતને વિશેષ પ્રોત્સાહન મળ્યું. અકબર એક ઘણો પ્રભાવશાળી રાજકર્તા હતો. એના એક દરબારી સંગીતવિશારદ તાનસેને સંગીતકળાને કેટલાક નવા નવા આભૂષણોથી વિભૂષિત કરી. આ મહાન સંગીતાચાર્ય ગ્વાલીઅરમાં એક કબરની નીચે શાન્તિથી વિશ્રામ લઈ રહ્યો છે. એ કબરપર એક આમલીનું ઝાડ તેની છાયા કરી રહ્યું છે, જે કોઇ સંગીતજ્ઞો એના દર્શને જાય છે, તેઓ એ આંમલીની પત્તિઓ

ખાવાનું ભૂલતા નથી. કહેવાય છે કે એ ખાવાથી સ્વર સરીલા બને છે.

મુસ્લિમશાસન અસ્ત થયા પછી તથા ૧૯ મી સદીના પાશ્ચાત્યપ્રભાવના સંસ્કારોથી હિન્દી સંગીતને થોડોક ધક્કો પહોંચ્યો. હવે થોડાક વર્ષોથી જોકે પાછું તેમાં નવચેતન આવી રહ્યું છે. રામપુરના સાહેબજાદા સાદતઆલિખાં, અકબરપુરના રાજા નવાબઅલિખાં અને પંડિત બી. એન. ભાતખંડેએ સંગીત ઉપર મહત્વપૂર્ણ પુસ્તકો લખ્યાં છે, એથી પ્રાચીનકાળમાં તૂટેલી સાંકળ થોડાક અંશે જોડવામાં આવી છે.

ઘણા પ્રાચીનકાળથીજ હિન્દીસંગીતનો સમ્બન્ધ હિન્દી ચિત્રકળા સાથે જોડાયેલો છે. અને ચિત્રોદ્વારા જુદી જુદી રાગરાગિણીઓના સ્વરૂપ દર્શાવવામાં આવે છે. એનું કારણ એ છે કે પ્રત્યેક રાગરાગિણીના જુદા જુદા લક્ષણ એવા હોય છે કે, જેમની કળાનું પૂર્ણ પ્રદર્શન કરી શકાય છે. એ રાગોને આપણે સંગીતધ્વનિ પણ કહી શકીયે, કે, જે કેવળ સ્વરદ્વારજ નહિ, પરંતુ ચિત્રદ્વારા પણ દર્શાવી શકાય છે. રાગરાગિણીઓના એ ચિત્ર રેખાઓ તથા રંગોદ્વારા ભાવ, અવસ્થા અને રસ આદિને વ્યક્ત કરે છે.

હિન્દી સંગીતના મૂળ ૭ રાગ આ છેઃ—

(૧) શ્રી (૨) વસન્ત (૩) ભૈરવી (૪) પંચમ (૫) મેઘ (૬) નટ અથવા નટનારાયણ. પણ એમ કહેવામાં આવે છે કે, અકબરના સમયમાં માલકોશ રાગે વસન્તનું, હિંડોલે પંચમનું, અને દીપકે નટનું સ્થાન લીધું.

મેઘ રાગ વર્ષાઋતુમાં સવારના પહેલા પ્રહરમાં ગવાય છે, આ રાગની પરમ્પરાગત પરિભાષા એવી બતાવી છે કે, એ જલબિન્દુઓથી પૂર્ણ મેઘોદ્વારા આચ્છાદિત આકાશને વ્યક્ત કરે છે કે, જેમાં થોડી થોડી વારે વિજળી ચમકયા કરે છે. આ રાગનું જે ચિત્ર દોરવામાં આવે છે, તેમાં ઘણું કરીને શ્રી કૃષ્ણ ગોપીઓની વચ્ચે બંસી બજાવતા હોય એવા ભાવ આલેખવામાં આવે છે. આ શિવાય બીજા અનેક ભાવો જો કે બતાવવામાં આવે છે, પણ મૂળ ભાવ ઉપર કહ્યો તેજ છે.

વસન્ત ઋતુનો દેવ વસન્ત માનવામાં આવે છે. એની પ્રેયસીઓમાંથી એક પ્રેયસી ટોડી છે. રાગિણી ટોડીના ચિત્રમાં ટોડી એક સુંદર યુવતીના સ્વરૂપમાં હાથમાં વીણા લઈ બેઠેલી જોવામાં આવે છે. આ રાગિણી એટલી મધુર એટલી આકર્ષક છે કે જે એને સાંભળે છે તે જરૂર મુગ્ધ થાય છે. જંગલી પશુ પોતાના જંગલી સ્વભાવ ભૂલી એ ગાનારની પાસે આવે છે. પશુ, પક્ષી, અને હિંસક પશુઓ પણ એક સાથે ઉભા રહી સંગીતના આનંદમાં ભાન ભૂલી જાય છે. ચિત્રમાં રાગિણી ટોડી એક પત્થર પર બેઠેલી છે, એની ચારે બાજુ પાણી છાટેલું છે, એણે જાનું સુધી વસ્ત્ર પહેર્યું છે. થોડીવાર ગાયા પછી, એક બાજુ વીણા મૂકી છે, અને જે વૃક્ષની નીચે તે બેઠી છે તે ચન્દનનું છે, અને તેની આસપાસ હરણો વીણાનો રણકાર સાંભળી ઘાસ ખાતાં ખાતાં અધૂરૂં મૂકી આવ્યા છે, અને વીણાનો રણકાર કાને પડતાંજ મોરો, અને બીજા પક્ષીઓ ઉડી ઉડી આવતા અને ફૂંફાડા મારતા સર્પો પણ વીણારવ જે બાજુએથી આવ્યો હોય તે બાજુ દોડતા આવતા હોય એમ આલેખવામાં આવ્યું છે.

નટ રાગના ચિત્રમાં યુદ્ધક્ષેત્ર તરફ જતો એક યોદ્ધો બતાવવામાં આવે છે, જેના શરીરપર શત્રુઓના શોણિતના છાંટા પડયા છે. હિન્ડોલના ચિત્રમાં હિંડોળાખાટ પર બેઠેલા પ્રેમી-પ્રેમિકાનું યુગલ બતાવવામાં આવે છે, અને તેમની ચારે બાજુ સુન્દર યુવતીઓ મધુર સંગીતથી તેમનું મનોરંજન કરતી હોય છે, અને તેમને ધીરે ધીરે ઝૂલાવતી હોય છે. વસન્ત રાગિણીના ચિત્રમાં શ્રીકૃષ્ણ ગોપીઓની વચ્ચમાં ગાતા અને નૃત્ય કરતા બતાવવામાં આવે છે.

રાગ-રાગિણીઓ અને નાયકનાયિકાઓના ઘણા ચિત્રોમાં ઘણું કરીને રાધા અને કૃષ્ણના સ્વરૂપજ આલેખવામાં આવે છે, અને તેના ભિન્ન ભિન્ન હાવ ભાવ, સંકેત આદિ કૃષ્ણલીલાના સ્વરૂપમાં બતાવવામાં આવે છે. પ્રત્યેક રાગમાં એક મૂખ્ય ભાવ અંતર્ગત હોય છે, જેને ગાયક અથવા ચિત્રકાર વ્યક્ત કરે છે અને પોતાના વ્યક્તિગત દૃષ્ટિકોણથી જુવે છે.



# કુમુદ્વતીનો વિવાહ

( રઘુવંશ—
સર્ગ સોળમો )

લેખક:—
શ્રી. નાગરદાસ અમરજી પંડ્યા, બી. એ.

સાતેય બીજા રઘુવીર, જન્મે
ગુણેય મ્હોટા કુશને બનાવે
સ્વામી સહુ રત્ન તણો, કુશે એ
ભ્રાતાની પ્રીતિ ઉતરી ક્રમેથી. ૧

સમર્થ, પૂલો, કૃષિ-ધેનુ-રક્ષા,
ગજ ગ્રહાદિ સફલ ક્રિયાથી,
તે એક બીજા તણી દેશ સીમા
ન લોપતા જેમ નિધિ કિનારો. ૨

વિષ્ણુ તણા અંશથી ઉદ્ભવેલો
જેની ક્રિયા દાનની થાણુ તેવો
શું સામ જન્મ્યા સુર હસ્તી કેરો
તે અષ્ટ શાખા મહીં વંશ ચાલે. ૩

સૂતા જનો દીપક ઓલવામા
શય્યાગૃહે એક દિ ... રાત્રે
કુશે દિઠી કોઇ અજાણી સ્રીને
પ્રવાસીની પત્ની તણાજ વેષે. ૪

છે જેની લક્ષ્મીમહીં સાધુ ભાગ
જે ઈન્દ્રશો તેજથી, બંધુવાળો,
એ શત્રુ જેતાની સમક્ષ ઉભી,
તે હાથ જોડે 'જય' શબ્દ બોલી— ૫

જે આરસામાં પ્રતિબિમ્બ જેમ,
પેઠી ગૃહે આગળિયો દિધેલ—
તેને કહે વિસ્મિત રામ પુત્ર
થઇ પથારી થકી અર્ધ બેઠો. ૬

દ્વારો દિધેલ ગૃહ પેઠીતું, નો
જણાય તારામહીં યોગ શક્તિ-
આકાર ધારે દુખિયારીનો તું
મૃણાલિની હિમ ઉપદ્રવે શું ૭

છો સુન્દરી કોણ તું? પત્ની કોની?
શું આવવા કારણ મારી પાસે.
કહે સ્મરી સંયમી રાઘવોના
મને પ્રવૃત્તિ ન પર સ્રી પ્રત્યે— ૮

નિર્દોષ તે બોલી નૃપાળ સ્વર્ગે
જતા પિતાએ જન સાથ લીધા
જેના પુરી તે હમણાં અનાથ
થયેલીની છું અધિ દેવતા હું. ૯

સુરાજ્યથી ચાહુજ ઉત્સવોની
વિભૂતિથી મેં અલકા જીતવી,
તુ સૂર્ય વંશી બહુ શક્તિ વાળો
છતાં દયા પાત્ર દશા હુ પામી. ૧૦

તુટ્યાં અટારી ઘર સેંકડો જ્યાં
ખંડેર શેરી, નૃપ વિણ મારો
નિવાસ, વંટોળ વિખ્યે ઘનો ને,
રવિ થતાં અસ્તજ, સાંજ જેવો. ૧૧

નિશે ફરંતી અભિસારકા જ્યાં
—જ્વલંત જેનાં ઝળકે નુપૂરો,—
તે રાજમાર્ગે રડતી મુખાગ્નિ
—થી ખોળતી માંસ ફરે શિયાળ્યો. ૧૨

હથેળીથી સુંદરીએ થપાટ્યું
મૃદંગ શો ગંભીર નાદ કાઢે,
વાવો તણું તે વગડાઉ વાડે
અફાળ્યું વારિ રડી ઉઠતું શું. ૧૩

વૃક્ષે રહ્યા વાંસની લાઠી ભાંગ્યે
જતાં મૃદંગ ધ્વનિ નૃત્ય ભુલ્યા,
દાવાનલેથી બળી, અલ્પ પીંછે.
મહેલ મોરો વગડાઉ થૈ રે ! ૧૪

---

૨ ગજગ્રહાદિ=હાથીને પાળવા વગેરે. ૩ વિષ્ણુના અંશ=રામ. દાનની ક્રિયા=(૧) દાન આપવાની ક્રિયા. (૨) મદનું ઝરવું. ૩ ઐરાવત=દેવના હાથીનો જન્મ સામગાન કરવાથી થયાનું મનાય છે. અષ્ટ શાખા=આઠ દિગ્ગજો અને આઠ રઘુકુમારો હોવાથી. ૫ સાધુ ભાગ=સાધુનો ભાગ. જેતા=જીતનારો ૭ યોગની શક્તિ જેનાથી ગમે તે સ્થળે પ્રવેશ કરી શકાય. ૧૦ અલકા=કુબેરની નગરી. ૧૧ વંટોળ વિખ્યે ઘનોને=વાદળાઓને વંટોળિયાએ વીંખી નાંખવાથી—૧૩ મુખાગ્નિ=શિયાળ્યોનાં લાલ મ્હોમાં જાણે અગ્નિ દેખાય છે. ૧૪ લાકડી=મહેલો ઉપર વાંસ અને પાટલી હોય છે ત્યાં મોર બેસે છે. દાવાનલથી પીંછા બળી જતાં તેઓ વગડાઉ જેવા રહ ગયા છે.

પરાગ બેઠે કંઈ ખીલી એવી
અર્જુનની મંજરી લાંબી શોભે
શું શંકરે કામ પ્રજાળીને એ
કંદર્પની ચાપની દોરી કાપી. ૫૧
સુગંધી આમ્રાંકુર, મધ જુનો
અને વળી પાટલ કેરું પુષ્પ
ગ્રીષ્મે રચ્યાં સાથ, નિવારવા શું !
કામીજનોનો કિંધ દોષ પોતે. ૫૨
કઠોર તે કાળ વિષે જનોને
બની રહે એક વિશેષ વ્હાલા,
પામ્યા ઉદે, તાપહરંત સૌમ્યે
તે ભૂપતિ ને વળી ચંદ્રદેવ. ૫૩
જ્યાં મત્ત હંસો તરતા તરંગે,
કાંઠે લતાના ફુલ ખેંચી લાવે,
તેવાં, ઉન્હાળે સુખરૂપ સર્યૂ—
ને વારી સ્ત્રી સાથ વિહાર ઈચ્છે ૫૪
જેને તટે તંબુ રચેલ, કાઢયા
છે મચ્છી મારે મગરો જહીંથી.
તે સર્યૂમાં ગૌરવ શ્રી પ્રમાણે
પ્રતાપી વિષ્ણુ સમ જાય ન્હાવા. ૫૫
ત્યાં તીર સોપાનથી ઉતરંતી
અન્યોન્ય સાથે ઘસતી કડાંને,
નુપૂર નાદો રણકંતી નારી—
થી રાજહંસો દૂર જાય નાસી. ૫૬
અન્યોન્યને વારિ ઉરાડતી તે
સ્ત્રીઓ તણો મજ્જન પ્રેમ જોવા,
નાવે ચડયો, ચામર નાનું ધારી
પાસે કિરાતી ઉભી ને કહે છે. ૫૭
"મારા જનાના તણી સેંકડો સ્ત્રી
ડોળેછ જેને મહીં લેપ ધોઇ
થતો બહુરંગી નદી પ્રવાહ
સંધ્યા પ્રકાશ જ્યમ અભ્રવાળો. ૫૮
નાવે હલાવ્યે જલ રાણીઓનું
બધુંય જે અંજન ધોઇ નાંખ્યું
વારિશું તેનો બદલોજ વાળે
દે લોચનોને મદરંગ કાન્તિ ૫૯
મોટા નિતંબ સ્તન ભારથી તે
સ્વદેહને ઊંચકી ના શકે છે
જેમાં કડાં ખૂતી જતાં કરે તે
રાગે ભરી કષ્ટ થકી તરે છે. ૬૦
જે કુંડળો પુષ્પ શિરીષ કેરા
મહીં પડેલાં રમનારીઓનાં,
જલ પ્રવાહે તરતાં, ઠગાતા
શેવાળ માટે ધુમનાર મીનો. ૬૧
જલે થપાટે કર, તે સ્ત્રિઓની
મોતીની સ્પર્ધા કરતી, જલોની
સ્તનો પરે ઉડતી શેડમાં, ના
જણાય મોતીની તુટેલ માળા. ૬૨
છે ઘૂમરી ત્યાં નીચી નાભિ પાસે
ભ્રૂ વીચી પાસેજ, ચકોર તેમ
સ્તનો કને. સુંદર ગાત્ર સ્ત્રીના
સાન્નિધ્ય સાધે ઉપમાન સૌથી. ૬૩
કલાપવાળા તટના મયૂરે
કેકા મિઠીથી લિધું જે વધાવી
તે સુંદરી ગીતની સાથ વારિ—
મૃદંગ કેરો ધ્વનિ કર્ણ પ્હોચે ૬૩
નારી નિતંબે પટ ચોટી જતાં,
શશી પ્રભાચ્છાદિત તારલાશી
કાંચીતણું ભૂષણ મૌન ધારે
સુત્રે રહ્યો માર્ગ જલે ભરાતાં. ૬૫
ગર્વે ઉરાડે જલધાર હસ્તે,
સખીય જેને મુખવારી છાંટે,
સિદ્ધાજ કેશો થકી સુંદરીતે
ચૂર્ણેથી રંગ્યાં જલ બિન્દુ વર્ષે. ૬૬
ધોવાઈ જ્યાં પાંદડી, કેશ છુટા
સરી જતાં કુંડળ મોતી કેરાં,
તે વેષ નારી મુખનો જલે આ
વિહારથી વ્યાકુલ તોય રૂડો. ૬૭
વિમાન શા નાવથી ઉતરી તે
હલાવતો હાર રમે સ્ત્રી સાથે
સ્કંધે ઉખેડેલી નલિની વાળો
અરણ્ય હસ્તી ન શું હસ્તિનીથી ૬૮

૫૫ ગૌરવ શ્રી=મોટાઇ અને લક્ષ્મી. વિષ્ણુ સમો પ્રતાપી રાજા. ૫૬ સોપાન=પગથીયાં. ૫૭ મજ્જન પ્રેમ=ન્હાવાનો ભાવ કિરાતી=ભીલડી. ૫૯ મદરંગ કાન્તિ=મદના રંગની કાન્તિ. ૬૨ જલની શેડમાં મોતીની માળા ભળી જાય છે. ૬૩ ઘૂમરી=વમળ ભ્રૂ=ભ્રમર વીચિ=મોજા. સ્ત્રીઓના અંગો એમના ઉપમાનોની પાસે આવી રહ્યાં છે. સાન્નિધ્ય=નજીકપણું ૬૪ વારિ મૃદંગ=જલરૂપી ઢોલક ૬૫. ચંદ્રના તેજથી ઝાંખા દેખાતા તારા જેવી. સુત્રની વચમાં પાણી ભરાઇ જવાથી અવાજ નીકળતો નથી. ૬૮ સ્કંધે=ડોક ઉપર નલિની=કમળનો છોડ ૭૨ અગસ્ત્યે રામને હંમેશા વિજય આપનારૂં કંકણ આપ્યું હતું તે રામે રાજ્યાભિષેક વખતે કુશને આપ્યું હતું.

# ખુનની ગંધ

લેખક :

શ્રી. ધનશંકર ત્રિપાઠી.

[ ભેદભરમથી ભરપૂર રોમાંચક ડીટેક્ટિવ-કથા ]

મુંબાઇના જાણીતા ખાનગી ડીટેક્ટિવ દીનેન્દ્રરાય એક રાતના લગભગ ત્રણ વાગ્યાને સુમારે પોતાના નામની ગભરાટભરી બૂમો, બારણાંનો જોશબંધ ખખડાટ અને આગન્તુકની ખબર આપનારી ઘંટડી કે જેના દોરડાનું જોડાણ બહારના બારણા સાથે હતું તેનો ચાલુ રણકાર સાંભળીને એકાએક જાગૃત થઈ ગયો.

કોઇક અસીલને પોતાની મદદની ખાસ જરૂર છે એવું તેના ખ્યાલમાં આવી ગયું. બિછાનામાંથી બહાર પડીને તેણે ઓવર કોટ પહેરી લીધો અને દિવાન ખંડમાં આવી તેનું બારણું તેણે ખોલ્યું.

માત્ર એક શાલ ઓઢેલી હાલતમાં એક માણસ ત્યાં ઉભેલો જણાયો. ડીટેક્ટિવને જોતાંજ તે "સાહેબ... સાહેબ..." એમ બોલતો ઉંબરો ઓળંગવા જતાં ડીટેક્ટિવના પગ પાસે ગબડી પડ્યો. આ માણસ કોણ હતો ? ડીટેક્ટિવે તેને જોયો કે, તરતજ તેની ઓળખાણ તેને પડી ગઇ. તે મુંબાઇની એક કોલેજનો વિજ્ઞાનનો પ્રોફેસર હતો. વિલેપાર્લેમાં આવેલા પોતાના બંગલામાં તે પોતાના ભાઈ સાથે રહેતો હતો. પ્રોફેસર અનિલચંદ્રને ખાસ ઓળખવાનું એક બીજું કારણ પણ હતું. તેનો ભાઇ સુમિત્ર અદ્દલ અને અસ્સલ તેના જેવોજ હતો. એ બન્નેના ચહેરા એક સરખા હતા. શરીરનો ઘાટ એકસરખો હતો અને એને પરિણામે ઘણીવાર ઘણા લોકો એક બીજાને ઓળખવામાં ભ્રમમાં પડી જતા. આશરે એકાદ મહિના ઉપરજ કોલેજના વાર્ષિકોત્સવમાં "ભુલ ભુલૈયાં" નાટક ભજવવામાં આવ્યું ત્યારે પ્રોફેસર અનિલે અને સુમિત્રે તેમાં ભજવેલા સ્વાંગથી શ્રોતાઓ એટલા બધા પ્રસન્ન થઈ ગયા હતા કે, તેઓએ તેમના માનમાં ત્યાં ને ત્યાંજ એક ઉઘરાણું કરીને સુંદર રકમની ભેટ આપી હતી.

આ પ્રોફેસર અનિલ આજે બેબાકળો, ગભરાયલો રૂની પુણી જેવા સફેદ ફિક્કાવાળો બની ગયેલો અને અર્ધ બેહોશ સ્થિતિમાં શરીર પર પુરતાં કપડાં પહેર્યાં વિના ફક્ત એક શાલ ઓઢીને વિલેપાર્લેથી મુંબાઈમાં લેમિંગ્ટનરોડ ઉપર છેક પાછલી રાતના ત્રણ વાગે ડીટેક્ટિવ પાસે આવ્યો છે ! એ આવ્યો શી રીતે, એ સવાલ પણ ડીટેક્ટિવને ઉપસ્થિત થયો. પરંતુ સૌથી પહેલી અગત્ય, એ આવ્યો છે તે જાણવાની અને તેને હોંશમાં લાવવાની હતી એટલે પોતાનાં મજબુત કાંડાં બાવડાંથી દીનેન્દ્રરાયે પ્રોફેસરને બારણાના ઉંબરામાંથી ઉઠાવ્યો અને દિવાનખંડની અંદર લાવી એક કોચમાં સુવાડ્યો

તે પાગલની માફક મોટી આંખો કરીને એકીટશે છત તરફ જોઈ રહેલો હતો. તેના હૃદયમાં ધબકારા અતિશય વેગથી થતા હતા, નિરવ શાંતિમાં ડીટેક્ટિવથી તે સંભળાતા હતા. ડીટેક્ટિવે એક કબાટ પાસે જઈ તેમાંથી એક શીશો અને ગ્લાસ કાઢ્યાં, તેમાંનો પ્રવાહી ગ્લાસમાં રેડીને તેણે પ્રોફેસરને પાઈ દીધો. તે પીતાં પીતાં તેના દાંત ગ્લાસ સાથે અથડાઇને કકડવા લાગ્યા.

ડીટેક્ટિવે આશ્વાસન જનક અને હિમ્મત પ્રેરક વેણ કહેતાં પ્રોફેસરના શરીર ઉપર હાથ ફેરવીને 'શું બન્યું છે' તે જાણવા ચાહ્યું. પ્રોફેસરના બદનમાં કાંઈક સ્ફુર્તિ આવી હતી. હૃદયમાંનો ગભરાટ હજી શમ્યો હોય એમ જણાતું ન હતું પણ ચહેરામાં સ્હેજ સ્વસ્થતા દેખાતી હતું.

"હિમ્મત રાખો, પ્રોફેસર. શાંત થાઓ અને કિયા કારણસર તમે મારી પાસે આવ્યા છો, તે સંભારી કાઢો." ડીટેક્ટિવે તેને કહ્યું.

પ્રોફેસરે જમીન પરના ગ્લાસ તરફ નજર નાખી. ડીટેક્ટિવે ફરીથી તેને ગ્લાસમાં પ્રવાહી રેડી આપ્યો. તે ગટગટાવી જઇને તે બોલ્યો: "મારી આ વિચિત્ર રીત ભાત માટે માફ કરશો, દીનુભાઈ. મારા જીવનમાં નહીં બનેલો એવો અદ્ભુત પ્રસંગ બન્યો છે અને મારા જ્ઞાનતંતુઓ તેને લીધે તદ્દન અવ્યવસ્થિત થઈ ગયા છે.

કોઈજ ઉપાય નહીં સુઝવાથી તમારી પાસે હું આવી લાગ્યો છું."

"એ પ્રસંગનો મને ખ્યાલ આપો. વિચાર કરવા માટે હજીયે વખત લ્યો. ચાહે તેવી આફત કે સંકડામણ હશે તોપણ હું તમને મારાથી બનતી મદદ કરીશ, એ ન ભૂલશો."

ડીટેક્ટિવના આ શબ્દો સાંભળીને તેણે ફિક્કું સ્મિત કર્યું અને કહ્યું: "મને ખાત્રી છે કે આપ મદદ આપવા તૈયાર થશો" થોડોક વખત તે ચુપ રહ્યો અને પછી બોલ્યો: આપ જાણો છો કે હું અને મારો ભાઇ સુમિત્ર વિલેપાર્લેમાં ભેગા રહીએ છીએ. એને ઇગ્લાંડમાં પી. એચ ડી. ની પદવી મેળવવા માટે મોકલવાનો મારો વિચાર છે. થોડાક જ દિવસમાં તો તે અહીંથી ઉપડી જનાર હતો. પણ એવામાં આ પ્રસંગ બન્યો છે...આજ ગુરૂવાર થયો ને?...હાં બરાબર ગુરૂવારજ...એ સોમવારે દશ વાગ્યે મારે ત્યાંથી મુંબઈ ગયો. અને ત્યારપછી આજ સુધી—અત્યાર સુધી પાછોજ ફર્યો નથી."

"તે બહારગામ ગયો હોવો જોઇએ. તમારાં ઓળખીતાંઓને પત્રો લખીને પુછાવો. હું નથી ધારતો કે, ગુમ થઈ જાય એવો તે નાનો કીકો ગણાય!" ડીટેક્ટિવે કહ્યું.

"તમે મારી કે એની પદ્ધતિથી વાકેફ નથી. એ કદાપિ મારી જાણ બહાર કયાંયે રાત રોકાતો નથી. હું પણ એની જાણ બહાર કયાંયે રાત ગાળતો નથી. અમારો નિયમ છે કે, એક બીજાની પ્રત્યેકની હીલચાલથી વાકેફ રાખવા. અમો વચ્ચે કોઇ બાબતમાં જુદાઈ નથી. મેં એમ છતાંયે મંગળવારની સ્હવાર સુધી ધીરજ રાખી. સોમવારે રાતે તે પાછો ફર્યો નહીં તેથી હું ગભરાયો નહીં. પણ બેચેન તો રહ્યોજ. મંગળવારે સ્હવારે મેં તેના બે ત્રણ મિત્રોને ત્યાં ટેલીફોનથી પૂછપરછ કરાવી. તે તેઓમાંના કોઇને ત્યાં ન હતો."

"પ્રોફેસર, એક બાબતમાં મને તમારૂં લક્ષ ખેંચવા દો. હું ધારૂં છું કે, તમે અત્યારે વિલેપાર્લેથી મારી પાસે આવ્યા નથી. મુંબઇમાંજ અને તે આટલામાંજ કયાંક નજદીકમાં તમે આજની રાત ગાળી છે." ડીટેક્ટિવે આમ કહેતાં કહેતાં તેના ખુલ્લા માથા ઉપર, તેની શાલ ઉપર અને તેના ઉઘાડા પગ ઉપર નજર નાંખી અને કહ્યું: "તમે અહીં છો તે દરમ્યાન તમારો ભાઇ વિલેપાર્લેના તમારા બંગલામાં ગયો હશે, એમ બની શકે નહીં?"

( અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૩૩ )

ફાર્બસ ગુજરાતી સભા
તરફથી સપ્રેમ ભેટ

હાસ્યરસિક કટાક્ષ ચિત્ર

# ઑણી અને ડૉલી

લેખક : શ્રી. " આંકનકુમાર "

દિવાળીથી નાતાલ સુધી આ બે બાહુઉઓ– ઑણી અને ડૉલી એટલો આધિમય આર્થિક રેચ, માનસિક ઉપાધી, અને કાયિક વ્યાધિ રખાવે છે કે તે સંબંધી શબ્દચિત્ર દોરતાં આટલો લાંબો સમય સરકી જાય એમાં શી નવાઇ !

ઑણી ઘેલાં વસવાયાં અને ડૉલી–ઉપેક્ષા રાખતાર ઉપરીની ફોજ દિવાળી અને નાતાલના 'આવક બંધ અને જાવક ઝાઝી' વાળા દિવસોમાં સોએક રૂપીઆનું પાણી લગભગ પંદર વર્ષથી કરાવે છે. એ રકમના સાદા વ્યાજ મુદ્દલે એક એઠાઘાટનો બંગલો કોઈક 'સોસાયટી' માં ખરીદી, ખટારા મોટરની 'કુપન બુક' ખરીદીને પણ શ્રીમતી ને શેઠાણી કહેવડાવી શકત. પણ––

અમારી **'કૉસ્મો પોલીટન કોમ કંપની'** માં પાંચ હમાલ, એક મહારાજ, બે પૂરબિયા અને એક ઘાટી પગી મળી નવ વસવાયાં અને **મી. કેરટે કોલન-વૉટર, મી. ટૉમેટૉ ટ્રીપોલીન, મીસ લેડીઝ ફીંગર એલીફંટ ફુટ** અને **મી. જોસફ નત્થુ** એમ ચાર **'લાટ સાહેબ'** છે. આ નવ વત્તા ચારને ક્રમે ઑણી ડૉલી ઝાંસવી પડે છે અને તે ઉપરાંત મ્હારા જેવા વાર્ષિક સાતસો વીસના પગારદાર બાબૂને આજુબાજુ 'નૈવેદ' વેરવું પડે એ જુદું. સુખડીના દ્વાર બંધ અને ઑણી ડૉલીના જોર ઝાઝાં !

*　　*　　*

બળેવને દિવસે સહોદરા ઉપરાંત મસીઆઈ–ફોઇ-આત–મોળાઈ–સાવકી–શેરી–સપાજ ભગિનીઓને વીર-પસલીના રૂપીઆ આપ્યા બાદ, યમરાજ સહોદર વૈદ્યરાજને જીવન–વેરો આપવાનો હોય એ સરાધ–શ્રાદ્ધનાં મિષ્ટાન્ન ફરસાણે મોટી ઉઘરસને મોકલી. રગડ દગડ શરીરે દશેરા અને શરદ પૂનમ વીતાવી, સેવકવાઘ બારસે સાજો થઈ ગયો અને અઢી માસની 'સીક–લીવ' રોગ–રજા ભોગવેલી હોવાથી, ધનતેરશે ચંદનના ધ્રસારાના ત્રિપુંડ થઇ ગયા પછીની ઓરસ પરની રેખાઓ જેટલો દ્રવ્યવાળો હતો. દિવાળી જેમ તેમ વીતાવી ત્યાં 'ઑણી–ભૂખ્યું' બેસતું વર્ષ બીજેજ દિવસે હોવાની યાદીથી રોશની આંખ ઝાંખી કરવા માંડી અને ફૂટતા ફટાકડા કાનમાં તમરા માફક ગણગણવા માંડ્યા. બાર વાગે નિદ્રાના ઘરમાં આળોટતો રહેજ જંપ્યો ત્યાં તો–

*　　*　　*

ટન......ટન......ટન......ટન

ચારના ટકોરા ઘટીકા મંત્રે

નાદ્યા અને 'સપરમે' દહાડે·

'સ–બ–ર–સ'ની બૂમો ઉંઘ ઉરાડી દેવા માંડી. જેમ વહેલા જગાય તેમ પરવારી વહેલા બહાર સરકી જવાય જેથી 'ઑણી' લેનાર દરોડો પાડી ભરમ ભાંગી શકે નહીં !

તે દિવસે મ્હારી પાસે શ્રી સીલકમાં રૂપીઓ એક આખો, એક રૂપીઆની સોળ આની, અને અર્ધા રૂપિયાના પૈસા હતા ! સબરસવાળાને શકનમાં આની આપી, સલૂણું વરસ કરવા કોડ સેવ્યા. શરીરને પીછ-ળવા ગરમ પાણી અને આત્માને સ્નાન કરાવવા 'ચ્હા' મુકવા શ્રીમતીને કહ્યું; ને સર્વ પ્રાતઃકર્મથી પરવારી, પૂજાપાઠ કરીને ૭ વાગે બહાર જવા તૈયાર થયો ત્યાં શ્રીમતી વધ્યાં 'સૂરણ તૈયાર થાય છે. એના બે કકડા ખાઇને જશો તો બાલપુત્રના પિતા અને રાજા થશો. સેવકને કંસારના કોળિયા જેવી કન્યકા હતી પણ છેલ્લા સાત વર્ષમાં પુત્રના જનક જનની બનવાની અમારી આશા અવિનાશી પુરી નહોતી. દોઢ કલાક પસાર થયો પણ સૂરણ ઘી પી બળવા છતાં બફાયજ નહીં. તાપની ખામી કે દશા દોષ એ ભાવિના ભાવો ભજવતું હોય એમ લાગ્યું. એટલામાં માળી, ઢોલી, રાત, ઘાંચી, મોચી, ઝાડુવાળો અને તંબોળીએ 'ઑણી' લેવા ઘેરો ઘાલ્યો ! ગમે એટલા ગણગણાટને અવગણી દરેકને ત્રણ આના ઉધાર રાખી આની આની પરખાવી ! એ પતતાં ભાણેજ અને ભાવિ જમાઇરાજ પધાર્યા !

એ બન્ને હકકદાર માગણને આશિષ અને સૂરણના કડકાને દહીં આપી પતાવ્યા, જો કે જમાઈ તરફના

વર્તને શ્રીમતીનો ચ્હેરો 'ગેસ' ભરેલા ફુગ્ગા જેવો થઈ ગયો ! જ્યાં ઉમરો ઠેકી બ્હાર જાઉં ત્યાં 'સ–લા–મ સાબ' કરતા કંપનીના પેસ્ટ, દગડુ, નારણ વિગેરે હંમાલ, રામદીન, દેવીદીન ભૈયા, પસા મહારાજ અને માળીની ફોજે મને ઘેરી લીધો. 'સીક રજા પર છું, ઉઘડતી ઑફીસે' એમ કહેવા છતાં એ ચૌદશિયા પસેજ નહિં; જાણે કે અડિયલ ટટ્ટુઓ અને ગળિયા બળદ ! આખરે એમને ખેરવવા એક ખ્રિસ્તિ અજ-માવ્યો. 'બાઈ સાહેબના–કાકાસાહેબના–ભાણેજ જમાઈનો–કાકા-ફૂઓ-ગઈ કાલે-દિવાળીએ–સ્વધામ પહોંચ્યાથી એમના રૂબરૂ ઑાણી નહીં અપાય અને એ જાણશે તો પગારે પણ પૂર્ણ વિરામ મુકાશે' એમ ધીરે સાદે .મસ ઠપે કહ્યું એટલે રૂબરૂ બોલ્યા વગર અને છળ-'શકનમાં આ સૂમને ઝાલ્યો ?' બબડતા ફરૂ-ા વિદાય થયા. મ્હારે તો તેમને કાઢવાજ હતા. પોરે 'બેઆના' ઑાણી આપવા છતાં ટપાલીએ 'ટપાલ થી' કહી તે દિવસની ટપાલ નજ આપી.

સાંજે 'જ્ઞાતિ ફાળા,' 'હરિજન ફાળા' અને ι મંદિર લાગામાં ઠણુ–ઠણુ નાંખીને પતવ્યું. મ્હારી ાલબાજી સમજનાર સ્વયંસેવકોએ મ્હોં બગાડયું પણ ાડેદારૂ હું ઘણો ઉદાર હોવાથી સ્મિત વેરતાં સર્વ ચાલ્યા ગયા. સપરમા દિવસની ગત્રે મ્હારી પાસે ચાર–સ્હાડાચાર આનાજ ર ા હતા ! ભાઈ બીજે શ્રીમતીના ભાઈઓને સેવ અને પેંડા ધર્યા !

* * *

નવેંબરમાં નોકરી કરી, ડાક્તરનું અર્ધુ 'બીલ' પતવ્યું. મોદી વિગેરે બાકી રહી ગયા. ઑાણીવાળાને આઠ આનીજ પતવી શકયો. ત્યાં ડીસેમ્બર કડકડતી ઠંડી વેરતો પસાર થઈ ગયો અને બોરીઆવી ન્હાની ગાડીમાં બેસીએ તો વડતાલ આવે એમ 'ના–તા–લ' 'ડૉ–લી' 'ડૉ–લી ?' પોકારતી આવી પહોંચી. રજાનો આનંદ 'ડાલી' ની ધીકરે ધીટવી નાંખ્યો. અમારી કંપની બોનસ કે સુખડી આપતી નથી. અને પ્રમોશન માગતાં 'રીટ્રેંચમેંટ' ની કાતર દેખાડાય છે એટલે આવા સમયમાં 'પેટ' ને માટે મારે લાટ સાહેબને 'ડૉલી' ન આપીયે તો 'ડી–સ –મી–સ' નું બેસુરૂ બ્યુગલ સાંભળવું પડે તેને 'ડૉલી' પણ કેવી ? ફળ–મેવાને રૂપાની ચીજની શાંચ પચીસ ત્રિસ રૂપીઆ વગર પતે તેમ નહીંજ. ડીસેંબરે રકમીએ 'કેશીઅર' પાસે વીસ રૂપીઆ લોન માંગી તો 'નો–કેશ' નો જવાબ મળ્યો. ઘેર આવીને શ્રીમતી જોડે વાંટાઘાટ કરી રૂપીઆ ૮ રોકડ અને રૂપીઆનું 'ચીલ્લર'–પરચુરણ મળ્યું. બીજે દિવસે પો. ઓ.સે બેકમાંથી રૂ. ૪) ઉપાડયા અને રૂ. ૧૩ લઈ બજારમાં ગયો. 'આર્ટીસ્ટ માટે' ચાંદીના ત્રણ પ્યાલા એટલી રકમમાં પરવડે એમ દાખવ્યું અને મેનેજરની દાઢીમાં હાથ ઘાલી ચોથો પ્યાલો આવતા પગાર ઉપર ઉધાર લીધો. ત્યારબાદ બજારમાંથી કેળાં, પપૈયાં, દાડમ, જામફળ ઇત્યાદિ ફળ અને મેવો લીધો. ઘર ι ઘી, કોલસા અને ખાંડની ખોટને અવગણી ચારે લાટ સાહેબને બંગલે 'ડૉલી' આપવા પગગાડીએ પરવર્યો. મી. કેરેટે ખડિયા પાસેથી ચક્રવર્તિ સ્વીકારે તેમ, મી. રામેટોએ 'ટ્રુ ટાઇની'ના માન સાથે, મીસ લેડીઝ શ્રીગરે બે બાર્ઝ્બ ફ્રોમ નીગ્રર' ટીકા સહીત, અને મી. જોસફે 'એકરયો' ની ધૂનમાં સ્વગાલે સ્વપ્રાદ પ્રહાર કરી 'ડાલી' સ્વીકારી. ઘરમાં અગવડ વેઠી દ્રવ્ય અંધકારે નાતાલ ગાળી અને આ ઑાણીડૉલી લખતાં એ રસમને હજારો કદુવેણ કહેતાં મન થાક્યું કે:—

**'જાન છે તો જહાઁ છે.'**

# ઉર્દૂ કાવ્ય

સંપાદકઃ—
શ્રી. 'ફાની'

અત્રે ભિન્ન ભિન્ન કવિઓની ચૂંટેલી સુંદર વાનગીઓ 'પડકાર'ના વાંચક સમક્ષ રજુ કરવામાં આવે છે.

શ્રી 'આસી' 'જલતી નિશાની' ઈત્યાદિ ફિલ્મ વાર્તાઓના લખનારની ગઝલમાંથી—

**અભિ કમસિન હયં જો કેહતે હયં**
**બેતાબાના કેહતે હયં,**
**મેરી હસ્તીકો એક ઉજડા હુવા**
**બુતખાના કેહતે હયં.**

હજુ એ અલ્પવયસ્ક છે, મારા અસ્તિત્વને એક વેરાન મૂર્તિ મંદિર કહે છે. હમણાં જે કહે છે એ ઉતાવળમાં કહે છે.

**ચલા આતા હય છન છન કર**
**જમાલે યાર પરદે સે.**
**ઈસીકો શરબતે દીદારકા**
**પિલવાના કેહતે હયં.**

—પ્રેમ-પાત્રની રૂપ-વિજળી (આકાશ રૂપી) ગરણીમાંથી ગળાઈ ગળાઈને નીતરી રહી છે! દર્શન-પીણાંનું પાન કરાવવું તે આનું નામ!

× × ×

હઝરત 'કોકબ' શાહજહાનપુરીની ગઝલમાંથી—

**ગમે ઉલ્ફતકો દવરે મીસ્તકા**
**હાંસિલ સમઝતે હયં,**
**યહાંતક અહલેદિલ મસરૂર હયં**
**કયફિય્યતે દિલસે.**

—પ્રેમીઓ અંતરની દશાથી અહીં સુધી આનંદમાં છે કે, પ્રણય સંતાપને તેઓ જીવન-કાળના ફળસ્વરૂપ માને છે!

**હમે નઝઝારગીએ હુસ્ન કિસ**
**આલમમેં પહુંચેગા?**
**વો' દીવાના જો 'મજનૂ' હો ગયા**
**હો રંગે મેહમિલસે.**

—પ્રેમપાત્રનાં દર્શન તો થયાંજ નથી. હજુ તો મેહમિલ (ઉંટની બેઠક) કિંવા ઘુંઘટનાંજ દર્શન થયાં છે. અને જોનાર ઘુંઘટના રંગથીજ દીવાનો થઇ ગયો. હવે કળાતું નથી કે, સૌંદર્ય દર્શનની આ ઉત્સુકતા કયાં જઇને અટકશે. સુંદર કથન છે.

× × ×

'ભમિયાં મિઠ્ઠિયા,' દિલ્હીના એક શિક્ષક મય. શરીફુદ્દીન 'યાસ' ની ગઝલમાંથી—

**થા તમાશાએ જહાં દર અસ્લ**
**એક ગફલતકી નોંદ,**
**અબ જો આંખેં બંદ કીં**
**બેદાર ગાફિલ હો ગયા.**

—સંસારનું પ્રદર્શન ખરું જોતાં ભૂલથી આવેલી નિંદ્રા સમાન હતું. હવે જ્યારે ઉંઘનારે આંખો મીંચી લીધી (મૃત્યુ પામ્યો) એટલે ખરા અર્થમાં એ જાગૃત થઇ ગયો!

**જબ લગાદી તેરે દાગે**
**ઇશ્કને મોહરે શબુત**
**દિલ પુકાર ઉઠ્ઠાકે બસમયં**
**આજસે દિલ હો ગયા.**

—હૃદયમાં જ્યારે તારા પ્રેમનો દાગ લાગ્યો ત્યારે હૃદય બોલી ઉઠયું કે, બસ આજથી હું ખરેખર હૃદય છું. અર્થાત હૃદયમાં પ્રેમનો દાગ નહોતો લાગ્યો ત્યાં સુધી હૃદય હૃદય નહોતું.

× × ×

શ્રી. મુન્શી મહારાજ બહાદર 'બર્ક' બી. એ. દહેલ્વીની ગઝલમાંથી—

**જો બિસાને દેહમેં થા**
**નુકતએ રાયે હયાતાં**

પયકરે ખાકી મેં જવહર
બનગયા દિલ હો ગયા.

—સંસાર કિંવા. જગતમાં જે બિંદુ જીવનના મર્મ-સ્વરૂપ હતું, એજ માટીની પ્રતિમા (માનવ-દેહ)માં હૃદય રૂપ થઈ ગયું. સરસ વિચારોની ગુંથણી કરવામાં આવી છે. વિવેચન માટે અવકાશ નથી.

દાદમેં બેદાદમેં દુશ્વાર હય
અબ ઈમ્તિયાત

તીરે કાતિલ દિલ નશીં હોકર
મેરા દિલ હો ગયા.

—ન્યાય અન્યાયની પિછાન હવે કઠિન થઇ પડી છે. કારણ પ્રેમિકાનું નયન-બાણ અંતઃકરણમાં ઉતરીને તેજ અંતઃકરણ-રૂપ બની ગયો છે.

શે હિમ્મત કયા હકીકત
મુશ્કિલાતે રાહકી,

૧ કદમ જમકર પડા વો,
પેહલી મંઝિલ હો ગયા.

—હિમ્મત અને ધીરજ આગળ પંથની વિટંબણાઓનો કાંઈજ અર્થ નથી, અરે જે પગલું ધીરતાથી ભર્યું. એજ પહેલું વિસમસ્થાન થઈ યું માનો.

હો ગઈ ખાક અપની ગરદાબે
અજલમેં તેહ નશીં,

જોશે તૂફાં કશ્તીએ હસ્તીકો
સાહિલ હો ગયા,

—અમારી માટી મૃત્યુ-સમુદ્રના વમળમાં તળીએ બેસી ગઇ. અને આ રીતે જીવન-નવકા માટે તૂફાન (મૃત્યુ) કિનારા સ્વરૂપ થઈ ગયું.

× × ×

મુંબાઇના 'બખ્ખે ખિયાલ'ના એકવર્ષના પ્રમુખ **'હઝરતએ હસન'** મારવીની ગઝલમાંથી—

ચર્ખ પર તોહમત ગલત
માશૂકપર ઈલ્ઝાય ઝૂઠ,

ખુદ મુહબ્બત આશિકોંકી
દુશ્મને જાની હુઇ.

—કાળચક્ર અને પ્રેમિકા પર આક્ષેપો મૂકવાં વૃથા છે. પ્રેમ પોતેજ પ્રેમીઓનો પ્રાણ શત્રુ છે.

જાન દે કર મયંને 'અહસન' રાહે
ઉલ્ફત તય કિયા,

મેરી મુશ્કિલસે બડી મુશ્કિલસે
આસાની હુઈ.

× × ×

જનાબ મંઝૂર હુસયન સાહબ 'માહિર'ની એક પંક્તિ:—

તેરી ખુદ નુમાઇ કે કુરબાન જાઉં,
મેરી આંખસે મેરી હસ્તી છુપાદી.

—તારી પોતાનું સ્વરૂપ પ્રગટાવવાની કલાપર વારી જાઉં કે મારી ચક્ષુઓથી મારૂંજ અસ્તિત્વ તેં ગુપ્ત રાખ્યું !

× × ×

જનાબ વકીલ અહેમદ 'હાફિઝ' ગાઝીપુરીની ગઝલમાંથી—

હુસ્નકો વોહિજાબ હોના થા,
કુછ ન કુછ ઈન્કિલાબ હોના થા.

સૌન્દર્યને મગ્ન ( આવરણ રહિત ) થવું જોઇતું હતું. કંઇતે કંઇ પરિવર્તન થવાની આવશ્યકતા હતી?

જામો સાગરકી નિસ્બતેં કયસી ?
બસ મુજસ્સિમ શરાબ હોના થા.

—જામ અને પ્યાલીનો સંબંધ કેવો ? અરે પીનારે પોતેજ મદિરા સ્વરૂપ બની જવું જોઇતું હતું !

ફર્કે ઇહસાસ હય સકુંહોશી,
ગુમ રહે ઇઝતિરાબ હો ના થા.

—પ્રેમમાં શાંતિનું સેવન એ તો લાગણીની ભિન્નતા અર્થાત ઉર્મિઓ દાબી દેવા જેવું છે. અહીં આતો ઉત્સુકતામાં ખોવાઇ જવું જોઈએ.

( પૂર્ણ )



# ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ

( કાયદા વિભાગ )

**સફીલ હક અને તેની આવશ્યકતા**

જૂનુ મુસલમાની શરેહનું આ સંબંધેનું ધોરણ રદ થવાની જરૂર

નવો કાયદો થવો હિતાવહ છે.

'ગડકાર' માટે ખાસ લખનાર : **શ્રી. વકીલ રામચંદ્ર કાળીશંકર પાઠક.**

સફીલ હકનું ધોરણ ઘણું જુનું છે અને તે મુસલમાની શરેહનો એક ભાગ છે તે ધોરણ બ્રિટીશ રાજ્યમાં ચાલુ છે વડોદરા રાજ્યમાં તે ધોરણ લાગુ કરેલુ છે સફીલ હક હોવો જોઇએ ને તે અગત્યનો છે. પણ શરેહ મુજબની વિધિ કરવાનું ધોરણ વિચિત્ર ને હાસ્યસ્પદ છે. દરેક ગામ, કસ્બા ને ન્હાનાં શહેરોમાં મહોલ્લો કે ફળીઉં હોય છે. તેમાં લગભગ એક જ્ઞાતિના ને તેમાં વળી સગાંઓનાં ઘરો વિશેષ હોય છે. કેટલાક ઘરોના ભાગોમાં ઉપર નીચે કિંવા જુદા જુદા ભાગોમાં ભાઇઓ, કાકાઓ, ભત્રીજાઓ ને પરસ્પર નજીકનાજ સગાઓ રહે છે. તેઓ એક બીજાને ઉપયોગી થઇ પડે છે ને એક પ્રકારનો ગાઢો સંબંધ જોડાયલો હોય છે. એકાદ ઘરનો સહ ભાગદાર પોતાનો ભાગ વેચે તો બીજો ભાગદાર પોતાને તે મળવાની સ્વાભાવિક આશા રાખી શકે છે. કારણ સંસારિક કેટલીક અડચણોથી ટૂંકી જગો પડતી હોય. પ્રજા વધુ થાય. ભાઇઓ કે બાપ દિકરા જુદા પડે ત્યારે જોડેના કે ઉપરના વહેંચણમાં મૂકાય અગર જોડનું કે પડોશનુંજ ઘર રાખેલુ હોય તો ઉપયોગી થઈ પડે છે. એક બીજાના ત્યાં શુભા શુભ પ્રસંગો કે માંદગીના પ્રસંગે પણ તેમ પરસ્પર સગપણ કે જ્ઞાતિના સંબંધને લઇને પણ સહવાસનો ને ઉપયોગીપણાનો અર્થ સરે છે મહોલ્લા પૈકીનું વેચાણ થતું ઘર તેજ મહોલ્લાવાળા રાખવા વધારે ઇચ્છા રાખે છે તેનાં પણ એજ કારણ હોય છે સગાઈ કે જ્ઞાતિનું જુથ એક સ્થળે વધે છે. બહારના ગમે તે સખશને વેચી દેવા કંઈ પણ અંકુશ ન હોય તો દ્વેષના લીધે તેમજ તેવાંજ બીજાં કારણોને લઇને બ્રાહ્મણ કે એવી ઉંચી જ્ઞાતિના ઘર જોડે કે ઘરના ભાગમાં મુસલમાન ઢેડ કે ભંગીને વેચી વસાવે તેનું પરિણામ એ આવે કે સફીલદારને આપોઆપ પોતાનું ઘર છોડી જવું પડે; કીંવા કાયમની મોટી અડચણો વેઠવી પડે સૌ કોઈના ધર્મ સચવાશે નહિ. અને વિખવાદો ઉભા થશે. મર્યાદા પણ નહિ સચવાય. સગા કે જ્ઞાતિના જુથ એક સ્થળે આવેલાં હોય તે વિખરાઈ જવા પામે. એટલું તો નહિ પણ હિંદુ સમાજનું સહવાસનું બંધારણ તુટી જાય એક ઘર ઢેડનું, એક ભંગીનું એક મુસલમાનનું ને એક હિંદુનું એવાં અનુક્રમે ઘરો હોય તે વસ્તીનો પરસ્પર સહકાર ન થતાં એક બીજાને દખલરૂપ નિવડશે મોટા શહેરો માટે આ પ્રશ્ન અલગ છે પણ બીજે તો સફીલહક રહેવોજ જોઇએ. ખાટકી માંસ વેચવાની દુકાન માટે બ્રાહ્મણ વાણીયાના ઘર જોડે વસે, મંદિરો જોડે લાગણી દુખાય એવી કોમ વસે એ ઠીક નથી. ખાવું પીવું ધંધો કરવો, રહેણી કરણી સાચવવી, ધર્મનું પાલન કરવું, મર્યાદા ને પવિત્રતા જાળવવી હોય તેમ સુસંસ્કારોની ઇચ્છા રાખવી હોય તો સફીલ હકની જરૂર છે. સફીલ હકનું હાલનું જે વિચિત્ર ધોરણ છે તે નષ્ટ થવું જોઇએ કારણ તે નકામું ને હાસ્યસ્પદ છે પ્રથમ તો એ વાત છે કે મુસલમાની શરેહમાં જે ધોરણ છે તે હિંદુઓ શિખતા નથી પ્રસંગ વગર તે જાણવાની જરૂર હોતી

નથી. પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે શિખવા જવા માટે અવકાશ હોતો નથી. સારા વિદ્વાન વકીલો કે ન્યાયાધીશોને આ ધોરણ સંબંધે ગુંચવણ ઉભી થાય છે તો પ્રજાનું શું ગજુ છે. આ ધોરણમાં ત્રણ માગણીઓ સફીલદારે કરવા જણાવેલ છે તેમા પ્રથમની માગણી તો વેચાણની ખબર પડે કે તુર્તજ કરવાની છે જરા પણ વખત જવો ન જોઇએ. બીજી માગણી સ્થળે કે ખરીદદાર પાસે કરવાની છે. ત્રીજી રૂપૈયા લઈ કબજો મળવા માટેની માગણી છે આ બધાં કૃત્યો કરવામાં વિલંબ થવો ન જોઇએ, અમૂક સ્પષ્ટ શબ્દોમાં એ હક હોવાનું ને પોતાને મળવાની માગણી કરવા ઠરેલું છે. પણ આ વાત પ્રજા જાણેજ કયાંથી કે તે પ્રમાણે કરે. એ ખાસ જોવું જોઇએ. એટલે સફીલ હક કોઇને પણ મળે નહિ ને રાખેલો ઉદેશ અર્થ વગરનોજ છે એમ સર્વ અંશે માનવું પડે તેમ છે. નામદાર હાઇકોર્ટના કેટલાક ઠરાવોમાં પણ આ ધ્યાન કરેલું છે. આવા સફીલ હકના દાવા સેંકડે ભાગ્યેજ એકાદ બે મળતા હશે તે પણ ખોટા પુરાવાને ખરા માનીને અપાતા હશે. કારણ સફીલદારને માગણીનાં ધોરણો ખરીદીની વાત જાણતા પહેલાં શિખવા કે જાણવા મળતાં નથી. છતાં દાવો કરે તેમાં આવી માગણીઓ કર્યાની વાત ખોટી રીતે જણાવે છે એમજ કહેવું પડે છે અપવાદ રૂપેજ સત્ય દાવા થતા હશે આથી દરેક દાવામાં વાદીને સાક્ષીઓને પ્રતિજ્ઞા ઉપર અસત્ય બોલવું પડે છે, પરમેશ્વરના ગુન્હેગાર ઠરે છે અને ઉલ્ટુ તેમની જુબાની ઉપર કોર્ટ વિશ્વાસ રાખતી નથી. ને દાવા રદ જાય છે નવાણું ટકા આવા દાવા રદ જાયજ. તો પછી આવાં ધોરણો રાખવાની જરૂર શું છે? તે સમજાતું નથી. બ્રિટિશ રાજ્યમાં પણ આ ધોરણ હિંદુ કોમને લાગુ કરેલુ છે તે બિનજરૂરી છે. ત્યાંની પ્રજાને પણ આ ધોરણ અગાઉથી જાણવા મળતુંજ નથી. પણ સાહેદો ખોટુ બોલે છે તે ઉપર વિશ્વાસ રાખવો પડે છે સત્ય તો એ છે કે વિના કારણ ખોટું બોલવાની આવા દાવામાં સફીલદારને ફરજ પડે છે છતાં પણ અમે જણાવ્યું તેજ કારણોને લઇને તે સાક્ષી ઉપર ભરોંસો રાખતો નથી ને છેવટ દાવો નિષ્ફળ થાય છે સફીલ હકની જેટલી આવશ્યકતા છે તેટલેજ દરજ્જે કાયદાનાં ચાલુ ધોરણ નકામુ ને વિરોધરૂપ છે. અમૂક શબ્દોમાં ૩ વખતની માગણીઓ કરવાનો વિધિ ખરેખર એક ફારસરૂપજ છે. હું જે કારણો જણાવું છું તે સર્વના ધ્યાનમાં આવે તેવાં છે છતાં પણ લાંબા કાળથી આ ધોરણને વળગી રહેવામાં વિશેષ અર્થ જણાતો નથી. ખોટી પ્રતિજ્ઞાઓ કરવી, ખોટા સાહેદો ઉભા કરવા ને વિના કારણ વખત ને ખર્ચનો વ્યય કરવો ને સામા પક્ષને પણ તે સ્થિતિમાં મૂકવો એવું અનિષ્ટ પરિણામ આ હાલની પદ્ધતિથી આવે છે. થોડા વખત ઉપર તા ૬-૨-૩૫ ની આજ્ઞા પત્રિકામાં મે. ન્યાય મંત્રી સાહેબ (વડોદરા રાજ્ય) એમણે આ સંબંધે મત મગાવેલા હતા છતાં તેમાં હજુ કંઇ સુધારો કે સ્પષ્ટતા થતી નથી. ને થઈ નથી. ગામડાની કે કસ્બાની બિન કેળવાયલી ને અજ્ઞાન પ્રજા સફીલદાર હોય તો પણ શું? હાલના વિચિત્ર ધોરણનો બહિષ્કાર કરી રદ થવોજ જોઇએ. એક બે વખત સફીલ હક અમલમાં લાવવા આપણા રાજ્યમાં સ્વતંત્ર કાયદા મુસુદારૂપે કર્યા હત. પણ તે પછીથી બંધજ પડી ગયા છે ને હજુ કંઈ તે સંબંધે થયેલું જણાતું નથી તેથા ખ.સ ઇચ્છા રાખીશું કે એના માટે નવીન નિબંધ અમલમાં મૂકાય. અને સફીલદારને પ્રથમ રજીસ્ટર યોગ્ય મુદતની નોટીસ આપી વ્યાજબી કિંમતે વેચાણ રાખે તો તેને પ્રથમ આપવી જોઈએ. ને તે ન રાખે તો ક્રમે ક્રમે જોડેની મિલકતવાળા કે એકંજ કુળીયાના બીજા ઇસમોને મીલકત વેચાણ મળી શકશે સફીલદાર ન રાખે તો પછી ત્રાહિતને વેચી શકે આવાં ધોરણ રાખવાં જોઇએ તો ઉપયોગી થશે.

સ્પર્શા સ્પર્શની બાબત સાથે આ પ્રશ્નનો સંબંધ નથી આતો જરૂરીયાતો અને સહવાસના હકને લગતી બાબત છે. પડોશમાં ગમે તે સખસ આવી વસે ને કાયમનું દુઃખ વહોરી લેવું તે કરતાં પડોશની મિલકત રાખી લેવી એજ વધુ સારૂં છે સફીલ હકની આવશ્યકતા તો છે પણ તે માટે નવીન સ્વતંત્ર નિબંધ અમલમાં મૂકવો જોઇએ. હમણાંજ સીમની જમીન સંબંધે સ્વતંત્ર સફીલ હકનો કાયદો અમલમાં મૂકેલા છે તે પ્રમાણે આ થવાની જરૂર છે

ઉપર પ્રમાણે મારો નમ્ર મત જણાવેલ છે જેને બીજા ગૃહસ્થો અનુમોદન આપશે એમ માનું છું.

[ અનુસંધાન પૃષ્ઠ ૨૬ નું ]

"એ સંભવીતજ નથી." પ્રોફેસર મક્કમ સ્વરે બોલ્યો: "હું માનસશાસ્ત્રનો અભ્યાસી છું એ આપને વિદિત છે. સંગોગો જોતાં, મારૂં મન એગજ કહે છે કે, એના પર જરૂર પ્રાણઘાતક આફત વરસી છે. મારા જ્ઞાનતંતુઓ જો કે અવ્યવસ્થિત બની ગયા છે એ ખરૂં છે પરંતુ તેનું કારણ કેવળ મારા ભાઈ ઉપરની આફતના આઘાતનુંજ છે."

ડીટેક્ટિવ, પ્રોફેસર તરફ ઘડીભર ટીકી ટીકીને જોઈ રહ્યો. તેની ચુપકીદી દરમ્યાન પ્રોફેસર બોલ્યો: "ત્રણ દિવસ દરમ્યાન મારાથી બની શકયાં તેટલાં 'આકાશ પાતાળ' મેં ઉથલાવ્યાં છે. મે સુમિત્રની શોધ માટે શું શું કર્યું છે તે આપને કહું. પણ... પણ...મારે તે પહેલાં સોમવારની રાતનો મારો માનસિક આઘાત કહેવો જોઇએ...હાં..." પ્રોફેસરે પોતાના લમણા સ્હેજવાર દાબ્યા પછી કહ્યું: "સોમવારે રાતે હું દશેક વાગે સુઈ ગયો. તે પછી ઓચિંતાજ મધરાતે એક અવાજ સાંભળીને જાગી ગયો. એ અવાજ સુમિત્રનો હતો. જાણે તે વાદળાંની પેલી પારથી; ઉંડા ઘોર ઉંડાણમાંથી મને હાંક મારીને બોલાવતો હોય એમ મને લાગ્યું. દીનુભાઇ, હું ખાત્રીથી કહું છું કે, એના પર એ પ્રસંગેજ છત્રલેવુ આફત ગુજરી હોવી જોઈએ. સુમિત્ર મારા મનનો આત્મા છે. અથવા કહો કે, મારા મનના આત્મનું બીજું સ્વરૂપ છે. એના ઉંડા ઘોર સ્વનો ખ્યાલ મને આવ્યો તે મારી ભ્રમણા તો નહોતીજ. ટુંકમાં કહું તો, ત્યારથી મારા ગનમાં મને ખાત્રી થઈ ચુકી કે, કોઇકના દગાનો તે ભોગ બની ચુકયો છે."

"પણ, પ્રોફેસર સાહેબ, એ માન્યતાના કાંઈ પ્રત્યક્ષ પુરાવા તો જોઈએ ને?" ડીટેક્ટિવે પૂછ્યું.

"એ બાબતમાં પણ હું આપને કેટલોક ખ્યાલ આપું છું. સુમિત્ર ઇગ્લાંડ જવા માટે બેંકમાંથી નાણાં ઉપાડવા ગયો હોય એવો અચાનક ખ્યાલ મને મંગળવારે બપોરે આવ્યો. મારે અને તેને બે–ત્રણ દિવસ અગાઉ એ વિષે વાતચીત થઈ હતી. અને સોમ, મંગળ કે બુધના અરસામાં તે નાણાં લાવવાનો હતો. હું બેંકમાં ગયો. તપાસ કરતાં માલુમ પડયું કે–સોમવારે તેણે બે હજાર રૂપીઆ ઉપાડયા હતા. બેંકના કલાર્કને તેણે એનું પૂછવાનું યાદ હતું કે–એ રૂપીઆની નોટો બદલ ગીનીઓ બેંકમાંથી મળી શકશે. બેંકના કલાર્કે તેને કરન્સી બેંકમાં જવા સૂચવ્યું હતું. હું તે ઉપરથી ત્યાં ગયો. મને ખબર મળી કે–તમામ રૂપીઆની તેણે ગીનીઓ લીધી હતી. મારા શકનો આ પ્રથમ પાયો છે, એ આપના ખ્યાલમાં આવે છે, સાહેબ?"

"આગળ કહો. હું આપનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળુ છું." ડીટેક્ટિવે કહ્યું:

"ગીનીઓ લીધા બાદ સુમિત્ર કયાં ગયો તેનો કશોજ પત્તો મળી શકયો નહિ." મંગળવારની રાત મેં ભારે બેચેનીમાં વીતાવી. જાણે સુમિત્રનો અંતરઆત્મા અવાજ વેગ ઉંડાણમાંથી મારા નામની હાંકો મારી રહ્યો હોય એમ મને લાગ્યા કર્યું. અહીં તહીં સર્વત્ર મારા બંગલામાં મેં એક પાગલની માફક એની શોધ ચલાવી. એ મળ્યોજ નહિ. બુધવારે સવારે દશ વાગે પાછો હું બેંક આગળ ગયો. ત્યાં એક ગાડી ઉભેલી હતી. એ ગાડીવાળાએ મને સલામ કરી. મેં તેની સલામી ઝીલી એટલે તે બોલ્યો: 'હું થોભું ને સાહેબ? આપ પાછા 'નવીન સરદાર ગૃહ' માંજ જવાના છો ને?' મેં કહ્યું; 'ત્યાં હું શા વાસ્તે જઉં?' 'ભુલી ગયા, સાહેબ? આપ પરમ દિવસે કરન્સી બેંકમાંથી ત્યાંજ ગયા હતા ને?' હવે મને ખ્યાલ આવ્યો કે, મારા ભાઈ સુમિત્રને બદલે મને ઉદ્દેશીને એ વાત કરે છે. હું તેની ગાડીમાં બેસી ગયો. હું બેંકમાં ગયો નહિ અને તેની ગાડીમાં બેઠો તેથી તેને સહેજ આશ્ચર્ય ઉપજ્યું પણ મેં કે તેણે કાંઇ વાતચીત કરી નહીં."

ત્યારે તમારો ભાઈ તે ઉપાહાર ગૃહમાં પોતાની સાથે ગીનીઓ લઇનેજ ગયો હતો, એમ સાબીત થયું." ડીટેક્ટિવે અત્રે કહ્યું.

"હા. એમાં તો શંકાજ નથી. 'નવીન સરદાર ગૃહમાં હું જ્યારે દાખલ થયો ત્યારે તેનો માલીક મારી પાસે આવ્યો." પ્રોફેસરે કહ્યું: "તેણે મને કહ્યું: 'સાહેબ, આપ ગઇ કાલ આખો દિવસ મુદ્દલ જ દેખાયા નહિં અને સહવારના પરોઢીયામાં અહીંથી

કોઈને કહ્યા વિનાજ ચાલ્યા ગયા. એથી અમે તો ક્યારના આપની ચિંતા જ કરી રહ્યા હતા. આપની રૂમ નં. ૧૮ હજી મેં ખાલી જ રાખી છે. ચાલો આપને એમાં લઈ જઉં અને પછી આપ સ્વસ્થ થઈને જમવા પધારો.' ગાડીવાળાના જેવીજ ભુલ લોજના માલીકે કરી એ હું સહજ સમજી ગયો. પણ સુમિત્ર સાં આવ્યો હતો અને રાત રહ્યો હતો એ હકીકત મેં આ ઉપરથી જાણી. હું તરતજ તેને એક બાજુએ લઈ ગયો અને તેને જાણ કરી કે, હું સુમિત્ર નથી પણ તેનો જોડીઓ ભાઈ પ્રોફેસર અનિલ છું અને તેને શોધવા આવ્યો છું."

"તમે એ સ્ફોટ કરી દીધો, એ ઠીક કર્યું." ડીટેક્ટિવે અભિપ્રાય આપ્યો.

"મેં તેને જ્યારે મારો પરિચય આપ્યો ત્યારે તેણે ચિંતાતુર ચહેરે વધુ વિગત કહી." પ્રોફેસરે કહ્યું: "તેના કહેવાથી મેં જાણ્યું કે–સોમવારે એક વાગ્યાના અરસામાં સુમિત્ર તેની લોજે આવ્યો હતો અને નં. ૧૮ની રૂમમાં ઉતર્યો હતો. તે વખતે તેની પાસે એક તદ્દન નવી ચામડાની બેગ હતી. તે રાતે નં. ૧૮ની ઓરડીમાંજ સુતો હતો મંગળવારે સહવારે તેનો તેમાં પત્તો જ મળ્યો ન હતો. તે રૂમ સાફસુફ કરનારી નોકરડી જ્યારે તેમાં ગઈ ત્યારે બારણું અધું ખુલ્લું હતું અને તેમાં કોઈજ માણસ ન હતો. હું લોજના માલીક સાથે તે તે રૂમમાં ગયો."

અત્રે પ્રોફેસર એકદમ બોલતો અટકી ગયો અને ડીટેક્ટિવને ત્યાં જ્યારે તે આવ્યો ત્યારે તેના ચહેરા ઉપર જે ગભરાટના ભાવો દેખાતા હતા તેજ પુનઃ તે ઉપર ધાઈ આવ્યા. તે થરથર કંપવા લાગ્યો; ભય અને ઉશ્કેરાટથી તે ચમકવા લાગ્યો. બે મોટી કોડીઓ તેની આંખમાં મૂકી હોય તેટલી પહોળી તેની આંખો બની ગઈ.

ડીટેક્ટિવે પુનઃ તેને સ્ફુર્તિ વર્ધક દવા પાઈ અને કહ્યું: "પ્રોફેસર, અદશ્ય વસ્તુઓનો ખ્યાલ છોડો. ખુલ્લી દેખાતી હકીકતો ઉપરજ ધ્યાન આપો."

"પણ ભલા આદમી" તે સ્હેજ ઉત્તેજક સ્વરે બોલ્યો: "એ બની શકેજ કેમ? તમે જે અદશ્ય કહો છો તેનોજ કદાચ મને સાક્ષાત્કાર થયો હોય એમ કેમ ન બને? ડીટેક્ટિવ સાહેબ હું લોજની રૂમ નં. ૧૮ માં ગયો ત્યારે ત્યાંનું વાતાવરણ મારા મગજમાંથી અથવા મારી આંખોથી દૂર કરી શકતો નથી. ત્યાં જો કે કોઈ એવી વસ્તુ ન હતી કે જેથી દેખીતી રીતે કોઈને ખુનની ગંધ આવે પણ મને તો તેમાં પ્રવેશતાંજ એવો આભાસ થયો કે, મારા ભાઈનું ખુન તેની ગીનીઓને ખાતર થયું છે એટલુંજ નહીં પણ તેનો આત્મા હજી પણ તે ઓરડીમાં મોજુદ છે!"

"મ્હારા વિદ્વાન મિત્ર, કોઈપણ અદાલતને તમે આટલી હકીકત ઉપરથી એવો સંતોષ ન ઉપજાવી શકો કે, તેનું ખુન થયું છે." ડીટેક્ટિવ બોલ્યો.

પ્રોફેસરે કહ્યું: "લોજના માલીકે પણ એવી મતલબની શંકા મારી આગળ દર્શાવી હતી. પણ અમને તે ઓરડીમાં એવું કાંઈજ દેખીતું સબળ સાધન મળ્યું નહીં કે જે વડે મારી આ પ્રબળ માન્યતા ખરી ઠરાવી શકાય. મારા ભાઈનાં કોઈજ કપડાં કે કોઈજ સરસામાન ત્યાં મોજુદ ન હતો."

"શું ચામડાની બેગ પણ નહતી?" ડીટેક્ટિવે પૂછ્યું.

"ના, તે પણ નહતી જ્યારે મેં બેગમાં બે હઝાર રૂપીઆની કીંમતની સોનાની ગીનીઓ હોવાનું લોજના માલીકને કહ્યું ત્યારે તે તો ગભરાઈ ઉઠ્યો. પણ તે એક બાબતમાં દૃઢ અભિપ્રાય દાખવતો રહ્યો. તેનું કહેવું એજ હતું કે–સુમિત્ર પોતેજ પોતાની બેગ સહિત આ લોજમાંથી ચાલ્યા ગયા છે. મેં તરતજ મારે બંગલે ટેલિફોન કર્યો. ત્યાંથી કાંઈજ જવાબ આવ્યો નહિ. મતલબ મારો બંગલો બંધ હતો અને તેમાં કોઈજ જણ ગઈ–

કાલ સુધી આવેલું ન હતું. બાદ માલીકે એક મને નવો વિચાર સુઝાડયો. એક રાત મારે તેજ રૂમમાં સુવું અને મારા ભાઇની રાહ જોવી.' મને એ સૂચના ઠીક લાગી."

"એટલે કે બુધવારની રાતથી તમે તે લોજમાં સુતા અને અત્યારે પાછલી રાતના ત્રણ વાગે મારી પાસે આવ્યા; ખરૂં કે ? તમને એવો શો અનુભવ થયો કે, સહવારે આવવાને બદલે અત્યારેજ તમારા સુવાનાં કપડાંમાં તમે અહીં આવ્યા ?"

ઘડીભર વિચાર માટે થોભ્યા પછી પ્રોફેસરે કહેવા માંડયું: "મેં ભારે કાળજીથી તે હોટેલમાં રાત વીતાવી છે. હું જાણી બુઝીને મોડા જમ્યો. જાણી બુઝીને મોડો સુતો અને બિછાનામાં જાગતોજ રહીને કાંઇક પણ ખડખડાટ થાય તો તપાસ કરતો રહ્યો કે, રૂમમાં કોઇ આવ્યું છે ? પણ એ સ્થિતિમાં મારાથી તેમાં ટકી શકાયું નહીં. લગભગ અઢી વાગ્યાનો ટકોરો ઘડીયાળમાં પડયો કે, મને જાણે ઘેરા ઉંડાણમાંથી સુમિત્રનો સ્વર સંભળાતો હોય એમ લાગ્યું. એ માત્ર સ્વરજ ન હતો પણ જાણે મને કોઇ ખેંચીને બળપૂર્વક હડસેલવા કોશિષ કરતું હોય; સુતેલી દશામાંથી મને બેઠો કરવા અને ચાલવા શારીરિક પ્રયત્ન કરતું હોય એમ લાગ્યું. મને તેથી ગભરાટ ઉપજ્યો; મારૂં શરીર પ્રસ્વેદથી ભીંજાઇ ગયું. ન કલ્પી શકાય એવી બેફામ મનોવૃત્તિથી હું ઉઠયો અને મારી આ શાલ ઓઢીને બારણા આગળ ગયો. સાંકળ ખોલીને હું બહાર નીકળ્યો. લોજના મુખ્ય ખંડમાં આવ્યો. તેનુંયે બારણું સાંકળ ખોલીને ઉઘાડયા બાદ હું પગથીઆં ઉતરવા લાગ્યો. રાતનો રખવાળ મને પૂછવા લાગ્યો: "કયોં સા'બ ? કયા ચાહીએ ?" મેં કહ્યું: "કુચ્છ નહીં. મંય ઇધર નહીં રહુંગા; મંય જાતા હઉં." એને કશોજ ખુલાસો કર્યા વિના હું લોજના ચોગાનનો દરવાજો મારી મેળે ઉઘાડીને બહાર રસ્તામાં આવ્યો. ફુટપાથ પર ઉભા રહેતાં 'શું કરવું ?' 'કોની સલાહ લેવી ?' એ સવાલો મારા મનમાં ઉઠયા. તત્કાળ મને આપ યાદ આવ્યા, દીનુભાઇ. સારે નસિબે તમે નજદીકમાંજ રહેતા હતા: હું દોડયો; બીજા કશાનો વિચાર કર્યા વિના આપને ત્યાં આવી લાગ્યો."

થોડોક વખત ત્યાં ચુપકીદી પ્રસરી રહી. પછી ડીટેક્ટિવે કહ્યું: "પ્રોફેસર, તમારી આ ભ્રમણા છે. હું તમને મારા મકાનમાં સુવાડી દેવા માગું છું તમને 'એસ્પિરિન'ની ગોળીઓ હું આપવા માગું છું કે જેથી નિદ્રા આવી જશે. હાલ તુર્ત તમારા હિત માટે મારી તમને આ સલાહજ છે. સ્હવારે જે કાંઇ કરવાનું હશે તે કરીશું."

"પણ...પણ..." પ્રોફેસરે વિરોધી શબ્દોચ્ચાર કર્યો.

ડીટેક્ટિવે તેને કરડા સ્વરે અને કરડાં ચહેરે કહી દીધું કે–એકાંતને યોગે અને અનિદ્રાથીજ તમારી આ હાલત થઇ ગઇ છે. જો તમે સુઇ જવાની ના પાડશા કરશો તો હું પાગલખાનામાં ટેલિફોન કરીને તેના સત્તાવાળાઓને અત્યારેજ અહીં બોલાવીને તમારી સોંપણી કરી દઇશ.

ડીટેક્ટિવના આ કથનની યોગ્ય અસર, પ્રોફેસર ઉપર થઇ. તેણે નિદ્રા લેવા હા પાડી. ડીટેક્ટિવે 'એસ્પિરિન' ની ગોળીઓ તેને પાણી સાથે પાઇ દીધી અને પોતાનાજ શયનખંડમાં પલંગ પર સુવાડી દીધો. થોડી વારે પ્રોફેસર ગાઢ નિદ્રામાં પડેલો જણાયો. એટલે ડીટેક્ટિવે દિવાનખંડમાં આવીને કોચ ઉપર ઉંઘવા માંડયું.

એ વખતે પાછલી રાતના ચારના ટકોરા સંભળાયા: પ્રોફેસરની હકીકત સાંભળવામાં લગભગ એક કલાક વીતી ગયો હતો.

* * *

સહવારના લગભગ નવ વાગ્યે પ્રોફેસર અનિલ જાગૃત થયો. અને એ બાદ અર્ધા કલાકના અરસામાં તે તેમજ ડીટેક્ટિવ નવીન સરદારગૃહમાં ગયા. ડીટેક્ટિવે પ્રોફેસરને પોતાનાં કપડાંની એક જોડ પહેરવા આપી હતી તેથી તે વખતે તેનો પોષાક એક ગૃહસ્થના જેવો હતો તેઓ ત્યાં ગયા ત્યારે ફરજ ઉપરના રખવાળે આશ્ચર્ય સાથે પ્રોફેસરને સલામ કરી. લોજનો માલીક ગલાપરથી નીચે આવ્યો અને સલામ કરીને બોલ્યો: "આપને સ્વસ્થ હાલતમાં જોઇ મને આનંદ થયો. આપ પાછલી રાતના પુરતાં કપડાં પહેર્યા સિવાય ચાલ્યા ગયા હતા એમ મેં જાણ્યું ત્યારે તો–"

"મારો ભાઈ અહીં પાછો આવ્યો છે અથવા તેનો ટેલિફોન આવ્યો છે?" પ્રોફેસરે અધવચ મુદ્દાનો સવાલ કર્યો. ડીટેક્ટિવ તરફ તેમજ પ્રોફેસર તરફ દુઃખ ભરી નજર નાંખતાં અને ઓશિયાળા થતાં તેણે જવાબ દીધો: "ના સાહેબ એમનું ચાલ્યા જવું તો ભારે કોયડા જેવું થઈ પડયું છે!" ડીટેક્ટિવને ઉદ્દેશીને તેણે પૂછ્યું "સાહેબ, હું ભૂલતો ન હોઉં તો આપ ડીટેક્ટિવ દીનેન્દ્રરાયભાઈ છો, ખરુંને?"

ડીટેક્ટિવે હા પાડી, તેણે કહ્યું "મેં આપની ચમત્કારિક બુદ્ધિનાં અને પરાક્રમોનાં વખાણ સાંભળ્યાં છે. હું આપની શી સેવા કરું સાહેબ?"

"હું પ્રોફેસર સાહેબના ભાઇના ગુમ થવા સંબંધમાંજ તપાસ માટે આવ્યો છું. મને બે ત્રણ સવાલોના જવાબ આપશો?"

"ઘણીજ ખુશીથી, સાહેબ."

"જેવી રીતે પ્રોફેસર ગઈ રાતે અહીંથી ગયા ત્યારે રખવાળે તેમને જોયા હતા તેવી રીતે સોમવારે રાતે તેમના ભાઇને જતાં તેણે જોયા હતા?"

"એજ ગુંચવણ છે ને, સાહેબ? આ લોજમાંથી તેમને બહાર નીકળતાં કોઇએ જોયા નથી. રખવાલ આખી રાત જાગૃત રહ્યો હતો. પાંચ વાગે તો અમો સૌ ઉઠયા હતા."

"આ લોજમાં એવો કોઇ બીજો રસ્તો છે કે જ્યાંથી છુપી રીતે બહાર જઇ શકાય?"

"પાછળનું એક બારણું છે પણ ત્યાં તો અમારા બધા નોકરો સુએ છે અને એ બારણું તો નોકરો જાગ્યા ત્યારે તેઓએ ખોલ્યું હતું. એટલે કે, તે મળસ્કા સુધી અંદરથી બંધજ હતું."

"ચાલો, આપણે રૂમ નં. ૧૮ જોઇએ."

તે સૌ મજકુર રૂમ તરફ જવા લાગ્યા. તેનું બારણું ઉઘાડવામાં આવતાં પ્રોફેસર બોલ્યો: "જુઓ, જુઓ, એ અહીંજ છે. ચોક્કસ અહીંથી તે કયાંયે ગયો નથી. તેના આત્માનો સાદ...ઓહ!...મને ઘેરા ઉંડાણમાંથી હાંક મારી રહ્યો છે. શું એ સદેહ નહીં મળે?"

ડીટેક્ટિવે તેનો હાથ ઝાલી તેને સ્વસ્થ બનાવવા માટે આશ્વાસનના શબ્દો કહ્યા અને શાંતિથી, હિંમત રાખી પોતે જે કાંઇ કરે તે જોતા રહેવા જણાવ્યું.

રૂમમાં ફર્નીચરમાં એક પલંગ અને મોટો પટારો હતાં. એ પટારા ઉપર પલંગનાં ગાદલાં ઉપરાંત બીજાં વધારાનાં ગાદલાં પણ ગોઠવેલાં હતાં. એક દિવાલની ખીંટી પર પ્રોફેસરનો લાંબો કાળો કોટ, કાળો પાટલુન, મોજાં, કોલરટાઈ અને હેટ લટકતાં હતાં. તેની નીચે પ્રોફેસરનાં બુટ પડેલાં હતાં. એ સિવાય તે રૂમમાં બીજું કાંઇજ ન હતું.

ડીટેક્ટિવે આમ તેમ અવલોકન કર્યા બાદ લોજવાળાને કહ્યું: “ગંધ! ગંધ! તમારા મકાનની પાછળ માંસાહારાઓ રહે છે. તેમના રંધાતા ખોરાકની કેવી ખરાબ ગંધ આવે છે?”

“સાહેબ એ જબરૂં ‘ન્યુસંસ’ છે. પણ આખા લત્તાને કાંઇ મ્યુનિસિપલ કોરપોરેશન અહીંથી દૂર કરી શકે? અમારે નિભાવી લેવું પડે છે, સાહેબ!”

ડીટેક્ટિવ તે રૂમની પાછલી બારી આગળ ગયો. પોતાનાં ખિસ્સામાંથી ‘મેગ્ની ફાઇંગ ગ્લાસ’ કાઢીને તેણે તેનું અવલોકન કર્યું. બહારના ભાગમાં નજર નાંખી જોઇ અને પછી કહ્યું: “તે બારી મારફત તો બહાર ગયેલજ નથી.” માલીક તરફ વળીને તેણે પૂછયું: “કેટલું બધું આશ્ચર્યજનક! નથી તે આગલ્યા દરવાજામાંથી ગયો; નથી પાછલ્યા દરવાજામાંથી ગયો; કે નથી બારીએથી કુદકો મારીને કે દોરડું બાંધીને ગયો. એને કોઇએ જોયો નથી. તો તે જાય કયાં?

લોજનો માલીક બાઘાની માફક ડીટેક્ટિવ તરફ જોઇ રહ્યો. ડીટેક્ટિવે કહ્યું: “એક બીજો મુદ્દો મહત્વનો છે. પ્રોફેસરનો ભાઈ જે બેગ સાથે અહીં આવ્યો હતો તેમાં બે હજાર રૂપીઆની ગીનીઓ હતી. એ બેગ ગુમ થયેલી જણાય છે. જો એમનો ભાઇ અહીંથી ગયો નથી તો બેગ અહીંથી કયાં ગઇ છે?”

“શું આ કેસ આપ પોલિસ ખાતાને સોંપશો? મારી લોજની જબરદસ્ત બદનામી થવાનો વખત આવ્યો!” ગભરાટથી લોજનો માલીક બોલ્યો.

એને જવાબ નહીં આપતાં ડીટેક્ટિવે પ્રોફેસરને પૂછયું: “તમારા ભાઇએ તમારા જેવોજ કાળો સ્યુટ સોમવારે પહેર્યો હતો ને?”

“હા. બરાબર કાળો. મેં અને તેણે એકજ જાતના સ્યુટ ‘ઇવાન્સ ફ્રેઝર’ની કંપનીમાંથી સિવડાવ્યા છે. આપે કેવી રીતે જાણ્યું કે, તેણે કાળો સ્યુટ પહેર્યો હતો. માનસ્ શાસ્ત્રના કિયા નિયમથી?” પ્રોફેસરે પૂછયું.

“મેં અવલોકન શક્તિથીજ આ સવાલ પૂછયો છે. જુઓ, પેલા પટારાની ડાબી બાજુની કિનાર આગળ શું દેખાય છે?”

પટારાના ઢાંકણાની બહાર એકાદ આંગળ જેટલો કાળા કપડાનો કકડો દેખાતો હતો! સૌના આશ્ચર્ય વચ્ચે ડીટેક્ટિવ તે પટારા તરફ ધસી ગયો. તેની ઉપરનાં ગાદલાં તેણે દૂર કરવા માંડયા. લોજના માલીકે તેને તે કાર્યમાં મદદ કરી. પટારાની સાંકળને તાળું વાસેલું ન હતું. તે ખોલવામાં આવ્યો. સૌથી પહેલાંજ તેમાંથી બુટની એક જોડ નીકળી. કોઇક ચીજને કોટથી ઢાંકી દેવાયલી હતી. ડીટેક્ટિવે કોટ ઉઠાવ્યો. “ઓહ!” લોજનો માલીક તાજુબીથી બુમ મારી ઉઠયો: “એ શેઠજીને તો કોઇકે આ પટારામાં પૂર્યા છે!”

પ્રોફેસર તેની આગળ ધાઈ આવ્યો. ડીટેક્ટિવે તેને રોકયો અને કહ્યું: “સ્વસ્થ થાઓ, પ્રોફેસર. તમારા ભાઈનું ખુન થયું છે. તેઓ હવે આ દુનીઆમાં કદાપિ તમને જીવતા મળી શકશે નહીં. તમે પાગલ ના બની જાઓ, તોજ તેનો ચહેરો તમને બતાવું.”

હવે પ્રોફેસર ગંભીર બની ગયો. જે ગભરાટ અને જે અસ્વસ્થતા અત્યાર અગાઉ તેનામાં જણાતાં હતા, તે ગંભીરતામાં પલટાઇ ગયાં. શોકનું વાતાવરણ તેના વદન ઉપર છવાઇ ગયેલું જણાયું. તે ગણગણ્યો: “અરેરે, આખરે કોઈ દુષ્ટે ક્ષુલ્લક નાણાંને ખાતર એનું ખુન કર્યું?! દીનુભાઇ, ભાવિ ટળતું નથી. હું સ્વસ્થ છું. મને એના છેલ્લા દિદાર નિહાળી લેવા દો.”

એની આંખો અશ્રુથી ભરાઈ ગઇ હતી. ડીટેક્ટિવે તેને ઝાલેલો રાખીને પટારામાં નજર નાંખવા દીધી. મર્હૂમ સુમિત્રની લાશ જોઇને તેણે પ્રણામ કર્યાં અને તરતજ તે ત્યાંથી આઘો ખસી ગયો.

“ખુની કોણ છે, એ હવે મારે શોધવું જોઇશે.” ડીટેક્ટિવે કહ્યું.

“એને શોધી આપો. એને ફાંસીને માંચડે લટકાવી આપો આવું હીન કૃત્ય કરનારને ખ્યાલ પણ ન આવ્યો

કે, એક વિદ્વાન મગજનો તે ભોગ લે છે ?" પ્રોફેસરે લાગણી ભરેલા શબ્દોમાં સવાલો કર્યા.

"આપ કહો તે જાતની મદદ કરવા તૈયાર છું, સાહેબ." લોજના માલીકે ડીટેક્ટિવને કહ્યું.

ડીટેક્ટિવે તેની મદદથી લાશ બહાર કાઢી અને જમીન પર મૂકી. બાદ બારણાં બંધ કરાવ્યાં. સુમિત્રને કેવી રીતે મારી નાંખવામાં આવ્યો હતો એ વિષે ડીટેક્ટિવે અવલોકન કર્યું. તેના માથાની ખોપરી કોઈક સખ્ત ચીજથી ફોડી નાંખવામાં આવી હતી. તેને ગળે ટુંપો દેવામાં આવ્યો હતો. એની લાશ ગંધાતી હતી.

"કોઈક જોરાવર વ્યક્તિનું આ કામ છે" ડીટેક્ટિવે અભિપ્રાય આપ્યો: "જેવા આ પ્રોફેસર સુકલકડી છે તેજ તેમનો ભાઈ પણ હતો, એ લાશ ઉપરથી સાફ દેખાઈ શકાય છે. એવા નિર્બળને કોઈ જોરાવર વ્યક્તિ સહેલાઈથી મારી શકે. તમારા નોકરોમાંથી કોણે તમને પહેલાં આ મરનાર અહીં નહીં હોવાની ખબર આપી હતી ?"

લોજનો માલીક સ્મરણ શક્તિ કસવા લાગ્યો: કોણે આ ખબર મને કહી હતી ? ઇદુ, સોનુ અને ઇંદુ એ ત્રણ ઘાટીઓ રસોડામાં રસોઈઆઓ પાસે હાજર હતા. તાનુબાઇ, રાધા, રામ્યા એ બધી નોકરડીઓ...હાં...હવે યાદ આવ્યું. તાનુબાઇ મને એ ખબર આપવા આવી હતી, હું તે વખતે રસોડામાં હતો. તાનુબાઇએ મને કહ્યું: "અઠારા નંબરાચી ખોલીવાલા કે ગેલા ? તો તિકડે દિસતો 'નાહિ. ત્યાનચે કપડે, રસામુન આણુખી શુટ સુદ્ધાંત તિકડ નાંહિ. તો પળુન ચાલલા કી ?"

"એ તાનુબાઈ ક્યાં છે ? એની સાથે આપણે વાતચીત કરી જોઇએ." ડીટેક્ટિવ બોલ્યો. લોજનો માલીક ખોલી બહાર જવા લાગ્યો. ત્યાં ડીટેક્ટિવે તેને કહ્યું: "સબુર, અહીંથી લાશ નીકળી છે એ હકીકત કોઈને કાને નાંખશો નહીં. ખાસ કરીને તે નોકરડીને તો કશુંજ કહેશો નહીં ફક્ત તેને અહીં લઇ આવો. ખોલી બહાર એની સાથે હું વાતચીત કરીશ."

તેની સૂચના ધ્યાનમાં રાખવા કહી લોજનો માલીક ત્યાંથી ગયો, ડીટેક્ટિવે પટારાની વધુ તપાસ કરી જોઇને તેમાંથી લોખંડની એક પરાય બહાર કાઢી. બાદ પ્રોફેસરનો હાથ ઝાલીને ડીટેક્ટિવ તેને ખોલી બહાર લાવ્યો. તેઓ ત્યાં પડેલા લાકડાના એક કોચ પર બેઠા. બેઉ જણ વિચારગ્રસ્ત હતા. બેઉએ કાંઇ વાતચીત કરી નહીં.

દશેક મિનિટ બાદ લોજનો માલીક એકલોજ પાછો ફર્યો. તેણે કહ્યું. "મારી પત્નીની રજા લઇને મંગળવારે ૧૦ વાગે તે રજા ઉપર ગઈ છે. એને અગત્યના કામે એક અઠવાડીઆની રજા જોઇતી હતી એટલે મારી પત્નીએ જવા દીધી હતી."

"એ ક્યાં ગઇ છે ? એનો કાંઇ સરસામાન અહીં રહ્યો છે ?"

"એ બાબતમાં મેં નોકરોને પૂછપરછ કરી જોઈ. એ પોતાની એક મોટી ગાંસડી લઇને અહીંથી ગઈ હતી. ફક્ત એક મહિનાથીજ તે અમારે ત્યાં નોકરીએ રહેવા આવી હતી. રામ્યાબાઈ નામની એક નોકરડીને તેના રહેવાના લત્તાનું નામ યાદ નથી પણ આપણી સાથે આવીને તે તેની ચાલીની ખોલી બતાવી શકે તેમ છે." લોજના માલીકે કહ્યું.

"તાનુબાઇની ઉમ્મર કેટલી છે ? દેખાવમાં અને કામકાજમાં તે કેવી હતી ? નોકરો સાથે તેનો વહેવાર કેવા પ્રકારનો હતો ?"

"તે આશરે ૩૫ વર્ષની એક જુવાન હષ્ટપુષ્ટ ઓરત છે, દેખાવમાં તમે તેને જુઓ તો પ્રભાવ પાડનારી પડછંદ બાઇ લાગે. કામકાજમાં તે હેડંબા જેની ખડતલ હતી. અમારા નોકરો અને નોકરડીઓ કહે છે કે એનાં કાંડાં બાવડાં હેરત ઉપજાવે એવું બળ ધરાવતાં હતાં. એક વેળા ગમ્મતમાં ને ગમ્મતમાં એક નોકરડીને પોતાના બેઉ હાથથી ઉંચકીને તેણે ઘણીવાર સુધી હવામાં અદ્ધર ઝાલી રાખી હતી !"

પ્રોફેસર આ સાંભળીને કશુંજ બોલ્યા વિના ડીટેક્ટિવ તરફ જોઈ રહ્યા. ડીટેક્ટિવે પણ તેના તરફ જોયું. બેઉની નજરમાંથી અર્થ સૂચકતા હતી. ડીટેક્ટિવે પ્રોફેસરના કાનમાં કાંઇક કહ્યું અને લોજના માલીકને રામ્યાબાઈને બોલાવવા સૂચવ્યું. પ્રોફેસર ખોલીની અંદર ગયો. જ્યારે રામ્યાબાઈને બોલાવીને લોજના માલીક પાછો ફર્યો ત્યારે પ્રોફેસર પોતાના હાથમાં કપડાંની એક પોટકી સહિત બહાર આવ્યો. તે ખોલીને બહારથી તાળું વસાવ્યું.

ચારે જણ તાનુબાઇના વસવાટ-સ્થાન તરફ જવા ઉપડયાં. જુદા જુદા રસ્તાઓમાં થઇને ધોબી તળાવ તરફની મજુરોની એક ચાલી તરફ રામબાઇ તેઓને લઈ ગઈ; અને ભોંયતળીઆની ખોલી નં ૮ આગળ લઇ ગઇ. તેને બહારથી તાળું હતું. નજદીકની ખોલી વાળાં ભાડુતોને પૂછતાં માલુમ પડયું કે-અર્ધા કલાક ઉપર તે બહાર ગઈ છે.

"આ ખોલી તે ખાલી કરીને ગઇ છે કે?"

"ના. આજે તે ખાલી કરવાની છે. એના દેશમાં એ જનાર છે. બપોરે એક વાગે ગાડી જાય છે એમાં જવાનું કહેતી હતી." એક ભાડુતે ખબર આપી.

ડીટેક્ટિવે વિચાર કરી જોયો. નં ૭ ની ખોલી તપાસી. તેમાંથી નં. ૮ માં જઇ શકાય એવું બારણું વચગાળેની દિવાલમાં હતું. એ બારણું નં. ૮ ની ખોલીમાંથી બંધ હતું. ડીટેક્ટિવે તે અણીઆરામાંથી ઉતરાવવું એવો નિર્ણય જાહેર કર્યો અને એક કોશ મંગાવીને તેણે તેની મદદથી તે બારણું ખોલી નાખ્યું.

દરેક જણને તેના આ પગલા માટે અજાયબી ઉપજી પણ તેઓ તેના પ્રભાવ આગળ કંઇ બોલી શકયાં નહીં. ભાડુતોએ તેને કોઈક પોલિસ અમલદાર ધાર્યો.

નં. ૮ ની ખોલીમાં જતાં અજાયબી વધારનારો દેખાવ પડયો. બે મોટી તદ્દન નવી ટ્રંકો તેમાં પડેલી હતી. કેટલીક નવી ખરીદી આણેલી ચીજોનાં પેકબંધ પડીકાં ટ્રંકો આગળ પડેલાં હતાં; જેમાં કાપડ, ફ્રુટસ, બીસ્કીટસ, નાનાં છોકરાંને રમવાનાં રમકડાં વગેરેના પેકેટો હતાં. ડીટેક્ટિવે તે ટ્રંકો ઉઘાડી તેમાંની એકમાં સુમિત્રની બેગ હતી! એ બેગ બહાર કાઢતાં તેમાં ગીનીઓનાં પડીકાં માલુમ પડયાં, તરતજ તે ગણવાના કામમાં ડીટેક્ટિવ, પ્રોફેસર અને લોજનો માલીક રોકાઇ ગયા.

બરાબર ગણત્રી કરતાં ફક્ત બેજ ગીનીઓ તેમાં ખુટી. ડીટેક્ટિવે હવે પ્રોફેસર તરફ અર્થસૂચક નજર નાંખતાં કહ્યું: "પ્રોફેસર સાહેબ, તમારાં પોતાનાં કપડાં તમે પહેરી લ્યો અને પછી એક ટ્રંક ઉપર બેસી જાઓ. તાનુબાઈ જ્યારે ખોલીનું બારણું ઉઘાડીને અંદર આવે ત્યારે તમે જોશો કે, કેવો ચમત્કાર થાય છે"

પ્રોફેસરે પોટકી છોડી પોતાના કપડાં બહાર કાઢયાં ને તે પહેરવા માંડતા કહ્યું: "મારા બુદ્ધિમાન મિત્ર, હું તમારો હેતુ સમજી શકું છું. મારો જોડીઓ ભાઇ અદ્દલ અને અસ્સલ મારા જેવોજ હતો. સેંકડો માણસોએ અમને એક બીજાને ભળતી રીતેજ ઓળખવામાં ભુલ કરેલી છે. તો આ ક્ષુદ્ર, બુદ્ધિહીન નોકરડી ઠગાય એમાં શી નવાઈ છે? તે જરૂર ખોલી ઉઘાડતાં એમજ ભ્રમમાં પડવાની કે-જેનું તેણે ખુન કર્યું છે તેજ આસામી 'ભૂત' થઇને તેની પાછળ લાગુ પડયો કે શું"

લોજનો માલીક અને બીજા ત્યાં એકઠાં થયેલાંઓ આશ્ચર્ય ચકિતજ રહ્યાં. પ્રોફેસર જ્યારે કપડાં બદલી રહ્યો ત્યારે પોતાનાં કપડાંની પોટકી ડીટેક્ટિવે બાંધી લીધી અને પોતાની સાથે રાખી. બેગ પુનઃ ટ્રંકમાં મૂકી દીધી અને સર્વ જણ નં. ૭ની ખોલીમાં પાછા ગયાં. પ્રોફેસર ટ્રંક પર બેસી ગયો. ખોલીના બારણાની સામેજ તેનું મ્હોં રહ્યું.

આશરે અર્ધો કલાક વીત્યો. નં. ૮ ની ખોલી બહારથી ઝીણું ઝીણું ગાન સંભળાયું.

"આજ માઝા આનંદાચા દિન!
પાઉસ પડલા, સોન્યાચી વૃષ્ટિ
નશીબાચી લોટરી "વિન"!
આજ માઝા આનંદાચા દિન!"

તાળામાં કુંચી ફરી. બારણું ઉઘડયું અને એકાએક તીણી ચીસ સંભળાઇ: "તુમિ...ભૂઉઉત અ અ..."

એકાએક ધબાકો સંભળાયો. મજબુત હૃષ્ટપુષ્ટ તાનુબાઈ પ્રોફેસરના પગ આગળ ફસડાઈ પડી હતી. તે થરથર કંપતી હતી. અર્ધ બેહોશ સ્થિતિમાં તે લવી રહી હતી: "સત્યા...નાશ...માફ...કરા...દયાધના..."

ખુનીનો આ પ્રત્યક્ષ એકરાર હતો.

× × ×

એ કહેવું બિનજરૂરી છે કે-એક અઠવાડીઆ બાદ તાનુબાઇ ઉપર કેસ ચાલ્યો ત્યારે તેણીએ એકરાર કર્યો કે: એ ખુન કરવાની લાલચમાં, સુમિત્રેજ તેને નાંખી હતી. સોમવારે સાંજે અને બીજીવાર રાતે જ્યારે તેણી તેની ખોલીમાં કામકાજ માટે ગઈ હતી ત્યારે બન્ને વખત તે ચળકતી ગીનીઓ ગણતો અને ખખડાવતો માલુમ પડયો હતો. એને ઉદ્દેશીને કહ્યું હતું. આટલી બધી ગીનીઓ કદી તેં જોઈ છે કે, નોકરડી? એના માલીક થવાનું ભાગ્ય તને પ્રાપ્ત થાય તો

આનંદ પડે કે નહીં ?' નોકરડીએ રાતે તેને સૂચવેલું કે, "અમારા માલીકની તિજોરીમાં આપ આ ગીનીઓ સલામત રાખી આવો તો ઠીક." તે વખતે તે બોલ્યો હતો. "અરે, એવું વળી શા માટે કરૂં ? આ મોટો પટારો કેવો સહી સલામત છે? એમાંજ એ મૂકી દઇશ અને બારણું અંદરથી બંધ હશે. પછી શી ચિન્તા છે ? તાનાબાઇએ એ વખતે એને કાંઇ કહ્યું નહતું પણ ગીનીઓનું આકર્ષણ તે પછી તેના દિલમાંથી ખસ્યું નહીં, એના વખતમાં એનાં સગાંવહાલાં ગરીબીમાં સબડતાં હતાં. છોકરાં ખોરાક અને દુધ વિના ટળવળતાં હતાં. આ ગીનીઓ ધરાવનાર આદમી તદ્દન સુકલકડી અને નિર્બળ હતો. ખુનની પ્યાસ તેને લાગી, એ પ્યાસ જેમ જેમ રાત વહેવા માંડી તેમ તેમ વધી ગઈ આખરે રાતના ચાર વાગ્યાને શુમારે તેણે રાંધણીમાં જઇને પરાય ઉઠાવી એ પરાય સાથે નં. ૧૮ ની ખોલી આગળ તે આવી બારણાં ખખડાવ્યાં. થોડીવારે સુમિત્રે તે ખોલ્યાં હસની હસતી અને પરાય છુપાવતી તે તેમાં પેઠી. બારણાં અંદરથી બંધ કરી ગીનીઓની વાત કાઢી. સુમિત્રે પટારામાંજ તે સહી સલામત હોવાનું કહ્યું. તાનુબાઇએ પાછલી બારી ખોલીને તેને અમુક બહાનાથી ત્યાં બોલાવ્યો. જેવો તે બારી બહાર નજર નાંખવા લાગ્યો કે, તેના ઉઘાડા માથામાં જોશ ભેર પરાય મારીને તેણે ખોપરી ફોડી નાંખી. તેને ઉઠાવીને પટારામાં નાંખ્યો. તેનું ગળું બેઉ હાથના અંગુઠાથી તેણે સખ્ત રીતે દાબીને તેનો પ્રાણ લઈ લીધો !

એ હકીકત કહ્યા પછી તે બોલી; "પણ, હાય, મને ખ્યાલ નહીં કે, તે ભુત થઇને પણ મારો કેડો પકડશે ! અગીઆર વાગે તે આવ્યું તેને બદલે એક વાગે ફક્ત ત્રણ કલાક મોડું, હું મારા વતનમાં ગઈ હોત તે પછી આવ્યું હોત, તો કેવું સારૂં થાત ?"

તાનુબાઇને સુમિત્રના ખુન માટે ફાંસીની સજા ફરમાવાઇ પ્રોફેસરને તેના ભાઇની ગીનીઓની બૅગ પાછી સોંપાઈ. ડીટેક્ટિવને તેણે ખુનીને પકડી આપવા બદલ શિરપાવ આપવા માંડતાં ડીટેક્ટિવે તે નહીં લેતાં કહ્યું; 'તમને ખુનની જે ગંધ આવી તેનેજ લીધે ખુનીની ધરપકડ થઈ શકી છે. એ ગંધ તમને બે રીતે આવી પ્રથમ તમને માનસિક ગંધ આવી; કારણ કે, તમે માનસશાસ્ત્રી છો. અને બુધવારે રાતે તમ લાશની ગંધ આવી. દિવસને વખતે માંસાહારીઓના નજદીકના વસવાટથી એ ગંધ માંસના ખોરાકની ગંધમાં ભળી જતી પણ રાતની સ્વચ્છ હવામાં લાશની ગંધ તમારા નાકથી છુપી રહી નહીં કદાચ એ ગંધ તમારા આત્માની અકળામણને લીધે તમારા ખ્યાલમાં નહીં આવી હોય પણ તમારૂં મન તો તે પારખી ગયુંજ હોવું જોઇએ. આથી તમે સુવાનાં કપડામાં તે રૂમમાથી નાઠા હતા."

"એ બધું ખરૂં હોઈ શકે; પણ ડીટેક્ટિવ સાહેબ ખરો ધન્યવાદ તમનેજ ઘટે છે. એક ડીટેક્ટિવની નજર અને સામાન્ય માણસની નજરમાં કેટલો બધો તફાવત હોય છે, એ તમે પટારાના ઢાંકણામાંથી બહાર નીકળેલા કાળા કપડાને જોઇનેજ પુરવાર કરી આપ્યું ! હું કે લોજનો માલિક કિંવા ખુનીની નજર એ કટકા પર પડી ન હતી અને અમને તે વિષે મુદ્દલે ખ્યાલ આવ્યો ન હતો." પ્રોફેસરે કહ્યું.

સંપૂર્ણ.

# पश्य चंद्रि वसंते

( મંદાક્રાન્તા )

ગ્રિષ્મે વાયુ ફર ફર ઉડે, મંદ સુગંધ ધારી,
આંબે મોંરો મસમસી રહ્યા, કોકિલા ગાય ભારી;
પ્રેમી જોડું, પ્રણય ઉભરે, ચંદ્રપ્રાસાદ મધ્યે,
ભેટી કે' છે પ્રિયતમ, પ્રિયે ! पश्य चंद्रि वसंते ॥

વિષ્ણુપ્રસાદ ચુનીલાલ જાની



## કાંતવાનું છોડી સ્વતંત્રતા ગુમાવી

**આ**પણે આપણી સ્વતંત્રતા ધીમે ધીમે ગુમાવી છે. કાંતવાનું આપણે છોડી દીધું ત્યારથી એની શરૂઆત થઇ. હું એ માટે બ્રીટીશરોને દોષપાત્ર ગણતો નથી. આપણે કાંતવાનું ચાલુ રાખીને આપણી સ્વતંત્રતા મેળવી શકીશું.

એવો કોઈ માણસ છે જે અહિંસા અને સત્યના આપણા જે સિદ્ધાંતો સાથે સંગત હોય એવો બીજો કોઇ માર્ગ બતાવે જેથી આપણે આપણી સ્વતંત્રતા પાછી મેળવી શકીએ? જો મને ખાત્રી કરી આપવામાં આવે કે, જે માર્ગ અને પદ્ધતિ બતાવવામાં આવે છે તે સત્ય અને અહિંસાના સિદ્ધાંતોને સંગત છે તો આજેજ હું જાહેર રીતે જણાવી દેવા તૈયાર છું કે હું તો ઘેલો છું અને હું કાંતવાનું છોડી દઇશ. અને હું એના પર હવે વધુવાર કંઈપણ ભાર નહિ મુકું. અને જે માણસ મને માર્ગ બતાવશે એનો હું ગુલામ થઈ જઈશ. પરંતુ હજી સુધી કોઇ નવી પદ્ધતિ સાથે કોઇપણ માણસ બહાર આવ્યો નથી.

આપણે ચરખા છોડી દઇને આપણી સ્વતંત્રતા ગુમાવી છે અને ચરખાથીજ આપણે એ પાછી મેળવીશું.

## હિંસાનો માર્ગ ન ખપે

અકેક પથરો નાંખી આ દેશમાં વસ્તા થોડા લાખ બ્રીટીશરોનો નાશ કરવો કરોડ માટે કંઇ અઘરી વાત નથી પણ એ સ્વતંત્રતા કેવી જાતની હશે? આપણે એ રીતે સ્વાધીનતા પ્રાપ્ત કરીએ તો ઇશ્વર આપણા માટે શું કહે? તેને એ કદી પણ પસંદ પડે નહિ. આપણે તો સત્યાગ્રહીઓ છીએ અને તેવું કદી પણ કરીએ નહિ.

## મારી તાકાત આજે પણ જેવી ને તેવી છે

તે પછી મહાત્માજીએ ગંભીર સ્વરે જણાવ્યું હતું કે ઘણાંને મારી તાકાત અને મારી શકિત વિષે શંકા હશે તો તેઓ કદાચ એમ ધારશે કે આ બુઢ્ઢા માણસમાં હવે શું રહ્યું છે? એમ ખાત્રીથી માનજો કે આજે પણ મારામાં વર્ષો પહેલાં જે તાકાત અને શક્તિ હતી તેજ કાયમ છે. એવું કંઇ કારણ બતાવો કે મારે જેલમાં જવું પડે. જો તમે તે દેખાડશો તો હું જેલમાં જવા તૈયાર છું એટલુંજ નહિ પરંતુ હું ફાંસીએ ચડવા પણ તૈયાર છું અને જવાહર માટે હું એમજ ધારૂં છું. હું ખાત્રી આપું છું કે જો હિંદની આઝાદીને માટે ફાંસીને માંચડે ચડવાનું હોય તો જવાહરલાલ ખુશીની સાથે તેમ કરવા તૈયાર થશે. લોર્ડ લીનલીથગો અને બ્રીટીશ પાર્લામેન્ટ પાસે જવાની આપણને જરૂર પણ શું છે? તેઓને જાતે જ આપણી પાસે આવવું પડશે અને શેગાંવ ખાતેના મારા નિવાસ દરમ્યાન હું તો એ જ સ્થિતિની ઝંખના કરૂં છું કે લોર્ડ લીનલીથગો મહાસભા રૂબરૂ કયારે આવે અને જાહેર કરે કે, 'મહાસભા અને મહાસભાવાદીઓ માટે મારો (લીનલીથગો) અભિપ્રાય ખોટો હતો અને હું તે માટે દિલગીર છું તે કહેશે કે "તમારા માટે ખોટો મત બાંધવા માટે ખરેખર હું દિલગીર છું, અમે ધારતા કે તમે તો હિંસાવાદી લોકો છો પણ હવે અમને ખબર પડી ચુકી છે કે તમે ખરેખર અહિંસાવાદી છો."

લોર્ડ લીનલીથગો ત્યારે આપણને પુછશે કે, તે અને તેના માણસો હિંદમાં રહી શકશે ? કે બીજી સ્ટીમરમાં તેમને હિંદ છોડી જવું પડશે ? આપણે તેમને કહીશું કે, તમારા લોકોને જતા રહેવાની કંઇ પણ જરૂર નથી હિંદ વિશાળ દેશ છે. જો તમે અમારી સ્થિતિને અનુકુળ થઈને રહેવા માગતા હો તો ખુશીની સાથે અમારી સાથે રહો કોઇને દેશપાર કરવાના કાયદાઓની અમારે જરૂર નથી.

( મહાત્માજીએ ફૈઝપુર પ્રદર્શનમાં પ્રચંડ મેદની સમક્ષ આપેલ જ્વલંત ભાષણમાંથી )

* * *

## રાષ્ટ્રપતિની વાણી

"ચોવીશે કલાકના ચાલુ પરિશ્રમના અંતે મુઠ્ઠી મુઠ્ઠી ધાન મેળવતા કરોડો કાંગલાઓની કંગાલ કમાણીનું અવનવાં શયતાની શસ્ત્રોદ્વારા શોષણ કરી માલેતુજાર બનીને ભવ્ય મહાલયો અને વિવિધ વૈભવોમાં વિહાર કરી સત્તાનો કોરડો વિંઝતા શાહીવાદે ખેતીપ્રધાન હિંદને દરિદ્ર બનાવી દીધો છે, અવનવી શયતાની જંજીરોથી જકડી લીધો છે, અને પરિણામે દેશભરમાં અસહ્ય દુઃખ અને દર્દનો ભિષણ દાવાનળ સળગી રહ્યો છે. એ દાવાનળને "બેકારી" અને "ગરીબાઇ" નામના બે શત્રુઓ રાક્ષસી ફૂંકે વધુ ને વધુ પ્રજ્વલિત કરી રહ્યા છે."

વીશ્વભરને આ શાહીવાદ અને ફેસીઝમે મજબુત ભરડો ભરાવ્યો છે અને બ્રીટનની રાજનીતી એ ભરડાને સીધી યા આડકતરી રીતે પ્રોત્સાહન આપી રહી છે. સ્પેન અને એબીસીનીયાના બનાવો પરથી તે પ્રતીત થાય છે. સર્વોપરીતા કાજે વીશ્વ ભરમાં આજે ફક્ત બે પક્ષો વચ્ચેજ જંગ જામી રહ્યો છે-લોકશાહી અને ફેસીઝમ-વચ્ચેનો કોઈ પક્ષ નથી અને હોય તો તેનું કશું સ્થાન નથી.

આજે તો એ આઝાદી આડે પણ દમન અને સત્તાનાં દોરની વિઘાતક દિવાલો ખડી કરી દેવામાં આવી છે, ઠેર ઠેર આપણું શહેરી સ્વાતંત્ર્ય છુંદાઇ રહ્યું છે, આપણી સેંકડો પ્રજાકીય સંસ્થાઓ ગેરકાયદેસર ગણાય છે. આપણા સેંકડો આશાભર્યા નવજવાનો આજે જેલમાં અનેક પ્રકારની યાતનાઓ સહન કરી જીવન વિતાવી રહ્યા છે.

"બીરાદરો, આઝાદીની ચાવીનો ઝુમખો તમારા હાથમાંજ પડયો છે. સંયુક્ત બળે લાગુ પડતી ચાવીને સીધી દીશામાં ફેરવજો વિજય તમારો છે."

"આઝાદી આડે ખડી કરવામાં આવેલી વ્યુહરચનામાંની પહેલી વ્યુહરચના તોડવા માટે આપણે ધારાસભાઓ સર કરવા કમર કસી છે."

"આપણા આ નીર્ણય સામે પણ અમલદારશાહી તંત્રે મોરચો માંડયો છે નિરક્ષર મતદારોને ફસાવવા માટે અવનવી જાળો બીછાવવા માંડી છે, છતાં ખાત્રી રાખજો બીરાદરો કે આપણે શરૂ કરેલા લાંબા પ્રવાસનાં આ પગથીએ પણ વિજય આપણોજ છે."

(ફૈજપુરખાતે મળેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના ૫૦ મા અધિવેશનના પ્રમુખ **પંડિત જવાહરલાલના** ભાષણમાંથી)

* * *

## હિંદના વિદ્યાર્થીઓ

આજની રાષ્ટ્રીય સ્વતંત્રતાની પ્રવૃત્તિનું સૌથી વધુ અગત્યનું અને મહત્વનું કામ મજબુત શાહીવાદ વીરોધી સંગઠનની રચના કરવાનું છે.

વિદ્યાર્થીઓ એ દીશામાં ઘણું કરી શકે તેમ છે. તેમને બીન રાજદ્વારી પ્રવૃત્તિ કરવી જોઇએ તે વાત દમ વગરની છે. તેમની પ્રવૃત્તિઓ બીનરાજકીય હોઈ શકેજ નહિ. જેઓ પોતે બીન રાજકીય હોવાની વાત કરે છે તેઓ વર્તમાન સમાજ વ્યવસ્થાને ટેકો આપે છે. ઇતિહાસ જોશો તો જણશે કે પરિવર્તનની પ્રત્યેક પ્રવૃત્તિમાં વિદ્યાર્થીઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે. ભુતકાળની કે વર્તમાન ઇતીહાસમાં બીજા દેશોના વિદ્યાર્થીઓ અને તેમની પ્રવૃત્તિઓ પર નજર નાંખશો તો તમે સમજશો કે તમે બીન રાજકીય રહી શકો નહી.

વિદ્યાર્થીઓની સમસ્યાઓનું મને પુરેપુરૂં જ્ઞાન નથી છતાં કહીશ કે આખી દુનીયાના વિદ્યાર્થીઓ જે સમસ્યાઓનો સામનો કરી રહ્યા છે તેવીજ સમસ્યાઓ હિંદના વિદ્યાર્થીઓની ઓછે વત્તે અંશે છે. ફક્ત કેળવણીના ખર્ચ તથા દેશની ગરીબાઇની બાબતમાં હિંદના વિદ્યાર્થીઓની સ્થિતિ દુનિયાના કોઈ પણ દેશ કરતાં ઘણી વધારે ખરાબ છે. માબાપોની આવક ઓછી છે ને કેળવણીનું ખર્ચ વધારે છે. બીજાં રાજ્યો પ્રાથમીક કેળવણી મફત આપે છે જ્યારે અહિં તેવું નથી.

(મુંબઈ ઈલાકાના વિદ્યાર્થી પરીષદની બેઠકના પ્રમુખ સ્થાનેથી **શ્રી. સૌમ્યેન્દ્રનાથ ટાગોરે** આપેલા ભાષણમાંથી)

* * *

## મહિલા જગતના પ્રશ્નો

**આ** દેશમાં વધતી જતી વસ્તીનો તોડ સૂચવવામાં આગેવાની લીધી છે. અમારી પરિષદે વીજ્ઞાનીય પદ્ધતિ મુજબના સંતતિ નીયમનના શીક્ષણની હીમાયત કરી છે. હું પોતે માનું છું કે સંયમનું પાલન એ સૌથી ઉચ્ચ આદર્શ છે. પરંતુ પુરૂષો એ આદર્શ સુધી પહોંચે તે દરમીયાન સંતતીની જાતી અને પ્રમાણ જાળવી રાખવા અને શારીરીક અને આર્થિક અસહાય માતાઓને વારંવારના પ્રસવોમાંથી મુક્ત કરવા વિજ્ઞાનની મદદ લેવામાં હું માનું છું. ૨ લાખ જેટલી સ્ત્રીઓ પ્રતિવર્ષે ગર્ભધારણ કરતાં મૃત્યુ પામે છે તેમને અને કરોડો બાળકો જેઓ તેમના જીવનના પ્રથમ જ વર્ષમાં મૃત્યુ પામવાને માટે જન્મે છે તેમને આરોગ્યની તમામ યોજનાઓથી આપણે બચાવવા જોઇએ.

## રાષ્ટ્રીય આઝાદી

આપણે કહીએ છીએ કે સ્ત્રી જ્યારે ગુલામી ભોગવતી હોય ત્યારે પુરૂષ આઝાદ હોઇ શકે ? પણ આપણે આગળ વધીને કહેવું જોઇએ કે જ્યારે હિન્દ ગુલામી ભોગવતો હોય ત્યારે તેનાં સંતાનો [પુરૂષ અને સ્ત્રીઓ] આઝાદ હોઈ શકે ? નવા બંધારણમાં આપણી ઈચ્છાની વીરૂદ્ધની સલામતીઓ આપવામાં આવી છે. આપણી પરિષદે પોતાને યુદ્ધ વીરોધી જાહેર કરી છે. છેલ્લા દશ વર્ષમાં આખાયે દેશમાં રાષ્ટ્રીય જાગ્રતીના પુર ફરી વળ્યા છે. અને પુરૂષો પોતાના દેશને પોતાનાજ અંકુશમાં રાખવા માટેની હરેક પળે માંગણી કરી રહ્યા છે. ત્યારે આપણે સ્ત્રીઓ પ્રજાનું પ્રતીનીધીત્વ ધરાવીએ છીએ તે પુરૂષોથી અલગ રહી શકીએ નહીં. રાષ્ટ્રીય આઝાદી તમામ સુધારાઓના પાયાના પ્રશ્ન પર આપણે કેમ મુંગા રહી શકીએ ! પણ આપણે હજુ આપણા કાર્યની રૂપરેખા દોરી નથી રાષ્ટ્રીય આઝાદીના મહત્વના પ્રશ્નમાં આપણે દેશાભિમાની નથી જ્યારે નાની વિગતોમાં આપણે આપણી નીતિને દેશાભિમાની તરીકે બતાવીએ છીએ.

( અ. હિં. મહીલા પરિષદની ૧૧ બેઠકના પ્રમુખસ્થાનેથી **મીસીસ કઝીન્સે** આપેલા ભાષણમાંથી )

* * *

## બ્રહ્મચર્ય અને સંતતીનીયમન

**બ્ર**હ્મચર્ય પ્રત્યે પક્ષપાત બતાવતી અને જનસેવા પાછળ જીવન—વ્યતીત કરવા માગતી સ્ત્રીઓ અપરણીત જીવન ગાળે તેથી હું બ્હીતો નથી તેમ માતૃધર્મનો ભાર સહી શકવા અશક્ત સ્ત્રીઓ પણ બ્રહ્મચારીણી રહે તે સામે મ્હને વાંધો નથી. છતાં સામાન્ય રીતે સ્ત્રીઓએ પરણીત જીવન ગાળી માતૃધર્મનો ભાર ઉપાડવા તૈયાર રહેવું જોઇએ. અને જો કે કેટલાક સંજોગોએ સંતતીનીયમનની જરૂર પડે છે એમ હું સ્વીકારું છું છતાં પણ તે માટે કૃત્રીમ ઉપાયો કરતાં સંયમ જોઇએ એવા ગાંધીજીના મતને હું મળતો થાઉં છું.

( અખિલ હિંદ મહીલા પરિષદ સમક્ષ આપેલા **શ્રી. આનંદશંકર ધ્રુવના** ભાષણમાંથી)

* * *

## ઝંડાવંદન

**ધ્વ**જવંદન વખતે એક રોમાંચક પ્રસંગ બની ગયો. બરાબર સાડા સાત વાગે એંશી ફુટ ઉંચા રાષ્ટ્રધ્વજના થાંભલા ઉપરની રાષ્ટ્રધ્વજની દોરી તૂટી ગઈ અને રાષ્ટ્રધ્વજને ચડાવવો કેમ ? અને તે સ્તંભ કાગડાથી મઢેલો એટલે એવો લીસો હતો કે તેના ઉપર કેમ ચડાય ? રાષ્ટ્રધ્વજવંદનની ક્રિયા અટકે એટલુંજ નહિ પણ આ મહાસભા એકાદ દિવસ આવા જંગી રાષ્ટ્રધ્વજ વિના ચલાવવી પડે તેવી દુઃખદ

—બ્રિટન, જર્મની તથા સ્વીટઝર્લેન્ડમાંથી ૪૦ સ્ત્રીઓને ફ્રાન્સમાં પોતાની પત્ની તરીકે એક શખ્સે આપ્યાનું જણાવ્યું છે.

—પંદર વર્ષની ઉંમરે કોઈ કન્યાનું સંવનન કરવું એ કંઇ ગુન્હો નથી એમ લંડનની બાળ ન્યાયાધીશીમાં મેજીસ્ટ્રેટે જાહેર કર્યું છે,

—જાપાનમાં માનસિક રોગો વારસામાં ઉતરતા હોવાથી માનસિક રોગથી પીડાતા લોકોને વંધ્ય બનાવવાનો કાયદો વિચારાય છે.

—પોતાના પિતાને ત્યાંથી પૈસા લાવવા પતિએ ફરમાવ્યા છતાં તે નહીં લાવવા માટે એક ગ્રેજ્યુએટ કાશ્મીરી પંડીતે પત્નીની આંખ ખેંચી કાઢવા સામે તેની જ્ઞાતિએ વિરોધ દર્શાવવા બેંડ તથા ધ્વજ સાથે કાઢી કાઢવામાં આવી હતી તેમાં ૪૦૦૦ માણસોએ ભાગ લીધો હતો. આ બનાવને લીધે છુટાછેડાનો કાયદો પણ થવા વકી છે.

—રશીઆમાં સ્ત્રીઓની ફોજ બનાવવા યોજના થઈ છે. એક હજાર યુવતીની તો ઘોડેસ્વાર ટુકડી બનાવશે.

—ઇંદોરમાં ગંગાધર માંજરેકર નામના બ્રાહ્મણ શિક્ષકે પદ્માબાઈ સેનજી નામની યુવતિ સાથે લગ્ન કર્યું છે. આથી સનાતનીઓમાં ખળભળાટ મચ્યો છે.

—અખીલ હિન્દ મહિલા પરીષદે ગલીચ સાહિત્ય અને જાહેર ખબરો સામે સખ્ત વાંધો ઉઠાવ્યો છે. અને હિન્દુસ્થાનીને રાષ્ટ્ર ભાષા બનાવવાની માગણી કરી છે. ઝાંસીની રાણી સામેના આક્ષેપોનો પણ વિરોધ કર્યો છે.

—મુંબઈના સોલીસીટર મી. હિરાલાલ મોતીલાલ મહેતાના પુત્ર મી. જદુકરાયે આર્ય સમાજ વિધિ દ્વારા હિન્દુ ધર્મમાં આવેલી ખુરશેદ ઉનવાળા નામની પારસી યુવતિ સાથે લગ્ન કર્યાં છે.

—સૌન્દર્ય મૂર્તિ કોને કહેવાય એ વિષે અનેક અભિપ્રાયો પ્રચલીત છે પણ એક વિશારદ આ બાબત વિષે લખે છે કે, સૌન્દર્યવાન સ્ત્રીના શરીરના અવયવો નીચે મુજબ હોવા જોઈએઃ—

—ગરદન ૧૨ ઇંચ, વક્ષસ્થળ ૩૩ ઇંચ, કમ્મર ૨૬ ઇંચ જાંઘ ૧૭ ઇંચ આ પ્રમાણેના જે સ્ત્રીના અવયવો હોય તેજ ખરી સૌન્દર્યવાન સ્ત્રી સમજવી.

—કલોલમાં વિચિત્ર બાળકનો જન્મઃ— કલોલમાં એક બ્રાહ્મણ કુટુંબને ત્યાં એક વિચિત્ર બાળકનો જન્મ થયાની ખબરો બહાર આવી છે. આ બાળકને બે માંથા હતાં અને આંખો બોચીમાં હતી. બાળકને નાક નહતું. બાળક થોડુંક જીવી મરણ પામ્યું હતું.

—વડોદરા, ચંદ્રકાન્તા પૂનતલાલ ચોકસીએ શેઠ ડાહ્યાભાઈ ચીમનલાલ સામળ બેચળ પર સીટીમેજીસ્ટ્રેટની કોર્ટમાં એક અરજી કરી શેઠને લગ્ન કરવાની ફરજ પાડવાની માંગણી કરી છે.

## કોના પાપે? ત્યજાયેલી બ્રાહ્મણ બાળકી?

—અમદાવાદ, અત્રે નરોડારોડ પર આવેલા નવરોજજીના ભઠ્ઠા પાસે ખેતરમાંથી આશરે એક મહીનાની ઉંમર ધરાવતી રુપાવડી બ્રાહ્મણની છોકરી પોલીસને મળી આવી છે. આ છોકરી કોણ છે અને તેને જીવિત હાલતમાં તરછોડવાનું કારણ શું છે તે સંબંધી પોલીસ તપાસ ચલાવી રહી છે. પોલીસને આ બાળકી હાથ લાગી ત્યારે તેને ગરમ કપડાં પહેરાવેલાં હતાં. ને સુતરના કપડામાં ઢાંકીને સદરહુ સ્થળે મુકવામાં આવી હતી. આ છોકરીના હાથ પર "તે બ્રાહ્મણની છોકરી છે" એવી ચીઠી બાંધવામાં આવેલી હતી. પોલીસે આ બનાવ સંબંધમાં વધુ તપાસ કરતાં એમજણાય છે કે એક મોટરકાર સદરહુ સ્થળે આવી હતી. આથી એમ અનુમાન કરવામાં આવે છે કે—આ છોકરીને ત્યજી દેવાની ખાતર તેને મોટરમાં લાવવામાં આવી હોય! હાલમાં સદરહુ બ્રાહ્મણ બાળકીને ઉછેરવા માટે મહિપતરામ રૂપરામ અનાથાશ્રમમાં મુકવામાં આવી છે. શહેરકોટડા પોલીસ આ કીસ્સાને અંગે તપાસ ચલાવે છે.

---

# ચિત્ર........................................................વિચિત્ર

## વિશ્વદર્શન

પેરિસમાં આવતે વર્ષે ભરાનાશ આંતર રાષ્ટ્રીય પ્રદર્શનમાં સ્ત્રી સૌન્દર્યનો પણ એક ખાસ સ્ટોલ રખાનાર છે. ને તેમાં નમૂના તરીકે રજુ કરવા માટે બસો સૌંદર્યવંતી મહિલાઓને રોકવાનું નક્કી થયું છે. આયુર્વેદિક વિભાગમાં એક પારદર્શક માનવીની પણ રજુઆત થનાર છે. આ માણસના શરીર પર પ્રકાશ નાંખવામાં આવતા શરીરની બધી નસો ને લોહીનું વહન વગેરે જણાય છે.

*

યુરોપની સ્ત્રીઓને હવે નવોજ નાદ લાગ્યો છે. કેટલીક સીનેમા-નટની પ્રશંસક યુરોપીયન લલનાઓ પોતાને મનગમતા નટની છબી વાંસા પર પડાવે છે. ને તેમ કરવામાં તે ગૌરવ ગણે છે. આશ્ચર્યની વાત તો એ છે કે આ વસ્તુ ત્યાં ફૅશન તરિકે વખણાય છે.

*

ઉંદરડી વધુમાં વધુ બચ્ચાઓનો જન્મ આપે છે. જુદી જુદી જગ્યાઓનાં વિજ્ઞાન શાસ્ત્રીએ તપાસ કરી એમ સાબિત કર્યું છે કે ઉંદરડીને વધુમાં વધુ ૧૭ બચ્ચા એક સાથે જન્મે છે.

પણ હાલમાંજ કેલિફોર્નિયાથી સમાચાર મળ્યા છે કે ત્યાંની એક ઉંદરડીએ એક સાથે અઢાર બચ્ચાંઓને જન્મ આપ્યો છે.

*

રશીઆના લશ્કરી અમલદારોની પત્નીઓમાંથી ૨૬૦૦ સ્ત્રીઓ આયા તરીકે કામ કરી શકે છે., ૬૦૦૦ સ્ત્રીઓ ઝેરી ગેસના આક્રમણ પ્રસંગે મદદ કરી શકે છે, ૬૩૦૦ સ્ત્રીઓ બંદુક ચલાવી શકે છે જ્યારે ૧૦૦૦ સ્ત્રીઓ પાયદળમાં કામ આપી શકે છે.

*

જાપાનના ઉમરાવોને જાડા, દડધા જેવા ઉંદરની ખીર માટે ખાસ પક્ષપાત હોય છે, અને ચીનાઓ ધોળા ઉંદરોને ગોળમાં બોળી આખાને આખા ગળી જાય છે.

*

ગ્રીનલેંડમાં શીયાળા દરમીઆન ચોવીસે કલાકમાં ચંદ્રમાં દેખાય છે.

*

મધ્ય આફ્રીકાના એક ભાગમાં સેકેલી કીડીનું જમણ બહુજ કીંમતી ગણાય છે

*

દુનીયાના જુદા જુદા દેશોના લશ્કરોમાં કુલ ૯ કરોડ સૈનિકો નોકરી કરે છે.

*

ડૉ. હેરલ્ડ શુટઝ નામનો એક જર્મન વીદ્વાન ૨૯૦ ભાષા લખી અને બોલી શકે છે.

*

જેપુર રાજ્યનાં કેટલાંક ગામડાંઓમાં ચમાર લોકોને મીઠાઈ બનાવવા માટે ઘીનો ઉપયોગ કરવા દેવામાં આવતો નથી.

*

ઉના પાણીમાં બેસવાનો રેકર્ડ સ્થાપવા માટે હંગેરીનો એક માણસ ૪ દિવસ સુધી વરાળ નીકળતા પાણીમાં બેસી રહ્યો હતો.

*

જાપાનના ૫ ફીટ ૧ ઇંચની ઉંચાઈના ૭૨ વર્ષની ઉમરના એક લોઢાના વેપારીની દાઢીની લંબાઈ ૫ ફીટ ૬ ઇંચ હોઈ ચાલતી વખતે તેને તેની દાઢી કોથળીમાં સમેટી લેવી પડે છે.

*

જાપાનની એક ખેડૂત બાઈએ એકી સાથે ૯ છોકરાં અને ૧ છોકરી મળી કુલ ૧૦ બાળકોને જન્મ આપ્યો હતો. આમાંથી ૩ છોકરાં અને ૧ છોકરી જન્મ થયા બાદ થોડા સમયમાં મરણ પામ્યાં હતાં. જ્યારે ૬ છોકરાં અને તેને જન્મ આપનાર મા હયાત છે. બધાની તબિયત પણ સારી છે.

*

અમેરીકામાં સીસામાંથી અને જર્મનીમાં ચામડાંમાંથી કપડાં બનાવવાના પ્રયોગો થાય છે. જ્યારે ઇટાલી દુધમાંથી ઉન બનાવવાનો પ્રયાસ કરે છે.

*

મુંબઇના હીંદુ મુસ્લીમ હુલ્લડની ૪ હજાર ફીટ લાંબી સીનેમા ફીલ્મ એક અંગ્રેજે જીવના જોખમે ઉતારી છે.

*

ઓસ્ટ્રેલીયાના વીકટોરીઆ પ્રાંતમાં કંબરલેંડ નદીની ખીણમાં યુકેલીપ્ટસનું એક ઝાડ ૩૨૧॥ ફુટ ઉંચું છે.

*

મે મહિનામાં થનાર ગાદીનશીન સમારંભમાં નાં૦ શહેનશાહને પહેરાવવાના મુગટમાં ૩ હજાર કરતાં પણ વધુ સંખ્યામાં કીંમતી રત્નો જડેલાં છે. એની કીંમત આશરે ૨૩ લાખ રૂપીઆ થાય.

*

# ચિત્રભૂમિ

## મીસીસ સીમ્પસનને હોલીવુડનું નિમંત્રણ

માજી રાજા એડવર્ડ આઠમા અને હાલના એડવર્ડ ડયુક ઓફ વીન્ડસરની દીલદાર મીસીસ વેલી સીમ્પસનને હોલીવુડની કેટલીક આગેવાન ફીલ્મ કંપનીઓએ ફીલ્મમાં પાર્ટ ભજવવાની મોટી ઓફરો કર્યાનું કહેવાય છે. એ કંપનીઓમાં કેટલીક કંપનીઓના કાર્યકર્તાઓ પોતાની મુરાદ બર આવવાની આશા રાખે છે, પરંતુ થોડાક મહીનાઓ લગી તેમને કશો સંતોષકારક જવાબ મળવાનો નથી. મીસીસ સીમ્પસન આલમની આંખે ચઢવા પુર્વે અમેરીકન ચોપાનીયાઓએ જે જબરો હોહોકાર કરી મૂકયો હતો, તે વેળાએ તક સાધી અમેરીકાની એક આગેવાન કંપની યુનીવર્સલ પીકચર્સ કોરપોરેશનના ફીલ્મ આર્ટીસ્ટ એજન્ટ મી૦ જેકશેરીલે તાર મોકલી તેમને એ કંપનીનાં કોન્ટ્રેકટ માટેની ઓફરની વાત રજુ કરી હતી. સાંભળવા પ્રમાણે હોલીવુડના કેટલાક સ્ટોરી રાઈટરો મીસીસ સીમ્પસનના લાયકની વાર્તા સંબંધી ભેજુ કસી રહ્યા છે. માત્ર મીસીસ સીમ્પસનની "હા"નીજ રાહ જોઇ રહ્યા છે.

## મુસોલીનીની માનીતી ફિલ્મ અભિનેત્રી કોણ?

મુસોલીની લાખો ઇટાલીયનોની પુજ્ય વ્યકતી છે. પરંતુ મુસોલીનીને પોતાને વળી એક પુજ્ય મૂર્તિ છે અને તે ફીલ્મસ્ટાર માડલીન કેરોલ.

માડલીન જન્મે બ્રીટીશ છે. ઇટાલીમાં ઉતરનાર 'અરેબીયન નાઇટસ'ની પહેલી સર્વાંગ રંગીન ફીલ્મમાં કામ કરવા માટે મુસોલીનીના પ્રતીનીધીઓએ માડલીનને આમંત્રણ આપ્યું કહેવાય છે.

મુસોલીનીની જાતી દેખરેખ નીચે રોમમાં ૨,૦૦૦,૦૦૦ પાઉન્ડને ખર્ચે જંગી ફીલ્મ સ્ટુડીઓ બાંધવામાં આવ્યો છે.

જો માડલીન મુસોલીનીનું આમંત્રણ સ્વીકારશે તો તે ઇટાલીના જંગી સ્ટુડીઓમાં કામ કરનાર પહેલી બ્રીટીશ ફીલ્મ સ્ટાર તરીકેનું માન ખાટી જશે.

## અખિલ હિંદ ફિલ્મ પરિષદ

મદ્રાસ ખાતે અખિલ હિંદ ફિલ્મ પરિષદ, સાગર ફિલ્મ કંપનીના માલેક શ્રી. ચીમનલાલ દેસાઇના પ્રમુખપદે ભરાઇ હતી તેમાં નીચેના મુખ્ય ઠરાવો પસાર થયા છે. (૧) હિંદના ફિલ્મ ઉદ્યોગને રાહત આપવાને તથા મશીનરી અને કાચી ફિલ્મો પર લેવામાં આવતી જકાત સદંતર કાઢી નાંખવાને સરકારને વિનંતી કરતો, (૨) જુદા જુદા ફિલ્મ સેન્સર બોર્ડના ખામી ભરેલા બંધારણ પ્રત્યે સરકારનું ધ્યાન ખેંચતો, (૩) છાપખાનાને મળે છે તેટલી સ્વતંત્રતા પડદાને આપવાને સરકારને વિનંતી કરતો (૪) પ્રાંતિક સરકારો અને યુનીવર્સિટીઓને, ફિલ્મોને કેળવણીના અંગ તરીકે અપનાવી લેવા વિનંતી કરતો, (૫) હિંદને ઝાંખપ લગાડનારી પરદેશી ફિલ્મો સામે સખ્ત વિરોધ અને સરકારને તે બાબતે સત્વરે પગલાં લેવાને વિનંતી કરતો, (૬) ફિલ્મ પાર્સલો લાવવા લઇ જવા માટે કન્સેશન આપવાને રેલ્વે કંપનીઓને ભલામણ કરતો તથા ફિલ્મો પાછળ વપરાતી વીજળીના દર ઓછા કરવાને સત્તાવાળાઓને વિનંતી કરતો.

—શાહ કોમેડીયન ચાર્લી ચેપ્લીન હોલીવુડની ફીલ્મોને છેલ્લી સલામ કરી સોવીયેટ રશિયામાં ચમકવાનો વિચાર કરે છે.

—આફ્રિકાનો ઇતિહાસ દર્શાવતું એક ચિત્રપટ ૧૯૩૮માં જાહેર જનતા સમક્ષ રજુ થશે.

—ટોકીયામાં શૈક્ષણિક પ્રચાર ફિલ્મો દેખાડવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે.

મી રસિક ભટ્ટ શ્રી 'ધૂમકેતુ' પાસે ખાસ લખાવેલી સ્ટોરીને આવતા માસમાં રૂપ આપવાના છે એમ સંભળાય છે.

—બુસકેબટે તેના રૂપેરી પાદરના પહેલાજ પિકચરમાં ૭૪ નાઝનીને ચુંબન લીધાં હતાં.

—વપરાયેલી બ્લેડોનો પણ ઉપયોગ ફીલ્મ લાઇનમાં થવા લાગ્યો છે. ફીલ્મના કટીંગ્સના કામમાં બહુજ સગવડતાવાળી એ થઇ પડી છે.

—એક વર્ષમાં મેરીપીકફર્ડે તેના શોખીનોના જવાબ આપવા ૭ મંત્રીઓ રોકયા હતા અને એ પાછળ લગભગ ૨૦૦૦૦ પાઉંડ ખર્ચ કર્યાનું કહેવાય છે.

—સાગર સ્ટુડીઓમાં મી. બદામી શ્રી. રમણલાલ દેશાઈ કૃત 'કોકીલા'ના શોટસ લેવામાં મશગુલ થઇ ગયા છે. સવિતાદેવી ગરવી ગુજરાતણ કોકીલા બની અજબ આકર્ષણ જમાવશે એમ જણાય છે.

—ન્યુ થીએટર્સના સ્ટુડીઓમાં સુવિખ્યાત ડાયરેકટર શ્રી નીતિન બોઝ પોતાના નવા પિકચર 'પ્રેસીડન્ટ' યાને 'બડી બ્હેન'નું શુટીંગ આદરી રહ્યા છે.

બોમ્બે ટોકીઝનું આગામી આકર્ષણ 'ઇજ્જત'ની વાર્તા હૈદ્રાબાદનાં નંદાદેવીની આલેખાયેલી ઐતિહાસિક ભીલ જીવનની આસપાસ ગુંથેલી વસ્તુ હોવાનુ મનાય છે.

—બાળકોને શિક્ષણ આપવાના ઇરાદાથી લંડનમાં કેટલાક શિક્ષકોએ શૈક્ષણિક ફીલ્મો તૈયાર કરવાનો પ્રબંધ કર્યો છે.

—જોનક્રાફર્ડ ફાવે ત્યારે લાગણીનું ઓહું ખાઇ શકે છે. તમે એને હુકમ કરો કે 'આંસુ લાવ' અને એ રડવા લાગે. તમે એને તરતજ હસવાનું કહો તો એ હસી પડે. એનામાં કામ કરવાની ખુબ સીફત અને છૂટ છે.

—'જન્મભૂમિ' ચિત્ર વિરૂદ્ધ અનારસના અખિલ હિંદ વૈદકીય સંમેલનમાં એ ચિત્રમાં આવતા વિષ્ણું કવિરાજ નામના વૈદપાત્રની વિચિત્રતા માટે ઠરાવ કરવામાં આવેલ છે. 'અછુત કન્યા' અને 'જન્મભૂમિ' બન્નેમાં વૈદોની ઠેકડી કરવામાં આવેલ છે.

—ફૈજપુર મહાસભાની ફીલ્મ પણ મી. ઓવરામે ઉતારી લીધી છે. તેઓએ લખનૌ કોંગ્રેસની ફીલ્મપણ અગાઉ ઉતારી હતી.

—સ્વીડનના રાજાએ ગ્રેટાગાર્બોને સાહિત્ય અને કલાને લગતા કાર્ય માટેનો સૌથી ઉંચામાં ઉંચો સ્વીડીશ મેડલ લીએરીએટ આર્ટીવસ આપ્યો છે,

—જર્મનીના બ્રુસવીક મુકામે એક મોટામાં મોટું ખુલ્લું સીનેમાગૃહ બાંધવાની તૈયારીઓ ચાલી રહ્યાનું જણાય છે. કહે છે આ થીએટરમાં ૨૦૦,૦૦૦ પ્રેક્ષકોનો સમાવેશ થઇ શકશે સ્ક્રીન ૩૬ ફીટ ઉંચી અને ૧૮ ફીટની પહોળી રાખવામાં આવશે અને ૬૩૦ ફીટના અંતરેથી જોઇ શકાય તેવી જોરદાર પ્રકાશના મશીનની પણ એમાં ગોઠવણ કરવામાં આવનાર છે.

—મુંબઈની એક જાણીતી ફીલ્મકંપનીની જાણીતી નટીનાં લગ્ન થોડા વખતમાં થશે એવી અફવા છે. લગ્ન થયા પછી એ નટી...ફીલ્મકંપનીમાંથી પોતાની ભાગીદારીમાંથી છુટી પણ થાય એમ કહેવાય છે.

—અખીલ હિંદ મોશન પિકચર કન્વેન્શનની સમાપ્તી વખતે કલકત્તાના દેવકી બોઝ તરફથી તૃતિય અધિવેશન ભરવાની દરખાસ્ત રજુ થઇ હતી. અને એ માન્ય રખાઈ હોઈ આવતું અધિવેશન બંગાળમાં મળશે

—સાગરના માલીક શ્રી. ચીમનલાલ દેસાઇએ મદ્રાસ સીનેમા કન્વેશન્શનમાં પ્રમુખ સ્થાનેથી વિદ્વતા પૂર્ણ અને મનનીય ભાષણ આપ્યું હતું.

—કલકત્તા સ્ટુડીઓમાં પણ રંગીન ફીલ્મ બનાવવાની મશીનરી આવતી જાય છે એમ સંભળાય છે.

—મિનર્વા ફીલ્મ કંપનીએ 'બે ઘડીમોજ' ના તંત્રી ગ. શવદા કૃત 'રક્ષા બંધન' નામની સ્ટોરી નવી ફીલ્મ માટે ખરીદી છે.

—વાડિયા મુવિટોનની પ્રસિદ્ધ સ્ટંટસ્ટાર મીસ નાદિયા જન્મે ગ્રીક, તથા પ્રસિદ્ધ નર્તિકા અઝુરી જર્મન છે. નાદિયાએ અગાઉ કેટલાંક દેશી-વિદેશી સરકસોમાં દિલ ધડકાવનારાં કામો કરેલાં છે.

—મીસ ગોહરે નવા બંધાવેલા બંગલાનું નામ 'ડ્રીમ લેન્ડ' (સ્વપ્નભોમ) છે. આ બંગલાના જેવોજ એક નાનો ચાંદીનો બંગલો રણજીત કંપનીના જોડિયા માલિક શ્રી. ચંદુલાલ શાહે ગોહરને ભેટ આપ્યો છે. તેની કિંમત આશરે બાર હજાર રૂપિયા થાય છે.

## 'પડકાર'ના પડકાર ક્યાં ક્યાં પડે છે ?

# સુમનસૌરભ

## ઇતિહાસનું સંશોધન

**ગૂજરાત** કાઠિયાવાડની શિક્ષણ સંસ્થાઓમાં જ્યાં સુધી સ્વભાષાનું જ્ઞાન ધરાવનારા અભ્યાસીઓની ભરતી નહિ થાય ત્યાં સુધી આપણું ઇતિહાસનું જ્ઞાન હંમેશાં અધુરૂં જ રહેવાનું ઇતિહાસનો અભ્યાસ એટલે માત્ર ગૂજરાતના કે હિન્દના ઇતિહાસનો અભ્યાસ તો કોઇ નહિ સમજે. ગૂજરાત હિન્દનો વિભાગ છે, હિંદ એશિયાઇ વિભાગ છે, અને એશિયાઇ સંસ્કૃતિ પૃથ્વીની સંસ્કૃતિનું મુખ્ય અંગ છે. આપણે આ સંસ્કૃતિનો ઇતિહાસ સમજવો જોઇએ. ગૂજરાતમાં કોઇ વિભાગનો કોઈ રડયો ખડયો ઇતિહાસ જુએ તેને હું માન આપું પણ તેના કરતાં વિશેષ સામાન્ય તો પૃથ્વીના ઇતિહાસનો અભ્યાસી વિવેચક અને ચિંતક હોઈ શકે. તેથી આવા અભ્યાસીઓની આપણે ખાસ જરૂર છે. પણ એ અભ્યાસ માત્ર અભ્યાસ રહેવો જોઇએ નહિ. તેનાં પરિણામોનો ગૂજરાતમાં બૃહદ ગૂજરાતમાં પ્રચાર થવો જોઇએ, જેમ મહારાષ્ટ્રના ઇતિહાસનો પ્રચાર હાલ બૃહદ મહારાષ્ટ્ર એટલે વડોદરા, ગ્વાલિઅર, ઇંદોર, ધાર, દેવાસ વગેરે સ્થળોએ થઈ રહ્યો છે તેમ આ પ્રચાર આપણી જનતામાં સ્વભાષામાં થવો જોઇએ. એ કામ સ્વભાષાને ભાષા તરીકે જાણનારાઓજ કરી શકે. તેથી બે બાબતો સિદ્ધ થયેલી જોવા હું ઇચ્છું છું. એક તો, આપણી શિક્ષણ સંસ્થાઓમાં ઇતિહાસ વગેરે વિષયોનો અભ્યાસ કરાવનારાઓ ગૂજરાતી ભાષાને બોલી તરીકેજ નહિ પણ સાહિત્યની વાઙમયની ભાષા તરીકે જાણતા હોવા જોઇએ. અને જે ભાઇઓ એ પ્રકારે ગૂજરાતી ભાષાને ન જાણતા હોય તે ભાઇઓ તે પમાણે કરવા અત્યારથી જ પ્રયત્ન કરે. કારણ સ્પષ્ટ છે. આપણી જનતા જ્યાં સુધી ઇતિહાસની ઘટનાઓને સામાન્ય પ્રકારે પણ સમજે નહિ ત્યાં સુધી આપણું રાજકારણ, અર્થવ્યવહાર, સમાજ સુધારણા, વગેરેમાં પ્રગતિ કરી શકીશું નહિ. લોકસત્તાના આ યુગમાં અભ્યાસીઓએ ઇતિહાસ માટે તો આટલું ચોક્કસ કરવું ઘટે છે.

(પ્રસ્થાન) પ્રો. કેશવલાલ હિં. કામદાર

## વેદ અને અવેસ્થાનો સમન્વય

ભાષાભેદની દષ્ટિએ વિચાર કરીએ તો વેદની ભાષા અને સંસ્કૃત ક્યાં એક છે? એમાં જેવો ભેદ છે તેવોજ ભેદ ગાથા અને અવેસ્તાનો છે. ગાથાની ભાષા વેદની માફક જૂનામા જૂની છે. હું તો એમ માનું છું કે આ ભેદ પ્રાંતિક બોલિઓ–Dialects–જેવો છે. તફાવત જણાય છે તે કેવો? અત્યારે અમારા પારસીઓ મૂર્ધન્યઅક્ષરો નથી બોલી શકતા. એ કાળમાં ઇરાનિઅનો 'ળ' નો ઉચ્ચાર ન કરી શકતા. ઇરાનનું રાજ્ય ગયું, સાસાનિયનો હાર્યા, અને બહુ મોડે મોડે અરબોનો સંપર્ક થયો, ત્યારે પારસીની ભાષામાં 'ળ' આવ્યો, પણ તે માત્ર લેખનમાં, ઉચ્ચારમાં તો નહીંજ. વસ્તુસ્થિતિએ ઇરાનિઅનો ઋ–ટ વર્ગનો ઉચ્ચાર કરી શકતા નહી; શુદ્ધ ઋને સ્થળે અરે; જેમકે પૃચ્છ ને સ્થળે 'પેરેસ' બોલતા. એ–ઔ પણ ન બોલી શકતા. 'ધેનુ' કહેવું હોય તો 'દયનુ' કહે; 'પૌર' કહેવું હોય તો 'પાઉર' કહે. આ ઉચ્ચારણની ખામી આજ ૧૧૦૦ વર્ષ થયા ગૂજરાતીઓના સંપર્કમાં પારસી છે: છતાં સુધરી નથી. 'ઋ' નો 'અરે' થયો, તે અસર પહેલ્વીની છે.

× × ×

## પારસીઓની ભાષા

પારસીઓની ભાષા કેટલાયે વખત થયાં અવેસ્તા ન રહી હતી. તેઓ પાસે જૂની પર્શિઅન રહી હતી,

તે માટે એથી ચાર માઈલને અંતરે '**क्रोश द्विक्रोश-सीमानं** ગામડાં કરવાં. સાધારણ રીતે અત્યારે પણ એ જ અંતર બરાબર ગણાય છે. રક્ષણ માટે **सर्वेषांग्रामाणामुपरिष्टतःपरिखावह्निश्चवप्राः** । ગામડું બહુ મોટું થઈ જઈ જમીન ઉપર ભાર પડે નહિ તે માટે તેની વસ્તીસંખ્યા કિસ્સાવાર નિયત કરવાની. તેને માટે **स्वदेशाभिष्यन्दवमनेन** નવાં ગામ વસાવી જૂનાની ગીચતા ઓછી કરવી. ગામડાનો શીમાડો અમેરિકામાં જેમ ચોસલા માફક થાય છે તેમ નહિ પરંતુ લોકોને અગવડ ન પડે તેમ કુદરતને અનુકૂળ નાળું, ટેકરી, વન, વૃક્ષો વગેરેથી સીમાડો નક્કી થવો જોઈએ. ગામડાઓમાં પણ મહોલ્લાઓ નગરરચના સિદ્ધાન્તો પ્રમાણે કરવાના, તેને પાણી પુષ્કળ સગવડ આપવાની. શિલ્પશાસ્ત્રો જુદી જુદી દૃષ્ટિએ પ્રથક્કરણ કરી, ગામડાનું વર્ગીકરણ બનાવી તેનાં સુંદર નામો આપે છે. તેમાં મુખ્ય દૃષ્ટિ ગામડાંની જરૂરિયાત પ્રમાણે તેના આકાર તથા રસ્તાના સંખ્યાની છે. ગામડાના રસ્તાની પહોળાઈ સાંભળી આશ્ચર્યચકિત થવાય તેવું છે. તેની પહોળાઈનું માપ ૧૮ થી માંડી ૬૬' સુધી આપેલ છે. આડા નાના રસ્તા (short cuts) ૩૬૦'થી ૪૨૦ ને અંતરે કરવા, જેમ trunk roads (ધોરી રસ્તાઓ) તેમ agricultural roads અગર district roads તરીકે જેને આપણે અત્યારે ઓળખીએ તે પણ ગામડાને આપવા જોઈએ. **त्रिंशद्धनुंपिविस्तीर्णोदेशमार्गस्तुतैःकृतः । द्विंशद्धनुर्ग्राममार्गःसीमामार्गो दशैवतु ॥** દેશમાર્ગ ૧૮૦' અને ગ્રામમાર્ગ ૧૨૦' પહોળાઈનો કરવો. તે ઉપર વીશી તથા ધર્મશાળાઓ જોઈએ. તેના રક્ષણ માટે પૂરો બંદોબસ્ત જોઈએ, પસાયતાઓએ યામ-દોઢ કલાકે-રોનફરવી. રસ્તાઓને **प्रतिवत्सर** દુરસ્ત કરી સારી સ્થિતિમાં રાખવા. ગામડાની ડ્રેનેજનું પહેલેથી ધ્યાન રાખવું. તેની ભૂમિ **पूर्वोदगपारिसारा** ઉગમણી-ઉતરાદી ઢળતી-ડ્રેઈન થાય તેવી-હોવી જોઈએ. મતલબ, ગામડાને તેની Communitary life અંગે બધી સગવડ આપવા સંબંધમાં શિલ્પશાસ્ત્રમાં ખૂબ વિગતો ભરી છે. તે બધાની પાછળ ગામડાનું કૃષિધન અને ગોધન આબાદ રહે. ગામડું સ્વાશ્રયી—સ્વાવલંબી (સ્વપર્યાપ્ત) બને. છતાં, દેશ સાથે સંકલિત રહે એજ ભાવના સીધી કે આડકતરી રીતે, ઝાંખી કે સ્પષ્ટ જોઈ શકાય તેમ છે.

**વીરેન્દ્રરાય ચન્દ્રશંકર મહેતા**

(બારમા ગુજરાતી સાહિત્ય સંમેલન માટે તૈયાર થયેલ 'હિન્દી નગર વિધાન' નામક નિબંધમાંથી)

## ઇન્કિલાબ!

ઇન્કિલાબ !
નેક, ટેક,
પ્રાણની ઉમેદ એક
ઇન્કિલાબ! ઇન્કિલાબ !

ઇન્કિલાબ !
ગુંજતો અનંતમાં પીડિતનો અભેદ સાદ
સ્પષ્ટધ્યેય મોખરે "ગુલામ કોન, સૌ સમાન".
સૌ સમાન :
અન્ય વાત છે હરામઃ
તોડવા અતુટ બંધ આખરી કર્યો પ્રબંધ
માણવા સમુદ્ર સુખ ઇન્કિલાબ ! ઇન્કિલાબ !
ઇન્કિલાબ !
મુક્તિનું વિરાટ ધ્યાન
એકને અખંડ ગાન
સાવધાન ! એકતાન
હો, મજુર ને કિસાન
માનવી દુઃખી તમામ
ઇન્કિલાબઃ
ઇન્કિલાબઃ
આથમે જ કાળ રાત ઉઘડે નવું પ્રભાત
ઉઘડે સ્વતંત્ર દ્વાર ઇન્કિલાબ ! ઇન્કિલાબ !

(પ્રજામિત્ર કેસરી મહાસભા અંક) **ભાનુશંકર જોષી**



ઘૂમે ઘૂમે ને ઘેની વડે
ને કોઈ વ્હેની અખંડ ને અનંત રે
જાન્હવી જગને ઘૂમે રે.

(કવિશ્રી, ન્હાનાલાલ)

## ગપગોળા ફેંકવાની ઘેલછા.

પત્રકારત્વમાં સનસનાટી ભર્યા સમાચાર પ્રગટ કરવાની પણ અધિપતિઓની ઘેલછા હોય છે.

તાજેતરમાંજ અલાહબાદના 'આજ–કાલ' પત્રે ફેંકોલોજી ચલાવી 'પં. જવાહરલાલ એક ગ્રેજ્યુએટ સમાજવાદી યુવતી સાથે લગ્ન સંબંધથી જોડાય એવો સંભવ છે.' એવા સમાચાર પ્રકટ કરવાથી ભારે સનસનાટી ફેલાઈ ગઈ હતી.

કેટલીકવાર સત્યાસત્યનો વિચાર કર્યા સિવાયજ તંત્રીરાજો ફેંકે રાખે છે પરંતુ આથી સમાજને ભારે નુકશાન થાય છે એ સ્પષ્ટ વાત તેમના અલ્પ સ્વાર્થ ખાતર તંત્રીઓના ભેજામાં ઉતરી શકતી નથી.

પં. જવાહરલાલ અને લગ્ન ? એ પ્રથમ દૃષ્ટિએજ વાંચનારને કેટલું બધું વિચિત્ર લાગે છે? પં. જવાહરલાલના લગ્નની અફવાની તપાસ કરતાં એ સમાચાર કેવળ હવાઈ તોપ જેવા માલુમ પડયા છે. પંડીત જવાહરલાલ આવાં લગ્ન કરે એ વાતજ કેટલી બધી મુર્ખાઇ ભરી જણાય છે. નહેરૂ કુટુંબના શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત અને જવાહરલાલનાં બ્હેન શ્રીમતી હઠીસીંગે અખબારનવેશોને સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે એ વાત તદ્દન અસત્ય છે. એ અપમાનજનક સમાચાર ફેલાવવામાં જવાહરલાલની ક્રુર હાંસી છે.

કહે છે કે અલાહબાદના વર્તમાન પત્રની કપોલ કલ્પિત બાતમીના મૂળમાં સંયુક્ત પ્રાંતોની મહાસભા વિરોધી ટોળીનો હાથ હોવાનો સંભવ છે. રાત દિવસ દેશ સેવામાં રચ્યા પચ્યા રહેનાર પંડિતજીના હૃદયમાં ગૃહજીવન ગાળવાની ઉર્મિઓ બાકી રહી છે એવી કલ્પના કરવામાં પણ એ પત્રકારે ભારે ભૂલ કરી છે.

× × ×

જાહેરમાં આવવાના મોહમાં કેટલીકવાર રિપોર્ટરો અને તંત્રીઓ હવાઇ બોંમ ગોળા ફેંકી રજનું ગજ કરવામાં કંઇ બાકી રાખતા નથી. પરંતુ તેમની એ નીતિ થીતો તેઓ આદર્શ પત્રકાર થવાને બદલે જાહેર જનતાના કટ્ટા શત્રુજ થાય છે એમાં જરાય શક નથી.

કેટલીકવારતો પત્રકારો તેમના ભેજામાંથી સ્વપ્નસૃ[ષ્ટિ] જેવા કાલ્પનિક વિચારો પ્રગટ કરી જનતાને ઘડી આશ્ચર્યમાં નાખી દે છે. કેટલાક અકકલનો ભંડા[ર] કહેવરાવતા તંત્રીઓ એક ન્હાનામાં ન્હાના અં[ક]ડુંકમાં દર્શાવાય તેવા સામાન્ય સમાચાર[ને] પણ મરચું મીઠું અને મસાલા ભેળવી ભપકાદા[ર] સમાચાર પ્રગટ કરવામાં ભારે બહાદુરી કરે છે. ધારો[કે] એક તાજુ જન્મેલું અનાથ બાળક રસ્તામાંથી મળી આવ્[યું] હોય અને પછી તે પર કોઇ અખબાર તરફથી નિરર્થ[ક] શબ્દોના શણગાર સજી એને એક વાર્તાનું ભારેરૂપ આપ[]વામાં આવે ત્યારે, એ કરૂણરસથી ભરપુર સમાચા[ર] વાંચનારને કોઈ પણ હેતુ વિનાના એવા શબ્દોના સાથી આથી ભરેલા મસાલેદાર સમાચાર વાંચતાં જરૂર કંટાળો આવે છે. તેમ છતાં એ કલમબાજો તો એમજ માનત[ા] હોય છે કે અમે કંઇક જનતાને તાજું તાજું વાંચન પુ[રું] પાડીએ છીએ. કેટલીકવારતો જ્યાં નામ ઠામનું પણ ઠેકાણું ન હોય તેવા ગામનાં નામો મુકી મૂર્ખ પત્રકારે ગોઠવેલી અને વણેલી વાતો મુકી ગુલબાનો ઉડાવે છે. દાખલા તરીકે ભાગલપુરમાં એક સ્રીને થયેલા બે ડઝન બાળક ! બીલાડીએ આપેલો વ્યાઘ્રનો જન્મ ! મનખા[]પુરના મગન મેરાઇએ જાતે જોયેલું દૃષ્ય. વાઘ નાચે છે– કૂદે છે અને હસે છે; લોકોનાં ઉભરાતાં ટોળાં પોલીસે રાખેલો ભારે બંદોબસ્ત વગેરે.

× × ×

આપણે ઇચ્છીએ કે તંત્રીશાજો તેમની બુદ્ધિનું લીલામ કર્યા સિવાય પત્રકારત્વના પવિત્ર ધંધાને કલંકિત કરતા પહેલાં જનતાને સાચા અને સંપૂર્ણ ખાત્રીવાળા સમાચાર પુરાપાડી જનસેવા બજાવવા તસ્દી લે.

લાખો અને કરોડોની ગિલ્ડન ફગાવી દઈ ભારત માતાની સ્વાધીનતા ખાતર ફકીરી ધારણ કરનાર ભારતના ભડવીરના જીવનમાં ગૃહજીવનની ઇચ્છાની શક્યતા પણ કેમ હોઇ શકે. જરૂર આપણે એક વખત માટે એ ભયંકર જુઠ્ઠાણું ફેલાવનાર તંત્રી પ્રાણીની ઉદ્ધાર દીલથી દયા ખાઇ લઇએ! અને પુનઃ આવી ભયંકર ભુલો ન કરે તેમ ઇચ્છીએ.

## 'તાપીના તપસ્વી' સ્વરાજ પ્રાપ્તીનો સાચો માર્ગ બતાવે છે.

વાંચક કદાચ આ શિર્ષકથી ગભરાઇ જશે. પણ મ્હારે પેટ છૂટીવાત કરતાં જરૂર કહેવું જોઇએ કે આ કંઇ અખબારી સ્ટંટ નથી આ તો નવો રાહ છે. ભાઈ નવો રાહ!

સાબરમતીના સંતતો રાજકારણમાંથી ક્ષેત્રસંન્યાસ લઇ શેગાંવમાં વસે છે અને ત્યાં ગ્રામોદ્ધારના મનસુબા કરે છે પણ એમાં કંઈ શુકરવાર આવવાનો નથી. કારણ કે હીન્દની પરતંત્ર પ્રજાને આઝાદીને માર્ગે દોરવા એક મહાન–મહાન વિભુતિ તેના રસકસવાળા અદભુત ભેજામાંથી નવીન માર્ગ સુચન કરી રહી છે.સ્વરાજ્ય પ્રાપ્તિનો સાચો મહામંત્ર શું હોઇ શકે, એ આપણી એ નૂતન વિભુતિએ થોડાજ વખત પહેલાં આખી યોજના પ્રગટ કરી બતાવી આપ્યું હતું. અને સેવક માને છે તે પ્રમાણેતો તે યોજનાનો પ્રત્યેક હિન્દવાસી અગલ કરવા વિચાર કરી રહેલ છે. ઘણાએ તો એ યોજનાનો અમલ પણ કરી દીધો છે અને અડધું સ્વરાજ તો આમ આંખ મીંચતા મળી ચૂક્યું છે બાકીનું અડધું સ્વરાજ પણ હવે હાથ વેંતમાં આવી રહ્યું છે

તાપીનો એ તપસ્વી કોણ છે? અંગ્રેજોની કન્યાઓને પરણી જઈ અંગ્રેજ સ્વસુર કરવાથી સ્વરાજ જલ્દી પ્રાપ્ત થશેજ એ વિધાન રજુ કરનાર તાપીના એ મહાન તપસ્વી શ્રી ઇશ્વરલાલ વીમાવાળાને આજ ભારતભરમાં કોણ નથી ઓળખતું? જોકે અત્રે કહેવું જોઇએ કે એ યોજનાનો સ્વયં એ તપસ્વીએજ અમલ કર્યો નથી પરંતુ શુભ મુહૂર્તમાં મહાજ્ઞાની પુરૂષ તે અખતરો કરશે એમ માનવાને ચોક્કસ કારણ છે એમ કહે છે. કારણ કે ફૈજપુરની બેઠકમાં થયેલી બધીજ અર્થહીન કાર્યવાહી તેમની દ્રષ્ટિએ ક્ષુલ્લક જણાય છે તે તો કહે છે કે બસ પરણો પરણો આંગ્લ યુવતિઓને! જુઓ પછી સ્વરાજ્ય નાચતું કુદતું આવે છે કે નહિ, ગાંધીજીના એક વાક્ય 'પહેલાના જેવોજ હું યુવાન અને ઉત્સાહ ભર્યો છું.' પર પોતાનો અભિપ્રાય દર્શાવતાં એ ભદ્ર પુરૂષ લખે છે કે 'એમના બોલવા પરથી એમ અનુમાન થાય છે કે તેઓ ફરીવાર એકાદ નવો કાર્યક્રમ દેશ આગળ રજુ કરવાના હશે. જો એવું હોય તો તે કાર્યક્રમ સ્વરાજ્ય પ્રાપ્તીના પ્રશ્નને અંગે સામાજીક પ્રશ્ન બનાવવાનોજ હોવો જોઇએ. તેમ નહી હશે તો અગાઉ જેવાં ત્રણ હથીઆર પોતાના જ પગમાં કુહાડા રૂપ થયા તેવીજ રીતે એ નવું હથીઆર–એ નવો કાર્યક્રમ પણ આવ કુહાડા પગ પર જેવોજ થશે એ નક્કી માનવુ."

આ અભિપ્રાય પરથી એ તાપીના તપસ્વી એમ માનતા જણાય છે કે હિંદમાં તો બીજી કંઈ પણ પ્રવૃત્તિની જરૂર નથી. કેવળ અંગ્રેજ પ્રજા સાથે સામાજીક બંધનો વધારવાથીજ સ્વરાજ જલ્દી મળનાર છે. આવી ઉત્તમ ચાવી હાથ કર્યા પછી એ તપસ્વી જાતે પહેલ કરે તો શું ખોટું છે? બ્રિટન સાથે અતૂટ સહકાર સાધી એ સંતે હવે તો જરૂર ગાજતે વાજતે બ્હાર પડવાની જરૂર છે નહિ તો સાબરમતીનો સંત શેગાંવમાં રહી કંઇ ભારતની મુક્તિ ખોઇ દેશે એવો પાકો ભય રહે છે.

અને એ તાપીના તપસ્વી આ તેમની મનોસૃષ્ટિની યોજનાનો જો તાત્કાલિક અમલ ન કરે તો જરૂર ભારતનું ભાવી ગગડી પડી કોઇ ઉંડી ખીણમાં ચોંટી જશે!

હવે તો એ તાપીના તપસ્વીએ વિલંબ કર્યા સિવાય ધ્યેયની સિદ્ધિ અર્થે તેમની યોજનાનાં પત્રકો વિશાળ પ્રમાણમાં તૈયાર કરાવી એરોપ્લેન મારફતે હિંદના ખૂણેખૂણામાં ફેંકાવવાં જોઇએ અને ત્યારબાદ દરેક સ્વરાજ પ્રાપ્તિ અર્થે રણમેદાને પડેલા ભડવીર ઉમેદવારોને

તાપીના પવિત્ર કિનારે આંગ્લ યુવતિનાં હસ્તધૂનન કરાવી આશિર્વાદ આપવા જોઇએ-પુત્રવાન-સૌપુત્રના બાપ થાવ અને હિંદમાં પ્રજાની વૃદ્ધિ કરો.

**પંડિત તફડંચી કરે છે !**

હજુ ગયા અંકમાંજ સાહિત્યની દુનિયામાં તફડંચી વિદ્યા સંબંધમાં સેવકે અંગુલિ નિર્દેશ કર્યો હતો ત્યાં તો 'પડકાર'ના તંત્રીરાજે મ્હારૂં એક પંડિતજીના પરાક્રમ તરફ ધ્યાન દોર્યું છે.

એ પંડિતજી તો ઘણા જાણીતા છે-ગુજરાતમાં ખુબ ખુબ ગવાયેલા છે તેમનું નામ તો પ્રત્યેક ગુજરાતી જાણતા જ હશે તેમ છતાં મ્હારે કહેવુ જોઇએ કે તેમનું મુબારક નામ છે પંડિત શિવપ્રસાદ. આ પંડિતનાં અનેક પરાક્રમો અખબારોમાં પ્રગટ થઈ ગયાં છે એટલે અત્રે તે પર વિવેચન ન જ કરૂં તો ઠીક. એમનો મુખ્ય ધંધો ભીખ માગી ફંડો ઉઘરાવવાનો અને મૂર્ખ બ્હેનોને સ્વાશ્રયી બનાવવાનો છે.

તેઓ એક 'નવયૌવન' નામના માસિકના તંત્રી પણ છે, હાલ તે એલીસબ્રીજ અમદાવાદમાંથી પ્રગટ કરે છે. 'નવયૌવન' માસિકના માગશર ૧૯૯૩ ના અંકમાં, 'પડકાર' અંક ૨ માં છપાયેલ ભાઇ શ્રી સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠીની નવલિકા **'જીવન સ્મૃતિ'** પંડિતજી એ અક્ષરસઃ પ્રગટ કરી છે. આ માટે નીચે 'પડકારમાંથી' એટલું લખવાની પણ એ બન્ધુએ સૌજન્યતા દાખવી નથી. આમ પારકી મહેનતનો ઉપયોગ પોતાના ફુટી બદામના પત્રોમાં કરવાનો એ અર્ધદગ્ધ તંત્રીરાજનો શો હેતુ હશે તે સમજી શકાતું નથી. ભાઇ સુરેન્દ્રપ્રસાદ ત્રિપાઠીએ, પંડિત શિવપ્રસાદને કાયદેસર નોટીસ આપી છે અને અમને પણ આ અંકથી એવા તફડંચી વિશારદોથી ચેતવા માટે ફરજ પડતાં ચેતવણીના સૂર ફુંકવા ફરજ પડી છે.

પંડિત શિવપ્રસાદની આખી જીવનકથા બનશે ત્યારે 'પડકાર'ના વાંચક સમક્ષ રજુ થશે.

**'સાહિત્ય પ્રેમી'ના પ્રલાપ**

અમદાવાદમાં એક યુવાન સાહિત્ય મંડળ નામની યુવાન સાહિત્યકારોની સંસ્થા ચાલે છે. આ મંડળ અમદાવાદના યુવાન સાહિત્યકારોનું અમદાવાદ ખાતે સંગઠ્ઠન કરનાર પહેલુંજ મંડળ છે. કેટલાક કહેવાતા સાહિત્ય પ્રેમીઓની આ મંડળપર પ્રથમથીજ વક્રદૃષ્ટિ છે અને મંડળની કોઈપણ પ્રવૃત્તિ તેમના હૃદયને બ્હેલોવ્યા કરે છે, પરિણામે તેવા સજ્જન સાહિત્ય પ્રેમીઓ યુવાન સાહિત્યમંડળ પર અત્યારનવાર બુરખા ઓઢી જુદી જુદી રીતે હુમલાઓ કરવા નિષ્ફળ પ્રયાસ કરે છે.

મ્હારે અત્રે કહેવું જોઇએ કે, અમદાવાદની જે એ ત્રણ નવીન સાહિત્ય સંસ્થાઓ પ્રવૃત્તિ કરે છે તે કરતાં કંઈક વિશેષ પ્રવૃત્તિ અમદાવાદનું યુવાન સાહિત્ય મંડળ કરે છે. આ બાબતની ખાત્રી કરવા મંડળના મંત્રી કે કોઈ હોદ્દેદારને સાહિત્ય પ્રેમીએ મળવું જોઇએ તેમ છતાં આંખે ચશ્મા રાખીનેજ જેને જોવાની ટેવ પડી હોય તે કોઇ દિવસ સ્પષ્ટ વસ્તુ જોઇ શકે નહિ એ સ્વાભાવિક છે. અમદાવાદના એક દૈનિકમાં કોઈ એક સાહિત્યપ્રેમી' મંડળ નિષ્ક્રીય થઇ ગયું છે અને તદ્દન અવ્યવસ્થીત ચાલે છે અને તે પણ અમુક વ્યકિતને લીધે હશે એમ કલ્પનાઓ કરી એક ચર્ચાપત્ર લખે છે. પણ મ્હારે એ 'સાહિત્યપ્રેમી'ને કહેવું જોઇએ કે ભાઇ આપ નામવર સાચાજ સાહિત્ય પ્રેમી હોવ તો મંડળમાં તો દાખલ થાવ. અને પછી જુઓ કે મંડળ શું પ્રવૃત્તિ કરે છે ? કદાચ મંડળના કાર્યકર્તાઓમાં ખામી જણાય તો એકાદ હોદ્દો સ્વીકારી નિષ્ક્રીય મંડળને સક્રિય કરોને. ખાલી થુંક ઉરાડવામાં તો સાચી સાહિત્ય સેવા થઇ શકે નહિ. અમદાવાદના કેટલાં મંડળો આજ પ્રગતિ કરે છે? પ્રગતિ નામધારી મંડળો પણ શુન્ય પ્રગતિ કરી રહેલ છે. સાહિત્ય પ્રેમી આ બાબતમાં કંઇ જાહેર કરી સાહિત્યપ્રેમ બતાવશે? કે પછી હૈયાની હાય વરાળ કહાડી કેવળ વ્યકિતગત આક્ષેપો કરી એ મંડળને નિષ્ક્રીયજ કહેશે ! સાહિત્યની સેવા કરવાની ઉત્કંઠા રાખનાર સાહિત્યપ્રેમીના એ પ્રલાપ કયા આશયથી બ્હાર પડે છે ? સાચી સેવા એમ ન થઇ શકે એ સાહિત્ય પ્રેમી ન ભુલે.

—**તરંગવિહારી**

# આજ રાત્રે — નૃત્યકલાને અપનાવવાનો આદેશ આપતું સાગરનું

સામાજીક કલાસર્જન!

# જીવનલતા

રૂઢીચુસ્ત પિતાના સ્વતંત્ર પુત્રની
હિમાયત કરતા એક યુવાન
પુત્રની ક્રાન્તિકારી પ્રેમની દિલચસ્પ
કહાણી જોવાને તત્પર રહો!



સવિતાદેવી

## યાદ રહે!—

—: મુખ્ય કામ —

**સવિતાદેવી**

અને

**મોતીલાલ.**

..............આ સામાજીક ચિત્રકૃતિ
રૂઢિચુસ્ત સમાજમાં ખળભળાટ મચાવશે!

..............યુવાન અને યુવતિઓના દિલ પ્રેમરસમાં
તરબોળ કરશે .......અને એથીજ વૃદ્ધ, યુવાન
અને બાળકો આ ચિત્ર જોવા અધીરા બન્યા છે.

## કૃષ્ણ સીનેમા

રતનપોળ,
ઝવેરીવાડ
અમદાવાદ.




## સ્વ. સાક્ષર શ્રી. નરસિંહરાવ દીવેટીયા

ગૂજરાતના વયોવૃદ્ધ સાક્ષરરત્ન શ્રી નરસિંહરાવભાઇનું ૭૮ વર્ષની વયે તા. ૧૪–૧–૩૭ના રોજ અવસાન થયું છે. આ સમાચારથી પ્રત્યેક સાહિત્ય રસિક અને ગૂજરાતી ભાષાપ્રેમીને શોક થયા વગર રહેશે નહિ.

ગૂજરાતના સુવિખ્યાત વયોવૃદ્ધ સાક્ષર શ્રી નરસિંહરાવભાઇ એક ઉત્તમ કવિ, પ્રખર ભાષાશાસ્ત્રી, જૂની ગૂજરાતી ભાષાના પદ્ધતિસરના સંશોધક, કડક વિવેચક, વિચારક અને સમાજ સુધારક હતા.

છેલ્લાં ચારેક વર્ષથી સાક્ષર શ્રી નરસિંહરાવભાઇની તબિયત ઘણી અસ્વસ્થ રહ્યા કરતી હતી અને તેમાં પણ છેલ્લા દોઢેક વર્ષથી તો તેઓ લગભગ પથારીવશ હતા. સ્વ. શ્રી નરસિંહરાવભાઇનાં પત્ની શ્રીમતી સુશીલા બ્હેન થોડાજ માસ ઉપર અવસાન પામ્યાં હતાં. વૃદ્ધાવસ્થામાં પણ આ આઘાત તેઓએ ભારે સહિષ્ણુતાથી સહી લીધો હતો.

શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયાનો જન્મ તા. ૩ સપ્ટેમ્બર ૧૮૫૯ના રોજ થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. એમનું કુટુમ્બ સુધારક વિચારનું હોઈ જ્ઞાતિના વાડાઓમાં માનતું નથી. સ્વ. શ્રી. ભોળાનાથભાઇ ગૂજરાતના અગ્રગણ્ય સમાજસુધારક હતા અને પિતાના તે ગુણ શ્રી. નરસિંહરાવભાઇમાં પણ ઉતર્યા હતા.

શ્રી. નરસિંહરાવભાઈએ ૧૮૮૦માં બી. એ.ની પરીક્ષા પસાર કરી હતી. સંસ્કૃતિમાં તેઓ પ્રથમપદે આવતાં ભાઉદાજી પરિતોષિક તેમને મળ્યું હતું. આ પછી તેઓ ૧૮૮૪માં આસિસ્ટન્ટ કલેકટર તરિકે સરકારી નોકરીમાં જોડાયા. ૧૯૧૨માં સરકારી નોકરીમાંથી અને જાહેર પ્રવૃત્તિમાંથી તેમણે નિવૃત્તિ લીધી. ૧૯૨૧માં એલ્ફીન્સ્ટન કૉલેજના લેકચરર તરિકે તેમની નિમણૂંક થઇ હતી અને આ પદ પર છેવટ સુધી રહ્યા હતા.

શ્રી. નરસિંહરાવભાઈની સાહિત્ય પ્રવૃત્તિનો આરંભ ૧૮૮૬–૮૭માં થયો હતો.

એમની કવિતાઓનો પહેલો સંગ્રહ 'કુસુમ માળા' બીજો 'હૃદય વીણા' અને ત્રીજો 'નુપુર ઝંકાર' છે. 'સ્મરણ સંહિતા' એ કરુણ પ્રશસ્તિ કાવ્ય છે અને એ ગૂજરાતી ભાષાના કરુણ કાવ્યોમાં પ્રથમ પંક્તિનું ગણાય છે. 'સ્મરણ મુકુર' અને 'મનોમુકુર' ગદ્ય લેખો અને રેખાચિત્રોના સુંદર અભ્યાસપૂર્ણ ગ્રંથો છે. 'અભિનય કલા' પર પણ એક સુંદર ગ્રંથ લખ્યો છે જે અભ્યાસપૂર્ણ છે. તેમના લેખો તથા પુસ્તકો સાક્ષરજીવનના અમર સ્મારકો છે.

૧૯૧૩માં અમદાવાદ મુકામે મળેલી સંસાર સુધાર પરિષદના એ પ્રમુખ હતા. પ્રમુખ તરિકે આપેલું વ્યાખ્યાન તેમના સુધારક વિચારનું અચ્છુ પ્રતિબિંબ છે. ૧૯૧૫માં ગૂજરાતી સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ હતા.

સ્વ. નરસિંહરાવભાઈનાં કાવ્યો ગૂજરાતી સાહિત્યમાં ઉંચુ સ્થાન ધરાવે છે. ગૂજરાતી કવિતા તેમજ જોડણી સંબંધમાં પણ તેમણે નવાજ નિયમ ઘડયા છે. અને તેમનો જોડણીનો 'હ'કાર માટેનો આગ્રહ ગંભીર પ્રશ્ન ખડો કરે છે. એ નિર્ણય માટે હજી મતભેદ છે. તેમ છતાં જોડણી બાબતમાં તેમનો ફાળો ઘણોજ મહત્વનો લેખી શકાય. પ્રેમાનંદના નાટકો ઉપરની ઉપયોગી ચર્ચા પણ ગૂજરાતી સાહિત્યમાં અજોડ ચર્ચા લેખી શકાય. સ્વ. સુરત પ્રાર્થના સમાજી હતા. ઇશ્વર શ્રદ્ધા તેમના ઘણા કાવ્યોમાં જણાઈ આવે છે. બે પુત્રી તથા એક પુત્રના અવસાન પછી સ્વર્ગસ્થે જાહેર જીવન લગભગ છોડી દીધું હતું. ગૂજરાતના વૃદ્ધ સાક્ષરોની ગણીગાંઠી સંખ્યામાંથી સાહિત્ય જગતના પ્રખર અભ્યાસી તરિકેની શ્રી. નરસિંહરાવભાઇની ખોટ જરૂર ગૂજરાતને સાલ્યા કરશે.

પ્રભુ સ્વ. ના આત્માને પરમ શાન્તિ આપો એજ અભ્યર્થના.

*

## વડોદરા પત્રકાર મંડળ

વડોદરા પત્રકાર મંડળની ઉદ્‌ઘાટન ક્રિયા નેક નામદાર દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીના શુભહસ્તે ગઇ તા. ૫–૧–૧૯૩૭ ના આ પ્રસંગે જાણીતા અમલદારો, જાહેર કાર્યકર્તાઓ અને મંડળના તમામ સભાસદોએ ભાગ લીધો હતો.

વડોદરા રાજ્ય નિરંતર પ્રગતિની કુચ કર્યા કરે છે. તેમાં પણ દેશી રાજ્યમાં પત્રકાર મંડળની સ્થાપના થાય અને તેની પ્રગતિમાં રાજ્યના અમલદારો સહર્ષ ભાગ લે એ વસ્તુ ખરેખર વિરલ છે. આ માટે પત્રકાર મંડળના સ્થાપકો, પ્રેરકો અને સહાનુભાવકોને અમારાં હાર્દિક અભિનંદન છે.

વડોદરા રાજ્યના અમલદારોની આ ઉત્તમ પ્રશંસનીય ઉદાર દીલની ભાવનાને, વર્તમાન પત્રનું નામ સાંભળતા ભડકી ઉઠતા અને પ્રગતિમાં પીછે કુચ કરના અન્ય દેશી રજવાડાઓના અમલદારોએ ખાસ ધ્યાનમાં લેવાની જરૂર છે. વડોદરા રાજ્ય, પત્રકાર મંડળને ઉત્સાહ પ્રેરીત કરી અભિનંદન આપે છે ત્યારે કેટલાક રાજવીઓ પોતાના રાજયમાંથી પત્રો અને પત્રકારનું અસ્તિત્વ રહેવા ન પામે તેવી પેરવીઓ કરે છે.

આ મંડળના ઉદ્દેશમાં નીચેની મુખ્ય સાત વસ્તુઓ છે.

(૧) સ્વતંત્ર પત્રકારીત્વની પ્રગતી અને ખીલવણી.
(૨) પત્રકારીત્વનું સ્વાતંત્ર્ય જાળવવાનો.
(૩) રાજ્ય, જાહેર સંસ્થાઓ અને બીજા કોઈ પણ સ્થળે પત્રકારીત્વ અને પત્રકારોના વ્યાજબી અને યોગ્ય હક્કો જાળવવાનું.
(૪) પત્રકારીત્વનો ધંધો આદર્શમય બને તે જોવાનો.
(૫) પત્રકારોની સામાન્ય અડચણો દૂર થાય તે જોવાનો.
(૬) પત્રકારીત્વ અને પત્રકારોના હરેક પ્રકારના હીતો જાળવવાનું.
(૭) પત્રકારીત્વના ધંધા અને દરજ્જાનું ગૌરવ વધે તે જોવાનો રહેશે.

પત્રકાર મંડળના હોદ્દેદારો અને સભાસદો એક બીજા સાથે વધુ સંપર્કમાં આવી દિનપ્રતિદિન મંડળની પ્રગતિ કરવામાં ફળીભુત થાવ એવી પરમદયાળુ પરમાત્માને અમે પ્રાર્થના કરીએ છીએ.

---

## સુધારો

આ અંકમાં પ્રગટ થયેલ 'આર્ટપ્લેટસ' પર 'વડોદરા પત્રકાર મંડળ'નો અહેવાલ આપવામાં આવ્યો છે તેમાં ભૂલથી 'વડોદરા રાજ્ય પત્રકાર મંડળ' જ્યાં જ્યાં છપાયું છે ત્યાં 'વડોદરા પત્રકાર મંડળ' એ સુધારીને વાંચવા તસ્દી લેવી.

## ખાસ નોંધ

વાર્તાનાં પાત્રો અને તેઓનાં નામો કલ્પિત છે, ખરી વ્યક્તિઓ કે તેઓનાં નામો સાથે તેને કશો સંબંધ નથી. લેખો અથવા વાર્તાઓમાંના વિચારો સાથે તંત્રી તદ્દન જ સંમત થાય છે એમ કોઈએ સમજવાનું નથી.

## ચેતવણી

'પડકાર' માસિકમાં પ્રસિદ્ધ થતા કોઈપણ લખાણનો અમારી રજા વગર કોઈએ ઉતારો કરવો નહિ.

તંત્રીઃ 'પડકાર'

---

**Government**
**of**
**Baroda.**

**No. Mis.** 5/93D. — Huzur Political Office, **Baroda.** 14th December 1936.

Dear Sir,

**Patronage to the 'Padkar'**

× × ×

I have also requested the Chief Assistant to the Ministers to arrange for issuing an order directing all departments in the State to send their advertisements to you whenever Convinient.

Yours Sincerely.

(Sd).

**Manager.**

Huzur Poltical Office.



# સમાચાર સાર

—અમદાવાદ ખાતે ભરાયલી અખીલ ભારતીય મહિલા પરિષદને ભાવનગરનાં મહારાણીએ રૂ. ૨૦૦૦, પોરબંદરનાં મહારાણીએ રૂ. ૨૫૦, અને પાલીતાણાના મહારાણીએ રૂ. ૨૦૦ ની બક્ષીસ કરી.

—અમદાવાદમાં અખિલ હિંદ મહિલા પરિષદની ૧૧ મી બેઠક મીસીસ માર્ગારેટ કઝીન્સના પ્રમુખપદે ડીસેમ્બર તા. ૨૩ થી શરૂ થઈ હતી.

—અમદાવાદ મ્યુ. બોર્ડના પ્રમુખ તરિકે શ્રી. મણીભાઇ ચતુરભાઇ અને ઉપપ્રમુખ તરિકે શ્રી. બળવંતરાય ઠાકોર ચુંટાયા છે.

—અમદાવાદના મોડલ થીએટર્સ લી.ના જાણીતા ભાગીદાર શેઠ શ્રી. ચીમનલાલ વીરચંદ મુંબઇમા ગુજરી ગયા છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો.

—મુંબઈમાં થયેલી ચતુરંગી ક્રિકેટ મેચમાં હિન્દુટીમે યુરોપીયન ટીમ ઉપર ૨૫૭ રન અને ત્રણ વિકેટે જીત મેળવી હતી.

—અમદાવાદમાંથી 'નવ સૌરાષ્ટ્ર' અર્ધસાપ્તાહિક નિકળવા માંડયું છે.

—રિટાયર્ડ કલેકટર તથા અમદાવાદ સુધરાઈના સભ્ય મી. કુરેશી અવસાન પામ્યા છે.

—પ્રો. જ્યોતિન્દ્ર દવેને ઓરિએન્ટલ ટ્રાન્સલેટરના બીજા મદદનીશ તરિકે મુંબઇ સરકારે નિમ્યા છે.

—ગુજરાતમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક ભરવા માટે રાસ વિઠલપુર, સુણાવ, બારડોલી, શુકલતીર્થ હરીફાઇ કરશે એમ સંભળાય છે.

—અમદાવાદની આસપાસ અને ગાયકવાડી વિસ્તારોમા ધાડ, લૂંટ કરનાર બહારવટીયા ઉમરભૂતાની ટોળીને પકડવા બ્રિટીશ અને ગાયકવાડી પોલીસે કમરકસી છે. ઇનામો જાહેર થયાં છે. ને ખાસ અમલદારની નીમણુંક થઇ છે.

—મુંબઇથી 'આજકાલ' નામનું ગુજરાતી સાપ્તાહિક શ્રી. રવિશંકર મહેતા, શ્રી. જીતુભાઇ અને શ્રી. બકુલેશના તંત્રીપણા નીચે પ્રગટ થયું છે.

—ખંભાતના વણકર કારીગરોએ પોતાનું મંડળ સ્થાપવા નક્કી કર્યું છે.

—મુંબઇના મીલ માલેક મંડળના નવી સાલના પ્રમુખ તરીકે શેઠ ધરમશી મુળરાજ ખટાઉ ચુંટાયા છે.

—જાણીતા સાહિત્ય પ્રેમી કુમારશ્રી મોતીસિંહજી મહીડાની ૨૯મી જન્મગાંઠ તા. ૧-૧-૩૭ના રોજ ધામધુમથી ઉજવવામાં આવી હતી.

—સુરતમાં ખજુરી ભાગોળ ઉપર આવેલા એક બંગલાના કમ્પાઉન્ડમાંથી તરતના જન્મેલા બાળકની લાશ મળી આવી હતી.

—મુંબઈના ના. ગવર્નર લોર્ડ બ્રેબોર્ન લીમડી રાજ્યના મહેમાન થતાં ત્યાં તા ૨૭ મીએ રાણાગઢના તળાવ ઉપર ૧ ડઝન બતકોનો શિકાર કર્યો હતો.

ગુજરાતમાં ઠેરઠેર હીમથી રહ્યો સહ્યો પાક નાશ પામ્યો છે. ખેડૂતોની ભયંકર મુશ્કેલીઓમાં આ એક કારમો ઘા છે.

—ના. મોરબીના મહારાજા સાહેબે રાજ્યના ગરીબ કામદારોને બોજામાંથી મુક્ત કરવા રૂ. ૧૫ લાખનું લ્હેણું માફ કરી રૂ. ૧૮ લાખની જાહેર સખાવત કરી છે.

—વાંકાનેર સ્ટેટના જકાત ખાતા તરફથી વેપારીઓને ત્રાસ પડતો હોવાનો પોકાર છે.

—જામનગરમાં ના. જામ સાહેબના હસ્તે એક દીવાસળીના કારખાનાની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ હતી.

—ધ્રાંગધ્રા રાજ્યના છ વર્ષથી હદપાર થયેલા પ્રજાસેવકો સામેનો હદપારી હુકમ રદ કરવાનું ફરમાન રાજાએ કર્યું છે.

—કાઠિયાવાડની રેલ્વેઓની ગતીમાં હવેથી ફેરફાર થઈ વધારો થશે.

—પોરબંદરના ના. મહારાણાશ્રીએ વેપારીઓની દાદ ફરિયાદ સાંભળવા કસ્ટમ્સ ઓફીસે રોજ અેકેક કલાક જઈ બેસવાનું ધોરણ રાખ્યું છે.

—ધોલેરા બંદરનો વિકાસ થઇ રહ્યો છે.

—હિન્દી સરકારના જકાત ખાતાના અંકુશને લીધે ભાવનગર બંદરને આશરે ૬૫ લાખ આવકની ખોટ જશે.

—પોરબંદરમા એરો ડ્રોમ બંધાવાનું છે.

—ભાવનગરમાં મંદી પ્રશ્નને અંગે રાજ્યની આવકની એકંદરે ૧ કરોડ જેટલી ઓછી આવવા પામી છે. નવા વર્ષના બજેટોને અંગે પ્રત્યેક ખાતાવાળાઓને કામ કાજમાં ઘણીજ મુશીબત વેઠવી પડે છે. એન્જીનીયરીંગ ખાતામાંથી આઠ જણને રજા આપવામાં આવી છે.

## વડોદરા રાજ્યની ખબરો.

—વડોદરા પ્રાંત પુસ્તકાલયની ચોથી પરિષદ ડીસેમ્બર તા. ૨૦-૨૧ ના રોજ રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇના પ્રમુખપદે મળી હતી.

—ના. સર ન્યાયાધિશ મે. ધુરંધર સાહેબના પ્રમુખપણા નીચે વડોદરા રાજ્યની ન્યાયખાતાની પરિષદ તા. ૨૪-૨૫-૨૬ ના રોજ ભરવામાં આવી હતી. મે. પાટકર સાહેબ, મે. સુધાળકર સા. તથા મે. ઝાલા સા. ઉપરાંત ચાર પ્રાંતના પ્રાંત ન્યાયાધિશ સાહેબો, નાયબ પ્રાંત ન્યાયાધિશ સાહેબો અને તાલુકામાંથી આમંત્રણ કરેલ ન્યાયાધિશ સાહેબોએ ભાગ લીધો હતો. બંદોબસ્ત અધિકારી સાહેબોમાં મે. શ્રી. પીલાજીરાવ ગાયકવાડ, સા. મે. પવાર સુબા સા. મે. નાયપલ્લી સુબા સા. વગેરે મુલ્કી અમલદાર સા. તથા મે. નિંબાલકર પો. ના. સુબા સા. પણ આ પરિષદમાં હાજર હતા. વકીલોની પણ હાજરી હતી. ન્યાયમંદિરના મોટા હોલમાં આ પરિષદનું કામ શરૂ થયું હતું. પરિષદ ખુલ્લી મુકતા ના. સર ન્યાયાધિશ મે. ધુરંધર સાહેબે છટાદાર અંગ્રેજી ભાષામાં ભાષણ કર્યું હતું. પહેલા દિવસે ફોજદારી વિષય અને બીજા અને ત્રીજા દિવસે દિવાની સૂચનાઓ હાથ ઉપર લેવાઇ હતી. પરિષદના કામકાજમાં સૌએ ઉત્સાહથી ભાગ લીધો હતો તથા સૂચનાના સમર્થનમાં, વિરોધમાં કે શંકા દર્શાવવામાં યોગ્ય પ્રમાણ જળવાયું હતું. છેવટમાં સર ન્યાયાધિશ સાહેબે પ્રમુખ તરીકે કરેલા સુંદર કામ માટે તેમની સજ્જનતા અને કુનેહ માટે

—કોચીનની પ્રજાએ કોચીનના મહારાજાને તેમની જન્મગાંઠને દિવસે રાજ્યનાં સઘળાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂકવા વિનંતિ કરી છે.

– ના. આગાખાનની આફ્રિકા પ્રવાસમાં નઇરોબીમાં સુવર્ણ તુલા થશે

—ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાએ અશ્લિલ સાહિત્ય સામે લોકમત કેળવવા ઠરાવ કર્યો છે તથા આવતું સંમેલન કરાંચીમાં ભરવા ઠરાવ્યું છે.

—મહાસભાની અખંડ જ્યોત બનારસમા ભારતમાતા મંદિરમાં કાયમ માટે રાખવા સૂચનાઓ થઈ છે.

—માજી સમ્રાટ તથા હાલના ડયુક ઓફ વીન્ડસરને હજારો ક્રિસ્ટમસના અભિનંદનના સંદેશા આવ્યા હતા તેનો તેમણે આભાર માન્યો છે.

—નવા વર્ષના સંદેશામાં નવા સમ્રાટ જણાવે છે કે મારા પીતા તથા (ગાદી ત્યાગ કરી ગયેલા) મારા મોટાભાઈના ગુણોને હું અનુસરૂં છું.

—મુંબઇની ચતુરંગી ક્રીકેટ મેચમા હિંદુઓ ચેમ્પીયન ા છે.

—બિહારમાં આવેલી સોન નદીમા એક ટાપુ પર દિગબર ોઓએ એક સંસ્થા જમાવ્યાની ખબર મળી છે. હિંદમાં વાદના પ્રચારકો તરિકે આ લોકો પહેલા છે.

—સ્વ. [illegible] અપમાનજનક શબ્દો બોલવા ભાઈ પરમાનંદનો શિયાળ કોટની સભામાં ભારે ફેસ્ટો હતો.

—અખિલ હિંદ ઓલીમ્પીક રમતો ૧૯૩૮ માં કલત્તામાં થશે.

—તિલકનગરથી ચાર માઈલ દૂર આવેલા ખારોડા ગાળે પવિત્ર અગ્નિ (જલતી જ્યોત) લઈ જવામા આવ્યો છે. આ અગ્નિ વર્ષ ભર જ્વલંત રહેશે અને એ અગ્નિ ગુજરાતના [illegible]મમાં કોંગ્રેસ બેઠક મળશે ત્યાં લઈ જવામાં આવશે

—નિઝામ રાજ્યે જાતિ કે ધર્મનો ભેદ રાખ્યા વગર લાયક સ્થાઓને દાન તરિકે વહેંચી આપવા માટે રૂ. ૫૦૦૦૦ની મ બંગાળના ગવર્નરને સોંપી છે.

—હિંદમાં પોતાનું એરૂથી ખાતું ઉઘાડવાનો ઠરાવ જર્મની સરકારે કરેલ છે.

—નરેન્દ્ર મંડળના ધારાશાસ્ત્રી મી. મોર્ગન લંડનથી દિલ્હી ખાતે આવી પહોંચ્યા છે. તેઓ એકાદ માસ રોકાઈને ફેડરેશનને અંગે રાજા મહારાજાઓને સલાહ આપવાના છે.

—શેખપુર વિભાગમાં ૯૭ હરિજનોએ શીખ ધર્મ સ્વીકાર્યો છે

—નવાં સામ્રાજ્ઞીને લેડી ઓફ ધી ગાર્ટરનો ઈલ્કાબ મળ્યોછે.

—કહેવાય છે કે મિસિ સિમ્પસન વસંતઋતુ પહેલાં ડયુક આફ વીંડસરને નહિ મળે હાલ તે કેન્સ ખાતે થોડો વખત રહેશે

—જગતના મહાન વિજ્ઞાન વેત્તા આઈન્સ્ટીનની પત્નીનું અવસાન થયું છે.

—જર્મનીએ વર્તમાનપત્રોને આવતા દશ વર્ષ સુધી ડયુક ઓફ વીંડસર વિષે લખાણ નહિ છાપવા ફરમાવ્યું છે.

—જર્મનીએ દેશના બુદ્ધિશાળી કામ કરનારાઓનું સંગઠ્ઠન કરવા યોજના ઉપાડી છે.

—સ્પેનના પ્રમુખ સીનોર કેબેલેરોનો પુત્ર હયાત છે. એવા ખબર મળ્યા છે.

—ઍતીલા (સ્પેન) આંતરરાષ્ટ્રીય ખ્યાતી ધરાવનાર કવિ, નવલ કથાકાર અને ફીલસુફ સાલામાન્કા વિદ્યાપીઠના પ્રતિષ્ઠાતા મીગુ એલ ડયુક નામુનોનું અવસાન થયું છે.

—જર્મની અને સ્પેન વચ્ચેનો સંબંધ પળેપળે વિકટ બનતો જાય છે

—જણાવામાં આવ્યું છે કે ના. છઠ્ઠા જ્યોર્જે ડયુક ઓફ વીંડસરને દર વખત ઉનાળામાં ઈંગ્લેન્ડ ખાતે ફોર્ટ બેલ્વેડર વાપરવા ઇચ્છા દર્શાવી છે.

—એડવર્ડ વીન્ડસર ડયુક આફ વિન્ડસરને હાઉસ ઓફ લોર્ડમાં એક ડયુક તરીકે બેસવાનો હક્ક છે તેથી પાર્લામેન્ટ ખુલ્લી મુકવાની ક્રિયા રાજા જ્યોર્જ જ્હારે કરશે ત્યારે તેમને હાજર રહેવાની ફરજ પડશે.

—જોન ઓફ આર્ક જીવે છે! સ્પેનની સરકારના પક્ષમાં લડતી વીરાંગના લાપેસીઓ નારીઆ મરણ પામ્યાની હકીકત ખોટી છે એમ મેડ્રીડ ખાતેનો રોયટરનો પ્રતિનિધી જણાય છે.

—રોમમાં ૧૯૪૧ માં ૩૦ માઇલના વિસ્તારનું 'રોમનું વિશ્વપ્રદર્શન' ભરાશે.

—ચીનના બળવાખોર સરદાર ચાંગ-સુ-લીઆંગને સજાની મુક્તિ મળી છે.

—અમેરીકાના વિલીયમ આન્ડવુડ નામના ૬૯ વર્ષનો એક વૃદ્ધ માને છે કે ૧૯૩૮માં મહાપ્રલય થશે.

—માડ્રીડમાંથી ૩।। લાખ પ્રજાજનોએ ઉચાળા ભર્યા છે

—સ્પેઇનનું અખંડીત પણું જાળવવાના નિશ્ચયથી જરમની અને ફ્રાંસે પરસ્પર ખાત્રીઓ આપી કરે છે

અંક ૭ મો.

# પડઝાધ

મણિલાલ વાડીલાલ શાહ
એડવોકેટ



વાર્ષિક લવાજમ ]

'માયા'માં મીસ જમુના.

૩—૦—૦




પુસ્તક ૨ જું. ] ફેબ્રુઆરી : ૧૯૩૭ [ અંક ૭ મો.

# "પ્રેમ બંસી જ્યાં બજે સનાતન"

[ઢાળ: ઉડી હવામેં જાતી હય, ગાતી ચીડિયાં યે રાગ–'અછુત કન્યા'ના એ ગાયનનો]

સૂનું સૂનું લાગે સંસારે, વિલાય જીવનબાગ,
ડગલે ડગલે ડુંગર ખડકયા, પગલે પગલે આગ !—સૂનું.

મ્હોબતનો મ્હેરામણ ઉછળે, કાંઠે માછલડી ટવળે;
'દુનિયાદારી'ના ભવદરિયે દમતા ઝેરી નાગઃ—સૂનું.

મનડું મીણબત્તી સમ પ્રજળે, પ્રજળી આંસુડે રસ નીગળે;
દેખી દેખી રડ્યું દાઝતું સ્વપ્નોને સુહાગ !—સૂનું.

લોકલાજ ને રૂઢિરિવાજે, રૂંધ્યા સ્નેહલ શ્વાસ સમાજે;
તરફડતાં એ પંખેરૂ તરસ્યાં, વણ પ્રેમપરાગઃ—સૂનું.

ચલો, પ્રીતમ ! એ દેશ પુરાતન, પ્રેમબંસી જ્યાં બજે સનાતન;
નહિ ભિન્નતાના જ્યાં ભેદો, નહિ દ્વેશ નહિ રાગઃ—સૂનું.

નહિ દંભ જ્યાં નરી સરળતા, નિત્ય યૌવને વહે વિમલતા;
સદૈવ સહજિવને જગશે ત્યાં ચેતનનો યેરાગઃ—સૂનું.

કેશવ હ. શેઠ

# એ તમન્ના

( ગઝલ )

કહે ખૂબ બેચેન કાં આપ પરી છે !
ન સુરમો છે—આંસુથી આંખો ભરી છે !

અમોલા આ આંસુની ગુંથુ છું માળા,
એ એક મોતીમાં લાખ આશા ભરી છે.

કડડ કરતી તૂટી અરે ! વાદળી આ—
જુવો ! કોની ઉર્મિ અચાનક મરી છે !

કાં છેડી રહ્યા આપ વીણાના તારો ?
સુણો અહિં બજે કાળની ખંજરી છે !

પ્રણયમાં શશીએ કરી બેવફાઇ !
અરે, વ્યોમ ! કાળાશ શાની ભરી છે ?

કહો આંશુ કોની ફળે આ જીવનમાં
નિરાશાથી જ્યાં પ્રેમ-પ્યાલી ભરી છે !

કસમ દઉં છું આકાશ ! સાચું કહેજે—
મિલન માટ ઓછી ઉષા કરગરી છે ?

જીવન અસ્ત થાતું શું એની ફીકર છે—
સવિતા ! કહે આંખ કાં બ્હાવરી છે ?

# ભરી છે

હું સમજી ગયો ચાલબાજી શશી તુજ–
ફસાવા, મને, તેં કળાઓ કરી છે

હસે છે-રડે છે–અજબ મુઠી માટી*
તને જોઈ વારી ! શી કારીગરી છે !

મધુ ગીત ગુંજીને એમાંજ શમણું
જીવન-ભેટ કેવી મઝાની ધરી છે ! -

અમર એ–સદા તુજ પ્રણયમાં રહીને–
જીવનની સફર જેણે પૂરી કરી છે.

કરૂં લાખ યત્નો–પરંતુ કહે તું–
સહારા વિના નૈયા કોની તરી છે?

તને કાળ ! ભરખી કદી કાળ જાશે,
સુધારી લે જીવનમાં જે જે કરી છે

વિતાવી, ગઈ રાત ભગ્નાશ હૈયે–
શું રજની લઈ આશ આજે ફરી છે !

તમન્ના કહે–"આ તમન્ના અનોખી"–
ઉરે 'માતરી', એ તમન્ના ભરી છે.

—રૂપમાતરી.

* મનુષ્ય

# કુંભારનો ચાકડો

લેખક:—

શ્રી. "તક્ષક"

પાપના પ્રાયશ્ચિત સમું નિર્મળ પ્રભાત પ્રગટ્યું હતું. સવારમાં વ્હેલાં ઉઠેલાં મનુષ્યો પોતપોતાના કામની શરૂઆત કરતાં હતાં. વૃદ્ધ ભીખાએ પણ પોતાનો ચાકડો સંભાળી લીધો; ભીની માટીમાંથી તે વસ્તુઓનાં જુદા જુદા ઘાટ ઉતારવા લાગ્યો. તેના હાથ અજબ છટાથી ફરી રહ્યા હતા. આટલી વૃદ્ધ વયે પણ તેનામાં યૌવનની ચપળતા ડોકિયાં કરતી:

'રે'વા દે બેટા કેશવા! હવે વધારે માટી પલાળવી નથી' તેણે થોડે દૂર માટી પલાળતા પોતાના જુવાન પુત્રને કહ્યું.

'પણ કાકા! તમે તો નળિયાં પાડવાનું કે'તા હતા તેનું શું થશે?' કેશવો બોલ્યો.

'નળિયાં વળી કાલ પાડશું. આજે તો જરા મારૂં શરીર લથડ્યું છે. આ તો માંડ માંડ......'

એટલામાં ફળીયામાં કોઇના આગમનનાં પગલાંનો અવાજ આવ્યો.

'ક્યાં મુવો એ ભીખલો! ...ું રાત દહાડો ઢેડવાડા... લત્તામાં પગ મૂકવો પડે ...કે ઓછી વાત છે!'

...તા વીરચંદ શેઠનું ભગવદાર ...ું દેખાયું. તેમની પાછળ ...નો જુનો ગુમાસ્તો બગલમાં બે ત્રણ ચોપડા રાખી ...રહેલો.

'લ્યો, શેઠ! આ તો સવારમાંજ કામધંધે વળગી ...છે ને!' ગુમાસ્તાએ શેઠને ખુશામત કરી.

'ચઢી જાયને કામે! પણ બાપ! એમને ક્યાં કોનો પૈસા પતાવવાની દાનત છે? કેમ, અલ્યા ...ખા?'

...ભાએ ...

બધો આપનોજ પરતાપ' વૃદ્ધ ભીખો વધુ બોલી શક્યો નહિ. તેની આંખમાં આંસુ આવ્યાં. જોડે બેઠેલો તેનો દિકરો પણ સાવ બાઘેલા જેવો બની ગયો. કેશવો પોતાની બિમારીનો પ્રસંગ યાદ કરવા લાગ્યો. પોતાના બાપની હુંફાળી મમતા અને ડૉક્ટરની ફી રહિત સારવારથી એને જીવન મળ્યું હતું.

વૃદ્ધ ભીખાનું હૃદય અકથ્ય વેદનાથી સળગી રહ્યું હતું. માંદગીને બિછાને પટકાઈ પડેલા પોતાના એકના એક દિકરાને કેવી રીતે ઉગારવો એજ વિચાર તેને સતાવી રહ્યો હતો. પરંતુ નાણાની ભીડ તેની હામ ભાંગી નાખતી હતી. અને પોતાના એ જુવાન જોધ દિકરાએ કેટકેટલી ઇચ્છાઓ રાખી હશે? શું તેની ઇચ્છાઓ અકાળે ભસ્મિભૂત થવાની? ગમે તેમ કરીને તેને તો બચાવવોજ જોઇએ.!

વીરચંદ શેઠને ઘેરથી તે કરજે નાણાં લાવ્યો. ને તેણે કેશવાને મૃત્યુના મુખમાં જતો અટકાવ્યો.

તે દિવસે તો વીરચંદ શેઠે તેને હસીને આવકાર આપ્યો હતો એટલુંજ નહિ પરંતુ એ પૈસાની તે વારંવાર ઉઘરાણી નહિ કરે એવી તેને ખાતરી પણ આપી હતી.

'તમે સાળાં ગમે તેમ કરી કમાઇ ખાવ! પણ અમારેય બીજાઓને જવાબ દેવાના હોયને?'

વીરચંદ શેઠ ધીમે ધીમે ઉગ્ર બનતા હતા.

'પણ બાપજી! આ ચાકડામાંથી અમે શું રળિયે? અમારે ક્યાં તમારા પૈસા ખોવડાવવા છે.? હમણાં તો ઘર ચલાવવા જ વખા પડે છે! જરા થોભી જાવ તો મહેરબાની?'

'વારૂ. તમારી ગરજી.'

દિવસો વિત્યા; મુદત પણ વીતી. અને એક દિવસ ફરીથી વીરચંદ શેઠ ભીખાને ત્યાં આંટો મારી આવ્યા. મુતારમાંજ ઓરડાનો કબજો સોંપી દેવાની કડક ધમકી પણ આપતા ગયા. વૃદ્ધ ભીખાએ તે દિવસે કૈં પણ આહાર કર્યો નહિ. તેનું મગજ શૂન્ય બની ગયું હતું. ઘરમાં કોઇ આશ્વાસન આપનાર બેઠું મળે નહિ એટલે જીવનમાં ઉતરતી કડવાસ નિવારી શકાય એમ પણ ન હતું. ભીખાએ પોતાના પુત્રને બોલાવ્યો.

'આપણા બાપદાદાનું ઝવેરાત...! બેટા કેશવા! તને ખબર છે? આપણાથી એ કેમ કરી છોડાય?'

'ના, કાકા! એ તો બનેજ નહિ.' પુત્ર સંમત થયો.

'ત્યારે મેં કહ્યું એ રસ્તો તું લઇ શકીશ?'

'કાકા! મારે તો તમારો પડતો બોલ ઝીલવાનો.'

'સાઠ વર્ષ થયાં અહિં રહ્યો...હું ને ઓરડું એ કૈં જુદાં નથી. આ ચાકડો છે ને તે મારા જનમ વખતનો!'

છોકરો હકાર ભણતો હતો તે તદ્દન ચૂપ બની ગયો. પ્રશાંત વાતાવરણમાં ગમગીની છવાઇ ગઇ. મોડી રાત સુધી બન્ને બાપ–દિકરો ઘરમાં જઈ સૂતા.

× × ×

બીજા દિવસનું પ્રભાત પ્રગટ્યું. પણ આભમાં ચોમાસાનાં વાદળાં છવાએલાં હતાં. વિષાદનું પૂર હેલારે ચડ્યું હોય તેવું વાતાવરણ લાગતું હતું.

વીરચંદ શેઠ સરકારી માણસો સાથે ભીખાને ઘેર આવી પહોંચ્યા હતા.

'અરે! જવા દો ને શેઠ! આપણે બારણું ઉતારી દઇએ! સરકારી હુકમ છે પછી શો વાંધો?' શેઠનો ગુમાસ્તો બોલ્યો.

'પણ સાળા આટલા ધુમધડાકાથી ન જાગે એ પણ નવાઈજ ને?' વીરચંદ શેઠ મુંઝવણમાં પડ્યા.

'નવાઇ શાની, જાગતો માણસ જ ન બોલે!' કોઈએ આવી દુનિયાદારીનું રહસ્ય સમજાવ્યું.

'ખરી વાત. એમ કર્યા વગર છૂટકો નથી.' શેઠે અભિપ્રાય આપ્યો.

ચણિયારામાંથી બારણું ઉતર્યું, અને માણસોએ ઘરમાં પેસવા માંડ્યું. પરંતુ ઘરમાં દાખલ થએલા સર્વ આશ્ચર્ય અને ચડકાર સહિત બહાર આવવા લાગ્યા. અંદરનું ભયભીત દૃષ્ય કોઈ પણ આંખ માટે અસહ્ય હતું. બાપ–દિકરો બન્ને ફાંસો ખાઇ મૃત્યુ પામ્યા હતા. બન્ને એક બીજાને અપૂર્વ વહાલથી જાણે વળગી રહ્યા હતા. લોકો ઝપાટાબંધ ત્યાં એકઠા થઈ ગયા. પોલિસ અમલદાર આવ્યા ત્યારે ટોળું જરા વિખરાયું. પોલિસનાં માણસોએ આખું ઘર તપાસ્યું. છેવટે અમલદારે ચોકમાં પડેલા ચાકડાને પણ બારિક તપાસ વગર મૂક્યો નહિ. ચાકડા ઉપર કોઈએ ખડીથી લખ્યું હતું; "ઉમ્મર વરસ ૬૦" પોલિસ અમલદાર એ જુના નિર્જીવ ચાકડાને જોઈ રહ્યો અને પછી ઉપરનું લખાણ વાંચી વિચિત્ર મુખ કરી હસ્યો.

વીરચંદ શેઠને કૈં પણ સમજાયું નહિ.

(સંપૂર્ણ)

# ખોદે તેજ પડે

( ઐતિહાસિક એકાંકી નાટિકા )

(સોમનાથપાટણને ખેદાન મેદાન કરી પોતાને દેશ પાછા જવાની તૈયારીમાં મહમ્મદશાહ પડેલો છે. ગુજરાત છોડી જતાં પ્હેલાં ત્યાં આગળ પોતાનો કોઇ સુબો નીમી જવાનો તે વિચાર કરે છે. પડદો ઉપડતાં બાદશાહ એક ગાદી ઉપર હુક્કો પિતા બેઠેલાં દેખાય છે સામે તેના વજીરો અને સરદારો બેઠા છે)

**મહમ્મદશાહ**—આપણે આજે નિર્ણય કરી નાખીએ તો પછી—ગુજરાતના સુબાની નિમણુંક માટે—

**વજીર**—જહાંપનાહ, એ બે દાબિસલામ ભાઈઓમાંથી આપ હુકમ કરો એને નીમી દઈએ—એક ભાઈ અહીંના એક પરગણાનો હાકિમ છે ઘણા વખતથી અને બીજો ફકીર વેષે ફરે છે.

**એક સરદાર**—જીનાબે અલી, અને જે હાકિમ છે એણે ઇસ્લામની નામના પણ અહીં ગુજરાતમાં સારી ફેલાવી છે. કાફરોની રિયાસતો વચમાં રહેતો છતાં એ એક બહાદુર સુબો મનાય છે. ઇસ્લામના પાક પેગામનો પ્રચાર પણ એણે અહીં ઠીક કર્યો છે. એને આશરે ઘણા ફકીરો અને દરવિશો રહી શકે છે.

**મહમ્મદશાહ**—પણ અમારા સાંભળવા પ્રમાણે એનો ભાઈ જે ફકીરી લઈને ફરે છે એ પણ સારો માણસ છે. અને વળી એ મોટો ભાઈ છે ઇસ્લામના પાક મઝહબ પ્રમાણે મોટાભાઈનેજ રાજ્ય મળવું જોઇએ. પછી એ ના સ્વીકારે તો જુદી વાત—

**વજીર**—નામદાર, જેવી આપની ઇચ્છા. એ મોટા ભાઇને પણ હમણાંજ બોલાવ્યો છે. આપ રૂબરૂ પૂછીને નિર્ણય કરી હુકમ ફરમાશો.

**મહમ્મદશાહ**—અમને એના તરફ જરા વધારે મન ખેંચાય છે કારણ કે એની દરવેશીના ચમત્કારો અમે લોકો પાસેથી સાંભળ્યા છે. એ ના કહેશે તો તમે કહ્યું તે પ્રમાણે એના ભાઇ—એ હાકિમને આપણો કરી એટલે ... તને ખબર છે?

હા. માબાપ! તમે પરમની ઇચ્છા હશે તો પડપણ આ છોકરાનું મોઢું જો. હાકિમ કામ કરે તેવો છે, અને ગુજરાત જેવડા મોટા પ્રાન્તને સાચવવા માટે લડાયક સુબાની જરૂર રહેશે. ઓલીયાને રાજ્યનો ભાર જરા વસમો પડે.

**મહમ્મદશાહ**—વારૂ, એ તો મોટા ભાઇની ખુશીની વાત, એના ભાઇને પોતાની પાસે રાખવો કે નહિ તે—અમે આગ્રહ તો નહિજ કરીએ.

**સરદાર**—જેવી ઇચ્છા નામવર.

( પહેરેગીર પ્રવેશ કરે છે )

**પ્હેરેગીર**—ખુદાવિંદ, કોઈ દરવેશ આવવા રજા માગે છે.

**મહમ્મદશાહ**—આવવા દો ખુશીથી.

**વજીર**—હું ધારૂં છું એજ દાબિસલામ ફકીર હોવા જોઇએ.

( પહેરગીર સાથે મોટા દાબિસલામ પ્રવેશ કરે છે. તે ફકીરના વેષમાં છે. )

**દાબિસલામ**—બાદશાહ સલામત ખુશી રહો, ખુદા હંમેશ નામદારને સુખી રાખે.

**મહમ્મદશાહ**—ફકીરબાબા અમારી સલામ છે આપને— કહે છે કે આપના બાપ દાદાઓ અહીંના સુબા હતા.

**દાબિસલામ**—હા, નામદાર હજી એ સુબાગિરી અમારા કુટુંબમાંજ છે.

**મહમ્મદશાહ**—તમને એક વાત પૂછવાની છે. ગુજરાતમાંથી જતાં પ્હેલા અમારે આ મુલક ઉપર અમારા તરફથી એક સુબાની નિમણુંક કરવાની છે. સુબાગિરી તમારા કુટુંબમાંજ હોય એમ અમારી ઇચ્છા છે—તમે એ પદવી સ્વીકારો ખરા?

**દાબિસલામ**—ખુદા નામદારને લાંબુ આવરદા બક્ષે, પણ હું આ ફાની દુનિયાની ખટપટથી દૂર રહું તોજ સારૂં.

**મહમ્મદશાહ**—દરવેશ બાબા, જ્યાં સુધી દુનીયા ઉપર જીવવું છે. ત્યાં સુધી ખટપટ તો આદમ જાતને વળગેલી છે જ, હું તો કહું છું કે તમે હા કહો.

**હાબિસલામ**—પણ, પણ,—નામવર—
[અચકાય છે.]

**મહમ્મદશાહ**—અચકાઓછો શા માટે? કહી દો જે કહેવાનું હોય તે. તમારા જેવા પાક આદમીને હાથે ઇસ્લામની રોશની આ કાફરોના મુલકમાં વધારે અચ્છી રીતે ફેલાશે એમ હું માનું છું.

**હાબિસલામ**— પહેલાં વાધે તો એ જ કે મારા ભાઇને મારી સાથે બનતું નથી. હું સુબો થાઉં તો એ ખટપટ જગાવે અને આપણામાં જ— ફરજંદોમાં જ અંદર અંદર ખટખટ જાગે એ હું નથી ઇચ્છતો.

**વજીર**—તમારોભાઈ તો તમારા નીચે કામ કરવા પણ ખુશી બતાવે છે.

**હાબિસલામ**— એની દાનત કેવી છે તે હું વધારે જાણું છું. બાદશાહ અહીંથી આપ નેકદીલ જાઓ, મારું આંતી જાણું નાગજાતું. ત્યાં સુધી બધી કાહીવાલો કરવાનો? મારે તો આ ફકીરીજ ઠીક છે ખુદાવિંદ.

**મહમ્મદશાહ**— નહિ મારે તમનેજ સુબાગિરિ આપવી છે. તમારાભાઇને હું ગિઝની ઉપાડી જઇશ પછી તમને સતાવનાર કોણ હતું?

**હાબિસલામ**— જ્યારે શાહસલામતનો આટલો આગ્રહ છે તો મારે હાં કહેજ છૂટકો છે. અને ખુદાવિંદ આપ જાણશો કે બંદો ગુજરાતથી આપને કાણુસ અને ખોરાસાનની મ્હેસુલ કરતાં પણ વધારે દોલત પેદા કરીને આટલી મ્હેરનો બદલોવાળી આપે છે કે નહિ.

**મહમ્મદશાહ**—ઠીક ત્યારે, વજીર સાહેબ એમને અમારો રૂકો કરી આપો કે આજથી એ ગુજરાતના સુબા " એમના ભાઇને આપણી સાથે આવવા હુકમ કરીશે. ના કહે તો પકડીને પણ સાથે લેજો.

**વજીર**—જેવો નામદારનો હુકમ—
(વજીર, સરદારો વગેરે અંદર અંદર વાતો કરે છે.)

**મહમ્મદશાહ**—અને હવે, તમે દરવેશ નથી પણ ગુજરાતના સુબા છો. અમે તો એકાદ દિવસમાં ઉપડી જવાના છીએ.

**હાબિસલામ**—નામદાર કોઇવાર ફરીથી ગુર્જરાતમાં પધારવાની મહેરબાની કરશે. તો બંદો અહેસાનમંદ રહેશે.

**મહમ્મદશાહ**—ખુદાના હાથની વાત છે તો. કાફરોની ખબર લેવાનો પ્રસંગ આવે ત્યારે અમે આવીએ પણ ખરા. બસ હવે સમય થયો છે ચાલો જઇએ—(ઉઠે છે.)

(સૌની સલામો ઝીલતો જાય છે, પાછળ બીજા પણ જાય છે.)

## મૂછનું પાણી

મેં તો દીકરો પરણાવ્યો હોંશે;
આનંદ અતિશે ,, મ્હાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૧

વહૂઓનાં શ્રીમંત મેં કીધાં;
પાસ રાખી ન કોડીય કાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૨

વરોઠીની મેં ન્યાતો જમાડી;
સાદ ખેંચી ગયો રાગડા તાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૩

દીકરીનાં કરાવ્યા મેં આણાં;
જીંદગીની આ રીતે કમાણી.
મેં રાખ્યું છે મૂછનું પાણી—૪

ઘર બાળીને તિરથ કીધાં;
વાત લોકોએ જુગતે વખાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૫

મેં કારજમાં રૂપીયા ખુબ ખર્ચ્યા;
કરી આબરૂની હોંશે લ્હાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૬

મેં તો આબરૂની ફુલમાળ પ્હેરી;
બહુ ફેરવી આ સંસારી ઘાણી,
મેં રાખ્યું છે મૂછનું પાણી—૭

ધૈર્યચન્દ્ર ૨. બુદ્ધ

### દ્રશ્ય બીજું

(ગુજરાતની સુબાગિરી ઉપર મોટો હાબિસલામ હવે સ્થિર થયો છે. છતાં એના મનમાં ચિન્તા છે કે કોઈવાર પોતાનો નાનો ભાઇ ગિઝનીથી ગ્રણ ખટપટ જગાવે માટે એને કોઈપણ રીતે હાથ કરવા માટે તે પેરવી કરે છે. ખોટાં વરસદો ઉભાં કરી ગિઝનીના મહમ્મદશાહને નાના હાબિસલામ વિરૂદ્ધ ભંભેરે છે. વળી મહમ્મદશાહને તેમજ એના વજીરોને અખૂટ દોલતથી ખુશી કરી તે પોતાના નાના ભાઇને પોતાના કબજામાં સોંપી દેવાની આજીજી કરે છે. જો નાના હાબિસલામને ગિઝનીથી પાછો મોકલવામાં આવે તો તેને એક ભોંયરામાં પુરી દેવાનો એ નિર્ણય કરે છે) (પડદો ઉપડતાં મોટો હાબિસલામ એકલો વિચાર કરતો માલમ પડે છે.)

**હાબિસલામ**—એ મારો જ્યાં સુધી દબાતો હોય અથવા છૂટો હોય ત્યાં સુધી આ સુબાગિરીની શી

સલામતી ? એ એટલો બાહોશ અને ખટપટી છે કે ગમે ત્યારે મને ધારે તો પાયમાલ કરી શકે. મહમ્મદશાહને પણ વશ કરી લઇને મારી સુબાગિરી પડાવી લે. માટે તો ચોકસાઈ કરવીજ જોઇએ. શાહજાદને અને વજીરને મેં ધાર્યા પ્રમાણે પક્ષમાં તો લીધા છે. થોડા વખતમાં શાહનો જવાબ એ બાબતનો ફરી વળવો જોઇએ.

(દૂત પ્રવેશ કરે છે)

**દૂત**—સલામ માલેકુમ જનાબ (કુર્નિશ બજાવી ઉભો રહે છે)

**દાબિસલામ**—કેમ ? તમે ક્યાંથી આવો છો.

**દુત**—જનાબ ગિઝનીથી,–બાદશાહ સલામતે આપને સલામ કહેવરાવ્યા છે. આપની માગણી પ્રમાણે આપના બિરાદરને ગુજરાત તરફ ચોકી પહેરા નીચે રવાના કરી દીધા છે–મને જરા આગળ ખબર આપવા માટે મોકલ્યો હતો.

**દાબીસલામ**—વારૂ–આપ હમણાં આરામ કરો. પછી હું ફુર્સદે આપને મળીશ–બાદશાહ સલામત તબીયત તો બરાબર છે ને

**દુત**—હા જનાબ ખૂબ બહાલ છે–હું પછી મળીશ જાય છે)

**દાબીસલામ**—(જરા મલકાતાં) હવે એ કાંટો સહેલાઇથી દૂર કરી શકાશે. પણ એ ભાઈ–બાપને મારે છડી સવારીએ સામા લેવા તો જવાજ પડશે. અને એમનો આવકાર પણ આપણા કુટુંબના રીવાજ મુજબજ કરવો પડશે. એ બધી પેરવી માટે ફોઝદારને હુકમ આપું. (મોટેથી) અરે કોઈ છે કે બ્હાર !

(પ્હેરેગીર દાખલ થાય છે)

**પ્હેરેગીર**—જનાબ, મને કેમ યાદ કર્યો ?

**દાબીસલામ**—જાઓ ફોજદારને જલ્દી બોલાવો.

**પ્હેરેગીર**—હુકમ જનાબ (જાય છે)

(ઘડીમાં ફોજદાર દાખલ થાય છે)

**ફોજદાર**—( સલામ કરી ) મને કેમ બોલાવ્યો મ્હેરબાન ?

**દાબિસલામ**—ખાસ અગત્યનું કામ છે મારે. ખુદાવિંદ ગિઝનીના શાહ મહમ્મદશાહનો ચોંપતો પેગામ છે. મારા ભાઇ દાબિસલામ જે ગિઝની હતા તેમણે કંઈ કસુર ત્યાં આગળ કરી હશે તેથી નારાજ થઈ બાદશાહ સલામત એને પાછા ગુર્જરાતમાં મોકલી આપે છે અને કેદી તરીકે ભોંયરામાં પુરી રાખવાનો ખાસ હુકમ કર્યો છે. આપણે તો તાબે થવુંજ જોઇએ. બીજો શું ઉપાય–?

**ફોજદાર**—જેવી આપ સાહેબની ઇચ્છા !

**દાબિસલામ**—તો પછી આપણે એમને આપણી રિયાસતના રિવાજ પ્રમાણે બે ગાઉ સુધી સામે લેવા જવું પડશે. એટલા માટે અહીંથી બે ગાઉ લગભગ તંબુઓ નંખાવી દો, જ્યાં આપણે એમને લેવા માટે રાહ જોઇ શકીએ. વળતી વખતે રિવાજ પ્રમાણે માથે પાણીનો મોરીઓ મુકાવી એમને આપણી પાલખીની આગળ દોડતા લાવવા પડશે કારણ કે જો કંઇ પણ આપણા રિવાજમાં ખામી આવે અને બાદશાહની પાસે એ વાત જાય તો એમનો બોઝ ખરેખર કાતિલ છે:– એ પ્રમાણે આપણે કરવુંજ જોઇએ. તમે બધાં સાધનો તૈયાર કરી–

**ફોજદાર**—જેવો નામદારનો હુકમ !

**દાબીસલામ**—આપણી સવારી કાલે સવારે અહીંથી એ તરફ જવી જોઇએ.

**ફોજદાર**—જેવી આપની ઇચ્છા.

(જાય છે.)

**દાબિસલામ**—એ નટખટને માથે પાણીની માટલી લઇને પાલખી આગળ દોડતો જોવાની મજા પણ ઠીક આવશે. એની લુચ્ચાઈ અને શિરજોરીને પરિણામે મારે કંટાળીને ફકીર થવું પડ્યું હતું. પણ બાદશાહે ઠીક મદદ કરી. એની હોંશયારી હવે શું કામ આવે છે એ જોઉં છું.

(જાય છે.)

## દ્રશ્ય ત્રીજું

(જંગલમાં મોટા દાબિસલામનો પડાવ પડ્યો છે. સિપાઇઓ સરદારો, અમીરો વગેરેના દાબીસલામના આવવાની રાહ જોતા ફરતા હોય છે.)

**એક સરદાર**—સુબા સાહેબને વળી આ ધુન લાગી છે. પોતાના ભાઈની બેઅદબી કરવી એ શું વ્યાજબી છે ?

**બીજો**—એમને મહમ્મદશાહનો હુકમ છે એમ કહે છે ? એ બાદશાહ પણ જરા જક્કી તો છે જ, જો

હુકમ પ્રમાણે સુબાએ નથી કર્યું એમ જાણે તો એનીજ હાલત થાય જેવા જેવી–

**પહેલો**—હું તો એમ નથી માનતો–બાદશાહને એટલી શી પડી છે કે આવી રીતે બિચારાને પરેશાન કરવાનો પેગામ મોકલે. બધું આ સુબાના વેર–ઝેરનુંજ પરિણામ છે.

**ત્રીજો**—એજ સાચું છે. એ નાનો ભાઈ ખુબ ચાલાક કુનેહબાજ છે. લોકો એને નાનપણથી ચહાતા તેથી એ હાકિમ થઇ શક્યો એના ઝેરથી બળીને આ ભાઇ સાહેબ તો ફકીર થઈ ગયેલા, વળી બાદશાહે સુબા બનાવ્યા.

**પહેલો**—જે હોય તે ખરૂં. પણ આ ઠીક નથી લાગતું. ચાલો જરા ખુલ્લી હવામાં ફરીએ. એ પેલા સુબા સાહેબ પોતે પણ ઝાડ નીચે ફરે છે. અહીં જંગલની હવા કેટલી ખુશનુમા આવી રહી છે? મને ઘેન ચડે છે

(બગાસું ખાય છે.)

**બીજો**—ચાલો જરા ફરીએ

(બધા જાય છે)

( હાબિ સલામ દાખલ થાય છે )

**હાબિસલામ**—વખત તો થવા આવ્યો છે. પણ હજી એ લોકો દેખાયા નહિ ખુદાની કુદરત પણ કેટલી ખુબસુરત છે? કેવી ખુશનુમા હવા છે? ઝાડની ઘટામાં ઘડીવાર આરામ મળશે. થોડું ફરૂં એટલી વારમાં એ સરઘસ આવી પહોંચવાનું? (ફરે છે) આ હવા પણ જાણે નસો ચડાવે છે. (બગાસું ખાય છે) કુદરતમાં ખુલ્લી હવામાં–જંગલમાં વસનારા દરવેશ લોકોનુંજ જીવન ખરૂં નિરોગી અને સુખી હોય છે. કારણ એમને હમ્મેશ આવી ખુશકારક હવાજ લેવાની રહી. દુનિયાની પરવાજ નહિ? આ ભાઇ સાહેબ તે પણ જોઈએ તો ખરા? કેવી એમની હાલત થાય છે. અને કેવી તરેહથી માથે મોરીયો લઇ આપણી પાલખી આગળ દોડે છે. પોતાની હોશયારીના દિમાકમાં ભાઇ સાહેબે મારી કેટલીએ નાલાશી કરેલી! મને જમાનામાં હલકો દેખાડનાર એજ હતો. પણ ખુદા કયાં કોઈનું ગુમાન ટકવા દેછે? આજે એના ગુમાનને ભરપામ કરવાનો બરાબર વખત આવ્યો છે (વળી બગાસું આવે છે) મને પણ જાણે ખુશીનું ઘેન ચડયું છે. લાવ ઘડી આ ઝાડ નીચે આરામ કરૂં. ઝાયો પણ મજાનો છે. (પોતાની પાસે હાથમાં રહેલી ચાદર પાથરી શરીર લંબાવે છે. વધારે ઉંઘ-આવતાં મ્હોં પર લાલ રૂમાલ ઢાંકીને ઊંઘી જાય છે.) દૈવ યોગે એના મ્હોં પર ઢાંકેલા લાલ રૂમાલને માંસનો પીંડો માની ઝાડ ઉપરથી એક ગીધડું તેના મ્હોં ઉપર બેસે છે અને રૂમાલને ચાંચવતી ઉપાડે છે. ગીધડાના તિક્ષ્ણ ન્હોર હાબિસલામની આંખોમાં ખુંચી જાય છે અને આંખો ફુટી જતાં તે ચીસ નાંખતો ઉઠે છે. લોહીની ધારા બંને આખોમાંથી વહેવા લાગે છે. એની ચિસો સાંભળી આસપાસથી સિપાઇઓ, અને કેટલાક સરદારો ભેગા થઈ જાય છે.

**એક સિપાઇ**—અરે આશો ગજબ થયો, સરકાર!

**બીજો**—જુઓને આંખમાંથી લોહીની ધાર વહે છે.

**એક સરદાર**–(હાબી સલામ પાસે આવી એનો હાથ પકડતાં) નામદાર આપને શું થઇ ગયું?

**બીજો સરદાર**—સરકારની આંખો શાથી ફુટી ગઈ?

**સીપાઈ**—નામદાર, એક ગીધડું સરકારના મ્હોં પર બેસીને લાલ કપડું લઇને ઉડી ગયું મેં બરાબર જોયું.

( હાબીસલામ ચીસો પાડયા કરે છે.)

**હાબિસલામ**—અરે હેવાનો–તમે આ શું કર્યું? મારી આંખો કોણે ફોડી નાંખી? કમબખ્તો–યા ખુદા પરવર દિગાર–હાય—

**પહેલો સરદાર**—એને તો એમજ વ્હેમ છે કે આપણે એની આંખો ફોડી નાંખી અહીં આવ્યા એજ આપણો ગુન્હો છે, ભુલ છે.

**બીજો**—પણ હવે એ આપણને શું કરનાર છે.

**પહેલો**—શું કરનાર છે.? એના ભાઇને પોતાને જે ભોંયરામાં પુરવા માગે છે તે આપણને તો તુરત ગરદન જ મારે.

**ત્રીજો**—પણ હવે તો ખુદાએ આંધળો બનાવ્યો. એ શું હવે કરવાનો હતો. લોકો પણ એને ચહાતા નથી–હવે તો એનીજ એ હાલત થવાની–

**હાબિસલામ**—અરે કમજાતો તમને હું અહીંને અહીંજ કતલ કરાવીશ. પણ મારી આંખોને આ શું થયુ? કમબખ્તો આ તમારૂંજ કારસ્તાન છે. તમે એ નીચ સાથે–મારા ભાઈ સાથે મળી ગયા છો.

**પહેલો સરદાર**—સાંભળો એની વાત. આપણેજ એની આંખો ફોડી નાંખી એમ કહે છે. એવા કમબખ્તને મદદ કરવી પણ ઘટતી નથી—આપણનેજ ગુન્હેગાર બનાવે.

**બીજો**—એક આંધળા માણસને આપણે સુબા તરીકે રાખવો પણ ઘટતો નથી—આપણે કોઈ કુનેહબાજ અને બહાદૂર માણસને સુબાગિરી બધા મળીને આપીશું.

**ત્રીજો**—એનો ભાઈ નાનો દાબિસલામજ શું ખોટો છે? માણસ બહાદુર અને હોશ્યાર છે. એનો અમલ પણ લોકોને ફાયદાકારક હતો. ઈસ્લામની આબરૂ એણે ઠીક જમાવી હતી.

**પહેલો**—એ તમે ઠીક અને વખતસર બતાવ્યું હમણાંજ એની સવારી આવી પહોંચશે. પોતાના મોટાભાઈએ તૈયાર રાખેલો આવકાર કેવી જાતનો છે એની બિચારાને ખબર પણ નહિ હોય એમ હું તો માનું છું.

**બીજો**—પણ હવે તો સંજોગ ફરી જાય છે. મોટાભાઈસાહેબ તો આંધળા બની ગયા છે—એ આપણા સુબા તરીકે ચાલુ રહેવાને લાયક જ નથી અને એ નાના ભાઈ જે લાયક છે તે આવી પહોંચે છે. આપણે બધા મળી એ ભાઈઓની બદલી કરી નાંખીએ. નાનાભાઈને સુબો બનાવીએ અને મોટાને કેદી તરીકે એની પાલખી આગળ દોડાવીએ.

**પહેલો**—બરાબર મેળ તો આવી જાય છે આપણે ભાઈઓને બોલાવીએ.

**દાબીસલામ**—(બધી વાત સાંભળી બહું ગભરાઈને આમ તેમ ફરતો બૂમો પાડે છે) કમબખ્તો, તમારા તરકટનો બદલો તમને ખુદા બરાબર આપશે યાદ રાખજો. મારી આંખો ફોડનાર તમે જ છો. બધું તમારૂં કાવતરૂંજ છે.

**એક સરદાર**—એને બૂમો પાડવા દો—ખુદા પાપનો બદલો આપે છે એ એની વાત તો સાચીજ છે. જરૂર.

**બીજો**—આપણે બધા ભાઈઓને ભેગા કરીને નિર્ણય કરી લઈએ.

(બધા જાય છે)

(દાબીસલામ એકલો ચીસો પાડતો ઉભો રહે છે)

(પડદો પડે છે)

## દૃશ્ય ચોથું

**સ્થળ-મેદાન**—(કેદી તરીકે નાનો દાબિસલામ ચોકી પહેરા સાથે આવી પહોંચે છે. સરદારો તેને લેવા સામા આવે છે.)

**એક મુખ્ય સરદાર** (નાના દાબિસલામના ચોકીદાર તરીકે ગિઝનીથી આવેલા સરદારને)—સરદાર સાહેબ અમે સૌ અહીંના સરદારો મળી આપને અરજ કરવા આવ્યા છીએ. આપ નાના દાબિસલામને કેદી તરીકે લાવ્યા છો એમને છૂટા કરો એવી અમારી સૌની અર્જ છે. કારણ એમને અમારા સુબા બનાવવાના છે. એમના મોટાભાઈ—જેને બાદશાહ સલામત મહમ્મદશાહે અમારા સુબા નીમ્યા હતા તેઓ એકાએક આંધળા થયા છે અને સુબાગિરી માટે લાયક રહ્યા નથી. અહીનાં સૌ ઈસ્લામીઓ આ નાનાભાઈને ચાહે છે. અને એમની સુબાગિરી ઈચ્છે છે અમારી રીતસર અરજ આપની સાથે અમે બાદશાહ સલામતને મોકલી આપીશું. આપ આટલી અમારી માગણી સ્વીકારશો એવી બંદગી છે.

**ચોકીદાર સરદાર**—તમારી માગણી માટે મને વાંધો નથી. બાદશાહને પણ હું તમારી વાત બરાબર કરીશ. (સિપાઈઓને—એમને છૂટા કરો. સિપાઈઓ દાબિસલામને છૂટો કરે છે.)

**ગુજરાતનો મુખ્ય સરદાર**—નામદાર, આપ અમારા સુબા છો. અમે સૌ આપને સામે લેવા આવ્યા છીએ એમ માનો.

**નાનો દાબિસલામ**—પણ આ બધું બન્યું શી રીતે એતો કહો.

**સરદાર**—નામદાર, મોટાભાઈ આપને લેવા આવતા હતા. કેદી તરીકે પોતાની પાલખી આગળ માથે માટલી લઈ આપને દોડાવવાનો એમનો વિચાર હતો. પણ એ બધું તો ઉધારજ રહ્યું અને ખુદાના અજબ અને અદલ ન્યાયથી પોતે આંધળા બન્યા એમની સુરત જોવી હોય તો પધારો આપ.

**દાબિસલામ**——એટલું બધું કરવા માટે મારો ગુન્હો શું હતો?

**બીજો સરદાર**—તમે એમના ભાઈ છો એજતો પાસેમાં પાસેનો દુશ્મન સગોભાઈજ છે.

**નાનો હાબિસલામ**—અને એ આંધળા શાથી થયા ?

**પહેલો સરદાર**—ઝાડ નીચે આરામ કરતા હતા માથે લાલ રૂમાલ ઓઢેલો, ગોસ્ત જાણીને એક ગીધડો મ્હો ઉપર બેઠો એના ન્હોરીયા આંખમાં ખુંચી ગયા. એક સિપાઈએ નજરે જોયું.

**નાનો હાબિ**—આતો ખરે ખર ખુદાઈ કરામત થઇ મને ગિનગુનાહ બાદશાહનો કેદી બનાવ્યાની જાણે કે વસુલાત થઇ.

**બીજો સરદાર**—અને નામદાર આપને આવકાર આપવાની એમણે ખરી રૌનક ગોઠવી હતી. એમની પાલખી આગળ આપને માથે મોરિઓ લઇને દોડવાનું હતું વળી આપને જીવતા દફનાવવા માટે એમણે એક ભોંયરૂં પણ તૈયાર રખાવ્યું છે.

**ત્રીજો સરદાર**—હવે જીનાબ આપ હુકમ આપો એટલે એનેજ માથે મોરીઓ મુકી એને આગળ દોડાવીએ આપની પાલખીના, અને લોકો પણ તમાશો બરાબર જુએ. આજ સુધીની એમની કારકીર્દીએ લોકોને ત્રોબાહ કરાવી છે. એના ભોંયરામાં એનેજ દફનાવી દો જીનાબ.

**નાનો હાબી**—મને ખાસ એવી ઇચ્છા નથી. પણ તમારો સૌનો એરાજ સબબ હોય તો ભલે એમ થાય જે રીતે નાટક શરૂ થયું છે એજ રીતે પુરૂં થવું જોઇએ. ખુદા બદમાશોને કેમ સજા કરે છે એ લોકો ભલે જુએ.

**પહેલો સરદાર**—ત્યારે આપ ઘડીભર આરામથી બેસો અમારી તૈયારીઓ ઘડીમાં થઇ રહેશે.

(પાસે ઉભેલા સીપાઇઓ અંદર અંદર હસતા વાતો કરે છે.)

**એક બે સરદારો**—જીનાબ આજે તો ખુદાનો ડર રાખીને ચાલવામાંજ લાભ છે એમ ઘણાને માલુમ પડશે બરાબર આ તો ખરેખરો અજબ બનાવ બની ગયો. સલામ નામદાર

( બધા જાય છે )

( પડદો પડે છે. )

## દ્રશ્ય પાંચમું

(મોટો હાબીસલામ અંધ દશામાં દોરડાંથી બાંધેલા હાથ સાથે દાખલ થાય છે સિપાઈઓ એને દોરે છે.)

**મોટો હાબિ**—બિરાદરો, રહમ લાવી મને જવા દોને ? ખુદાના કસમજો હું ફરીવાર તમને મ્હોં બતાવા આવું તો-યા ખુદા. તમે તો મુજ ગરિબ ઉપર બહુ સીતમ ગુજાર્યો. આતો દોજખથી પણ આકરી સજા-રહમ દિલ પરવર દિગાર મને બચાવ.

(રડે છે)

**એક સીપાઇ**—અરે સેતાનના બિરાદર, હવે દયાની વાત કેવી ? લઈ લે મોરીયો માથે અને ચાલ જલદી. જો જરા પણ માથું હલાવ્યું છેને પડવા દીધો છે તો પીઠ ઉપર ફટકો પડશે. બંને હાથે પકડી રાખ-માથા ઉપર (એના માથા ઉપર પાણી ભરેલો મોરીઓ મૂકે છે)—અને બે હાથ ઉંચા રખાવી બરાબર પકડાવે છે.

**બીજો સીપાઈ**—પકડજે બરાબર-ચાલ હવે થા આગળ (ધક્કાવો આગળ ચલાવે છે)

**મોટો હાબિ**—અરે યાર ! ધક્કા નહિ માર. જરાતો રહેમ રાખ.

**બીજો સીપાઈ**—એ બધી ગરબડ પછી સરઘસ શહેરમાં ફરી રહે ત્યાર પછી કરજે.

(બધાં નીકળી જાય છે.)

(શહેરમાં નાના હાબીસલામનું સરઘસ નીકળે છે જોવા માટે મળેલા લોકોમાં જોવા માટે મારે કૌતુક થઇ રહ્યું છે. પડા પડી થાય છે બધાંને બની ગયેલા બનાવની ખબર શહેરમાં પહોંચી ગઇ છે. નાનાભાઇને પકડી લાવવા ગયેલો મોટા-ભાઈ પોતેજ અંધ બની આગળ કેદી તરીકે માથે પાણીનો મોરીયો લઈ સીપાઇઓના પ્રહારો સહન કરતો નૃત્ય કરતો હોય એમ તરફડીયાં મારતો સૌથી પહેલો દેખાય છે. લોકો તેને જોઇ તિરસ્કારના પોકારો પાડે છે. પાછળ નાના હાબિસલામની પાલખી આવે છે. લોકો તેને માનથી સલામો ભરે છે. સૌની સલામો ઝીલતો અને ખુદાઇ ન્યાયનો પુરાવો આપતો તે પસાર થયા પછી એના સરદારો અને રિસાલો આવે છે.) *

* 'મિરાતે અહમદી' ઉપરથી





# માબાપ બનવાના પ્રયોગો !



રજુ કરનારઃ—શ્રી. બેકાર

યુરોપ અમેરીકા આદિ ખંડોમાં વિજ્ઞાનના પ્રયોગો પાછળ હજારો વ્યક્તિઓ મચેલી રહે છે, ત્યારે આ આપણા કમભાગ્ય ભરતખંડમાં હજારો વરસ થયા માબાપ બનવાના પ્રયોગો હજારો ઘરોમાં ભજવાયાજ કરે છે. તેમાંએ હિંદુઓમાં તો પૂર્વથી એવી માન્યતા ચાલી આવી છે કે **"વાંઝીયાને સ્વર્ગ ન મળે !"** થોડાક દાયકા પહેલાં તો સવારમાં ઉઠીને કોઈ વાંઝીયાનું મોઢું જોઇ લેવાય તો અપશુકન થાય એમ ગણાતું હતું ! આજે પણ એ સડેલી માન્યતા ખૂણે ખાંચરે પડેલી નજરે પડે છે.

બાળકોને મોટા થવાના કોડ હોય છે અને મોટાં થયા કે માબાપ બનવાના કોડ જન્મે છે દુર ચા માટે જઈએ અમારા મિત્ર અઘોડશંકરના ઘરમાંજ ડોકયું ... લઈએ લોકો તો ચકલે બેસીને ગપ્પાં મારતા ... કે "ઓપલા રવિશંકરના ઓઘડને તો કોઈએ ...ના આપે એમ નથી."

"અરે એવા અક્કલના ઓથમીરને તે કોના ભોગ ...ાગ્યા છે તે દીકરી આપે ? દસ ભેંસ ચારવા જાય તો તેમાંથી એક બે તો જરૂર ભૂલીને આવે એવો હુશિયાર છે !"

લોકો તો આમ વાતો કરતા મોં "વકાસી" ને રહી ગયા અને ઓઘડશંકર તો એક વૈરીના માલિક થયા કે તેનું નામ પણ એવું ચમકદાર હતું કે જેણે અનેક વૃક્ષોને ઉભાને ઉભાં બાળી દીધાં છે તે વીજળી. નામ પ્રમાણે ગુણ કોઈવાર હોય છે પણ ખરા કડવાબાઈનું ડાચુ ક્વિનાઈન ખાધાં જેવુંજ હોય, તો મીઠાબાઈ "વલહાડી" ગોળ જેવા મીઠા હોય છે ! કચરાલાલ તદ્દન ઉકરડે નાખવા જેવાજ હોય, તો અમથાલાલ જાણે અગાધાજ પૃથ્વીપર પધાર્યા છે એમ એમનું શાઈનબોર્ડ ( યાને સંસ્કારી ભાષામાં મુખ, વાતચીતમાં મોઢું અને ગરમ મગજ થયો હોય તો જેને ડાચું કહેવામાં આવે છે તે. ) કહી આપે છે.

તેમ ધુળી વહુ જાણે હમણાંજ ધુળમાં આળોટીને આવી હોય એવી દેખાય છે, તો ફુલીબાઈ ફુટબૉલની જેમ ફુલીને ફરતાં દેખાય છે. તે પ્રમાણે ઓઘડશંકર તે અક્કલમાં ઓઘડજ હતા ત્યારે વીજળી તો જાણે હમણાંજ તાજી આકાશમાંથી ઉતરીને એમના ઘરમાં પડી હોય તેમ ચાલુ ઝબાનની હતી. કદાચ કોઈ ઉતાવળીઓ વાંચક અહીં ભૂલ ન કરે માટે જણાવી દઉં છું કે તે વીજળીનું રૂપ આ વીજળીમાં નહતું પણ જીભમાં તે વીજળીની ઝડપ જરૂર હતી અને ગોખણ દેવીની કુપા ઓઘડના મોઢામાં હોવાથી ગમે તેમ કરીને એટલે કે ફુટપટ્ટીથી નહિં તો ગોખણપટ્ટીથી પણ વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષાને માપી કાઢી !

નિશાળમાં પંતુજીની નોકરી મળી અને વળી ભુદેવ એટલે કે પૃથ્વીના દેવ હોવાથી વારતહેવારે લોટ માગી લાવતા હોવાથી ગાડું સારી રીતે ગબડતું હતું. પણ પરણવાને બબ્બે વરસનો યુગ વીતી ગયો છતાં ઘરમાં ઘોડીયું ફરતું ન થયું જેથી ઓઘડશંકરની વિધવા માતા કમળા ડોસીને કમળો થઈ આવ્યો ! વીજળી સોળ વરસની અને ઓઘડ વીસ વરસનો હતો, છતાં કમળા ડોસીને તો જાણે છોકરો વાંઝીયોજ રહી જશે એ ધાસ્તી પેઠી. એક દિવસ ભરૂચી ભાગોળવાળા ભુવાને બોલાવી આણ્યો. ભુવાએ વીજળીના મસ્તકેથી લીંબુ ઉતારીને ચાર ઠકડા કરી ચાર દિશાએ ફેંક્યા. અડદના દાણા મંત્રીને વીજળી પર નાંખ્યા. વીજળી પ્રથમતો કંઇ સમજીજ નહિ કે આ શું ધાંધલ છે ? જેથી ભુવાને ઉધડો લેતાં બોલી "મુવા જોગટા જોરથી અડદ કેમ મારે છે ! હમણાં આંખ ફુટી જાત તો ? "

"વહુ જરા ધીમા પડો, એમના પરતાપે તો ઘોડીઉં બંધાશે !" સાસુએ વહુને સમજાવવા માંડી. "તો કોણ એ ઘોડીઉં ઘડનાર સુથાર છે ? " વહુએ આગળ હાંક્યું.

મુસોલીનીને આબીસીનીયા સર કરતાં જેટલી ચિંતા કરવી પડી હશે તેથીએ વધુ ચિંતા ડોશીને ઓધડના પુત્રના ઘોડીઆની દોરી ખેંચવાની હતી!

ગામના સદ્‌ભાગ્યે ઉત્તર હિંદ તરફથી બાવાઓનું એક મોટું ટોળું એક હાથી સહિત ગામમાં પધાર્યું હતું. બાવાઓના સરદાર ગોકુલસ્વામીના ચમત્કારની અનેક વાતો એમના ચેલકા બજારમાં અનેક ગલીએ ગલીએ કરવા લાગ્યા. હેંડબીલ અને પોષ્ટર કરતાંએ એ ચેલકાઓ વધુ પ્રચાર કર્યા કરતા. આ દેશમાં અંધ શ્રદ્ધાળુઓનો કંઈ તોટો નથી. અને એમ ન હોય તો પ૬ લાખ સાધુ ફકીરોનું પુરૂં કોણ કરે? કોઈ ધણીને બૈરી ન ગાંઠતી હોય તો તે વાઘણ જેવી બૈરીને એકજ છુમંતરમાં બકરી જેવી બનાવી દેવી! કોઇનો ધણી વારે ઘડીએ બૈરી સાથે ધીંગાણું કરતો હોય; તો તે આખલા જેવા ધણીને મંતર મારી ઉંટ જેવો ગરીબ કરી નાખવો, કોઈના ગમે તેવા બળવાન શત્રુને પોતાની અગાધ આત્મશકિત વડે મનુષ્યમાથી વાંદર બનાવી દેવો! વાંઝીયાને ત્યાં એક સામટાં બે ત્રણ બાળકો પેદા કરાવી દેવાં! એવાં એવાં એકા એક જગતનું કલ્યાણ કરી નાખવાના કાર્યો બાવાજીએ હસ્તગ કર્યા હતા; એમ એમના ચેલાઓ દ્વારા આખા ગામમાં જાહેરાત થઇ ગઇ હતી.

ડોસીએ પણ ઘેર બેઠાં આવેલી ગંગામાં પાવન થવાનું ધાર્યું. બાવાજીની પાસે દોડી ગઇ, પાછળ ઓધડ તથા વીજળી પણ ગયાં. બાવાજીના પગે પડી રડવા લાગી તેને મસ્તકે હાથ ફેરવતાં ખુદ કૈલાસવાસી મહાદેવ બોલતા હોય તેમ પોતાની લાલ ગંજેરી આંખો ઉઘાડીને બાવાજી બોલ્યા.

"મૈયા તુ કિસ લીયે દુ:ખી હય? તેરેકો જો કુછ કષ્ટ હો વોહ કેહ દે ઇશ્વર કિરપાસે તેરા કષ્ટ નષ્ટ હો જાયગા!" આટલું કહી "ઓમ ઑમ ઓમ ગીરનારી!" ની એક સામટા સાત સાંઢ બરાડે એવી બૂમ પાડી. વીજળી તો ભડકીને ઓધડની સોડમાં લપાઇ અને ઓધડ પણ રહેજ ડરી ગયો.

"બાવાજી, તમે તો આ લોકના મહાદેવ જેવા છો. મેં સાંભળ્યું છે કે પરમેશ્વર હાથે તમારે ઝાઝી ગોઠડી છે; તો અમારા ઓધડને ઘેર છોકરો થાય એવું કંઈ કરો. બાપલા તમારો ઉપકાર જનમભર નહિ ભૂલું!"

"મહાદેવકી કિરપાસે તેરા કામ બનજાયગા પરંતુ ઇન સબ મહાત્માઓંકે આત્માકો સંતુષ્ઠ કરોગી તો પરમાત્મા પ્રસન્ન હોગા ઔર પરમાત્મા પ્રસન્ન હોનેસે પુત્ર પ્રાપ્તીમેં દેર ન હોગી!"

"તો યે સબ તમારે બાવાકો લોગોંકુ પરસન કરનેકે સારૂ હું જોઇએ!" ઓધડે હીંદીમાં ફેંકા ફેંકી ચલાવી,

"દેખ, બચ્ચા હમ ચાલીસ આદમી હંય ઉનકે લીએ પાંચ મનકે મોદક, હમારે ગજરાજકે લીયે સવા મનકે મોદક ઔર ભોજન આરોગ લેનેકે બાદ મુખવાસ કે તારપે દસ તોલા ગાંજા ચાહીએ."

"મહારાજ, જુઓ એટલા બધા પૈસા અમેરીપાસ નહીં હે તમ કે'વ તો પાંચ મણ જવારકા રોટલા તમારે વાસ્તે ટીપાવી દઉં ઔર દો તોલા ગાંજા કબુલ હય?"

"કયા યેહ કોઇ બનીયેકી દુકાન હેય કે ભાવતાલ કરતા હય! દેખ બચ્ચા હમારે સામને ઐસી મશ્કરી ઠઠ્ઠા નહિ ચલેગા અભી છુ ..." બાવાજીએ ચેપીઓ અફાળીને છુમંતર મારવાનો અભીનય કર્યો એટલે ડોસી ગભરાઇ ગઇ અને પુન; બાવાજી પાસે નમી પડી.

"મહારાજ એતો નાદાન બચ્ચું છે. એના બોલ તરફ તમારા જેવા મહાત્માએ જોવાની જરૂર નથી. આજેને આજે હું આપના ભોજનનો બંદોબસ્ત કરૂં છું." ઘેર જઇને વીજળીની કોટેથી કંઠી ઉતારીને વેચી નાખી અને તેના પૈસા વડે બાવાઓને પ્રસન્ન કર્યા. બાવાજીએ વીજળીના મસ્તકે હાથ મુકીને કંઈ આશિર્વાદ દીધો. ડોસીને ખાસો સો ઉપરાંતનો ફટકો પડયો હતો છતાં એ આશાવાદી બુઢ્ઢી પૌત્રનું મોઢું જોવાની ખુશાલીમાં નિશ્ચિંત દેખાતી હતી. એક બે માસ ગણતાં વરસ વીતી ગયું છતાં કંઇપરિણામ ન જણાયું. એટલે ડોશીએ બાવાજીને પાંચ પાંચશેરની સંભળાવવા માંડી.

હવે ડોશીને વહેમ પડયો કે વીજળીજ કમનશીબ છે; જેથી સંતાન થતું નથી. બીજી વહુ કરાવવાનો વિચાર થયો પણ ઓધડને હવે એક પર બીજી આપે કોણ? વળી પૈસા પણ ઘરમાં ન હતા એટલે એ વિચાર પડતો મુકયો. ડોશીને હવે જોગી, બાવાઓ

# પડકાર

(૧)

રાત વટી પરભાત પડયું છે,
ઉઠ યુવક તું થા તૈયાર;
સત્ય તણાં તું સાજ સજી લે
અહિંસાની બાંધી લે ઢાલ
સામે મોંએ ઝીલવા ઘાવ,
દાવ મળ્યો છે હાથ બતાવ.

(૨)

રણભેરી વાગે સાંભળ તું
કર કેસરીયાં કેમ ઉભો છું ?
સાંભળ જો ! ચોગમ પડકાર
સેના—નાયક દેતો યાર
ભારતના ભાવિને કાજ,
ઝૂઝે જોધ જવાહર આજ.

(૩)

ભૂલી ગયો તુજ જાત સુજાત ?
'વસુધા એજ કુટુંબ'ની વાત ?
દયા તણા દરિઆ ઉભરાવ
અંત્યજને પહેલો અપનાવ
પૂર્વ હિન્દ તું પાછું લાવ,
અનસૂયા સીતા પ્રગટાવ.

(૪)

પડદે તારી માત સડે છે.
વિધવા તારી બ્હેન રડે છે;
ધૂમીવળ લઈ હાથ મશાલ
બાળ લગ્નના બુરા હાલ
પત્થર પીગળે, તું પહેચાન,
હાથે ના બનતો હેવાન.

—બાલમુકુન્દ દવે.

---

વગેરે ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો. અને ઓઘડને પણ ખોટા વહેમ વિષેનો પાઠ છોકરાઓને ભણાવતાં ખાતરી થઈ કે " અત્યાર સુધી નાહક લઠીંગા બાવાઓ અને જોગટાઓને પૈસા ખવરાવ્યા " એને વળી વિચાર થયો કે છાપાંઓમાં " ઘેર ઘેર ઘોડિયાં બંધાય છે. " એવી જાહેર ખબર વાંચવામાં આવે છે, તે દવા અજમાવી જોઈએ. ગર્ભધારણની અનેક દવાઓ મંગાવીને ઉપયોગ કરાવ્યો પણ કશું ન વળ્યું.

એવામાં સાંભળ્યું કે ગામમા કોઈ જબરા ચમત્કારવાળા સાંઇબાવા પધાર્યા છે, ડોશીએ તો એ વાત પર લક્ષજ આપ્યું નહિ. પાડોશી ઘેલાભાઇએ સવારના પહોરમાંજ બારણું ઠોક્યું. પ્રભુ પ્રાર્થનામાંથી પરવારેલી ડોશીએ બારણું ઉઘાડ્યું. ઘેલાભાઇએ બોલવું શરૂ કર્યું—

" કમળા કાકી, સમજી લ્યો કે તમારાં નસીબ વગર સાબુએ ઉઘડી ગયાં." અવાજ સાંભળતાં અંદરથી ઓઘડ દોડી આવ્યો.

" હેં શું કંઈ ગેવાની લોટરી લાગી ? ગયે મહીને મેં એક ટીકીટ ઓલ્યા કાણા ફકીરને બે દોઢીઆની ચાહ પાઈને નંબર મેળવીને લીધી હતી ! " ઓઘડે હરખાતાં કહ્યું. " લોટરી શું બાપનું કપાળ લાગે ? પૈસો તો આજે છે ને કાલે નથી ! પણ સંતાન કંઇ વેચાતાં મળવાનાં છે. ? "

" અરે ! બાપલા એ વાતજ જવાદે ને. ભુવા જોગટાને લઠીંગા બાવાઓનાં હોજરાં ભર્યાં" પણ કાંઇ ના વળ્યું ! મારા ઓઘડના કરમમાં હશે તો થશે." ડોસી રોદણાં રોવા લાગી.

" અરે કમળા કાકી એ આપણાં જોગટાં બોગટાથી કંઇ, ન વળે ! ત્રણ દિવસથી ગામમાં કોઇ સાંઇઆવા પધાર્યા છે. શું તેમનો ચમત્કાર ? જુવો કાલે હું તેમની સેવામાં હાજર થયો હતો. મેં તેમને એક ચલમ બનાવીને પીવરાવી, તેમની કૃપા દૃષ્ટિ મારી તરફ પડી, મારી આંગળીએ ચાંદીની વીંટી હતી તે માગી લીધી અને ધુણમાં નાખી દીધી પછી મને આંખો બંધ કરીને ઉઘાડવાનુ કહ્યું મેં આંખો બંધ કરીને . ઉઘાડી તો મારી ચાંદીની વીંટી સોનાની થઈ ગઇ ! અરે ! અરે રામા પટેલ તથા કાભાઇ કોળીની આંગુઠીઓ પણ સોનાની બનાવી દીધી. હીરીયા હજામ પાસેથી પૈસો

લઇને તેની ગેણી બનાવી દીધી! મારૂં ન માનો તો હીરીયાને પુછી જો જો!" ઘેલાભાઇ બોલી રહ્યા એટલામાંજ કેશસુકનનો કોન્ટ્રાક્ટર હીરાચાણંદ કોથળી બગલમાં મારીને આવતો હતો તેને ઘેલાભાઈએ બૂમ પાડી. હીરો આવ્યો તેને ઘેલાભાઈએ કહ્યું "કેમ હીરીયા, પેલા સાંઇ સાહેબ કેવા ચમત્કારી છે?"

"એ બાપરે! આવા મોટા સાંઇબાવા તો આપણે હપનામાંએ નંઇ જોયા હોયં, મારા હાવકાની એક પલ વાર મેં ગેણી બનાવી દીધી! હોંભયણુંચ કે ગચકવાડ હરકાર ગોહે તાંબાનો ઘોડો ઉતો તે એ સાંઇ સાહેબે હુન્નાનો બનાવી દીધો! એ તેનું મંતર એ તેની કરામત! કમળા ફઇ હું તમને તે કેટલોં વખોંણ હંભળાવું? તિભસો હોનિ તો કેતો ઉતો કે કાણુસના બહાદછાને છોકરાં ના થતો ઉતો તે એ સાંઇબાવાને પરતાપે છોકરો થીયો; તેથી બાદછાએ અડધી ગાદી આપવા મોંડી પણ એમણે ગાદીનીએ પરવા ના કીધીને બાદછાનો કાન ઝાલીને કહ્યું કે "ખુદા કે સાથ અમેરી બાદબંધી હે પછી એરી ગાદીથી અમેકા કયા પરવા?" એવું કહીને તીયાંથી અંતર ધ્યાન થયા! આપણા ગોમને સહભાગ્યે આવા સાંઇબાવા મલી આમવાચ માટે કમળા ફઇ તમે પણ જઇને પીરસાબને પગે લાગો જરૂર તમારૂં કોંમ બની જહે!" હીરીયાએ દમ લીધો એટલે ઘેલાભાઇ બોલ્યા.

"હ્યો જોયું કમળા કાકી, ભાગ્ય ઉઘડે ત્યારે આવીજ રીતે ઉઘડે છે, હું જે વાત કહેવાનો હતો તેજ હીરયાએ કહી દીધી માટે બસ જાઓ વાર ન લગાડો. ઓઘડ પણ આ લોકોની વાતથી લોભાયો અને ડોશીએ કહ્યું,

"સે હવે જલ્દી ટળને, પેલા જોગટાઓની પાછળ ખુવાર થયોને આ ઘેર બેઠાં ગંગા આવી ત્યારે હજુ વિચાર કરે છે!"

કમળા ડોસીનો જઇને સાંઇજીને પગે પડી. સાંઇબાવા અત્યારે સમાધી ચઢાવીને બેઠા હતા. કોઇની સાથે વાતચીત કરતા હોય એમ જણાતું ન હતું. થોડી વારે આંખ ખોલીને બોલ્યા.

"બુઢીયા, તેરી ઇચ્છા ખુદાકી મહેરબાનીસે પુરી હોગી!"

"હેં.....એં! શું કહ્યું? બાપલા મારા ઓઘડને છોકરો થશે?" ડોશી હર્ષાવેશમાં બોલી.

"હા......આ! જુરૂર હોગા, મગર ઓઘડકો નહિ ઓઘડકી ઓરત બિજલીકો હોગા!"

"ઓ બાપલા! તમતો ખરેખર હાચા પીર છો તમે મારો છોકરા તથા વહુનું નોંમ પણ જાણી લીધું!"

"પરમેશ્વર, હમારા ખાસ મિત્ર હય; ઇસ લીયે હમ સબ કુચ્છ જાનતા હય!"

"તમારા જેવાં પવિત્ર પધારવાથી અમારાં ભાગ્ય ઉઘડી ગયાં!"

"અચ્છા, કલ રાતકો તુમારે પુત્ર ઔર પુત્ર વધુ કો રાતકે બરાબર બારા ઘંટે પે ભેજના વહાં ઉન પર પરમેશ્વરકા આશિર્વાદ ઉતરેગા. મેં ઇશ્વરસે ભલામન કર દુંગા!" ડોશી તો હર્ષ ઘેલી થઇ ગઇ અને પીરને આશિર્વાદ વરસાવતી ઘેર ગઇ બીજા દિવસની રાત્રિની રાહ જોવા લાગી, આખું ગામ સાંઇબાવા પાછળ ઘેલું બન્યું હતું ગામમાં દસબાર માણસની ચાંદીની અંગુઠીઓ સોનાની બનાવી, તથા હીરીયાના પૈસાની ગીની બનાવી તેથી કેટલાએ માણસો પીર સાહેબની સેવામાં ઉપસ્થિત થયા હતા વીરચંદ વાણીયાએ તો પાંચ હજાર કલદારનું પોટલું રાત્રે આનીને આપ્યું ને કહ્યું—

"સાંઇ બાવા આનું હોનું બનાવી દીયો, ભલા ભગવોંન આખો જન્મારો તમારી યાદ કરશું!"

"અચ્છા, બચ્ચા રાતકે બારા બજે બાદ ઇસકા સુન્ના બન જાયગા, મગર કિસીકો કહના નહી!"

વાણીયો તો પૈસા આપીને ખુશી થતો થતો ઘેર ગયો.

હીરીયો હજામ પણ પોતાની ઘર વાળીના ચાંદીના સાંકળાં લઇને પીર સાહેબની તહેનાતમાં હાજર થયોને વિનવવા લાગ્યો—

"સાંઇ બાપુ! આ સાંકળાને હુંન્નાના બનાવી દીયો ભલા મારી ભગલાની બા આપને મરતાં હુધી નંઇ ભુલે! ને ભગલાની લોંબી ઉમ્મર થાય એવું કંઇ મંતર પણ ભણી દીયો!"

"દેખ, હીરીયા તું બડા લોભી હય! ઇસ દફા તો મંય તેરા કામ કરુંગા લેકિન અબસે મુઝે તકલીફ ન દેના! દેખ હજામ કે પેટમેં બાત રહેતી નહિ હય.

યેહ બાત કિસીકો નહિ કહેગા તો તેરા ઉસ્તરા ભી (અસ્તરો પણ) સુન્તેકા બના દુંગા!"

"અરે! પીર સાબ આ મોંઢું વઢાઇ જાય પણ કોઇને વાત નોં કેઉં તે નોંજ કેઉં!" આ પ્રમાણે ગામના ઘણાં માણસો ચાંદીની જણશો તથા રૂપીઆ પીર સાહેબને આપી ગયા. એ બધી જણસોને રૂપીઆનું સોનું એકદમ રાતના બાર વાગે બની જવાનું હતું; જેથી બધાને બાર પછીનો વાયદો કર્યો હતો!

રાત્રિના બાર વાગ્યા પહેલાં પીર સાહેબ પાસે પાંચ સેવકો કાળાં વસ્ત્રોમાં સજ્જ થઇને ઘોડા સહીત હાજર થયા હતા. બધો માલ તેમના ઘોડાઓ પર ચઢાવ્યો અને ચાર ઘોડા રવાના કરી દીધા એટલામાં ઓઘડશંકર તથા વિજળી પુત્રની આશામાં પધાર્યાં કોઇએ પાછળથી આવીને ક્લોરોફોર્મ સૂંઘાડીને તે બંનેને બેસાન કર્યાં. વિજળીને પીર સાહેબે ઉંચકીને ઘોડાપર નાખી ને પલાયન થયા.

રાતના બાર વાગ્યા પછી ગામનાં બધાં માણસો પીરસાહેબની સેવામાં એક પછી એક ઉપસ્થિત થવા લાગ્યાં પણ પીર સાહેબનો પત્તોજ ન મળે! ગામના ગરાસીયાઓએ વિજળીની શોધ માટે ઘોડા દોડાવ્યાં. રાત વિતી પણ પત્તો ન લાગ્યો.

બીજે દિવસે દૂરના એક સ્ટેશન પર કાઈ અમીર જેવા દેખાતા મુસ્લિમ ગૃહસ્થ ગાડીમાં બેસવાની તૈયારી કરતા હતા પણ તેમની સાથેની બુરખાવાળી બાનું ટ્રેનમાં ચઢતી ન હતી તેથી પેલા ગૃહસ્થ તેનો હાથ પકડીને જોર જુલમથી ટ્રેનમાં ચઢાવતા હતા એટલે સ્ત્રીએ મોઢા પરનો બુરખો દૂર કરીને બચાવ માટે બૂમો પાડી. પોલિસ તથા સ્ટેશન માસ્તર દોડી આવ્યા. પેલી બાનુ બોલી ઉઠી—

"બચાવો મને બચાવો! આ સાંઇનો ચેલો મને લઈ જાય છે!"

"અજી, યેહતો દીવાની હુઈ હય તો પાગલપનેમેં એસી બાતેં કરતી હય!" પણ વિજળીએ બધી અથ ઇતિ પોલિસને રડતાં રડતાં કહી સંભળાવી. એટલે પોલિસે વિજળીને તેના ગામ મોકલાવી આપી અને પેલા ગૃહસ્થના હાથમાં બેડીઓ પહેરાવી, તે પણ પોક મૂકીને રોવા લાગ્યો.

"ઓ મેરે બાવારે! મેરી તો જોરૂભી ગઇ ઓર રૂપીએ ભી ગએ રે! મેને તો યે ઓરત સવાસો રૂપીએમે એક સાંઇ કે પાસસે ખરીદીથી!" પણ એની ચાલાકી કોઇએ ન ગણકારી. સાંઇબાવાના કૃત્યનું ફળ તેમની ગેરહાજરીમાં આ તેમના ચેલકાને ભોગવવું પડયું. સાંઇને પકડવા ઠેર ઠેર તાર દેવાયા પણ તેનો પત્તો ન લાગ્યો: છેવટે ચેલાને બે વરસની સખત મજુરી સાથે જેલ થઈ! "**લોભીયા વસે ત્યાં ધુતારા ભૂખે મરતા નથી**" એ કોપિમાં ઘુંટેલું વાક્ય અંતે ખરૂંજ પડયું.

સંપૂર્ણ

(કોઇએ બંધ બેસતું પાઘડું મસ્તકે ગોઠવી લેવાનું સાહસ ન કરવું. લેખક)

# ગોર્કીના પહેલાંનું રશીયન સાહિત્ય

શ્રી. જમિયત કૃ. પંડયા.

ગોર્કીના સમય પહેલાંનું રશીયન સાહિત્ય સરદાર શાહી, તેમજ મુડીવાદને ઉત્તેજના આપતું હતું. ૧૮૭૦ થી ૮૦ ના ગાળામાં ખેડુત જીવનથી શરૂ થતા પ્રગતિવાદી આંદોલનો ઉઠયાં હતાં, પરંતુ બુદ્ધિ જીવી વર્ગ જનતાનાં આંદોલનોથી અને ઉર્મિથી ભયભીત બનીને અલગ અને અપરિચીત રહ્યાં હતાં. જે સાહિત્ય પદ્દલિત પ્રજાના આર્તનાદોને દબાવીને વેરની, સમાનહકની, બેકારીની ઉદ્ઘોષણા ભર્યું હોવું જોઇએ તેને બદલે તે સમયમાં મોડરેટોની માફક રાજનીતિની આગળ ગર્દન ઝુકાવીને જ્યાં સુધી બને ત્યાં સુધી, યથાપ્રયત્ને સુધારો કરવા તેમજ કંગાલોને માટે "કાંઇક કરવું જોઇએ" એવી શાંતિવાદી અનિશ્ચીત દશામાં હતું તેવા સંક્રાતિકાળમાં ગોર્કી જેવા ધૂમકેતુનો ઉદય થયો.

ડોસ્ટોવ્સ્કી પોતાની કાતર જબાંથી કહી ચૂકયો હતો કે "માનવી! નમ્ર બનીજા, તારી નમ્રતા સિવાય તું તરી શકવાનો નથી ગુન્હો અને દંડ, (Crime & Punishment) એજ આ કલાકારનો અંતિમ ઉપદેશ હતો. ઉપરાંત તે કહે છે કે "અરે ભાઈ! દુઃખ ભોગવ્યા સિવાય કોઇ ઉપાયજ નથી. નિરાશાજ માત્ર સુખની ઉત્પાદક માતા છે."

ત્યારે ટોલસ્ટોયે અહિંસાનું સુત્ર જનતા સમક્ષ રાખીને કહ્યું કે "સમસ્ત વિશ્વમાં અસત્ય અને ક્રુરતાની વિરૂદ્ધ ભૌતિક શાસ્ત્ર નિરુપાય છે. અસત્ય સત્યથી જીતાય, અને અન્યાય પ્રેમથી તથા આત્મ શુદ્ધિથી જીતાય"

તે સમયે કોઈ એવો ગાયક ન્હોતો, કોઈ એવો કવિ ન્હોતો કે જે સિસકતાં અંતરોની જ્વાળનાં પ્રલયતાંડવ [illegible] અને ગવરાવે. કેઃ—

સ્વર્ગનાં અભ્ર-શૃંગોથી દોજખી તળીયા લગી;
નિહાળોઃ કો' નથી સૃષ્ટિ વધુ ભીષણ આ થકી.
ભૂખ્યા એના જઠર મહીં છે દેવતા-માત્ર બિન્દુ,
જ્યાંથી ઘોરે દિન પ્રગટશે વિશ્વવ્યાપી હુતાશ.
એ આંખોના અતલ ગરતે છૂપીયા સપ્ત સિંધુ
જેની છોળે ગગન રમતા મ્હેલ દોરો વિનાશ.

( શ્રી. મેઘાણી )

થોડાં થોડાં નજીવાં આગનાં છમકલાં માત્ર થઇને શમી જતાં હતાં. મૂડીવાદીઓ મોડરેટો, કે શાહીવાદીઓને ભયે એ છમકલાંને ફૂંકનાર કોઈજ વિરલો ન્હોતો. જ્યાં ચેખોવે પણ જનતાને જે રંગમાં રંગી તે જનતા જીવનકલહની સ્પર્ધામાં નષ્ટપ્રાય અને ધૈર્ય હીણીબની ગઈ. "સત્તાપાસે કાંઈજ દલીલ કામની નથી" એજ તેનું મંતવ્ય હતું કોરીલાંગે અને ઉસ્પેન્સની કલાપણ નિરાશામાં મુરઝાએલા મોઢે કહેતી હતી કે "વેદનામાંજ સર્વસાર છે."

સહસા એજ સમયે ગોર્કીએ સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો; અને તેણે જીવનતરફ અસંતોષની જ્વાળાઓ ભભૂકાવીને સંતોષના સિદ્ધાંત પ્રમાણે અનુસરવાનું બંધ કર્યું. તેણે મોડરેટો અને મુડીવાદીઓએ રચેલા વાતાવરણને ક્રાંતિવાદની ઘોષણાથી છીન્નભીન્ન કરી નાંખ્યું. પૂર્ણ આશા ભર્યું હસવું, જગતની સાથે સમાનહકે ઝગડવું તેણે શરૂ કર્યું. તેણે સત્તા સામે નિરૂપાય બનીને જનતાથી દૂર નાસવાની કળા પ્રતિ વિદ્રોહ જગાવી, માનવી, માનવીની મુક્તિ ખાતર લડે, તેવી સમાજ પેદા કરવા યોગ્ય કલાસૃષ્ટિ સૃજી. ગોર્કીના સ્વરમાં ઉદ્દામ વાસનાની ગંધ સરખી પણ નહોતી. છતાં તે આનંદી અને રંગીલો હતો. તેની કલાદાયિત્વ શૂન્યાતા ન હોવાથી તે નિર્ભય હતી. તેનો સ્વર દુર્બળ અને કંપનો ન હોવાથી જનતામાં હાહાકાર મચાવી મૂકતો હતો.

તેની કળા, જીવનની તટસ્થ દર્શના માત્ર ન રહેતાં, મૂળમાં મળીજવાવાળી જીવન નિર્માતા માતા બની હતી. પૂર્વકાળનાં ભૂતોનાં બધાંજ બંધનો તોડી નાંખીને નવીન જીવન માટે બાખડવાનું સૂચન કરનાર અને અનુશીલન કરનાર પહેલો કલાકાર ગોર્કી હતો તેની ભાષા જીવનરસથી ખેલવા વાળી, ગર્જનાભરી હતી. તે રશીયાના પહાડો જેવી અડગ અને વોલ્ગાના તરંગો જેટલી નિનાદમય હતી અને છે. તેમાં વજ્રની કઠોરતા અને ફૂલની કોમળતા બન્નેય છે.

એટલેજ લેનિને ગોર્કી માટે લખ્યું હતું કે "તે મજુરોનો મહાન પ્રતિનિધી છે."

શ્રી. ટીણગાંવકરના એક લેખ પરથી.



# શ્રી. પુરૂષોત્તમ જન્મકથા

લેખક:
શ્રી. કેશવલાલ શાહ.

શ્રી પુરૂષોત્તમ માસની કથા કે મહાત્મય કે એવી જ કોઈ ધર્મ ભાવનાને લગતી વાત જાણવા માગતા હો. અને ભક્તિભાવથી આ ગ્રંથને આપના હાથને વિષે ધારણ કર્યો હોય તો મારી એકજ વિનંતિ છે કે ચોપડીને બંધ કરીને કબાટમાં મૂકી રાખજો, કોઈકને ભેટ તરીકે આપી દેજો અથવા તો પડતર કિંમતે વેચી નાંખજો.

કોઈની પણ ધાર્મિક લાગણી સંતોષાય એવું લખતાં મને આવડતું નથી. હજી તો હું શીખાઉ છું.

આ તો અમારા ગામના મુરબ્બી શ્રી. નારાયણ-દાદાના પુત્ર પુરૂષોત્તમભાઈ સંબંધી બે બોલ આપને કહેવાની ઇચ્છા ધરાવું છું.

કેટલીક વખત એવું બને છે કે ગયા અવતારનો આપણો દુશ્મન આ ભવે આપણા જ ઘરમાં જન્મ લે છે. આપણેજ હીસાબે અને જોખમે ખાય છે, પીએ છે અને મોટો થાય છે અને છેવટે આપણું ખૂન કરીને પિતૃસેવાનું પુન્ય મેળવે છે.

એવી જ આ એક વાત છે.

નારાયણદાદા સનાતન ધર્મના ઇજારદાર હતા. ગામમાં પ્રખ્યાત હતા. એમની ઉમ્મર લગભગ એંસી વર્ષની હશે. ચાર ચાર સ્ત્રીઓ પરણેલા એટલે અનુભવી કહેવાતા. કોઈ નિકટનું સગું મરી ગયું હોય અને આંસુ ન આવતાં હોય તો કેવી રીતે મોટી બૂમો પાડીને રડવું, ત્યાંથી માંડીને હિન્દુસ્તાને સ્વતંત્રતાની લડત માંડી છે તે સારા માટે કે ખરાબ માટે એ બધી બાબતોનું સંપૂર્ણ જ્ઞાન પોતાને હતું.

પરંતુ દુનિયાને ઉપયોગી એવો આ મહાપુરૂષ મરણ પથારીએ પડયો હતો.

આપણી જૂની લોકવાર્તાઓમાં ઘણીએ વખત એવી જાતનું વસ્તુ આવે છે કે એક રાજા હોય, કે મોટો માણસ હોય. એ મરણ પથારીએ પડયો હોય, એનો જીવ જતો ન હોય. એ એના છોકરાને બોલાવે અને કંઈક પ્રતિજ્ઞા લેવરાવે. છોકરો બાપના કહેવા પ્રમાણે કરવાનું વચન આપે. અને છેવટે બાપનો જીવ જાય. છોકરો સારો હોય તો બાપનું વચન પાળે અને ખરાબ હોય તો કંઈ ન કરે. એવું એવું.

નારાયણદાદાનો જીવ પળે પળે ગભરાતો હતો. મૃત્યુ નજીક દેખાતું હતું પણ આવતું ન હતું. એમના પેટમાં એક વાત ડહોળાયા કરતી હતી. એ વાત કહ્યા સિવાય ચાલે તેમ ન હતું. ઘણા વર્ષથી પેટમાં છૂપાવી રાખેલી વાત નારાયણદાદાના મગજમાંથી નીકળીને પુરૂષોતમના કાનમાં જવા માટે તલપાપડ થઈ રહી હતી.

ધીમા ખોખરા અવાજે એમણે બૂમ પાડી.

બેટા પુરૂષોત્તમ! અહીં આવ.

એક ઓરડામાંથી બીજા ઓરડામાં આવતાં જાણે ખૂબ નસ્દી લેવી પડી હોય, એમ જમીન ઉપર જોસથી પગલાં પાડતો અને નાકનું ટેરવું ઉંચું ચડાવી ધીમા ઉહંકારા કાઢતો પુરૂષોત્તમ આવી લાગ્યો.

'બેટા! અહીં આવ,' દાદાએ ફરી વખત કહ્યું.

'શું છે? બાપા.' પુરૂષોત્તમ ઉભો ઉભોજ બોલ્યો.

'બેસ, મારે તને એક વાત કહેવી છે.' દાદાની આંખમાં નરમાશ હતી. એમનો અવાજ ધ્રૂજતો હતો.

'શું છે બાપા, કહો!' છોકરો બેસતાં બેસતાં બોલ્યો.

દાદાએ ખોંખારો ખાધો અને વાત શરૂ કરી.

'જો સાંભળ, બેટા! આ વાત તને કહું છું તે ખાનગી રાખજે. ચોસઠ વર્ષની ઉંમરે હું ચોથી વખત પરણ્યો. તું કદાચ નવા જમાનાના પવન પ્રમાણે પૂછીશ કે એટલી ઉંમરે પરણવાનું શું કારણ હતું? પણ સાંભળ, મને એટલી ઉંમરેય એક દીકરી દેનારો હૈયાફૂટો નીકળ્યો ખરો. ચાર હજાર રૂપીઆના બદલામાં એણે મને પોતાની છોકરી પરણાવી. પરણ્યાં ત્યારે એની ઉંમર ચૌદ વર્ષની હતી. એનું નામ તો મારાથી

કેમ કરીને બોલાય? પણ ફુલનો સંસ્કૃત શબ્દ તે તારી માનું નામ'—

છોકરાને ખબર હતી કે માનું નામ કુસુમ હતું.

'પરણ્યા પછી મને પાછું થયું. અને એની પીડામાં હું ત્રણ ચાર વર્ષ પથારીવશ રહ્યો. દરમ્યાન તારો જન્મ થયો. તારી મા પુર જુવાનીમાં હતી. મારી સામે એને નજર કરવી પણ ગમતી નહિ.

'આપણી બાજુમાં રણજીત રહે છે એ શોખીન અને વિલાસી હતો. કુસુમ એના ભપકામાં ફસાઈ ગઈ. એની સાથે એને સ્નેહ લાગી ગયો. પરિણામે તારો જન્મ થયો.

દુનિયાએ આ જાણ્યું. પણ હું જીવતો હતો અને વળી પૈસાદાર, એટલે આ બાબત તરફ સહુએ આંખમીંચામણાં કર્યાં. એ તેં જાણ્યું હશે કે તું ખરેખર કોનો પુત્ર છે.

દાદા શ્વાસ ખાવા અટક્યા. પુરુષોત્તમ લાલપીળો થઈ ગયો. એને ખૂબ ગુસ્સો ચઢ્યો. એ જોરથી બોલ્યો.

'ત્યારે તમે મારા ખરા બાપ નહિ ને?'

'ના બેટા! ના. શાંતિ રાખ ઉતાવળો ન થા. સાંભળ! દવાઓ પાછળ ખોટું ખર્ચ કર્યું; એટલે મારૂં પાછું તો મટી ગયું. હું સાજો થયો અને હેતે કરીને એને બોલાવા લાગ્યો પણ એતો મારી સામુ જોવાની દરકાર પણ કરતી નહિ. મને એ છડેચોક ધિક્કારતી એટલે મને એની તરફ ખૂબ ગુસ્સો આવ્યો.

'દરરોજ સાંજે હું ફરવા જતો. નિયમ પ્રમાણે એક દિવસ સાંજે હું બહાર ગયો. તું એ વખતે દોઢ વર્ષનો હતો. તારા માટે એક આયા રાખી હતી, એ તને બહાર ફરવા લઈ ગઇ હતી. બંગલામાં તારી બા એકલીજ હતી. તે દિવસે નિયમ કરતાં હું એક કલાક વહેલો ઘેર આવ્યો. એના ઓરડામાં તપાસ કરી, પણ ત્યાં એ ન હતી. બંગલો આખો શોધી વળ્યો પણ ક્યાંએ નજરે ન પડી. બગીચામાં કદાચ એ ફરવા ગઈ હશે, અથવા તો ત્યાં બેસીને વાંચતી હશે એમ માનીને હું બાગમાં ગયો.

'બાગમાં જતાંજ હું થંભી ગયો. મારૂં હૃદય ધડક ધડક થવા લાગ્યું. એક ઝાડની પાછળ હું સંતાઇ ગયો. એવું તે મેં ત્યાં શું જોયું કે હું ગભરાઇ ગયો એમ 'હામ ન પૂછીશ; પણ તે પહેલાંજ તને કહું.

'બાગમાં એક ઝાડની ડાળે હિંચકો બાંધેલો હતો. એ હિંચકા ઉપર કુસુમ બેઠી હતી અને રણજીત એજ હિંચકા ઉપર ઉભો રહીને હિંચકાને ઝુલાવતો હતો. તેઓ વારંવાર એક બીજાની સામે જોઇને હસી પડતાં; અને એ રીતે મઝા કરતાં.

'મારી આંખ આ દેખાવ જોઈ ન શકી. અંતે મેં કરપીણ કામ કર્યું.

'બંગલામાંથી હું એક જબરી કડીવાળી ડાંગ લઇ આવ્યો; અને જોરથી બંનેના માથામાં એક એક મારી. બંને બેભાન થઇને નીચે પડયા.'

દાદા ફરી વખત થાક ખાવા અટક્યા.

પુરૂષોત્તમની આંખમાંથી અંગારા ઝર્યા. પહેરણની બાંયો ચઢાવીને એ પગ પર બેઠો થઈ ગયો. પણ કંઇક વિચાર આવ્યો, એટલે શાંત થઇ ગયો.

દાદાએ વાત અટકી હતી ત્યાંથી આગળ ચલાવી:

'મારી ડાંગ વાગવાથી જરૂર એ બન્ને મરીજ ગયાં હશે. હું ખરેખરો ઝનુની બન્યો હતો.

'વાડીમાં ખાતર ભરવા માટે બે ત્રણ ખાડા કરાવી રાખ્યા હતા. એક ખાડામાં એ બન્નેને ગબડાવી મૂકયાં. ઉપર માટી વાળી દીધી અને વાડીમાં જવાની દરેકને મનાઇ કરી.

'જો બગીચાને છેડે આંબાના ઝાડ નીચે મેં એમની કબર કરી છે.'

'અને પછી કુસુમ અને રણજીત શહેરમાંથી નાસી ગયાં એવી વાત લોકોમાં ફેલાવી. જો બેટા, આ પ્રમાણે તારા જન્મની વાત જે અત્યાર સુધી તારાથી અજાણ હતી તે તને કહી છે.

'જો હવે, મારી ઇચ્છા છે કે હું તને થોડીક શીખામણ આપું.'

'આપો બાપા! હું સાંભળવાને તૈયાર છું.' પુરૂષોત્તમે કહ્યું.

'ભાઇ, આપણા મોટા કુળની આબરૂ રાખજે. એક બૈરી મરી જાય તો સ્મશાનમાંથીજ બીજીનું નક્કી કરજે, નહિં તો આપણા મોટા કુળને એબ લાગશે. બૈરીમાં કોઈપણ જાતનું કુચરિત્ર દેખાય તો તરતજ મારી માફક એનો નિકાલ કરવો. નાતજાતમાં હંમેશાં ભળતા રહેવું. મારી પાછળ દહાડોપાણી સારો કરજે.

વહેવારમાં સાવધાન રહેજે. બાપનો ચીલો પકડી રાખજે. ધર્મના કામમાં ચોક્કસ રહેજે અને વડીલોની રીત પ્રમાણે વર્તજે.

'હે ભાઈ આટલું કરવાનું મને વચન આપ તો મારો જીવ સ્વર્ગે જાય.'

વિજળીની ત્વરાથી છોકરો ઉભો થયો અને બોલ્યોઃ 'બાપા તમારો જીવ સ્વર્ગમાં જવાનો જ છે. બીજી કંઇ શીખામણ આપવી છે?'

'ના બેટા.'

પુરૂષોત્તમે ભયંકર હાસ્ય કર્યું અને બીજા ઓરડામાં દોડી ગયો ત્યાંથી એક જબ્બર ડાંગ સહિત તરતમાંજ પાછો ફર્યો.

'બાપા, તમે મારા માબાપને મારી નાંખેલાં તે આ ડાંગથી જ ને?'

'હા, બેટા.'

'લ્યો બાપા ત્યારે આ સ્વર્ગનો રસ્તો. સીધાવો.' પડકાર કરીને યુવાને જોરથી ડાંગ ફેરવી અને દાદાના માથામાં ઝીંકી.

ધડીંગ કરતી ડાંગ દાદાના માથામાં પડી અને કડીંગ કરતા ખોપરીના કટકા થયા.

પુરૂષોત્તમ ઉજળો પુણી જેવો થઈ ગયો. મનુષ્યનું તેજ એનામાં ન રહ્યું. ખૂબ જોસથી એ હસ્યો અને નાસી ગયો.

થોડીવારે દાદાના સગાંસંબંધીઓ આવ્યા અને દાદાનો દેખાવ જોઇને ગભરાઈ ગયાં. કકળાટ થઈ રહ્યો. ઘણાં માણસો એકઠાં થઇ ગયાં. એક બે જણાએ બારીમાંથી દૂર નજર કરી.

ત્યાં શું જોયું?

ગાંડા જેવો લાગતો નારાયણદાદાનો કુળદિપક બગીચાને છેડે આંબાના ઝાડ નીચે ખૂબ ઝનુનથી ખોદતો હતો.

# મહાવીર સ્વામી

લેખક:
શ્રી. "ઊર્મિલ"

જૈનોના છેલ્લા તીર્થંકર પરમ પૂજ્ય મહાત્મા શ્રી મહાવીર સ્વામીનો જન્મ મગધ દેશના ક્ષત્રિય કુંડ ગામમાં ઈક્ષ્વાકુ કુળની એક શાખામાં થયો હતો, તેમના પિતાનું નામ સિદ્ધાર્થ અને માતાનું નામ ત્રિશલા હતું. મહાત્મા પાર્શ્વનાથના પરલોક ગમન પછી ૨૫૦ વર્ષના ચૈત્ર સુદ ૧૩ ની તિથી એ તેમની જન્મ તિથી છે. એમના નિર્વાણ કાળથી જૈનોનો વીર સંવત ગણવામાં આવે છે. પ્રચલિત વિક્રમ સંવત કરતાં તે ૪૭૦ વર્ષ જુનો છે નિર્વાણકાળે મહાવીરનું વય ૭૨ વર્ષનું હતું. તેથી તેમનો જન્મ વિક્રમ સંવતના ૫૪૨ વર્ષ પૂર્વે થયો હતો.

મહાવીર સ્વામીનું મૂળ નામ વર્ધમાન હતું. પોતા ઉપરાંત તેમના માતાપિતાને બીજાં પણ બે સંતાન હતાં. તેમનાં નામ અનુક્રમે નંદવર્ધન અને સુદર્શના હતાં. નંદ વર્ધન વર્ધમાનના વડિલ બંધુ હતા. વર્ધમાન બાલ્યાવસ્થાથીજ મહા તેજસ્વી, શક્તિમાન, યા પરાક્રમી હતા. તેમની રમતગમતો ક્ષત્રિયોને સાનુકૂળ હતી. પણ સાથેજ તેમનામાં દયાવૃત્તિનું પ્રાબલ્ય પણ પ્રથમથીજ અધિક પ્રમાણમાં હતું. પોતાથી ગર્ભવાસમાં જનનીને ઘણુ સંકટ વેઠવું પડ્યું હશે એમ કલ્પી તેઓ પુનઃ જન્મ ન લેવો પડે એવા ધ્યેયને સિદ્ધ કરવાની એક ઊંડી અભિલાષા ધરાવતા હતા. તેમની બુદ્ધિ પણ પ્રખર હતી. નવ દશ વર્ષની ઉંમરે તો તેમણે વ્યાકરણ શીખી લીધું હતું.

લગ્ન કરવાની તેમની ખાસ ઈચ્છા ન હતી; પણ માતા પિતાનાં પ્રેમાળ હૈયાને સંતુષ્ટ કરવા તેઓએ યશોદા નામક એક સ્ત્રી રત્ન સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તેમને એક પુત્રી થઈ હતી. અને તેનું નામ પ્રિયદર્શના રાખવામાં આવ્યું હતું. કેટલાય વિદ્વાનોના કથનાનુસાર તેનું બીજું નામ અનોજ્જા પણ હતું. તેને સુપ્રસિદ્ધ વિદ્વાન જમાલિ સાથે પરણાવવામાં આવી હતી.

મહાવીર સ્વામીની અઠ્ઠાવીશ વર્ષની વયે તેમનાં માતા પિતા સ્વર્ગસ્થ થયાં. આ બનાવથી ત્યાગમૂર્તિ વર્ધમાનને કંઈ પણ ખાસ અસર ન થઈ. સંસારમાં રહેવાનું હવે કંઈ પણ પ્રયોજન નથી એમ વિચારી તેમણે સંન્યસ્તની ઈચ્છા ધરાવી. પણ વડીલ બંધુ નંદિવર્ધનની ખાસ આગ્રહપૂર્ણ યાચનાથી ગૃહસ્થાશ્રમમાં બે વર્ષ તેઓએ વધુ વિતાવ્યાં. અંતે ત્રીસ વર્ષની ભર યુવાન વયે એ મહાપુરુષે સંન્યસ્ત ગ્રહણ કર્યું. જૈનોના ધર્મગ્રંથોમાં તેમના આ ઘરત્યાગનું, તપશ્ચર્યાનું, તેમજ દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિનું ઘણું ચમત્કારી વર્ણન કરવામાં આવ્યું છે. સંન્યસ્ત લીધા પછી બાર વર્ષ સુધી તેમણે સતત રીતે અનેક પ્રકારના દુઃખોનો સામનો કર્યો છે. તેઓ માનતા કે ઉપસર્ગો એટલે બીજા દ્વારા થતાં વિઘ્નો, તથા પરિષહો એટલે કુદરતી આપત્તિઓ એ તો પાપકર્મોનો ક્ષય તથા ચિત્તને શુદ્ધ કરનારાં છે. વળી દુઃખને દૂર કરવું, તેના કરતાં તેનાં પરિણામ ભોગવી છૂટવાં એ તેમનો એક માન્ય સિદ્ધાંત હતો. અધિકમાં અધિક કષ્ટ પ્રાપ્ત થાય એવાજ પ્રદેશોમાં તેઓ ખાસ કરીને ફરતા. એવા પ્રદેશોના લોકો તરફથી તેમણે અનેક પ્રકારનાં દુઃખ ભોગવ્યાં હતાં. તેમજ ટાઢ, તડકો, વરસાદ ઈત્યાદિ નૈસર્ગિક સંકટો પણ તેમણે ભોગવી લીધાં હતાં પણ તેમના અહિંસા વ્રતનો પ્રભાવ અંતમાં સર્વત્ર ખુબ પડતો. તેમને પજવી પાછળથી સર્વ કોઈ પસ્તાતું સર્પ જેવા વેર રાખનારા પ્રાણીઓ પણ તેમના વ્રતના પ્રભાવે પોતાનો વેર ભાવ ત્યજી દેતાં ચંડકૌશિક નામના દૃષ્ટિવિષ મનાતા સર્પથી પણ ન ગભરાતાં તેમણે તેનો ઉદ્ધાર કર્યો હતો. એ સર્પ પૂર્વજન્મનો એક તપસ્વી હતો. ક્રોધવશ થવાના કારણે કોઈના શાપથી તેની આ સ્થિતિ થઈ હતી. વર્ધમાને તેને તેના પૂર્વ સ્વરૂપને પમાડી તેને ઉપદેશ આપી તેને સુગતિ આપી હતી.

આમ ફરતા ફરતા વર્ધમાન મગધની રાજધાની રાજગૃહ સમીપ આવ્યા. ત્યાંના નાલંદા પરામાં વસતા ગોશાલ નામના સાધુ સાથે તેમને સંબંધ થયો. આ

( અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૩૪ )

# મહાવીર સ્વામી

લેખક:
શ્રી. "ઉમિલ"

જૈનોના છેલ્લા તીર્થંકર પરમ પૂજ્ય મહાત્મા શ્રી **મહાવીર સ્વામીનો** જન્મ મગધ દેશના ક્ષત્રિય કુંડ ગામમાં ઈક્ષ્વાકુ કુળની એક શાખામાં થયો હતો, તેમના પિતાનું નામ સિદ્ધાર્થ અને માતાનું નામ ત્રિશલા હતું. મહાત્મા પાર્શ્વનાથના પરલોક ગમન પછી ૨૫૦ વર્ષના ચૈત્ર સુદ ૧૩ ની તિથી એ તેમની જન્મ તિથી છે. એમના નિર્વાણ કાળથી જૈનોનો વીર સંવત ગણવામાં આવે છે. પ્રચલિત વિક્રમ સંવત કરતાં તે ૪૭૦ વર્ષ જુનો છે નિર્વાણકાળે મહાવીરનું વય ૭૨ વર્ષનું હતું. તેથી તેમનો જન્મ વિક્રમ સંવતના ૫૪૨ વર્ષ પૂર્વે થયો હતો.

મહાવીર સ્વામીનું મૂળ નામ વર્ધમાન હતું. પોતા ઉપરાંત તેમના માતાપિતાને બીજાં પણ બે સંતાન હતાં. તેમનાં નામ અનુક્રમે નંદવર્ધન અને સુદર્શના હતાં. નંદ વર્ધન વર્ધમાનના વડિલ બંધુ હતા. વર્ધમાન બાલ્યાવસ્થાથીજ મહા તેજસ્વી, શક્તિમાન, યા પરાક્રમી હતા. તેમની રમતગમતો ક્ષત્રિયોને સાનુકુળ હતી. પણ સાથેજ તેમનામાં દયાવૃત્તિનું પ્રાબલ્ય પણ પ્રથમથીજ અધિક પ્રમાણમાં હતું. પોતાથી ગર્ભવાસમાં જનનીને ઘણું સંકટ વેઠવું પડ્યું હશે એમ કલ્પી તેઓ પુન: જન્મ ન લેવો પડે એવા ધ્યેયને સિદ્ધ કરવાની એક ઊંડી અભિલાષા ધરાવતા હતા. તેમની બુદ્ધિ પણ પ્રખર હતી. નવ દશ વર્ષની ઉંમરે તો તેમણે વ્યાકરણ શીખી લીધું હતું.

લગ્ન કરવાની તેમની ખાસ ઇચ્છા ન હતી; પણ માતા પિતાનાં પ્રેમાળ હૈયાંને સંતુષ્ટ કરવા તેઓએ યશોદા નામક એક સ્ત્રી રત્ન સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તેમને એક પુત્રી થઈ હતી. અને તેનું નામ પ્રિયદર્શના રાખવામાં આવ્યું હતું. કેટલાય વિદ્વાનોના કથનાનુસાર તેનું બીજું નામ અનોજ્જા પણ હતું. તેને સુપ્રસિદ્ધ વિદ્વાન જમાલિ સાથે પરણાવવામાં આવી હતી.

મહાવીર સ્વામીની અઠ્ઠાવીશ વર્ષની વયે તેમનાં માતા પિતા સ્વર્ગસ્થ થયાં. આ બનાવથી ત્યાગમૂર્તિ વર્ધમાનને કૈં પણ ખાસ અસર ન થઈ. સંસારમાં રહેવાનું હવે કૈં પણ પ્રયોજન નથી એમ વિચારી તેમણે સંન્યસ્તની ઇચ્છા ધરાવી. પણ વડીલ બંધુ નંદિવર્ધનની ખાસ આગ્રહપૂર્ણ યાચનાથી ગૃહસ્થાશ્રમમાં બે વર્ષ તેઓએ વધુ વિતાવ્યાં. અંતે ત્રીસ વર્ષની ભર યુવાન વયે એ મહાપુરુષે સંન્યસ્ત ગ્રહણ કર્યું. જૈનોના ધર્મગ્રંથોમાં તેમના આ ઘર ત્યાગનું, તપશ્ચર્યાનું, તેમજ દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિનું ઘણું ચમત્કારી વર્ણન કરવામાં આવ્યું છે. સંન્યસ્ત લીધા પછી બાર વર્ષ સુધી તેમણે સતત રીતે અનેક પ્રકારના દુઃખોનો સામનો કર્યો છે. તેઓ માનતા કે ઉપસર્ગો એટલે બીજા દ્વારા થતાં વિઘ્નો, તથા પરિષહો એટલે કુદરતી આપત્તિઓ એ તો પાપકર્મોનો ક્ષય તથા ચિત્તને શુદ્ધ કરનારાં છે. વળી દુઃખને દૂર કરવું, તેના કરતાં તેનાં પરિણામ ભોગવી છૂટવાં એ તેમનો એક માન્ય સિદ્ધાંત હતો. અધિકમાં અધિક કષ્ટ પ્રાપ્ત થાય એવાજ પ્રદેશોમાં તેઓ ખાસ કરીને ફરતા. એવા પ્રદેશોના લોકો તરફથી તેમણે અનેક પ્રકારનાં દુઃખ ભોગવ્યાં હતાં. તેમજ ટાઢ, તડકો, વરસાદ ઇત્યાદિ નૈસર્ગિક સંકટો પણ તેમણે ભોગવી લીધાં હતાં પણ તેમના અહિંસા વ્રતનો પ્રભાવ અંતમાં સર્વત્ર ખુબ પડતો. તેમને પજવી પાછળથી સર્વ કોઇ પસ્તાતું. સર્પ જેવા વેર રાખનારા પ્રાણીઓ પણ તેમના વ્રતના પ્રભાવે પોતાનો વેર ભાવ ત્યજી દેતાં ચંડકૌશિક નામના દૃષ્ટિવિષ મનાતા સર્પથી પણ ન ગભરાતાં તેમણે તેનો ઉદ્ધાર કર્યો હતો. એ સર્પ પૂર્વજન્મનો એક તપસ્વી હતો. ક્રોધવશ થવાના કારણે કોઇના શાપથી તેની આ સ્થિતિ થઇ હતી. વર્ધમાને તેને તેના પૂર્વ સ્વરૂપને પમાડી તેને ઉપદેશ આપી તેને સુગતિ આપી હતી.

આમ ફરતા ફરતા વર્ધમાન મગધની રાજધાની રાજગૃહ સમીપ આવ્યા. ત્યાંના નાલંદા પરામાં વસતા ગોશાલ નામના સાધુ સાથે તેમને સંબંધ થયો. આ

( અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૩૪ )

શિરીષ કાંઈ બોલ્યો નહીં. તેઓ ત્રીજે માળ પાછા ગયા. ચાવી વતી તાળું ઉઘાડીને તેઓ સૌ કોકિલની ખોલીમાં આવ્યાં.

"ભાઇ, તમને બહુ વાર લાગી! કોઈ ચોર સાથે ઝપાઝપી કરવી પડી કે શું?" પદ્માએ પૂછ્યું.

"અમે તો ભળેની ખોલીમાં જઈ અટયા હતા!" કોકિલ બોલ્યો; "પેલી બી–પ્રોફેસર કુંદમાલા છે ને તેની રૂમમાં!"

"એણે જાગીને 'ચોર, ચોર' એવી બુમો પાડીને લોકોને કેમ ભેગા કર્યા નહીં?" રમાએ પૂછ્યું.

"હું ધારૂં છું કે, તે બહારગામ ગઇ હશે. શિરીષ, મેં તો એને આગલા ખંડમાં દીઠી નહીં. તેં દીઠી હતી?"

"બહારગામજ ગઇ હશે–નહીં તો એ ચબાવલી 'હો હા' કરીજ મૂકે" પદ્મા બોલી; "હું હારમોનીઅમ બજાવું છું ત્યારે ઘણીવાર તે મારી પાસે આવીને ના પાડે છે અને પોતાનાં કામમાં ખલેલ પડે છે એમ કહે છે. મને એનાં જેવાં અરસિક અને સંગીત–વિમુખો ઉપર ઘણી ચીઢ ચઢે છે. હું તો માનું છું કે જેઓને સંગીત ગમતું નહોય તેઓએ જંગલમાં જઇને વસવું!"

સૌ આ વાકય સાંભળીને ખડખડાટ હસી પડયાં. એકાએક પદ્માની નજર શિરીષના હાથ ઉપર પડી. તેના કોટની બાંય ઝાલીને શિરીષને બતાવતાં તેણે કહ્યું; "આ લાલ રંગથી તમારો કોટ કયાં ખરડાયો?"

રમાએ તે ડાઘ જોઇને કહ્યું; "અરે, આ તો લોહી છે. લાલ રંગ નથી. એની ચીકાશ જુઓ ને?"

"લોહી?" કોકિલ બોલ્યો; અને શિરીષની બાંયનું અવલોકન કરીને તેણે અભિપ્રાય આપ્યો: "અવશ્ય, આ લોહી છે. તાજેતરમાંજ આ બાંય ખરડાયલી છે.

---

# હસો બાપલા હસો હસો

હસો બાપલા હસો હસો સૌ, છોટા મોટા હસો હસો,
ગમ્મત કરતાં સુતાં બેસતાં, જતાં-આવતાં હસો હસો. ૧
વૈર વિરોધ, ન રાખો કો'થી, જ્યાં જાઓ ત્યાં હસો હસો,
મિત્ર હોય કે અમિત્ર સૌથી, હસો બાપલા હસો હસો. ૨
વાત કરો તો હસતાં હસતાં, મુખ મલકાવી હસો હસો,
નાત જાતમાં, વાત વાતમાં, સૌ સંગાથે હસો હસો. ૩
કદિ કોપ નહિ કરો કોઈ પર, નોકર સાથે હસો હસો,
હસવાથી છે હજાર લાભો, હસો બાપલા હસો હસો. ૪
કરૂણા કરજો દુઃખડાં હરજો, રંક નિરાદર થશો થશો,
ઘરડી રિસ કદિ ના કરશો, હસો બાપલા હસો હસો. ૫
નરમ હશો તો તાજા થાશો, બળ બુદ્ધિમાં વધ્યા જશો,
માટે આધિ વ્યાધિ ઉપાધિ, તજી બાપલા હસો હસો. ૬
'ડહાપણ' તો છે હસવા માંહે, હસો બાપલા હસો હસો,
નહિ હસો તો સાસુના સમ, હસો બાપલા હસો હસો. ૭

'હસો બાપલા'

## ૪ 'જ. મ.'નો ભેદી રૂમાલ.

આશરે પંદર મિનિટ વીતતાં મિ. લુહાર ત્રીજા-માળની રૂમમાં આવ્યા. તેણે જણાવ્યું: "ખુન કેવી રીતે થયું તેનો ખ્યાલ મને આવી ગયા છે. વનિતા-વિદ્યાલયની એ સ્ત્રીપ્રોફેસર કુંદબાલા એક ખુરશીમાં ટેબલ આગળ બેઠેલી હતી. સામેની ખુરશીમાં ખુની બેઠેલા હતા. વાતચીત દરમ્યાન ખુનીએ ગોળી મારીને તેણીને વીંધી નાંખી હતી. જે તમંચામાંથી ગોળી મારી હતી તેનો અવાજ નહીં થવાનું કારણ તેની ઉપરનું સ્વર-રોધક-યંત્ર હતું. પડોશીઓને જગાડીને ખુન સંબંધી હકીકત કહેતાં તે: ચોંકીજ ઉઠયાં છે. તે ઉપરથી સમજાય છે કે, ગોળીબારનો અવાજ કોઇએ સાંભળ્યો નથી. ખુન સાંજના લગભગ ચારેક વાગે થયું હોય એમ લાગે છે. મારી સાથે હું પોલીસ-ડાકટરને લાવ્યો છું. તેઓનો અભિપ્રાય છે કે– ગોળી બરાબર હૃદય પર વાગ્યાથી બાઇનો પ્રાણ તરત નીકળી ગયા હોવા જોઇએ. ખુનીએ લાશ ખુરશી પરથી ઉઠાવીને કૉચ નીચે મુકી હતી."

"મકાનમાંથી કશું ગુમ થયું છે?"

"હા. કૉચની બાજુમાં એક તિજોરી છે. તે સંકાયદે કરી દેવામાં આવેલી છે. એ તિજોરીની કળમાં ચાવીઓ ખોસેલી મોજુદ છે. એટલે, અનુમાન થઇ શકે છે કે, ખુન બાદ ખુનીએ બાઇની ચાવીઓ લઇ તિજોરી ઉઘાડીને તેમાંની તમામ વસ્તુઓ લઇ લીધી છે."

"ખુનીની કાંઈ નિશાનીઓ મળી છે કે?"

આંગળાની છાપો કાળજી ભરેલી રીતે ભુંસી નાંખેલી છે. માત્ર એક હાથ રૂમાલ મળ્યો છે. તે તિજોરી નીચે પડેલો હતો. તેના ઉપર 'જ. મ.' શબ્દો ભરતકામથી ભરેલા છે. આ 'જ. મ.' એટલે બાઇને કાગળ લખનાર 'જગદીશ મહેશ્વર' નામનો માણસ છે. આ માણસને જરૂર શોધી શકાશે. બાઇનાં મગાં સંબંધીઓની તજવીજ કરીશું એટલે તે મળવા ...એ."

ડીટેકિટવે કહ્યું: "એ જગદીશ મહેશ્વર વિચિત્ર જણાય ...મંચા પર સ્વર-રોધક-યંત્ર રાખવાની કાળજી રાખે છે. ...ંગળાંની છાપો ભુંસી નાંખવામાં સાવધાની વાપરે છે. બાઇનું શબ કૉચ નીચે હડસેલી દેવાની દરકાર રાખે છે. પરંતુ નામાક્ષરનો રૂમાલ ગુમાવી દે છે. એટલુંજ નહિ પણ આ વીંટી ગુમ થાય છે તેનું ભાન રાખતો નથી!"

ડીટેકિટવે અત્રે પોતાને મળી આવેલી વીંટી ઇન્સ્પેકટરને આપી.

ડીટેકિટવે અત્રે કહ્યું: "પાડોશીઓમાંથી કોઇએ તેને જતા કે આવતા દીઠો નથી એ આશ્ચર્યજનક બીના છે."

ડીટેકિટવે કહ્યું: "પાછલ્યા ભાગના ઉપયોગને લીધે તે કોઇને દેખાયો નથી. પણ મિ. લુહાર, હજી મારે એ રૂમની વધુ તપાસ કરવી છે. આપ મને તે તપાસવાની પરવાનગી આપો છો?"

ઇન્સ્પેકટરે પરવાનગી આપી. તેણે એ બાદ પદ્મા, રમા, કોકિલ અને શિરીષનાં નિવેદનો નોંધી લીધાં, પદ્માને તેણે બારીની સ્ટોપર બંધ નહીં કરવાની ગેરકાળજી માટે ઠપકો આપ્યો. પદ્માએ કહ્યું: "હવેથી હું કદી બેદરકાર નહીં રહું. કદાચ મારીજ હાલત આ સ્ત્રી-પ્રોફેસર જેવી કોઇ કરે તો?"

ઇન્સ્પેકટર હસી પડયો. કૅાફીના પ્યાલાઓ આવ્યા. ડૅાકટરને પણ તે વખતે બોલાવવામાં આવ્યો અને કૅાફીને ઇન્સાફ આપ્યા બાદ તેઓ વિદાય થયા.

## ૫. ખુની કોણ છે?

ડીટેકિટવ જયારે કુંદબાલાની રૂમની ફરીથી તપાસ કરવા ગયો ત્યારે કોકિલ અને શિરીષ પણ તેની સાથે ગયા. ડીટેકિટવને ઇન્સ્પેકટરે આપેલી કુંચીથી બારણું ખોલીને તે અંદર પેઠો. તેણે આગલ્યા ખંડની બત્તી સળગાવી નહીં પણ તે સીધોજ રસોડામાં ગયો અને બોલ્યો: "મને જે જોઇતું હતું તે મળ્યું."

"શું મળ્યું છે? બત્તી તો કરો?" શિરીષે કહ્યું.

ડીટેકિટવ એક શીશી સહિત બહાર આવ્યો. તે એક નાનકડી શીશી હતી અને તેના ઉપર કાચનો બુચ હતો. એ શીશી સ્હેજ સુંઘીને તે બોલ્યો; "આમાંજ ખુનીનું રહસ્ય છે!"

શિરીષે તેના હાથમાંથી શીશી ઝુંટવી લઇને કહ્યું: "પણ એમાં તે શું રહસ્ય છે?" તેણે બુચ ખોલીને તે શીશી સુંઘી. તરતજ તેના પગ લથડવા લાગ્યા. તેના મસ્તકમાં ચક્કર આવવાં લાગ્યાં. આંખો ચકળ વકળ થઇ ગઇ. ડીટેકિટવે શીશી તેના હાથમાંથી લઇને કહ્યું:

"કેવી મૂર્ખાઈ? કોઈ પણ શીશીનો બુચ એકદમ ખોલવો જોઈએ નહીં અને તેમાં શું છે અને શું નથી તે જાણ્યા વિના સુંઘવી જોઈએ નહીં."

આ વખતે શિરીષ બેશુદ્ધ થઈને જમીન પર ફસડાઈ પડયો. ડીટેકિટવે કોકિલને કહ્યું: "ચિંતા ન કરશો. હમણાં તે શુદ્ધિમાં આવશે. તમે બન્ને ખંડની બત્તીની સ્વિચ દાબી આવો." કોકિલ ગયો અને એક સેકન્ડમાં અજવાળાં કરીને પાછો આવ્યો.

થોડી વારે ડીટેકિટવે શિરીષને પોતાની પાસેની એક શીશીમાંનો પ્રવાહી પાવાથી તે શુદ્ધિમાં આવ્યો.

તે બોલ્યોઃ "મારી તબિયત બગડી આવી. હું તો ઉપર જઈને સુઈ જઈશ."

"એ રસ્તોજ તમારે માટે ઠીક છે." ડીટેકિટવે કહ્યું. શિરીષ ત્યાંથી ગયો એટલે ડીટેકિટવે કોકિલને કહ્યું: "અંદર આવો. ખુની કોણ છે તે કહી આપું." તેઓ અંદર ગયા. ડીટેકિટવે કોકિલને ખુરશી પર બેસાડીને કહ્યું: "કેસ પુરો થયો છે."

"શું આપને ખ્યાલ આવી ગયો કે–ખુની કોણ છે? આપે અહીં તો ફરીવાર કશું તપાસ્યું નથી! કેવી રીતે આપ આ કેસનો ભેદ શોધી શકયા?"

ડીટેકિટવે પોતાના ખિસ્સામાંથી ચામડાનું એક ખિસ્સા–પાકીટ બહાર કાઢયું. તેમાં ખુબ વસ્તુઓ ભરેલી જણાતી હતી. તેણે તે વસ્તુઓ બહાર કાઢી. કોકિલે જોયું કે–તેમાં એક સોનાની માળા, એક રત્ન-જડિત પાંદડીવાળી હીરા કંઠી, ચાર બંગડીઓ, હીરાનાં બે લવિંગ અને કેટલીક ચલણી નોટોનો થોકડો હતો!

"શું આ કુંદબાલાનો ચોરાયલો માલ છે?"

"હા. ખુનીના ખિસ્સામાંથી મેં આ પાકીટ લઈ લીધું. માલ કુંદબાળાનો છે તેની સાબિતીમાં એક કાગળ હું તમને બતાવું છું." ડીટેકિટવે આમ કહીને પોતાના ખિસ્સામાંથી એક કાગળ કાઢયો. તે બોલ્યો "જ્યારે શિરીષ બેશુદ્ધ થયો ત્યારે મેં આ કાગળ તેના ખિસ્સામાંથી કાઢી લીધો હતો!"

"શું શિરીષ ખુની છે?"

"અવશ્ય એજ કુલમાંનો સાપ!"

કોકિલના મ્હોં ઉપર ગભરાટનાં ચિહ્ન જણાયાં. ડીટેકિટવે કહ્યું: "આ કાગળ વાંચો એટલે તમને ખ્યાલ આવશે."

કોકિલે તે કાગળ વાંચવા માંડયો; "શિરીષ, તમે વસ્તુતઃ જગદીશ મહેશ્વર છો. તમે અને હું ૧૦ વર્ષ ઉપર પરણ્યાં હતાં. તમને ગૃહસ્થ માણસોની રીતે રહેવું ફાવતું નહતું તેથી તમે મુસાફરી કરવાને બહાને લગ્ન પછી તરતજ ચાલ્યા ગયા હતા. આજ સુધી તમે મારી સમક્ષ આવ્યા નહતા પણ હમણાં તમે કોકીલને ત્યાં આઠ–દશ દિવસ માટે રહેવા આવ્યા છો. અચાનકજ મારો અને તમારો ભેટો થયો. તમને ખ્યાલ પણ નહીં હોય કે–હું અહીં રહું છું. પણ તમારી ભૂતકાળની બદમાશીઓથી હું વાકેફ છું. તેથી મને શંકા ઉપજે છે કે–તમે કોકિલની બહેન પદ્મા અથવા તો તેની બહેનપણી રમા સાથે લગ્નનો ફંદ રચશો. દુનીઆ આજ સુધી જો કે તમારા વિષે કાંઇ જાણતી નથી પણ હું તમારી હીલચાલ તપાસતી રહી છું. સુમનપુર સ્ટેટમાં એક બેંકની ચોરીના કેસમાં તમને અઢી વર્ષની જેલની સજા થયેલી છે. તમારો ફોટો બીજા પકડાયલા ગુન્હેગારો સાથે છાપામાં પ્રગટ થયેલો મેં જોયો હતો. તમારા નામ નીચે 'જગદીશ મહેશ્વર' નામ છાપેલું હતું. એ 'જ. મ.' તે શિરીષ તમેજ! અહીં કોઇ પણ જાતની નવી બદમાશી કરશો નહીં અને આબરૂ ભેર ચાલ્યા જવામાંજ માલ સમજજો. બે દિવસની અંદર નહીં જાઓ તો હું પોલિસ ખાતાને ખબર આપી દઈશ–લી. કુંદબાળા."

કોકિલે ડીટેકિટવના હાથમાં પત્ર પાછો મૂકયો. તેના ચહેરા ઉપર ચિંતાની છાપ સ્પષ્ટ જણાતી હતી. ડીટેકિટવે કહ્યું: "કુંદબાળા શિરીષની પત્ની હતી. તે સંસ્કારી અને વિદુષી બાઈ હોવાથી આ ગુંડાને તેની સાથે ફાવે નહીં એ સ્પષ્ટ હતું. જ્યારે કુંદબા-ળાએ આ બદમાશને પત્ર લખ્યો ત્યાર બાદ તેણે તેને છાપેલા પત્રથી જવાબ આપ્યો. એનું કારણ ખુલ્લું હતું. હસ્તાક્ષર પકડાઈ જાય. ટાઇપરાઈટરના અક્ષરો પણ બારિક તપાસથી ટાઈપ કરનારને પકડાવી દે. આથી શિરીષે છાપેલો કાગળ મોકલ્યો. એણે તક જોઈને સ્ત્રી–પ્રોફેસરની રૂમમાં રસોડાની બારી મારફત પ્રવેશ કર્યો હોવો જોઈએ; અને વાતચીત દરમ્યાન તે બિચારીને તેણે પીંખી નાંખી હોવી જોઈએ. એ બાઈ જીવતી હોત તો તેને ભય સમાન હતી. આથી તેણે

તેનો જીવ પણ લીધો અને તેનો માલ પણ લીધો! ખુન કર્યા પછી તે પાછલી બારી મારફત જ પસાર થયો હોવો જોઇએ અને તે વખતે પાછલી ગેલેરીમાં એક પણ માણસ હોવું જોઇએ નહીં. કિસ્મતના યોગે હું જ એકલો તેને દાદરે ચઢતાં જોઈ શક્યો હતો." ડીટેક્ટિવે અત્રે પોતાના ખિસ્સામાંથી એક કુંચી બહાર કાઢી. કોકિલે તે જોઈ કહ્યું: આ તો અમારા તાળાની કુંચી છે!"

ડીટેક્ટિવે કહ્યું: "બદમાશે ટોપી જોતી વખતે સફાઇબંધ પદ્માના ખિસ્સામાંથી તે કાઢી લીધી હોવી જોઇએ. આ કુંચી પણ બદમાશના ખિસ્સામાંથી મને મળી આવી. હું જોઉં છું કે-કુંદબાળાના તાળાને પણ આ કુંચી બરાબર બેસે છે. લાવો, જોઇએ તે તાળું?" કોકિલ તાળું લઈ આવ્યો. ડીટેક્ટિવે તેમાં આ કુંચી બેસાડી. તેનાથી તે તાળું ઉઘાડ-વાસ થઇ શક્યું. ડીટેક્ટિવ બોલ્યો: "બદમાશે આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી હોવી જોઇએ. રાતને વખતે તેનો ઇરાદો ફરીથી તે રૂમમાં આ ચાવી મારફત જવાનો હોવો જોઇએ. હું માનું છું કે હાથ રૂમાલ તે કુંદબાળાની રૂમમાં વિસરી ગયો હતો એવું તેને યાદ આવ્યું હોવું જોઇએ. સિવાય, પોતાની બીજી નિશાનીઓ પણ તે ગુમ કરવા ઇરાદો રાખતો હોવો જોઇએ. પણ તેને તક મળી નહીં. હવે તેના છાપેલા કાગળમાંનું લખાણ તપાસીએ. પહેલી નજરે તે નજીવું લાગે. પણ ખુની ઉપર કુંદબાળાનો જે પત્ર લખાયલો છે તેના અનુસંધાનમાં તે મહત્વનો છે. લગ્નની જવાબદારી આ પત્ર દ્વારા તે ફગાવી દે છે. તે પત્રમાં નીચેની લીટીઓ છાપેલી છે: "શ્રીમતી, જે લગ્ન વિષે તમે મને લખી જણાવ્યું છે તે કાયદેસર ન હતું. એમાં પુરોહિત બનાવટી હતો. એ પુરોહિત મરણ પામેલો છે. એ લગ્ન વખતે બીજા બે જણ હાજર હતા. તેઓએ મરણ પામેલા છે. એ લગ્ન ઉભય પક્ષને બંધનકર્તા નથી. જે વ્યક્તિ માટે તમે ભય બતાવો છો તેને માટે તમારે ચિંતાતુર ન રહેવું. તમે તમારૂં જીવન સુખમાં ગાળો એમાં મને વાંધો નથી.-જગદીશ મહેશ્વર."

"બદમાશ! પોતાની પત્નીને તે આવો નફકરો જવાબ આપે છે? પણ ડીટેક્ટિવ સાહેબ, આ બધી વસ્તુઓ આપે મેળવી ક્યારે?"

"તે બેશુદ્ધ થયો અને તમે 'સ્વિચ' દાબવા ગયા ત્યારે." એ મેં તમને કહ્યું છે. "મેં તેને બેશુદ્ધ બનાવવાનો ખાસ તાગડો રચ્યો હતો. જે શીશી મેં સુંઘવાનો ઢોંગ કર્યો હતો તે અહીંથી નહીં પણ મારા ખિસ્સામાંથીજ મેં કાઢી હતી. જુઓ, તેના ઉપર શું લખેલું છે?"

ડીટેક્ટિવે તેને તે શીશી આપી; કોકિલે નામ વાંચ્યું: "ઇથિલ કલોરાઇડ" ડીટેક્ટિવ બોલ્યો: "બેશુદ્ધ કરનારૂં આ સખ્ત ઝેર છે. એક સેકન્ડમાં માણસ તેનાથી બેશુદ્ધ થાય. તમારી ક્ષણિક ગેરહાજરીમાં તેનાં ખિસ્સાં તપાસીને મેં આ વસ્તુઓ લઇ લીધી! તે પોતાની તબિયત બગડી, એવું બહાનું કાઢીને અહીથી ગયો છે, પણ મને ખાત્રી છે કે-તે તમારી રૂમમાં નહીં જતાં ન્હાસી ગયો હોવો જોઇએ."

"હેં? આવો, આપણે તપાસ કરીએ."

ડીટેક્ટિવ અને કોકિલ, પદ્માની રૂમમાં ત્રીજેમાળ ગયા ત્યારે ડીટેક્ટિવની માન્યતા સાચી નીવડી. શિરીષ ત્યાં હતોજ નહીં!

કોકિલ ગંભીર સ્વરે બોલ્યો: "ડીટેક્ટિવ સાહેબ, તમે મારા કુટુંબની આબરૂ રાખી. શિરીષ 'ફુલમાંનો સાપ' હશે એવી ખબર મને ન હતી. મારી સાથે તે હાઇસ્કુલમાં ભણતો હતો ત્યારની મિત્રતાના સંબંધથી તે અહીં આવ્યો હતો. પદ્માની આ બીજી બ્હેનપણી રમા પણ અહીં પદ્મા સાથેની મૈત્રિથી એક માસથી રહેવા આવેલી છે. એને અને શિરીષને કાંઇ સંબંધ નથી પણ એટલું ઠીક થયું કે, મેં શિરીષને હજી સુધી નક્કી જવાબ આપ્યો નહતો."

"શેનો જવાબ?" ડીટેક્ટિવે પૂછ્યું.

"એ બદમાશે મારી બ્હેન પદ્માના હાથની માગણી કરી હતી. મેં તેમજ બ્હેને તે ઉપર વિચાર કરી જોવા તેને વચન આપ્યું હતું. એના જેવા ખુનીથી આપે અમને બચાવી લીધાં એ જેવો તેવો ઉપકાર નથી."

પદ્મા કે જે આ વાતચીત સાંભળી રહી હતી તેણે, પૂછ્યું; "ડીટેક્ટિવ સાહેબ, આપે એનેજ ખુની તરીકે શી રીતે પકડી કાઢ્યો?"

ડીટેક્ટિવે કહ્યું: "હું સાંજથીજ આ કેસનો ભેદ શોધવા માગતો હતો એમ મેં તમને મારા પ્રથમ

મિલન પ્રસંગે કહેલું યાદ હશે. 'મારા નામ' મુજબ કિસ્મતેજ મને આ માણસની પાછળ પડવા સુઝાડયું. હું સ્હાડા ચારને સુમારે ચાલીના બીજા માળના દાદરેથી ઉપર આવતો હતો ત્યારે એ બદમાશને મેં આમતેમ ભયભરી નજરથી ત્રીજા માળનો દાદર ચઢતો જોયો. તે ત્રણેક પગથીઆં ચઢીને થોભ્યો; પાછો ઉતર્યો અને ખિસ્સાપર હાથ નાંખી ફરીથી પાછો ચઢયો. મેં છુપી રીતે તેની પુંઠ પકડવા ઠરાવ્યું. તમે સૌ ટોકીમાં ગયાં ત્યારે હું તમારી પુંઠે આવેલો. તમે ટોકીમાંથી આવ્યા પછી શિરીષ અને કોકિલ નીચે ગયા. ભળતી રૂમમાં પ્રવેશવાનો શિરીષનો હેતુ હવે મને સમજાય છે. તે એમ જાણવા માગતો હતો કે, ખુનની જાણ થઈ છે કેમ? તેના કોટની બાંહ્યને લોહીના ડાઘ પડયા તેનું કારણ કોચ નીચે તેણે અંધારામાં હાથ ફેરવી જોયો એજ હોવું જોઇએ. સિવાય, ટેબલ પર પોતાનો છાપેલો કાગળ પડયો છે કે નહીં એની તપાસ પણ તેણે અંધારામાં કરી હોવી જોઇએ. આ બે સ્થળોની તપાસ દરમ્યાન તેના કોટની બાંહ્યને લોહીના ડાઘ વળગ્યા હતા. તેણે કોકિલને બત્તીની ચાંપ નહીં જડયાનું અને અંધારામાં તાકાં તપાસી વળ્યાનું આપેલું બહાનું જુઠુંજ હતું. મારા મનથી એ બહાનાં સંબંધી મેં તર્ક કરી જોયો. આ ચાલીમાં બધી રૂમોમાં બારણાંની દિવાલો પાસેજ સ્વિચ બોર્ડ ગોઠવેલાં છે. છ સાત દિવસથી તમારે ત્યાં રહેલો માણસ આવી ગોઠવણથી ભાગ્યેજ અજાણ્યો રહે. જો તેની દાનત શુદ્ધ હોય તો તરતજ તે રૂમમાં પ્રવેશતાંજ બત્તી કરે. શિરીષે તેમ કર્યું નહીં તેનું કારણ શું? આનો જવાબ મને લોહીના ડાઘ ઉપરથી મળ્યો. અંધારામાં લાશને તેણે તપાસી હોવી જોઈએ. ટેબલ પણ તપાસ્યું હોવું જોઇએ. મિ. કોકિલ, તમો સૌ સહિત વાતો કરતી વખતે હું શિરીષના મોઢા ઉપરના ભાવો લક્ષમાં રાખતો હતો. અવારનવાર તેમાં ગભરાટનાં ચિહ્ન ઉભરાઈ આવતાં હતાં. છાપેલા કાગળમાં તેણે શક ઉપજે એવું કાંઈ છાપ્યું નથી, એમ પહેલી નજરે કોઇને લાગે. પણ તે કોઇક પત્રનો જવાબ છે એમ ખ્યાલમાં લાવીને પત્ર શોધવા માટેજ તેને મેં બેશુદ્ધ કર્યો હતો. એને પરિણામે આ આખોએ ભેદ ખુલ્લો થાય એવી વસ્તુઓ મળી આવી. મિ. કોકિલ, તમે જોશો કે, બહારથી ઉજળા પણ અંદરખાનેથી મેલા એક માણસથી તમે આ પ્રસંગે બચી ગયા છો."

"એ માટે અમે આપનાં આભારી છીએ."

"આભારી ઇશ્વરનાં."

* * *

એ કહેવું બિનજરૂરી છે કે–ડીટેક્ટિવે પોતાને મળેલા પુરાવાઓ પોલિસ ખાતાને સોંપી દીધા. પરિણામે મિ. લુહારે શિરીષ ઉર્ફે જગદીશની શોધ કરાવી. ત્રણેક દિવસને અંતે તે ચોપાટી ઉપર એક ગૃહસ્થનું ખિસ્સું કાતરતાં પકડાઈ ગયો. શ્રીમતી કુંદબાલાના ખુન માટે તેને તકસીરવાર ઠરાવી ન્યાયાસન મારફત દેહાંત દંડની સજા ફરમાવવામાં આવી.

(સંપૂર્ણ)



(પૃષ્ઠ ૨૪ માંનુ ચાલુ)

સાધુ વર્ધમાન સાથે લગભગ ૭ વર્ષ રહ્યો હતો. પણ પછી ઉભય વચ્ચે મતફેર પડવાથી તે વર્ધમાનથી છૂટો પડયો હતો. છૂટા પડયા પછી "આજીવક" નામનો નવો સંપ્રદાય તેણે ઊભો કર્યો હતો. એ સંપ્રદાયનું સાહિત્ય અત્યારે જો કે ઉપલબ્ધ નથી, તોપણ તે કાળમાં ત્યાગ માર્ગવાળા જૈન, બૌદ્ધ આદિ ધર્મોમાં ગોશાલે સ્થાપેલો આ ધર્મ પણ મુખ્ય ગણાતો હતો. પોતાના શિલાલેખોમાં ખાસ અશોકે પણ આ સંપ્રદાયનો ઉલ્લેખ કર્યો છે. જૈન સંપ્રદાયના કેટલાક પુસ્તકોમાં આ ગોશાલને એક મહાપાપિષ્ઠ તરિકે આલેખ્યો છે. પણ વાસ્તવમાં તો ગોશાલ એક સમર્થ મત પ્રવર્તક હતો.

પછી ઇંદ્રિયો ઉપર વર્ધમાને જ્યારે પૂર્ણ આધિપત્ય જમાવ્યું, ત્યારે તેઓ નગ્ન દશામાં ફરવા લાગ્યા. કીર્તિ યા સારા કહેવડાવવાની વૃત્તિથી તો તેઓ દૂરજ રહેતા. માન અપમાનથી પર બનવા એક સ્થળના અધિક વસવાટ પછી જ્યાં જનતા તરફથી માન પૂજાનો સંભવ જણાતો, કે તરતજ તેઓ બીજા સ્થળે જતા રહેતા. પણ તેમની સુંદર ચારિત્ર સુગંધથી આકર્ષાઈ સર્વત્ર લોકો તેમના તરફ ખેંચાઈ આવતા. **ચેલા ચાપટના મોહે :આંખો મીંચી આંધળીયાં કરનારા, દીક્ષાની ફજેતી કરાવી શાસન માલિન્યનાં મહાપાપ બાંધનારા અત્યારના કેટલાક સાધુઓએ પુજ્યશ્રી મહાવીર પ્રભુની આ વૃત્તિને સદાને માટે નિજ સમક્ષ તાદૃશ્ય અનુભવવી ખાસ આવશ્યક છે.**

સંન્યસ્ત લીધા પછી બારમે વર્ષે વર્ધમાનને સૌથી વિકટ ઉપસર્ગ સહન કરવો પડયો હતો. કુમાર નામના ગામની નજીક એક વખત તેઓ સ્થિર સમાધિસ્થ મૂર્તિની જેમ ઉભા હતા. તે વખતે એક ગોવાળ પોતાના બળદોને ત્યાં ચરતા મૂકી કંઈક ચાલ્યો ગયો. પાછા આવ્યા પછી તેણે જોયું તો ત્યાં બળદ ન હતા. રેઢા મૂકેલા એ બળદો ક્યાંય ચાલ્યા ગયા હતા. ગોવાળે બળદો વિષે વર્ધમાનને પૂછ્યું. પણ પોતાના દેહનુંજ જેને ભાન નથી એવા વર્ધમાન પ્રભુ શું ઉત્તર આપે? ઉત્તર ન મળવાથી ગોવાળ બળદોની શોધમાં ચોતરફ ફરવા લાગ્યો, એ દરમ્યાન ચરી બળદો વર્ધમાન પ્રભુની પાસે આવી બેસી ગયા. કેટલાક સમય પછી તે ગોવાળ ત્યાં પાછો આવતાં તેણે બળદોને જોયા. તે મૂઢ તેથી એમ સમજ્યો કે આ જોગીએજ મારા બળદો સંતાડી દીધાં હશે. એટલે ક્રોધિત થઇ તે પ્રભુને મારવા દોડ્યો. તેણે તેમને સખત રીતે માર્યા પણ હતા. સંપ્રદાયમાંના તેમના પ્રચલિત જીવનકિથનાનુસાર સ્વયં ઈંદ્રરાજાએ ત્યાં પ્રત્યક્ષ આવી ગોવાળ પાસેથી તેમને છોડાવ્યા હતા. અને તેમના પ્રત્યે કહ્યું હતું: "હે તપસ્વી! આવા ઉપસર્ગોથી આપને બચાવવા હું આપની પાસે રહું?" જવાબમાં તે [illegible] જણાવ્યું: "તીર્થંકરોએ કોઈની સહાય લીધી નથી. પરમ જ્ઞાનને પામેલું હોય, તો [illegible] ભોગવ્યેજ છુટકો." કર્મયોગનો કેવો મહાન આદેશ!

આમ વર્ધમાને બાર વર્ષ સુધી મહા કષ્ટમય તપ આદર્યું. તેર માસ સુધી તો મહર્ષિ વાલ્મિકીની જેમ તેમના શરીર પર જીવ જંતુઓએ વાસ કર્યો હતો. અંતે ગૌતમ બુદ્ધને જેમ અશ્વત્થ વૃક્ષ નીચે બુદ્ધત્વ પ્રાપ્ત થયું હતું: એમ વર્ધમાનને [illegible] ગામ પાસેના વનમાં શાલવૃક્ષ નીચે વૈશાખ શુદ દશમે કૈવલ્યપદ પ્રાપ્ત થયું. અને વર્ધમાન મટી તેઓ જિન અથવા મહાવીર થયા. તે વખતે તેમની વય ૪૨ વર્ષની હતી. કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીનાં તેમનાં જીવન કાળના ત્રીસ વર્ષ મહાવીરે કેવી રીતે ગુજાર્યાં હતાં, તેની ઐતિહાસિક માહિતી સંપૂર્ણ રીતે મળતી નથી. ઘણું ખરૂં તેઓ બિહારના ઉત્તર અને દક્ષિણ વિભાગમાંજ પ્રવાસ કરતા. મગધ-રાજધાની રાજગૃહ, અંગ-રાજ્યધાની ચંપાનગરી, વિદેહ-રાજ્યધાની મિથિલ, યા શ્રાવસ્તી તેમજ વૈશાલીમાં તેઓ થોડા થોડા સમય રહ્યા હતા.

જૈન સંપ્રદાયમાં સિદ્ધિ દર્શીઓને તીર્થંકર કહેવાય છે. આજસુધીમાં એવા ૨૪ તીર્થંકરો થયા છે. ઐતિહાસિક દૃષ્ટિથી તપાસતાં આ ધર્મ ઘણોજ જુનો છે. આ ધર્મના આદ્ય તીર્થંકર ઋષભદેવ મનાય છે. તેમના પછીના બાવીશ તીર્થંકરો વિષે ચોક્કસ માહિતી સહજ પણ નથી મળી શકતી. ૨૩મા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથ (ઇ. સ. પૂ૦ ૮૦૦) થયા હતા. જૈન ગ્રંથોના અવલોકનથી જણાય છે કે આ તીર્થંકર સો વર્ષ જીવ્યા હતા. જાતિએ ક્ષત્રિય હોઇ તેમના પિતાનું

નામ અશ્વસેન અને માતાનું નામ વામા હતું. ચોરાશી દિવસ સુધી મહાતપ આદરી તેમણે કેવળ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

આમ જૈન સંપ્રદાય મહાવીર સ્વામીએ નવો નથી સ્થાપ્યો. તેમણે તો માત્ર તે ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી. એમના ઉપદેશના પરિણામે સમસ્ત દેશનું ધ્યાન તે ધર્મ પ્રત્યે તેઓશ્રીએ દોર્યું હતું. અને તે અરસામાં દેશનો મોટો ભાગ તે ધર્મમાં શ્રદ્ધાવાળો થયો હતો. સનાતની વૈદિક ધર્મમાં અહિંસાનું ખાસ જે આટલું

માનભર્યું સ્થાન છે, તે એ જૈન ધર્મના સહયોગને જ આભારી છે.

પોતાની ૭૨ વર્ષની ઉમર સુધી પ્રભુ મહાવીરે ઉપદેશો કર્યા છે. એમના જીવનકાળમાં પાર્શ્વનાથ તીર્થંકરના નામનો સંપ્રદાય ચાલતો હતો. મહાવીર પ્રભુએ મૂળથી તે પોતા સુધીના સિદ્ધાંતોને સરખા કરી એ ધર્મને એક રૂપ કર્યો. આથી તેઓ છેલ્લા ૨૪મા તીર્થંકર તરિકે સ્વીકારાયા. અંતમાં ૭૨મા વર્ષની વયે કાર્તિક વદ ૦)) ના રોજ આ મહાપુરૂષ નિર્વાણ પામ્યા

**અનેકાનેક પ્રણામ હજો ભારતની એ દેવતાઇ વિભૂતિના ચરણ કમળમાં.**



## વિલીન કુસુમ

એ મારી આશાનું કુસુમ હતું. અમર, એવી એની મનોરમ સુવાસ અર્પી, ઉઘડતી યૌવના સમયે તે કરમાઈ ગયું.

તેનામાં ઉઘડતી કળીનું લાલિત્ય હતું. વરસાદ પછીના સ્વચ્છ આકાશની ઝલક એની પાંદડીઓમાં વિલસતી હતી.

આજે તેની સૌરભ મારી ભેગી મળી છે. પણ—તેના સ્મરણોનું શીતલ જલ છાંટતાં વસન્તના મલયાનિલની લ્હેરે મમ હૃદયવાટિકામાં મને પ્રથમ શ્વાસે પાગલ કરનાર એજ રમ્ય સુગન્ધ પ્રસરી રહે છે.

ક્ષણિક કલ્પનાસૃષ્ટિ પણ આનંદ આપે છે.

સૃષ્ટિના ઉદ્યાનમાં, કોક મઝાના સમિર નર્તને તેને મારા તરફ ઢળતું કર્યું. મારે પણ તેને જ મારી અંતરની સુમન કુંજેથી ઉરમાળિકા વચ્ચે પરોવી, જિવન જંગમાં કીર્તિ સંપાદન કરવાનો કોડ હતો.

ધનમાળી નજુમાંગે ને પંજુમૂથે મને તે કુસુમ અર્પવા તૈયાર હતો પરન્તુ—

એવામાંજ તે કરમાઇ ગયું. સદાને માટે દૂર સુદૂરના પ્રદેશમાં ચાલી ગયું અને મારી તેમજ માળીની રમ્ય કલ્પનાના ચૂરેચૂરા થઇ ગયા.

સંસ્કૃતિના આરંભકાળથી આજ સુધી કૈંક કુસુમો આ જગવાટિકામાંથી વિલીન થયાં છે, છતાં મૃત્યુની પાછળની ભૂમિકા નિઃસીમ અને માનવ કલ્પના બ્હાર છે. મૃત્યુને તેની ગહનતા શોધતાં કૈંક ફિલસૂફો વિજ્ઞાનીઓ, સંતપુરૂષો અને એવા બીજા મરણને શરણ થયા છે.

'તેજસ્વી સર્જનસમા કુસુમને સૃષ્ટાએ પાછું કેમ લઈ લીધું? વિલીન કરી મારા અંતરમાં સ્મૃતિઓ કેમ અખંડ રાખી?'

આવા બીજા અનેક તર્ક વિતર્ક કરતો—
પુનર્જન્મ વિષે અવનવી અટકળો બાંધતો અને—
મિલન ઉત્સુક એવો હું,
શાન્તનીરા સાબરમતીના કાંઠાપર
કોઇ નિર્જન સ્થળે, જળતરંગો નિહાળતો
વિલીન કુસુમ વિચાર વિલીન બની
વિશ્વને પ્રેમની સનાતન ભાવના અર્પનાર
આંગ્લ કવિ 'Shelly'ની નીચલી લીટીઓ
રટતો, સાંઝ ઉતરી તિમીર આવતું
હોવાથી ઘર તરફ પ્રયાણ આદરૂં છું

"We look before and after
And pine for what is not"

[ભાવાર્થ:—આપણે આમતેમ મીટ માંડીએ છિયે ને જે (વસ્તુ) નથી તેના માટે વલસીયે છિયે]

'રસમયૂર'

સીતા હરણ રાવણ મરણ, કુંભકરણ ભડ અંત,
એમાં જે આગે હુવા, વિણુ મેતા, ધનવંત. ૫૦
હીયે દીયે વેચે કહી, લાખ કોટ ધનધાર
વણીક સમો કો અવર નહી, ભરણ ભૂપ ભંડાર. ૫૧
વિધ વસાવલ વાંણીયો; જુઓતે નામ કહાઇ;
આચારજ થાપન કરી, ગછ ચોરાશી માંહી. પર
કસું સેહર આહા વિનાં, પંડીત વિના સભાજ
જેમ ગુંણ હેણી ગોરડી, તિમ રાજવિણ રાજ. ૫૩
ગુણ સંમરથ ભંડારથી, આહ માં સમરથ.
વજે નીમાવ્યા વાંણીયા, મે કાજ અચરજ. ૫૪[૬]

આ પ્રમાણે મહાજનના ગુણગાન ગાયા પછી ભાટે પોતાની સાચી હકીકત સભામાં કહી અને જણાવ્યું કે તમારા બીરદ માટે મારે બાદશાહથી વાદ થયો છે, બાદશાહ હઠે ચડયો છે અને કહે છે કે જો તે બીરદ આપ્યું હોય તો મહાજન અન્ન આપી પ્રજાને બચાવે. નહીતર ખોટું બીરદ ધારણ કરનારા અને બીરદાવનારા બંનેને યોગ્ય શિક્ષા કરીશું. આ વખતે સભામાં ચાંપશી મહેતા, તેનો ભાઇ કરમશી, તથા કલ્યાણ, કમળશી, વેલશી, તેણસી, પ્રતાપ, પદમશી, જગશી, સમરસી, ધરમશી, રૂપસી, રાજસી, તેજશી, વર્ધમાન, વીરદાસ, કેશવદાસ, પ્રેમજી, રવજી, વીરજી, ઉગ્રચંદ, ઉગરચંદ, ભગજી, ગોવિંદજી, નાનજી, કાનજી, અમીચંદ, ઉત્તમદાસ માનજી, માણેકચંદ, વાલજી, અને લક્ષ્મીચંદ વિ હતા.

પહેલાં તો મહાજને વિચાર કરી ભાટ મારફત બાદશાહને કહાવ્યું કે ખુદાવંદ અમો મહાજન આપના હુકમ મુજબ એક માસની મુદત માગીએ છીએ અને અમારાથી તે સંબંધી કાંઇ નહી બને તો અમો અમારૂં બીરદ છોડી દઈશું: પછી મહાજને યોગ્ય વિચાર કરતાં કોઇએ એક દિવસ તો કોઇએ બે દિવસ અન્ન આપવાનું કબુલ્યું એમ નક્કી કરતાં ચાર માસ સુધીના બંદોબસ્ત માટે વ્યવસ્થા થઈ પણ બાકીના આઠ માસ માસ માટે શું કરવું તેનો વિચાર કરતાં પાટણના મહાજન પાસે જવાનું નક્કી કરી મહાજનના આગેવાન ગણાતા ચાંપસી મહેતો, સારંગ મહેતો અને તેની સાહ વિ.એ પાટણ તરફ પ્રયાણ કર્યું. પાટણના મહાજને તેમને આવતા જાણી તેમનું સામૈયું કર્યું તેનું વર્ણન આપતાં કવી કથે છે કે—

"ઇમ આવ્યા પાટણ પાસે, મહાજન સામુ આવ્યું ઓવાસે.
મળીયા સર્વ મહાજન માટે, પુરમાંહે આવ્યા ઓછાંસે
દીઠી સુંદર પદ ચતુરાઇ, વિવેક દાન વડાઇ."[૭]

પાટણના મહાજને તેમને સારો આવકાર આપ્યો અને બે માસ માટે બંદોબસ્ત કરવાનું માથે લીધું. ત્યાંથી ચાંપસી મહેતો વિ. વૈરાટ (ધોળકે) ગયા ત્યાંના મહાજને દસ દિવસ માથે લીધા. આમ ફરતાં ફરતાં વીસ દિવસ થઇ ગયા બાકી હવે દસજ દિવસ રહ્યાં. જો આ દસ દિવસમાં કાર્ય પુરૂં ન થાય તો ભાટ આપઘાત કરે તે નક્કીજ હતું તેથી ઉતાવળથી તે આગેવાનો ધોળકેથી ધંધૂકા જવા નિકળ્યા રસ્તામાં હડાળા આવતું હતું જ્યાં ખેમો દેદરાણી રહેતો હતો.

કર્ણોપકર્ણ ખેમાશાયે વાત સાંભળી કે, ચાંપાનેર મહાજનના આગેવાનો ગામને પાદર થઈ જાય છે તેથી તે ઝટ ભાગોળે ગયો અને પોતાને ઘેર છાંટો, છાશ પીવા આવવાની માગણી કરી. તેના મેલાંઘેલાં લુગડાં જોઈ તેને સાધારણ માણસ કલ્પી પહેલાં તો મહાજને ના કહી પણ તેના સત્યાગ્રહથી ચાંપસી મહેતા વિ. તેના ઘેર ગયા. ખેમાયે મહેમાનોને તેમજ ગામના સકળસંઘને સાકરના શીરાનું જમણ આપ્યું. જમી પરવાર્યા બાદ ચાંપસી મહેતાએ પોતાના આગમનની હકીકત સંભળાવી ખરડા નીચે ખેમા દેદરાણીનું નામ લખી તેમાં પંક્તી-ચીત મદદ કરવા ખરડો ખેમાશાના હાથમાં સોંપ્યો. ખરડો જોઈ ખેમ.શાએ પિતાની અનુમતિ પૂછી આવવા કહ્યું. પિતા પાસે જઈ ખેમાયે સર્વ હકીકત નીવેદન કરી પુત્રનો ઉત્સાહ અને ધર્મ સાથે કીર્તિ સંપાદન કરતો, સુઅવસર પ્રાપ્ત થયેલો જાણી, વૃદ્ધ દેદરશાહે અસાર સંસાર અને ચંચળ લક્ષ્મી ઉપરથી મોહનો ત્યાગ કરવા ખેમાશાને કહ્યું. વધુમાં જણાવ્યું કે જે મનુષ્ય યોગ્ય સમય પ્રાપ્ત થતાં લક્ષ્મીનો સદુપયોગ કરે તેજ ડાહ્યા પુરૂષો. નાણાં કરતાં ધર્મ અને કીર્તિ સંપાદન કરતોમાંજ મનુષ્યનું મનુષ્યત્વ રહેલું છે. તે સત્ય સમજતાં વૃદ્ધ દેદરશાહ કહેવા લાગ્યા કે—

૬ એજન. પૃ. ૬૬

૭ એજન પૃ. ૬૮

"ખેમા જ્યાંજ ઘેર, ગંગા આવી પ્રાહુણીરે,
ખેમા અવસરે આચાર, ખેમાજી હાલીયેરે. ૧૦૭
ખેમો પંચ વિસમો તીર્થંકર, અને ગર ભાવીયોરે.
ખેમા અરથે નહી ધન ધર્મ, સાનકો નર રૂડારે. ૧૦૮
ખેમા શાહ ન રહે નેર, કોઇ યાચક કુડારે,
ખેમો જાન ઉલશું નીર, તે વેસી માંહી ગઈ રે ૧૦૯
ખેમા હેમ ડુંગરી નમ્ય, જિમ તે સાગરમાં રહી રે
ખેમા અંડે મરની રીભ, હતી તે કયાં, ગઈ રે. ૧૧૦,૮

હે ખેમા રાવણ જેવાની લક્ષ્મી અને મત્તા રહી નથી તો આપણી શી વિશાત. ધર્મકાર્ય અને જનકલ્યાણમાં ખર્ચેલું નાણુંજ સાચું છે. બાકી લક્ષ્મી કોઈની સાથે ગઇ નથી અને જવાની નથી. માટે યોગ્ય સમયે વાપરે તે સાચો મનુષ્ય. પિતાનો ઉપદેશ સાંભળી ખેમાશાએ વિનંતિ ... ચાંપશી મહેતાને કહ્યું કે મને ૩૬૦ દિવસ આપો, ખેમની માંગણી સાંભળતાંજ ચાંપશી મહેતા વિગેરે આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે ખેમાશેઠ આ શું બોલો છો, આ કામ સાધારણ નથી મોટેથી હા ભરશો પણ વિચાર કરો. ઘણું આપવું હોય તો પણ થોડું કહીયે. ખેમાશાએ નમ્રતાપૂર્વક ... કર્યું છે, આથી ચાંપશી મહેતા પ્રસન્ન થયા, ... સારાં કપડાં પહેરવા કહ્યું તેનો વળતો જવાબ આપતાં ખેમાશાએ કહ્યું કે હું મિથ્યાઆડંબરને ખોટાં ઉત્તમ વસ્ત્રોને ઓળખતો નથી. મારે તો મારા ... કપડાંજ ઉત્તમ છે. અમે તો ગામડીઆ વાણીયા. ચાંપશી મહેતાએ કહ્યું ખેમા શેઠ તમે તો આજે અપૂર્વ ત્યાગ ભાવના બતાવી છે. અમે બધા તો નામના શેઠીયા છીએ. પણ ખરા શેઠ તો આપજ છો. જન કલ્યાણ અને સાથે નેક ટેક સાચવવા આપે મહાન ભોગ આપ્યો છે,

ત્યાંથી ખેમાશાને પાલખીમાં બેસાડી લઇ ચાંપશી મહેતા અને આગેવાનો ચાંપાનેર આવ્યા, અને બાદશાહને કહ્યું કે આ શેઠ ૩૬૦ દિવસ સુધી પ્રજાને જોઈશે તેટલું અન્ન પુરૂં પાડશે. બાદશાહ આવાં મેલાં ઘેલાં અને જાડાં કપડાં પહેરેલા માણસનો અપૂર્વ ત્યાગ જોઈને ચકિત થયા અને પૂછ્યું કે આપને કેટલાં ગામ છે. તેના પ્રત્યુત્તરમાં ખેમાશાએ બાદશાહ સલામતની આગળ આવી અને પાલી બતાવી કહ્યું કે મારે ગામ કે ગરાસ કાંઇ નથી પણ આ પાલી ભરીને આપું છું અને પાલી ભરીને લઉં છું. આથી બાદશાહ ખૂબ પ્રસન્ન થયો અને તેને ઘણુંજ માન, અને પદવી આપી. ત્યારપછી ખેમાશાએ શેત્રુંજયની યાત્રા કરી અનેક ધર્મ દાનો કર્યાં અને પોતાનું આયુષ્ય જન કલ્યાણ અને ધર્મ કાર્યમાં સમર્પિત કર્યું, તેનાં ઉત્તમ કાર્યોની નોંધ લેતાં કવિ લખે છે કે—

"ધન્ય ધન્ય ખેમો દેદરાણીની;
જેની કીરતી જગમાં જાણીતી;
દીધાં દાન તેં ચકતે પાણીની,
કવિજને વાત વખાણીજી ૧૨૯
વાન આપી ઘણું માન દીધું,
શાહ બરદ જેણે લીધુંજી
જનાં બરદ જેણે રાખ્યાં સઘળાં,
દેઇ દાન મન પ્રધસીજી ૧૩૦
વળી શેત્રુંજગિરી જાત્રા કીધી,
રૂ ડો લા હો લીધો જી
અને અમે ચરિત્ર પરખી લીધું;
એસા લોક કારજ સાધ્યુંજી ૧૩૧૯
ધન્ન હો તેવા જનક કલ્યાણકારી
ધર્મ વીરને જેણે શાહ વટના,
નેક માટે લોક કલ્યાણનું મહાન,
કાર્ય અપૂર્વ ત્યાગના ભોગે કર્યું".

ખેમા દેદરાણીનો રાસ સંવત. ૧૭૪૧ ના માગશર સુદ ૧૫ ગુરુવારે પંડીત હીરરત્નના શિષ્ય લક્ષ્મીરત્ને ઉનાવા ગામમાં રચ્યો હતો. તેમને તે પરંપરાગત હકીકતના આધારે કે કોઇ લેખી પ્રમાણના આધારે રચ્યો હતો તેની કાંઇ પણ માહીતી તેમાં આપી નથી. અનુમાને સમજાય છે કે તેમની પાસે આ સંબંધી કોઇ લેખી પુરાવો હશેજ જે ઉપરથીજ વિસ્તાર વડે આ ગમની રચના કરી હશે. આગમ દિવાચાર્ય શાસ્ત્ર વિશારદ વિજયધર્મ સૂરીએ યશોવિજય જૈન ગ્રંથમાળામાં જૈન ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧ માં પ્રસિદ્ધ કર્યો છે. જેના આધારે આ આખોયે નિબંધ રજુ કરવામાં આવ્યો છે.

[ સંપૂર્ણ ]

૮. એજન પૃ. ૭૧

૯. એજન. પૃ. ૭૨

# વડોદરા રાજ્યની પ્હેલી જાણીતી વીમા કંપની.

## ધી મ્યુચ્યુઅલ લાઇફ એસ્યુરન્સ કૉરપોરેશન લીમીટેડ—વડોદરા.

—o—

<u>કંપનીએ કરેલી સુંદર પ્રગતી.</u> જીંદગીના વીમાનું કામકાજ કરવા માટે વડોદરા રાજ્યમાં સ્થપાયેલી આ પહેલ વહેલી વીમા કંપની છે, જેણે જીંદગીના વીમાના ક્ષેત્રમાં ઘણીજ સારી પ્રગતી કરેલી જણાય છે. કંપની તરફથી અમોને સને ૧૯૩૫ની સાલનું સરવઇયું, સને ૧૯૩૨ થી ૧૯૩૫ સુધીનો ચાર વર્ષનો વેલ્યુએશન 'રીપોર્ટ', કંપનીનું નવું પ્રોસપેકટસ તથા બીજું સાહિત્ય જોવા માટે મળ્યું છે.

કંપનીએ બહાર પાડેલું વીમાનું નવું પ્રોસપેકટસ જોવાથી ચાલુ સગવડો ઉપરાંત નીચે મુજબની વધુ આકર્ષક શરતો જણાઈ આવે છે.

(૧) પ્રીમીયમના દરો ઘણાજ ઓછા છે જેથી શરૂઆતમાંજ ૧૦ થી ૪૫ ટકા સુધીનું કેસ બોનસ વીમો ઉતરાવનારને મળી શકે છે.

(૨) વાર્ષિક હપ્તા ઉપર ૨½ ટકા વળતર આપવામાં આવે છે.

(૩) વીમાના ચડેલા હપ્તા ભર્યા વગર રદ થયેલી પોલીસી સહેલાઈથી ચાલુ કરી શકાય છે.

(૪) પ્રીમીયમો ભર્યા વગર પુરેપુરો વીમો ચાલુ રાખવાની (Extended Assurance) સગવડતા છે.

(૫) પોલીસી હોલ્ડરોને મકાન બાંધવા અગર ખરીદવા માટે વીમાની પુરેપુરી રકમ જેટલી લોન ધીરવાની સગવડતા છે.

(૬) માંદગી અગર અકસ્માતથી કાયમી અપંગતા થાય તેવા પ્રસંગે આપવામાં આવતી સગવડ.

(૭) અકસ્માતથી મરણ નીપજે તો વીમાની બમણી રકમ મળી શકે તેવી સ્કીમ છે.

(૮) કંપનીના નફાસાથેના ગેરન્ટેડ બોનસવાળા, વીમાની જનતાને આશ્ચર્ય પમાડે તેવા પ્લાનો કે જેમાં વાર્ષિક ભરવાના પ્રીમીયમ કરતાં મળનાર વાર્ષિક બોનસ વધી જાય છે.

સને ૧૯૩૫ ની સાલનું સરવઈયું જોતાં માલુમ પડે છે કે કંપનીના લાઈફ ડીપાર્ટમેન્ટમાં પ્રીમીયમ ઈનકમ સને ૧૯૩૪ ની સાલ કરતાં ૩૩ ટકા જેટલી વધી છે. જ્યારે લાઇફ ફંડ લગભગ ૧૯૬ ટકા જેટલું વધ્યું છે એટલે લગભગ બમણી રકમનું લાઇફ ફંડ થયું છે. જે રીઝલ્ટ ઘણુંજ સંતોષકારક કહી શકાય. કંપનીનો એકચ્યુઅરીનો વેલ્યુએશન રીપોર્ટ જોતાં જણાય છે કે કંપનીનો રીન્યુઅલ ખર્ચ સને ૧૯૩૫ માં ૭ ટકાથી પણ ઓછો થયો છે જે એક રેકાર્ડ સમાન છે. વેલ્યુએશનની મુદત દરમીયાન વ્યાજ પણ ૬) ટકાથી ઓછું કોઈપણ વખતે મેળવેલું નથી, વળી કંપનીના પ્રીમીયમના દરો ઘણાજ ઓછા હોવા છતાં, રૂા. ૧૦૦૦) ના વીમાની પોલીસી દીઠ જીંદગીના વીમા ઉપર રૂા. ૫૦) તથા હયાતીના વીમા ઉપર રૂા. ૪૦) પ્રમાણે બોનસ જાહેર કરી કંપનીએ વીમાના ક્ષેત્રમાં મોટી ફતેહ મેળવી છે.

કંપનીના શેરહોલ્ડરોને પણ સને ૧૯૩૫ ની સાલની દર વરસે દર સેંકડે ૬। સવા ૭ ટકા લેખેની ડીવીડંડની વહેંચણી કરવામાં આવેલી છે. છેલ્લા પાંચ વરસથી આ પ્રમાણે કંપનીના શેરહોલ્ડરોને સારામાં સારૂં વ્યાજ મળે છે. જે કંપનીના મેનેજીંગ એજન્ટસ મેસર્સ શાહ એન્ડ કાં. ની કરકસર ભરેલી મેનેજમેંટને આભારી છે. કંપની સંસ્થાપીત થયા પછીથી આજ સુધીમાં લગભગ રૂા ૨૦૦૦૦) વીસ હજાર જેટલી પોતાના મહેનતાણાની મોટી રકમ મેનેજીંગ એજન્ટોએ કંપનીના લાભમાં છોડી દીધી છે. આવા તેમના મહાન સ્વાર્થત્યાગ બદલ ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે.

આ કંપનીના પ્રીમીયમના દરો, બોનસ તથા ઉદાર સરતો બીજી કંપનીના પ્રીમીયમના દરો, બોનસ તથા સરતો સાથે સરખાવતાં અચુક ફાયદાકારક નીવડે, એમાં જરાપણ શંકા નથી. આપણા વડોદરા રાજ્યની પ્રજા માટે તો આ કંપની એક આશીર્વાદ સમાન થઇ પડે તેમ છે, કારણકે મોટામાં મોટી કંપનીઓમાં જે ફાયદા ન મળે તેવા ફાયદાઓ આ કંપનીથી મળી શકે તેમ છે.

વળી આ કંપનીએ સહુથી વધારેમાં વધારે સીક્યુરીટી વડોદરા રાજ્યમાં એકાઉન્ટન્ટ જનરલને ત્યાં ડીપોઝીટ મુકેલી છે. જે કંપનીની વીમાની પોલીસીઓની એકચ્યુઅરીએ બતાવેલી જવાબદારી કરતાં લગભગ ૨૦૦) ટકા જેટલી વધુ હોઈ કંપનીની સધ્ધરમાં સધ્ધર સ્થીતી બતાવી આપે છે. અમો નિઃસંકોચપણે રાજ્યની પ્રજાને ભલામણ કરીએ છીએ કે રાજ્ય બહાર પોતાની બચતનાં નાણાં વીમાની પોલીસીઓમાં રોકાણ કરવા કરતાં પોતાનાજ રાજ્યમાં મોટી સીક્યુરીટી ધરાવતી આ વીમા કંપનીમાં રોકાણ કરવાથી સંપુર્ણ સલામતી તથા પોતાના કુટુંબીઓનું હીત જળવાઇ રહેશે.

# ધારાશાસ્ત્રાની દૃષ્ટિએ—

( કાયદા વિભાગ )

## દસ્તાવેજના શબ્દો અને તેના ...

( 'કુલ અભરામ ન દાવે' એ શબ્દના અર્થ સંબંધે નિષ્ણાતોના મત )

'પડકાર' માટે ખાસ લખનાર : શ્રી. વકીલ રામચંદ્ર કાળીશંકર પાઠક સાવલી.

જુના અને ચાલુ દસ્તાવેજોમાં વપરાતા શબ્દો તમામ ગુજરાતી ભાષાના ન હતાં જુદી જુદી ભાષાના પણ જણાઇ આવે છે. તેવા શબ્દોનો એક સ્થળે સરળ અર્થ શું થાય છે તે સમજવા માટે મેં પ્રયત્ન કરેલો છે. તેમાં ખાસ કરીને "કુલ અભરામ ન દાવે" આ શબ્દ ક્યારથી ને શા અર્થે વપરાવા લાગ્યો તે માટે મેં ઘણા સાક્ષરોને નિષ્ણાતોને વિનંતિ કરેલી તેમાં જે અર્થ મળી આવ્યો છે તે દરેકના મત સાથે ટાંકવા યોગ્ય ધારૂં છું. પ્રથમ સરળ અર્થ માટેના શબ્દો નિચે મુજબ દર્શાવું છું.

૧ જત = જેને લખવું હોય અને જે કંઇ લખવું હોય તે એનો સંબંધ દેખાડનાર શબ્દ છે, 'કારણ કે, આથી જાણવું કે, એવો પણ અર્થ નીકળે છે.

૨ જોગ = પ્રતિ, પ્રત્યે, તરફ જેમકે નામ જોગ, શાહાજોગ, ફલાણા જોગ, એવો પણ અર્થ છે.

૩ પારસાત = પાસેથી

૪ ભરેપુરી = પુરેપુરૂ; સઘળું

૫ દસ્તા ખરાણ દતાન = હાથ દસ્કતથી આપેલું

૬ અલાખો = સંબંધ, વહેવાર, હકદાવો, અખિકાર હકુમત વિગેરે.

૭ મહિત ગરાણે = ગીરો આપવું તે.

૮ ખરીદ વકરે = મુલ આપીને લેવું તે.

૯ પડે આખડે = પડી જાય, સ્થળાંતર થાય, ખસી જાય વિગેરે.

૧૦ વાડ વળગણી = સીમની જમીન કે વાડાની જમીનના સંબંધે વપરાય છે તેની વાડ હોય કીંવા હદ હોય, વાડને વળગેલ વેલા, છોડ વિગેરે સહ, આવરણ

૧૧ આસમાની = કુદરતી, દૈવીક, વિગેરે આફત.

૧૨ સુલતાની = રાજા એટલે સરકાર તરફથી આફત, રાજક, બાદશાહી આફત.

૧૩ હેલો હરકત = કોઇપણ પ્રકારની કે જાતની અડચણ કે દખલ માલકી કે કબજામાં થાય તે.

૧૪ હરદાવો = હક સંબંધ

૧૫ અત્ર, તત્ર = અત્ર એટલે આ ઠેકાણે, આ સ્થળે અહીંઆં, તત્ર એટલે તે ઠેકાણે કે સ્થળે, ત્યાં વિગેરે.

૧૬ મતુ = દસ્તાવેજ કબુલ મંજુર રાખ્યા માટે પોતાનું નામ લખીને સહી કરે, કિંવા બીજા પાસે સહી કરાવે.

૧૭ શાખ = દસ્તાવેજ કરી આપનારે દસ્તાવેજ કર્યા બદલ કે તે કબુલ રાખ્યાના પુરાવા તરિકે જેની રૂબરૂ તે કાર્ય બને તેની સાક્ષી.

૧૮ ધણી બેહજુર = દસ્તાવેજ લખી લેનાર અને લખી આપનાર બન્નેની રૂબરૂ.

૧૯ એકી મુઠી = કડકે કડકે નહી પણ એકે વખતે.

૨૦ એકી હાથે = એકજ માણસના હાથથી કામ ચાલતું હોય ને તેમાં ડખલ નહોય, જે હાથે લીધું તે હાથે પાછુ આપવાનો ગર્ભિત કરાર અર્થે આ શબ્દ વપરાય છે.

૨૧ ખાલી છુટે = જે સ્થિતિમાં લીધું તે સ્થિતિમાં પાછું આપવું. ને કબજે ન રાખવા તે.

૨૨ અદબદ = જેમનું તેમ, આશરે નકકી કર્યા વગર.

૨૩ વાલી વારસો = સગા વહાલા, હીમાયતીને વારસ. વિગેરે

૨૪ વંશપરંપરા = અસલથી ચાલતા આવ્યા પ્રમાણે નાહક કે રિવાજ મુજબ, હરહંમેશ માટે, વંશજો ચાલુ રહે ત્યાં સુધી. વિગેરે ભિન્ન ભિન્ન અર્થ છે. (ત્રણ પેઢી ગણવાની નથી)

૨૫ યાવત ચંદ્ર દિવાકરૌ = જ્યાં સુધી ચાંદો સુરજ તપે એટલે રહે ત્યાં સુધી.

૨૬ શેષનાગ ધરણીધરે = પૃથ્વીના અસ્તીત્વ સુધી.

૨૭ આકાશથી પાતાળ સુધી = જમીનની અંદરના અને મીલકતની ઉપરના હકો સહ.

૨૮ સેડા પાણી = ખેતરોના સેડા હોય કે પાણી હોય તે સુદ્ધાંત

૨૯ ઝાડ બીડ = મીલકત અંદર ઝાંખરાં, ઘાસ, બાંટવાં વિગેરે જેટલું જમીનને ચોંટેલુ હોય તે સહ

૩૦ લાગતા વળગતા હકો સહ = મિલકતના આનુષંગિક હકો જેવા કે પડોશ હકો, પાણી, રસ્તા હવા અજવાળા, વિગેરે તેમજ એ મીલકતના અંગે બીજા મળતા કે મળવાના તમામ હક જે જે સંબંધ કર્તા હોય તે સર્વ

૩૧ ફળાઉ કે જળાઉ ઝાડો = જે ઝાડોને ફૂળ આવે તે ફળાઉ ને તે સિવાયનાં બાળવાના કામે આવે તે જળાઉ કહેવાય છે.

૩૨ જવાબ કરે = તે મિલકત જવાબદાર છે.

૩૩ જવાબ દઈએ = લખી આપનાર જવાબદારી લે છે.

૩૪ સહી = ખરૂ અને કબુલ છે; તેમ હોવા બદલ નામ લખી કે લખાવી સહી કરે કે કરાવે તે.

૩૫ સુદામત = સલામત, ક્ષેમ, સારી વ્યવસ્થા વાળી સ્થિતિમાં

૩૬ શિરસ્તે = રિવાજ કે ધારા પ્રમાણે

૩૭ વાસ્તે વં = એક ગામના રહેનાર, અમુક ગામનો રહીશ એવા અર્થ કેટલાક કરે છે.

૩૮ આ દેહં = આ શબ્દના અર્થ માટે ભિન્ન મત પડયા છે.

(૧) 'હું પોતે' એવો અર્થ થાય છે એમ નિચેના ગૃહસ્થો જણાવે છે.

૧ શ્રી ગાંધી રમણલાલ મોહનલાલ. કલોલ
૨ શ્રી ઉમાકાન્ત ધિરજલાલ મોદી. સુરત
૩ શ્રી મોરારભાઈ લખાભાઈ ખત્રી. ડેસર

(૨) આદે = વિગેરે, હં = અનુમતિ દર્શાવના ઉદ્ગાર છે. એમ જણાવી આખા શબ્દ અર્થ દસ્તાવેજ લખી આપનાર તથા તેના વં વારસોની આ લેખમાં અનુમતિ છે એવો અ થાય છે એમ ભીલુપુરના શ્રી રામદાસ વંદ્રાવન દાસ પટેલ જણાવે છે.

(૩) આન્દિહમ = હમણાંથી તે આદ સુધી એટ જગત રહે ત્યાં સુધી એવો અર્થ ડેસર શ્રી ઓછવલાલ દ્વારકાદાસ પરિખ એમણે કર્યો

(૪) અદેહં (ફારસી) આનદેહમ = આથી આ છું, આ લેખ લખી આપું છું. એવો અ શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદી એમણે કર્યો

(૫) આદેહં અद्याहम [આજે હું] એવો અર્થ શ્ર મંજુલાલ સેવકલાલ દવે એમણે જણાવ્યો છે.

મેં ગુજરાતી કેટલીક ડીક્ષનેરી ને શબ્દકોશ જોય પણ આ શબ્દ તેમાં નીકળ્યો નથી એટલે આને અર્થ શું કરવો તે શંકા રહે છે.

૩૯ 'કુલ અભરામ ન દાવે' એ શબ્દનો અર્થ અને તે સંબંધે ભિન્ન મત.

મે કેટલાક મામ ઉપર શ્રી સયાજી વિજય પત્રમ આદેહં અને આ શબ્દ માટે સાક્ષર કે નિષ્ણાતોને વિનંતિ કરેલી કે આ શબ્દો કયારથી ને કયા અર્થે વપરાવા લાગ્યા છે. ને તેનો સરળ અર્થ શું છે? કયં ભાષાનો તે શબ્દ છે. પણ તેના જવાબો જુજ આવ્ય બાદ મેં મોટા મોટા વિદ્વાન સાક્ષરોને ખાનગી રિ પૂછી જવાબ માગ્યા, કેટલાકે જવાબ મોકલ્યા છે તે સંબંધે નિચે પ્રમાણે હકીકત ને અર્થ છે.

(૧) ગોંડલ, ગિતા ભૂવનથી વિદ્યા અધિકાર સાહેબ મે. ચંદુલાલ બહેચરલાલ જણાવે છે કે 'ભગવદ મંડળ'માં જે ખુલાસો છે તે નીચે મુજબ છે.

[અભ્રમ (બેશક)+કુલ (બધું)+ ન (નહી)+દેય (દેવા જેવુ)] પુ દેવામાંથી ફારગતી, છુટકારો, હવે લેણું દેવું નથી એવી પાકી સમજણ 'અભરામ નદાવા'નો અર્થ એ છે કે ભ્રમવાળી હાલતમાં નહિ પણ સારી અક્કલ હોશિયારીમાં તે લખત કરી આપેલું છે જેથી તે 'નદાવા' (નદેય) એટલે ફરીને આપવા અથવા દાવો કરવાને યોગ્ય નથી."

(૨) શ્રીયુત મંજુલાલ મજમુદાર વડોદરા–પ્રતાપ ગંજથી જણાવે છે કે "ચાલુ સાલે મેટ્રીકના ગુજરાતી ગદ્યપદ્ય સંગ્રહમાં રમણલાલ નીલકંઠની 'ચીઠી' સંબંધી વાર્તા લીધેલી છે તેમાં કુલ અભરામ નદાવે અઘાટ 'વેચાણ' એવું ચીઠી લખી આપવાના હકના સંબંધમાં લખી ઉપહાસ કર્યો છે તેનું ટીપણ મેં નીચે પ્રમાણે મારી "ભાવાર્થ દીપિકા" નામની ટીકામાં આપ્યું છે તે ઉતારું છું."

"કુલ અભરામ=એકંદર (કુલ=ફારસી) અકલ હુશિયારી (अ भ्र म અભરામ) થી; નદાવે=ફરીથી એ સંબંધમાં કંઈ પણ દાવો કે હકક નહી કરે એવી શરતથી **અઘાટ** = (સં **आघार**) એકંદર સિમાઓ સહિત. સ્થાવર મિલ્કતના સ્વત્વાર્પણમાં લેખને છેડે આવો એકરાર કરવામાં આવે છે.

(૩) શ્રીયુત મંજુલાલ સેવકલાલ દવે એઓ વડોદરાથી જણાવે છે કે "રા૦ ભાનુસુખરામ મહેતાએ બનાવેલી ગુજરાતી–ઈંગ્રેજી ડિક્ષનેરીમાં "અભરામ" શબ્દનો અર્થ अ भ्र म=એટલે કોઈ પણ જાતના ભ્રમ વગરનો એવો અર્થ છે. "નદાવે" નો અર્થ તેમાં **'નંદયમ'** એવો અર્થ તેમાં બતાવેલો છે પરંતુ મને લાગે છે કે "નદાવે" એટલે કંઈ જાતનો દાવો (હકક) ગણ્યા શિવાય લખી આપું છું એવો અર્થ થાય છે.

(૪) શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદી એઓ જણાવે છે કે આ શબ્દના જુદા જુદા અર્થ છે. અને તેમણે 'સામાન્ય જ્ઞાન પ્રશ્ન માળાના ખુલાસા પૃષ્ટ ૫૦ માંથી ઉતારો કરી મોકલ્યો છે જે નિચે મુજબ છે.

(૧) =**अभ्रमेमणदेयम**=ભ્રમરહિત–શુદ્ધિમાં આપવામાં આવે છે.

(૨) અભ્રમ ન દેયમ=દેવું નથી એમાં કંઈ શક નથી.

(૩) આ શબ્દો આરબી છે (ઈ બ રા મ=શરતને સખત રિતે વળગી રહીને (ઇ બ ર મ=અંમળાવેલું) ન દ વા–કાંઈ પણ દર દાવાથી મુકત.

નર્મ કોષના પૃષ્ઠ ૩૪ માં નીચે મુજબ અર્થ છે 'અભરામ નદાવા' (સં૦ **अभ्रम, नदेय** ?) હવે કાંઇ રિતનો દાવો નહિ એવો અર્થ રાખે છે. ફારગતિના છૂટા છેડામાં (લેણદેણનો હિસાબ માંડી વાળે છે, ત્યારે) આ શબ્દ વપરાય છે. આરબીને ફારસી જાણતા મુસ્લીમ ગૃહસ્થોથી તેમણે ખુલાસા લઇ નિચે મુજબ અર્થ કર્યો છે. 'કુલ' (ફારસી) તમામ 'અ બ્રાહમ' (આરબી) દબાણ વગર એટલે સાવચેતીમાં 'નદાવા' [ફારસી] હકક વગર.

(૫) આવોજ ખુલાસો શ્રીયુત ઉપાકાન્ત ધીરજલાલ મોદી એમણે કર્યો છે.

(૬) શ્રીયુત ગાંધી રમણલાલ મોહનલાલ કલોલથી જણાવે છે તે નીચે પ્રમાણે છે. અભરામ=આ શબ્દ અભિરામ ઉપરથી થયો હોય એમ લાગે છે. તેનો અર્થ "રાજીખુશીથી" થાય છે.

કુલ=તમામ.

નદાવે = હવે કોઇ જાતનો અમારો હકદાવો રહ્યો નથી

બીજો અર્થ વિચિત્ર પ્રકારનો કર્યો છે અભરામ, કુલ કુલાનિ નંદા એવા મેગલ સામ્રાજ્યમાં અકબર

## હજુ ય સ્મૃતિયે ચડે

હજુ ય સ્મૃતિ યે ચડે પ્રથમ દ્રષ્ટિનાં નેન એ,
અને ઉરમહિં રમે પ્રણય પર્વનો દિન એ.
થીજી બરફ જે થઇ હૃદય લાગણી ઉછળે,
અને પ્રિયપ્રતિ વહે પ્રણય સ્રોતના વારિ એ.

હૃદયકાન્ત

બાદશાહના વખતમાં દિવાન હતા. એમને એવી સત્તા હતી કે તે જે ન્યાય આપે તે આખરી ગણાતો. ને બાદશાહ પણ ફેરવી ન શકે. તે અર્થે તે વખતથી વેચાણ આપેલી મિલકત ઉપર પછીથી આપનાર (વેચનાર) નો હક રહેતો નથી એવો અર્થ થાય છે. "ઇબરામ" નામનો દિવાન હતો પણ તેના ઉપરથી અપભ્રંશ થઇને "અભરામ" બોલાતું હોય એમ લાગે છે.-ઇબરામ=ઇબ્રાહીમ

૭. ડેસરથી શ્રીયુત મોરારભાઇ લખાભાઈ જણાવે છે કે નીચે પ્રમાણે છે તુરિયા ઉપરથી તુર્ક ભાષા–આર્ય ભાષા સાથે સેળભેળ થઇ અને તુર્ક ભાષાના શબ્દો આ લેખમાં ઘુસ્યા હોઇ તેનો અર્થ (દિવસ) થાય છે 'કુલ' એટલે (કોઇ) અને 'ન' એટલે (નહી) 'દાવા' એટલે (હક) કોઈ દિવસે હક નહી એવો અર્થ થાય છે.

૮. ભિલપુરથી શ્રી રામદાસ વંદ્રાવનદાસ જણાવે છે કે, નીચે પ્રમાણે છે કુલ (આરબી)–તમામ અભરામ (સં) અભ્રમ–ભ્રમ વાળી સ્થિતિમાં નહિ એવો અર્થ છે ન– નહિ દાવે–પોતાપણાના હકથી એવો અર્થ છે મૂળ શબ્દ દાવો છે ભાવાર્થ–આ દસ્તાવેજ ભ્રમ-વાળી સ્થિતિમાં નહી પણ સારી અક્કલ હોંશીયારીમાં લખી આપ્યો છે જેથી લખી આપનારનો હવે કોઇ પણ જાતનો દાવો લાગુ થઇ શકે નહિ

૯. ડેસરથી શ્રી ઓછવલાલભાઈ જણાવે છે કે "અભય રામનો અપભ્રંશ થઈ 'અભરામ' શબ્દ થયો છે. અભય–ભયવગરના રામ–તેમનો દાવો નહિ તો પછી જગતનો ભય નથી. તાત્પર્ય 'રામકૃપા'થી સમ-જ્ઞતામાં ભય નહિ માટે દાવો ચાલી શકે નહિ" એવો અર્થ આધાર રહિત કર્યો છે.

ઉપર પ્રમાણે આ શબ્દના ભિન્ન ભિન્ન મત છે, અને ઘણાની સૂચનાથી આ જાહેરમાં મૂકવાની ઇચ્છા થઇ છે. કેટલાક સાક્ષરને મેં રૂબરૂમાં પણ અર્થ પૂછતાં સંતોષ કારક જવાબ મળ્યા નથી. અને વળી તેમાં આ શબ્દ ક્યારથી ને શા માટે વપરાવા લાગ્યો તેની કોઇએ સ્પષ્ટતા કરી નથી. હું આશા રાખું છું કે આ શબ્દોના અર્થમાં ભુલચૂક હોય તો મને જણાવવામાં આવેથી સુધારી શકીશ. ને હજુ પણ આધાર સહિત અન્ય નિષ્ણાત કે સાક્ષર પોતાનો મત જણાવે તો ઉપકાર થશે.




## સ્ત્રી જીવનનો મુખ્ય પ્રશ્ન.

હાલમાં સ્ત્રીઓના શીયળ રક્ષણનો પ્રશ્ન મહાન પ્રશ્ન થઇ પડયો છે એમ કહીએ તો જરાયે અતિશ્યોક્તિ નથી. કારણ કે શીયળ રક્ષણ માટે જોઇતી શક્તિ ગુમાવી બેઠા છીએ. ગુંડાઓ અને મવાલીઓ સામે થવાની તાકાત અને હિમ્મત રહી નથી. બળ વાપરવાનો વખત આવે ત્યારે બળહીન હોવાના કારણે તેના પંજામાં સપડાય છે, સમાજના કાયદા મુજબ પુરૂષો ઇચ્છે છે કે સ્ત્રીઓએ શીયળ રક્ષણ કરવું. પરંતુ સ્ત્રીઓ લાયક અને શક્તિશાળી કેવી રીતે બને તેનો કોઇ વિચાર કરતું નથી. તેમના શારીરિક બળ માટે વ્યાયામ વર્ગો ખોલવાની ખાસ જરૂર છે. આ પ્રમાણે થશે તોજ સ્ત્રીઓ પોતાનો બચાવ કરી શકશે. કેટલાક સ્ત્રીઓના વ્યાયામની વિરૂદ્ધ જઇ દલિલ કરે છે કે સ્ત્રીઓ કોમળ શરીરની રહે તોજ તેનામાં ખરૂં સૌન્દર્ય છે એમ મનાય. એમનું રક્ષણ કરનાર પુરૂષો છે પછી સ્ત્રીઓનાં શરીર સુદઢ બનાવવાની એમને શું જરૂર છે? પરંતુ વ્યાયામ યોગ્ય રીતે કરવાથી સૌન્દર્ય ઓછું થતું નથી પણ વધે છે. ફુંક મારે ને ઉડી જાય તેવાં શરીર જો સુંદરતાના નમુનારૂપ ગણાતાં હોય તો એવા શરીરની હવે જરૂર નથી. વ્યાયામથી મુખ તેજસ્વી લાગે છે. એવા તેજસ્વી મુખ અને દઢ મનોબળથી સામું જોવાની પણ નાલાયક પુરૂષો હિમ્મત નહિ કરે અને કરશે તો એની લાયકાતનો બદલો તેને બરાબર મળશે. હું પુછું છું રક્ષણ કરનારા પુરૂષો છે ત્યારે છડેચોક સ્ત્રીઓનાં અપમાન કેમ થઇ રહ્યાં છે?-વળી-દરેક પળે રક્ષણ માટે પુરૂષો હાજર નથી રહી શકતા. પોતાના આત્મ રક્ષણની શક્તિ ટકાવી રાખવા માટે શહેરની સ્ત્રીઓને વ્યાયામની ખાસ જરૂર છે.

* * *

"નબળી બોરડી સૌ ઝુડે" તેમ રસ્તે ચાલતી સ્ત્રીઓની ગુંડાઓ મવાલીઓ મશ્કરી કરે છે. સ્ત્રીત્વ જાળવવું હોય તો તેઓનો સામનો કરવા જેટલી તાકાત અને હિમ્મત કેળવવી જોઇએ. તાકાત આવતાં સમાજનાં બીજાં કાર્યો બમણા જોમથી આગળ વધશે.

શારદા તંત્રી અંક } સૌ. સ્નેહલીલા જ. ઠક્કર તંત્રીઃ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ પત્રિકા.

## યુવકોને હાકલ.

નવજુવાનોનું પહેલું કામ શરીર સશક્ત બનાવવાનું છે. તકલાદી અને માંદલા શરીરથી કાંઇ નહી થઇ શકે. ગુલાબી ઠંડીમાં વહેલા ઉઠી શકતા ન હો, પાંચ દશ માઇલ ચાલતાં થાકી જતા હો કે કંટાળો આવતો હોય તો અને તમારા શરીર પર તમારા આત્માનું સામ્રાજ્ય નહિ હોય તો એક પણ ઉજ્વળ કામ થવાનું નથી. પુનામાં તીલક મહારાજની પ્રેરણાથી વહેલા ઉઠવાનું અને કસરત કરવાનું ચાલુ થયું છે. ગાંધીજી આવી કડકડતી ઠંડીમાં ચાર વાગ્યે ઉઠે છે. તેમનું શરીર કસાયેલું છે. ગાંધીજીની વીલપાવર જબરી છે. તમારે એનાથી રૂડાં કામ કરવાનાં હોય, અને જુદી રીતે કરવાનાં હોય, અને નવી મશાલના મશાલચી થવું હોય, ક્રાંતિના દેવદુત થવું હોય, કરોડો કચડાયેલા કીસાન કામદારને નવીન પેગામ

આપવાનો હોય તો તમારૂં શરીર મજબુત બનાવો અને શરીર પર તમારા આત્માનો કાબુ મેળવો.

પહેલો દુશ્મન નબળુ પાંગળુ શરીર છે. તેનો વીચાર છોડીને તમારા શેરી કે ચકલા ચૌટામાં નજર કરશો તો ઘેરી રહેલું ગુંગળાતું સામાજીક જીવન પડ્યું છે એ સામાજીક સકંજામાંથી એક યા બીજા પ્રકારે તમે ઉગરી શકતા નથી. આકાશમાં ઉડતાં તમને રોકે છે. તમારે ગળે એ બંધનો દોરીની જેમ ખેંચી ધરતી પર ધકેલી દે છે બાળ લગ્નો, સામાજીક વરઘોડા કે જમણવારોમાં તમારે ઘસડાવું પડે છે. શાળા કોલેજમાં એક જાતનું જીવન સમાજમાં બીજી જાતનું જીવન અને ગામડામાં કે સેવા ક્ષેત્રમાં ફરો ત્યારે ત્રીજી જાતનું જીવન આ ત્રીમુખી જીવનમાં જ્યાં સુધી એકતારતા ન આવે ત્યાં સુધી ઇનકીલાબની વાતો મીથ્યા છે. વોલ્ટર કે રૂસોની સંપૂર્ણ સ્વાતંત્ર્યની વાતોનો શો અર્થ છે?

**શ્રી. ઇંદુલાલ યાજ્ઞિક.**

(ભાવનગર યુવક સમાજમાં આપેલ ભાષણમાંથી)

## વિધવા સ્વતંત્ર કેમ નહિ?

કલેજા ઉપર ધીકધીકતો અંગાર મૂકાએલ વહાલી વિધવા બેન, શ્રાવણ ભાદરવાની વર્ષાસમ બોરબોર આંસુ સારતું જીવન તને ખુંચતું નથી? સારીયે જિંદગી ચાર દિવાલની વચ્ચે આંસુ બળાપામાં ગાળવી, ધર્મના ભાઇ સાથે પણ બોલી ન શકાય, તેવું જીવન તને મુન્જવી નાખતું નથી? તું ગમે તેટલી બુદ્ધિશાળી હોઇશ, ખૂબ તત્વજ્ઞાની હોઇશ, નીતિમય ઉચ્ચ અને આદર્શ જીવન ગુજારતી હોઇશ, પણ ચાર દિવાલોની વચ્ચે ગુંજારાતું ઓપેરૂં જીવન તને સુખમય લાગે છે? આગિયા જેવો જંતુ પણ એઘડી અંધારામાં પ્રકાશ આપી પોતાની જનેતાને આનંદ કરાવે છે. ચાર દિવાલની અંધારી કોટડીમાં તારા જેવી હજારો બલ્કે લાખો બેનો સડયા કરે છે અને એ સડયા કરતું જીવન તને ગમે છે? તારી બુદ્ધિ, તારી ધગસ, આવડત, ન્યાય મારેની ઝંખના સારા વિચારો ચાર દિવાલોની વચ્ચે નાશ પામે તેના કરતાં તારી દુ:ખી બેનો સુખી થાય, સ્વતંત્ર થાય, સમાજ સામે ન્યાય માંગતાં શીખે, બાલિયાગ્માંથી મુક્તિ મેળવે, શુદ્ધ નિતિમય જીવન ઇવે એ તને પસંદ નથી? તારી દુ:ખી બેનોના દુઃખમાં તું ભાગીદાર થઇ તેમના દુ:ખનો નાશ કરવા તૈયાર નહિ થાય?

વિધવા બેન, દુ:ખી પરતંત્ર જીવન તને ખૂંચતું નથી? ખૂંચતું હોય તો ધરતી ધમધમાવી નાંખી કુળવાનોની ન્યાયમૂર્તિઓનાં સિંહાસન ડોલાવી નાખ? ન્યાય નીતિ માટે, સ્વતંત્રતા માટે તારો કુળવાનો સામે સત્યાગ્રહ છે, ન્યાય નીતિનો જય છે. તારી કુમકમાં, જેનું લોહી સ્વતંત્રતાને માટે થનથની રહ્યું છે એવા ભારતના જવાન બેટાઓ છે જ. ન્યાય અને નીતિની લડતમાં કુદરત હરહંમેશ જય આપવાને તૈયાર હોય છે. તારી સ્તતંત્રતા માટે તારાં પનોતાં પગલાં સ્વતંત્રતાની લડતમાં પાડ, કુળવાન આલમને મુન્જવી નાખ. આખરે તારોજ જય હો.

શરૂઆતમાં ઘણીજ અડચણો આવશે, પણ તેથી ન ડરતાં હિંમત રાખ. સહનશીલ થઈ પ્રમાણિકપણાથી ન્યાય માટે, સ્વતંત્રતા માટે 'કુળવાન સાંઢો' સામે

સંગ્રામ ખેલ. પ્રમાણિકપણું તને આગળ લાવશે, સહનશીલતા તને હિંમત આપશે, અને હિંમત તને મુશ્કેલીઓમાં રસ્તો બતાવશે, જરૂર બતાવશે.

ચંચળબેન રણછોડભાઈ પટેલ

( 'પાટીદાર' )

**ક્ષુદ્ર હિતો ખાતર.**

"હિન્દુઓના હક્કો ને મુસ્લીમોના હિતોની વાતો કરનારા આ બધા લોકો કેવળ હોદ્દા-નોકરીઓની પાછળ પડયા છે. અને હોદ્દાઓ તુચ્છ ટુકડાઓ માટે લડે છે, કયાં સુધી તમે આ અક્કલહીન વાતો સાંખી રહેવાના છો? બંગાળના ગઝનવી બંગાળ કરારનામાએ આ કોમી ચુકાદાના કહેવાતા વીરોધીઓના ઢોંગોને ખુલ્લા પાડી દીધા છે. સાફ સાફ પુરવાર થયું છે કે, કોમી ચુકાદા સામેનો એ બધો વિરોધ કેવળ લુંટના માલ માટેનો ઝઘડો જ હતો. એમ લાગે છે કે, આ વિરોધીઓનો એક માત્ર હેતુ પ્રધાનપદાં મેળવવાનો અને સરકારી નોકરીઓ મેળવવાનો છે અને તેઓ પોતાના ક્ષુદ્ર હિતોને ખાતર કોમને વેચવા બેઠા છે."

રાષ્ટ્રપતિ જવાહરલાલ

( અનાજમંડી ખાતેની પ્રચંડ સભામાં બોલતાં આ પ્રમાણે ઉચ્ચારણો કર્યા હતા. )

**પ્રાચીન ભારતમાં નારી શિક્ષા.**

વેદના સમયમાં નારી શિક્ષા સ્વરૂપ કેવું હતું એ તો હજી માલુમ પડતું નથી. કારણ કે એના આધારભુત પ્રમાણ હજી મળતાં નથી. તે વખતે છોકરાઓની જેમ છોકરીઓના ગુરૂકુલ પણ હતાં કે કેમ એનું નિશ્ચિત પ્રમાણ મળતું નથી; પરન્તુ એટલી વાત તો ચોક્કસ જણાય છે કે કુમારોના જેટલીજ ઉચ્ચ કેળવણી કન્યાઓને પણ આપવામાં આવતી. એ સમયની કેળવણીમાં મુખ્ય પરતુ ધાર્મિક ગ્રંથોનું અધ્યન ગણાય. વિદ્યાના અધ્યયનનો પ્રારંભ જેનાથી થાય તે ઉપનયન સંસ્કાર કુમારો અને કન્યાઓને સરખી રીતે અપાતો. જૈમિનીના મીમાંસા શાસ્ત્રની વ્યાખ્યા કરતાં પોતાના ન્યાયમાલા વિસ્તારમાં માધવાચાર્યે સ્પષ્ટ લખ્યું છે કે બ્રાહ્મણ પુત્રની જેમ બ્રાહ્મણ કન્યાને પણ આ વર્ષની અંદર યજ્ઞોપવિત સંસ્કાર કરવો જોઇએ અથર્વ વેદ પણ કહે છે કે પ્રાચીન સમયમાં વિવા પહેલાં કન્યાઓ બ્રહ્મચારિણી રહેતી હતી. કન્યાઓના ઉપનયન સંસ્કારને પાર્થ સારથીએ પણ પોતાનાં શાસ્ત્ર દીપિકા ગ્રંથમાં પ્રમાણ આપ્યું છે.

પત્ની શબ્દનો અર્થ અને વ્યુત્પત્તિ પાણિનિએ ઉત્તમ રીતે કર્યા છે. એ વ્યુત્પત્તિ અને અર્થ પરથ માલુમ પડે છે કે પ્રાચીન સમયમાં યજ્ઞના અનુષ્ઠાનમ સ્ત્રીઓનો હિસ્સો મોટો રહેતો'ને યજ્ઞના આરંભમાં પુરૂ ષોની જેમ સ્ત્રીઓને પણ દિક્ષા આપવામાં આવતી ઋગ્વેદમાં એક સ્થળે જણાવ્યું છે કે પતિપત્ની સાથે રહીને સોમરસ તૈયાર કરતાં અને યજ્ઞના અનુષ્ઠાનોનુ નિરીક્ષણ કરતાં.

શ્રી. એમ. આર. ડી.

('નવચેતન'માંથી)

**સમાજદર્શન**

—મુંબઈમાં નર્મદા નામની ૨૧ વર્ષની સ્ત્રી સ્ટવ અકસ્માતમાં મરણ પામી છે.

—મુંબઇમાં ઝવેરબાઇ નામની સ્ત્રી સ્ટવ અકસ્માતથી દાઝી મરણ પામી છે.

—દુનિઆની સૌથી વધુ જાડી ( મેદયુક્ત ) સ્ત્રી હીલ્ડા વીલસનનું હેમારથમાં રમત ગમતના મેળાવડામાં પડી જવાથી અવસાન થયું છે. તેનું વજન ૫૬૦ રતલ હતું.

—કાનપુરમાં એક બોંબ મળી આવતાં પાંચ મહિલાઓ ગિરફતાર થઇ છે.

—રંગુનથી ખબર છે કે મીયા ઉજ્જ મીયા ખાતે થયેલી વજન ઉચકવાની હરીફાઈમાં માટવાથીન નામની ૨૨ વર્ષની બરમીસ તરૂણીએ ૨૨૦ રતલ વજન ઉચક્યું હતું.

—'ડાર્ક કોન્ટીનન્ટ' તરિકે ઓળખાતા આફ્રિકાની કાફર્યુ નામની પ્રજાનો વડો સરદાર કાનયામુલ થોડા વખત પર જ્યારે મરણ પામ્યો હતો ત્યારે તેની પાછળ ૪૦૦ વિધવાઓ તેમજ ૩૮૦ છોકરાંઓને તે મુકી ગયો હતો.

—સ્ત્રીઓનું સ્થાન ઘરમાં! "સ્ત્રી સ્થાન તો ઘરમાંજ છે" ભાઇ પરમાનંદે હૈદ્રાબાદ સીંધ ખાતેની એક સભામાં ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતા. તેઓએ આગળ જતાં કહ્યું હતું કે, સ્ત્રીઓએ રાજ્યદ્વારી પ્રકરણમાં માથું મારવું નહિ જોઇએ. ખાસ કરીને યુવાન સ્ત્રીઓએ મત માટે ઘેરઘેર ભટકવું નહિ જોઇએ.

—તુર્કીમાં બાળાઓને શાળામાંજ લશ્કરી તાલીમ આપવાનું ઠર્યું છે.

—મુંબઇની આર્ટ સોસાયટીના કલા પ્રદર્શનમાં સર્વોત્તમ ચિત્ર માટેનો આર્ટ સોસાયટીનો ચંદ્રક કુમારી અમૃત શેરગીલને મળ્યો છે. 'તરુણીઓ' એવા શિર્ષક હેઠળનું એમનું ચિત્ર આ ચંદ્રક મેળવવા ભગ્યશાળી નિવડયું છે.

—જાણીતાં જૈન કુટુમ્બનાં શ્રીમતી હઠીસીંગનાં લગ્ન બંગાળના જાણીતા કામદાર નેતા શ્રી. સૌમ્યેન્દ્રનાથ ટાગોર સાથે તા. ૧૮ મી જાન્યુ.ના રોજ બહુજ સાદી રીતે થયા છે. ગુજરાતી જૈન યુવતીનાં બંગાળી યુવાન સાથે લગ્ન થયાનો આ પહેલોજ બનાવ છે.

—લગ્ન કરવાના પૈસા નહિ મળવાથી શીરોહી સ્ટેટના કુમ્હેરા ગામના ગૌરીશંકર કસ્તુરભાઇ નામના ૨૫ વર્ષના બ્રાહ્મણે અમદાવાદમાં અફીણ ખાઇને જીવનનો અંત આણ્યો હતો.

—અમદાવાદમાં ચંચળ નામની ઔદીચ્ય બ્રાહ્મણ યુવતિએ પોતાના પતિ પાઠક હરિપ્રસાદ પ્રેમશંકર સામે ગંભીર આક્ષેપો કરતા પોતાના પર ગુજરેલા સિતમના સંબંધમાં ફરિયાદ નોંધાવી છે. પાઠક હરિપ્રસાદે બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે, બાઇ ચંચળે પોતાને માર મારી અને ત્રાસ આપી ડામ દીધાના અને બાળકો નાંખવાની ધમકી આપ્યાની ચોંકાવનારી વિગતો કોર્ટ સામે રજુ કરી છે. તેમજ પોતાને માસિક ભરણુ પોષણ આપવાની અદાલતને અરજ કરી છે.

—આઇરીશ કવિ અને થીઓસોફીસ્ટ ડો. કઝીન્સે ત્રિવેન્દ્રમમાં હિન્દુ ધર્મ સ્વીકાર્યો છે. શુદ્ધીની દીક્ષા વેળા ત્રાવણકોરના દિવાન અને બીજા ઘણા હાજર રહ્યા હતા.

—અખીલ ભારત સનાતન ધર્મ મહાસભા બનારસના સેક્રેટરી શ્રી. ગોસ્વામી ગણેશદત્તે રાજ્યનાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મુકવા માટે ત્રાવણકોરના મહારાજાને અભિનંદન પાઠવ્યાં છે.'

—પાલીતાણાનાં ના૦ રાણી સાહેબે ઓઝલ પડદાનો ત્યાગ કર્યો છે.

—કલકત્તામાં દુર્યોધન નામના માણસને બે જીવતા બકરા કાચાને કાચા ખાઇ જવા માટે રૂ. બસો દંડની સજા થઇ છે.

—ઇસ્તંબુલમાં ૧૨૯ વર્ષના તુર્ક હસન બાબાએ ૩૦ વર્ષની ફાતમા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું છે. આ એનું સાતમું લગ્ન છે. હસનને કેટલાંક છોકરાં સો સો વર્ષ ઉપરાંતની વયનાં છે. હસન બાર બાર માઇલ સુધીની પગપાળા મુસાફરિ પણ કરી શકે છે અને ખાધેલું પચાવી શકે છે.

—હરીજન નેતા ડો. આંબેડકર યુરોપીયન યુવતિ પરણી આવે છે એ અફવા વજુદ વીનાની છે એમ ડો. આંબેડકર પોતે જણાવે છે.

—મુંબઇમાં અમીના અબ્દુલ્લા નામની યુવતિએ કુટુંબ કલેશથી કંટાળી ઘાસલેટ છાંટી બળીમરવાની કોશીશ કરતાં ગંભીર ઇજા થઇ દવાખાને પડી છે.

—યુગોસ્લાવીયામાં જુલા નામની ૯૦ વર્ષની સ્ત્રી ૭૦ વર્ષ સુધી સંસાર માંડયા બાદ એક ૯૫ વર્ષના ઇસમ સાથે પ્રેમમાં પડી નાસી ગઇ છે.

—વડોદરામાં મેલ ટ્રેનીંગ કોલેજના સ્નેહસંમેલન વખતે ભોજન ગોઠવાયું હતું ત્યારે ન્યાતવાર પાટલા ગોઠવાયા હતા. અને હરિજન વિદ્યાર્થીઓ માટે પાણીના નળ અલગ રખાયા હતા.

—સોનગઢ ગામે પાલીવાલ બ્રાહ્મણ જ્ઞાતિની એક યુવતિએ ઘરનાં માણસોની ગેર હાજરીમાં ઓરડામાં

ફડે લટકાઈ આપઘાત કર્યો હતો; તેનું કારણ પગન્ગે કંકાસ હોવાનું કહેવાય છે.

—માયાપાદર તાલુકામાં રીકડીઆ વગેરે ગામેથી સંખ્યાબંધ ખેડૂતો હીજરત કરી રહ્યા છે; કારણ કે તેઓ સીમમાં કામ કરતા હોય છે તે દરમ્યાન પોતાનાં બૈરાંને બળાત્કારે કોઈ મોટરમાં નાંખી ઉઠાવી જાય છે.

—હિંદુ વિધવા પુનર્લગ્નને રેવા રાજ્ય મહારાજાએ સંમતિ આપી છે. એ કાયદાની એક કલમ જણાવે છે કે આવા પુનર્લગ્નનો વિરોધ કરનાર અગર પુનર્લગ્ન કરનારને એમ ન કરવા સમજાવવાનો જે પ્રયત્ન કરશે તેને દંડ અને એક વર્ષ સુધીની એવી જેલની સજા કરવામાં આવશે

—મુંબઈના મૂળજી જેઠાવાળા શેઠ ચતુરભુજ ગોરધનદાસે ૫૫ વર્ષની વયે ૧૩ વર્ષની કન્યા સાથે લગ્ન કર્યાથી ભાટીઆ મંડળની મેનેજીંગ કમિટીએ એ સામે અણગમો દર્શાવનારો ઠરાવ કર્યો છે.

—હિંદુ વિધવાઓને વારસા હક્ક આપનારા કાયદાનો ડૉ. દેશમુખનો ખરડો ખુશાલીના પોકારો વચ્ચે પસાર થયો છે. આંતર જ્ઞાતિના લગ્નને કાયદેસર ઠરાવનારો ડૉ. ભગવાનદાસના કાયદાનો ખરડો બહુમતી ઉરાડી મેલ્યો છે.

—બેલગાંવના લક્ષ્મણ ધોંડીબા પાટીલ નામના જુવાનને વ્યાયામનો પુષ્કળ શોખ હોઈ, પોતાની સ્ત્રી હીરા સાથે સંબંધ ન રાખવા છતાં એને ગર્ભ રહ્યાથી ઉશ્કેરાઈ એનું ખુન કરતાં એને જન્મદેશનિકાલની સજા થઈ છે.

—અસરામાં ઈશની સ્ત્રીઓએ બુરખાનો ત્યાગ કર્યો છે.

—સ્ત્રી મજુરોને ખાણમાં કામે રોકવાનો પ્રતિબંધ કરનારો કાયદો જુલાઈથી અમલમાં આવશે.

—સાર્વજનિક ભાડુતી મોટર ચલાવવાના લાયસન્સ મંગલોરમાં બાર સ્ત્રીઓએ મેળવ્યાં છે.

—વડોદરા શેઠ ડાહ્યાભાઈ શામળ બેચરવાળા ઉપર કુ. ચન્દ્રકાન્તા પુનમલાલ ચોકસી નામની યુવતિએ માંડેલી લગ્ન સંબંધે વિશ્વાસઘાતની ફરીયાદ બાબતમાં હાલ મુદતો પડયાં કરે છે. શેઠ શામળ બેચરવાળાને આ કેસમાં કોર્ટમાં હાજર રહેવા બાબત માફી મળી છે. બંન્ને પક્ષે વડોદરાના જાણીતા વકીલો રોકયા છે. ઉપરાંત એમ સંભળાય છે કે જવાબદાર શેઠ તરફથી કેસ લડવા માટે મુંબઈના બાહોશ ધારાશાસ્ત્રી તથા ફરીયાદી યુવતિ તરફથી પણ મુંબઈના સુપ્રસિદ્ધ વકીલ બોલાવવા તજવીજ થતી હોવાનું કહેવાય છે.

—મુંબઈ કોરપોરેશને મફત સંતતિ નિયમન માટેનાં ક્લીનીકો ખોલવાનો ઠરાવ ઉડાડી મૂક્યો છે.

—'તીરુન્માન મુગન્દર' નામની તામીલ ભાષામાં ઉતારેલી રેકોર્ડ કે જેમાં જૈન ધર્મગુરૂઓની હાંસી કરવામાં આવી છે. એ રેકોર્ડ બહાર પાડવા માટે કલકત્તાની ધી. ગ્રામોફોન કુંપની એ જાહેર દિલગીરી દર્શાવી તેની નવી રેકર્ડો કાઢવાનું બંધ કરવા ઠરાવ્યું છે.

—કરાંચીમાં જાણીતા મુસ્લીમ આગેવાનની પુત્રી કુમારી શીરીન તૈયબજીનાં લગ્ન પ્રસંગે ભારે ચકચાર જગાવી હતી. કુમારી શીરીન સુધારક વિચારની છે. થોડા માસ પહેલાં પડદા નિષેધના વિચારો તેમણે જાહેર કર્યા હતા. લગ્ન પહેલાં મુલ્લાંજી સાહેબે આ વિચારો પાછા ખેંચી લેવા જણાવ્યું હતું. પરંતુ કુમારી શીરીનની મક્કમતાને પરિણામે મુલ્લાંજી સાહેબે કશી શરત વગર લગ્નવિધિ કરવા કબૂલાત આપી. પણ જ્ઞાતિ બહાર મૂકેલા માણસોને આમંત્રણ આપ્યાં છે તે પાછાં ખેંચી લેવા જણાવ્યું હતું. તે માગણી પણ માન્ય રાખવામાં આવી નહોતી. આખરે કુમારી શીરીનના ભાઈએ આનંદ મંગળ વચ્ચે લગ્નવિધિ કરી હતી.

હુગેરીમાં નગીકીંડા ગામે એક મીઠાઈવાળો નીશાળે ભણતી જુવાન છોકરીઓને ઉધાર મીઠાઈ વેચતો પછી બીલ વધી જાય એટલે ઉઘરાણી કરતો અને પૈસા ન હોય તો નગ્નાવસ્થામાં ફોટો પડાવે તો બીલ ફાડી નાખવાની લાલચ આપતો એવી રીતે પડાવેલા ફોટાની પછી સારી કીંમત ઇશ્કીઓ પાસેથી પડાવતો પણ એનો એ પાપી ધંધો પકડાયો છે.

---

પડકાર શબ્દ વ્યૂહ નં. ૧ | છેલ્લી તારીખ ૨૫ માર્ચ ૧૯૩૭

# ઈનામ રૂા. ૧૬૦૦ રોકડા

**પહેલું ઈનામ રૂા. ૫૦૦**

ઉકેલની સાથે જેના પ્રવેશપત્રોના જવાબો બરાબર મળી રહેશે તેને પહેલું ઈનામ મળશે

**બીજું ઈનામ રૂા. ૪૦૦**

એક ભૂલવાળાને બીજું ઈનામ મળશે

**ત્રીજું ઈનામ રૂા. ૩૦૦**

બે ભૂલવાળાને ત્રીજું ઈનામ મળશે.

**ચોથું ઈનામ રૂા. ૨૦૦**

ત્રણ ભૂલવાળાને ચોથું ઈનામ મળશે.

**પાંચમું ઈનામ રૂા. ૧૦૦**

ચાર ભૂલવાળાને પાંચમું ઈનામ મળશે.

**રૂા. ૧૦૦ સ્પેશ્યલ ઈનામ :** આ ઈનામ ૪૦ એન્ટ્રીથી વધુમાં વધુ તદ્દન ખરી જેની એન્ટ્રીઓ મળશે તેને મળશે.

પાંચ ભૂલવાળાને પણ કોન્સોલેશન ઈનામ તરીકે 'પડકાર'નો એપ્રીલ માસના એક અંક ઘેરબેઠા મફત મળશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કી | | ૨ તા | ૩ | | ૪ ક |
| | | | મા | | |
| | | | | | |
| ૫ | | ૬ | | ૭ આ | |
| | | | | | |
| ન | | | | ૮ ક | |
| | ૯ | ર | | | |

નામ

સરનામું

શબ્દ વ્યૂ નં. ૧

બાજુમાં બતાવેલા ચોરસામાં શબ્દો ભરી મોકલવાના છે.

ચાવીઓ ઉભી લાઈન-(૧) જંતુ (૨) ગ્રહ (૩) સુંદર સ્ત્રી (૪) સમાન નહિ (૫) ગરિબ (૬) સરાફ (૭) વધારે.

ચાવીઓ આડી લાઈન-(૧) ઈશ્વર (૮) કમ્મર (૯) હાથ,

આ શબ્દ વ્યૂહ નં. ૧નું પરિણામ તા. ૧લી એપ્રીલના 'પડકાર'ના અંકમાં પ્રગટ કરવામાં આવશે.

## શરતો અને નિયમો

(૧) આ હરિફાઈમાં દાખલ ફી દર એક પ્રવેશપત્રે ચાર આના રહેશે. પણ જે કોઈ બે પ્રવેશપત્ર ભરશે તેને દર બે પ્રવેશપત્રે એક મફત પ્રવેશપત્ર ભરવાનો હક્ક રહેશે. ત્રણે પ્રવેશપત્રોમાં એકજ નામ હોવું જોઈએ. (૨) આ હરિફાઈમાં 'પડકાર'માંથી કાપેલા પ્રવેશપત્રો તેમજ સફેદ જુદા કાગળ પર ભરેલા જવાબો પણ સ્વીકારવામાં આવશે. (૩) આ હરિફાઈમાં દાખલ થવાની ફી મનીઑર્ડરથી અગર એક પૈસાવાળી ટપાલની ટીકીટોથી મોકલી શકાશે. મનીઑર્ડરની ટપાલ ઑફીસમાંથી મળેલી રસીદ પ્રવેશપત્રો સાથેજ મોકલી પડશે. (૪) આ હરિફાઈમાં એક હરિફ એક કરતાં વધારે એન્ટ્રીઓ ભરી શકશે; કોઈ એકજ હરિફને એકજ હરિફાઈમાં એક કરતાં વધારે ઈનામો મળશે નહિ. (૫) જ્યાં હરિફોમાં ટાઈ થશે એટલે કે એક કરતાં વધારે હરિફોના ઉકેલ સરખા હશે ત્યાં ઈનામોની વહેંચણી કેવી કરવી તેનો હક્ક "પડકાર"ના તંત્રીનો રહેશે. તે બાબત કોઈ વાંધો લઈ શકશે નહિ. (૬) કોઈ એન્ટ્રી ગૂમ થાય કે ટપાલમાં ગેરવલ્લે જાય તે માટે અમે જવાબદાર નથી. હરિફાઈ બાબત કોઈપણ પ્રકારનો પત્રવ્યવહાર કરવામાં આવશે નહિ. કે મુલાકાતો અપાશે નહિ. (૭) આ હરિફાઈની બંધ થવાની છેલ્લી તા. ૨૫મી માર્ચ ૧૯૩૭ છે. તે દિવસની ટપાલ સુધીમાં આવેલાં પ્રવેશપત્રોને સ્વીકારવામાં આવશે. સ્થાનીક પ્રવેશપત્રો પાંચ વાગ્યા સુધી સ્વીકારાશે. (૮) "પડકાર"ના તંત્રીનો નિર્ણય દરેક બાબતમાં છેવટનો ને કાયદેસર બંધનકર્તા છે, એ શરતેજ આ હરિફાઈમાં દાખલ થઈ શકાશે. (૯) તમારા કવરની પાછલી બાજુએ મોટા અક્ષરે (૧) તમારું નામ (૨) કુલ કેટલી એન્ટ્રી ભરી છે-તેની સંખ્યા લખશો. (૧૦) પત્રવ્યવહારનું સિરનામું, 'પડકાર' શબ્દરચના હરિફાઈ વ્યૂહ નં. ૧.

C/o. "પડકાર" ઈનામી હરિફાઈ વિભાગની ઑફીસ, ખાડીઆ-અમદાવાદ.

# ચિત્ર....................................વિચિત્ર

## વિશ્વદર્શન

સને ૧૯૩૫ માં દુનિયામાં નવાં ૩૭,૦૦૦,૦૦૦ મોટરો અને બીજાં યાંત્રિકવાહનો વપરાશમાં આવ્યાં હતાં.

*

મીલાન (ઇટાલી) ના પ્રખ્યાત પ્રોફેસર મેન્સીએ એક એવા અદભુત યંત્રની શોધ કરી છે, કે જે યંત્રના કીરણોથી માણસોને અદ્રશ્ય બનાવી શકાય છે. આના ઘણા પ્રયોગો થયા છે, ને આ પ્રોફેસરે હમણાં એક થીએટરમાં બેઠેલા બધાય પ્રેક્ષકોને પોતાના આ યંત્રના કીરણોથી અદ્રશ્ય બનાવી દીધા હતા. પ્રોફેસર પોતાની નવી શોધના યંત્રો વેચવા એક કંપની ઉભી કરનાર છે

*

જાપાનના પાટનગર ટોકીયોમાં રહેતા એક જાપાનીસની આખા જાપાનમાં લાંબામાં લાંબી દાઢી છે. તેનું નામ મૌજીરો કેરો. તેની ઉમર ૭૨ વર્ષની છે ને તેની ઉંચાઇ પાંચ ફીટને ઇંચ છે. પણ તેની દાઢીની લંબાઇ ૫ાા ફીટ છે. એ જ્યારે ચાલે છે ત્યારે પોતાની સાથે એક બેગ રાખે છે, ને તેમાં લાંબી દાઢી રાખે છે

*

જરમનીમાં હવે ગેસથી પણ મોટરો ચાલે છે.

*

લંડનમાં આજ દિવસ સુધી ૨૭૫ મ્યુનિસિપલ હોસ્પીટલો હતી, તેમાં હમણાંજ એકનો ઉમેરો થયો છે આ હોસ્પીટલ મોટી છે, અ તેમાં ૪૨૦૦૦ દર્દીઓને રહેવાની સગવડ છે.

*

મંગળના તારા ઉપર માણસો વસે છે કે નહિ તે જાણવા માટે કેલિફોર્નિયાની માઉન્ટ વિલ્સન ઓબ્ઝર્વેટરીના ડૉ. એડવીન હબલ પ્રયત્ન કરી રહ્યા છે. એ કાર્યને માટે સાડાબાર લાખ પાઉન્ડના ખર્ચે તેમણે એક ટેલિસ્કોપ તૈયાર કરાવ્યો છે.

*

જોન વીલણુક નામના વિજ્ઞાન શાસ્ત્રીએ એક એવો યાંત્રિક મનુષ્ય તૈયાર કર્યો છે કે તમને એ અઘરામા અઘરા દાખલા ગણી આપે-અને એ પણ થોડીજ ક્ષણમાં.

હિંદમાં એવા કરોળીઆ થાય છે કે એને જો ધ્રાસ્કો પડયો હોય તો એ પાણીની અંદર ડુબકી મારી જાય છે એટલુંજ નહિ પણ પાણીની અંદર આ કરોળીઆ વીસ મિનીટ સુધી રહી શકે છે.

*

ન્યુયોર્કના ટાઇમ્સ સ્કવરમાં જે 'ટેલીફોન ડીરેકટરી' નાખવામાં આવે છે એનો એટલા બધો લોકો ઉપયોગ કરે છે કે આ ચોપડીનું આયુષ્ય માત્ર ચાર દિવસનું હોય છે. એટલા દિવસ પછી એને બદલી નાખવી પડે છે.

*

પ્રેસીડન્ટ રૂઝવેલ્ટ ઉપર રોજના ૪૦૦૦ કાગળો આવે છે

*

એક પાકાં કેળામાં ૨૦ દ્રાક્ષ, ૪ ખજુરની પેશી, ૨ અંજીર, ૨ નારંગી કે એક પ્યાલો ભરેલા નારંગીના રસ જેટલું સત્વ છે.

*

ઓસ્ટ્રીઆની દરેક એકસપ્રેસ ટ્રેનમાં ચાલતી ગાડીએ ટેલીફોન કરવાની સગવડ કરી આપવાનું નક્કી થયું છે.

*

ફીરોઝાબાદમાં બંગડીઓ બનાવવાના કારખાનાઓમાં આશરે ૧૫ હજાર માણસો કામ કરે છે.

*

હિંદુસ્તાનમાં ચાલતી સહકારી મંડળીઓની સભ્ય સંખ્યા ૪૩ લાખની અને થાપણ ૯૦ કરોડની છે.

*

અમદાવાદની મીલો દર વર્ષે ૨૦ કરોડ રૂ.નું કાપડ બનાવે છે.

*

હિંદમાં ખાંડનાં કારખાનાઓમાં ૧૦ લાખ ટન જેટલી ખાંડ બને છે.

*

દુનિયામાં ૬૫૦૦૦ થીયેટરો છે. આપણા દેશમાં ફક્ત ૬૫૦ થીયેટરો છે, અને ૪૫૦ થીયેટરોજ હીન્દી ચીત્રો બતાવે છે.

*

# ચિત્રભૂમિ

—હૈદ્રાબાદની "ધી સૈયદ સાદુલ્લાહ કાદરી મેડલ કમિટી" એ આગલી સાલમાં ત્રણ ઉત્તમ સીનેમા કલાકાર તરિકે દેવકીબોઝ, એસ. ફત્તેહલાલ અને મી. કુમારને મેડલ આપ્યા હતા. ચાલુ સાલમાં એજ કમિટીના મેમ્બરોએ વર્ષની ઉત્તમ અભિનેત્રી તરિકે દેવિકારાણી, દુર્ગાબાઇ ખોટે. અને જમુનાને ત્રણ મેડલો આપવાનું નક્કી કરેલ છે.

—મુંબઇના સ્વદેશી પ્રદર્શનમાં એક કુતરો બળતી આગમાં ઝંપલાવવાના સાહસ કરી અનેકને આશ્ચર્ય પમાડતો જોઇ તેને વાડીયા મુવીટોને બે વર્ષ માટે પોતાનો કરી લીધો છે. તેઓ આ કુતરાને સ્ટાર બનાવી એક નવિન ચિત્રનું સર્જન કરશે.

—દેવીકારાણીનો અંગત શોખ માલણ બનવાનો છે. બગીચો બનાવવાનો અને તેને સુંદર બનાવવાનો શોખ તે કેટલાય વખતથી ધરાવી રહી છે. હવે આજકાલ તેણીને ફોટોગ્રાફીમાં રસ પડવા માંડયો છે અને તેથી જ્યારે તે બહાર જાય છે, ત્યારે તેણીનો નાનકડો કેમેરો સાથેજ હોય છે.

—મી. વીસંચીંગ-બોમ્બે ટોકીઝના આ કુશળ કેમેરામેને પોતાની જીંદગીમાં નહિ નહિ તો, કરોડો ફુટ ફીલ્મનું શુટીંગ કર્યું છે. પરંતુ ખુબીની વાત તો એ છે કે તે પોતે પોતાનો ફોટો પડાવવાની વાતને મુળથીજ ધિક્કારે છે.

—હંસના સંચાલકોએ તેમનું ત્રીજું પીક્ચર આખરે વાડીયાના સ્ટુડીઓમાં ઉતારવાની ગોઠવણ કરી દીધાનું સંભળાય છે.

—ઇમ્પીરીયલ ફીલ્મ. કંપનીના સ્ટુડીઓઓની કાશ્મીરના ના. મહારાજા સાહેબે મુલાકાત લીધી હતી.

—હંસની નવી કૃતિમાં ચંદ્રમોહન અને દુર્ગાખોટે ચમકવાનાં છે. એ પીકચરનું નામ 'આશા' રાખવામાં આવ્યું છે.

—બોસ્ટનના એક થીએટરવાળાએ પ્રેક્ષકોને થીએટર તરફ આકર્ષવા માટે એક નવી યુક્તિ રચી છે. સીનેમાની ટીકીટોના નંબર ખેંચવાની એક તારીખ મુકરર કરવામાં આવી છે અને એ મુજબ જે નંબર આવતા નશીબદાર નીવડેલા સખ્સને એક માસનું ઘરભાડુ થીએટરવાળા તરફથી આપવામાં આવે છે.

—પહેલાં મીસ સુલોચના ટેલીફોન ઓપરેટર તરિકે કામ કરતી હતી. એને રૂ. ૧૦૦ નો માસિક પગાર મળતો હતો. આજે સુલોચના ફીલ્મમાં કામ કરી મહીનાનો સાત હજારનો બાદશાહી પગાર મેળવે છે. આજે પણ સુલોચનાને ટેલીફોન ઓપરેટરની કોટડી કેટલીકવાર યાદ આવે છે.

—સવિતાદેવી નિશાળમાં ભણવા જતી. એને વાંચનનો બહુજ શોખ. એના પિતા. કલકત્તાના એક અંગ્રેજી છાપાના કલા-વિભાગના તંત્રી હતા. એમની સાથે સવિતા હિંદમાં આવતાં ઓપેરા જોવા જતી. અને એક દિવસ જાહેર ખબરના જવાબમાં માત્ર ટોળથી સવિતાદેવીએ લખ્યું કે એ ફીલ્મમાં કામ કરવા તૈયાર છે. એને તરતજ નિમંત્રણ મળ્યું અને સવિતાદેવી ફીલ્મમાં ત્યારથી સામેલ થઇ.

—મધુરીને સીનેમા લાઇનમાં રજુ કરનાર શ્રી. ઇંદુલાલ યાજ્ઞિક છે. "કાશ્મીરના ગુલાબ"ના લોકેશન વખતે મધુરીએ કાશ્મીરની મુલાકાત લીધી હતી.

—જાલમરચંટ વડોદરાના ક્રીકેટ મેદાનમાં તાળીઓ મેળવતા હતા ત્યારે ખ્યાલ પણ નહિ હોય કે "પંજાબમેલ" બની એ આખા હિંદની તાળીઓ મેળવશે. 'શંકિત હૃદય'માં જાલમરચન્ટે વિલાસની ભૂમિકા ભજવેલી અને ત્યાંથી સીધો એમણે સ્ટુડીઓ પર કુદકો માર્યો.

—અમદાવાદની મોડલ પિક્ચર્સ તરફથી પોતાના ટુંક સમયમાં શરૂ થનાર ટોકી ચિત્ર માટે ગુજરાતના જાણીતા નવલકથાકાર શ્રી. રમણલાલ વ. દેસાઈ કૃત 'શંકિત હૃદય' નાટકના હકો ખરીદવામાં આવ્યા છે. કંપની આ પ્રયોગને મી. નાગેન્દ્ર મઝમુદારના હસ્તે હિંદી અને ગુજરાતી બન્ને ભાષામાં ઉતારશે.

—આજકાલ હિન્દી પ્રોડ્યુસરો અને ટેકનીશીયનોમાં હોલીવુડની હવા ખાવા જવાના ભણકારા વાગી રહ્યા છે. મોશન પીકચર્સ સોસાયટી તરફથી પણ એક કાફલો યુરોપ અમેરીકાની સહેલગાહે ઉપડી જવાની ગોઠવણ થઈ રહી છે. જ્યારે નીચેની વ્યક્તિઓ સ્વતંત્ર રીતે ઉપડી જવાની તૈયારીઓ થઇ રહી છે. શ્રી. ચંદુલાલ શાહ ( રણજીત ) શ્રી. ધાયવર ( પ્રભાત )-શ્રી. ચીનુભાઈ દેશાઈ [ પેરેમાઉન્ટ ] શ્રી. બાબુરાવ પેઈન્ટર ( શાલીની ) શ્રી. તોરણે ( સરસ્વતી ) શ્રી. ચીમનલાલ દેશાઇ ( સાગર ) અને સુલોચના.

—સાગર કુાં ને પ્રાઇવેટ લી. સ્વરૂપમાં ફેરવી નાંખવામાં આવશે એમ કહેવાય છે.

—ન્યુ થીએટર્સમાં ડીરેકટર બરૂઆની આગામી કૃતિની પસંદગી આખરે 'મુક્તિ' પર ઉતર્યાનું સંભળાય છે.

—વિલાયત ગયેલા મી. એઝરામીર આ માસના અંતમાં મુંબઈ આવી પહોંચશે અને કાંઇક ધડાકો લાવશે એમ કહે છે.

—હાસ્યરસનો બાદશાહ ચાર્લી રશિયામાં એકાદ ફિલ્મ ઉતારવા સંભવ છે અમેરીકાના હોલીવુડ જેવું વીયેરે પણ 'હોલીવુડ' બાંધવા માંડયુ છે. ને તેનુ નામ 'કીનોગ્રેડ' રાખ્યું છે.

—જાણીતી ફિલ્મ સ્ટાર દેવીકારાણીને પ્રેક્ષકો તરફથી આવતા પ્રશંસાના પત્રોની સરેરાશ ગણત્રી કરવામાં આવે તો દરરોજના વીસ એટલે કે માસિક ૬૦૦ પત્રોની સંખ્યા થાય. તે બધા પત્રોને દેવીકારાણી રસ પૂર્વક વાંચે છે. ફેન વર્ગ તરફથી આવેલા એ ૬૦૦ પત્રોના વાંચન પાછળ દેવીકારાણી મહીનાના ત્રીસ કલાક એટલે કે રોજનો એક કલાકનો પોતાના કિમ્મતી સમયમાંથી ભોગ આપે છે. તે ઉપરાંત મહીનામાં બીજા પંદર કલાક તેણીને પોતાના ફોટાઓ ઉપર સહી કરવામાં ગાળવા પડે છે. બોમ્બે ટોકીઝ તરફથી દેવીકારાણીના સહીવાળા લગભગ ૫૦૦, અને અશોકકુમારની સહીવાળા લગભગ ૩૦૦ ફોટાઓ, દર માસે તેમના ફેન વર્ગને મોકલવામાં આવે છે.

—હોલીવુડના એક સૌન્દર્ય-નિષ્ણાંત ચુંબનશાસ્ત્રની ચર્ચા કરતાં લખે છે કે જે ચુંબનમાં મોંઢાના કોઇપણ ભાગ પર વત્તુ ઓછું દબાણ આવ્યા વગર સ્વભાવિક રીતે દબાણથી ચુંબન કરવામાં આવે તેને 'સંપૂર્ણ ચુંબન' કહી શકાય, અને ચુંબનની ઉગ્રતા થતાં ૨૫ પાઉન્ડનું સરેરાશ દબાણ આવવું જોઇએ.

સુમનસૌરભ

## વાસ્તવવાદ : ભાવનાવાદ

ભાવનાવાદ અને વાસ્તવવાદ એ સર્જન જેટલા જૂના છેઃ તેમ વયોવૃદ્ધ ઇતિહાસની દૃષ્ટિએ તો એ બન્ને જીવન ચક્રો છે. ભવ્ય વ્યક્તિઓ નાશ પામે ત્યારે ટોળા મેળા જન્મ પામે; ટોળામેળા ઘસાઈ જાય ત્યારે ભવ્ય વ્યક્તિઓ પ્રગટે.

ભાવનાવાદ અને વસ્તુવાદ—સાહિત્યના એ બે વ.. પણ સમાજચક્રની સાથે જોડાયલાં યુગબળનાં બાળકો છેઃ એમની ખૂબી એ છે કે જેમ સમાજ હમેશા છે, તેમ તેઓ પણ હમેશાં છેઃ બન્નેમાંથી એકેને મૃત્યુ નથી; વારંવાર તેજ છાયા એમને આવરે છે; પણ એમને ચિરંતન યૌવન વરેલું છે. કારણ કે સમાજબળ સાથે જોડાયલાં છતાં એમનું પ્રગટીકરણ વ્યક્તિ પર અવલંબે છે અને એવી વ્યક્તિઓજ એમને પ્રગટ કરે છે જે નિત્ય યૌવનમાં હોય છે. એકાદ શેક્સપીઅર એકાદ બાલ્ઝાક એકાદ ડાન્ટે એકાદ કાલીદાસ એકાદ હ્યુગો એકાદ ટૉલ્સ્ટૉય એકાદ ભવભૂતિ એકાદ શૅલી કે એકાદ ભામ. એટલે એ બન્ને વાદ માનવજીવન સાથે છેક બાલપણથી સંકળાયેલા છે. દ્વંદ્વ એ વિશ્વક્રમનો એક અચલ નિયમ છે તેમ આ વાદ પણ દ્વંદ્વ રૂપે છે. એમાંથી એકનો પણ વિનાશ કરવા યત્ન કરનારો બન્નેમાંથી એકેને નહિ મેળવે. જે એકેને સાચ્ચા પ્રેમથી ચાહશે એને બન્ને મળશેઃ જે બેમાંથી એકેને પણ કાઢવા મથશે એના હાથમાં કેવળ વ્યક્તિત્વની ભસ્મજ રહેશે.

× × ×

વાસ્તવવાદ અને ભાવનાવાદ એ બન્ને વ્યક્તિગત રીતિઓ છેઃ અને એવી રીતિ હોવાનાં પ્રત્યક્ષ અને પરોક્ષ ઘણાં કારણો છે. રીતિ સાચી હશે તો ઉક્તિ એટલી તેજસ્વી થશેઃ નેપોલિયનનો સૈનિકવાદ કે લેનીનનો લોકવાદ એટલા બળવાન નથી, જેટલા એ બન્નેના પ્રતિભા સંપન્ન પુરુષો છે. બીજાના હાથમાં ચડેલો એજ સૈનિકવાદ સૈનિકને બદલે શસ્ત્રખોર સરજેઃ લોકને બદલે ટોળું ઘડે.

મુખ્ય પ્રશ્ન પ્રતિભાનો છેઃ જેને કાંઈક કહેવું છે તેનામાં ‘પ્રતિભા’ છે કે?

કૌમુદી ] શ્રી. ગ્રં.

## નરસિંહ યુગના કવિઓ

### વસંતવિલાસ

(સં. ૧૪૯૫ની આસપાસ)

આ કાવ્ય સન ૧૮૯૨માં સાક્ષર શ્રી કેશવલાલ ધ્રૂવે ‘ગુજરાત શાળાપત્ર’માં પ્રકટ કર્યું ત્યારથી રસિક વાચકોને એની મોહિની લાગી રહી છે.* કાવ્યનો વિષય, એનું નામ સૂચવે છે તેમ, વસંત ઋતુના વિલાસનું વર્ણન છે. વિષય જેમ મોહક છે તેમ કાવ્યની રચના પણ શબ્દાલંકારવાળી અને ‘ફાગ’ નામે ઓળખાતી પ્રાચીન શૈલીની છે; આથી એ કાવ્ય વાચકોને વધારે પ્રિય થઈ પડ્યું છે. કાવ્ય કોણે ને કયારે રચ્યું તેનો સ્પષ્ટ ખુલાસો મળી શકયો નથીઃ પરંતુ સં. ૧૫૦૮ માં લખાએલી પ્રત મળી આવવાથી એવું અનુમાન થઇ શકે છે કે એ કાવ્ય સં. ૧૫૦૦ ની લગભગમાં રચાયું હશે. આ કાવ્ય માત્ર એકજ પ્રત પરથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું, તેથી તેમાં અશુદ્ધિઓ રહી ગઈ હતી. અહિં એની બીજી પ્રત મેળવી ઘણીખરી અશુદ્ધિઓ સુધારી લીધી છે; કાવ્યનો નમુનો આ પ્રમાણે છેઃ—

પહિલઉં સરસતિ અરચિસુ, રચિસુ વસંતવિલાસ;
ફાગ પયંડ પયબંધ હિં, સંધિ યમક રસ ભાસ. ૧.
પહુ તિય સમર વિસિ વરતિ, હિવ રતિ તણીય વસંત;
પસરઈ દહ દિસિ પરિમલ, નિરમલ થયા દિસિ અંત. ૨.

વસંત તણા ગુણ ગહગહ્યા, મહમહ્યા સવિ સહકાર;
ત્રિભુવનિ જય જયકાર, પિકા રવુ કરહિં અપાર. ૩.

× × × ×

જિમ જિમ વિહસઇ વણસઈ, વણસઇ માનિનિમાનુ;
યૌવનમદિ હિં તુ દંપતી, દંપતી થાહિં યુવાન. ૪.

× × × ×

વનિ વિલસઇ સવિ કામુક, યા મુક હૃદય ચિરંગી;
કામ જિસ્યા અવલેસર, વેસ રચઈ વર અંગિ. ૯.
નવયૌવન અભિરામ તિ રામતી કરઇ સુરંગિ;
સ્વર્ગિં જિસ્યાં સુરમા સુર, રાસુ રમઇ વર અંગિ. ૧૧.
મરણુ જિ વયણૂ નિરોપમ, લોપઈ કોઈ ન આણ;
કિસલઈ મિસિ અસિ તાકઇ, હાકય માણિણિ માણ. ૧૨.
કોઈલિ આંબુલા ડાલિહિં, આલિહિં કરઇ નિનાદુ;
કામ તણુઇ કરિ આયસુ, આઈસુ પાડઈ સાદુ. ૧૩.
ઇણુ પરિ કોઈલિ કૂજઇ, પૂરઇ જુવતિ મણોર;
વિધુર વિયોગિની ધૂજઇ કુ જઇ મયણુ કિશોર. ૧૪.
ચાંપુલા તરુવરની કલી, નીકલી સોવનવાન;
વરગુ માર ઉદીપક, દીપક લિય સમાન. ૧૫.

કેસુ કલિ અતિ વાંકુડી, આંકુડી મયણુચી જાણિ;
વિરહિણીનાં ઇણુ કાલિજ, કાલિજ કાઢઇ તાણિ. ૧૬.

× × × ×

અમિય ભરયા કુચ તાપણિ, થાપણિ તણીય અણંગ;
તિહંજઇ રાખણહાર રે, હાર કિ ધવલ ભુયંગ. ૨૪.
નમણુ ન કરહિં પયોધર, યોધ રે સુરતિ સંગ્રામિ;
કુંચુક વિજહિ સંનાહુ રે, નાહુ મહાભડ પામિ. ૨૫.

× × × ×

પાડલ છઈ અનિ કુંવલિ, તું અલિ મ ધંધોલિ;
તું ગુણિ વિધુ તિ સાચઉ, કાચઉ મહી મ વિરોલી. ૫૨.

× × × ×

બાલઈ વિલસિવા વિવરનિ, ભમર નિહાલઈ માગ;
આવરિયા જિણિ નિમગુણ, નીગુણ સ્યઉં તુય લાગુ? ૫૬.

× × × ×

ઇણિ પરિ નાહુ તિ રીઝવી, સીઝવી આણઇ ઠાંઇ;
ધનુ ધનુ તે ગુણવંત, વસંતવિલાસુ જિ ગાંઇ. ૫૮.

× × × ×

કંટક સંકટિ એવડઇ, કેવડઇ પઇસી ભૃંગ;
કમલપણઈ ગુણ માણઈ, જાણઈ પરિમલુચંગુ. ૭૨.

---

૧. સરસ્વતીને પ્રણામ કરીને જાણીતા 'ફાગ' પદબંધ કે યમકસંધિવાળી સુંદર 'ભાસ' રચનાથી 'વસંતવિલાસ' ચીશું. ૨. પતિપત્ની સ્મર (કામદેવ)ને વશ વરતે એવી વસંત ઋતુ હવે આવી. દરો દિશાએ પરિમલ પ્રસરી રહી, અને દિશાઓ અંતપર્યંત નિર્મળ થઇ. ૩. વસંત ઋતુના ગુણ પ્રકટ થયા. આંબા મઘમઘાટ થઇ રહ્યા. ત્રિભુવનમાં જય જયકાર થઇ રહ્યો. કોયલો ટહુકા કરવા લાગી. ૫. જેમ જેમ વનસ્પતિ વિકાસ પામતી ગઈ તેમ તેમ માનિનીનાં માન મૂકાવા માંડયાં યૌવન મદ વધવા લાગ્યો ને દંપતિ યુવાન થવા લાગ્યાં. ૯. જેમ મૂગો પોતાના મનની વાત પોતેજ જાણે તેમ સર્વ .કામીજનો વનમાં એકાંતે વિલાસ કરવા લાગ્યાં, સ્વભાવતઃજ સુંદર એવા કામદેવ પણ નવનવા વેશ રચવા લાગ્યા.

* તે પછી દિ. બ. કે. હ. ધ્રુવે સને ૧૯૨૭ માં ગુ. વ. સો. તરફથી પ્રસિદ્ધ થયલા "પંદરમા શતકમાં પ્રાચીન ગુર્જર કાવ્ય"માં પાને ૧૪ થી પાન ૨૩ માં સુધીમાં આ કાવ્ય સંપાદિત કરેલું છે, અને તેમાં અહીં ઉપયોગમાં લીધેલી આ પ્રતિનો ઉપયોગ કરેલો છે.

૧૧. નવયૌવાનના ઉત્સાહથી રંગભરી રમતો રમવા લાગ્યાં. સ્વર્ગમાં દેવદેવાંગનાની પેઠે સુંદરીઓ પતિ સાથે રાસ રમવા લાગી. ૧૨. કામની આણ કોઇ રોકી શકતું નથી. કામદેવ કમળતંતુઓ રૂપી તરવાર તાણી, માનિનીનાં માન ઉતારવા લાગ્યો. ૧૩. સખી! કોયલ આંબાના ડાળ પરથી ટહુકો કરી, સાદ પાડી, કહે છે કે હવે કામદેવનો હુકમ માનજો. ૧૪. કોયલ એ રીતે ટહુકા કરે છે; યુવતિઓના મનોરથ પૂર્ણ થાય છે; વિધુરો અને વિયોગિનીઓ ધ્રુજે છે; અને મદનકિશોર પૃથ્વી ઉપર જય મેળવે છે. ૧૫. કામદેવનો માર્ગ ઉજાળનાર દીપક જેવી સુવર્ણવર્ણી ચંપાની કલિ નીકળી છે. તે વટેમાર્ગુઓને કામોદ્દીપન કરે છે. ૧૬. જાણે કામદેવની આંકડી હોય તેમ કેસુડાની વાંકી કલિ વિરહિણીઓનાં કાળજાં ખેંચી કાઢે છે. ૨૪. અમૃત ભરેલા કુચ તે જાણે કામદેવની થાપણ હોય તેવા દીસે છે. અને તેને જાળવવા આ ધોળો મૌક્તિકનો હાર છે? કે ભુજંગ છે? ૨૫. સંગ્રામમાં યોદ્ધાઓ નમન કરતા નથી, તે પ્રમાણે સુરત સંગ્રામમાં પણ પયોધર નમતા નથી. નાથ, મહાયોદ્ધા, મળતાં (દ્વંદ્વયુદ્ધમાં લડનાર બખતર ઉતારે છે તેમ) પયોધરે બખતરરૂપ કંચુકી તજી દીધી. ૫૨. હે ભમરા! આ પાડલની કલિ હજુ બહુ કુમળી છે, માટે તું એને વીંખતો નહીં. તું ગુણવેધ્રુ-ગુણરસિક છે એ ખરું, પણ પૂરું જામ્યા વગરનું દહીં વલોવતો નહીં. ૫૬. જેનાં વર્ણ પૂર્ણતા પામ્યાં નથી એવી બાલકલિકા સાથે વિલાસ કરવા ભમરો માર્ગ શોધે છે. જેના ગુણ ઢંકાઈ રહેલા છે એનો તને નગુણાને શો મોહ લાગ્યો છે? ૫૮. એ રીતે નાથને રીઝવી ઠેકાણે લાવે છે, એવો વસંતવિલાસ ગાય તેને ધન્ય છે. ૭૨. કાંટાનું આવું મોટું સંકટ વેઠીને પણ ભમરો કેવડામાં પેસે છે, કારણ કે તે ઉત્તમ પરિમલનો જ્ઞાતા છે. તેથી ગુણપણે એકાન્તે પરિમલરૂપ ગુણ માણે છે.

આ કાવ્ય મૂળ ત્રણ ભાષામાં છે. પહેલો સંસ્કૃત શ્લોક, તેની નીચે પ્રાકૃત ગાથા, અને તેની નીચે ગુજરાતી ટુંક, એ પ્રમાણે આખું કાવ્ય ત્રણ ભાષામાં છે. આપણને માત્ર ગુજરાતી ઉપયોગી હોવાથી તેજ ભાગ અત્રે ઉતારી લીધો છે. ગુજરાતી ટુંકો ૮૬ છે. અમને આ કાવ્યની એક બીજી પ્રત મળી છે. તેમાં ત્રણે કાવ્યની ૫૮–૫૮ ટુંકો છે. એ પ્રત પચાશેક વર્ષ પછીથી લખાએલી છે. પહેલી પ્રતમાં અમર્યાદ શૃંગારની કેટલીક ટુંકો છે તે બીજી પ્રતમાં નથી; તેમજ કેટલાંક ચરણો પણ ફેરબદલ કરેલાં જોવામાં આવે છે. એ ઉપરથી એમ લાગે છે કે કાવ્ય રચનાર કવિએજ તેને પાછળથી ફેરવ્યું હશે. જૈન સાધુ આવો અમર્યાદ શૃંગાર વર્ણવે, એ અયુક્ત લાગે છે. તેથી તેણે પોતેજ પાછળથી ફેરફાર કર્યો હોય, એ સંભવિત છે. કાવ્ય રચનાર તરીકે કવિએ પોતાનું નામ આપ્યું નથી, તે પણ આવા કારણથી જ હોવું જોઇએ.

"વસંત વિલાસ" અને "ફાગ" એ કાવ્યોનો કર્તા નતર્ષિ અથવા નયઋષિ (કીર્તિમેરૂ) કવિનો શિષ્ય હોવાનો સંભવ છે.

ફાર્બસ—ત્રૈમાસિક] સંપાદક: **શ્રી. કનૈયાલાલ મા. મુનશી.**

## સાહિત્યમાં યુગબળ અને 'ફેશનબળ'

કુદરતનો નકાળ કર્યા વિના પણ માણસ માણસ વચ્ચે જે ગેરવ્યવસ્થા ચાલી રહી છે તેનો વિચાર થઇ શકે તેમ છે. એટલે અત્યારનો યુગ જે પ્રશ્નોની વિચારણા માગે છે, તેનો શાંત ચિત્તે વિચાર કરવો એ એક વસ્તુ છે, અને 'બસ' જાઓ હવે હું તો થે.રિયાના ડાંડલાનું કાવ્ય લખવાનો, ગુલાબ ઉપર નહિ લખું ?' એમ કેવળ ફેશન હોવાથી એવું કાવ્ય લખવા બેસવું એ તદ્દનજ ભિન્ન વસ્તુ છે. એકાદ ગોતમ બુદ્ધને, મધરાતની ઘેરી અંધારી રાત્રિમાં સૂતેલી માનવજાતનું કરૂણ આક્રંદ સંભળાય અને તે ચાલી નીકળે એ એક વસ્તુ છે. અને સૌ ભગવાં પહેરે છે માટે લાવ હું પણ ભગવું પહેરં એ મનોદશા–એવી કેવળ અનુકરણ કરનારી, વિચારનું દારિદ્રય પ્રગટ કરનારી મનોદશા–એ તદ્દન જુદીજ વસ્તુ છે. વળી કાવ્યોનો વિષયજ એવો છે કે જેનાં પહેલું ઊર્મિતંત્ર ચલાયમાન થવું જોઇએ. લેખક કે કવી જે વિષય ઉપર ચિત્તક્ષોભ અનુભવી શક્યો નથી; તે વિષય ઉપર લખવું–એ પોતાની જાતની ગરીબી પ્રગટ કરવા જેવું છે. માણસને અભ્યાસના વિષયોમાંથી વિચાર કરવાના અનેક વિષયો મળે–જેના ઉપર એ ધારે તો સારો નિબંધ લખી શકે, પણ કેવળ અભ્યાસમાંથી મળેલા વિચારો ઉપર મદાર બાંધીને લેખનું નવ સર્જન કરવા બેસે તો એના જેવો બીજો કોઈ ગરીબ:નથી: એના જેવો બીજો કોઇ પાગલ પણ નથી. જે વિષય ત્રણ વસ્તુઓના મેળ વિના શક્ય નથી–અભ્યાસ, અનુભવ, અને ચિત્તની પ્રસન્નતા કે ચિત્તની અમુક મનોદશા–એ વિષયને એ કેવળ એકજ વસ્તુ વડે સિદ્ધ કરવા મથે છે. યુગબળને અનુકૂળ થવું એ એક વસ્તુ છે: યુગબળને સમજવું એ બીજીજ વસ્તુ છે. ટોલ્સટોયો અને મેક્સીમ ગોર્કીઓ સમજે છે, માટેવડે છે. હરકોઇ વિચાર, કેવળ ફેશન છે માટે ઉપાડી લેવો, એમાં લેખકનું મૃત્યુ રહ્યું છે. આટલુ ભયસ્થાન જે વટાવી શકે તે તો સમજી શકે કે કોયલને ગાવી કે મૂકી દેવી એ એટલું મહત્વનું નથા જેટલું મને પોતાને એ વસ્તુ શી રીતે અસર કરે છે. એ જ્ઞાન મેળવવા મથવું તે.

એટલે છેવટે તો પ્રશ્ન આટલોજ રહે છે: લેખક યુગબળ સમજે છે કે 'ફેશનબળ' પાછળ ઘસડાય છે ?

અને આનો ઉત્તર એજ સાચ્ચી દિશા.

'નવચેતન') **શ્રી. અ.**

## તંત્રીઓ

[પૃથ્વી]

થયા કવિજનો કરી કવિત કેટલાં યે જગે,
રચી સુભગ કલ્પના, જીવનની સમીપે ફરે
રહ્યા કવચિત–તો ય અન્તર વસ્યા સૂરો ગૂંજતા.
વસ્યું જગત અન્તરે કવિત ગાન એ ? કેમ ના ?
અમેજ જગ શેક્સપિયર, અગર કાલીદાસો બધા
સજીવ કરી રાખિયા, કવિતભાન મ્હોટું અમે.
સદૈવ ઉર ધારિયું, કંઇક મૂલ્ય ને આંકિયાં.

---

**'પડકાર' શબ્દ વ્યુહ નં—૧**

આજના અંકમાં 'પડકાર' શબ્દ વ્યૂહ નં–૧ પ્રગટ કરેલ છે, આજ હરિફાઇ ફેબ્રુઆરી માસના અંકમાં પ્રગટ કરેલી હતી પરંતુ છઠી લાઇનમાં ૫ મો શબ્દ દર્શાવવો પ્રુફરીડરની ભૂલથી રહી જવા પામ્યો હતો તે સુધારો કરી આ અંકમાં હરીફાઈ ફરીને રજુ કરી છે.

વ્યવસ્થાપક:—'પડકાર ઇનામી હરિફાઇ વિભાગ'

કબૂલ, કવિતા રચાઇ જગ જેટલી તે થકી અધિક કચરાપટી મહિં પડી હશે;' તે છતાં અમે સજીવ જેટલી–જગતને કરે જે ધરી રહે અમર તેટલી. જગત પાસ કવિ–કાવ્યને અમેજ ધરીએ. અમે મહન કોણ એ ? પ્રશ્ન શો ? અમે સકલ માસ પક્ષ અઠવાડિકો દૈનિકો તણા પ્રબળ ચાલકો, જગત આગળ તંત્રીઓ.

શ્રી. ભાનુશંકર બ૦ વ્યાસ.

[શારદા–તંત્રી અંક]

## વાસ્તવવાદી સાહિત્ય

મારા વ્યકતીગત પ્રશ્નો, મારી માનસીક પ્રસન્નતાઓ અને અપ્રસન્નતાઓ તેમજ મારા નાનામોટા સુખ દુઃખોનું માનવજાતીની પ્રગતીમાં સ્થાન છે તેવું જ્યાં સુધી સામાજીક ક્રાંતી માટે મારૂં મન તૈયાર થઇ શકે તેમ નથી માનવભાવનાને પ્રગતીમાં સ્થાન છે એવું એ કલાકારનું આજનું કર્તવ્ય છે. હું પ્રેમ ગીતો ગાતો હોઉં અને કોઈ સમાજવાદી મારી નીંદા કરે તો હું તેને સાફસાફ શબ્દોમાં જણાવી દઉં કે ભાઈ, મ્હને જે ઉત્તમ લાગે તે વ્યકત કરૂં અને તે માટે તું મારી નીંદા કરે અગર ધાકધમકી આપે તો ડરી જાઉં તેટલો હું પોચો નથી. તારી મરજી સાચવવા અથવા તારા માર્કસ, લેનીન વીગેરે ક્રાંતીકારોના હુકમો માથે ચઢાવવા માટે મારાં વ્યકતીત્વ સ્વાતંત્ર્ય, ભાવના સ્વાતંત્ર્ય કે વીચાર સ્વાતંત્ર્યને વેચવાને હું તૈયાર નથી. પ્રગતીનો પ્રવાહ ક્રાંતી તરફ વહેવા માંડશે કે તુરતજ મારા આજનાં પ્રેમગીતો આવતી કાલે આપોઆપ ક્રાંતી–ગીતો બની જશે અને આજની તારી વ્યાખ્યાનબાજીથી જે સાધ્ય થઈ શકયું નથી તે હું આવતી કાલે મારી કલાકૃતીથી સાધ્ય કરી બતાવીશ. અધીર સમાજવાદી ભાઇ, જરા ધીરજ ધર.

હજારો વર્ષોની રૂઢ વીચારશ્રેણીની ગુલામગીરીમાંથી મુકત થવાની ઇચ્છા કરવા પહેલાં માનવીને પોતાના વ્યકતીત્વનું જ્ઞાન થવું જરૂરી છે, વ્યકતીત્વનું જ્ઞાન થવું એટલે સુખવસ્તુ, સ્વાસ્થ્ય પ્રીય અને સ્વાર્થ લંપટ બનવાનું નથી સ્વાનુભવનીષ્ટ ભાવના અને વીચારો તેમજ રૂઢ સામાજીક રીતરીવાજો કરતાં વધુ મહત્વવાળો આત્મવીશ્વાસ પેદા થાય તેનું નામ તે વ્યકતીત્વ. આધુનીક મરાઠી સાહિત્યમાં પ્રેમના અનુભવે આત્મવીશ્વાસ પ્રકટયે. હોય તો તે સાહીત્ય પ્રગતીશીલજ કહેવાવું જોઈએ. આવું સાહિત્ય મરાઠીમાં હોય એ કાંઈ શરમજનક નથી, પરંતુ એથી ઉલટું અભીમાન લેવા યોગ્ય છે. પ્રેમ એટલે ઘડીભરની મોજ નથી; આનશબાજીનું જોણું નથી. બેજવાબદારી નથી તેમજ તત્વશુન્ય બેપીકરપણું પણ નથી જેટલા પ્રમાણમાં વ્યકતીને સ્વાભીમાની, સ્વાનુભવનીષ્ઠ અને રૂઢ રીતરીવાજો વીરૂદ્ધ બંડ જગાડવાને સમર્થ કરવામાં આવે તેટલા પ્રમાણમાં પ્રીતી વાઙગમય સમાજ પ્રગતીનું કાર્ય કરી શકાય છે. આ સીવાય બીજું બધુંય સાહિત્ય દીવાનખાનાઓને સુશોભીત કરનારાં રમકડાં જેવુંજ છે.

વર્તમાન મરાઠી સાહિત્યમાં નવીન વીચારોનો પ્રવાહ મંદ ગતીએ પણ વહેવા લાગ્યો છે. વ્યકતીગત સ્વાભિમાની, સ્વાનુભવનીષ્ઠ અને જુના વીચારો તેમજ જુનાવટના સમર્થકોને ગુલામગીરીમાંથી મુકત કરવાનું કાર્ય નવીન સાહિત્યક કરવા લાગ્યો છે. નવ યુગના પ્રરંભ કાળના શ્રી. આગરકર, કેશવસુત, હરી નારાયણ આપ્ટે, કોલ્હાટકર, પટવર્ધન ઇત્યાદી લેખકોની કૃતીઓએ મહારાષ્ટ્રીઓમાંથી જુનવાણી વીચારશ્રેણી નાબુદ કરવા ઘણી મદદ કરી છે. અત્યારના લેખકોમાં શ્રી જોશી મામા, મામા વરેરકર અને ઇત્યાદી લેખકોની લેખનીએ જુનવાણી વીચારશ્રેણીને સાવ દેશવટો દીધો છે. પરંતુ ખરૂ કલાત્મક અને પ્રગતીમાન સાહિત્યનું સર્જન થાય તે પહેલાં સ્વતંત્ર વિચારોને બે ધડક આગળ ધપાવવાવાળી વ્યકતીઓ સમાજમાં ઉત્પન્ન થવી જોઇએ છે, આવી વ્યક્તિઓ પૈકીના થોડાક લોક કલાકાર બન્યા, પછીજ પ્રભાવીત સાહિત્ય અને તેજસ્વી કલાનું નીર્માણ શકય બને છે, અત્યારે કેટલાક ઠેકાણે સમાજવાદીઓ સમાજવાદનો નવલિકાઓ અને નવલકથાઓ દ્વારા પ્રચાર કરવાના ઓઠાં નીચે કેટલાંક સભ્ય-પ્રતિષ્ઠીત લેખકોની પાછળ પડયા છે અને "અહો રૂપમ અહોધ્વની" ના ન્યાય મુજબ એકમેકની પ્રશંસા કરી સાહિત્ય ક્ષેત્રમાં પોતાની પ્રતિષ્ઠા વધારવાનો પ્રયત્ન કરે છે, ગુજરાત–કાઠીઆવાડમાં મરણ પ્રસંગે બહારના માણસોને રોવા કુટવાને બોલાવવામાં આવે છે. તેવીજ આ એક રીત છે. કરજના બોજથી કચડાયેલા ડોસાનો અને ચગદાયેલા

મંજીરાનાં દુઃખો રડવા બેઠેલા ભાવુકી સાહિત્યકો અસલ કલાનું સર્જન કરી શકતા નથી. કલા એ એકાદા તતની ભાવુકી વકીલાત નથી. સ્વાનુભવનીષ્ઠ આત્મ-વીશ્વાસીને મર્યાદીત કોઈ પણ ઘટના પર કલાના રંગો આપતાં આવડતું નથી.

(વડોદરા ખાતે ભરાયેલા વડોદરા મરાઠી સાહિત્ય સંમેલનના પ્રમુખ, શ્રી. પુ૦ ય૦ દેશપાંડેએ આપેલા ભાષણમાંથી.)

## સર્વનાશ

:(સ્રગ્ધરા)

મોટાં વૃક્ષો વનોનાં કરી બહુ બળજોરી ગયાં સર્વ ચૂસી
નાનેરાં ઝાડવાંના રસવણ એ બાપડાં રે! સુકાયાં:
ફાટી ઉઠ્યો સને તે દવ—અનળ મહાકાળના કોપ જેવો,
ને સૂકાં ઝાડવાંનો જ્વલિત કરી પલીતો વડાં વૃક્ષ લીલાં
ચેતાવ્યાં સર્વ એણે; પળ ન પળ થઇ ત્યાં બધે રાખ છાઈ,
નાનાં મોટાં બધાંને લઇ વન હર્નિયાળી થઇ ભસ્મશાયી!

[ઊર્મિ] શ્રી. પૂજાલાલ

## કલાનાં સ્વરૂપઃ

અન્તર્વૃત્ત અને બહિર્વૃત્ત

સામાન્ય માનવી, જેને સામાજિક બનવાની, સમાજમાં સ્થાન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોય છે, તેને પોતાનું આંતર જીવન દાબી, પોતાની સમગ્ર ચેતનાને સામાજિક માન્યતાઓ અને રૂઢિઓને અનુકૂળ બનાવવી પડે છે. આ આંતર જીવનની આયાસ-પૂર્વક કરાએલી નિયન્ત્રણા બાહ્ય જીવનને તોડી ફોડી બેવડા જોરથી ફુટી ઉઠે છે. બાહ્ય જીવનને આપણે જેટલું યથાર્થ માનીએ છીએ તેટલુંજ આપણે આંતર જીવનને યથાર્થ માનવું જોઇએ. બાહ્ય જીવન અને આંતરજીવન બન્નેના ઉંબર ઉપર આત્માએ દીપક સમાન રહેવું જોઇએ, જેથી બન્નેય ઓરડાનાં અંધારાં ભાગી જાય; શાસક—સત્તા તરીકે બેસવું જોઇએ, જેથી બન્ને-યનાં બળો ઉપર પોતાનું વર્ચસ્વ વ્યાપી રહે. પરન્તુ સામાન્ય માણસો પ્રચલિત વિચારે તંત્રના દુર્દમ પ્રવાહમાં આમતેમ અથડાઈ કુટાઇ જીવન પુરું કરે છે. અને પ્રચલિત વિચાર તંત્રની સાર્થકતા નષ્ટ થતાં, પતિત થતાં, આંતર ચેતનાનાં બળો એ પ્રચલિત વિચાર તંત્રને તોડીફોડી વિચાર ક્રાંતિ નિપજાવે છે. કોઇ સમય પ્રવાહમાં માનવી બાહ્ય જીવનમાં તરબોળ બની અહંતાપૂર્વક તેમાંજ પોતાની અથેતિ માને છે અને તર્કને પોતાનો પ્રભુ બનાવે છે. એજ સમય પ્રવાહમાં પ્રતિક્રિયા થતાં વળી જુદોજ સમય પ્રવાહ પ્રવર્તે છે જેમાં બાહ્ય જીવન તણખલા તોલે બની જાય છે અને આંતર-જીવનની પાશવ અને દિવ્ય વૃત્તિઓનો સંસ્કૃતિના ઇતિહાસમાં દેવાસુર સંગ્રામ જામે છે. વળી કોઇક પ્રબુદ્ધ આત્મા આ સંગ્રામમાંથી આસુરી વૃત્તિઓને દબાવી, દૈવી વૃત્તિઓનું વહેણ વહેવરાવી, સંસ્કૃતિના વહેણને થોડા કાળ શુદ્ધ બનાવે છે. આ ક્રીયા પ્રતિ-ક્રીયાનાં દૃષ્ટાન્તો મોજુદ છે; રોમ, ઇજીપ્ત, ગ્રીસ, હિંદુસ્તાન કે યુરોપ એ બધા દેશના ઇતિહાસને પાને પાને તે આલેખાયેલાં છે ખરા દૃષ્ટાઓ, ઋષિઓ અને કવિઓ આ ક્રીયા પ્રતિક્રીયાનાં વમળોમાંથી બહાર નીકળવાનો, બેસી જવાનો અને ભવસાગરનો પાર દેખાડતી જ્યોતિનો સંગ સાધવાનો કીમીયો બતાવે છે. અને તેમની વિચાર સૃષ્ટિનું માનવ સંસ્કૃતિના ફિરકામાં ઉચું સ્થાન છે.

કૌમુદી ] શ્રી. મધુસુદન ચિમનલાલ મોદી.



# ગ્રંથાવલોકન

**જાતીય દામ્પત્ય જીવન:**—કર્તા શ્રી. કેશવલાલ લલ્લુભાઈ શાહ. ઠે. એન. એમ. ઠક્કર એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. મૂલ્ય રૂ. ૨–૮–૦ પાકું પૂંઠું પૃષ્ઠ ૨૪૮

(૧) બાળઉછેર, (૨) બાળકોના રોગો અને તેના ઉપાયો, (૩) દામ્પત્યજીવન (૪) સ્ત્રીપુરૂષના રોગો અને તેના ઉપાયો. વિ. લેખો અભ્યાસપૂર્ણ અને સમાજને ઉપયોગી થઇ પડે તેવા છે. દરેક જીજ્ઞાસુઓએ આ પુસ્તક વાંચવા જેવું છે. એકંદરે આ પુસ્તક ઘણું સારૂં કહી શકાય. પુસ્તકનું ગેટઅપ આકર્ષક છે લેખકે આ પુસ્તકમાં ઘણી મહત્વની હકીકતો રજુ કરી છે.

**'મનન અને મન્તવ્યો':**—કર્તા શ્રી. રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાલા. ઠે. વાડીફળીયા આંબલીના શેરી, સુરત. મૂલ્ય રૂ. ૦–૮–૦ પૃષ્ઠ ૨૫૬

દેશહીતની ભાવનાથી પ્રેરાઇને લેખકે કરેલાં 'મનન' ઘણા વિશાળ ક્ષેત્ર ઉપર ફરી વળે છે. 'આપણો ખાંડનો ઉદ્યોગ.' 'ભિખારીઓનો પ્રશ્ન' 'યંત્રવાદ કે ઉદ્યોગ' 'અવિભક્ત કુટુંબ–પદ્ધતિ અને સ્ત્રીઓ' 'મેટ્રીકની કત્લે આમ' આવા અનેક વિષયો ઉપર દેશ દાઝથી બળતા હૃદયમાંથી સોંસરાં નીકળી આવેલાં એમનાં 'મન્તવ્યો' એકત્રિત થએલાં અહિં આપણે જોઇએ છીએ. વાર્તા સિવાય બીજાં પુસ્તકો નહિ વાંચનાર પણ આ પુસ્તક વાંચવાનો પ્રયત્ન કરશે તો તેમાં નિષ્ફળ નહિ જાય. અને કંઇક સુંદર તત્વ ગ્રહણ કરી શકશે એમ અમારૂં માનવું છે.

(૭) **'માડી તારે ખોળે':**—કર્તા શ્રી. બાલચંદ્ર પંડયા. ઠે. "નવું વાંચીએ" કાર્યાલય વડોદરા. મૂલ્ય રૂ. ૦–૩–૦

આ પુસ્તક અંદરની કર્તાએ જાણીતા દેશનેતા સાવરકરનું જીવનવૃત્તાંત સંક્ષિપ્તમાં આપેલ છે. એ કથા વાંચીનેજ કંઇક અનેરો ઉત્સાહ-લાગણી પ્રગટે છે. કર્તાએ આ સરળ જીવનકથા લખી એક મહાન દેશ નેતાની પિછાન કરાવી છે.

(૯) **'તપ અને ઉદ્યાપન':**—કર્તા શ્રી. સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ, ઠે. ધનજી સ્ટ્રીટ, મુંબઈ. મૂલ્ય રૂ. ૦–૧૦–૦ પાકું પૂંઠું પૃષ્ઠ ૫૬૫

આ પુસ્તકની અંદર સારા સારા (જૈન) મુનિમહારાજ સાહેબોના તેમજ સદ્‌ગૃહસ્થોના ફોટાઓ આપવામાં આવેલા છે. તદઉપરાંત આ પુસ્તક જૈન ધર્મને માટે અતિ ઉપયોગનું છે.

**રણવાસ:** સંપાદક, શ્રી મગનલાલ જોઇતારામ પટેલ કડોલી. (ઉ. ગુજરાત) રાજખટપટ અને બહુપત્નીત્વથી ઉપસ્થિત થતા પ્રસંગો પર આ કાલ્પનિક કથા છે. બહુ પત્નીઓનો રિવાજ કેવળ ભારતવર્ષમાંજ છે. દુનિયાભરમાં બીજે કયાંઇ નથી. પુસ્તકની કિં. ૦–૧૦–૦

**કાયદાની સલાહનું પુસ્તક:** (દીવાની વિભાગ) ભા. ૨ જો. લેખક: શ્રી. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ. એલએલ. બી. એડવોકેટ ખાડીયા ગેટ પાસે, અમદાવાદ. કિં. ૧—૦—૦

આ પુસ્તકમાં સરળ ગુજરાતી ભાષામાં કાયદાની સમજુતી આપી છે. ગુજરાતી ભાષામાં આવા ઉપયોગી પુસ્તકોની જરૂર છે. કાયદાઓના અંગ્રેજી ભાષામાં અનેક પુસ્તકો હોય છે પરંતુ ગુજરાતી ભાષામાં આ પ્રકારનાં પુસ્તકો મેળવવાનું અપ્રાપ્ય થઇ પડે છે. લેખકનું દીવાની વિભાગનું આ આખુંય પુસ્તક સંગ્રહવા જેવું છે.

(અન્ય પુસ્તકોની સમાલોચના આવતા અંકે.)

## સાભાર સ્વીકાર.

(૧) **નવચેતન:** તંત્રી શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, ૨૫. પોલોક સ્ટ્રીટ, કલકત્તા. અંક નં. ૪–૫. જાન્યુઆરી, ફેબ્રુઆરી.

**(૨) શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિકઃ** સંપાદકઃ શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની ૩૬૫; શ્રી. **ફાર્બસ ગુજરાતી સભા મંદિર, મુંબઈ.૪.** જાન્યુ. ફેબ્રુ. માર્ચ ૧૯૩૭.

**(૩) ગ્રામ સેવાઃ** તંત્રીશ્રી. સોમાભાઈ જ. મહેતા. **ઉનાવા (તા. કલોલ)** અંક ૪ થે.

**(૪) ગ્રામજીવનઃ** તંત્રીઓઃ પ્રોફેસર કેશવલાલ હિંમતલાલ કામદાર; શ્રી. મહાશંકર સોમેશ્વર પાઠક, માંડવી રોડ પેઢી બિલ્ડીંગ, **વડોદરા** અંક ૭ મો.

**(૫) પુસ્તકાલયઃ** તંત્રીઓ. શ્રી. નાનાભાઈ ચંદ્રશેખર દિવાનજી અને શ્રી. બાબુકલાલ નંદલાલ ચોકસી, **વડોદરા** અંક ૧ લો. પુસ્તક બારમું જાન્યુ. ૧૯૩૭.

**(૬) સંસ્કારઃ** તંત્રીશ્રી. અંબાલાલ હ. પંડિત. સંસ્કાર કાર્યાલય **ખંભાત વર્ષ ૧ લું અંક ૧૦ મો.**

**(૭) ધી બરોડા સ્કાઉટઃ** તંત્રીશ્રી, ભા. સા. **દવે (ત્રૈમાસિક) વડોદરા** અંક ૧ લો.

**(૮) સમસ્ત લાડમિત્રઃ** ( ત્રૈમાસિક ) તંત્રીઓ **રા. હીરાલાલ ર. મુનિમ, શ્રી. ચીમનલાલ મો. ગાંધી રા. ચંદુલાલ હી. મહેતા, સુરસાગર વડોદરા.**

**(૯) સમાજઃ** તંત્રી શ્રી મુનિકુમાર જ. પાઠક. મ નં. ૨૪ કલ્યાણ બિલ્ડીંગ નં. ૩. કાંદાવાડી ગીરગામ, **મુંબઈ.** અંક ૭ મો.

**(૧૦) કચ્છી દશાઓશવાળ પ્રકાશઃ** તંત્રીશ્રી, કુસુમકાન્ત ડી. ભાટે. ગાવ બિલ્ડીંગ, મસ્જીદરોડ **મુંબઈ ૩.** અંક ૩ જો.

**(૧૧) ગુજરાતી** (અઠવાડિક) મુખ્ય તંત્રી શ્રી. **નટવરલાલ ઇચ્છારામ દેસાઈ સાસુન બિલ્ડીંગ એલ્ફીન્સ્ટન સર્કલ કોટ, મુંબઈ. ૧.**

**(૧૨) જન્મભૂમિઃ** ( અઠવાડિક સાહિત્ય પૂર્તિ ) **તંત્રી શ્રીઃ** મણીશંકર શામજી ત્રિવેદી ૧૩૯ મેડોઝ **સ્ટ્રીટ, કોટ, મુંબઈ.**

**(૧૩) પુષ્પઃ** (બાલમાસિક) તંત્રીશ્રી, નરેન્દ્ર ગિ. બધેકા અને શ્રી. શ્રી. નાગુલે ૩૧; નિભુવન રોડ, **મુંબઈ નં. ૪ અંક ૧. પુ. ૧**

**નોંધઃ** 'પડકાર'માં આવતાં પુસ્તકોનું ક્રમશઃ અવલોકન પ્રગટ કરવામાં આવે છે. દરેક લેખક પ્રકાશક ભાઈઓને તેમનાં પ્રકાશનો મોકલી આપવા વિનંતિ છે.

'પડકાર' ને બદલામાં જે પત્રો માસિકો વગેરે મળે છે તેની અત્રે સાભાર નોંધ લેવામાં આવે છે. દરેક પત્રકાર બન્ધુ 'પડકાર'ને પોતાના પત્રો બદલામાં મોકલી આપશે એવી આશા છે. **'પડકાર'ના બદલામાં મોકલવામાં આવતાં પત્રો માસિકો વગેરે સીધા તંત્રીને ડભોઈજ મોકલી આપવાં.** માત્ર અભિપ્રાય માટેના પુસ્તકો **અમદાવાદ** લેખન વિભાગના મંત્રી પર પરભાર્યા રવાના કરવાં જેથી ગતવર્ષે પુસ્તકોના અભિપ્રાય પ્રગટ કરી શકાય.

તંત્રીઃ 'પડકાર'

## કેલેન્ડરો

(૧) મગનલાલ ડી. પંડયા સિગરવાળા મુ. ડભોઇ ટેં. ટાવરરોડ ડભોઇ. (૨) સોની નાગાલાલ અંબાલાલ મુ. ડભોઇ હિરાભાગોળ (૩) અશોક પ્રિન્ટરી વડોદરા સુરસાગર તળાવ. (૪) ભાઈચંદ પુરશોત્તમ મજમુદાર ડભોઇ રાયન્ધવગામાં (૫) મેસર્સ શ્રી. જેશી એન્ડ કું. ડભોઈ ટાવર આગળ (૬) ચતુરલાલ અંબાલાલ દવે ડભોઇ સ્ટેશનરોડ (૭) મુંબઈના 'ગુજરાતિ' પેપરવાળા શાહેનશાહ ! ફોટાનું સુંદર કેલેન્ડર (૮) ધી જવાહીર હોટેલ વડોદરા પેલેસરોડ ન્યાયમંદિર પાછળ રાષ્ટ્રપતિ જવાહરલાલજીના ફોટાનું સુંદર કેલેન્ડર

## સ્વીકાર

મણિલાલ સોપ વડોદરા, સુંદર અને સુગંધિદાર સાબુ છે. દેશી કારીગરી ખાસ ઉત્તેજનને પાત્ર છે.

---



કેમ ઘૂમે ને કેની ગૂંફે
ને કોઈ વહેતી અખંડ ને અનંત રે
મનહરી જગને જુવે રે.

(કવિશ્રી, ન્હાનાલાલ)

## સ્વર્ગની મુસાફરી પછી-?

### યુદ્ધ!

કેટલો ગંધો ભયંકર શબ્દ છે. તેની કલ્પના આંખ આગળ રજુ કરતાં કેવાં બીભત્સ દૃશ્યો રજુ થાય છે. એ શબ્દો એવા ભયંકર હોય. છતાં આજકાલ તો આપણાં વર્તમાનપત્રોમાં 'ભયંકર યુદ્ધ' 'વિશ્વ યુદ્ધની આગાહી' 'યુદ્ધના ભણકારા' એવા ગજબ ગજબ દીલ ધડકાવનારાં મથાળાં વાંચી જવાને આપણો સમાજ ટેવાઈ ગયો છે. જો કે એ શબ્દની અસર તો ચોક્કસ વાંચનાર ઉપર થાયજ છે તેમ છતાં માત્ર લલ્લુભાઈ કહે છે તેમ એ વસ્તુ આદિ અનાદિથી ચાલતી આવી છે અને ચાલ્યાજ કરશે એમ આપણે માની લઈએ.

યુદ્ધ ક્યાં નથી હોતું? ઘેર કે બહાર, પતિ કે પત્નીને, શેઠને નોકરને, બગીચામાં કે રસ્તામાં, રાત્રે કે દિવસે, મોટા કે ન્હાનામાં, ગરીબ કે તવંગરમાં બધેજ યુદ્ધ ચાલે છે એ સેવક જોઈ શકે છે. કદાચ વાંચનારને આશ્ચર્ય થશે કે આમ બધાં સ્થળોએ નરંજન વિહારી કેવી રીતે જઈ શકે છે તો મ્હારે કહેવું જોઈએ કે આપણા બાપદાદાઓની જે યોગ-વિદ્યા હજુ મ્હેં ખોઈ નથી તેને બરોબર સાચવી રાખી છે. અને એના પરમ પ્રતાપેજ આજની વિશ્વલીલા હું જોઈ શકું છું એટલુંજ નહિ પરંતુ એક દિવસ તો સ્વર્ગમાં પણ ભારે ઉથલપાથલ થવાની આગાહી મ્હને વાયરલેસ દ્વારા મળી ત્યારે સેવક એરોપ્લેન સિવાય સ્વયં આપણી પ્રાચીન પવન પાવડી પર ઉડી સ્વર્ગના દ્વાર પર પહોંચી ગયો. પરંતુ ત્યાં પહોંચતાંજ મ્હને ખબર પડી કે સ્વર્ગની ટીકીટ તો નૂતન વસ્ત્ર પરિધાન કરતાં ઘેરજ ભૂલી ગયો છું. મ્હેં મ્હારૂં અભ્યાસ મ્હારા મકાનપરજ સિંચ્યું પડે તેમ કેંદ્યું તુરતજ સ્વર્ગની ટીકીટ ઉપર આવી, દ્વારપાળને બતાવી સેવકે સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કર્યો અને અંદર જતાં જોયું કે બધાજ દેવો ભેગા મળ્યા છે અને તેઓ ગંભીર ચર્ચામાં પડ્યા છે. બ્રહ્માજીએ દેવદરબારમાં વધારે ઉગ્ર થયેલા જણાતા હતા તેઓ દેવસભામાં તેમનું લાંબુ છાપેલું નિવેદન વાંચતા હતા તે મ્હારી સગી આંખે જોઈ મ્હેં મ્હારી અક્કલ હોંશિયારીથી શોર્ટહેન્ડમાં ટપકાવી લીધું હતું તેનો સાર ભાગ નીચે પ્રમાણે છેઃ–સ્વર્ગમાં વસતા સજ્જન દેવો, અને સજ્જની દેવીઓ; "આજની સભાનું પ્રયોજન આપ સઘળાં જાણો છો તેમ છતાં મ્હારે કહેવું જોઈએ કે, પૃથ્વી લોકમાં આજકાલ પ્રવૃત્તિ રહેલી આપખુદીનો નાશ કરવાને માટે હવે તાત્કાલિક પગલાં લેવાની જરૂર છે. હિંદ જેવા ઉત્તમ દેશમાં કે જ્યાં મ્હારૂં પૂર્ણ આધિપત્ય હતું ત્યાં પણ હવે મ્હારી સત્તાના પાયા ડોલતા હોય તેમ જણાય છે. સૃષ્ટિનું સર્જન કરવાનો મ્હારો સનાતન હક્ક આજ છીન્ન ભીન્ન થઈ ગયો છે. લોકો સ્વયં બુદ્ધિથી વર્તન કરી સર્જન શક્તિનો નાશ કરી રહ્યો છે. સંતતિ નિયમનના ડાકલાં વગાડનાં એ હિમાયતીઓ વિચિત્ર વિચિત્ર દવાઓના પ્રયોગો કરી આજ આર્ય સંસ્કૃતિનો સત્યાનાશ વાળી રહ્યા છે. સ્ત્રીઓને વંધ્યા બનાવાય છે એટલુંજ નહિ પરંતુ આથી રંગ રાગ અને વિલાસનો એકદમ વધારો થઈ ગયો છે. જ્યાં સંતાનની જરૂર હોય છે ત્યાં (સૌભાગ્યવતી સ્ત્રીઓ) સંતાન નહિ મેળવવાના પ્રયત્ન થાય છે અને વિધવાઓ અને કુમારીકાઓ છૂપા અનાચાર કરી ડગલે અને પગલે રોજ કેટલાયે જીવોની આત્મહત્યાઓ કરી રહેલ છે. આતો મ્હેં હિંદનો ખ્યાલ આપ્યો પરંતુ હિંદ બહારના પાશ્ચિમાત્ય દેશોમાં

આ સભામાં "પત્રકાર સાહિત્યકાર તરીકે ગણાય શકે કે કેમ?" એ પ્રશ્ન પર ચર્ચા થઈ હતી. અને બારે ચર્ચા પછી સાહિત્ય રસિકોએ એવો ચુકાદો આપ્યાનું કહેવાય છે કે પત્રકાર એ સાહિત્યકાર નથી.

પત્રકારત્વ અને સાહિત્ય ક્ષેત્ર બન્ને જુદા જુદા હોવા છતાં બન્ને ક્ષેત્રના વર્તુલો એક બીજા સાથે નિકટનો સંબંધ ધરાવે છે. એક કુશળ વ્યક્તિ એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં ખુશીથી પ્રવેશ કરી શકે છે. એક સારો પત્રકાર જરૂર સાહિત્યકાર પણ હોઈ શકે. જો કે બધાજ પત્રકાર સાહિત્યકાર હોતા નથી તેમજ બધા સાહિત્યકાર પત્રકાર હોતા નથી તેમ છતાં સારો પત્રકાર પણ સાહિત્ય સર્જન કરી શકે છે અને તેથી તેને સાહિત્યકાર પણ કહેવાય તો તેમાં કંઈ વધારે પડતું નથી. જો કે ઉપરની સભામાં તો બધાજ ઉદ્ગારો ભિન્ન ભિન્ન વિચારવાળા હતા અને પત્રકારો અને સાહિત્યકારોના ઝઘડામાં કહે છે કે પત્રકારો હારી ગયા હતા.

આપણા ગુજરાતી સાહિત્યમાં અગ્રસ્થાન ભોગવતા શ્રી. આનંદશંકરભાઈ ધ્રુવ, પૂ. ગાંધીજી શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. રવિશંકર મહેતા, શ્રી. મણીલાલ દેસાઈ, શ્રી. નટવરલાલ દેસાઈ, શ્રી. અંબાલાલ જાની, સ્વ. ઇચ્છારામભાઈ, સ્વ. કવિ નર્મદ ને સાહિત્યકાર કહેશું કે પત્રકાર?

મહારાષ્ટ્રના આંદોલનમાં લોકમાન્ય ટીળક, શ્રી. નરસિંહ ચિંતામણ કેળકર, શ્રી. ખાડીલકર, શ્રી. ગડકરી, શ્રી. કોલ્હાટકર અને શ્રી. ખાંડેકર પત્રકાર અને સાહિત્યકાર બંને છે.

બંગાળમાં બાબુ મોતીલાલ ઘોષ જેવા સમર્થ પત્રકારોએ સાહિત્યમાં પણ નામ કાઢ્યું છે. બાબુ આર. ચેટરજી સાહિત્યકાર અને પત્રકાર છે. અને આપણા કવિવર ટાગોર પણ કોઈ કોઈ વખત પત્રકાર બને છે.

પત્રકાર એ જરૂર સાહિત્યકાર થઈ શકે છે અને તેથીજ મુંબઈના સાહિત્ય રસિક નર નારીઓએ નક્કી કરેલું એ વિધાન જરૂર અન્યાયદર્શી છે.

પત્રકાર અને સાહિત્યકાર બન્ને તો એક માબાપનાં સંતાન જેવાં લાગે છે. એટલેજ સારા પત્રકારને 'સાહિત્યકાર' કહેવામાં કાંઈ ખોટું નથી હા એટલું ખરૂં કે એક વર્ષમાં અળસીયા જેવાં ૧૦ પત્રોનો જન્મ આપનાર અને ૧૫ પત્રોને લાંબા કરી સુવાડી દેનાર અર્ધદગ્ધ પત્રકારને કદાપી સાહિત્યકાર કહી શકાય નહિ.

—તરંગવિહારી.




## અમારૂં નિવેદન.

**અ**મારા ગ્રાહકો, વાંચકો અને એજન્ટ ભાઈઓને જણાવતાં આનંદ થાય છે કે **'પડકાર'** ને ગરવી ગુજરાતે ભારે હર્ષથી વધાવી લીધું છે અને **'પડકાર'** દિન પ્રતિદિન પ્રગતિના પંથે દૃઢ કદમ ભરતું જાય છે. **'પડકાર'** ૭ માસ પુરા કરી આ સાતમો અંક પ્રગટ કરે છે.

અમારા એજન્ટ ભાઈઓની એક ખાસ ફરિયાદ હતી કે, **'પડકાર'** ૨૦ તારીખે જે હાલમાં પ્રગટ થાય છે, તેને બદલે અંગ્રેજી માસની પહેલીએ પ્રગટ કરવામાં આવે તો તેનો ફેલાવો સુંદર થઈ શકે. આ ફરિયાદ પર પુરતો વિચાર કર્યા પછી અને હવેથી એટલે આવતા **અંકથી 'પડકાર' દર અંગ્રેજી માસની પહેલી તારિખે પ્રગટ કરવાનું નક્કી કર્યું છે.** અમારી આ યોજનાથી હવે એજન્ટોને 'પડકાર'નો પ્રચાર કરવા પુરતી મદદ મળશે એમ અમે ચોક્કસ માનીએ છીએ. ઉપરાંત વાંચકોને પણ જોઈતી સરળતા થશે જ.

અમારો **માર્ચ અને એપ્રીલ** માસનો અંક ભેગો નિકળશે, અને **તા. ૧ લી એપ્રીલે** તે બહાર પડશે. આશા છે કે અમારા વાંચક બિરાદરો, વ્યવસ્થાની આ ફેરબદલી પુરતીજ આવતા અંકની અનિયમીતતા નિભાવી લેશે, **માર્ચ માસમાં 'પડકાર' નો અંક પ્રગટ થશે નહિ. એનો અર્થ એવો નથી કે ગ્રાહકોને એક અંક ઓછો મળશે.** અમારા દરેક ચાલુ ગ્રાહક બન્ધુને તેમની લવાજમની મુદત પુરી થવા ઉપરાંત એક અંક વધુ આપવામાં આવશે. માર્ચની પહેલીએ અંક પ્રગટ કરવાને માટે પુરતો સમય નથી. એટલેજ માર્ચ માસનો અંક માત્ર આ વખતજ બંધ રાખી તેને એપ્રીલ સાથે જોડી દેવામાં આવશે.

પહેલી એપ્રીલથી પછી દર અંગ્રેજી માસની પહેલી તારિખે 'પડકાર' નિયમીત પ્રગટ થશે.

અમારા એજન્ટોને ખાસ ભલામણ છે કે હવે આપ 'પડકાર' ના પ્રચાર માટે બનતા પ્રયાસ શરૂ કરી, યોગ્ય સહકાર આપશોજ એવી અમને આશા છે.

'પડકાર' ના વાંચક વર્ગને નમ્ર વિનંતિ છે કે 'પડકાર' આપનુંજ માની આપ આપના મિત્રો સંબંધીઓને ખાસ ગ્રાહક થવા આગ્રહ કરશો. 'પડકાર'માં દર માસે અવનવા ફેરફારો થતાજ રહે છે. અને ગુર્જરીના ચરણે ઝુકાવી 'પડકાર' હજુ વધારેમાં વધારે સેવા કરવાની આશા રાખે છે. 'પડકાર' સર્વાંગ સુંદર બનાવવું એ અમારા ગ્રાહકો અને વાંચકોના હાથમાં છે. જેમ જેમ ગ્રાહકોનો સહકાર વધ્યા કરે છે તેમ તેમ અમે પણ 'પડકાર'ની ન્યૂનતાઓ દુર કરવા પ્રયત્ન કરતા રહીએ છીએ. 'પડકાર' માં આવતા લેખો તેમજ અન્ય લખાણ સંબંધી કોઈ પણ વાંચક ભાઈ બહેન સુધારા વધારા કરવા કે કંઈ ખાસ સૂચના કરવા જરૂર હકદાર છે. અમે અમારા વાંચકોની સૂચનાઓને સહર્ષ વધાવીશું.

**'પડકાર' ને પોતાનુંજ માની જે જે લેખક ભાઈ બહેનો તેમની લેખન કૃતિઓ અમને નિયમીત મોકલ્યા કરે છે તેમના અમે ખાસ ઋણી છીએ.** અમે દરેક લેખક ભાઈ બહેનનો છુટક છુટક આભાર વ્યક્ત કરવા અસમર્થ હોવાથી આ સ્થળે તે દરેક લેખક ભાઈ બહેનોનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

જાહેરાત આપનાર ભાઈઓને વિનંતિ છે કે, 'પડકાર' માં જાહેર ખબર આપ્યા પછી આપને જે વ્યાપારીક અનુભવો થાય તે આપ આપના લાગતા વળગતા ભાઈઓને જણાવી 'પડકાર'માં જાહેર ખબર આપવા ખાસ ભલામણ કરશો.

ગુર્જર ભૂમિને ચરણે 'પડકાર' ધીમી ડગલીઓ ભરતું યતકિંચિત ગુર્જરગિરાની સેવા કરી રહ્યું છે 'પડકાર' ને અપનાવવું એ પ્રત્યેક ગુજરાતી અને ગુજરાતી ભાષા પ્રેમીનો ધર્મ છે. **'પડકાર' નું જીવન ગરવી ગુજરાતના હાથમાં સોંપ્યું છે** અને અમને પૂર્ણ શ્રદ્ધા છે કે બાલ્યાવસ્થાનો પંથ વટાવી

# સમાચારસાર

—નડિયાદમાં હરિજન બાળકો માટે બાલગૃહ શરૂ થયું છે.

—અમદાવાદ યુવાન સાહિત્ય મંડળની ખાસ સામાન્ય સભા તા. ૧૭-૧-૩૭ના રોજ મળી હતી. અને સ્વ. વયોવૃદ્ધ સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયાના અવસાન પ્રત્યે ઉંડો ખેદ પ્રદર્શિત કરી સ્વર્ગસ્થને અંજલિ આપવામાં આવી હતી.

—અમદાવાદની પ્રાર્થના સમાજની વ્યવસ્થાપક મંડળની મળેલી સભામાં સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવને અંજલિ આપવામાં આવી હતી.

—આણંદ ખાતે ગુજરાત ગ્રંથપાલ પરિષદની બીજી બેઠક હોળીના તહેવારોમાં મળશે. સ્વાગતાધ્યક્ષ તરીકે રા. બ. ગોવિંદભાઇ દેસાઇની ચુંટણી થઈ છે.

—અમદાવાદમાં કાંકરીયા તળાવમાં મોટ બોટો ફેરવવા સર ચીનુભાઇને દશ વર્ષ માટે બોટીંગ કલબ કાઢવા મ્યુ. એ પરવાનગી આપી છે.

—મુંબઈમાં ૧૯૩૬ માં મોટર અકસ્માત ૯૨ અને રેલ્વે અકસ્માત ૯૨ બન્યા હતા.

—અમદાવાદના 'સંદેશ' પત્રના માલિક અને તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, ફેબ્રુઆરી માસના છેલ્લા અઠવાડિયામાં 'ધીસ્ટાર' નામનું અંગ્રેજી દૈનિક શરૂ કરનાર છે. કિંમત અડધો આનો રહેશે. આ સાહસ માટે શ્રી. બોડીવાળાને અભિનંદન છે.

—મુંબઈ-કાઠિયાવાડ વિમાની વ્યવહારની યોજના તૈયાર કરવામાં આવી છે. કંપનીના પ્રમુખ લોર્ડ રોનાલ્ડશે છે. બોર્ડના સભાસદો તરીકે કેટલાક રાજા મહારાજા તથા અમદાવાદના શેઠ ચીમનલાલ ગીરધરલાલ પારેખનાં નામ સંભળાય છે.

—સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવ દિવેટીયાની કિંમતી લાયબ્રેરી ફારબસ સભા મુંબઇને ભેટ મળી છે.

—સુરત સાહિત્ય મંડળની કાર્ય વાહક સમિતીએ કવિ શ્રી ન્હાનાલાલનો હીરક મહોત્સવ ઉજવવા ઠરાવ્યું છે. ને તા. ૨૮ ફેબ્રુ. નક્કી થઇ છે. કવિશ્રીને માનપત્ર પણ આપવામાં આવશે.

—મોરબીમાં રૂા. ૨૫ લાખના ખર્ચે એન્જીનીયર કોલેજ કાઢવા વિચાર થતો હોવાનું કહે છે.

—કાઠિયાવાડ રાજકીય પરિષદના સામાન્ય મંત્રીએ વાંકાનેર ખાતે બોલાવેલી જાહેર સભામાં પરિષદની છઠ્ઠી બેઠક વાકાનેર ખાતે મે મહિનાની અંદર ભરવાનો એક મતે નિર્ણય થયો હતો. દીવાન સાહેબ વગેરેએ હાજરી આપી હતી.

—રાજકોટ દરબાર શ્રી. ધર્મેન્દ્રસિંહજી માર્ચ યા એપ્રીલમાં વિલાયત જશે.

—જાણીતા કેળવણીકાર શ્રી. ગિજુભાઈ ભાવનગરની શિક્ષણ સંસ્થાઓમાંથી જુન આખરમાં નિવૃત્ત થશે કહે છે.

—જામનગરમાં રૂા. ૫૦ હજારના ખર્ચે મેટરનીટી હોસ્પીટલ બંધાશે.

—માંગરોળ તાલુકામાં કીમ નદીને કિનારે કોઇ યુવાન બાઇ સ્મશાનમાં ફરે છે તે ઘણી બાધા લાગે છે અને ભેદી વ્યક્તિ છે એમ કહેવાય છે.

—બીકાનેરના મહારાજાએ પોતાના દિવાન તરીકે શ્રી. વિનાયક મહેતાની પસંદગી કરેલ છે. શ્રી. વિનાયક મહેતા 'કરણ ઘેલા'ના સુવિખ્યાત લેખક સ્વ. નંદશંકરનાં પુત્ર અને સર મનુભાઇના ભ્રાતા થાય.

—કલાપી નગરમાં (લાઠી) કલાપી મંદિર બાંધવાની યોજના મત ભેદના કારણે બંધ રહ્યા છે.

—મોરબીના મહારાજાની તુલા વિધી થતાં તેમનું વજન ૨॥ મણ અને ૨ શેર થવા પામ્યું હતું. જ્યારે તોલના રૂા. ૪૪૮૦ થયા હતા તે ધર્માદા ખાતે અપાયા હતા.

—તા ૧ ફેબ્રુ. ને રોજ બહાર પડેલ માન અકરામના લીસ્ટમાં ગોંડલ ઠાકોર સાહેબ સર ભગતસિંહજીને જી. સી. એસ. આઇનો ઇલ્કાબ મળ્યો છે.

—જુનાગઢે ફેડરેશન સંબંધે પોતાના સલાહકાર તરિકે બેરીસ્ટર મી. જયકરને રોક્યા છે.

## વડોદરા રાજ્યની ખબરો

—નવસારી પ્રાંત પુસ્તકાલયનું ત્રીજું અધિવેશન ઓરંગા (તા. કામરેજ) માં શ્રી. નંદનાથ કેદારનાથ દીક્ષિતના પ્રમુખ પદે ભળ્યું હતું.

—યુરોપ સ્વારીમાંથી પ્રગતિ માટે થયેલાં હુકમોની એક જુદી નોંધ તૈયાર કરવા રાજાજ્ઞા થઇ છે.

—વડોદરાના શેઠશ્રી. ચંદુલાલ ચુનીલાલ નવલખાની દીકરી અને કનૈયાલાલ મણીલાલની પત્ની સૌ૦ કળાવતીએ કંટાળી સુરસાગરમાં પડી આપઘાત કર્યાનું કહેવાય છે.

—વડોદરા આર્ય કન્યા મહાવિદ્યાલયમાંથી બહાર પડેલી સ્નાતિકાઓની પ્રથમ ટુકડી પોતાની સંસ્થામા રૂા. પાચ લાખ ભેગા કરવાનો સંકલ્પ સેવે છે. મુંબઈમાંથી રૂા. ૨૫ હજાર ભેગા કરી પોતાની માતૃ સંસ્થાને ચરણે ધરી દીધાં છે.

—વડોદરામાં એક અદ્દભુત આખલો આવેલો. એ નંદીનું નામ ભોળાનાથ અને તેના માલીકનું નામ બાવા કામનાથ. માણસોના ટોળામાંથી આ આખલો ધારેલા માણસને શોધી કાઢતો હતો.

—અમરેલીમાં શ્રી સમર્થ વ્યાયામ શાળામાં શ્રી. સમર્થ રામદાસ સ્વામી તથ શ્રીમંત મહારાજા સાહેબની છબીઓ ખુલ્લી મુકવાની કીયા મે. સુબા પવાર સાહેબના શુભ હસ્તે થઈ હતી.

—વસોમાં શ્રી. હરીબા મહીલા પુસ્તકાલયનો પાયો નાંખવાનો સમારંભ રાજ્ય વિદ્યાધીકારી મે. ભાટે સાહેબના પત્ની શ્રીમતી સૌ૦ યશોદાબાઇના પ્રમુખપણા નીચે થયો હતો.

—ડાયરેક્ટર ઓફ આરકયોલોજી ડૉ. હીરાનંદ શાસ્ત્રીને સુબાના અધિકાર મળ્યા છે.

—ડભોઈ મુન્સફ મે૦ એમ. એમ. જોષી સાહેબ શ્રીમંત આજ્ઞા થતાં સુધી હાલ ચાલુ રહેશે.

—સુધરાઈઓની પરિષદ મે. માસમાં વડોદરામાં ભરવા ઠર્યું છે.

—સર સુબા મે. મુકરજી સાહેબ મુંબઈ યુનીવર્સીટીની પી. એચ. ડી. ડીગ્રીના સોશીયાલોજી વિષયમાં પરીક્ષક નિમા

થા છે. આથી મે. મુકરજી સાહેબની વિદ્વતાની કદર થઇ, આ રાજ્યના એક વિદ્વાન અમલદારને માન મળ્યું છે.

—સુરતમાં માર્ચની ૧૩ મીએ મળનાર વેપાર ઉદ્યોગ અને ખેતીવાડી પ્રદર્શન ખુલ્લુ મુકવાની ક્રીયા કરવા યુવરાજ શ્રી પ્રતાપસિંહરાજે ને વિનતી થઇ છે

—રાજ્યના સરકારી નોકરોએ ફરજિયાત વીમો ઉતરાવવાની યોજના વિચારાય છે.

—કડી કચોલ ઇલેકટ્રીક સપ્લાય કંપનીઓને ગામડાઓમાં કુવાઓમાં ખેતીવાડી માટે વિદ્યુત શક્તિ પુરી પાડવા માટે કેટલીક સવલતો સરકારે આપી છે.

શ્રીમંત મહારાજા સાહેબે કેરોથી સુંદર પોપટો મોકલ્યા તે કમાટી બાગમાં મુકવામાં આવ્યા છે.

—નવસારી, ડભોઈ, પેટલાદ, પાટણ, કડી વગેરે શહેરોમાં ટેલીફોન થવા વકી છે.

—લંડનની મેડીકલ રીસર્ચ સોસાયટીને ૩ થી ૮ નંબર [illegible] હેમુગી મંજુર થઇ છે.

—નવા ફેડરેશન માટે વડોદરા સાથે જોડાવા કેટલાક કાઠીયાવાડના ઠાકોરોએ પોતાની સ્કીમ કાઠીયાવાડ એજન્સીમાં રજુ કરી છે અને હજુ બીજા કેટલાક રજુ કરવાની તૈયારીમાં છે. કાઠિયાવાડમાં આ કામ શરૂ થઇ જવાથી હવે બીજા ઠાકોરોને વડોદરા સાથે જોડાવા ઘણી સરળતા થઈ છે.

—વડોદરા પ્રાંત પંચાયતની સમગ્ર સભા ગુણા શ્રી. પીલાજીરાવ ગાયકવાડ સા. ના પ્રમુખપદે મળી હતી. સને ૧૯૩૭-૩૮ ની સાલનું બજેટ રૂ. ૪૭૫,૯૧૦ મંજુર કર્યું છે.

—વડોદરામાં કડીયા મસ્જીદમાં ઘણી અવ્યવસ્થા ચાલતી હોઇ તે મસ્જીદ તથા તે અંગેની મીલકત સરકારે જપ્ત કરી તેનો સર્વ વ્યવહાર વડોદરા શહેર વહીવટદાર તરફથી થવાનું જાહેર થયું છે

—વડોદરા રાજ્ય પ્રજામંડળની આગામી બેઠક વિસનગર ખાતે આવતા માર્ચના છેલ્લા અઠવાડિયામાં મળશે.

—ગુજરાતી સાહિત્ય સભાના પ્રમુખ તરિકે રા બ. ગોવિંદભાઈ દેસાઇને અને 'સાહિત્યકાર' ત્રૈમાસિકના મુખ્ય તંત્રી તરિકે શ્રી. રમણલાલ વ. દેસાઇને ચૂંટી કાઢવામાં આવ્યા છે.

—વીજાપુર તાલુકાના મહુડી ગામે શ્રી. કોટયાર્કજીના મંદિર પાસે શ્રી. કેશરીયાજી વગેરેની જૈન પ્રતિમાઓ નિકળી કહે છે.

—અમરેલીમાં, સુબા સાહેબનાં પત્ની શ્રી પવારના હસ્તે ગૌશાળાનું ઉદ્ઘાટન થયું હતું.

—વડોદરા રાજ્ય પ્રજામંડળના ગોદમા અધીવેશન સાથે વડોદરા રાજ્ય યુવાન પરિષદ વિસનગર ખાતે તા. ૩૦-૩૧ માર્ચ અને ૧ લી એપ્રીલના દિવસોએ ભરાવાની છે.

—ઉચ્ચ જ્ઞાતિનો ઇસમ હલકી જ્ઞાતિના ઇસમ સાથે જમે તો તેને તેની જ્ઞાતિ-દંડ અગર શિક્ષા કરી શકે નહિ, એવું ધોરણ ઠરાવવાની બાબત રાજ્ય તરફથી નામંજુર થઇ છે.

—હિંદ બહારનો વિલાયતી દારૂ કરેલા ભાવની ૧૨ ક્વાર્ટ બાટલી કરતાં વધારે, તે માટે કરેલી લાગત વગેરે પરવાનો મેળવ્યા સિવાય વડોદરા રાજ્યની હદમાં લાવવાની મનાઈ થઇ છે.

—શ્રીમંત મહારાજા સાહેબ, કોંગો અને કેનીયાનો પ્રવાસ કરી નૈરોબી આવી પહોંચ્યા હતા, તા. ૫ મી માર્ચે તેઓ ખાર્તુમ જશે અને ત્યાર પછી રાજ્યાભિષેકના સમયે લંડન જઈ પહોંચશે.

—વડોદરા શહેરમાં મુસ્લીમોનાં લગ્ન તથા લગ્ન વિચ્છેદ નોંધવા માટે પહેલા નાયબ કાજી તરીકે સૈયદ અહમુદીન અને બીજા નાયબ કાજી તરીકે સૈયદ નસીરૂદ્દીન ગ્યાસુદ્દીનની નિમણુંક થઇ છે.

—વડોદરાની ભારતીય સંગીત પાઠશાળાનો વાર્ષિક બક્ષીસ સમારંભ યુવરાજ શ્રી પ્રતાપસિંહ રાજેના હસ્તે ગયો હતો. યુવરાજશ્રીએ અભ્યાસપૂર્ણ ભાષણ આપ્યું હતું.

—વિસનગરની સુધરાઇએ ડૉ. સુમંત અને આ વર્ષની પ્રજામંડળની બેઠકના નવા પ્રમુખ ચૂંટાય તેમને બંનેને માનપત્ર આપવાનો ઠરાવ કર્યો છે. વડોદરા રાજ્યની સુધરાઇના [illegible] રાહ પડેલો છે.

—વડોદરા રાજ્યમાં પુરોહિતોના બાર વર્ષની અંદરનાં બાળકોને બધી ધાર્મિક ક્રિયાઓ શીખવવાનું ફરજીયાત થયું છે. જેઓ એવું શિક્ષણ નહિ લે તેઓ યજમાન વૃત્તિ કરી શકશે નહિ હાલના પુરોહિતોને આ કાયદામાંથી માફી મળી છે. ૧૯૪૦ મા જેમની ઉંમર ૧૮ વર્ષની થશે તેમને આ કાયદો લાગુ પડશે.

—વડોદરા કોલેજ માટે આકાશના ગ્રહો વગેરે જોવા માટે એક દુરબીન ખરીદવા રૂ. ૨૦ હજાર મંજુર થયા છે.

—ડભોઇમા વસતા હડગામના માજી તલાટી કેશવલાલને ત્યાં ધોળે દિવસે રૂ. ૧૧૯૦૦ ની ચલણી નોટો ચોરાઈ હતી. આ માટે અમદાવાદ મીરઝાપુરમાંથી બે જણની ધરપકડ થઈ છે.

—મુંબઈ ગુજરાતી નાટક મંડળીના ઉત્તમ અભિનેતા શ્રી. જયશંકર (સુંદરી) વડોદરા રાજ્ય પ્રજામંડળના વિસનગર ખાતે મળનારા ૧૯ મા અધિવેશનના સ્વાગત પ્રમુખ તરીકે ચૂંટાયા છે.

## ડભોઈના ટુંક સમાચાર

—રા. ડૉ. હીરાભાઇ સ્વરૂપચંદ શેઠને ત્યાં દીકરીના લગ્ન પ્રસંગે પ્રખ્યાત ગાયન મંડળી મી. હુસીયા અને પાર્ટીનો સુંદર સંગીતનો જલસો થયો. વડોદરાના મે. રા. રા. પ્રાણલાલભાઇ ડોકટર સાહેબે સરકારી દવાખાનાની મુલાકાત લીધી અને કામથી સંતોષ બતાવ્યો છે. એડમીનીસ્ટ્રેટીવ બોર્ડની ખાસ જરૂર કહેવાય છે. જાણીતા વકીલ રા. ત્રંબકલાલભાઇને ડભોઈ મહાજને સુંદર શીર્પાવ આપ્યાનું કહેવાય છે. મે. જોશી મુનસફ સાહેબને ત્યાં મિત્રમંડળની સંગીતની જલસાપાર્ટી થયાનું કહેવાય છે. મે. રા. રા. ડભોઇ વિભાગ નાયબ સુબા સાહેબ હાલ રજા ઉપર છે. ડભોઇ પાસે વેગા નામના ગામે ચમત્કારિક ઘણા વર્ષના જુના હનુમાનજી હોવાનું કહેવાય છે કપાસની સીઝન ચાલુ થઇ છે અને સાલ કરતા ૧૦-૧૨ આની સીઝન કહેવાય છે.

## કપાસની ગાંસડીઓની વિગત.

તા. ૫-૨-૭ સુધીમાં ૩૦૩૨ ગાંસડી બંધાઇ છે. કપાસ તા. ૫-૨-૩૭ સુધીમાં ૫૩૭૩ ભાર, ૧૦ ધડી અને ૧૮ રતલ થયાનું કહેવાય છે. કાચી ગાંસડી ૨૦૬૬—નવ પ્રેસ ફેકટરીઓ પૈકી ૬ હાલ ચાલુ છે.

રાણુંવાળા જીનમાં સુંદર રેડીઓ છે. ડભોઇ કોર્ટના જુના અને જાણીતા વકીલ રા. હિંમતલાલ ગોરધનદાસ શાહની સાથે રા. રણછોડલાલે વકીલાતના ધંધામાં ભાગીદારી કર્યાનું કહેવાય છે.

તા. ૨૮-૧-૩૭ શિક્ષક સમાજની ત્રીમાસીક સભા વડોદરા રાજ્ય શ્રી અધ્યાપન પાઠશાળાનાં પ્રીન્સીપાલ શ્રીમતી લીલાવતી બહેનના પ્રમુખપણા નીચે ડભોઈ મુકામે મળી હતી.

*

## છોટાઉદેપુરનાં શ્રી મહારાણીશ્રીને ચાંદોદ સ્ટેશને વિદાયમાન

છોટાઉદેપુરનાં શ્રી. સૌ૦ મહારાણી સાહેબ, શ્રી ડૉવેજર મહારાણી સાહેબ તથા અન્ય રાજકુટુમ્બી મંડળી ચાંદોદથી તા. ૮ મીએ સાડાપાંચ વાગે સ્પેશીયલ ટ્રેનમાં છોટાઉદેપુર પધારતાં ચાંદોદ સ્ટેશન પર વિદાય આપવા રાજપીપલાનાં શ્રી સીનીઅર મહારાણી સાહેબ, શ્રી યુવરાજશ્રી, શ્રી યુવરાણીશ્રી તથા માંડવાના કુમારશ્રી મોતીસિંહજી મહીડા સાહેબ વગેરે હાજર હતા. ડભોઇ સ્ટેશને મી. સાસામીયાં ફોટોગ્રાફર તથા પત્રકારના તંત્રીશ્રી. મણિલાલ શાહની મુલાકાત લીધી હતી.

*

—કરાંચીમાં ઓટોમેટીક ટેલીફોન સર્વીસ શરૂ થઇ છે.

—મદ્રાસમાં ત્રાવણકોર નરેશની આરસની પ્રતિમા ઉભી થવા સંભવ.

—ત્રાવણકોરમાં યુનિવર્સીટી સ્થાપવાની વાટાઘાટ ચાલે છે.

—કાશીનો પ્રસિદ્ધ મણિકર્ણિકા ઘાટ ફરીથી બંધાવા માંડયો છે.

—એવું દિલ્હીથી જણાવાય છે કે હિંદમાં દારૂ પીવાની બદી ઘટે છે, પણ સીગારેટનો શોખ વધે છે, ઝવેરાતની વધુ આયાત થાય છે પણ સાબુની બાબતમાં હિંદ સ્વાશ્રયી બને છે. મોટરકાર સસ્તી બનતી હોઈ, મોટર સાયકલની લોકપ્રિયતા ઘટે છે.

—ટ્રંક ટેલીફોન વડે આખી દુનિયા સાથે જોડાનાર આપણા દેશમાંથી પહેલા ગામડા તરીકેનું માન મેળવવા ફૈઝપુર ભાગ્યશાળી થયું છે.

—હિંદી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સંઘે પોતાની મધ્યસ્થ કચેરી મુંબઇમાં ખોલી છે. અને કે. બી. મેનનને તેના સેક્રેટરી નીમ્યા છે.

—સ્કાઉટ પ્રવૃત્તિના પ્રણેતા લોર્ડ બેડન પોવેલ હિંદ આવ્યા છે. આજે હિંદમાં ૨૬૦૦૦૦ સ્કાઉટો અને ૫૦૦૦૦ ગર્લ ગાઇડો છે.

—ના. નિઝામ મક્કાની હજ પઢવા જાય એ સંભવિત નથી એમ મનાય છે. કારણ કે એમાં છ માસ જેટલો લાંબો વખત જાય. એટલો લાંબો વખત ફેડરેશનને અંગે સ્ટેટમાંથી ગેરહાજર રહેવું અશક્ય છે.

—કલકત્તામાં માર્ચની શરૂઆતમાં હિંદની વીમા કંપનીઓની એક પરિષદ મળશે.

—હિંદના દીલ્હી દરબાર ભરવા માટે રૂા. ૧ કરોડ ખર્ચવાની જોગવાઈ સરકાર કરી રહી છે.

—માઇસોરે ફેડરેશન માટે કરેલી શરતો જોડાવા પૈકી એક શરત એવી પણ છે કે સાયન્સ ઈન્સ્ટીટયુટ વાળી જમીન પણ માઇસોરને પાછી મળવી જોઇએ.

—મહાત્મા ગાંધીજીએ ત્રિવેન્દ્રમ ખાતે પદ્મનાભ મંદિરમાં પુજા કરી હતી.

—મુંબઈના સમાજવાદી અગ્રણી શ્રી. મસાણી જેઓ યુરોપ જવા માગતા હતા તેમનો પાસપોર્ટ સરકારે રદ કર્યો છે.

—શ્રી. એમ. એન. રોય એક ઉદ્દામ સાપ્તાહિક પત્ર બહાર પાડશે એમ જણાય છે.

—મહાત્મા ગાંધીએ તાજેતરમાં મી. હેનરી એસ. એલ. પોલકને મુલાકાત આપી હતી ત્યારે તેમણે જણાવ્યું હતું કે 'જો સસ્થાનિક સ્વરાજ આપવામાં આવે તો એટલે કે સ્વેચ્છાએ સામ્રાજ્યમાંથી ખસી જવાનો હક્ક આપવામાં આવે તો હું વિના સંકોચે તેનો સ્વીકાર કરૂં.'

—બંગાળની ચુંટણીમાં મહાસભાની ફતેહ માટે સરદારે શ્રી. શરત બોઝ ઉપર તાર કરી તેમને મુબારકબાદી આપી છે.

—સુરત જીલ્લા લોકલબોર્ડ બોર્ડની શાળાઓમાં કામકાજ શરૂ થતા પહેલાં રાષ્ટ્રગીત 'વંદેમાતરમ' ગવરાવવાનો ઠરાવ પસાર કર્યો છે.

—ત્રીજી ગુજરાત મહાસભા સમાજવાદી પરિષદ એપ્રીલની અધવચમાં દાહોદમાં ભરાશે. પ્રમુખસ્થાન માટે શ્રી. જયપ્રકાશ નારાયણ કે શ્રી. કમળાદેવી ચટોપાધ્યાય આવવા વકી.

—મહાત્માજી અને આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવે સ્વ. નરસિંહરાવ દીવેટીઆના અવસાન પ્રત્યે હમદર્દી પાઠવી છે.

—અજમેરવાળા દીગંબર જૈન રા. બા. ભાગચંદજી સોનીએ જોધપુરના મહારાજને ગારડન પાર્ટી આપી રૂા. ૨૫ હજારની કીંમતનું એક એરોપ્લેન નજરાણું પણ ધર્યું છે.

# —: ટુંકી જાહેર ખબરો :—

## ધી સરીતા સોપ વર્કસ

નાહવા તથા ધોવાના શુદ્ધ ઉત્તમ સાબુ બનાવનાર
તથા જથાબંધ અને છુટક વેચનાર.
માલીકઃ—રતીલાલ ખુમાજી સાબુવાલા.
ઠે. ચોખંડી, બંબથાણા નજીક—વડોદરા

---

## દરજી જમનાદાસ છોટાલાલ

બાનુઓ તેમજ સદ્‌ગૃહસ્થો માટે સસ્તુ, જુનું
અને જાણીતું—
**ફેન્સી સીલાઈ ખાતું.**
ઠે. ચાંચીઓળ મુ. ડભોઇ

---

## શા, ત્રીકમલાલ હીમતલાલ કેપ મરચન્ટ

અમારે ત્યાં ટોપી, ગંજીફ્રાક, મોજાં છત્રી વિગેરે છુટક તથા જથાબંધ મળશે.
ટાવર—ડભોઈ

---

## ધી ડભોઈ આયર્ન વર્કસ.

એન્જીનીયર રણછોડદાસ નરોતમદાસ

સેકન્ડહેન્ડ મશીનરી રીપેર્સ ક્રુડ ઓઈલ એન્જીન સપ્લાયર્સ. આયર્ન કોન્ટ્રાક્ટર એન્ડ કમીશન એજન્ટ. અમે દરેક જાતની મશીનરી બનાવવાનો ઓર્ડર લઈએ છીએ.
ઠે૦ વડોદરી ભાગોળ—ડભોઈ.
( જી બી. એસ. રેલ્વે. )

---

ટોપીઓ ખરીદવાનું ભરોસાપાત્ર મથક.

## દહેગામવાલા બ્રધર્સ

અમારે ત્યાં દરેક જાતની ટોપીઓ, ગંજીફ્રાક, રૂમાલ, છતરીઓ છુટક તથા જથાબંધ કીફાયત ભાવથી મળશે.
દરેક જાતની ટોપીઓ ઓર્ડરથી બનાવી આપવામાં આવશે.
**શા. ચંદુલાલ ભીખાભાઈ**
ટાવરરોડ, ડભોઈ.

---

## જાહેર ખબર

સર્વે પ્રકારના કાયદા પ્રમાણેના દસ્તાવેજો લખી આપવાનું તથા મુસદ્દા કરી આપવાનું કામ કરી આપનાર.
(૧) ક્રૈ. ધા. સાવંત
માજી નોંધણી કામદાર,
વડોદરા શહેર તથા મહાલ તથા ડભોઇ.
ઠે. પીરામીતાર, વડોદરા.
**(૨) કેશવલાલ ગોરધનદાસ જામદાર**
માજી નોંધણી કામદાર મહાલ કરજણ
ઠે. વાડી વચલી પોળ, વડોદરા.

---

ત્રીસ વર્ષથી અનુભવેલી ઉત્તમ દવાઓ
ક્ષય, દમ શ્વાસ તથા ફેફસાનાં તમામ દર્દો માટે
દશ વર્ષની સતત મહેનત પછી તૈયાર થયેલા
**સહસ્ત્રપૂટિ અભ્રક ભસ્મ**
અખુટ શકિત માટે સિદ્ધ મકરધ્વજ
ધાતુની તમામ જાતની નબળાઈ માટે **પૌષ્ટિક ગુટી નં. ૧**
આ ઉપરાંત દરેક રસો તેમજ ભસ્મો માટે સૂચિપત્ર મંગાવો.
વૈદ્યશાસ્ત્રી મગનલાલ ગીરીજાશંકર
ડભોઇ. વાયા મીયાગામ

---

ડભોઇમાં તીજોરી બનાવવાનું

## જંગી કારખાનું

સુચના, હમારે ત્યાં રાઈસ મીલ્સ હલર્સ ફ્લોઅર મીલ્સ જીનીંગ ફેકટરીને લગતો સામાન અને રીપેર કામ બને છે. ઉપરાંત દરેક જાતની અગ્નરખ ભરેલી અને ફાયર પ્રુફ કેસબોકસીઝો કેબીનેટસ વિગેરે બને છે. તેમજ વગર કુવે ટયુબ વેલ બોરીંગ જમીન ઉપરથી પાઈપ ઉતારી અંદર પંપ ગોઠવી કરી આપીએ છીએ. તેમજ કુવામાં બોરીંગ પણ કરી આપીએ છીએ, સેકન્ડ હેન્ડ મશીનરી રીપેર્સ અને કમીશન એજન્ટ.

**ધી પંચાલ આયર્ન વર્કસ**

પ્રોપ્રાઈટર—
પુંજાલાલ ઇશ્વરલાલ પંચાલ
મીકેનીકલ એન્ડ બોરીંગ કોન્ટ્રાકટર્સ
ઇશ્વર ભુવન—ડભોઇ.

## ધી લક્ષ્મી મેડીકલ સ્ટોર્સ

કેમીસ્ટસ, ડ્રગીસ્ટસ ઓપ્ટીશીયન એન્ડ જનરલ મરચન્ટ

હમારે ત્યાં દરેક જાતની વીલાયતી દવાઓ પેટન્ટ ડ્રગ્ઝ, દેશી દવાઓ તથા નાહવા ધોવાનાં સાબુ છુટક તેમજ જથાબંધ કીફાયત ભાવે મળશે.

ન્યુ સ્ટેશન રોડ–ડભોઈ.

---

## Chimanlal H. Parikh.

**Exporters & Importers.**
Mill Gin Machinary Store. Lubricating Oil
Bengal. C. P. Coal Hardwar Store
Merchant Book seller &
Commission Agent.
Station Road–DABHOI.

---

## રોયલ બુટ હાઉસ

રોયલ બુટ હાઉસ
અમારે ત્યાં દરેક જાતના બુટ સુઝ છેલ્લામાં છેલ્લી ઢબની સુંદર તેમજ ટકાઉ બનાવી આપવામાં આવશે તથા દરેક જાતના બુટ સુઝ ચંપલ તથા કેનવાસ સુઝ તથા રબ્બર પંપસુઝ નાની મોટી સાઈઝમા હમેશા તૈયાર મળશે.

માલીક, કર્ષિંગલ દા એમ ર. નારાણ આમોદવાળા
ન્યુ સ્ટેશનરોડ, ડભોઇ (છો. ગી. એમ.)

---

## તાકીદે જોઈએ છે.

નેશનલ ઈન્ડીઅન લાઈફ ઈન્સ્યુરન્સ કું. લી. માટે વડોદરા રાજ્યના દરેક મુખ્ય શહેરોમા ભરપુર કમીશન અગર માસિક રૂ. ૫૦ થી ૮૦ સુધીના પગારથી સ્પેશ્યલ એજન્ટસ અગર ઓરગેનાઈઝર્સ નીમવાના છે.
તાકીદે મળો અગર લખો—

**એસ. એમ. અધ્યારૂ એન્ડ કું.**
ચીફ ઓરગેનાઈઝર
ફોર બરોડા સ્ટેટ.
ઠે. મહાલક્ષ્મી પાડો—પાટણ
ઉ. ગુજરાત

---

## પટેલ ચતુરભાઇ મોતીભાઇ.

જાપાનીસ કેનવાસ શુઝ, દરેક જાતની ચંપલો તથા હોઝીયરી મરચન્ટ.
ઠે. સ્ટેશનરોડ, ડભોઇ.

---

## ચોખ્ખું અને સારૂં ઘી કયાંથી લેશો ?

પાઠક લાભશંકર છોટાલાલને ત્યાંથી
ઘી મરચન્ટ એન્ડ કમીશન એજન્ટ,
ઠે. ફ઼ડોઈઓળ, ડભોઇ

---

## મેસર્સ બી. જોષીની કું. ડભોઈ

હમારે ત્યાં દરેક જાતની પેટન્ટ દવાઓ ડ્રગ્ઝ ટોઇલેટ સાબુ તથા એલેમ્બીકની તમામ દવાઓ મળશે. તેમજ નજર તપાસી ફેન્સી ફ્રેમ સાથે ચશ્મા બનાવી આપવામાં આવશે

પ્રો. બી. એમ. જોશી
ઠે. ટાવર પાસે ડભોઈ.

---

## મદદ કરશો—

ડભોઇ પાંજરાપોળની સ્થિતી ઘણી નબળી છે અને પડી ભાગવાની તૈયારીમાં છે. આથી દરેક સદ્‌ગ્રહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે આ પાંજરાપોળના મુંગા પ્રાણીઓને મદદ કરશો.

શેઠ ત્રીકમલાલ છોટાલાલ
ઠે. શામળજીવાગા મુ. ડભોઇ

---

## શ્રી સુરતી હિન્દુ હોટલ

ટાવરરોડ, ડભોઇ.

હમારે ત્યાં ઉનાળાની સીઝન માટે ઠંડા પીણાં તેમજ મસાલેદાર ચહા તેમજ મીઠાઈ વિગેરે મળશે. તેમજ પાર્ટીઓ માટે ખાસ મગવડ રાખવામાં આવી છે.

મા. બેચરભાઈ જે. પટેલ.

---

## ધી લક્ષ્મીકાન્ત હિંદુ હોટલ

[મઢીયા હોટેલ]

**ડભોઈ**

હમારે ત્યાંની સારી અને સુંદર ચહા તથા ટેસ્ટદાર ભજીયા તથા ચ્યુરણ માલ સારો બનાવીએ છીએ.
માટે ખાસ મુલાકાત લેશો.
પાર્ટીઓ પર ખાસ ધ્યાન આપવામાં આવશે.
**સ્વચ્છતા એ હમારો મુદ્રાલેખ છે.**



"એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહિ બને."

ગુન્હેગારમાં ] મીસ કમળાદેવી [ પ્રતાપ ટોકીઝના સૌજન્યથી.




પુ. ૨ જું: અંક, ૮

# વસન્ત



હું તો આવીઃ આનન્દ રંગ લાવી :
જીવન ધન્ય કહાવી:
ચેતનને રેલાવી :
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

હું તો આજેઃ સુમન ગૂંથ્યા સાજે :
કે ખેલતી સમાજે :
અગમ્ય બંસી બાજે:
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

હું તો પેલુંઃ વસન્ત નૃત્ય ખેલું :
અનન્ત રંગ રેલું :
જગત બને ઘેલું :
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

હું તો ડોલુંઃ કોકિલશું કલ્લોલું :
મયૂર સાથ બોલું :
સુરમ્ય ઉર ખોલું :
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

હું તો પ્યારીઃ છું દેવની દુલારી :
સન્દેશિની છું સારી :
વિશ્વને જગાડનારી :
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

હું તો જાતીઃ નવીન ગીત ગાતી :
હૃદય-પ્રીતુ પાતી :
અંતર મલકાતી :
વિહરૂં વસન્ત વ્હાલે વિશ્વમાં.

મૂળજીભાઈ પી. શ

# સૌથી પ્રથમ પ્રજાસત્તાક

અંગ્રેજો તો હંમેશાં કહેતાજ આવ્યા છે કે લોક નિયંત્રિત પદ્ધતિ વિલાયતની આબોહવાની ખાસ પેદાસ છે. હિંદને કોઇ પણ એશિયાઇ દેશને-કોઠે તે ઉતરવાની નથી.

આજકાલ આપણા દેશમાં પણ એક "નવા" "સ્વતંત્ર" "ક્રાંતિકારક"-વિચારો ફેલાવવાનો દાવો કરનાર, પશ્ચિમનું અંધ અનુકરણ કરવામાંજ આપણો ઉદ્ધાર માનનાર, અને આપણા દેશની સંસ્કૃતિમાં કશુંય સારૂં હોઈ શકેજ નહિં એવું માનનાર એક વર્ગ પણ ઉભો થયો છે.

કોલેજોમાં અને શાળાઓમાં શીખવાતા ઇતિહાસનું કેવળ ઉપર ચોટીઉ જ્ઞાન લેનાર વિદ્યાર્થી પણ એવી માન્યતા સેવે છે કે "પ્રજાસત્તાક રાજ્ય પદ્ધત્તિ સૌથી પહેલી પ્રાચીન ગ્રીસ દેશના શહેરોમાંજ શરૂ થઇ હતી અને ત્યાંથી તે રોમમાં ગઈ અને ત્યારપછી યુરોપમાં તેનો સ્વિકાર થયો. આપણે ત્યાં તો રાજા વિનાનું રાજ્ય કોઇ કાળે હતુંજ નહિં."

આ સર્વે પક્ષોની વિચારણામાં રહેલ અતિશયતા, અજ્ઞાન, અને એકદેશીયતા દૂર કરવામાં પ્રો. રાધામુકુન્દ મુકરજીનો લેખ ખાસ મનનીય થઈ પડશે એવી આશા છે.

"હિંદમાં પ્રચલીત રાજ્ય બંધારણની પદ્ધતિ ઘણા પ્રાચિન કાળથી લોક નિયુક્ત શાસન પ્રત્યેજ ઢળતી આવી છે. જ્યારે રાજાઓના હાથમાં શાસનતંત્ર હતું ત્યારે પણ તેની આપખુદ સત્તાને અનેક પ્રકારે સફળતા પૂર્વક મર્યાદિત કરવામાં આવી હતી—એટલુંજ નહિં પરંતુ સર્વ પ્રકારે સંપૂર્ણ-કોઈપણ આપખુદ રાજાની હસ્તિ વિનાનાં-પ્રજાસત્તાક રાજ્યો પણ હિંદમાં થઈ ગયા છે—અને તે પણ ઘણા પ્રાચીન કાળમાં ઋગ્વેદના કાળમાં રાજાની સત્તા "સભા" અને "સમિતિ" વડે મર્યાદિત હતી કારણ કે એ બન્ને તે સમયના રાજ્ય-બંધારણનાં અનિવાર્ય અંગો હતાં. વળી વેદના સમયના રાજાની સત્તા મંત્રિઓ જેમને "રાજકર્તૃ કૃતુ" અથવા "રાજાઓ બનાવનાર" કહેવામાં આવતા-તથા "સેનાની" "સેનાપતિ"-તથા "સંગ્રહિતૃ" ખજાનાના અધિપતિ-ની સત્તા વડે પણ પરિમિત હતી, જ્યારે જ્યારે રાજ્યાભિષેક ફરજીઆત ધાર્મિક ક્રિયા થતી-(તે દરેક રાજાને કરવી પડતી)-ત્યારે ત્યારે રાજાની આપખુદ સત્તાનો પરિચિત કરે એવી સઘળી પ્રતિજ્ઞાઓ તેને લેવી પડતી હતી. એ પ્રતિજ્ઞાનો ભંગ કરનાર રાજાને પદભ્રષ્ટ કરવામાં આવતો હતો. (વેન રાજાનું દૃષ્ટાંત પુરાણ કાળમાં પણ સુપ્રસિદ્ધ છે.) આ પ્રમાણે હોવાથી પ્રાચીન હિંદનો રાજા ચૂંટાયલા જેવોજ થઇ રહેતો. વળી, એના પુરાવાઓ પણ છે જે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પ્રજાનું રક્ષણ કરનાર તરીકેજ કર ઉઘરાવવાની મંજુરી રાજાને આપવામાં આવતી હતી.

વેદકાળમાં શરૂ થએલી પ્રથાનોજ હિંદના ઉત્તરકાળના ઇતિહાસમાં વિકાસ થતો ગયો. મહા કાવ્યોમાં અને સ્મૃતિઓના કાળમાં રાજાઓની સત્તા વધારેને વધારે મર્યાદિત બનતી ગઇ તે આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. રાજાને "દંડ"-(અર્થાત્ ધર્મનો અમલ કરનાર સત્તા, હથિઆર)-તરીકે વર્ણવેલો છે. ધર્મ, બંધારણ જાળવવાં એ રાજ્યનો મુખ્ય ઉદ્દેશ ગણાતો હતો. આ રીતે જોતાં આપણને સ્પષ્ટ જણાય છે કે હિંદમાં રાજાને કાયદા ઘડવાની સત્તા હતી નહિ-કાયદાઓનું મૂલ રાજા નહતો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કાયદો-ધર્મ માટે તો ૧ શ્રુતિ (બુદ્ધિથી પર એવુ દિવ્ય જ્ઞાન) ૨ સ્મૃતિ-મનુ વગેરે ધર્મશાસ્ત્ર, માનવશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના તે સમયના ખાસ દૃષ્ટાઓની સ્મૃતિઓ, ૩ શિષ્ટાચાર ૪. પરિષદના-જ્યુરીના અને ન્યાયાધિશના—(શંકા પડે ત્યાં ત્યાં) નિર્ણયો. કાયદાઓ ઘડવાની સત્તા વહીવટી અમલના હાથમાં નહતી. પ્રત્યેક

શ્રી. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી.



# રાજ્યો હિંદમાં થયાં હતાં

જુદા જુદા સંઘ, સમાજ કે મંડળના ધર્મો–ધારાઓ અને કાયદાઓ જુદા જુદા હતા–અને પ્રત્યેક મંડળ પોતાની ધારાઓ ઘડી લેતું.

રાજ્યની લગામ રાજાના હાથમાં હોય કે પ્રજાસત્તાક હોય પરંતુ પ્રત્યેક મંડળના સ્વરાજ્યનો સ્પષ્ટ સ્વીકાર બન્ને કરતાં હતાં. રાજ્ય એવા સંઘ કે મંડળનો સ્વીકાર કરતું હતું. તેમનો અનુક્રમ (મહત્તા પ્રમાણે) નીચે મુજબ છે. સૌથી પ્રથમ આવે ૧ કુળ,-Clan, ૨. જાતિ, Caste, ૩. શ્રેણિ, Guild, ૪. પુગ ૫. ગણ, ૬ સંઘ, ૭ સમૂહ, Corporation. આ પ્રમાણે પ્રત્યેક સમાજને પોતપોતાના ધારા ઘડવાની સંપૂર્ણ સત્તા હતી. પ્રાચીન હિંદની રાજ્યવ્યવસ્થા ધર્મપાલન કરવા માટે હતી એટલે સ્વતંત્રપણે સાહજીક વૃત્તિથી તેના પ્રજાજનના સંઘો કે મંડળો કે સમૂહો રચાય તેમાં તે રાજી હતી. પરિણામે એવી સંઘબદ્ધ થવાની વૃત્તિને રાજ્ય તરફથી સર્વ પ્રકારની સગવડો તથા ઉત્તેજન મળતાં–(એવાં મંડળો સ્થાનિક હોય કે પ્રજા વ્યાપી હોય) સ્વેચ્છાપૂર્વક થતી સર્વ સંઘ પ્રવૃત્તિને રાજ્ય હર પ્રકારે પોષતું. આ પ્રમાણે થવાથી આખો હિંદ એવા સંઘો મંડળો, ગણો, સમૂહો, અને જ્ઞાતિઓનો પ્રદેશ બની રહ્યો—દરેક પોતપોતાના ધારાવાળુ અને આંતર વ્યવસ્થામાં સ્વતંત્ર, સ્થાનિક સ્વરાજ આ રીતે આપો આપજ પ્રચલિત હતુ અને વડી સરકાર–મધ્યસ્થ સત્તા દરેક સ્થળે મર્યાદિત થઈ જતી. કારણ કે સ્થાનિક ધારા પ્રમાણેજ તે કાર્ય કરી શકતી. વળી, તે સમયે આજના જેવા ઝડપી યાંત્રિક સાધનોનો અભાવ હોવાને લીધે મધ્યસ્થ સરકારના હાથમાં બધી સત્તા એકત્ર કરવી શક્ય ન હતી. એટલે હિંદની રાજકીય સત્તા વિધવિધ કેન્દ્રોમાં વહેંચાયલી રહેતી. સ્થાનિક સ્વરાજ અને રાજાની દખલગિરિ ઓછી એજ પ્રધાન સૂત્ર હતું. પ્રાચીન હિંદના રાજ્ય બંધારણની આ ખૂબી આજકાલ પ્રજાસત્તાક રાજ્યમાં સૌથી અર્વાચીન બંધારણું રચનાર રશિયાના સોવિયેટ વહિવટમાં ખાસ કરીને નજરે પડે છે. મીસ ફોલેટના "સંઘ મંડળોનાં નવાં રાજ્યો: પ્રજાકીય રાજ્યના પ્રશ્નોનો ઉકેલ" નામના પુસ્તકમાં તે જણાવે છે કે—"આજકાલના રાજકીય શાસ્ત્રના તત્ત્વમાં રાજ્યની સત્તા સામે પ્રબળ વિરોધ રજુ થાય છે—જ્યારે બીજી બાજુએ હકીકતમાં સંઘજીવન–યાને સમૂહજીવન વધારેને વધારે સત્તાવાન બનતું જાય છે સંઘની રચના માટે ઘટનાનો અભ્યાસ કરતાં માલૂમ પડે કે મત આપવા ઉપર કે પ્રતિનિધિ ચૂંટવાના હક્ક ઉપર રાજકીય સત્તાની ઇમારત ચણવી સલામત નથી. એ તો પ્રજામાં આપો આપ કેવી સંઘ શક્તિ જામે છે અને કેવું સ્વરૂપ લે છે તેનાજ ઉપર રહેવું જોઇએ."

ઉપરના લખાણ ઉપરથી કદાચ કોઇને એમ લાગે કે છેવટે રાજા–ભલે, મર્યાદિત સત્તાવાળો હોય–તો હિંદના રાજ્યતંત્રમાં આદિકાળથી અનિવાર્યજ હતો. પરંતુ એ એક પ્રચલિત ખોટી માન્યતા માત્ર છે. પ્રજાને સ્થાનિક સ્વરાજ્ય અને પોતપોતાના સંઘોમાં સંપૂર્ણ સ્વતંત્રતા હતી તે ઉપરાંત રાજ્ય સત્તાનો સંપૂર્ણ ઉપયોગ કરનાર **સર્વાંગ પૂર્ણ પ્રજાસત્તાક રાજ્યો હિંદમાં ઘણાં પ્રાચીન સમયમાં પણ હતાં.** પાણિની જે ઈ. સ પૂર્વે ૭મી સદીમાં થઈ ગયેલા મનાય છે તે એવાં ૮૦ પ્રજાસત્તાક સમૂહોનાં સ્પષ્ટ નામો જણાવે છે. એમને "ગણ" અથવા તો "સંઘ"ના નામથી ઓળખાવવામાં આવે છે. તેમાં યૌધેય, માળવ–(જેમને ગ્રીક લોકો "માળોઇ" કહે છે)—ક્ષુદ્રક તો સૈકાઓ સુધી ટકી રહ્યાં હતાં! એ પ્રજાસત્તાક રાજ્યોએ એલેક્ઝાંડરની સામે પંજાબની સરહદ ઉપર મુકાબલો કર્યો હતો. તેઓ પોતાના સિક્કા પાડતા અને તેમના પોતાના નામના શિલાલેખો પણ લખાવતા! બુદ્ધ ધર્મના પ્રારંભ કાળમાં પણ હાલના સંયુક્ત પ્રાંતમાં શાક્ય, મલ્લ, અને લચ્છવી માને વજ્જી લોકોનાં પ્રજા-

સત્તાક રાજ્યો હયાત હતાં એ ઐતિહાસિક બાબત છે. એ પ્રજાસત્તાક રાજ્યોમાં બંધારણ પાલી પુસ્તકોમાં અને જાતક ગ્રંથોમાં સ્પષ્ટતાથી આપવામાં આવ્યા છે.

વળી, જીવંત પ્રજાસત્તાક રાજ્યમાં કાર્ય પ્રણાલિનો શિરસ્તો; procidure અનિવાર્ય હોય છે તે પણ બૌદ્ધ કાળનાં હિંદી સ્વરાજ્યોમાં હતો. પ્રજાસત્તાક રાજ્ય એટલે વાટાઘાટ અને વિચાર વિનિમયને પરિણામે ચાલતું રાજ્ય, આવા સ્વરાજ્યોમાં પોતાના સંઘોએ કેવી રીતે કાર્ય કરવું અને વ્યવહારૂ પ્રશ્નોના તોડ કેવી રીતે લાવવા એ બાબત ઝીણા અને વિગતવાર નિયમો પ્રાચીન હિંદે કરેલા છે.

ઉદાહરણ તરીકે—સંઘના કાર્ય માટે (૧) સભાસદોની અનિવાર્ય સંખ્યા, (કોરમ) (૨) સંઘનો મળવાનો દિવસ, (૩) તેમાં ચર્ચાના વિષયની માહિતી "વિજ્ઞપ્તિ", (૪) ઠરાવો–"પ્રતિજ્ઞા"; એજન્ડાની વ્યવસ્થા, (૬) વોટ–"ગણ-પુરક" (૭) મત–ચાંદો; (૮) આગળથી ટીકીટો આપી મત નોંધાવાની તથા ભૂલ સુધારી લેવાની પદ્ધતિ, (૯) બેલોટથી મત આપવાની રીત, (૧૦) વધુ મતિ પ્રમાણે ઠરાવ કરાવાનો રિવાજ—"યદ્ભૂયસીકક્રિયા" (૧૧) મતનો ઉચ્ચારનાર–"સતકગ્રાહક" (૧૨) સીલેક્ટ કમિટિને કાર્યની સોંપણી—"ઉદ્વાહિતિ સભા", (૧૩) પ્રતિનિધિત્વ અને (૧૪) એકેક મતદારનો મત લેવાની યોજના–રેફરેન્ડમ, વિગેરે હતાં.

આ પ્રમાણેની વ્યવસ્થાવાળાં પ્રજાસત્તાક રાજ્યો હિંદમાં ઈ. સ. પૂ. ૫૦૦ માં હતા. એના જોઈએ તેવા પૂરાવા છે.

સ્થાનિક સ્વરાજ્ય અને સંઘબદ્ધ થઈને પોતાના નિયમો વિગેરે ઘડવાની છૂટ હોવાથી ગામડાઓમાં પોતપોતાની વ્યવસ્થા કરી લેનારાં મંડળો–પંચાયતો વિગેરે ઉભાં થયાં અને તેઓ રાજ્યથી તદ્દન સ્વતંત્રતાપણે કાર્ય કરતા હતા. એવા સમાજો અને રાજ્ય બંનેનાં કાર્યક્ષેત્ર જૂદાં જૂદાં રહેતાં. અને બન્નેની સત્તા મર્યાદિત હતી. આ સુંદર યોજનાને પરિણામે હિંદ ચંદ્રગુપ્ત મૌર્યના સમય પછીના લગભગ ૨૦૦૦ વર્ષ સુધી જીવી શકયું છે. અને પોતાની સંસ્કૃતિ વિગેરેને બહારના મહાન વિકટ સંજોગોમાં પણ જાળવી શકયું છે. મધ્યસ્થ રાજ્યમાં થતા મહાન ફેરફારની અસર ઉપર જણાવેલા ગ્રામીય સંઘોને નહિં જેવીજ થતી. તેમની સત્તા કાયમજ રહેલી અને તેમનું કાર્ય સતત ચાલ્યાજ કર્યું. આ પદ્ધતિ અંગ્રેજી રાજ્ય સ્થાપન થયા પછી છિન્નભિન્ન કરી નાખવામાં આવી. સત્તાનું કેન્દ્ર મધ્યસ્થ સરકાર બની અને ગામડામાં હજારો વર્ષોથી ચાલતા સંઘોનો અંત આણવામાં આવ્યો. સને ૧૮૩૨ ની સાલમાં સર ચાર્લ્સ મેટકાફે ઈંગ્લાંડની પાર્લામેન્ટનો રીપોર્ટ કર્યો તેમાં પણ આ હકીકત સ્વિકારી છે. તે કહે છે. "હિંદના ગામડાંમાં જે સમૂહો, સંઘો અને પંચાયતો છે તે ખરૂં જોતાં નહાનાં-નહાના પ્રજાસત્તાક રાજ્યોજ છે. તેમને જેની જરૂર છે તે સઘળુ તેમના હાથમાં છે. અને પરદેશ જોડે તેઓ સંબંધ સ્થાપન કરતાં નથી. રાજ્યમાં ગમે તેવા વા વાયા કરે પણ આ પંચાયતોને બાધ આવતી નથી ગામડાંમાં જે બંધારણવાળાં મંડળો–પંચાયત વિગેરે છે તેમને લીધે હિંદની પ્રજા આટઆટલા ફેરફારોમાં સહિ-સલામત રહી શકી છે. એમ મને લાગે છે." ઉપરના દ્રષ્ટિબિંદુથી જોતાં જણાશે કે મુસલમાન અને મોગલ રાજ્ય સત્તાઓમાં પણ મધ્યસ્થ સરકારની સત્તા આ પ્રજાસત્તાક મંડળો વડે પરિચિત થયેલી હતી. અને તેથીજ તેવા સમયમાં પણ હિંદુ સંસ્કાર પ્રગતિ કરી શકતો હતો—અને સાહિત્ય, ધર્મ, સંસ્કાર વિગેરે વધતાં. હિંદના મહાનમાં મહાન સાધુઓમાંના કેટલાક આ સમયમાં થયા છે. બાસવ, રામાનુજ, માધ્વ, રામાનંદ, કબિર ચૈતન્ય. વલ્લભાચાર્ય, નાનક વિગેરે સાહિત્યમાં ભવભૂતિ, શ્રીહર્ષ, રાજશેખર, જયદેવ, કલ્હણ, સાયણાચાર્ય, વિદ્યાપતિ, ચંડિદાસ, મીરાંબાઈ, તુલસીદાસ, દાદુ, તુકારામ અને કાનૂન કાયદાઓ ઘડવામાં,—કુલ્લુક, જીમુતવાહન, વિજ્ઞાનેશ્વર, વાચસ્પતિ, મિશ્ર, અને રઘુનંદ વિગેરે, જેમણે બદલાતા સમય પ્રમાણે મૂળની સ્મૃતિઓમાં પણ ફેરફાર કરવા તે પ્રયત્નો કરેલા છે, (લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન એનશીયન્ટ ઈન્ડીયા ઓકસફોર્ડ ૧૯૧૯ એ પુસ્તક વધુ વિગત માટે જુઓ.)

અત્યારે હિંદને સ્વરાજ્ય નકકી કરવાનો પ્રયત્ન થઈ રહ્યો છે તેવે સમયે ભૂતકાળમાંથી આપણને જેટલું ઉપયોગી જણાય તેટલું નવા ચણતરમાં કામમાં લેવાય એ પણ જ જરૂરનું છે. કારણ હિંદના ઇતિહાસમાં આ વિષે ગણીજ અમુલ્ય દોલત પડી છે. લાર્ડ હોલ્ડન કહે છે. પ્રાચીન હિંદનો ઈતિહાસ બતાવે છે કે કેવળ યાંત્રિક પદ્ધતિ વડે જે પ્રશ્નોના ઉકેલ આવી શકતો–લાવી શકતો–નથી તે પ્રશ્નો સજીવ સંઘો વડે કેવા સહેલાઈથી ઉકેલાઈ શકાય છે. પ્રજાનું કે રાષ્ટ્રનું જીવન તેના પોતાના પિંડના વિકાસ ઉપરજ આધાર રાખે, એને કોઈ બહારથી ગતિમાન કરી શકાય નહિં."

અને એ પિંડ હિંદમાં એવા પ્રજાસત્તાક સંઘોનો બનેલો હતો. માટેજ હાલ ગામડાઓમાં એવા મંડળો સ્થપાય અને તેને સઘળી સત્તા મળે એવું બંધારણ રચવાની ખાસ જરૂર છે.*

* પ્રો. રાધાકુમુદ મુકરજી એમ. એ. પી. એચ. ડી. ના પુસ્તક ઉપરથી.









હું મરવાથી નથી ડરતો, પણ કુતરાને જેમ માણસો પકડી ગાડીમાં પુરી દે છે ને પછી એ કુતરાનું મૃત્યુ થાય છે એવી રીતે મરવાનું હું પસંદ કરતો નથી.

"પણ એ ત્હારી મોટી ભૂલ છે?"

"મ્હારી ભૂલ! કદાપિ નહિ, જુઓને? આપણે પણ કુતરાની જેમ જેલમાં બંદીવાન છીએ: જ્યારે આપણે ગીરફતાર થઇએ છીએ ત્યારે 'વંદેમાતરમ્! ભારત માતાકી જે!' ના પોકારો કરીએ છીએ; એ પણ એવુંજ છે. કાનુનભંગ કરવામાં, જેલ જવામાં અથવા સત્યાગ્રહ સિવાય દેશની પાસે કોઇ સાધન પણ નથી."

ગુલામીનો બદલો, ગુલામીનો બદલો એવું દાંત પીસીને મૂઠીઓવાળીને આંખનાં ભવાં ચઢાવીને લાલચોળ આંખો કરીને તેનું મોઢું લોહી જેવું થઇ ગયું. માથાના વાળ પણ આવેશનો ધ્વનિ કરતા હોય, તેમ એકાએક ઉભા થઇ ગયા; આંખ ફાટીને ફાટી રહી ગઇ, અને તેની ખૂની આંખોમાં ક્રાંતિની જ્વાળા ચમકવા લાગી. હું આ બધું આશ્ચર્યથી તેની સામે જોઇ રહ્યો.

તેણે ફરી કહ્યું "જગતના ઇતિહાસમાં કોઇ એવો દેશ નથી. કે જેને યુદ્ધ વિના સ્વતંત્રતા મળી હોય. આપણે બધા સ્વાધીનતા સ્વાધીનતાની વાતો કરીએ છીએ, પણ એ સ્વાધીનતા મેળવવા માટે કેટલાં બલિદાન આપ્યાં? બીજા દેશો તો સ્વાધીનતા મેળવવા માટે બલિદાન આપે છે ને હસ્તે મુખે મૃત્યુને આવકારે છે, હું તો કહું છું સ્વાધીનતાની કિંમત જ મૃત્યુ છે. સ્વપ્ન જોઇ કોઇ મૂક્ત નથી થઇ શકતું અને આદર્શ સિદ્ધાંત લઇ બધા મહાત્મા નથી થઇ શકતા. તુ ગમે તે માનતો હોય પણ મ્હને તો ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ નથી. મ્હને તો યુદ્ધમાં વિશ્વાસ છે. હું કુતરા જેવું મ્હોત નથી ચાહતો પણ યોદ્ધાની જેમ વીરતાનું મૃત્યુ ઇચ્છું છું.

મને થયું કે આ શું બોલી રહ્યો છે? યુદ્ધ ને મૃત્યુ, મૃત્યુ ને યુદ્ધ, જગત અને ઇતિહાસ, ઇતિહાસ ને જગત, સિદ્ધાંતો ને આદર્શ, આદર્શ ને સિદ્ધાંતો, મહાત્મા ને ઇશ્વર, ઇશ્વર અને મહાત્મા, આ બધી ફીલસુફી, શા માટે જોઇએ?

જે વિરતાથી મૃત્યુ ઇચ્છે છે એને આવી ભાંજગડમાં શા માટે પડવું જોઇએ—મેં સાહસ કરી તેને પૂછ્યું.

"પણ હું તમારી આ વાતોમાં વિશ્વાસ નથી કરતો, આ બધું અસંભવિત છે."

"એકદમ નહિ?"

"નહિ?"

પણ કોણ જાણે તે શું સમજીને ચૂપ થઇ ગયો કે ફરી એકેય શબ્દ પણ એ ન બોલી શકયો કે નતો બોલવાનો પ્રયત્ન કર્યો.

( ૨ )

સંધ્યા અસ્તાચળ ઉપર સૂઇ રહી હતી. અમે બંન્ને જેલની દુનિયામાં ચાર દિવાલો વચ્ચે આમ તેમ ફેરો આંટા ફરી રહ્યા હતા. ઝાડનાં પાંદડાઓમાંથી સૂર્યનાં સોનેરી કીરણો અમારી કુંએરેકમાં જેલ ઓરડીનું નાનુ ઝાળીયું વીંધીને અમને સ્પર્શ કરવાને દોડયાં આવતાં હતાં. અને જેમ જેમ સૂર્ય પોતાનાં માર્ગે આગળ વધ્યે જતો હતો તેમ તેમ એનાં સોનેરી રંગ પલટાઇને લાલ અગ્નિ જેવો વિરાટ બનતો હતો. "લાલ રંગ?" એમ એ બોલી પડયો. લાલરંગ મારા મિત્રને ખૂબ ગમતો હતો. એ લાલરંગનો ઉપાસક હતો અને લાલ રંગે એના જીવનમાં ક્રાંતિની ચીનગારીઓ ફેલાવી હતી કારણ કે તે ક્રાંતિનો પરમભક્ત હતો.

મ્હારી દૃષ્ટિ એક બુઢા જમાદાર ઉપર પડી. તે અમારી તરફ બહુ ત્વરિત ગતીથી આવી રહ્યો હતો, તેણે અમારી પાસે આવી આમ જોઇ પૂછ્યું. "શું નાશી છુટવાની તરકીબ લગાવો છો?"

મેં આ બુઢ્ઢા જમાદારને આવી રીતે સૂચક શબ્દો બીજા ઘણા કેદીઓને પૂછતાં સાંભળ્યું હતું. અને કેટલીયે વખત આ બુઢ્ઢો જમાદાર તેની નાની સોટી હલાવતો હલાવતો આવા શબ્દો મને પૂછતો હતો. એટલે મેં કાંઈ જવાબ ન આપ્યો પણ મારા મિત્રે, એકદમ જવાબ આપ્યો.

"જે દિવસ નાસવું હશે તે દિવસે તને પુછીશું."

જમાદાર મનમાંને મનમાં બબડતો બબડતો ત્યાંથી આગળ ચાલતો થયો.

( ૩ )

દેશમાં ઠેર ઠેર દમનનો આરંભ થઇ ચૂકયો હતો. સત્યાગ્રહના દિવસો હતા. જેલોની દશા ચણતરા જેવી થઇ ચૂકી હતી. એક જાહેર સભામાં હજારો સ્ત્રી પુરુષો સમક્ષ મેં ઉશ્કેરણી ભર્યું ભાષણ કર્યું એ અપરાધમાં મને ૭ મહિનાની સજા મળી અને જેલમાં મારે તેની સાથે ઓળખાણ થઈ, જ્યારે હું જેલમાં ગયો ત્યારે પહેલીજવાર મ્હને જોઇ એ મારી સામે ધારી ધારીને જોવા લાગ્યો, જેવી રીતે કોઈ પરિચીત માણસને ઓળખવાને જે જાતની આંખની ચેષ્ટા કરવી પડે તેમ એની ચકોર અને ત્વરીત પાંપણો ફરવા લાગી થોડીવાર પછી એ મ્હારી પાસે આવ્યો અને બહુજ મંદ સ્વરે મૃદુ હૃદયે મને પૂછયું "કેટલા દિવસો માટે આવ્યા છો?"

મેં કહ્યું—"એક સો બ્યાસી?" તે મારી તરફ જોઈ હસવા લાગ્યો. અને પરિચય આગળ વધવા લાગ્યો મ્હારા અને તેના વિચારોને સિદ્ધાન્તોમાં બહુ અંતર ન હતું. અને જેમ જેમ અમારો પરિચય વધતો ગયો તેમ તેમ હું એની વિરતા અને સિદ્ધાંતો તરફ ઘસડાવા લાગ્યો.

જેલ જીવનની કષ્ટતા અનુભવીને સિદ્ધાંતવાદીને કે સત્યાગ્રહીને બહુ નથી સાલતી પણ જેઓ તરુણ છે ને તરુણતાના આવેશમાં દેશની મુક્તિને કાજે સાહસમાં ઝુકાવી દે છે એવા ઘણાએ જુવાનોને જેલ ધાર્યા કરતાં વધારે મુશ્કેલી ભરી અને વિકટ બની જાય છે. મારે માટે પણ એમજ થયું. જેલના દિવસો પહાડ જેવા મોટા અને વિકરાળ લાગવા માંડયા. જેલનાં કષ્ટો સહન કરવામાં હું કોઇ કોઈ દિવસોમાં હિંમત હારી જતો અને ઘણી વખત નિરાશાનો દમ ખેંચતો હૃદયને સળગી નાંખતો ને આશાને ઉર્મીઓથી હું દૂરને દૂર ભાગતો હોઉં એમ થયા કરતું. અને પેલા મારા મિત્રથી ઉલટાજ વિચારો ધરાવતો ને વિચાર કરતો કે "હે ભગવાન ક્યારે અહીંથી છુટો કરશે ઘરની ચીન્તા છે.

શું કરું, કાંઈ ઉપાય નહિ આવી દેશ સેવાથી શો લાભ? અહીં તો ઝુરી ઝુરી પ્રાણ નીકળી જશે. પણ અમારા આ કષ્ટોથી જકડાઇ ગયેલા જીવનની વાતો કોણ સમજશે? આ અભાગી દેશ માટે કેટલાએ પ્રાણ ચાલ્યા ગયા હશે? પણ આજે તો લોકો તેનું નામનિશાન પણ ભુલી બેઠા છે. આ બધું વ્યર્થ છે. હજી આ દેશને માટે તે સમય નથી આવ્યો?" એટલુંજ નહિ પણ એથી આગળ વધીને પેલા મ્હારા મિત્રના હૃદયમાં હંમેશાં સાહસ ઉભરાઇ પડતું તે હસતાં હસતાં પ્રાણનો ઉત્સર્ગ કરવામાં ન અચકાતો. તેને કોઈ પણ જાતની ચિંતા ન્હોતી. તે કેટલીએ બે પરવાહથી જેલમાં ફરતો હસતો હસતો ને બોલતો. અને જેલના દિવસોમાં તો જેલ તે તેનું ઘર છે. તેમ તે માનતો. હું તેની આ દૃઢતા ઉપર મુગ્ધ બની ગયો. કોઈ કોઈ દિવસોમાં મારા હૃદયને હું જગાવતો અને બોલતો કે "હું સિદ્ધાંતવાદી છું અહિંસા પરમો ધર્મ" એ મારો આદર્શ છે. આ મારા આદર્શને એ તીરસ્કારતો હતો. મારા જેવા ઘણાઓને એ કાયર સમજતો હતો. અમને જેલમાં વાતો કરવાની બીજા કેદીઓની જેમ બહુ છૂટ ન્હોતી. કારણ કે અમે બંદીવાન હતા, સરકારના કાયદાની દૃષ્ટિએ ગુલામ અને રાજદ્રોહીઓ હતા? એ કારણે તે એનું હૃદય ખોલીને મ્હને નહોતો બતાવી શકતો. અને હું પણ મારી વાતો તેને બહુ સ્પષ્ટ ન્હોતો કહી શકતો.

જેલની ચારે બાજુ મોટી દીવાલો હોય છે તોયે દરેક ઓરડી ઉપર પહેરો ગોઠવવામાં સત્તાધીશો ડહાપણ માને છે. અને એ રીતે કેદીઓને વધારે અંકુશ તળે રાખી શકાય એ જેલ જમતનો નિયમ થઇ પડયો છે. અમારી ઉપર પહેરો સખ્ત હતો. જેલની નિરંકુશ શાસનની જંજિરોમાં અમે સખ્ત ઝકડાએલા હતા એટલે અમે એક બીજાને જોઈ બધી વાતો સંજ્ઞામાં સમજી લેતા. એકંદરમાં અમારી ભાષા મૌન હતી.

આવી રીતે અમારા પાંચ મહિના ચાલી ગયા.

( ૪ )

મેં કહ્યું "આ વખતે જેલમાંથી નીકળી શું કરશો ?"

તેણે કહ્યું "હત્યા ?"

જગતમાં જેમ જેમ મુડીવાદનો નાશ થયા વિના સ્વતંત્રતા મળતી નથી. તેમ આપણા દેશમાં પણ જ્યાં સુધી મૂડીવાદ પોતે આમ પ્રજાને લૂંટે છે. ત્યાં સુધી સ્વતંત્રતા મળશે નહિ, એટલે સૌ પહેલાં મુડીવાદ પદ્ધતિનો નાશ અને એ પછી ગરીબોના સામ્રાજ્યની સ્થાપના ?"

એના આ શબ્દો સાંભળી મારૂં હૃદય કંપવા લાગ્યું મારા ઉપર જાણે કોઈ વિક્રાળ માનવી ઘા કરતો હોય તેમ હૃદય ધબકવા લાગ્યું. મારૂં શરીર આખું ધ્રુજવા લાગ્યું. આ શું બોલે છે ? આવા વિચારોને આવા ક્રાંતિકાર માણસો જો અહીં આવી વાતો કરે છે તો બ્હાર જઇ શું કરશે ? મુડીવાદ પધ્ધતિનો નાશ કઈ રીતે કરશે ? શું દેશ માટે શ્રીમંતોએ કેટકેટલા પૈસા નો ભોગ આપ્યો છે. તે કેમ ભૂલી જાય ? આવા માણસોએજ આપણી લડતનાં મૂળીયાં ઢીલાં કર્યાં છે. મેં એના તરફ જોઈ મારી ના પસંદગી બતાવી. પણ એ તો જાણે સ્થીર હૃદયે અવાક બની ધીર મુખે ગંભીર વદને આ બધુ મારા હૃદયને જાણે વાંચી રહ્યો હોય અને એના શબ્દોની મારા ઉપર શું અસર થાય છે તે જોઇ રહ્યો.

મે ફરી પૂછ્યું. "લગ્ન નહિ કરો ?"

"નહિ"

"કારણ ?"

"તે એક બંધન છે ?."

"તમારા ઘરમાં કોણ–કોણ છે ?"

"બુઢ્ઢાં મા...બાપ...અને......?',

"અને ?......"

"કોઇ નહિ; મોટાભાઇને કાળાપાણીએ મોકલવામાં આવ્યા છે ?"

"........................"

"........................"

"તો મા–બાપનો નિર્વાહ કેવી રીતે થાય છે ? ઘરની કયી સમ્પતિ હશે ?"

"રજપુતાનામાં જાગીર હતી, પણ અત્યારે જપ્ત છે".

"તેની તરફ પણ તમારે તમારા કર્તવ્યનું પાલણુ કરવું જોઇએ ?".

"તેની આજ્ઞા અને આશીર્વાદથી તો હું આ બધુ કરી રહ્યો છું ?"

"શું ત્હમારા આ કાર્યથી તે અચકાતા નથી ?"

"નહિ, દુઃખ એ અમારો સહચર, અને મૃત્યુ એ અમારૂં જીવન."

"વિચારોના આ બીષણુતાએ ત્હમારા હૃદયને પત્થર બનાવી દીધુ છે ?"

"બની શકે છે."

"ત્હમે કદી કોઈને પ્યાર પણ નહિ કર્યો હોય ?"

"તે કેવી રીતે સમજ્યા ?"

"તમારી વાતોથી."

"મ્હારા પ્યારમાં મધુરતા નથી હોતી, તેનામાં પણ સંસારને ભસ્મ કરવાની જ્વાળા ભરી છે ?" તે દિવસે આવી આવી કેટલીએ વાતો થઈ. અને મારા મિત્રે મને તેનો પોતાનોજ મને સમજી તેના પ્રેમી જીવન વિષે પ્રેમ સંબંધી પણ મને થોડું કહ્યું. તેણે એક દરિદ્રની કન્યાને પ્યારના હૃદયમાં છૂપાવી હતી. છોકરીના મા–બાપને આ લગ્નનો સ્વીકાર હતો. પણ તેણે કહી દીધુ હતું કે "અત્યારે મ્હારા લગ્નનો સમય નથી આવ્યો." આ સમયે બાળકીની ઉમ્મર આશરે સોળેક વર્ષની હતી. અને તે હજુ સુધી તેની રાહ જોઇ બેઠી હતી. આગળ તેણે કહ્યું–"જોઉં છું તે અવિવાહિત રહી તેનું જીવન પુરૂ કરશે ? હું સત્ય કહું છું. મને તેના ઉપર પુરતો વિશ્વાસ છે, તેનામાં દૈવી શક્તિ છે, તે મને પોતાને હંમેશાં ઉત્સાહી રાખે છે. તેણે એક દિવસ કહ્યું હતું–'મરવાને માટે જન્મ થયો છે; કોઇ જીવતા નહિ રહે, તો પછી મૃત્યુનો ભય શા માટે ?" તેની આ વાત મ્હારા હૃદય ઉપર અંકિત છે. હું તેને આ જન્મ નહિ ભૂલી શકું."

હું આ બધી વાતો એકાગ્ર હૃદયથી સાંભળી રહ્યો હતો. ત્રણ દિવસ પછી તેની બદલી બીજી જેલમાં થઇ ગઇ અને તે મ્હારાથી જુદો થઈ ગયો.

ત્હેના જવાથી મ્હારા માટે જેલ સુની થઇ ગઇ. જે દિવસે તેની બદલી થઇ તે દિવસે જતાં વખતે મ્હારી સામે જોઇ તેણે કહ્યું હતું. "જેલમાંથી છૂટીને તમને એક વખત મળીશ, આશા છે કે તમે મ્હને ભૂલી જશો નહિ." મેં પણ સહૃદયથી તેને કહ્યું તમે ભૂલવા લાયક વ્યક્તિ નથી."

હાથકડી-બેડીઓના અવાજ સાથે તે એકવાર મ્હારી આંખો સામે જોઈ હસી ત્યાંથી દૂર ચાલ્યો ગયો.

તેના ગયા પછી સાતમે દિવસે હું જેલ બહાર આવ્યો કોઈ બંદુકની ગોળીઓનો અવાજ સાંભળી પ્રાણના ભયથી નાશી જતા હરણાની જેમ છુપાતા છુપાતા શિકારીને જોતા જાય છે તેમ હું પણ થોડે દૂર દૂરથી જેલ તરફ જોતો રહ્યો.

૭ મહિના જેલમાં વીતાવ્યા પછી છૂટકારાના હર્ષથી પસંદ થતા દોડતા ઘેરે આવી જોઉં છું તો જગત આખુ બદલાઈ ગયું હતું. મારી સામે અંધકાર નૃત્ય કરવા લાગ્યું સર્વત્ર મ્હને અંધકારને ભયના વાતાવરણનો ભાસ થતો જણાયો.

મારી પત્નિએ મારા ઘરનો સામાન અને કપડાં વેચીને ૭ મહિનાના દિવસો મહામુશ્કેલીમાં ગુજાર્યા હતા. હું ગયો ત્યારે ઘરમાં પુંજી જેવું કશુંજ ન્હોતું. ખૂબજ વિચારમાં હું ઘેરાવા લાગ્યો. સરકારી નોકરી તો થઈ શકે તેમ ન્હોતું. તેમજ ઘરનો વહેવાર ચલાવવા પાસે પૈસા ન્હોતા. અને દેશસેવકનો વેષ પહેરી હું અહીંથી આમને તેમ ભટકવા લાગ્યો.

બે વર્ષ સુધી કેવળ આમ તેમ ભટકતો રહ્યો. અને મારામાં રહી સહી દેશભક્તિની આત્મ શ્રદ્ધા ને ક્રાંતિની જ્વાળા દિવસે દિવસે શિથિલ થવા લાગી.

મ્હને ખબર નથી તે દિવસ કયો હશે. હું ઘરની ખાતર કંઈ સામાન લેવા બજારમાં જઈ રહ્યો હતો, હું જલદીથી માર્ગ કાપતો હતો. રાત અંધારી હતી અને દુકાનો બંધ થવાની તૈયારી હતી. એ વખતે મારી પાસે થઈ એક માણસ પસાર થયો અને તુર્તજ મારી સામે આવી ઉભો રહ્યો. મારી તરફ ધ્યાનથી જોઈ તેણે કહ્યું "રામનાથ?" તેને ઓળખવાની ચેષ્ટા કરતા કરતાં આશ્ચર્યથી મે કહ્યું "અ-મ-ર-સિંહ?"

"હા"

"આવો કેવો વિચિત્ર વેશ પહેર્યો છે? તને ઓળખવાનું પણ મારે માટે કઠીન બન્યું?" મેં કહ્યું.

"પણ તમને તો મેં ઓળખી કાઢયા" અમરસિંહે જવાબ વાળ્યો.

"મને પણ ભ્રમ તો થઇ ગયેલો પણ જેલમાંથી કયારે આવ્યા?"

"બે મહિના થયા, આવ્યો ત્યારે તો મા ઝુરી ઝુરી મરી ગઇ હતી. ઘરડા પિતાને ગાંડા માણસોના દવાખાનામાં મોકલી દેવામાં આવ્યા છે. ત્યાં હું ગયો તોપણ પિતા મ્હને ન ઓળખી શકયા, હું તુર્ત પાછો ચાલ્યો આવ્યો, હવે એકલો છું. આ વખતે ગિરફતાર પછી ફાંસી છે?"

"આ શું કહી રહ્યા છો? મારી સમજમાં કંઇ આવતું નથી?"

"જૂઓ પેલા બે ત્રણ સી. આઇ. ડી. આવી રહ્યા છે, મારું, ચાલો."

"જોતા જોતા તેઓ ચાલ્યા ગયા, હું ભયથી ધ્રુજી રહ્યો હતો, તેનો ચ્હેરો કેટલો ભયાનક થઇ ગયો હતો. ઓહ?"

(૫)

ચારે બાજુ ઘોર અંધકાર વ્યાપી રહયો હતો નદીને કિનારો સુનસાન હતો. હું માનસિક હલન ચલનથી અવ્યવસ્થિત રીતે ફરી રહ્યો હતો. હું અમરસિંહ સાથે મ્હારો મુકાબલો કરી રહ્યો હતો. ઓહ? કેટલું વીર હૃદય છે? અને હું-? હું......મારા સુખોની આશામાં ગૃહસ્થાઇની ઝંઝાળોમાં પડયો પડયો માતૃભૂમિ પ્રત્યે મ્હારૂં કર્તવ્ય ભૂલી રહ્યો છું. આમ મનમાં એકપછી એક તોફાની વિચારોએ તોફાન જમાવ્યું અમરસિંહ મળી જાયતો? હું ફરી તેની સાથે જેલમાં જાઉં તો? હું તેના જેવા ક્રાંતિકાર વિચારોનો આગ્રહી બનું તો? આમ વિચારો કરી મેં નક્કી કર્યું" "અમરસિંહ અહીં ફરવા આવે છે. ભાગજોગે તે અહીં મળીજાય તો કેવી મઝાની વાત?"

વિચારો ને વિચારોમાં અંધારામાં અમરસિંહને હું શોધવા લાગ્યો. થોડાજ વખતમાં એક ધીમો અવાજ સંભળાયો,

...અમરસિંહ ? હું આમતેમ જોવા લાગ્યો અને પૂછ્યું—"કોણ ?" જવાબ ન મળ્યો. મેં કહ્યું-ડરશો નહિ. હું મિત્ર છું......."

સામેથી એક યુવતિ આવતી જણાઈ તેણે કહ્યું "હું ખૂબજ દુઃખમાં છું આપને જો અમરસિંહ મળી-જાય તો તેને મ્હારે ત્યાં મોકલી આપશો" "આપને ત્યાં?" મેં નવાઇથી પ્રશ્ન પૂછ્યો "આપનું નામ ?"

"ત્રિવેણી" "આપ જરૂર જરૂર મોકલજો હોં," કોણ જાણે પણ એ પછી આગળ બોલતાં એ અટકી ગઈ, અને મારૂં કાળજું પણ ઘડીઆળના ધબકારાની જેમ નજીક ધડક ધડકી રહ્યું હતું મે કહ્યું "મારૂં" એટલામાં તો તે ચાલી ગઇ.

હું વિચાર કરવા લાગ્યો, ક્યાં અમરસિંહ અને ક્યાં આ યુવતિ, શું અમરસિંહ ને ત્રિવેણીનો કેવોક સંબંધ હશે ? ત્રિવેણી અમરસિંહને શા માટે મળવા માગતી હશે ? શું ત્રિવેણી દરરોજ અહીં આવતી હશે ? શું અમરસિંહ એની રાહ જોતો ઉભો હશે ? આમ એક પછી એક અનેક પ્રશ્નો ખડા થવા લાગ્યા હું એ વિચારો કરતો કરતો નદિની ભેખડ ઉપર જઇને ચૂપ-ચૂપ બેસી ગયો. અને નદિમાં વ્હેતા પ્રવાહને જોવા લાગ્યો. એટલામાં કોઇએ મ્હારા ખભા ઉપર હાથ મૂક્યો.

"કોણ ?"

"અમર ?"

"તને તો હું શોધી રહ્યો હતો,"

"ત્રિવેણીને ત્યાં મોકલવા માટે ?"

"તને કોણે કહ્યું ?" મેં આશ્ચર્યથી પૂછ્યું. અમરસિંહ એક વખત ભયાનક રીતે હસીને બોલ્યો "મ્હારા જીવન મરણનો પ્રશ્ન હું ન જાણું તો કોણ જાણે ?"

"રામનાથ સારૂ થયું તમે પોતે આ ઘટનાથી પરિચિત થઇ ગયા છો, નહિ તો આ વિશ્વાસઘાત ન કોઇને કહેત અને ન કોઈ જાણત."

"વિશ્વાસઘાત કેવો ?"

"જેના ઉપર મ્હારો વિશ્વાસ હતો તે 'ત્રિવેણી.' એક દિવસ મેં કહ્યું હતું કે તે વીરબાળા છે, મારી આરાધના દેવી છે. મારા હૃદયની શક્તિ છે મારામન મંદિરની પૂજારણી છે. તે 'ત્રિવેણી' આજે મ્હારા જીવનને સંસારનાં પ્રલોભનોમાં ફસાવી દેવા માગે છે. મારી આશાઓને કચડી નાંખવા ઇચ્છે છે. મારાં વિચારો ક્રાંતિની યોજનાઓને એકી વખતે સળગાવી મૂકવા માગે છે. શાં માટે હું તેનો લોભ કરૂં ?

"તમે શું કહી રહ્યા છો, અમરસિંહ ?"

"તદ્દન સાચી વાત."

"શું ત્યારે તમે નહિ જાવ ?"

"એ કહે છે એવું તો નહિજ બની શકે, જઇશ તો ખરોજ. પણ પ્રાણ આપીશ."

"નહિ! નહિ! અમરસિંહ ? તમે આમ ન કરશો તમે માતૃભૂમિ માટે જીવો..."

"નહિ, હરગીઝ નહિ, માતૃભૂમિને માટે મરવું એજ સાચુ મૃત્યુ છે. મારે મરવું જોઇએ?"

"તમે અહીંજ મોટી ભૂલ કરી રહ્યા છો?"

"નહિ! હું કદાપી ભૂલ કરૂંજ નહિ. રામનાથ? દિલ તૂટી ગયું છે, હવે છૂપાઇને જીવનની રક્ષા કરવાનો સમય નથી......હું જાઉં છું?"

અમરસિંહને રોકવાનું મ્હારાથી સાહસ ન થઈ શક્યું, અંધકારમાં પણ તેની આંખોમાંથી ચિનગારીઓ નીકળી રહી હતી. જતાં જતાં એ બોલતો હતો. મૃત્યુ અને જીવન, જીવન અને મૃત્યુ, સ્વાધીનતા ને 'મૃત્યુ... બસ સ્વાધીનતાને ખાતર મૃત્યુ એજ સાચુ જીવન છે. એજ મારા જીવનનું ધ્યેયછે....બસ હું જઇશ......'

આવા શબ્દો કેટલાયે વખત હજુ મ્હને એ નદિના કિનારે મારા કાનમાં પડઘા પાડી રહે છે. અને અમરસિંહના છેલ્લા વાક્યો ને પગ થપ્પી મારા કાનને વીંધી રહે છે.

(સંપૂર્ણ)



# दैवम्

દૈવની ગતિ ગહન છે. એ વાક્ય શાસ્ત્રી પૂર્ણાનંદ અનેક વખત જુદા જુદા ગ્રંથોમાં વાંચતા, અને એનો અર્થ સમજવા માટે કલાકોના કલાકો સુધી વિચારમંથન કરતા છતાં પણ એમના શંકાશીલ હૃદયનું સમાધાન થઇ શકે તેવો જવાબ તે નહોતા સમજી શકતા.

ગોરખપુરમાં શાસ્ત્રી પૂર્ણાનંદની એક સમર્થ વિદ્વાન તરિકે સારી ખ્યાતિ હતી. એટલુંજ નહિ બલ્કે તેમની સ્હામે આખા ગોરખપુરમાંથી એક પણ માણસ ધાર્મિક, નૈતિક તથા સામાજીક ચર્ચા કરવા શક્તિશાળી નહોતો. એટલે પૂર્ણાનંદના હૃદયમાં ઉદ્‌ભવેલી 'दैवम् गहनम् गति ॥' 'એ શું?' ની શંકાનું નિવારણ કોઇ કરી શકે તેમ હતુંજ નહિ. આખરે એ પ્રશ્ન તેમણે સરસ્વતીનેજ પૂછવાનો વિચાર કર્યો.

સરસ્વતીની ઉમર તો હજી વીસ વર્ષની. છતાં એ પતિ પરાયણા સાધ્વી સ્ત્રી સર્વ ધર્મશાસ્ત્રોની જ્ઞાતા હતી. ધર્મ, વ્યાકરણ અને નીતિના ગૂઢ પ્રશ્નોની તે સહેલાઇથી ચર્ચા કરી શકતી હતી. કુદરતેજ એને એના બાલ્યકાળથી અસાધારણ દૈવી શક્તિ આપી હતી, છતાં એ નિરાભિમાની હતી. એની પતિભક્તિ જોઇ પૂર્ણાનંદ પોતાની જાતને ભાગ્યશાળી લેખતા. એટલુંજ નહિ, કિન્તુ પોતાના ઘેર ખુદ દૈવી સરસ્વતીજ છે. એમ માની તે શ્રીમતી સરસ્વતીનું યથાર્થ સન્માન કરતા.

પૂર્ણાનંદ અને સરસ્વતીનો સંસાર સ્વર્ગસુખોના ભોક્તા દેવ-દેવીઓને પણ ઇર્ષા કરાવે તેવો સુખી હતો. પૂર્ણાનંદનું લગ્ન તેમની એકવીસ વર્ષની ઉમરે શાસ્ત્રોક્ત રીતિથી સરસ્વતી સાથે થયું હતું. જે વખતે સરસ્વતિની ઉમર ચૌદ વર્ષની હતી. પરણી સાસરે આવ્યા પછી તેણે કોઇ વખત પોતાના પિયર જવાની ઇચ્છા કરીજ નહોતી. એ સુયોગ્ય પતિ-પત્ની વચ્ચે અનન્ય પ્રેમ જ્યોત પ્રકટી હતી.

એવી એ સરસ્વતી પાસે પોતાને ઉદ્‌ભવેલી શંકાનું સમાધાન કરવા માટે શાસ્ત્રી પૂર્ણાનંદ તેમના અભ્યાસ ખંડમાંથી ઉઠી બહારના ખંડમાં આવ્યા, જે વખતે સરસ્વતી રસોડામાં ચોખા વિણતી હતી, તે પતિને આતુર હૃદયે પોતા તરફ આવતા જોઇ હાથમાંનું કાર્ય પડતું મૂકી, પતિદેવ શું આજ્ઞા કરે છે, તે સાંભળવા ઉત્સુક હૃદયે તેમના સ્હામું જોઇ રહી.

પૂર્ણાનંદે તો બહાર આવતાંની સાથેજ પૂછ્યું.

"સરસ્વતી! આજ હું ઘણાય વર્ષોથી અનેક ગ્રંથોમાં આ વાક્ય વાંચું છું, છતાં એનો અર્થ શું એ સમજી શકતો નથી. આજ તો એ તને પૂછી મારી શંકાનું સમાધાન કરવાનો વિચાર કરી, તારા કાર્યમાં ખલેલ પહોંચાડવા આવ્યો છું.

"પૂછો, મમ સૌભાગ્યનાથ! ઘણીજ ખુશીથી પૂછો, એ આપને ઉદ્‌ભવેલી શંકાનો પ્રશ્ન."

"આ રહ્યો મારો એ પ્રશ્નઃ दैवम् गहनम् गति કે જેને સમજવા મેં બહુ બહુ પ્રયત્નો કર્યા છતાં તે નથી સમજી શકયો."

"સ્વામિન્! પ્રશ્ન તો બહુ સુંદર અને ગહન છે. તેનો અર્થ તો હું બરાબર સમજુ છું. છતાં તે આપને સમજાવવા જેટલી શક્તિ હું નથી ધરાવી શકતી. એનો અર્થ તો મારી મોટી બ્હેન ગાયત્રિજ સમજાવી શકશે."

પોતાની વિદ્વાન પત્ની સરસ્વતીનો આ પ્રમાણેનો પ્રતિઉત્તર સાંભળી પૂર્ણાનંદ વિચારમાં પડયા. 'જેનો અર્થ સરસ્વતી સમજે છે છતાં તે મને સમજાવી નથી શકતી એમાં જરૂર કાંઇ ગુઢાર્થ હોવુંજ જોઇએ. અને તે શું હશે એ જાણવાની તીવ્ર આકાંક્ષા પૂર્ણાનંદના હૃદયમાં પાછી ઉદ્‌ભવી ને તે પત્નીને સંબોધી બોલ્યાઃ

"સરસ્વતી! શું એનો અર્થ મને તારી મોટી બ્હેન ગાયત્રીજ સમજાવી શકશે?"

"હા."

"ત્યારે તું મને કહે ગાયત્રિનો મેળાપ મને ક્યાં થશે? હું તો ગાયત્રિને લેશેય ઓળખતો નથી."

"ભલે તમે ન ઓળખતા હો, પરંતુ તે તો જરૂર તમને ઓળખશેજ, ગાયત્રિનો મેળાપ તમને તેના સાસરે સુંદરપુરમાં થશે. સુંદરપુર કાંઇ બહુ મોટું શહેર નથી.

# ગહનમ્ ગતિ

તેના સસરા પં૦ જગન્નાથનું નામ દેશો કે એક ન્હાનું છોકરૂં પણ તમને તેના ઘેર લઈ જશે."

"એમકે! ગાયત્રિ મને વગર દીઠે ઓળખશે?"

"હા, જરૂર એ શક્તિ તે ધરાવે છે."

ને તેજ દિવસે ચારની ગાડીમાં પૂર્ણાનંદ શંકાના સમાધાન માટે ગાયત્રિને મળવા સુંદરપુર આવવા નિકળ્યો.

(૨)

સુંદરપુર રેલ્વે સ્ટેશનથી ત્રણ માઈલ દૂર હોવાથી પૂર્ણાનંદ બીજા દિવસના પ્રભાતે સરસ્વતીની સૂચના મુજબ ગયા. સ્ટેશને ઉતરી પગપાળા સુંદરપુરના માર્ગે ચાલ્યો, ને જ્યારે તે સુંદરપુરની ભાગોળે આવ્યો ત્યારે લગભગ આઠેક વાગ્યાનો સુમાર થયો હશે, ગામની ભાગોળે કૂવાના પનઘટ ઉપર અનેક સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. કેટલીક ભરેલાં બેડાં શિર પર લઈ નગરપ્રતિ જતી તો કેટલીક નગરમાંથી ઠાલાં બેડાં લઈ કુવે પાણી ભરવા આવતી. પૂર્ણાનંદે પાણીભરી નગરપ્રતિ જતી કેટલીક સ્ત્રીઓ પૈકી પાછળ પડી ગયેલી એક સ્ત્રીને સંબોધી પૂછ્યું:

"બ્હેન! આ ગામમાં પં. જગન્નાથ રહે છે ખરૂંને?"

પૂર્ણાનંદના એ પ્રશ્ને પાણી ભરી જતી સ્ત્રીએ પાછું વાળી જોયું. જોતાંની સાથેજ તે બોલી:

"કોણ પૂર્ણાનંદ? તમારે ગાયત્રિને મળવું છે કેમ ખરૂં ને? તમને તમારી શંકાનું સમાધાન કરવા સરસ્વતીએજ મોકલ્યા છે ને?" પેલી અજ્ઞાત સ્ત્રીએ એક સામટા ત્રણ પ્રશ્નો પૂછ્યા. જેના પ્રતિ ઉત્તરમાં પૂર્ણાનંદે સ્હામો પ્રશ્ન પૂછ્યો!

"હા, મને સરસ્વતીએજ મોકલ્યો છે. તમારૂંજ નામ ગાયત્રિ?"

"હા, મારૂંજ નામ ગાયત્રિ. હું તમારી શંકાનું નિવારણ જરૂર કરત. પરંતુ તમો જોઈ શકો છો કે મને છેલ્લા દિવસો જાય છે. ઘેર જઈ આ બેડું હું પાણીયારે ઉતારીશ કે તુરતજ પાંચ મિનિટમાં મને પ્રસુતિ થશે. પ્રસુતિમાં પુત્ર જન્મશે, ને પુત્ર જન્મની ખુશાલીમાં મારા સસરા ગામમાં તુરતજ સાકર વહેંચવા માણસ મોકલશે સાકર વહેંચવા મોકલેલો માણસ સાકર વહેંચી પાછો આવશે કે તેજ વખતે મારૂં મૃત્યુ થશે—એટલે હું 'દૈવની ગતિ ગહન છે.' એનો અર્થ સમજાવી શકવા લાચાર છું.—અવકાશજ નથી. કિન્તુ તમને તે જાણવાની ઉપેક્ષાજ હોય તો, હું આ દેહથી છૂટી હરિણીના દેહમાં આજથી સાત વર્ષે, આજ દિવસે બપોરના બાર વાગે અહિંના જંગલમાં આવેલા માનસરોવર પર પાણી પીવા આવીશ ત્યારે તમો મને ત્યાં મળજો એટલે તે હું તમને સમજાવીશ."

આટલો લંબાણ ખુલાસો કરી ગાયત્રિ ચાલી ગઈ. નતો તેણે પૂર્ણાનંદને પોતાની સાથે ઘેર આવવાનું કહ્યું કે નતો કાંઈ સમાચાર પૂછ્યા. એનું આશ્ચર્ય પૂર્ણાનંદને નહોતું. પરંતુ ગાયત્રિએ જે ભવિષ્ય ભાખ્યું એજ

લેખકઃ—શ્રી. "સ્નેહકુંજ"

એના હૃદયને આનંદાશ્ચર્ય ઉપજાવતું હતું. તેને એમ થયું કે, જ્યારે હું અહિં સુધી આવ્યો છું. ત્યારે ગાયત્રિએ મને અત્યારે જે કહ્યું ને કેટલા અંશે સત્ય છે તે તો મારે જોવુંજ જોઈએ. અને આમ મનસુબો કરી તે ગામમાં એક વીપ્રના ઘેર ગયો.

વિદ્વાન સર્વત્ર પૂજ્યતે, એ સુત્રાનુસાર પૂર્ણાનંદના ભાલપર અંકિત થયેલી વિદ્વતાની છાપે તેનો સારો સત્કાર થયો, ને સન્માનસહ તેને આવકાર આપી બેસાડ્યો. ત્યાં તો અડધાએક કલાકના અંતરે પં. જગન્નાથનો માણસ જે ઘેર પૂર્ણાનંદ ઉતર્યો હતો તે ઘેર પુત્રના જન્મની ખુશાલીમાં સાકર આપવા આવ્યો ને પુત્ર જન્મની વાત કહી, તેના ગયા બાદ ભોજન કાર્યથી નિવૃત્ત થતાં અતિથી સાથે ઘરધણી જ્ઞાનગોષ્ટી કરી રહ્યો હતો. ત્યાં તો પં. જગન્નાથની પુત્રવધુ ગાયત્રીના અવસાનના સમાચાર આવ્યા. તુરતજ ઘરધણી ને પૂર્ણાનંદ તેની સ્મશાન યાત્રામાં ગયા જ્યાં પૂર્ણાનંદે ગાયત્રિના મૃતદેહને દેવાતો અગ્નિસંસ્કાર નજરો નજર જોયો.

× × ×

# दैवम्

દૈવની ગતિ ગહન છે. એ વાક્ય શાસ્ત્રી પૂર્ણાનંદ અનેક વખત જુદા જુદા ગ્રંથોમાં વાંચતા, અને એનો અર્થ સમજવા માટે કલાકોના કલાકો સુધી વિચારમંથન કરવા છતાં પણ એમના શંકાશીલ હૃદયનું સમાધાન થઇ શકે તેવો જવાબ તે નહોતા સમજી શકતા.

ગોરખપુરમાં શાસ્ત્રી પૂર્ણાનંદની એક સમર્થ વિદ્વાન તરિકે સારી ખ્યાતિ હતી. એટલુંજ નહિ બલ્કે તેમની સ્હામે આખા ગોરખપુરમાંથી એક પણ માણસ ધાર્મિક, નૈતિક તથા સામાજીક ચર્ચા કરવા શક્તિશાળી નહોતો. એટલે પૂર્ણાનંદના હૃદયમાં ઉદ્દભવેલી 'दैवम् गहनम् गति ॥' 'એ શું?' ની શંકાનું નિવારણ કોઇ કરી શકે તેમ હતુંજ નહિ. આખરે એ પ્રશ્ન તેમણે સરસ્વતીનેજ પૂછવાનો વિચાર કર્યો.

સરસ્વતીની ઉમર તો હતી-વીસ વર્ષની. છતાં એ પતિ પરાયણા સાધ્વી સ્ત્રી સર્વ ધર્મશાસ્ત્રોની જ્ઞાતા હતી. ધર્મ, વ્યાકરણ અને નીતિના કૂટ પ્રશ્નોની તે સહેલાઇથી ચર્ચા કરી શકતી હતી. કુદરતેજ એને એના બાલ્યકાળથી અસાધારણ દૈવી શક્તિ આપી હતી, છતાં એ નિરાભિમાની હતી. એની પતિભક્તિ જોઇ પૂર્ણાનંદ પોતાની જાતને ભાગ્યશાળી લેખતા. એટલુંજ નહિ, કિન્તુ પોતાના ઘેર ખુદ દૈવી સરસ્વતીજ છે. એમ માની તે શ્રીમતી સરસ્વતીનું યથાર્થ સન્માન કરતા.

પૂર્ણાનંદ અને સરસ્વતીનો સંસાર સ્વર્ગસુખોના ભોક્તા દેવ-દેવીઓને પણ ઇર્ષા કરાવે તેવો સુખી હતો. પૂર્ણાનંદનું લગ્ન તેમની એકવીસ વર્ષની ઉમરે શાસ્ત્રોક્ત રીતિથી સરસ્વતી સાથે થયું હતું. જે વખતે સરસ્વતિની ઉમર ચૌદ વર્ષની હતી. પરણી સાસરે આવ્યા પછી તેણે કોઈ વખત પોતાના પિયર જવાની ઇચ્છા કરીજ નહોતી. એ સુયોગ્ય પતિ-પત્ની વચ્ચે અનન્ય પ્રેમ જ્યોત પ્રકટી હતી.

એવી એ સરસ્વતી પાસે પોતાને ઉદ્દભવેલી શંકાનું સમાધાન કરવા માટે શાસ્ત્રી પૂર્ણાનંદ તેમના અભ્યાસ ખંડમાંથી ઉઠી બહારના ખંડમાં આવ્યા, જે વખતે સરસ્વતી રસોડામાં ચોખા વિણતી હતી, તે પતિને … મ હૃદયે પોતા તરફ આવતા જોઇ હાથમાંનું કાર્ય પડતું મૂકી, પતિદેવ શું આજ્ઞા કરે છે, તે સાંભળવા ઉત્સુક હૃદયે તેમના સ્હામું જોઇ રહી.

પૂર્ણાનંદે તો બહાર આવતાંની સાથેજ પૂછ્યું.

“સરસ્વતી! આજ હું ઘણાય વર્ષોથી અનેક ગ્રંથોમાં આ વાક્ય વાંચું છું, છતાં એનો અર્થ શું એ સમજી શકતો નથી. આજ તો એ તને પૂછી મારી શંકાનું સમાધાન કરવાનો વિચાર કરી, તારા કાર્યમાં ખલેલ પહોંચાડવા આવ્યો છું.

“પૂછો, મમ સૌભાગ્યનાથ! ઘણીજ ખુશીથી પૂછો, એ આપને ઉદ્દભવેલી શંકાનો પ્રશ્ન.”

“આ રહ્યો મારો એ પ્રશ્નઃ दैवम् गहनम् गति કે જેને સમજવા મેં બહુ બહુ પ્રયત્નો કર્યા છતાં તે નથી સમજી શક્યો.”

“સ્વામિન્! પ્રશ્ન તો બહુ સુંદર અને ગહન છે. તેનો અર્થ તો હું બરાબર સમજુ છું. છતાં તે આપને સમજાવવા જેટલી શક્તિ હું નથી ધરાવી શકતી. એનો અર્થ તો મારી મોટી બ્હેન ગાયત્રિજ સમજાવી શકશે.”

પોતાની વિદ્વાન પત્ની સરસ્વતીનો આ પ્રમાણેનો પ્રતિઉત્તર સાંભળી પૂર્ણાનંદ વિચારમાં પડયા. 'જેનો અર્થ સરસ્વતી સમજે છે છતાં તે મને સમજાવી નથી શકતી એમાં જરૂર કાંઈ ગુપ્તતત્વ હોવુંજ જોઇએ. અને તે શું હશે એ જાણવાની તીવ્ર આકાંક્ષા પૂર્ણાનંદના હૃદયમાં પાછી ઉદ્દભવી ને તે પત્નીને સંબોધી બોલ્યા:

“સરસ્વતી! શું એનો અર્થ મને તારી મોટી બ્હેન ગાયત્રીજ સમજાવી શકશે?”

“હા.”

“ત્યારે તું મને કહે ગાયત્રિનો મેળાપ મને ક્યાં થશે.? હું તો ગાયત્રિને દીઠેય ઓળખતો નથી.”

“ભલે તમે ન ઓળખતા હો, પરંતુ તે તો જરૂર તમને ઓળખશેજ. ગાયત્રિનો મેળાપ તમને તેના સાસરે સુંદરપુરમાં થશે. સુંદરપુર કાંઇ બહુ મોટું શહેર નથી.

# ગહનમ્ ગતિ

તેના સસરા પં૦ જગન્નાથનું નામ દેશો કે એક ન્હાનું છોકરૂં પણ તમને તેના ઘેર લઈ જશે."

"એમકે! ગાયત્રિ મને વગર દીઠે ઓળખશે?"

"હા, જરૂર એ શક્તિ તે ધરાવે છે."

ને તેજ દિવસે ચારની ગાડીમાં પૂર્ણાનંદ શંકાના સમાધાન માટે ગાયત્રિને મળવા સુંદરપુર આવવા નિકળ્યો.

( ૨ )

સુંદરપુર રેલ્વે સ્ટેશનથી ત્રણ માઈલ દૂર હોવાથી પૂર્ણાનંદ બીજા દિવસના પ્રભાતે સરસ્વતીની સૂચના મુજબ ગયા. સ્ટેશને ઉતરી પગપાળા સુંદરપુરના માર્ગે ચાલ્યો, ને જ્યારે તે સુંદરપુરની ભાગોળે આવ્યો ત્યારે લગભગ આઠેક વાગ્યાનો સુમાર થયો હશે, ગામની ભાગોળે કૂવાના પનઘટ ઉપર અનેક સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. કેટલીક ભરેલાં બેડાં શિર પર લઈ નગરપ્રતિ જતી તો કેટલીક નગરમાંથી ઠાલાં બેડાં લઈ કુવે પાણી ભરવા આવતી. પૂર્ણાનંદે પાણીભરી નગરપ્રતિ જતી કેટલીક સ્ત્રીઓ પૈકી પાછળ પડી ગયેલી એક સ્ત્રીને સંબોધી પૂછયુંઃ

"બ્હેન! આ ગામમાં પં. જગન્નાથ રહે છે ખરૂંને?"

પૂર્ણાનંદના એ પ્રશ્ને પાણી ભરી જતી સ્ત્રીએ પાછું વાળી જોયું. જોતાંની સાથેજ તે બોલીઃ

"કોણ પૂર્ણાનંદ? તમારે ગાયત્રિને મળવું છે કેમ ખરૂં ને? તમને તમારી શંકાનું સમાધાન કરવા સરસ્વતીએજ મોકલ્યા છે ને?" પેલી અજ્ઞાત સ્ત્રીએ એક સામટા ત્રણ પ્રશ્નો પૂછ્યા. જેના પ્રતિ ઉત્તરમાં પૂર્ણાનંદે સ્હામો પ્રશ્ન પૂછ્યો!

"હા, મને સરસ્વતીએજ મોકલ્યો છે. તમારૂંજ નામ ગાયત્રિ?"

"હા, મારૂંજ નામ ગાયત્રિ. હું તમારી શંકાનું નિવારણ જરૂર કરંત. પરંતુ તમો જોઈ શકો છો કે મને છેલ્લા દિવસો જાય છે. ઘેર જઈ આ બેડું હું પાણીયારે ઉતારીશ કે તુરતજ પાંચ મિનિટમાં મને પ્રસુતિ થશે. પ્રસુતિમાં પુત્ર જન્મશે, ને પુત્ર જન્મની ખુશાલીમાં મારા સસરા ગામમાં તુરતજ સાકર વહેંચવા માણસ મોકલશે સાકર વહેંચવા મોકલેલો માણસ સાકર વહેંચી પાછો આવશે કે તેજ વખતે મારૂં મૃત્યુ થશે—એટલે હું 'દૈવની ગતિ ગહન છે.' એનો અર્થ સમજાવી શકવા લાચાર છું.—અવકાશજ નથી. કિન્તુ તમને તે જાણવાની ઉપેક્ષાજ હોય તો, હું આ દેહથી છૂટી હરિણીના દેહમાં આજથી સાત વર્ષે, આજ દિવસે બપોરના બાર વાગે અહિંના જંગલમાં આવેલા માનસરોવર પર પાણી પીવા આવીશ ત્યારે તમો મને ત્યાં મળજો એટલે તે હું તમને સમજાવીશ."

આટલો લંબાણ ખુલાસો કરી ગાયત્રિ ચાલી ગઈ. નતો તેણે પૂર્ણાનંદને પોતાની સાથે ઘેર આવવાનું કહ્યું કે નતો કાંઈ સમાચાર પૂછ્યા. એનું આશ્ચર્ય પૂર્ણાનંદને નહોતું. પરંતુ ગાયત્રિએ જે ભવિષ્ય ભાખ્યું એજ

લેખકઃ—શ્રી. "સ્નેહકુંજ"

એના હૃદયને આનંદાશ્ચર્ય ઉપજાવતું હતું. તેને એમ થયું કે, જ્યારે હું અહિં સુધી આવ્યો છું, ત્યારે ગાયત્રિએ મને અત્યારે જે કહ્યું ને કેટલા અંશે સત્ય છે તે તો મારે જોતુંજ જોઈએ. અને આમ મનસુબો કરી તે ગામમાં એક વીપ્રના ઘેર ગયો.

વિદ્વાન સર્વત્ર પૂજ્યતે. એ સૂત્રાનુસાર પૂર્ણાનંદના ભાલપર અંકિત થયેલી વિદ્વતાની છાપે તેનો સારો સત્કાર થયો, ને સન્માનપૂર્વક તેને આવકાર આપી બેસાડયો. ત્યાં તો અડધાએક કલાકના અંતરે પં. જગન્નાથનો માણસ જે ઘેર પૂર્ણાનંદ ઉતર્યો હતો તે ઘેર પુત્રના જન્મની ખુશાલીમાં સાકર આપવા આવ્યો ને પુત્ર જન્મની વાત કહી, તેના ગયા બાદ, ભોજન કાર્યથી નિવૃત્ત થતાં અતિથી સાથે ઘરધણી જ્ઞાનગોષ્ટી કરી રહ્યો હતો. ત્યાં તો પં. જગન્નાથની પુત્રવધુ ગાયત્રીના અવસાનના સમાચાર આવ્યા. તુરતજ ઘરધણી ને પૂર્ણાનંદ તેની સ્મશાન યાત્રામાં ગયા જ્યાં પૂર્ણાનંદે ગાયત્રિના મૃતદેહને દેવાતો અગ્નિસંસ્કાર નજરો નજર જોયો.

× × ×

અનેક આશ્ચર્યો વચ્ચે તેજ દિવસની સાંજે પૂર્ણાનંદ સુંદરપુરથી ભગ્નહૃદયે પાછો ફરી ગોરખપુર આવવા નીકળ્યો. ને જ્યારે બીજા દિવસે સવારના દસ વાગે પોતાને ઘેર આવ્યો ત્યારે સરસ્વતીને પોતાનો સત્કાર કરવા આંગણામાં ઉભેલી જોઇ.

પતિને જોઈ સરસ્વતી બોલી:

" સ્વામિન ! અર્થ ન સર્યો, ફેરો પડયો ને ? ગાયત્રિ પુત્રને જન્મ આપી મનુષ્ય યોનિમાંથી વનચર–પશુ યોનિમાં ચાલી ગઇ. કાં ખરૂં ને ? હવે તો તમારા હૃદયની શંકાના સમાધાનની વાત ગઇ સાત વર્ષે એમજને ? જરૂર તે હરણીના દેહે તમારી શંકાનું સમાધાન કરશે. "

પત્નીનું આ કથન સાંભળી તેના આશ્ચર્યની સીમા ન રહી તે પત્નીને સંબોધી બોલ્યો:

" સરસ્વતી ! આ તેં કેમ કરી જાણ્યું ? "

" નાથ ! તે તો મેં આપને પ્રથમથીજ જણાવ્યું છે કે, હું સમજું છું. પરંતુ સમજાવવાની શક્તિ નથી. "

(૩)

ગાયત્રિના સુચન મુજબ પૂરા થતા સાતમા વર્ષના એક દિવસ આગમચ પૂર્ણાનંદ એની એજ શંકા વચ્ચે નીકળ્યો. અને સુંદરપુર નજીકના અરણ્યમાં આવેલા માન સરોવરની પાળ પરના એક ઘટાદાર વૃક્ષની છાયામાં ગાયત્રિને હરિણીના દેહમાં આવવાની ગત જોવા લાગ્યો.

બરાબર મધ્યાહ્ન થતાં એક હરિણીનું મોટું ટોળું . તરફ દોડતું આવ્યું. અને પાણી પીવા માંડયું. ટોળામાંથી એક હરિણી છિખૂટી પડી જ્યાં પૂર્ણાનંદ બેઠો હતો તે દિશા તરફ આવી પાણી પીવા માંડી પૂર્ણાનંદે હરિણીના દેહમાં એજ ગાયત્રિ છે. એમ અનુમાન કર્યું અને પાણી પી તે પાછી વળે એટલે પૂછું. એ ઇરાદે પૂર્ણાનંદ જરા ટટાર થઇ બેઠો.

હરિણી પાણી પી જ્યાં મ્હોંઢું પાણીમાંથી ઉંચું કરે છે. ત્યાં તો એક સણૂણણ અવાજ કરતું તીર આવ્યું અને તે પેલી હરિણીના દેહમાં ભોંકાયું.

હરિણી એક ચીત્કાર પાડી જમીન ઉપર ગબડી પડી ને આ દ્રસ્ય જોતાં પૂર્ણાનંદ ભયની ધ્રુજારી સાથે પેલી હરિણી પાસે આવી તેના મસ્તકને પોતાના ખોળામાં લઇ તેના દેહ પર પોતાના હસ્તને લાગણીભર્યા હૃદયે ફેરવવા લાગ્યો. હરિણીએ-મ્રૃત્યુની મૂર્છામાંથી તેની બીડાયલી આંખ ખોલીને પૂર્ણાનંદ સ્હામું જોયું. બીજીજ પળે તેને મનુષ્ય વાચા થઇને તે પૂર્ણાનંદને ઉદ્દેશી ધીમેથી બોલી:

" પૂર્ણાનંદ ! આપને આપેલા વચન પ્રમાણે આજે પણ હું સંજોગોને આધિન થઇ આપની શંકાનું નિવારણ નથી કરી શકતી જે માટે દિલગિર છું. પરંતુ મારો આત્મા આ દેહથી છૂટો થતાં હું કાશી ક્ષેત્રમાં યજ્ઞપાલ શર્માના ઘેર પુત્રી રૂપે અવતરીશ જ્યાં મારી ચૌદ વર્ષની ઉંમરે, મારાં લગ્ન થશે. જે વખતે તમારે એ લગ્નમાં આવવું. જ્યાં હું મંગળ–ફેરા ફરી રહી તુરતજ દૈવમ્ ગહનમ્ ગતિ નો ભેદ અવશ્ય–સમજાવીશ."

આટલું બોલી ગાયત્રીનો દિવ્ય આત્મા એ હરિણીના દેહમાંથી છૂટો થયો. ને પૂર્ણાનંદ તે દિવસે પણ નિરાશ વદને પોતાના ઘર તરફ પાછો ફર્યો.

## માકણો વીણતાં

પ્રિયા! પણે માકણ જાય પેલા
લોહી પી પીને તગડા થયેલા;
તું ઝાલ જોજે નવ જાય ભાગી
ઝલાય ના તો ખસી જા તું આઘી. ૧

આ માકણો કયાંથીજ ઉભરાય
આવી કંઈથી ઘરમાં ભરાય;
વીણો વીણો તોય ન થાય ઓછા
એનો જડે કોઈ નહિ ઉપાય. ૨

હશે શું એ રાક્ષસી કોઈ જાત
કે એકના એહ અનેક થાત;
ને આપણું લોહી પીને ધરાય
શું એમણે લીધી હશે પ્રતિજ્ઞા ? ૩

ઓફીસના કામથી થાકી રાતે
આવી ચહું ઘેર સુવા નિરાંતે;
ન કિંતુ એ તો જરી જંપવા દે
જાણે ગયા એ ભવના અરિ છે. ૪

જાણું નકી માકણનાજ પાપે
વસ્યા રવિ, તારક, ચંદ આભે;
ને માકણોનીજ નકી પીડાએ
સ્વર્ગે કીધો વાસ જઈ સુરોએ. ૫

—રસિક ભટ્ટ.

જ્યારે ઘેર આવ્યો ત્યારે તે વખતે પણ સરસ્વતીએ બનેલી ઘટના કહી સંભળાવી.

(૪)

આજે તો શાસ્ત્રી પૂર્ણાનંદ અડતાલીસ વર્ષની ઉંમરે પહોંચેલ છે. 'દૈવની ગતિ ગહન છે' એનો ભેદ જાણવાની જિજ્ઞાસા જરાય ન્યુનાધિક નથી થઈ. એટલામાં તો યશપાલને ત્યાં તેમની પુત્રીના લગ્નમાં પધારવાની કંકોત્રી આવી ને પૂર્ણાનંદ તુરતજ જવા તૈયાર થયો.

કાશીમાં યશપાલ શર્માની કીર્તિનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો. લક્ષ્મી તો તેમના ઘેર જાણે દાસી રૂપેજ રહેલી હોય તેમ જણાતી. એકની એક પુત્રીના લગ્ન પ્રસંગે આજે તેમના ઘેર ભવ્ય લગ્ન મંડપમાં અનેક આમંત્રિત ગૃહસ્થો પધારેલા છે ત્યાં પૂર્ણાનંદ આવી પહોંચ્યો. પૂર્ણાનંદની વિદ્વતા પણ અહિયા સુધી પ્રસરી હતી. એટલે તેના સુસ્વાગત સાથે મહેમાનોના સભામંડપમાં સન્માનસહ આવકાર આપવામાં આવ્યો. પરંતુ પૂર્ણાનંદને તો એ બધી વિવેકની થતી ક્રિયાઓ તરફ મુદલે ધ્યાન નહોતું. તેને તો 'દૈવની ગતિ ગહન છે' એનો ભેદ જાણવાનીજ રટ લાગી હતી. અને ક્યારે હસ્ત મેળાપ થઈ મંગળ ફેરા ફરી રહે તેનીજ રાહ જોતો હતો.

મુકરર સમયે લગ્નમંડપમાં સપ્ત પદી પર લગ્ન ક્રિયા શરૂ થઈ. તે જ્યાં ચોથો મંગળ ફેરો ફરી રહી વરવધૂ ઉભાં રહ્યાં ત્યારે પાનેતરના ઘુંઘટમાંથી મ્હોં બહાર કાઢી યશપાલ શર્માની પુત્રી સુકન્યાએ પૂર્ણાનંદ રહામું જોયું. કિન્તુ લગ્ન મંડપમાં એકત્રિત થઈ બેઠેલા અનેક વિદ્વાન પુરૂષો સમક્ષ સુકન્યાને કંઇ પણ પૂછવાની હિંમત પૂર્ણાનંદ ન કરી શકયો. કેવળ એક પ્રતિમા સમાન એ સુકન્યા રહામું જોઈજ રહ્યો.

તેને એ પ્રમાણે મૌનસ્થ દશામાં પોતા પ્રતિ જોઇ રહેલો નિહાળી સુકન્યા બોલી:

"પૂર્ણાનંદ! આ બધા એકત્ર થયેલા વિદ્વાન વર્ગ સમક્ષ, એકવીસ વર્ષથી જે ભેદને જાણવાની તીવ્ર આકાંક્ષા તમારા હૃદયમાં ઉદ્ભવેલી છે, અને જે ભેદને જાણવા આજે તમો અહિં આવી બેઠા છો, છતાં શું એ ભેદ જાણવા માટે પૂછતાં આપના હૃદયને ક્ષોભ થાય છે?"

"ના, ના, બ્હેન! તેવું તો કંઇજ નથી. પણ......"

"બસ, આગળ વધી સત્યને છુપાવવાની કંઈજ જરૂર નથી. જેનો ભેદ જાણવાની આપને જિજ્ઞાસા છે તે ભેદ તમારી સમક્ષજ છે. ને જેને આપ અત્યારેજ જોઈ શકો છો. ઓળખો આ મારી સાથે મારો હસ્ત ગ્રહી ઉભેલા મારા પતિદેવને. પણ એ ભેદને કોઇના આગળ ખુલ્લો કરશો નહિ."

ને જ્યારે પૂર્ણાનંદે તેનું પાણિ ગ્રહણ કરનાર એકવીસ વર્ષના યુવાન સામે જોયું તો તે ગાયત્રિનો પુત્ર છે જેને જન્મ આપી ગાયત્રિ મરણ પામી હતી.

સંપૂર્ણ.



# બે પંખિડાં

(૧)

ટચૂકડા એ સળિયા ઉપર ઉભી કરી નાની જેલ
માનવિનાં એ પિંજરા માહિ પંખિ કરી રહે ગેલ
એનું નામ હતું કૂંજવેલ
ભાષા માનવની એ શિખેલ.

(૨)

મેઘનાં સહસ્ર તરંગ સમો હતો એનો જ કલ્લોલ
બંધન એનાં જોઈ જોઈ બીજાં પંખિ કરે કાગારોળ
જગ આખાથી એ ડરતું
પરવશ બની એ સડતું.

(૩)

એક દિ' એનાં માલિક બધાં ફરવા માટ ગયેલ
બાલમિત્ર સમું વનપંખિડું મળવા કાજ આવેલ
ને બન્ને વાતો કરે
જાણે નવનિત ઝરે.

(૪)

'ચાલ ને દોસ્ત તું ! વનમાં જઈને ભમીએ કૂંજેકૂંજ
વ્હાલી આઝાદીનો સ્વાદ લઈને જગાવીએ તેજ પૂંજ'
વનનું પંખિ બોલે ને
જાણે સ્વર્ગે ચડે.

(૫)

'બિરાદર, હવે કહીને થાકયો કે ગમે અહિં મને ખૂબ
તમે બધાંએ જંગલી થૈગ્યા ગૂમાવી આ રસ કૂપ'
માનવિ ભાષા શિખવે
પરવશ બની એ બોલે.

(૬)

'સાંકડી નાની આ કેદ મહિં :તે રે'વું ગમે તને કેમ?
આઝાદીભર્યા એ વને જવાની નહિ જરી તને નેમ?'
વનપંખિની આંખ ભિંજાતી
લાગણીની ત્યાં નિક સિંચાતી.

(૭)

'ખૂબ ખૂબ મને ગમે અહિં, ડર જેવી અહિં ચીજ નહિ
અખૂટ ભોજન, માનવભાષા; ચાલ તું યે અરે ચાલ અહિં'
પોતાનાં જેવાં સૌને કરે
જગહિતસ્વી એજ ખરે.

(૮)

'લોહ તણાં આ પિંજરા માંહિ ઉડી ન લેશ શકાય
સૂર્યપ્રકાશ ને વન પેઠાં અરે મળે નહિ અહિં ક્યાંય'
જંગલ વાટે એ જૂએ
એનો આતમ ડોલી રહે.

(૯)

'એનાંથી તો ભાઈ, ગરમી લાગે, જંગલમાં પણ ભો!
મને તો વીરા! આહિ ગમે બહુ, આવે તું જો અહિં, હો!'
વિષાદ ભરી એની આંખડી
સમજે છતાંય હસતી.

(૧૦)

'ભેલુંવેલું એમ લાગે ભલો, ચાલ ગીત ગાશું અવિનાશ
વનદેવાને પ્રસન્ન કરીને ગૂંજી રે'શું વનવાસ'
વનદેવીનાં આશિષ માંગતું
છૂટું પંખિ હસી રે'તું.

(૧૧)

'આઝાદી સરખી શાન્તિ ન મળે બંધનમાંય જરાય
સમજું ને હું આવી ન શકું, મને માનવિનો ડર, હાય!'
એનું દિલડું કકળી ઉઠે
નિજ બંધન જોઈને રડે.

(૧૨)

'સંગ્રામ તારી આઝાદીનો કર સંપૂર્ણ આશથી તું
સાંપડશે એજ દુર્લભ મુક્તિ હિંમતથી કહું હું'
આનંદ એનાં નયને હતો.
એની કલિકલિમાં સ્નેહ હતો

(૧૩)

'આરંભ યત્ન એ કડવા તણો! કરીશ હુંય જરૂર
નહિ મળે જો આઝાદી તો દોટ મૂકીશ દૂરદૂર'
એની આંખડીઓ ચળકે
બિન્દુ મુક્તિ તણાં પલકે.

(૧૪)

ઉભય મિત્ર. અંતર વ્હાલથી જોઈ રહ્યાં અનિમેષ
સજીવ ઉભેલાં સળિયા ઉપર મૂકતાં સ્નેહની રેખ
હતાં બેઉ પાસે છતાં
દૂર ઘણાંજ હતાં.

(૧૫)

હૃદય ઉભય અજવાળી દેતો આઝાદી તણો સમિર
ગાઈ રે'તો એ અપૂર્વ ગાનો મુક્તિ તણાંય રુચિર
પવિત્ર જ્યોત જલતી ત્યાં
મુક્તિની દિવડી ઉપર ત્યાં.

(રવિન્દ્ર ટાગોર કૃત એક કાવ્યના આધારે.)

કાન્તિ વડોદરીઆ

# જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ!

રજુ કરનારઃ–શ્રી. "એકાર"

ઉપરોક્ત કહેવત ગમે તે સંજોગોમાં ઉત્પન્ન થઇ હોય; છતાં તે ખરી છે એમ વ્યવહારિક દષ્ટાંતો નિહાળતાં સાબિત થાય છે. ભેંસ અને લાઠી બન્ને તમે જોઇતો હશોજ? બંનેને જોતાં જરા હસી જવાય છે. ભેંસ એ હિંદનું લોકપ્રિય પ્રાણી ગણાય છે તેથીજ તો સરકાર જેમ પોતાનાં લાડકાં પ્રજા જનોને ખિતાબો અર્પે છે તેમ લોકો પોતાના જાડા માનવ બંધુઓને ભેંસના ભાઇનો ખિતાબ અર્પે છો અસ્તુ.

ભેંસના દૂધનું આકર્ષણ જગતમાં સૌથી વધારે છે; તેથીજ તો હિંદની કાળી ભેંસનું દૂધ પી જવા માટે ગોરા ભરવાડો લાઠીઓ લઇને યુરોપથી અહીં સુધી દોડી આવ્યા, અને "જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ" એ સુત્ર અનુસાર હિંદી ભેંસના માલિક બની બેઠા આજકાલના લાઠી ધારીઓમાં મુસોલીની અને હીટલરનાં નામ જાણીતાં છો કાળી ભેંસો પ્રત્યેનું ગોરાઓનું આકર્ષણ પગપૂર્વથી ચાલ્યું આવે છે; તેથીજ તો મુસોલીની લઢીને એબીસીનીયન ભેંસ લેવાને માટે ચઢયો. એબીસીનીયન ભેંસ પણ મારકણી હતી. આઠ–દસ માસ સુધી ખૂબ ખૂબ શીંગડાં વીંઝયાં પણ અંતે બિચારી થાકીને લાઠીધારીઓને શરણે થઈ!

પાંચ છ વરસ ઉપર અસહકારીઓએ સ્વરાજની ભેંસને હસ્તગત કરવા માટે જબરી ઝુંબેશ ઉઠાવી હતી. ગાંધીજી બિચારા સ્વરાજની ભેંસનું પૂછડું પકડીને હિંદથી ઠેઠ વીલાયત સુધી દોડયા, છતાં સ્વરાજની ભેંસ કાબુમાં ન આવી તે નજ આવી! કારણ શું? કારણ એજકે "જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ!" અસહકારીઓ પાસે તો લાઠીને બદલે તકલી કે ચરખો હતો પછી સ્વરાજની ભેંસ શી રીતે મળી શકે? મતલબકે લાઠી વગરજ સ્વરાજની ભેંસને ગોતવા નીકળેલા અસહકારીઓને પોલિસની લાઠીઓનાં દર્શન થયાં; ત્યારે પોતાની ભૂલ સમજાણી કે "જીસ્કી લાઠી ઉસ્કી ભેંસ." વંદે-માતરમ્ કે ઇન્કિલાબ ઝીંદાબાદના પોકારોથી સ્વરાજની ભેંસ ન મળી શકે!

સંસારમાં જેને ન્યાય, નીતિ, પ્રમાણિકતા, માનવતા, સહૃદયતા, લાગણી, વિવેક, મર્યાદા, સંસ્કારિતા, ઇત્યાદિ કહેવામાં આવે છે એ બધું લાઠી આગળ કંઈ હિસાબ-માંજ નથી! એ બધા સુધરેલી સમાજના ગણાતા ચલણી સીક્કાઓ લાઠીરાજયમાં ચાલતા નથીજ! (લાઠી-રાજયને કોઇ વાંચક ઉતાવળે રાજકવિ સદ્દગત કલાપીના લાઠી રાજય સમજી ન લેતો 'સારૂં!') હું તો સામ્રાજયવાદીઓના લાઠીરાજ વિષે કહું છું. કળિયુગ તો ઠીક પણ સતયુગમાંએ જેની લાઠી તેની ભેંસ ગણાતી હતી. આ સનાતન સુત્રને આધારેજ ઇતિહાસની આલીશાન ઇમારતો ચણાઈ છે અને ભૂગોળના નકશાઓના રંગો બદલાયા છે.!

જુવો હિંદના પૂર્વ ઇતિહાસ તરફ દષ્ટિ કરો. આ ભારત રૂપી ભેંસના અસલ માલિક અનાર્ય હતા, પણ ઇરાન અને તુરાન તરફથી આર્યોનાં ટોળાં લાઠીઓ લઇને આવ્યાં ને ભારતની ભેંસના માલિક થયાં તે પછીના કાળમાં જુઓ, બાકટ્રીઅન, ગ્રીક, ક્ષત્રપ વગેરે અનેક લાઠી ધારીઓએ હિંદની ભેંસ હસ્તગત કરી હતી. પછી સીકંદર મોટો ધોકો લઇને આવ્યો અને પોરસની પંજાબી ભેંસને જીતીને હાલ્યો ગયો.

રજપુત યુગમાં જ્યાં-સુધી એમની લાઠીઓ સલામત હતી; ત્યાંસુધી એમને ખીલેથી હિંદી ભેંસ જરા પણ ડગી નહિ: પણ મોટી જાડી ડાંગ લઇને મહમૂદ ગીઝની આવ્યો અને બધા રજપુત લાઠીધારીઓની

લાઠીઓ ખોખરી કરી નાખી ને સત્તર સત્તરવાર ભેંસની બાધ ઉડ થઈ પછી શાહબુદ્દીનઘોરી જબરી ડાંગ લઈને આવ્યો અને "જીસકી લાઠી ઉસકી ભેંસ"ની કિંવદંતિ ખરી પાડી, હિંદી ભેંસને હાથ કરી અને દીલ્હીમાંજ ખીલા ઠોકીને તેને મજબુત રીતે બાંધી દીધી. પછી તો મુસલમાન લાઠીધારીઓએ હિંદી ભેંસનું દૂધ ખૂબ ઉડાડયું. વચ્ચે ચંગીસખાં અને તૈમુર જેવા જબરા ધોકા ધારીઓએ પઠાણોની લાઠીઓ તથા હિંદી ભેંસને પણ ખોખરી કરી પણ કોણ જાણે હિંદી ભેંસનું દૂધ હજમ ન થવાથી તે પાછા હાલ્યા ગયા! કોણ જાણે હિંદી ભેંસના દૂધમાં એવી શી તાસીર છે કે પીનારાઓ ઘણી મુદ્દત થતાં ઢીલા પડી જાય છે; તેથી નવા ડંડા ધારીઓ ફાવી જાય છે.

પઠાણો પાસેથી મુગલોએ હિંદી ભેંસ પડાવી. તેમના વખતમાં હિંદી ભેંસ સારી તાજી થઈ જેથી દૂધ પીવા મરાઠા ટટ્ટાર થયા અને યુરોપથી ગોરા ભરવાડો આવા લાગ્યા. મુગલોની લાઠીઓ ખોખરી થતાં હિંદી ભેંસના કબજો લેવા મરાઠાઓએ ડંડા ઉઠાવ્યા તેવામાં અહમદશાહ અબદલ્લીએ એમની લાઠીઓ ખોખરી કરી નાખી તેથી આરોબાર ગોરા ભરવાડો ફાવી ગયા. એમની લાઠીઓને પાંચ પાંચ વરસે પૉલિસ થતી હોવાથી ખોખરી થતીજ નથી તેથી હિંદી ભેંસ ઘણા લાંબા સમય સુધી એમના ખીલે બંધાઈ રહેવાનો સંભવ છે પણ હિંદી જનતાપર ગોરા ભરવાડોને પ્રતાપે આફત એ આવી કે તેઓ હિંદી ભેંસનું ઘી દૂધ તો પોતાના દેશમાં ચઢાવે છે અને અહિના લોકો માટે સેપરેટ બાકી રહેવા દે છે.

હિંદી ભેંસ પુષ્કળ દૂધ દે છે એ સાંભળીને બોલ્શેવીક લાઠીધારીઓ ભેંસ તરફ નજર ઉઠાવે છે; પણ આ ભેંસનો વાડો એટલો મજબુત છે કે તેને ભેદીને ખીલા સુધી આવવુ ઘણું મુશ્કેલ પડે છે. વળી હીંદી ભેંસ ઘણાં વરસો થયાં એકજ ખીલે બંધાએલી હોવાથી મુંઝાઈને કે અકળાઈને નાસભાગ ન કરે એટલાં માટે દર પાંચ વરસે એના ગળામાં નવો ગાળો બાંધવામાં

આવે છે અને પ્રતિવર્ષે એના ખીલાને વધુને વધુ મજબુત બનાવવાનું ઇંગ્લાંડના મીસ્ત્રીઓ અને સીમલાના સુથારો ચૂકતાજ નથી!

"જીસકીલાઠી ઉસકી ભેંસ"નું એક વધુ ઉદાહરણ જાપાને મંચુરીઆમાં પુરૂં પાડયું છે. સુધરેલા અને સંસ્કારી ગણાતા આસામીઓ ભલે આ વાત ન માને કે ન ગણકારે પણ આ મારા સગે કાને સાંભળેલી અને સગી આંખે જોએલી વાત છે. અમાગ ફળિઆમાં એક મૂળજીકાકા રહેતા હતા. તે જરા જુના વિચારના હતા અને વળી આખા દેશની ફિકર રાખીને દુબળા કાઝી જેવા દમીએલ, સાંસીએલ ને દેખાવે સરગવાની સીંગ જેવા હતા, ત્યારે તેમનાં ઘરવાળાં અને અમારાં ફુલીકાકી ખાસાં તાજાંને તમનમતાં સુરણની ગાંઠ જેવાં હતાં. ફુલીકાકી કાંઇને કાંઇ બહાનું કાઢી બિચારા મૂળજીકાકાને હંફાવતાં, એક વેળા સાડી વસાવવા ખાતર ત્રણ ત્રણ દિવસ સુધી મૂળજીકાકાની સામે જુંબેસ ચલાવી. મૂળજીકાકા છેક હતાશ થઇને તેમના પાડોશી કાસમચચાની સલાહ લેવા ગયા તો તેમણે "બુધે ત્યાર બાજરી તે બુધે નાર પાધરી"ની સુરીવાણી સલાહ આપી અને મૂળજીકાકાને પણ તે સલાહ ગમી ગઇ જેથી કાસમચાચાની પાસેથીજ ડાંગ લઇને ગયા અને ફુલીકાકીની ધૂળ ખંખેરી નાખી જેથી ફુલીકાકીએ ત્યાર પછી મૂળજીકાકાની સામે ફુંફાડા મારવાનું છોડી દીધું. મરતાં સુધી ઘરમાંથી કંકાસને દેશવટો દીધો આમ ઘર સંસારમાંએ "જીસકી લાઠી ઉસકી ભેંસ"નું સુત્ર ચાલે છે.

આજકાલ નિશાળોમાંથી મોંટીસોરી ડેસીના પ્રતાપે 'જીસકી લાઠી ઉસકી ભેંસ''નું સુત્ર અદ્રષ્ય થતુ જાય છે જેથી વિદ્યાર્થીઓ શિક્ષકો સામે શીંગડાં કરતા થયા છે! માનવ આત્મજ્ઞાનમાં ગમે તેટલો ઉંડો ઉતરે અને વિજ્ઞાનને બળે ગમે તેટલો ઉંચે ઉડે, કેળવણી લઇને ગમે તેટલો સુધરી જાય; છતાં સમાજની રચનાજ એવી છે કે "જેની લાઠી તેનીજ ભેંસ!" મુંબઇની એક ચાલીમાં જોએલો બનાવ એ વાતની સાક્ષી રૂપે છે. એક પંતુજી સાહેબ નળ પર લોટો ભરવા ગયા તેમની સંસ્કારી અને શુદ્ધ ગુજરાતી ભાષાની અપીલ નળ પર પાણી ભરતી સન્નારીઓએ ન સાંભળી પણ એક લઠ્ઠ આવ્યો અને તે બધાંના વાસણોને પગની ઠેસથી દૂર ખસેડી ન્હાવા બેસી ગયો તેને કોઇ કશું કહી શકયું નહિ; કારણ કે તે માણસ તે ચાલીમાં લગભગ દાદા જેવો ગણાતો હતો જો કે એના હાથમાં લાઠી ન હતી છતાં એ લાઠી ધારણ કરનાર હશે એમ સમજીને ચાલીની મારકણી ભેંસો એનાથી રાંક થતી હતી! અને એલ્યા પંતુજીનો તો બિચારો નમાયલો મોઢે સ્મશાનમાંથી આવતા 'ડાધુ જેવું ડાચું' કરીને એક બાજુ ઉભો રહી આ રહસ્યનો ભેદ ઉકેલવા વિચાર મંથન કરી રહ્યો હતો!

તમે એ દ્રશ્ય ઘણી વાર જોયું હશે કે ટ્રેનમાં લાંબા લાંબા બિસ્તરા લગાવીને આડા પડેલા મસ્તાન આખલા જેવા થર્ડ ક્લાસના પેસેંજરો કે જે નવિન પેસેંજરોને મગતરા સમાનજ લેખતા હોય અને વાત પણ એવી સફાઇથી હાંકતા હોય કે અજાણ્યા તો એમજ જાણે કે કોઈ હીટલરનો સગો દીકરો ભીકરો હશે પણ કોઇ નવો તીસમારખાં પેસેંજર આવતાંજ પોતાની જાત બતાવી પેલાના બિસ્તરાને ધબ્બશુંને નીચે પગો મૂકવાની જગાએ ફેંકીદે અને આંખો બતાવી રોફમાંને રોફમાંજ પોતાની જગા કરી લે ત્યારે પાસે બેઠેલા પાડોશી પેસેંજરોને આ સુત્ર યાદ આવી જાય છે કે "જીસકી લાઠી ઉસકી ભેંસ! માટે વાંચક બિરાદર ત્હારે પણ જો સંસારમાં સફળતા જોઈતી હોય. અનેક આપત્તિ રૂપિ મારકણી ભેંસોથી બચવું હોય, તો બસ એકદમ લાઠીધારી બની જા! સીધા સાદા અને સરળ મનુષ્યને રહેવા લાયક આ પૃથ્વી હવે રહી નથી. જો મારૂં ન માનો તો ડફોળજ મુંજે મહાશય કે વાતવાતમાં બ્હાંય ચઢાવનાર શૌકતદાદાને પુછી જુઓ? (સંપૂર્ણ)

---

# ભૈયાદાદા

## ટુંકી વાર્તા

લેખકઃ—

શ્રી. ચન્દ્રશંકર ગણપતરામ પંડ્યા.

અમે તેને "ભૈયાદાદા કહેતા। તે અમારો નોકર હતો. ખેતરની સંભાળ રાખતો હતો. તેને અને અમારે છોકરાઓને કોણ જાણે કેવીય રીતે મૈત્રિ થઇ તે મને અત્યારે યાદ આવતું નથી। તે ભયંકર દેખાતો; સ્વભાવે ઉગ્ર હતો. તેનાથી બધાજ ડરતા. દરેકને બ્હીક લાગતી કે કદાચ ગાળ દેશે કે મારશે। આખાય ગામમાં તેની હાક વાગતી।

કદમાં લાંબો, રંગે કાળો, ન્હાની આંખો. મોટી મૂછો અને દાઢીવાળો "ભૈયા દાદા" સાચેજ બ્હીક લાગે તેવો હતો.

અમે પાંચ છ વર્ષના હતા અને અમારો મિત્ર હતો ઉંચો લાંબો ભૈયા દાદા। તે કોઇ કોઇ વખત પોતાના મજબૂત હાથોથી અમારા હાથોને બહુજ બળપૂર્વક આમળી નાંખતો અમને દર્દ તો જરૂર થતું પણ સાથે સાથેજ આનંદ પણ ઓછો ન હતો। અમે હસી પડતા પણ ચહેરો દર્દની ભાવના કરતો।

. તેની સાથે ફરવામાં અમે ગર્વ લેતા। કારણ કે અમે જાણતા હતા કે તેનાથી આખુંય ગામ ગભરાય છે। જ્યારે તેની સાથે અમે ફરવા નીકળતા ત્યારે સર્વે તેને પ્રણામ કરતાં કિન્તુ તે સર્વેની અવહેલના કરતો આગળ ચાલવા માંડતો। અહા। તે સમયનો અમારો આનંદ।!। તે સમયે અમે તેની વધુ નિકટ ચાલતા અને તેનો હાથ પકડી ખભા પર બેસાડવાનું કહેતા; કારણ કે અમે લોકોને એ જણાવવા ઇચ્છતા કે એ મહાપુરૂષ પર અમારો એક માત્ર અધિકાર છે। અમે તો એમજ સમજતા કે આખુંય ગામ તેની માફક અમને પણ માની રહ્યું છે.

ગામના લોકો પર અમારી ધાક બેસાડવા અમે તેના પ્રત્યેક કાર્યની નકલ કરતા. તે જેવા ઠાઠથી, અને રાજશાહી ઢબથી ચાલતો તેવીજ રીતે અમે પણ અક્કડાઇને ચાલવાનો પ્રયત્ન કરતા। બહાર જતી વખતે તે એક રૂમાલ માથે બાંધતો. અમે પણ તેની માફક રૂમાલ બાંધવાનો શરૂ કર્યો હતો.

તે અમારો ચોવીસે કલાકનો સાથી હતો. ખેતરમાં તેની સાથે રહેતા, ઘરમાં તેની સાથે વાતો કરતાં; રાત્રે તેના ઓરડામાં સુઇ રહેતાં પિતાજી કોઇપણ પ્રકારનો વાંધો ન ઉઠાવતા તેથી અમે તો તેની સાથેજ બધો વખત વિતાવતા તે અમને વાર્તાઓ કહેતો તેની વાતો સાંભળવામાં અમે આનંદ અનુભવતા.

એક દિવસ તેણે એક વાર્તા શરૂ કરીઃ—

"એક ગામડામાં "રૂપલો" નામનો રબારી હતો। બહુજ હસમુખો, આનંદી, રમુજી। એક બ્રાહ્મણ કન્યા સાથે તેને સ્નેહ બંધાયો. ગામના લોકોએ તે જાણ્યું। છોકરીના બાપને પણ ખબર પડી. તેને તે યોગ્ય ન લાગ્યું। તે ગુસ્સે થયો। આખરે પણ તે બ્રાહ્મણ હતો। કોઇ બીજા ગામમાં છોકરીને પરણાવી દીધી। રૂપલાનું હૃદય ભાંગી ગયું...।

આટલું કહીને તે અટક્યો. દૂર દૂર આકાશ પૃથ્વીને ચૂમી રહ્યું હતું. ભૈયાદાદાની આંખમાં આંસુ ઉભરાયા.

બધા છોકરાં બોલી ઉઠ્યાં.

"પછી શું થયું ?"

આ વાર્તા કહેતાં કહેતાં તેને દુઃખ થઇ રહ્યું હોય એમ મને લાગ્યું. મેં કહ્યું.

"નહિ દાદા! આ વાર્તા નથી ગમતી. કોઈ બીજી વાર્તા કહો!" ભૈયાદાદાએ મારા તરફ સજળ નયને નીહાળી મને ગોદમાં લઈ લીધો.

આ રીતે તે નિત્ય વાર્તા સંભળાવતો.

× × ×

એક દિવસ અમને તે ખેતરે લઇ ગયો. ત્યાંજ વાર્તાની શરૂઆત કરી. હું વચમાંજ બોલવા ગયો; ભૈયાદાદાએ ના પાડી. હું સમજ્યો, "ભૈયાદાદા તો મારોજ છે ને! મને શું કરવાનો છે!" હું વચ્ચમાં બોલવા લાગ્યો. તેણે જોરથી એક લપ્પડ મારા ગાલ પર જમાવી દીધી. મારૂં બધું અભિમાન ઉતરી ગયું. બધા મિત્રો વચ્ચે આવું અપમાન!!!

રડતાં રડતાં મેં કહ્યુંઃ "જાવ, હું નહિ બોલું તમારી સાથે!" આમ કહી મેં ઘર તરફ ચાલવા માંડયું!

કિન્તુ મેં તો માત્ર તેને દેખાડવા માટે રડવાનો ઢોંગ કર્યો હતો. રસ્તામાંજ આંસુ તો ઉડી ગયા. હું વિચારવા લાગ્યો.

"હવે ભૈયા દાદાને કેવી રીતે ખૂશ કરૂં? મેં મોટી ભૂલ કરી! વાર્તાનો રસ પણ કેવો જામ્યો હતો? પરી રાજકુમારને વીંટી આપી આકાશમાં અદશ્ય થઇ ગઈ, પછી આગળ શું થયું હશે? શું પરી પાછી નહિ આવે? પતંગની દોરીની જેમ વાર્તાનો આગળનો ભાગ અદશ્ય રહ્યો. કેવળ પરી આકાશમાં પતંગની જેમ દૂર દૂર ઉડતી જણાતી હતી. મારે તો વાર્તાનો અંત એટલેજ આવ્યો 'એમ સમજવાનું' રહ્યું. પરી મારે માટે પાછી નહિ આવે?"

હું ઘેર પહોંચ્યો. ગાલો પરથી આંસુ સુકાઈ ગયા. મોઢું લુછી પ્રસન્ન વદને મા પાસે ગયો. માએ પૂછ્યું.

"આજે ભૈયાદાદા પાસે નથી ગયો!"

માના શબ્દો સાંભળી હૃદયના ભાવ ઉછળી પડયા. ઉર્મિને રોકવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ રોકી શકયો નહિ. ડુસકાં ભરતાં ભરતાં મેં કહ્યું;

"તે મને વાર્તા સંભળાવતો નથી!"

"તેમાં રડે છે શા માટે?" માએ હસતાં હસતાં કહ્યું અને સ્નેહ પૂર્વક ચુંબન લીધું.

મા ઘરમાં કંઈ કામ માટે ગઈ. હું ખેતરમાં વાર્તા સાંભળી રહેલા મિત્રોના નશીબ પર રડવા લાગ્યો. મને અદેખાઈ આવી, અને ભૈયા દાદા......જ્યારે હું ઘેર આવવા લાગ્યો ત્યારે મને સમજાવી પટાવીને રોક્યો પણ નહિ!

જ્યારે સર્વે સંધ્યા સમયે ખેતરમાંથી આવ્યા ત્યારે હું કોઈની સાથે પણ બોલ્યો નહિ.

રાત્રે બધા ફરી તેના ઓરડામાં એકઠા થયા. ફરીથી વાર્તા સાંભળવા લાગ્યા. હું ધીરે ધીરે ઓરડાના દરવાજાની પાસે જઈને ડોકીયું કરવા લાગ્યો. અંદર તો નહિજ જાઉં એમ નિશ્ચય કર્યો હતો.

ભૈયાદાદા દરવાજા તરફ મોઢું કરી વાર્તા કહી રહ્યો હતો. તેણે મને જોયો તે હસીને બોલ્યો:

"સંતોષ છે શાનો! આવ, મારા પર રીસ ચઢી છે શું?" આમ કહી તેણે મને ઉચકી લીધો અને ગોદમાં બેસાડી વાર્તા સંભળાવવા માંડી! મારું હૃદય આનંદથી નાચી ઉઠયું. મારું કેટલું સન્માન!!

આમ કેટલાક દિવસો વિતી ગયા!

× (૩) ×

એક દિવસ તે ખેતરેથી આવી રહ્યો હતો. તે ઉદાસ જણાતો હતો. ત્હેના મ્હોઢા પર વિષાદના વાદળ પથરાયા હતા અમે છોકરાઓએ પૂછયું:

"કેમ, શું થયું ભૈયા દાદા?"

"કંઈ નહિ!" ત્હેણે ફીકકું હસતાં હસતાં કહ્યું.

તેજ દિવસે રાત્રે ત્હેને તાવ ચઢયો.

તાવ વધતોજ ચાલ્યો. દિન પ્રતિદિન તેની તબીયત વધુ બગડવા લાગી. હવે તે વાર્તા કહેતો નહતો. જ્યારે અમે ત્હેના ઓરડામાં જતા ત્યારે તે અમારી તરફ મોંટ માંડી જોઈ રહેતો!

એક દિવસે પિતાજીએ અમને તેના ઓરડામાં ન જવા ફરમાવ્યું.

"રૂપલાના ઓરડામાં જઈ ત્હેને હવે સતાવશો નહિ."

તે દિવસ પછી અમે તેના ઓરડાની આસપાસ ફરવા લાગ્યા, અને આમ તેમ નજર નાંખી કોઈ ન હોય ત્યારે અંદર જઈ પહોંચતા, કિન્તુ......તેનો ઓરડો કદિ ખાલી ન રહેતો. કોઈ વખત ડૉકટર તો કોઈ વખત પિતાજી હોયજ! અમે અમારા જુના મિત્રને એકાન્તમાં મળવા તીવ્ર તલસાટ અનુભવતા.

એક દિવસ જમી રહ્યા પછી અમે તેના ઓરડામાં ઘુસી ગયા; ત્યાં ન તો ડૉકટર હતા કે ન તો પિતાજી!

પરન્તુ તે ક્યાં હતો?

અમે વિચાર કર્યો ક્યાંક છૂપાઈ ગયો હશે, જેમ અમારી સાથે આંખમીચામણી રમતા રમતા છૂપાઈ જતો હતો!

અમે ઘરનો ખૂણે ખૂણો જોયો. તે ન જ મળ્યો. ક્યાં ગયો હશે?

અમે જોરથી પોકારી ઉઠયા:

"ભૈયાદાદા! ભૈયાદાદા!!

ત્હેના જોડા પણ ત્યાંજ પડયા હતા. બિસ્તરો પણ ત્યાંજ હતો, કિન્તુ તે એક માત્ર ન હતો.

અમે ખેતર તરફ દોડયા. પેલા વડના વિશાળ વૃક્ષ પાસે ગયા જ્યાં ભૈયાદાદા બપોરે વિશ્રામ લેતા પોતાનો મસ્ત આલાપ છેડતો; પરન્તુ તે ત્યાં પણ ન હતો. પ્રકૃતિ નિઃસ્તબ્ધ અને શાન્ત હતી; કેવળ અમારા અશાન્ત હૃદયમાંથી એક કરૂણ આહ સરી પડી શૂન્યમાં વિલીન થઈ ગઈ:

"ભૈયાદાદા! ભૈયાદાદા!" *

* શ્રી. વિશ્વેશ્વરપ્રસાદ કોઈરાલાની વાર્તા પરથી ('વિશાલ ભારત'માંથી)



# સાવજનું દાન

પ્રભાતને પો'ર દોઢીયે જામ્યો ડાયરાનો દરબાર,
ડાયરા વચ્ચે બેઠા રાજા મુળી પતિ પરમાર,
કસુંબાનાં રેઠ ઘુંટાય !
માથે હુંગા પાણી થાય ! ૧

હોકાનું તો ગુડુડુડુ ગાજે ફરતાં ફેરે પીવાય:
ડાયરામાં સહુ બેઠા વાતુ અલકમલકની થાય;
ચારણ ત્યાં આવ્યો એક !
જોવા ચાંચાજીની ટેક ! ૨

દાનેશ્વરી રાજા એક વચની કર્ણ તણો અવતાર
વખણાતો વીર સોરઠમાં એ અડક ટેકી અપાર
વચન રાજાનું તોડવા માટે !
આવ્યો જોવા ટેક શીર સાટે ! ૩

રાજા કહે ધન્ય ભાગ્ય મ્હારા તમે આવો ચારણ દેવ.
ખુશી થઈને માગજો આજે આનંદથી અહિં રેવ
આવો, બેસો, પીઓ કસુંબો !
કરો માથે આવોને હુંગો ! ૪

રાજા મારે રાજ ન જોઈ, જોઈ ન ગામ ગિરાસ:
માથુ ન જોઇ ધન ન જોઈ જોતો નથી વિલાસ.
વચન આપનું આપો !
પોતાનો કરી હૃદે ચાંપો ! ૫

મુળી પતિ કહે એક શું ચારણ માગોને બે ચાર.
કહો તમારે જોઈએ છે શું ! લગાડો છો કાં વાર !
બોલી નાંખોને તત્કાળ !
સદા એ આપવાને તૈયાર ! ૬

ચારણ કહે રાજા માગું જીવતો સાવજ એક:
આપ્યા પછી તમે પીજો કસુંબો રાખજો સાચી ટેક,
ચાંચાજી ઉઠયા કરવા કાજ !
માથે ધણી માંડવરાજ ! ૭

ડાયરો બધો દીંગ થઇ ગયો ગઢવીને ધીક્કાર
માગણ તે તો માગણ તેમાં આતો ખરોજ ગમાર,
ચારણ કે' કોઠ ન જોઈ !
સાવજ મારે જીવતો જોઈ ! ૮

રાજા તો ચાલ્યા ડુંગરડુંગર ચોટીલાનાં ફરતાં
કરે સ્મરણ સુરજનું ત્યાં સિંહ ઉભો ડરતાં
હલાવી પુંછને આવે !
રાજા હાથે કાન ઝલાવે ! ૯

ડાયરામાં રાજા પકડી લાવ્યા સિંહે દીધી મોટી ત્રાડ
સભાજનો સહુ નાચે આનંદે ચારણ નાખે શડ
ઉભો ઉભો થર થર ધ્રુજે !
આવે અંધારા કાંઈ ન સુજે ! ૧૦

ચાંચાજી કહે "ચારણ લ્યો આ માગ્યું તમારૂ દાન"
ચારણ કહે "બાપલા પહોંચ્યુ રમતો મેલો રાન"
રાજા રમતો મેલે રાન !
કેસરનો છોડી દીધો કાન ! ૧૧

ધ્રુવ કદાપી ચળે ભલેને ડુબે જળ ગિરનાર
પગ ન પાછો સરડે રાજા મુળી પતિ પરમાર.
ચારણ આશીષ આપે
હૃદયે હૃદય ભેટી ચાંપે: ૧૨

—ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ.

(કોપી રાઇટ)

# સહજાનંદ સ્વામી

(સંક્ષિપ્ત જીવન)

લેખક:

શ્રી. "ઊર્મિલ"

**આ** મહાન પુરૂષનો જન્મ સંવત ૧૮૩૭ ના ચૈત્ર સુદ ૯ ની રાત્રે દશ વાગે અયોધ્યાથી સાતેક દૂર આવેલા છપૈયા ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ હરિપ્રસાદ પાંડે અને માતાનું નામ પ્રેમવતી હતું. પણ ઉભય દંપતી શ્રી કૃષ્ણનાં અનન્ય ભકત અને સદાચરણી હોઈ તેઓ ધર્મદેવ અને ભક્તિના નામે પણ પ્રસિદ્ધ છે. તેઓ સામવેદી સરવરીયા બ્રાહ્મણ હતા સહજાનંદ ઉપરાંત હરિપ્રસાદને બીજા પણ રામપ્રસાદ અને ઇચ્છારામ નામના બે પુત્રો હતા. સહજાનંદનું બાળનામ ઘનશ્યામ પાડવામાં આવ્યું હતું.

સહજાનંદના જન્મ પહેલાં તેમના પિતા હરિપ્રસાદની આર્થિક સ્થિતી સારી નહતી અને દુષ્ટ લોકો તરફથી પણ અવારનવાર તેમને ત્રાસ વેઠવો પડતો હતો. છપૈયાની સમીપ વસતા કાલીદત્ત નામના એક શક્તિના ઉપાસકે તો સહજાનંદનું પછીને દિવસેજ હરણ કર્યું હતું. પણ તે પકડાઈ ગયો હતો. તેમજ સહજાનંદના અઢી વર્ષે થયેલા તેમના ચૌલ સંસ્કાર વખતે પણ એ દુષ્ટ કાલીદત્તે કૈંક અનાચાર કર્યો હતો પણ અંતમાં પોતાની જાળમાં ફસાઇ તે પોતેજ મૃત્યુવશ થયો હતો આવા બનાવોથી ત્રાસિત થઈ હરિપ્રસાદ સકુટુંબ છપૈયા ત્યજી અયોધ્યામાં વસ્યા. ત્યાં તેમની આર્થિક સ્થિતિ પણ સારી થઈ. સહજાનંદ સ્વામીને બાલ્યાવસ્થાથીજ જપ તપ કરવાં, વ્રત નિયમ પાળવાં, દેવદર્શને જવું, તથા તીર્થોની યાત્રા કરવી આદી બહુજ ગમતું. તેમની અગિઆર વર્ષની વયે તેમના માતા પિતાનો સ્વર્ગવાસ થયો હતો. ત્યાર પછી તેઓ પોતાના મોટાભાઇની સાથેજ રહેતા હતા. પણ ટુંક સમયમાંજ કોઇ બાબતમાં ભાઇનો ઠપકો આવવાથી તેમણે ગામ ત્યજ્યું તેમના સંપ્રદાયના ગ્રંથો પરથી જ્ઞાન થાય છે કે તેમના ગામ ત્યજવાનો દિવસ સં. ૧૮૪૯ નાં અષાડ સુદ ૧૦ હતો. ગામ ત્યજી બ્રહ્મચારીને વેષે તેઓએ તીર્થયાત્રા શરૂ કરી બદ્રિનાથનાં દર્શન કરીને કેટલેક દિવસે તેઓ હિમાલય તરફ ગયા હતા. કેટલોક વખત ત્યાં રહી દક્ષિણ તરફ પાછા વળતાં માર્ગમાં તેમને ગોપાલ યોગીનો મેળાપ થયો હતો એ યોગી પાસેથી તેમણે યોગનું અધ્યયન કર્યું હતું. ત્યાંથી તેઓ બંગાળ તરફ ગયા હતા. બંગાળમાં તેમણે મુખ્ય કાર્ય જંત્ર મંત્ર ઉપરથી જનતાની અંધ શ્રદ્ધા ઉઠાડવાનું કર્યું ત્યાંથી તેઓ જગન્નાથપુરી, શિવકાંચી, વિષ્ણુકાંચી, શ્રીરંગપુર ઇત્યાદિ સ્થળોની યાત્રા કરી સેતુબંધ રામેશ્વરની યાત્રા કરી ઉત્તર તરફ વળ્યા હતા. અને સુંદરરાજ, ભુતપુરી વિગેરે સ્થળોએ થઇ તેઓએ પંઢરપુરમાં શ્રી વીઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં હતાં. પંઢરપુરમાં બે એક માસ રહી તેઓ નાશિક ગયા હતા. અને ત્યાંથી તેઓ ગુજરાત કાઠીયાવાડ તરફ વળ્યા હતા. સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ના રોજ તેઓ માંગરોળ થઈ લોજ ગામમાં આવ્યા હતા. લોજમાં તે સમયના સિદ્ધપુરૂષ રામાનંદ સ્વામીનો એક અખાડો હતો ત્યાંના રામાનંદ સ્વામીના શિષ્ય મુક્તાનંદ સ્વામી તેઓ મળ્યા. અલ્પ સમયમાંજ તે બન્ને મહાપુરૂષો વચ્ચે અજબ સ્નેહ બંધાઇ ગયો. મુક્તાનંદને અનુભવ્યા પછી તેમના ગુરૂ શ્રીરામાનંદ સ્વામીને નિરખવા સહજાનંદ અધિર બની રહ્યા અને મળવાની જીજ્ઞાસા દર્શાવતો એક પત્ર તેમણે કચ્છ ભુજમાં રામાનંદ સ્વામી પર લખ્યો, રામાનંદ સ્વામી તે પત્ર વાંચી અનહદ આનંદને પ્રાપ્ત થયા. અને સભા વચ્ચે તેમનાથી બોલાઇ જવાયું; "જેની હું વાટ જોઇ રહ્યો હતો, તે આવી પુગ્યા." તેમને આમ વદતા જોઇ તેમના પ્રિય શિષ્ય લાલજી સુતાર, જે પાછળથી નિષ્કુળાનંદ સ્વામી તરીકે સુપ્રસિદ્ધ થયા છે, તેમને આશ્ચર્ય થયું. અને તેમણે સહજાનંદ વિષે વધુ જાણવાની ઇચ્છા દર્શાવી રામાનંદ સ્વામીએ એ લાલજી સુતાર પાસે

સહજાનંદનાં અનહદ વખાણ કરી ઇશ્વરના અંશાવતાર તરિકે તેમને વર્ણવ્યા.

રામાનંદ સ્વામી રામાનુજાચાર્યના મતના હતા. પણ યુગને અનુસરી તે મતના સિદ્ધાંતોમાં કેટલોક ફેરફાર કરી તેઓ ધર્મોપદેશ કરતા. સહજાનંદનો પત્ર મળ્યાના કેટલાક વખત પછી તેઓ કચ્છ ભુજથી કાઠિયાવાડ તરફ આવવા નીકળ્યા. અને ગિરનાર પાસેના પીપલાણા ગામમાં મુકામ કરી સહજાનંદ અને મુકતાનંદને ત્યાં તેડાવ્યા. સહજાનંદના ત્યાં આવ્યા પછી રામાનંદ સ્વામીએ તેમને ભગવતી દીક્ષા આપી અને તેમનું ધનશ્યામ[1] નામ બદલી સહજાનંદ સ્વામી અથવા મુનિ સ્વામીનારાયણ નામ પાડયું. સં. ૧૮૫૭ ની પ્રબોધિની એકાદશીએ સહજાનંદ સ્વામીએ દીક્ષા ગ્રહણ કરી હતી.

રામાનંદ સ્વામી તે વખતે ઘણા વૃદ્ધ થયા હતા એટલે પોતાના સર્વ શિષ્યોમાં સહજાનંદને વધુ જ્ઞાની યા પ્રતાપી જાણી તેમનેજ પોતાની ઉદ્દવસંપ્રદાયની ગાદી સોંપવાનો નિશ્ચય કર્યો. અને દીક્ષા આપ્યા પછી બરાબર એક વર્ષે એટલે સં. ૧૮૫૮ માં તેમણે સહજાનંદને પોતાની ધર્મધુરા અર્પણ કરી. પોતાનુ ભવિષ્ય રામાનંદ સ્વામી જાણે અગાઉથીજ જાણી ગયા હોય એમ સહજાનંદને ગાદી અર્પણ કરી, તેને લગભગ એકાદ માસ થયો ન થયો ત્યાં તેઓ બ્રહ્મીભૂત થયા. કેટલાક ગ્રંથોના આધારે રામાનંદ સ્વામી સં. ૧૮૫૮ ના માગશર સુદ ૧૩ ને દિવસે દેવલોક પામ્યા હતા.

ઉદ્દવ સંપ્રદાયની ધર્મધુરા ગ્રહણ કર્યા પછી સહજાનંદે પોતાના સાધુઓનાં મંડળ બાંધ્યાં અને ભિન્ન ભિન્ન સ્થળે તે મંડળોને પોતાના સંપ્રદાયની શરૂઆત કરતાંજ વ્રત નિયમો પાળવાં સુગમ પડે તે અર્થે તેમણે સ્ત્રી પુરુષોના જુદા વાડા પાડયા હતા. તેમજ શિષ્યોની બાબતમાં તેઓ ખુબ કડક હતા. પોતાના શિષ્યોમાં સહજ પણ કસર ન રહેવી જોઇએ એમ તેઓ માનતા. સખતમાં સખત નિયમો દૃઢતાથી પ્રાપ્ત કરી શકનારજ તેમનો શિષ્ય થઈ શકતો તે શિષ્યોને ધન, સ્ત્રી, તેમજ વ્યસનોથી ખાસ મુક્ત રહેવું પડતું ક્રમશઃ એમના સાધુઓની સંખ્યા ખુબ વધી ગઇ. પણ તેથી અન્ય મઠાધીશો, વિરાગીઓને માટે તેઓ ઇર્ષાનું કારણ થઈ પડયા. દ્વેષી લોકોએ સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓ સાથે જ્યાં ત્યાં ટંટો કરવા માંડયો. હિંસા, ક્રોધ આદિથી વિમુખ રહેવાનો પોતાના ગુરૂનો મુખ્ય આદેશ હોવાથી સ્વામીનારાયણના એ સાધુઓએ ખુબ ધીરજથી મૂક બની વેઠવાં પડતાં સંકટો સહન કરી લીધાં.

પોતાના ધર્મ પ્રચારની સાથે, સહજાનંદે માંગરોળમાં જઈ સમાધિ પ્રકરણ ચલાવ્યું હતું. સમાધિ બે પ્રકારની છે. હઠયોગની અને રાજયોગની. સહજાનંદે રાજયોગની સમાધિ પ્રાપ્ત કરી હતી. કહેવાય છે કે એ સમાધિ પ્રકરણથી સહજાનંદના સામુ જોતાંજ સર્વ કોઇ આકર્ષાતું, અને અલ્પ સમયને માટે પ્રેમ વશ થઇ ભાન ગુમાવી નિજ ઇષ્ટ દેવમાં મુગ્ધ બની જતું. અમુક સમય પછી જાગૃત થઈ સર્વ પોતે જોયેલી હકીકત કહી શકતા. સ્વામી મુકતાનંદને આ સમાધિ પ્રકરણમાં પ્રથમ ધતિંગ લાગ્યું હતું; પણ અનુભવને અંતે તેમજ પોતાના ગુરૂ રામાનંદ સ્વામીની દિવ્ય પ્રેરણાથી તેઓએ એ પ્રકરણ સત્ય માન્યું હતું. ગમે તે હો, પણ સહજાનંદનાં ચક્ષુઓમાં એટલી દિવ્યતા તો હતીજ, કે જેથી જોનાર મુગ્ધ થઇ જાય.

કવિશ્રી દલપતરામના ગુરૂ દેવાનંદ સ્વામી, કૃષ્ણાનંદ સ્વામી વિગેરે ધર્મ વિસ્તારની શરૂઆતમાંજ સહજાનંદના શિષ્યો થયા હતા. કાઠિયાવાડમાંના ગઢડા ગામનો દરબાર એભલખાચર તથા તેનો પુત્ર દાદા ખાચર પણ પોતાનું સર્વસ્વ સહજાનંદને સમર્પણ કરી તેમની સેવામાં કુટુંબસહ મગ્ન બની ગયા હતા. વૈરાગી સાધુઓના ત્રાસને લીધે સહજાનંદ ઘણો વખત ગઢડામાંજ ખાચર કુટુંબ તથા અન્ય ભાવભીના કાઠીઓના આશ્રય તળે રહેતા હતા. પોતાના સાધુ શિષ્યોની જેમ પોતાના ગૃહસ્થ શિષ્યોની પણ સહજાનંદ કડક પરિક્ષા લેતા. એક વખત કાઠીઆવાડના કેટલાક–ઘણું ખરૂં અઢાર વતનદાર તથા ગૃહસ્થ વર્ગના સંભાવિત પટેલો, ગરાસીયા, તથા કાઠીઓને તેમણે પત્રો લખ્યા કે 'આ પત્ર મળતાંજ મારા પર શ્રદ્ધા હોય, અને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા હોય, તો મારી પાસે ભગવાં પહેરી દીક્ષા લઈ કાશી તરફ જવું. કાગળ મળતાં સર્વ

[1] તે વખતે તેઓ નીલકંઠના નામે પણ ઓળખાતા.

ગૃહસ્થો બિના વિલંબે ચાલી નીકળ્યા. અને સહજાનંદને મળ્યા. સહજાનંદ તો માત્ર તેમની પરિક્ષાજ લેવા ઇચ્છતા હતા. તેમની આવી શ્રદ્ધા જોઈ તેઓ પ્રસન્ન થયા. અને સર્વને ધન્યવાદ સાથે સમજાવી સૌ સૌને ઘેર પાછા મોકલ્યા માત્ર એમાંનો એક પટેલ જે સ્વામીજીનો પત્ર મળ્યો ત્યારે મીંઢળબંધો હતો, છતાં મીંઢળ તોડી સહજાનંદની પાસે આવ્યો હતો તે પાછો ન ગયો. સહજાનંદના બીજા શિષ્યોની જેમ આ પટેલ પણ અદ્‌ભુતાનંદ સ્વામી તરિકે સુપ્રસિદ્ધ છે.

અયોધ્યાના રામગરો નામક એક ખાખી પોતાના અનુયાયિઓ સાથે ડંકાનિશાન સાથે યાત્રાએ જતા હતા. પણ માર્ગમાંજ સહજાનંદ સ્વામીનો મેળાપ થવાથી તેઓ તેમના શિષ્ય થઈ ગયા. આનંદાનંદ સ્વામી તરિકે તેઓ સંપ્રદાયમાં સુપ્રસિદ્ધ છે. આ પ્રમાણે કવિતા રચવામાં પ્રવીણ એવા લાડુ બારોટ—જે તે વખતમાં અનેક રાજા મહારાજાઓમાં સારૂ માન ધરાવતા હતા, તે પણ સહજાનંદના ઉપદેશથી વૈરાગ્ય શીલ બનતાં સાધુ થયા હતા. તેમને દીક્ષા આપી સહજાનંદ સ્વામીએ તેમનું નામ બ્રહ્માનંદ પાડ્યું હતું.

સહજાનંદ સ્વામીનું મુખ્ય ધ્યેય ત્યાગ અથવા તપ હતું, છતાં તેઓ લાલિત્ય વૃત્તિને વખોડનાર નહતા. રામાનંદ સ્વામીના સંપ્રદાયમાં રહેલી સંગીતકારો. અને વિદ્વાન લિપિકારોની ખોટ તેમને પૂરી હતી. પોતાના શિષ્યોમાંથી મૂકતાનંદ અને બ્રહ્માનંદ આદિ શિષ્યોને તેમણે તે વિષયના ખાસ વિદ્વાનોની પાસે અધ્યયન કરાવ્યું. હતું. અને એ એ પ્રમાણે વિદ્યાધ્યયનથી તેમના શિષ્યોમાંથી મૂક્તાનંદ, બ્રહ્માનંદ, ગોપાલાનંદ, શુકાનંદ, વાસુદેવાનંદ, દેવાનંદ ઇત્યાદિ અનેક વિદ્વાન-રત્નો ઝળકી રહ્યાં હતાં. તેમના દ્વારા સહજાનંદે સંપ્રદાયને અનુસરી અનેક સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો રચાવ્યા છે.

આ ઉપરાંત સહજાનંદ સ્વામીએ કેટલાંક સામાજીક કાર્યો પણ કર્યાં છે. યજ્ઞમાં થતો પશુવધ, બાળલગ્ન, બાળ હત્યા, સતી થવાનો રિવાજ, તેમજ લગ્નમાં ગવાતાં બીભત્સ ફટાણાં અને અન્ય કેટલાય વહેમો તેમણે પોતાના સંપ્રદાયમાંથી ઉપદેશ દ્વારા નષ્ટ કર્યાં હતાં. વળી તેની દૃષ્ટિ વિશાળ હતી. બ્રાહ્મણ અને શુદ્ર ઉભયને તેઓ સરખો ઉપદેશ આપતા પ્રાશ્ચાત્ય લેખકો આ કારણથી તેમને એક હિંદુ સુધારક તરિકે પણ ઓળખાવે છે.

પોતાનો સંપ્રદાય અવિચળ રહે એટલા વાસ્તે સહજાનંદ સ્વામીએ શિષ્યો અનુયાયિઓમાં કોઇ પણ પ્રકારની પક્ષાપક્ષી ન થાય એવા માર્ગો ગ્રહણ કર્યા હતા. આ ઉપરાંત ભક્તિ, જ્ઞાન, અંને સત્સંગનો વધારો થાય તે અર્થે તેમણે અનેક સ્થળે સાંપ્રદાયિક મંદિરોની સ્થાપના કરી છે. અમદાવાદ, વડતાલ, ગઢડા, ભુજ ઇત્યાદી અનેક સ્થળોનાં તેમનાં મંદિરો સુપ્રસિદ્ધ છે. પણ પછી તે મંદીરોને સુવ્યવસ્થીત રીતે ચલાવાય તે અર્થે ગાદી અને ગાદીપતિની વ્યવસ્થા તેમને આવશ્યક લાગી. તે અનુસાર સં૦ ૧૮૮૨ ના કાર્તિક સુદ ૧૧ ને શુભદિને તેમણે પોતાના બે ભાઇઓ રામપ્રસાદ અને ઇચ્છારામના બે પુત્રો અનુક્રમે અયોધ્યાપ્રસાદ તથા રઘુવીરને દત્તક લીધા. અને હદ ઠરાવી અયોધ્યાપ્રસાદને અમદાવાદની ગાદી પર નિયુક્ત કર્યા. એ ગાદીનશીન આચાર્યોને ખુબ કડક નીતિ નિયમો પાળવા પડે છે.

સહજાનંદ સ્વામીના મતનું મુખ્ય તત્વ સગુણ ભક્તિજ છે. સાધારણતઃ રામાનુજાચાર્યજીનો વિશિષ્ટાદ્વૈત મત તેમને માન્ય હતો. ગુરૂપરંપરામાં પણ રામાનુજાચાર્ય ગણાવાય છે. છતાં ઉભયના સંપ્રદાયમાં કેટલીક બાબતોમાં વિશે ભિન્નત્વ છે. સહજાનંદી સિદ્ધાંતો અધિક રીતે તો શ્રી. વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત–સિદ્ધાંતોને મળતા છે. તે સંપ્રદાયની અસર સહજાનંદ ઉપર અમુક અંશે પડી છેજ.

અંતમાં પોતાના સંપ્રદાયમાં લગભગ ૧૫૦૦ પરમહંસો, અને બે લાખથી પણ અધિક અનુયાયિઓને તૈયાર કરી એ મહાપુરૂષ સં. ૧૮૮૬ના જેઠ સુદ દશમે સ્વધામ સિધાવ્યા. વંદન હો ભારતની એ ચમત્કારી વિભૂતિને.

( સંપૂર્ણ. )





દ્રષ્ટિયોગમાં મધુરૂં હસતાં,
વ્હાલે ઉમળકે અધુરૂં વિલસતાં
રસિયાં જન કલ્લોલ કરે.
ત્યાં અધીનતાનાં તાનઃ
ફુલની પાંખડી ક્યો મોજ !

ગુન્હેગારમાં ] મીસ કમળાદેવી [ 'પ્રતાપ ટોકીઝ'ના સૌજન્યથી

# તુટેલો પંઝો!

લેખક :
શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

◉ 'આ પાર્સલ આપનેજ આપવાનું હતું' સિનેમા-થીએટરમાં તેને કહેવામાં આવ્યું.
◉ પાર્સલ ખોલીને તેણે જોયું તો તેમાં કોઈ સુંદરીના હાથનો કપાએલો પંઝો હતો!
◉ અરેરે! આ કરપીણ કૃત્ય કોણે કર્યું?
◉ રમણકાંતે તેનો ભેદ ખોલવા કોશિષ કરી. 'પ્રત્યેક મનુષ્ય જાતેજ 'ડીટેક્ટિવ છે,' એવા સિદ્ધાંતવાળા આ યુવકે કોઈ ભેદ ખોલ્યો કે?
◉ વાંચો આ રોમાંચક ડીટેક્ટિવ-વાર્તા.

"વૈશ્વાનલ કલબ"માં દશ-બાર સભાસદો સાંજને છેડે એકત્ર થઈને આનંદ કરતા હતા. આજનો વિષય એક દૈનિક પત્રની જાહેરાત સંબંધી હતો. 'દૈનિક પડકાર' પત્રના તંત્રીએ જાહેર કર્યું હતું કે-'કોઈ પણ વાંચક પોતાના જીવનનો સૌથી વધુ મુઝવતો રોમાંચક ભયાનક પ્રસંગ વધારેમાં વધારે ૧૦૦ લીટીઓમાં લખી મોકલશે અને તે જો તંત્રીની પસંદગી પામશે તો લેખકને બે ગીનીનું ઇનામ આપવામાં આવશે."

શાંતિદાસે આ જાહેરાત સંબંધી ચર્ચા ઉપાડીઃ "દોસ્તો આપણા ગુજરાતીઓના જીવનમાં રોમાંચક ભયાનક પ્રસંગો બને છે જ કયારે? તમને કોઇને એવા પ્રસંગમાં સપડાવું પડેલું છે?"

વિશ્વનાથ દક્ષિણ આફ્રિકાથી તાજેતરમાં પાછો ફર્યો હતો. સારૂં ધન કમાયો હતો અને સુખી હતો. તેણે કહ્યુંઃ "મને દક્ષિણ આફ્રિકામાં એવા પ્રસંગો સાંપડેલા. એક વેળા હું જંગલમાં જઈ ચઢ્યો હતો. સામેથી એક નાગ ફુંફાડા મારતો આવ્યો હતો-"

"છટ્ટ છટ્ટ" બાબુ નામનો એક વીમા કંપનીનો એજંટ બોલ્યોઃ "એ તે કાંઈ રોમાંચક પ્રસંગ છે? એ માટે બે ગીની ન મળે. હું ખાત્રીથી કહું છું કે એ પ્રસંગે તને કોઈ આફ્રીકને બચાવ્યો હશે!" વિશ્વનાથ હસી પડયો. તે બોલ્યોઃ "તારી ધારણા ખરી છે. એક જંગલીએ નાગને મારી નાંખ્યો હતો. પણ મારા જીવનનો એ રોમાંચક ભયાનક પ્રસંગ ના ગણાય? મારી લાગણીઓ ફુંફાડા મારતા સાપને જોઇને કેવી થઈ ગઈ હશે તેનો ખ્યાલ આવે છે?"

અરૂણ નામનો એક યુવક અત્રે બોલ્યોઃ "રોમાંચક ભયાનક પ્રસંગનો અર્થ હું એવો કરૂં છું કે-જેમાં એ પ્રસંગમાં ઘેરાઈ જનારને પોતાની આબરૂ જવાનો ભય ઉપજે; જેમાં પોતે ગુન્હેગાર ન હોવા છતાં પોતાની સામે ગુન્હાનો વંટોળીઓ ઉછળે અને જેમાં પોતાના વાસ્તવિક શુદ્ધ જીવન સામે જુઠ્ઠા નિંદનીય આરોપો; જગતની બેશરમી અને ધિક્કારતી અવાસ્તવિકતાનો કડવો અનુભવ કરવો પડે—"

"અને એમાંથી કોઇ અદ્ભુત ઉપાયે પોતે સત્ય શોધીને ગુન્હાનું વાતાવરણ દૂર કરીને વાદળામાંથી નીકળતા તેજસ્વી સૂર્યની પેઠે પ્રકાશે." અરૂણનું વાકય પૂરૂં કરતાં બાબુ બોલ્યો.

"બરાબર, બરાબર" સૌ સાંભળનારાઓ બોલી ઉઠયા.

શાંતિદાસે કહ્યુંઃ "ત્યારે મિ. અરૂણરાય, આપે રોમાંચક ભયાનક પ્રસંગનું વાસ્તવિક શબ્દચિત્ર તો ખડું કર્યું પણ એના અનુભવ સંબંધી શું કહો છો? બે ગીનીનું ઇનામ કાંઇ આવા ઉપલક શબ્દચિત્રથી ના મળે."

"અનુભવ તો મળ્યો નથી એટલે લાચાર!" અરૂણે ખભા હલાવીને કહ્યું.

"એમ ધારી લ્યો કે, તમે કોઇ એવા પ્રસંગમાં સપડાયા. હું એક બહુ જાણીતો દાખલો આપું. પેલી સત્યનારાયણની કથામાં આપણે એક વાણીઆની અને તેના જમાઇની કથા જાણીએ છીએ," બાબુ બોલ્યો.

"હા, હા," વિશ્વનાથ બોલ્યોઃ "ચોરોએ ચોરીના માલની પોટકી તેઓની પાસે મૂકી હતી અને એ નિર્દોષો ચોર તરીકે પકડાયા હતા,"

બાણુએ કહ્યું: "એ પુરાણુ કાલની કથા હતી. વર્તમાનકાલમાં તમેજ એવા પ્રસંગમાં સપડાયા હો તો શું કરો, અરૂણભાઈ? આ મારો પ્રશ્ન છે."

"પ્રશ્ન બહુ સરસ છે." એક સભ્યે કહ્યું. બીજા ઓને પણ તે તેવોજ લાગ્યો, અરૂણ તરફ સૌ જોઈ રહ્યા. અરૂણે કહ્યું: "મને તો કાંઈ સમજ પડતી નથી. મારા પર એવો પ્રસંગ આવે તો હું ગભરાઇ જાઉં, એ નિઃશંક છે."

બાણુ બોલ્યો: "તમારામાં અને મારામાં આટલો તફાવત. હું ના ગભરાઉં. હું એવા દાખલામાં એક ડીટેક્ટિવ રોકું. તે ડીટેક્ટિવ મારી વતી બનાવર બિનસત્તાવાર તપાસ કરીને આરોપીને તેની નિશાનીઓ ઉપરથી શોધી કાઢે."

"માણુસ જાતે ડીટેક્ટિવ ના બની શકે?" શાંતિદાસે સવાલ કર્યો.

"પ્રત્યેક મનુષ્યમાં 'ડીટેક્શન'ની શક્તિ ઇશ્વરે મૂકેલીજ છે. જેઓ તે શક્તિને અનેક અનુભવોને યોગે કસે છે તેઓ પાવરધા ડીટેક્ટિવો બને છે અને પોતાની તેમજ અન્યની આફતો દૂર કરીને ખરા ગુન્હેગારોને શિક્ષા આપે છે. જો હું કોઇ આફતમાં ઘેરાઉં તો મારી 'ડીટેક્શન' શક્તિને કસ્યા વિના રહું નહી." રમણુકાંત નામના એક ગૃહસ્થે સૌથી પહેલીજ વાર આ ચર્ચામાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

બાણુએ તેને કહ્યું: "તમે ડીટેક્ટિવની કે પોલિસખાતાની મદદ ના લ્યો?"

"ના. અમે તેવા આફતના વખતમાં માણુસ ગભરાઈ જાય નહીં અને ધીરજથી પોતાની બુદ્ધિનો અને તર્કશક્તિનો ઉપયોગ કરીને હિમ્મતભેર કામ લે તો તેની આફત દૂર થાય અને તેને પારકાઓના ઉપર આધાર રાખવો પડે નહીં, એવી મારી દૃઢ માન્યતા છે." રમણુકાંતે કહ્યું.

અત્રે બાણુ પોતાની ખુરશીમાંથી ઉભો થતો બોલ્યો: "સાંભળો, મિ. રમણુકાંત આજની ચર્ચામાંથી એક નવોજ મુદ્દો નીપજ્યો છે કે, દરેક માણસ જાતેજ ડીટેક્ટિવ છે અને તેને પોતાની આફત વખતે બહારના ડીટેક્ટિવની કે પોલિસ અમલદારની મદદ લેવાની જરૂર નથી. હું આ મુદ્દા ઉપરથી તમો સૌ સમક્ષ એક 'ચેલેંજ' ફેંકું છું."

તમામ સભ્યો બાણુ તરફ પ્રશ્નજનક મુખમુદ્રાથી જોઈ રહ્યા. કલબમાં અભંગ શાંતિ ફેલાઈ રહી. એક ટાંકણી પડે તોય તેનો અવાજ સંભળાય એવી એ શાંતિમાં બાણુનો ગંભીર સ્વર સંભળાયો: "મિત્રો, મારી ચેલેંજ છે કે, માણુસને પોતાની આફત વખતે ડીટેક્ટિવની કે પોલિસખાતાની મદદ લીધા વિના ચાલી શકેજ નહીં. છતાં પણ આપણી કલબનો કોઇ પણ સભાસદ કોઈપણ વખતે રોમાંચક ભયાનક પ્રસંગમાં સપડાઇ જાય ત્યારે પારકી મદદ વિના પોતાની 'ડીટેક્શન' શક્તિથી એ આફતમાંથી પોતાનો બચાવ કરી શકવા સમર્થ થશે તો હું તેને મારા તરફથી પાંચ ગીનીનું ઇનામ આપીશ."

"વાહ, વાહ" અરૂણ બોલ્યો: "પાંચ ગીની કમાવાની આપણને સૌને આ સારી તક બાણુભાઇએ આપી છે."

શાંતિદાસે કહ્યું: "મને એ ઇનામ મળે તો હું ઘણોજ ખુશી થાઉં."

અન્ય સભાસદોએ પણ એવીજ ઇચ્છા વ્યક્ત કરી અને એ બાદ ચર્ચા બીજા વિષયો પર પલ્ટાઇને મોડી રાત્રે સભાસદો વીખરાયા.

× × ×

પંદરેક દિવસ ઉપલી ચર્ચાને વીતી ગયા. રમણુકાંતની તબીયત સ્વસ્થ રહેતી ન હોવાથી તે કલબમાં જતો નહતો. કલબની ચર્ચાની વાત તેના ખ્યાલમાં પણ રહી નહતી. એક રાત્રે તે "મીઠું સ્વપ્ન" નામની એક ફિલ્મ જોવા ગયો. પ્રેક્ષકોની ગીર્દી તેમાં ખૂબજ હોવાથી 'બોકસ' સિવાય અન્ય કોઇ વર્ગની ટીકીટો મળતી નહતી. તે 'બોકસ'ની ટીકીટ લઇને ફિલ્મ જોવા બેઠો. બીજા બધા વર્ગોમાં ગીર્દી હતી. પણ રમણુકાંત જે 'બોકસ'માં બેઠો હતો તેમાં તેના એકલાના સિવાય કોઇપણ અન્ય પ્રેક્ષક નહતો.

"ચાલો પૈસા ખર્ચ્યા પ્રમાણે પડયા." એમ આનંદ અનુભવતો તે, ફિલ્મ જોતો બેઠો. આશરે વીસેક મિનિટ વીતતાં તેની બોકસમાં 'ડોર કીપર' આવ્યો અને તેના હાથમાં એક પાર્સલ મૂકીને બોલ્યો: "એક માણુસ મને આ આપી ગયો. તે આપનેજ આપવાનું કહેતો ગયો છે."

"મને? શા માટે?"

"એ તો હું શું જાણું? તેણે ચોક્કસ આપનેજ આ પાર્સલ આપવાનું મને કહ્યું."

"તમારી ભૂલ તો થતી નથી? મને કોઈના તરફથી પાર્સલ મળવાનુંજ નહોતું."

ડોરકીપર' ખભા હલાવતો ત્યાંથી ચાલ્યો ગયો; અને રમણકાંત આશ્ચર્યમુગ્ધ બનેલો, તે પાર્સલ તરફ જોઈ રહ્યો. ફિલ્મમાં આ વખતે એક સુંદર ગાયન ગવાવા લાગ્યું. પાર્સલ પરથી રમણકાંતનું ધ્યાન તે ગાયન તરફ ખેંચાયું.

જ્યારે 'ઈન્ટરવલ' પડયો અને અંધારામાંથી ઉજાસ થયો ત્યારે રમણકાંતનું ધ્યાન પાર્સલ તરફ ગયું. તે એક લંબચોરસ પાર્સલ હતું. તેના ઉપર બ્રાઉન પેપર વીંટાળેલો હતો. તેના ઉપર સરનામું નહતું. મોકલનારનું નામ નહતું. રમણકાંતે હાથની આંગળીઓ દાબીને તપાસ કરી કે, તેમાં શું છે? તેને માલુમ પડયું કે, તેમાં ટીનનો એક ડબ્બો હતો. તેમાં આશરે એકાદ શેરનું વજન હતું. રમણકાંતે ડબ્બો ખખડાવ્યો. તેમાં કોઈ ચીજ હાલતી જણાઈ નહીં—કશોજ ખખડાટ થયો નહીં. "કદાચ આ બિસ્કીટનો ડબ્બો હશે. કોઈએ ભુલમાંજ મને આ ડબ્બો મોકલાવ્યો હોવો જોઈએ" તે ગણગણ્યો અને આમ તેમ જોવા લાગ્યો. બોકસના બારણામાં કોઈ આવ્યું નહીં. તેણે ઓરચેસ્ટ્રા તેમજ તેનાથી ઉતરતા વર્ગોમાંના પ્રેક્ષકો તરફ નજર કરી. કોઈજ વ્યક્તિ તેના તરફ કુતૂહલની નજરે જોતી નહતી. તે બીજી બોકસમાં તપાસ કરવા ગયો. એ વખતે તેણે પાર્સલ પોતાના હાથમાં રાખ્યું. પણ તે નિરાશ થયો. બોક્સ વર્ગમાં તેના એકલાના સિવાય બીજો કોઈપણ પ્રેક્ષક ન હતો. તમામ ખુરશી ખાલીખમ હતી.

'ઈન્ટરવલ' પુરો થયો. બત્તીઓ બુઝાઈ ગઈ. પોતાની મૂળ જગ્યાએ જઈને તે બેસી ગયો. તેનું ચિત્ત હવે ફિલ્મની કાલ્પનિક વસ્તુસંકલનામાં લગીરે ચોંટયું નહીં. સાચી હકીકતો તરફ તેના વિચારો દોડયા. આ પાર્સલ મને કોણે મોકલ્યું છે? તેના પર શરનામું કેમ નથી? તેમાં શું છે? તે ભૂલથી મને અપાયું છે કે કેમ? શું આ સીનેમા—થીએટરમાં બોક્સ વર્ગમાં આવા પાર્સલો પ્રેક્ષકોને ભેટ અપાતાં રહે છે?

આ અને એવાજ સંખ્યાબંધ સવાલોના જવાબ તેને સુઝ્યા જ નહીં; તેમ જવાબ દેનાર ત્યાં કોઈ ઉપસ્થિત થયું નહિ; અથવા કોઈએ ત્યાં આવીને એમ પણ કહ્યું નહીં કે: "આ પાર્સલ તો ખરેખર મારૂં છે. માણસની ભુલ થઈ કે, તે આપને આપી ગયો. લાવો, હું એ લઈ જાઉં છું."

'મીઠું સ્વપ્ન' પૂરૂં થયું. લોકો વિખરાવા લાગ્યા. રમણકાન્ત બોકસ વર્ગમાંથી પાર્સલ પોતાના હાથમાંજ બીજાઓ દેખે તેમ લઈને બહાર નીકળ્યો. ડોરકીપરે

## શૈશવની સ્મૃતિઓ

શૈશવની સ્મૃતિઓ જાગે
સુહાગી સખી!
શૈશવની સ્મૃતિઓ જાગે.

નાની હતી ત્યારે રમતી'તી રંગમાં
નવલા ગૂલાબના બાગે—સુહાગી સખી!

કેસુડાં વીણતી'તી દૂરના કાનનમાં
અંગે મધુર રંગ લાગે—સુહાગી સખી!

ઊરમાં ઉમંગભરી સરિતાના નીરમાં
નાવાના કોડ રમ્ય જાગે—સુહાગી સખી!

મંજરી સુગન્ધ ઊડે, પંખી ઉડન્ત દૂર
ઊર્મિ જગાવતાં આગે—સુહાગી સખી!

સહિયરોની સંગમાં ઉમંગભરી ખેલતાં
જવાલા દુઃખોની ના લાગે—સુહાગી સખી!

આજે વહન્ત નીર સરિતાના એમને
પંખી ઉડન્ત એજ રાગે—સુહાગી સખી!

આવે વસન્ત જતાં શિશિર શૈશવ સખી
સંસારી બન્ધનો લાગે—સુહાગી સખી!

'રસમયૂર'

સલામ કરી. પણ કાંઈ કહ્યું નહીં. લોકની ગીર્દીમાં તે ભળ્યો. કોઈએ તેના હાથમાંના પાર્સલ તરફ નજર પણ કરી નહીં; 'તેમાં શું છે' એવું પૂછ્યું નહીં; અથવા તે લઈ લેવા ઝાપટ પણ મારી નહીં.

નિસાસો નાંખીને રમણકાન્ત સરિયામ રસ્તા પર આવ્યો અને એક ટેક્સી ભાડે કરીને તેમાં બેઠો.

ઘેર આવીને તેણે કપડાં પણ કાઢ્યાં નહીં અને પાર્સલ ખોલવા માંડયું. "એક માણસ આપનેજ આ પાર્સલ આપવાનું કહેતો ગયો." ડોર-કીપરના શબ્દો રમણકાન્તના કાનમાં આ વખતે ગુંજન કરી રહ્યા.

ખૂબ કુતૂહલવૃત્તિથી પાર્સલ ઉપરની દોરી છોડીને બ્રાઉન પેપર દૂર કરીને તેણે ટીનનો ડબ્બો ખોલ્યો. તેમાં કાગળીયાંના ડૂચા હતા તે હટાવ્યા. એ ડૂચાની અંદર ગુલાબી રેશમી કપડામાં કોઈ ચીજ વીંટાળેલી જણાઇ. તેણે રેશમી કપડું હટાવી લીધું. એ ચીજ જોતાંજ તેનાથી ઝીણી ચીસ પડાઇ ગઈ. તેનો ચહેરો ભરાટ ભરેલો બની ગયો. તેના હૃદયના ધબકારા જલ્દી જલ્દી વાગવા લાગ્યા. એના કપાળ પર પ્રસ્વેદનાં બિંદુઓ બાઝી ગયાં. તેની આંખો મોટી કોડી જેવી ડોળા થઇ ગઈ. શા કારણે? એ ચીજ શી હતી?

એક સુકોમળ બાળાના હાથનો તુટેલો પંજો!

"અરેરે! આ મુલાયમ ખુબસુરત આંગળીઓવાળો હાથ કોણે કાપી નાંખ્યો હશે? એ મારા ઉપર કેમ નાખ્યો હશે?" ખેદ, દુઃખ અને મુંઝવણના ભાવો સહિત આવા પ્રશ્નો કરતો તે, મજકુર હાથ તપાસવા લાગ્યો. એ કોઇક ઉચ્ચ વર્ણની ખાનદાન બાળાનો હાથ હતો એમ તેના ગોરા રંગથી તે કલ્પી શક્યો. એ બાળા શોખીન પણ હોવા જોઇએ એમ, તેનાં આંગળાંના નખને કૃતિમ રંગથી રંગેલા હોવાથી તેણે અનુમાન કર્યું. તે કોઈક શ્રીમંત બાળા હોવી જોઇએ, એમ, એક આંગળી ઉપર ચમકતા નંગવાળી વીંટી ઉપરથી તેણે નિર્ણય કર્યો.

કંઇક વખત સુધી લમણે હાથ મૂકીને તે ટગર ટગર આ તુટેલા પંજા તરફ જોઇજ રહ્યો. પાર્સલ છોડયા પહેલાં જો તેને સેંકડો સવાલો ઉપજ્યા હતા, તો હવે પાર્સલ છોડયા પછી અને આ પંજો જોયા બાદ તેને હજારો સવાલો થઈ રહ્યા. એ સવાલોમાંના પ્રત્યેકના કંઇ નહીં તો ડઝનેક જવાબો તેના દિલમાં ઉપસ્થિત થઈ ચૂકયા. આખરે તે ઉઠયો અને લાંબા પગ કરીને બિછાનામાં પડયો.

* * *

ઓચિંતીજ તેની નજર બ્રાઉન પેપર પડી. તેના ઉપર જો કે બહારથી કોઈનું શરનામું લખેલું નહતું પણ અંદરના ભાગમાં દૂરથી બે ત્રણ કાળી લીટીઓ દેખાતી હતી. રમણકાંત પલંગમાંથી ઉઠયો. એ કોઈકનું શરનામું હોવું જોઇએ, એમ ધારીને તેણે બ્રાઉન પેપર હાથમાં લીધું.

તેમાં એક શરનામું હતું:-"શુભનામ નિવાસ, ૫૩૯, લેબુરનમ રોડ" આ સ્થળે તપાસ કરવી એવો તેણે નિર્ણય કર્યો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ૮ વાગે તે ઉપર્યુક્ત સ્થળે ગયો.. એ એક આલીશાન મકાન હતું. તેને ફરતું એક વિશાળ ચોગાન હતું અને સુતારગચ્છી દિવાલ તથા લોખંડના સળીઆની વાડ હતી. એ મકાનમાં કોઈ વસતું ન હોય એમ જણાયું. પરંતુ તેને તાળું નહતું. પહેલાં તેણે બારણાં ખખડાવ્યાં. પછી બુમો મારી: "કોઇ અંદર છે કે?" એને કશોજ ઉત્તર મળ્યો નહીં.

આ મકાનમાં પેસવું કે કેમ? આ પ્રશ્ન રમણકાંતને ખુબ મુંઝવી રહ્યો. સામાન્ય સંયોગોમાં તેણે તેમાં દાખલ થવાનો વિચાર માંડી વાળ્યો હોત પરંતુ જે ખુબસુરત ઓનો તુટલો પંજો તેને મળ્યો હતો તેના પર શી આફત ગુજારવામાં આવી છે અને તે કોણે ગુજારી છે, એ વિષે તેને સાદ્યંત તપાસ કરવી હતી; આથી તેણે બારણું ખોલીને મકાનમાં પ્રવેશ કર્યો.

દિવાનખંડમાંનું દશ્ય જોઇને તે આભો જ બની ગયો. એમાંનુ ફર્નીચર અસ્તંવ્યસ્ત પડેલું હતું. ખુરશીઓ આમ તેમ ઉથલી પડેલી હતી. નાનાં સ્ટુલ ઉંધાં અને આડાં પડેલાં હતાં. કોચ ઉથલાવી પાડેલા હતા. તકીયા અને કબાટો ખુલ્લાં મૂકેલાં હતાં અને તેમાંની ચીજો જમીન પર અહીં તહીં નાંખી દેવાયલી હતી!

"આ શો પ્રકાર છે? આ બધું શા માટે થયું છે?" તે પોતાના દિલમાં પ્રશ્ન કરવા લાગ્યો.

એકાએક તેની નજર એક સ્ત્રીની સાડી તરફ ગઈ. એ સાડી એક ઉથલી પાડેલા કોચ આગળ પડેલીહતી

અને તેના ઉપર લાલ રંગનાં ધાબાં હતાં. રમણકાંતે તે સાડી હાથમાં લીધી. "ઓહ! આ તો લોહીના ડાઘ છે!" અને હજી તો તે એટલું બોલે છે ત્યાં તેની નજર સાડી જે જગ્યાએ પડેલી હતી ત્યાં જમીન ઉપરની એક લોહીઆળ કુહાડી ઉપર પડી!

લોહીના ડાઘ વાળી સાડી!

અને લોહીતરબોળ કુહાડી!!

ઉપરાંત દિવાનખંડમાંની અસ્તવ્યસ્ત સ્થિતિ! રમણકાંત ગુંચવણ ભરેલી હાલતમાં આમ તેમ જોઈ રહ્યો. તે દિલમાં વિચારવા લાગ્યો: "નક્કી, અહીં કોઈ ભયંકર ગુન્હો બન્યો છે, કોઇ પુરૂષે અથવા પુરૂષોએ કોઇ સ્ત્રીને અહીં સતાવી છે; તેના મકાનમાં લુંટ ચલાવી છે અને કદાચ તે સ્ત્રીના કોઈ સંબંધીજને મને મદદ માટે તે સ્ત્રીના હાથનો કાપેલો પંજો મોકલી આપેલો છે! એક વકીલ તરીકે મારી શી ફરજ છે? આ ગુન્હાઇત પ્રકારની જાણ મારે પોલિસખાતાને કરી દેવી જોઇએ."

તે આમતેમ તપાસ કરવા લાગ્યો કે, અહીં કોઈ સ્થળે ટેલિફોન છે? એક ખૂણામાં દિવાલ પર ટેલિફોન-યંત્ર હતું. તે જુની પદ્ધતિનું ટેલિફોન યંત્ર હતું. હાલમાં નંબરનાં ચકરડાં ફેરવવાની નવી પદ્ધતિનું નહોતું. રમણકાંત દિવાલ પાસે દોડી ગયો.

તે તરતજ સ્તબ્ધ બનીને પાછો હઠયો. ટેલિફોન યંત્ર ઉપર એક લેબલ ચીટકાવેલું હતું અને તેમાં નીચેનું લખાણ હતું:—"તમે તમારૂં પોતાનું કામ સંભાળો. પારકી પંચાતમાં ના પડો—નહીં તો વગર લેવે દેવે તમારા જીવની હાણ થઈ બેસશે."

રમણકાંત આ ચેતવણી વાંચીને ઠંડોગાર બની ગયો. પોલિસ ખાતાને ટેલિફોનથી ખબર આપવાનો વિચાર તેણે માંડી વાળ્યો ત્યારે હવે કરવું શું?

એક ખુરશી ચત્તી કરીને તેના ઉપર તે બેઠો અને મગજ કસવા લાગ્યો. પાંચેક મિનિટના અરસામાં તેના મનમાં વૈશ્વાનલ કલબમાં પંદરેક દિવસ ઉપર થયેલી ચર્ચા અને તેમાં પોતે દાખવેલા વિચારોની યાદ તાજી થઇ. તેને પોતાનાં વાકયો યાદ આવ્યાં; "પ્રત્યેક મનુષ્યમાં 'ડીટેકશન' ની શકિત રહેલી છે.... કોઈ પણ આફતના સંજોગોમાં હું ડીટેકિટવની કે પોલિસ-ખાતાની મદદ ના લઉં"

તે-મોટે સાદે ગણુગણ્યો. "બેશક, એ વિચારોને મારે વળગી રહેવું જોઇએ, શા માટે પોલિસ ખાતાને ખબર આપવી? આ ભેદ મારે જાતેજ ઉકેલવો જોઇએ."

રમણકાંત સદર મકાનના બીજા ખંડોમાં તપાસ કરવા ગયો. ત્યાં બીજી કોઈ ધમાધમની કે ધાંધલની નિશાનીઓ ન હતી. પણ એક ખંડમાં એક પાટીઉં દિવાલને અડકાડીને મૂકેલું તેના જોવામાં આવ્યું. જેમાં લખેલું હતું.: "ભાડે આપવાનું છે યા વેચવાનું છે—મળો મકાન દલાલ વાઘજીભાઈ ભાઇલાલભાઈને, નં. ૬ ઝવેરીની ચાલી, ગીરગામ."

રમણકાન્તે આ શરનામું પોતાની નોંધપોથીમાં ટપકાવી લીધું. અને એ બાદ, તે ત્યાંથી વિદાય થયો.

રમણકાંતે મકાનદલાલને પત્ર લખીને સાંજે પોતાને ઘેર બોલાવવા ઠરાવ કર્યો. ઘેર પહોંચતાં તેને માલુમ પડયું કે—એક માણસ તેને માટે એક પત્ર આપી ગયો હતો. નોકર પાસેથી તે પત્ર તેણે લીધો. તેમાંનું લખાણ વાંચતાં તે ચોંકયો:

"યાદ રાખો, લોહીના ડાઘવાળી સાડી કે લોહી તરબોળ કુહાડી સંબંધી જરાક પણ આગળ તપાસ ચલાવશો, તો તમારો જાન જશે."

"ડગલે ને પગલે આ ચેતવણીઓ આપનાર છે કોણ?" રમણકાંત ગણગણ્યો. તેણે નોકરને બોલાવીને પૂછપરછ કરી કે—આ કાગળ કોણ આપી ગયું હતું? નોકરના કહેવાથી માલમ પડયું કે—ઇંગ્લીશ સ્યુટમાં સજ્જ થયેલો એક ઉંચો ગૃહસ્થ પોતાના હાથમાં એક બેગ સાથે અહીં આવ્યો હતો; રમણકાંત મકાનમાં ન હોવાથી તેની રાહ જોતો આશરે પંદર મિનિટ બેઠો હતો; અને પછી આ પત્ર આપીને તે ચાલ્યો ગયો હતો.

ઈંગ્લીશ સ્યુટધારી બેગવાળા ગૃહસ્થો તો દરેક શહેરમાં અસંખ્ય હોય. એમાંથી કોણ અહીં આવ્યો હતો એ તેના નામઠામ સિવાય કેમ સમજાય? ઘડીઆળમાં આ વખતે દશના ટકોરા વાગ્યા.

"આ પંચાતમાં પડવાની હવે મને શી જરૂર છે? કોર્ટમાં જવાની તૈયારી કરૂં," એમ વિચારી રમણકાંત

કપડાં કાઢવા તૈયાર થયો. અચાનક તેને યાદ આવ્યું કે તૂટેલા પંઝાની ટીનની ડબ્બી કબાટમાં મૂકતો જાઉં. તેણે ટેબલ પર નજર કરી. એ ડબ્બી ત્યાં ન હતી!

તેણે જમીન પર નજર કરી. બ્રાઉનપેપર અને દોરી જમીન પર ન હતાં! આમ તેમ તે શોધી વળ્યો. આ ત્રણમાંથી એકકે ચીજ ત્યાં માલુમ પડી નહીં.! તેણે યાદદસ્ત તાજી કરી. રાતે આ ટેબલ પરજ ટીનની ડબ્બી મૂકીને તે સુઇ ગયો હતો. સહવારના પહોરમાં તપાસ માટે બહાર ગયો ત્યારે પણ ત્યાંજ મૂકેલી રાખીને ગયો હતો. રમણકાંતને લાગ્યું કે—ડબ્બી કબાટમાં મૂકી દેવાની કાળજી રાખી નહીં એ ઠીક થયું નહીં. પણ બ્રાઉનપેપર અને દોરી કયાં ગયાં? નોકરે કદાચ સાફસુફ કરતાં તે નાંખી દીધાં હશે.

ફરીથી તેણે નોકરને બોલાવીને પૂછપરછ કરી. માલુમ પડયું કે—આ ખંડમાં તેણે હજી સુધી સાફસુફ કરવા માટે પગજ મૂકયો ન હતો, અને જે ગૃહસ્થ આવ્યો હતો, તે અહીંજ બેઠો હતો.

ખલાસ! બૅગ સાથે આવેલો એ અજાણ્યો ઇસ્લીસ કરાવો, બૅગમાં ટીનની ડબ્બી, બ્રાઉનપેપર અને દોરી ને પસાર થઇ ગયો, અને મોતની ધમકીની ચીઠ્ઠી તો ગયો! જરૂર તે કોઈ સભ્ય પોષાકમાં છુપાયલો નજ હોવો જોઇએ. એને શોધવો કેવી રીતે? ના દલાલ વાઘજીભાઇને સરનામે તેણે પત્ર નાંખ્યો.

× × ×

સાંજે જ્યારે તે કોર્ટમાંથી પાછો ફર્યો, ત્યારે મકાન—દલાલ પણ તેની પાસે હાજર થઇ ગયો, રમણકાંતે લેબુરનમ રોડ ઉપર આવેલા શુભ—નામ નિવાસના માલિક વિષે, તેના વેચાણની કિંમત વિષે અને તેના ભાડાની ઉપજ વિષેના સવાલો તેને પૂછી જોયા.

મકાન દલાલે તેને જે વિગતો આપી તે ઉપરથી માલુમ પડયું કે—તે મકાનનો માલીક તો 'વૈશ્વાનલ કલબ' નો સભાસદ અને વીમા કંપનીનો એજંટ બાબુભાઇ હતો. પણ હાલમાં તેના પર આફત ગુજરી છે. તેની પત્નીનો હાથ અકસ્માતથી કપાઇ ગયો છે; જેથી તેણીને હોસ્પિટલમાં લઇ જવામાં આવી છે; ત્યાં તેણી આખર હાલતમાં છે.

"અકસ્માતથી તેની પત્નીનો હાથ કપાઇ ગયો છે? જુઠું!" રમણકાંત ત્રાડી ઉઠયોઃ "બાબુને હું બરાબર ઓળખું છું. તે 'જેન્ટલમેન—લોફર' છે. તેણે તેણી ઉપર આ અકૃત ગુજારી હોવી જોઇએ. તેની પત્નીને પણ હું ઓળખું છું. તે એક સાલસ અને સદ્‌ગુણી સન્નારી છે." રમણકાંત આમ કહીને મકાન દલાલ સાથે કશીજ વધુ વાતચીત કર્યા વિના એકદમ મકાન બહાર જતો રહ્યો. તેણે એક ટેકસી ભાડે કરી લીધી અને જનરલ હોસ્પિટલમાં જઇ પહોંચ્યો.

ત્યાં તેને ગમખ્વાર સમાચાર મળ્યા. બાબુની સ્ત્રી પંદર મિનિટ ઉપરજ મરણ પામી હતી! અને બાબુ પાગલની માફક રૂદન કરી રહ્યો હતો! "મગરનાં આંસુ!" રમણકાંત ગણગણ્યોઃ "હું જોઇ લઇશ કે, આ મિસ્ટર પોતાની મર્હૂમ પત્નીના વિમામાંથી શું મેળવે છે?"

× × ×

પાંચેક દિવસ વીત્યા. જાહેર પ્રજામાં બાબુની પત્નીના અકસ્માતની વાત એવી ફેલાઈ હતી કેઃ પોતાના બગીચામાં તેણી રાતને વખતે એક ઝાડને ટેકો દઇને ઉભી હતી ત્યારે બગીચામાં ખોદકામ કરતો તેનો પતિ ત્યાં આવી લાગ્યો અને બેઉ જણ વાતચીત કરતાં હતાં તે દરમ્યાન તેના પતિના હાથમાંથી ઓચિંતીજ કુહાડી પડી ગઇ અને તેણીના ઝુલતા હાથ ઉપર તે વાગવાથી હાથ કપાઇ ગયો. તરતજ તેણીને હોસ્પિટલમાં લઇ જવામાં આવવા છતાંયે તેણીનો દેહવિલય થયો.

બાબુ જ્યારે "વૈશ્વાનલ કલબ" માં આવ્યો ત્યારે રમણકાંતે તેને પૂછયું "મિસ્ટર, તમારી પત્નીના હાથનો તુટલો પંઝો કયાં છે?"

બાબુએ કહ્યુંઃ "હું તો ગભરાટમાં તે શોધવો જ ભુલી ગયો હતો અને એકદમ મારી પત્નીને હોસ્પિટલમાં લઇ ગયો હતો. ત્યાંના ડાકટરોએ પંઝા વિષે પૂછપરછ કરી ત્યારે મેં ઘેર આવીને અકસ્માતના સ્થળે તે શોધ્યો; પણ મને તે મળ્યો નહીં."

"શ્રીમાન, આપ સદંતર જુઠું બોલો છો" રમણકાંતે કહ્યુંઃ "પાંચ દિવસ દરમ્યાન મેં તમારા કૃત્ય સંબંધમાં પુષ્કળ તજવીજ કરી લીધી છે. તમે તમારી પત્નીનું ઇરાદાપૂર્વક ખૂન કર્યું છે!"

"હેં ?! કેવા પાગલ જેવા પ્રલાપો કરો છો, વકીલ સાહેબ?" બાબુ બોલ્યો. અને એના જવાબમાં વકીલે પોતાની પાસેની બેગમાંથી ટીનની ડબ્બી બહાર કાઢીને કલબના તમામ સભ્યો જુએ તેવી રીતે ખુલ્લી કરી. તેમાં બાબુની પત્નીના હાથનો તુટેલો પંજો હતો!

રમણકાંતે કહ્યું: "મને 'મીઠું સ્વપ્ન' ફીલ્મ જોતી વખતે આ પંજાનું પાર્સલ મોકલાવનાર તમે હતા. હું ડોરકીપરને બરાબર પૂછપરછ કરી આવ્યો છું. તમે આ પાર્સલ તેને આપીને ઠેઠ મારા બોકસ સુધી તેની સાથે આવ્યા હતા અને મનેજ બરાબર ઓળખાવીને પાર્સલ આપવા કહ્યું હતું. તમારા બીજા મકાનનું શરનામું પાર્સલને વીંટાળેલા બ્રાઉન પેપરની અંદર લખેલું હતું. તે મકાનમાં તમે અકસ્માત પૂર્વે એકજ દિવસથી કામચલાઉ રહેવા ગયા હતા. અકસ્માત પણ ત્યાંજ થયો હતો. અકસ્માત પછી તમે હોસ્પીટલ નજદીક રહેવાનું રાખ્યું હતું. એ હકીકત મેં પાડોશીઓને પૂછીને મેળવી છે. પરંતુ જેમ તેઓ માને છે તેમ, આ અકસ્માત નહતો. તમારી સ્ત્રીને અને તમને એ મકાનમાં ઝપાઝપી થઈ હતી. તેણી તમારા પંજામાંથી છટકવા માગતી હતી પણ તમે તેણીને આખરે પકડી પાડી. અને કુહાડી મારીને તેના હાથનો પંજો તોડી નાંખ્યો. મકાનમાં ફર્નીચર અસ્તવ્યસ્ત થયેલું પડયું હતું એ ધમાધમીની નિશાનીઓ હતી. લોહી નીતરતી સાડી અને કુહાડી પણ તે મકાનમાં પડેલાં હતાં. તમને એવો ખ્યાલ રહ્યો હશે કે–હું તમારી ગેતવણીઓથી બ્હી જઈશ અને તપાસ ચલાવીશ નહીં. ડાકટરોને અને પોલીસખાતાને તમે ચાહે તેવાં બ્હાનાંથી સમજાવી શકયા હશો. પણ મેં સત્ય શોધ્યું છે. મેં તે મકાનમાંના પાટીઆમાંથી મકાન–દલાલના નામઠામનું સરનામું મેળવ્યું અને તેને મારે ત્યાં બોલાવ્યો. તે પહેલાં તમે મારે ત્યાંથી હાથનો પંજો લઈ ગયા હતા. ઉંચા ઇગ્લીશ પોશાકધારી તે તમેજ ! મેં તમારી પત્નીના મૃત્યુ પછી તમારા મકાનમાં છુપી રીતે દાખલ થઈને ટીનનો ડબ્બો પાછો મેળવી લીધો. તેમજ લેબુરનમ રોડ ઉપરના મકાનેથી સાડી અને કુહાડી પણ હું લઇ આવેલો છું. મેં તપાસ ચલાવીને શોધી કાઢયું છે કે–"ધી ઇસ્ટર્ન મ્યુચ્યુઅલ પ્રોવિશ્યલ એસ્યુરંસ કું."માં તમારી પત્નીના નામનો એક લાખ રૂપીઆનો વીમો છે. એ વીમા કંપનીમાં તમે અરજી પણ કરી દીધી છે કે તેણીનાં નાણાં તમને મળવાં જોઇએ. બોલો, તમે જાણી બુઝીને આ ખૂન કર્યું છે કે નહીં?"

"એકજ મિનિટ થોભો. હું હમણાં જવાબ આપું છું." આમ કહી બાબુ કલબના મકાનના એક અંદરના ઓરડામાં ગયો. એક મિનિટ બાદ તેમાંથી ગોળીબારનો ધડાકો સંભળાયો! સૌ સભાસદો અંદર દોડી ગયા. બાબુએ પોતાનું કાવતરૂં પકડાઈ જવાથી. આપઘાત કર્યો હતો!

"માણસ ખતેજ ડીટેકિટવ છે, એ મુદ્દો તમે બરાબર સિદ્ધ કર્યો, મિત્ર!" એક સભાસદે રમણકાંતને કહ્યું અને બીજાઓએ પણ તેને ટેકો આપ્યો.

રમણકાંત બોલ્યો: "બાબુએ મારી કસોટી કરવા ગમ્મત ખાતર મને ઢુંઢનો પંજો મોકલી આપ્યો હોવો જોઇએ. તેના મનમાં એમ હશે કે–હું સંકલનાઓ એકત્ર કરીને આ તપાસ આખર સુધી ચલાવીશ નહીં. પણ આખરે 'હસવામાંથી ખસવું થયું!"

× × ×

એ કહેવું બિનજરૂરી છે કે–રમણકાંતે જ્યારે આ ઘટના 'દૈનિક પડકાર' ઉપર લખી મોકલી ત્યારે તંત્રીએ તેને એ ગીનીનું ઇનામ મોકલી આપ્યું અને પોલિસખાતા તરફથી રમણકાંતની પ્રસંસા થઇ તે જુદી.

( સંપૂર્ણ )

---

કપડાં કાઢવા તૈયાર થયો. અચાનક તેને યાદ આવ્યું કે તૂટેલા પંઝાની ટીનની ડબ્બી કબાટમાં મૂકતો જાઉં. તેણે ટેબલ પર નજર કરી. એ ડબ્બી ત્યાં ન હતી !

તેણે જમીન પર નજર કરી. બ્રાઉનપેપર અને દોરી જમીન પર ન હતાં ! આમ તેમ તે શોધી વળ્યો. આ ત્રણમાંથી એકકે ચીજ ત્યાં માલુમ પડી નહીં. ! તેણે યાદદાસ્ત તાજી કરી. રાતે આ ટેબલ પરજ ટીનની ડબ્બી મૂકીને તે સુઇ ગયો હતો. સહવારના પહોરમાં તપાસ માટે બહાર ગયો ત્યારે પણ ત્યાંજ મૂકેલી રાખીને ગયો હતો. રમણુકાંતને લાગ્યું કે-ડબ્બી કબાટમાં મૂકી દેવાની કાળજી રાખી નહીં એ ઠીક થયું નહીં. પણ બ્રાઉનપેપર અને દોરી કયાં ગયાં ? નોકરે કદાચ સાફસુફ કરતાં તે નાંખી દીધાં હશે.

ફરીથી તેણે નોકરને બોલાવીને પૂછપરછ કરી. માલુમ પડયું કે—આ ખંડમાં તેણે હજી સુધી સાફસુફ કરવા માટે પગજ મૂકયો ન હતો, અને જે ગૃહસ્થ આવ્યો હતો, તે અહીંજ બેઠો હતો.

ખલાસ ! બૅગ સાથે આવેલો એ અજાણ્યો ઇગ્લીશ ફ્વાળો, બૅગમાં ટીનની ડબ્બી, બ્રાઉનપેપર અને દોરી તે પસાર થઇ ગયો, અને મોતની ધમકીની ચીઠ્ઠી તો ગયો ! જરૂર તે કોઈ સભ્ય પોષાકમાં છુપાયલો ાજ હોવો જોઈએ. એને શોધવો કેવી રીતે ? ાના દલાલ વાપજીભાઇને સરનામે તેણે પત્ર નાંખ્યો.

× × ×

સાંજે જ્યારે તે કોર્ટમાંથી પાછો ફર્યો, ત્યારે ા-દલાલ પણ તેની પાસે હાજર થઇ ગયો, રમણુ- લેબુરનમ રોડ ઉપર આવેલા શુભ—નામ નિવા- માલિક વિષે, તેના વેચાણની કિંમત વિષે અને તેના ભાડાની ઉપજ વિષેના સવાલો તેને પૂછી જોયા.

મકાન દલાલે તેને જે વિગતો આપી તે ઉપરથી માલુમ પડયું કે—તે મકાનનો માલીક તો 'વૈશ્વાનલ કલબ ' નો સભાસદ અને વીમા કંપનીનો એજંટ બાબુ- ભાઇ હતો. પણ હાલમાં તેના પર આફત ગુજરી છે. તેની પત્નીનો હાથ અકસ્માતથી કપાઈ ગયો છે; જેથી તેણીને હોરિપટલમાં લઈ જવામાં આવી છે; જ્યાં તેણી આખર હાલતમાં છે.

"અકસ્માતથી તેની પત્નીનો હાથ કપાઇ ગુડું !" રમણુકાંત ગરાડી ઉઠયોઃ "બાબુને હું ઓળખું છું. તે 'જેન્ટલમેન-લોફર' છે. તેણે તેણી આ આફત ગુજારી હોવી જોઇએ. તેની પત્નીને હું ઓળખું છું. તે એક સાલસ અને સદ્દગુણી સન્નાર, છે." રમણુકાંત આમ કહીને મકાન દલાલ સાથે કશીજ વધુ વાતચીત કર્યા વિના એકદમ મકાન બહાર જતો રહ્યો. તેણે એક ટેકસી ભાડે કરી લીધી અને જનરલ હોસ્પિટલમાં જઇ પહોંચ્યો.

ત્યાં તેને ગમખ્વાર સમાચાર મળ્યા. બાબુની સ્ત્રી પંદર મિનિટ ઉપરજ મરણ પામી હતી ! અને બાબુ પાગલની માફક રૂદન કરી રહ્યો હતો ! "મગરનાં આંસુ !" રમણુકાંત ગણુગણ્યોઃ "હું જોઇ લઇશ કે. આ મિસ્ટર પોતાની મર્હૂમ પત્નીના વિમામાંથી શું મેળવે છે ?"

× × ×

પાંચેક દિવસ વીત્યા. જાહેર પ્રજામાં બાબુની પત્નીના અકસ્માતની વાત એવી ફેલાઈ હતી કેઃ પોતાના બગીચામાં તેણી રાતને વખતે એક ઝાડને ટેકા દઇને ઉભી હતી ત્યારે બગીચામાં ખોદકામ કરતો તેનો પતિ ત્યાં આવી લાગ્યો અને બેઉ જણ વાતચીત કરતાં હતાં તે દરમ્યાન તેના પતિના હાથમાંથી ઓચિંતીજ કુહાડી પડી ગઇ અને તેણીના ઝુલતા હાથ ઉપર તે વાગવાથી હાથ કપાઇ ગયો. તરતજ તેણીને હોસ્પિટલમાં લઇ જવામાં આવવા છતાંયે તેણીનો દેહવિલય થયો.

બાબુ જ્યારે "વૈશ્વાનલ કલબ"માં આવ્યો ત્યારે રમણુકાંતે તેને પૂછયું "મિસ્ટર, તમારી પત્નીના હાથનો તુટેલો પંઝો કયાં છે ?"

બાબુએ કહ્યુંઃ "હું તો ગભરાટમાં તે શોધવો જ ભુલી ગયો હતો અને એકદમ મારી પત્નીને હોસ્પિટલમાં લઇ ગયો હતો. ત્યાંના ડાકટરોએ પંઝા વિષે પૂછપરછ કરી ત્યારે મેં ઘેર આવીને અકસ્માતના સ્થળે તે શોધ્યો; પણ મને તે મળ્યો નહીં."

"શ્રીમાન, આપ સદંતર જુઠું બોલો છો" રમણુ- કાંતે કહ્યુંઃ "પાંચ દિવસ દરમ્યાન મેં તમારા કૃત્ય સંબંધમાં પુખ્ત તજ્વીજ કરી લીધી છે. તમે તમારી પત્નીનું ઇરાદાપૂર્વક ખૂન કર્યું છે !"

"હેં ? ! કેવા પાગલ જેવા પ્રલાપો કરો છો, વકીલ સાહેબ ?" બાબુ બોલ્યો. અને એના જવાબમાં વકીલે પોતાની પાસેની બેગમાંથી ટીનની ડબ્બી બહાર કાઢીને કલબના તમામ સભ્યો જુએ તેવી રીતે ખુલ્લી કરી. તેમાં બાબુની પત્નીના હાથનો તુટેલો પંજો હતો !

રમણકાંતે કહ્યું: "મને 'બીડું સ્વપ્ન' ફીલ્મ જોતી વખતે આ પંજાનું પાર્સલ મોકલાવનાર તમે હતા. હું ડોરકીપરને બરાબર પૂછપરછ કરી આવ્યો છું. તમે આ પાર્સલ તેને આપીને ઠેઠ મારા બોક્સ સુધી તેની સાથે આવ્યા હતા અને મનેજ બરાબર ઓળખાવીને પાર્સલ આપવા કહ્યું હતું. તમારા બીજા મકાનનું 'શરનામું' પાર્સલને વીંટાળેલા બ્રાઉન પેપરની અંદર લખેલું હતું. તે મકાનમાં તમે અકસ્માત પૂર્વે એકજ દિવસથી કામચલાઉ રહેવા ગયા હતા. અકસ્માત પણ ત્યાંજ થયો હતો. અકસ્માત પછી તમે હોસ્પીટલ નજદીક રહેવાનું રાખ્યું હતું. એ હકીકત મેં પાડોશીઓને પૂછીને મેળવી લ્રી. પરંતુ જેમ તેઓ માને છે તેમ, આ અકસ્મા કહેવડાવા તમારી સ્રીને અને તમને એ મકાનમાં રવથી એમ હતી. તેણી તમારા પંજામાંથી છટકવાની-પ્રયાંનો નાશ પણ તમે તેણીને આખરે પકડી ,તે જોઈ શકે છે, મારીને તેના હાથનો પંજો તેૃતિ રૂપાંતર થતા આજ હીંચર અસ્તવ્યસ્ત રંતુ જગતનો દુઃખી તથા ધમાધમીની નિશાની ર સમજી ચૂકયો છે કે અમારી સાડી અને કુહાડી ને વશ નથી પણ ઉંચ વર્ગોના, મુડીવા- એવો ખ્યાલ તથા તેમની પાશવતાનું પરિણામ છે. બ્દી જ માં દુઃખી માનવોની સંખ્યા વધુ પ્રમાણમા ડાકટરોને કરીને દુઃખી માનવ સમુદાયે પોતાના કષ્ટોનું તેવાં મેં સત ણ શોધી કાઢી અને તેને સમજવા લાગતા મકાન. વી ભયંકર વિચારધારા વહેવા લાગી કે જેથી -સમાજમાં ઘોર ઉથલપાથલ થઇ ગઈ. સંભવીત જગતના ઇતિહાસમાં એવી સર્વ વ્યાપી ક્રાંતિ પી નહોતી થઈ. જગતની અસંખ્ય નિર્ધન માનવ ખ્યાં જેઓ પોતાને મોટા માનનારા, થોડી સંખ્યા ના માનવ સમાજથી અપમાનીત અને સ્થાન ભ્રષ્ટ લા, પોતાની બધી કમાઈનું ધન તેમને આપી અને ના આશ્રય નીચે રહી ગુલામીમાં પોતાની ભુખ

મારે ત્યાં બોલાવ્યો. તે પહેલાં તમે મારે પંજો લઈ ગયા હતા. ઉચા ઇંગ્લીશ તમેજ ! મેં તમારી પત્નીઃ તમારા મકાનમાં છુપી રીતે દાખ ૃત થઈ ગયા. સંસા- પાછો મેળવી લીધો. તેમજ હુત વર્ગે જોયું કે, અમારી મકાનેથી સાડી અને કુહાડી મેં તપાસ ચલાવીને શોધરણ અમારૂ દુર્ભાગ્ય નથી, મ્યુચ્યુઅલ પ્રોવિશ્યલ એને સમજાવી રાખ્યું છે. તે એક નામનો એક લાખ અને અમારી આ દશા કરવા માટે નીમાં તમે અરણ્સતમાં મુકવા બદલ મુખ્ય તેજ તમને મળવાં.

ખૂન કર્યું વિચારધારા આજ જગતના તમામ દેશમાં

"જેથી ભ્રમણ કરી રહી છે.

છું." પૃથ્વીમાં કોઈ એવો પ્રદેશ નથી, કે જ્યાં આ એ ીન યુગનો જીવનદાયી સન્દેશ ન પહોંચ્યો હોય. સોવિયેટ રશિયા તથા બીજા કેટલાક રાજ્યોએ તો આ નૂતન સન્દેશનો હાર્દિક સ્વાગત કર્યું છે. પરંતુ સામ્રાજ્યવાદી દેશોમાં પણ કામદાર વર્ગો-શ્રમજીવી સમુદાય આ નુતન યજ્ઞનો અનુષ્ઠાન કરવા માટે વ્યાકુળ થતા હોય તેમ નજરે પડે છે. પણ હવે તે સમય દૂર નથી. જ્યારે સમસ્ત ભૂમંડળપર દુઃખી તથા નિર્ધન જનસમુદાય આ સુખદાયક સંદેશનો આતુરતા પૂર્વક સ્વાગત કરશે.

તે સંદેશ કોનો છે ?

જગત તેને "સામ્યવાદ"ના નામથી પુકારે છે.

"સામ્યવાદ" શબ્દ આજે ઘણોજ પ્રચલિત છે. મુડીવાદી સમાજ એ શબ્દના ભણકારે રક્તપાત, વિપ્લવ તથા ભયંકર કામોનું પ્રગટ થવાનું અનુમાન કરે છે. ખેડુતો તેને પોતાની મુક્તિનું ઉત્તમ પ્રભાવશાળી ચક્ર સમજે છે. પરન્તુ છેવટમાં **સામ્યવાદ શું છે ?** એ બહુ થોડા લોક સમજે છે.

જો ધ્યાન પૂર્વક નિહાળવામાં તથા તેનો સંપૂર્ણ વિચાર કરી મનન કરવામાં આવે તો સામ્યવાદના નીચેના મુખ્ય ૭ સિદ્ધાંત અત્યંત મહત્વના છે.

(૧) સમાજનો સ્વાર્થ વ્યક્તિગત સ્વાર્થના ઉપર છે.

(૨) દરેક મનુષ્યની આર્થિક તથા સામાજીક સ્થિતિ એક સરખી હોવી આવશ્યક છે.

અનુઃ શ્રી. 'બિન્દુ'

(૩) મુડીવાદનો નાશ.

(૪) જમીનદારનો જમીન પરનો અધિકાર નષ્ટ થવો.

(૫) વ્યક્તિગત વ્યવસાયનો નાશ.

(૬) પ્રતિસ્પર્ધાનો નાશ.

સામ્યવાદના સિદ્ધાંતોને માનનારા તથા તેનો જગતમાં પ્રચાર કરનારા વિદ્વાનોનું કહેવું એમ છે કેઃ– મનુષ્યનો વ્યક્તિગત સ્વાર્થ સમાજની ઉન્નતિમાં નડતર રૂપ છે. કારણ એ છે કે પોતાની જાતના સ્વાર્થને માટે મનુષ્ય સમાજને હાની પહોંચાડે છે. જ્યાં સુધી વ્યક્તિવાદનો સંપૂર્ણ નાશ નહિ થાય ત્યાં સુધી સમાજનો ઉદ્ધાર થવો અસંભવિત છે.

તેમનું કહેવું એમ છે કે, આજ જે મુડીવાદી તથા જમીનદાર લોકો નિર્ધન મજુરો તથા ગરીબ ખેડુતોનું લોહી પી રહ્યા છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે તેમના હાથમાં ધન તથા જમીનનો યોગ્ય અધિકાર આપવામાં આવ્યો છે. અને એ લોક પોતાના વ્યક્તિ ગત સ્વાર્થને માટે અસંખ્ય નિર્ધન માનવોને પોતાના ગુલામ બનાવી રાખ્યા છે.

સામ્યવાદ સમસ્ત માનવ–સમુદાયને એક સરખી સ્થિતિમાં જોવા માગે છે. સામ્યવાદી વિદ્વાનોનું કહેવું છે કે–'મનુષ્યના દરેક કાર્યનો પ્રભાવ સમાજ પર પડે છે.' અસ્તુ, મનુષ્યને વ્યકિતગત સ્વતંત્રતા અમુક હદ સુધી આપવી જોઇએ. કે જ્યાં સુધી સમાજને હાની ન પહોંચાડી શકે.

* * *

સામ્યવાદને આમ કહીને સમાલોચક સમુદાય આ સિદ્ધાંતનો વિરોધ કરે છે કે—

સામ્યવાદી સમસ્ત માનવ–સમાજને અમુક વ્યકિત ઉપર ઉઠાવવા નથી માગતી, અર્થાત્, કામદાર તથા ખેડૂત વર્ગને મુડીવાદી આસન ઉપર ઉઠાવવા ચાહે છે પરંતુ આ તો કેવળ ભ્રમ છે. આજ જમીનદારો તથા મુડીવાદીઓએ સમાજની અધોગતિ કરીને ધનરૂપી હથીયાર તથા સત્તાને હાથ કરી લીધી છે. જેથી તેમનો એ અધિકાર પડાવી લેવા માટે સામ્યવાદના ભીષણચક્રો ચાલુ કરવા ખાસ જરૂર છે.

**બીજો એક મુખ્ય સિદ્ધાંત.**

જેનાથી મુડીવાદી સમાજ ઘણોજ ભયભીત રહે છે, તે સામ્યવાદનો મુખ્ય સિધ્ધાંત છે. આજ જગતના દેશોમાં–માનવ–જીવનમાં કેટલી કંગાલીયત છે. મોટા માણસની યાને મુડીવાદીઓની બોલબાલા છે.

જ્યાં ત્યાં નજર ફેરો ત્યાં તેમનુંજ સ્વરૂપ દ્રષ્ટિમાન થાય છે. જ્યારે કોઈ મોટા ધનપતિ પોતાની મોટરમાં જતો હોય, ત્યારે નિર્ધન યાને ગરીબ માણસે આઘા ખસી જઇને તેને રસ્તો કરી આપવો જોઇએ, જ્યારે કોઇ જમીનદાર ગરીબ નિર્ધન મજુર પર અત્યાચાર કરતો હોય, તો તેને એ ચૂપચાપ સહન કરી લેવો જોઇએ, સમજનારા જાણી શકે છે કે માનવ–જીવનમાં કેટલી વિષમતા નજરે પડે છે. આજની કોઈ પણ મીલમાં જઈ કોઇ પણ એક મીલ–મજુરના જીવનની દુર્દશાનું નગ્ન–ચિત્ર જેણે જોયું હશે, તે જાણે છે, કે એ ભયંકર રાક્ષસી યંત્રો જોડે તેમના જીવનને જોડનારા માનવોની જીંદગી કેવી રીતે વ્યતિત થાય છે? સાયંકાલ વખતે મીલમાંથી છૂટતા મીલ–મજુરોના ઉદાસ ચહેરા તરફ જેમને નજર કરી છે તે જાણી શકે છે કે તેમના જીવનમાં કેટલું સુખ છે? તેમની દુર્ગંધ મારતી ઝુંપડીને નિહાળો અને તેની સાથે મુડીવાદી મીલ માલિકોના આલિશાન અને રમ્ય ભુવનોને સરખાવી જુવો. શું કોઈ સ્વપ્નમાં પણ દ્રષ્ટિ પહોંચી શકે તેમ છે. કે પશુઓથી પણ હલકી દશા ભોગવનાર એ મજુરો કદી પણ પોતાના જીવનને ઉચ્ચ બનાવી શકશે.? જે સમાજ માણસને માણસ બનવા દેવાનો અવસર નથી આપતો, તેવા સમાજની સામાજીક રૂઢિયોને રહેવા દેવી તે માનવ સમુદાયનો લોપ કરવા બરાબર છે.

* * *

સર્વમાં મુખ્ય વસ્તુ ધન છે. અને ધનની પ્રાપ્તિ માટે નીચેની ચાર વસ્તુઓની ખાસ જરૂરીઆત છે.

(૧) કાયમી જરૂરીઆત. અર્થાત જમીન, પાણી, હવા, ખનીજ પદાર્થ, વનસ્પતિ તથા પશુ.

(૨) શ્રમ યાને:મહેનત. એટલે મજુરી.

(૩) ધન એટલે યંત્ર, મશીનરી સામાન વી૦

(૪) ઐક્યતા એટલે સંપ.

મુડીવાદી–સમુદાયે પોતાના ધનના પ્રભાવથી ઉત્પત્તિનું સાધન પોતાના હસ્તક કરી લીધું છે. મજુરો પાસે વધુ કામ કરાવી થોડી મજુરી આપીને વધુ નફો કરે છે અને તેનો વધુ ભાગ મુડીવાદ તરફ જતો રહે છે.

બિચારો મજુર કે જેને ફક્ત પોતાના પુરતી પણ મજુરી મળી શકતી નથી, તેનો નિર્વાહ બહૂજ કંગાલિયતપણે નિભાવી શકે તેટલુંજ એ મેળવી શકે છે. જે સ્વતંત્ર ધંધો કરી શકતો નથી તે કદાપિ પણ ધનવાન નથી થઈ શકતો, તથા સમાજનો અર્ધ ભાગ કંઇક સુખથી દિવસો પસાર કરી શકે છે, અને તેનો વધુ ભાગ નારકીય જીવન વિતાવી રહ્યું છે.

ખેડુતો અને મજુરોની તો એટલી બધી નિર્ધનતા છે કે તેમનો ગુજારો કરવા માટે તેમને પ્રત્યેક ક્ષણે પેટનીચિંતા રહ્યા કરે છે, તેમની પાસે અભ્યાસ કરવા માટે પણ નથી સમય કે સાધન. અને તેથીજ તેઓ અજ્ઞાન હાલતમાં, અથવા અર્ધ શિક્ષીત દશામાં રહીને પોતાના રાજકીય અધિકારોને શું ધુળ સમજી શકવાના હતા. પરિણામ એ આવે છે કે—

પ્રજાતંત્ર રાજ્યોમાં પણ મુળમાં મુડીવાદીઓનું રાજ્ય ચાલે છે. અને નિર્ધન ગરીબ માણસો, જેમની કીંમત નથી તેઓને ચૂપચાપ મુંગે મ્હોઢે સહન કરવું પડે છે. કદાચ આજે યુદ્ધ શરૂ થાય, તો પણ મુડીવાદીઓના સ્વાર્થને માટેજ, કારણ કે તે લોકોનુંજ રાજ્ય ચાલે છે. પણ કહેવાની મતલબ એ છે કે—દેશ પર મહાન સંકટ આવ્યું હોય, દરેક માણસે સરકારને મદદ કરવી જોઈએ, પરિણામ એ આવે કે નિર્ધન મજુરો પોતાના દેહનું બલિદાન આપી દે છે. કોના માટે? ધનીકોને રક્ષવા માટે? ટેકસ વધારવામાં આવે છે, પેટે પાટા બાંધીને પણ ગરીબ મજુર વર્ગ સરકારનો ખજાનો ભરી આપે છે. કોના માટે? એટલા માટે ધનિકોની સ્વાર્થ રક્ષા થાય! આજ મુડીવાદીઓ એ વર્તમાનપત્રો તથા બીજા પ્રચારના સાધનો ઉપર પોતાનું આધિપત્ય રાખ્યું છે. હિન્દમાંજ જોઇ લ્યો: પત્રો મારફત અપીલો કરવામાં આવે છે કે, અમુક ધંધાને કે ઉદ્યોગને સંરક્ષણ મળવું જોઈએ, દાખલા તરીકે-ખાંડના ઉદ્યોગને રક્ષણ મળ્યું. બહારથી આવતા માલ ઉપર કર નાંખવામાં આવ્યો: ખાંડનો ભાવ વધ્યો. ગરિબ લોકોને વધુ ભાવ આપવો પડયો; પરંતુ તેનો લાભ કોને થયો છે. મુડીવાદને. ગ્રામ્ય ઉદ્યોગોનો નાશ થશે અને ગરિબ ખેડુતોને તેથી નુકશાન થશે. મીલમાલિકોને લાભ થશે. આ માલને તેઓ વિદેશી વસ્તુઓ મંગાવવાને વિદેશ મોકલી દેશે. લાખો ખેડુતોની રોજીનો નાશ થશે. અને લોકોને મોંઘા વધુ પૈસાખર્ચીને ખાંડ લેવી પડશે.

મુડીવાદનો યુગ છે. હજારોની સંખ્યામાં ગરીબ માણસોનું લોહી ચૂસી કેટલાય માણસો મુડીદાર બનતા જાય છે.

* * *

જે માણસો પાસે હૃદય હતું. તેમણે આ દશ્ય જોયું. અને બહુ વિચાર કર્યાં બાદ અંતમાં શોધી કાઢ્યું કે જો માનવ-સમાજને સુખી કરવો હોયતો ધનની ઉત્પત્તિનું સ્થાન કોઇ અમુક વ્યકિતના કાબૂમાં નહોવું જોઇએ; અર્થાત્ જમીન, વન, ખનિજ પદાર્થ તથા ધન કોઇ વ્યકિતના હાથમાં ન રહેતા રાજ્યજ તે બધાનું માલિક હોવું જોઇએ. કોઈ પણ માણસથી મીલ ઉભી કરીને તેનો ફાયદો યાને લાભ ઉઠાવવાનો અધિકાર રહેવો ન જોઇએ, કોઈ મનુષ્ય વ્યાજ, વટાવ કે સ્વતંત્રતાના રૂપમાં બીઝનેશ ન કરી શકે. કોઇ પણ વ્યકિતને સ્વતંત્ર વેપાર કરી તેનો લાભ લેવાનો અધિકાર હોવો ન જોઇએ યાને તે સ્વતંત્ર વેપાર ખેડી શકે નહિ. તોજ માનવ-સમાજ સુખી થઈ શકશે.

ધનની ઉત્પત્તિનું કામ સરકાર અથવા સમાજ કરે, અને આખા રાજ્યની તમામ માનવ સંખ્યા સંપતિની ઉત્પત્તિના કાર્યમાં મજુરોની માફક કામ કરે, અને પ્રત્યેક મનુષ્યની જરૂરીઆત પુરતું રાજ્ય તેને ભરણ પોષણના માટે યોગ્ય પ્રબન્ધ કરી આપે અને કોઇ માણસને તેની બુદ્ધિ-યાને મગજ શક્તિથી કામ કરવાનું હોય તો તેવા માણસને તેનું મગજ વધુ સારૂં કામ આપી શકે તેવો ખોરાક આપવાનો પ્રબન્ધ થવો જોઇએ, અને કોઇ શ્રમ એટલે મહેનત, મજુરીનું કામ કરતો હોય તેને એવો ખોરાક આપવો જોઇએ કે જેથી તે વધુ બળવાન થાય.

બાળક એ રાજ્યની ભાવિપ્રજા થશે. રાજ્ય તેનું ભરણ પોષણ તથા શિક્ષણનો પ્રબન્ધ કરે, માતા-પિતાએ પોતે અડધા ભુખ્યા રહી બાળકોને ખવડાવવું નપડે.

જ્યારે સમાજનો આર્થિક સંગઠન ઉપર્યુક્ત સુચનાઓ પ્રમાણે કરવામાં આવશે, ત્યારેજ સમાજમાં દરેક

મનુષ્યને પોતાની ઉન્નતિ કરવાની ઉંચી વિદ્યાઓ પ્રાપ્ત થશે; પરંતુ સમાજમાં એવું ભયંકર પરિવર્તન કેવી રીતે થઈ શકે એમ છે? જે લોકો આજ જગતની તમામ વસ્તુઓ પર યાને દરેક વિદ્યાઓ, સંસારના બધા સુખો ઉપર પોતાનું સ્વામીત્વ સમજે છે. તેને એકદમ તેઓ કેવી રીતે છોડી શકે? જે સભ્યતા અને આર્થિક એકયતાને જીવિત રાખવા માટે આટલું ખાસ જરૂરી છે કે, મોટી માનવ-સંખ્યા આ દૂષિત ગણાતી સભ્યાતાને ભારથી દબાઈ મરી જાય, એના કરતાં એવી સભ્યતાનો નાશ કરવો એજ વધુ શ્રેયકર છે.

આજ મુડીવાદીઓ, જમીનદારો, સત્તાધારીઓનું આ ઐશ્વર્ય હજારો ગરીબ મજુરો અને ખેડુતોના રક્ત શોષણ પર ટકી રહેલું છે.

સામ્યવાદી આ શોષણનો નાશ કરવા માગે છે; પરંતુ જેમને પોતાના સુખ અને વિલાસનુંજ માત્ર ધ્યાન છે. તે સાધારણ રીતે એમને એમ પોતાના મન ગમતા અધિકારોનો કેવી રીતે ત્યાગ કરી શકે? અને આજ કારણ માટે સામ્યવાદીઓને તેમની સાથે વિદ્રોહ કરવો પડયો છે.

વિદ્રોહ એ સામ્યવાદનું મુખ્ય અંગ છે. આજ મુડીવાદી સમાજ એવું સમજાવી સામ્યવાદી સમુદાયની નિંદા કરે છે કે; 'આ લોકો જગતમાં ઐક્ય જાળવવા નથી માગતા. પણ ધનિકોનો વિનાશ કરવાજ ઈચ્છે છે!' ખરી વાત આ નથી. ધનિકોએ સંપત્તિ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન પોતાના હાથમાંજ રાખ્યું છે. આ કારણે જોઈએ તેવું સંગઠન કેમ બની શકે? ગરીબ મજુરો અને ખેડુતોને તો સદાય પશુઓની માફક જીવન વિતાવવું પડે છે.

સમાજની સ્થિતિ સુધારવા માટે સામ્યવાદી સમુદાય આટલું જરૂરી ગણે છે કે– મુડીવાદીઓ તથા જમીનદારોનો યોગ્ય અધિકાર પડાવી લેવો જોઈએ.

જેટલી ઝડપથી જગત સામ્યવાદ તરફ ઝુકી રહ્યા છે. તેને જોતાં એટલું તો જરૂર કહેવુંજ પડશે કે, સમય દૂર નથી જ્યારે વિરાટ જગત સામ્યવાદી નજરે પડશે

—સંપૂર્ણ.

[મૂળ લેખક પ્રોફેસર શંકરસહાય સકસેના એમ૦ એ૦ એમ૦ કૉમ.]

મનુષ્યને પોતાની ઉન્નતિ કરવાની ઊંચી વિદ્યાઓ પ્રાપ્ત થશે; પરંતુ સમાજમાં એવું ભયંકર પરિવર્તન કેવી રીતે થઈ શકે એમ છે? જે લોકો આજ જગતની તમામ વસ્તુઓ પર યાને દરેક વિદ્યાઓ, સંસારના બધા સુખો ઉપર પોતાનું સ્વામીત્વ સમજે છે. તેને એકદમ તેઓ કેવી રીતે છોડી શકે? જે સભ્યતા અને આર્થિક એકયતાને જીવિત રાખવા માટે આટલુ ખાસ જરૂરી છે કે, મોટી માનવ-સંખ્યા આ દૂષિત ગણાતી સભ્યાતા ને ભારથી દબાઈ મરી જાય, એના કરતાં એવી સભ્યતાનો નાશ કરવો એજ વધુ શ્રેયકર છે.

આજ મુડીવાદીઓ, જમીનદારો, સત્તાધારીઓનું આ ઐશ્વર્ય હજારો ગરીબ મજુરો અને ખેડુતોના રક્ત શોષણ પર ટકી રહેલું છે.

સામ્યવાદી આ શોષણનો નાશ કરવા માગે છે; પરંતુ જેમને પોતાના સુખ અને વિલાસનુંજ માત્ર ધ્યાન છે. તે સાધારણ રીતે એમને એમ પોતાના મન ગમતા અધિકારોનો કેવી રીતે ત્યાગ કરી શકે? અને આજ કારણ માટે સામ્યવાદીઓને તેમની સાથે વિદ્રોહ કરવો પડયો છે.

વિદ્રોહ એ સામ્યવાદનું મુખ્ય અંગ છે. આજ મુડીવાદી સમાજ એવું સમજાવી સામ્યવાદી સમુદાયની નિંદા કરે છે કે; 'આ લોકો જગતમાં ઐકય જાળવવા નથી માગતા. પણ ધનિકોનો વિનાશ કરવાજ ઈચ્છે છે!' ખરી વાત આ નથી. ધનિકોએ સંપત્તિ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન પોતાના હાથમાંજ રાખ્યું છે. આ કારણે જોઈએ તેવું સંગઠન કેમ બની શકે? ગરીબ મજુરો અને ખેડુતોને તો સદાય પશુઓની માફક જીવન વિતાવવું પડે છે.

સમાજની સ્થિતિ સુધારવા માટે સામ્યવાદી સમુદાય આટલું જરૂરી ગણે છે કે– મુડીવાદીઓ તથા જમીનદારોનો યોગ્ય અધિકાર પડાવી લેવો જોઈએ.

જેટલી ઝડપથી જગત સામ્યવાદ તરફ ઝુકી રહ્યો છે. તેને જોતાં એટલું તો જરૂર કહેવુંજ પડશે કે, સમય દૂર નથી જ્યારે વિરાટ જગત સામ્યવાદી નજરે પડશે

—સંપૂર્ણ.

[મૂળ લેખક પ્રોફેસર શંકરસહાય સકસેના એમ૦ એ૦ એમ૦ કૉમ.]

પેલા સરકારી મહેમાનો મ્હારી પાસે આવ્યા, મ્હારા જેવા કાબેલ કાર્યકર પાસે-સર્વ હિસાબ માગે છે પણ પ્રજાના નાણાં અમે જમે ઉધાર કરાવવામાં પાપ નથી? અને દરબાર કરતાં કિરતાર મોટો નથી?

એમાં છેતરવાનું કે છેતરાવાનું તત્વજ કયાં છે. 'જેની થેલી એ સૌનો બેલી' પરિષદનું કામ આ બાદ આજ માટે ખતમ થશે. કાલ, પરમ અને પેલે દિવસે અહીં ક્રમે ભવાઇ, રાસડા અને સાઠમારી થશે. એ અરસામાં કોઈ બાઇ બ્હેનને પરણી જવાની ઇચ્છા હોય તો પ્રમુખને કે મને નામ આપવાં. ઇત્યોમ્!

અને છેલ્લાં દિવસે પ્રમુખે ઠરાવ મુકતાં પોતાનું અને (લ) ના અભેદવાળું ભાષણ કર્યું.

"લટપટશંકર અને સભ્યો અને સભાજનો સમસ્ત! કાલના કાલથી જે મેલાને રંગમાં સફરના કરતો જોયો છે તેથી મ્હારાં ભરેલાં નાણાં વસુલ થયાં ગણું છું. આ પરિષદે આ પાંચ દિનમાં પચાસ (મ્હારા સુદ્ધાં સાડી પચાસ) જોડાં સાધ્યાં છે, એજ એની વિજય શ્રી સચવી રહી છે. મળેલા માન માટે મને આંખમાં જળજળીઆં આવી જતાં મ્હારી પોતિયાની પાટલી ઢીલી થઈ જાય છે. એટલે આમન્યા માટે હું બેસી જાઉં છું. વસુલ આપેલાં નાણાં વસુલ થયાં.

સુલેમાન અને કેવળદાસે પ્રમુખનો અને કાર્યકરનો આભાર માન્યો અને લટપટશંકરે પોતાનો અને વ્યવસ્થાપકનો આભાર માન્યો. મસલત પ્રમાણે દરેક વ્યવસ્થાપકને પચાસ પચાસ રૂપિયા અને પ્રમુખને જાહેર કરેલાં નાણાં ન ભરવાની સંજ્ઞા થયા બાદ '૫-૫-૫' ના વ્યવસ્થાપકોએ ઠરાવ મુકયો કે 'ગુજરાત-કાઠીઆવાડ-કચ્છ-હિંદ-એશીયા-વર્લ્ડ' આ પરિષદ માટે કેળવાતી સ્તનંધય દશામાં છે. માટે આ પરિષદનું કામ પેલા 'સોરઠા'ની મદદથી શન્યમય કરવું.

" સૌ સંમેલન સાર———"

પ્રશ્ન એકમાં પૂછીએ;
" ઇંડું શું આકાર કે—
મોર તણું એ મીંડું છે."
અમને પુછે એને પ્રભુ પુછે

—અચ્યુત કેશવ—

# ધારાશાસ્ત્રીની દૃષ્ટિએ—

( કાયદા વિભાગ )

# ખેડુતનો નિબંધ

## કેટલીક સ્પષ્ટતાની આવશ્યકતા

'પડકાર' માટે ખાસ લખનાર : શ્રી. વકીલ રામચંદ કાળીશંકર પાઠક

આપણા વડોદરા રાજ્યમાં શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઈ હિરક મહોત્સવના શુભ પ્રસંગે 'ખેડુત કરજ નિયમન નિબંધ' આખા રાજ્ય માટે અમલમાં મૂક્યો છે. અને તે નિબંધ અન્વયે નિયમ પણ પાછળથી લાંબી મુદતે થયો છે. આ બન્નેનાં ધોરણોમાં કેટલીક અસ્પષ્ટતા છે જેના પરિણામે ખેડૂત વિરૂદ્ધ ન્યાય થાય છે. અગર તો કોર્ટોનો વહિવટ ભિન્ન ચાલે છે તેનું એક સ્થળે બયાન કરવું ઈષ્ટ છે. ને તે સંબંધે મે. ન્યાયમંત્રી [illegible]ધ્યાનમાં લઈ યોગ્ય સુધારા વધારા કરશે એવી [illegible]ા છે.

૧. ખેડુત ગણવામાં ઉત્પન્ન રૂ. ૭૫૦ સુધીનું [illegible]ું પડે છે. તે કેવળ ખેતીનુંજ ઉત્પન્ન હોવું જોઈએ. [illegible]ને ખેતી સિવાય બીજું ઉત્પન્ન હોય તો તે ખેતીના ઉત્પન્નથી નિમે કરતાં કમી હોવું જોઈએ જે એકંદર રૂ. ૭૫૦થી વધુ થવું ન જોઈએ. આવી વ્યાખ્યા ને ખુલાસા છે. પાછળથી એ કલમમાં સહેજ સુધારો થયો છે. પણ તેથી પુરી સ્પષ્ટતા થતી નથી. એ વ્યાખ્યામાં જણાવેલું છે કે આ રાજ્યનીજ જમીનનું ખેતીનું ઉત્પન્ન હોવું જોઈએ. જો કોઈ ખેડુત આ રાજ્યનો છતાં પર રાજ્યની ખેતીની જમીનનું ઉત્પન્ન મેળવી આ રાજ્યમાં લાવે અગર આ રાજ્યમાં ખેતી કરે તે ઉપરાંત પર રાજ્યમાં ખેતીની જમીનનું ઉત્પન્ન મેળવે, તેવે પ્રસંગે પરરાજ્યના ખેતીના ઉત્પન્નને શાનું ઉત્પન્ન ગણવું ? એ પ્રશ્ન છે. તે ખરેખર ખેતીનું ઉત્પન્ન હોવા છતાં તેને બીજા ઉત્પન્ન તરિકે ગણવું કે કેમ ? ને તેમ ગણવામાં આવે તો તે ઉત્પન્ન વધી જતું હોય તો ખેડુત ગણાય કે કેમ ? કલમ ૨ ખેડુતની વ્યાખ્યામાં પેટા રકમ (ख) ની રકમ (आ) માં સઘળા પ્રકારની વાર્ષિક આવકમાં ૨ કે તે ઉપરાંત ખેતીનું ઉત્પન્ન હોવાથી આવશ્યકતા રાખી છે. તેથી પરરાજ્યની ખેતીની આવકને કયા પ્રકારની આવક ગણવી તે ખુલાસાની ખાસ જરૂર છે કેટલેક સ્થળે તે ઉત્પન્નમાંજ ગણતા નથી ને કેટલાક સ્થળે બીજા પ્રકારના ઉત્પન્નમાં ગણે છે અગર ખેતીના ઉત્પન્ન તરિકે પણ ગણે છે. આવા ભિન્ન વિચારોને સ્થાન હોય એ ઈચ્છવા યોગ્ય નથી. તેથી તે સંબંધે ખુલાસાની ખાસ જરૂર છે.

૨. આ ઉત્પન્ન ફરિયાદ કર્યાની તારિખનું કેટલું ? તે ગણવા ઠરાવ્યું છે તે તારીખનુ ઉત્પન્ન ગણાય નહિ ને શોધી શકાય નહિ પણ તે સાલે કીંવા અગાઉની સાલનુ કેટલું ઉત્પન્ન મળેલુ તે વિચારમાં લેવું જોઈએ ઉત્પન્ન જે સાલે કુદરતી કોપથી ન મળે તે વખતે ખેતીનું ઉત્પન્ન ગણવામાં વાંધો આવશે એટલે તેવા પ્રસંગે તેની અગાઉની સાલ અગર પાછલા ૩ વરસોની સરાસરી ગણવી જોઈએ.

૩. ખેડુતનું નિવલ ઉત્પન્ન ગણવું જોઈએ સરકારધારો, દાણ ભરવાની હોય કે પાકનો ભાગ આપવાનો હોય તે જતાં તેમજ ખેતી કરવામાં ખેડુતને ખર્ચ વ્યાજબી થયો હોય તે કપાતાં જે રહે તેજ ખેતીનું ઉત્પન્ન ગણવું એમ ઠરાવવું જોઈએ. હાલ ન્યાય ખાતાની પરિષદમાં મારો આ સંબંધે પ્રશ્ન હતો ત્યારે ધારો ને દાણ બાદ કરવા પણ ખર્ચ બાદ ન જાય એવો મોઘમ ખુલાસો કરવામાં આવ્યો હતો.

મળીઆરા કુટુંબના એકથી વધુ પ્રતિવાદીઓ ઉપર જ્યારે દાવા હોય ત્યારે પ્રતિવાદીનો સમાઈક હિસ્સો નમુદ હોય છે તો તે પ્રસંગે મળીયારી કુલ જમીનનું

કુલ ઉત્પન્ન ગણવું કે દરેક પ્રતિવાદીના હિસ્સા પ્રમાણે દરેકની જમીનને ઉત્પન્નનો હિસ્સો એ દરેક પ્રતિવાદીનું ખેડુત તરિકે ઉત્પન્ન ગણવું આ સંબંધે પણ સ્પષ્ટતા થવી જોઇએ કારણ મજીયારૂ એકંદર ઉત્પન્ન રૂ. ૭૫૦ થી વધુ હોય જ્યારે દરેક વાદી સહભાગીનું હિસ્સાનું ઉત્પન્ન તેથી કમી આવતુ હોય તો પ્રતિવાદી દરેક આ નિબંધ પ્રમાણે ખેડુત ગણવા કે કેમ? એ પ્રશ્ન છે.

૪. ભોગ્ય ગિરો (કબજા ગિરો)ના પ્રસંગે ખેડુતને હિસાબ લેવાનો હક. કે ખેડુત નિંબંધ પ્રમાણે મળતા લાભો એ નિંબંધમાં આપ્યા નથી પણ એ નિંબંધ અન્વયે થયેલા નિયમમાં નવિ કલમ ઘાલી છે ને તેમાં ઠરાવ્યું છે કે કબજા ગિરોદારો મેળવેલા ઉત્પન્નનો હિસાબ માગવો ને વ્યાજવી વ્યાજ કરતાં વધુ મેળવેલું ઉત્પન્ન મુદ્દલમાં જમા કરવું. નિબંધમાં જ્યાં સુધી કલમ ૨ માં સુધારો ન થાયાં ત્યાં સુધી નિયમનો અમલ થઈ શકે નહિ. કારણ નિંબંધના ધોરણેજ નિયમ થઇ શકે કેટલીક કોર્ટમાં આવા દાવા કે બચાવ કોર્ટ સંઘરતા નથી તે કેટલેક ઠેકણે સંઘરે છે એટલે નિંબંધમાં સ્પષ્ટતા કરવી અગર નિયમમાંથી કમી કરવું જોઇએ.

૫. ગમે તેમ હોય તો પણ ભોગ્ય ગિરોમાં આવા હિસાબો જોવાનુ કાઢી નાંખવું જોઇએ એ તો જેની તેની મરજી ઉપરના કરારો છે. ઉત્પન્ન ન આવે તો પણ ગિરોદાર વ્યાજ માગે નહિ, ઉત્પન્ન વધુ મળે તો ગિરો મુકનારનો હક નથી જ્યારે મુદ્દલ રૂપૈયા આપે ત્યારે ગીરો છુટી શકે છે. કેટલાક ગિરો લેખોમાં અવધ હોય છે તે પહેલાં ગિરો છોડાય નહિ તેમ ગિરો મીલકત વેચવાનો દાવો એવા પ્રસંગે એવા હિસાબ લેવાનું ધોરણ અસ્થાને છે. તાત્પર્ય એ, કલમ નિયમમાંથી બાતલજ કરવી જોઇએ.

૬. ખેડુત નિંબંધથી જો કે સરકારે ખેડુતોનું સાચવવા પ્રયત્ન કર્યો છે પણ તેનું પરિણામ ખેડુતોને ફસાવીને બીજા આડકતરી રીતે. નાણાંની ગરજથી કે સખ્ત ઉઘરાણીથી હવેના વહેવારો એકદમ મિલકત વેચાણનાજ સાહુકારો કરી લે છે પછી તેમાં હિસાબ જોવાનો કે બોલવાનો ખુડુતને આરો રહેતો નથી. શ્રી. સરકારે આવો કાયદો કર્યો ત્યારે સાહુકારોએ આવળણુ બદલ્યું છે એમ જણાય છે. આવા પ્રકારમાં ખેડુત ફસાય છે તેમાંથી બચવાનો માર્ગ પણ ખોળવો જોઇએ એવા વેચાણના અવેજનો હિસાબ પણ ખેડુત ૩ વર્ષમાં લઈ શકે એવો સુધારો ખેડુતના હિત અર્થે કરવોજ જોઇએ.

૭. વ્યાજનો દર ૧૨ આનાથી વધુ કોઈ પણ સંજોગોમાં ખેડુતથી અપાવવો નહી. પાછલા ૧૨ વર્ષ પહેલાંનો હિસાબ પણ ૧૨ આના પ્રમાણેજ ગણવાનું ધોરણ રાખવું જોઇએ કેટલાક ઠેકાણે ભિન્ન વહિવટ છે. ખરી રિતે વ્યાજ નિ. ક. ૪-૫ સુધારાસહ વાંચવાથી જણાય છે કે ૧૨ આનાથી વધુ દરનું વ્યાજ ન અપાવવું.

૮. ખેડુતના મુદ્દાના નિર્ણય ઉપર ખેડુતના વિરૂદ્ધ ઠરાવ થાય તો એક વિવાદનો હક ખેડુતને આપવો જોઇએ.

૯ ખેડુત વિરૂદ્ધ જે રકમનો કરારદાદ કરવામાં આવે તેની પુરી લાગત વાદીને પાછી આપવાની છે પણ પુરાવો થતા પહેલાં જે કરારદાદ થાય તે કરારદાદની રકમ ઉપરાંતની દાવાની રકમ ખોટી હોય તે રકમની ન્યાયની લાગતની નિમે રકમ પરત અપાવવી કે નહી? તે પ્રશ્ન રહે છે ને તેનો ખુલાસો થયો નથી.

૧૦. વ્યાજનો નિં. ક ૪-૫ નો અમલ પશ્ચાત દર્શી કરવો જોઇએ ને પાછલા હિસાબ જોવાના પ્રસંગે તેમ હિસાબના પ્રસંગે લાગુ છે એમ ઠરાવવુ જોઇએ.

ઉપર મુજબના અગત્યના પ્રશ્નો ઉપર નામદાર ન્યાય મંત્રી શા. તથા ના. વરિષ્ટ ન્યાધીશીના સહ ન્યા. સા. વિચાર કરશે એવી નમ્ર વિનંતિ છે.

# ચાહનો રાજા લિપ્ટન

## ગરીબમાંથી તવંગર થનાર સર ટોમસ જહોનસન લિપ્ટન.

**ગરીબમાંથી** કરોડાધિપતિ થનાર સર ટોમસ જહોનસન લિપ્ટનને દુનિયાના તમામ દેશો તેની ચાહ ઉપરથી ઓળખે છે.

તે ગરીબ આયરીશ કુટુંબનું ફરજંદ હતો તેનો જન્મ ગ્લાસગો શહેરમાં ૧૮૫૦ની ૧૦મી મેના દિવસે કંગાલ મા-બાપને ત્યાં થયો હતો. તેણે નિશાળ તો જોઇજ નહતી. ટોમસ માંડ દશ વર્ષનો થયો ત્યાં તો તેને પેટ માટે સ્ટેશનરીવાળાને ત્યાં નોકરીએ રહેવું પડયું. ત્યાં તેણે પાંચ વર્ષ કામ કર્યું પણ ત્યાં તેને રસ પડયો નહીં. તેની અભિલાષા મોટી હતી. શ્રીમંતાઇની મોજ માણવાની તેની ઇચ્છા હતી. એક વખત તે એક દેવળ પાસે તેની મા સાથે ઉભો હતો; ત્યાં એક ગાડીમાં શ્રીમંતને જોઇને તેની માને કહ્યું. "મા એક દિવસ હું તને આમ બે ઘોડાની બગીમાં બેઠેલી જોવા ઇચ્છું છું," જો કે આગળ ઉપર તેને આ શબ્દોને ખરા પાડયા.

પોતે હવે નોકરી છોડીને દરીયા કિનારે ફરતો અને દુર દેશથી આવેલા વહાણો જોતો. તેને પણ પરદેશ જવાનું મન થયું. અને તેથી લાગ જોઇને એક દિવસ પોતાનું નસીબ અજમાવવા અમેરીકા ગયો.

ઘર તો છોડયું પણ પૈસા વગર અજાણ્યા મુલકમાં ઉતરવું કયાં ? જવું કયાં ? વીગેરે વીચારો તેને ઉદ્ભવ્યા. પણ તે હિંમતવાળો હતો, એમ કાંઇ મુંઝાય તેવો ન હતો.

જેવી સ્ટીમર ન્યુયોર્ક પહોંચી કે તુરતજ તે દોડતો એક સારી હોટલના માલીક આગળ ગયો અને કહ્યું "હું આપની હોટલમાં ૪૦ ઉતારૂઓને લાવી આપું તો મને એક માસ સુધી ખાવાપીવાની સગવડ આપશો ?" તે શરત મેનેજરે કબુલ કરી એટલે ટોમી ખુશ થતો પાછો સ્ટીમર ઉપર ગયો અને પોતાના પરીચયનો લાભ લઇ ઉતારૂઓને સમજાવી આજીજી કરીને ચાલીશ ઉતારૂ મેળવ્યાં અને એક માસની ચીંતા ઓછી કરી. કેવું ફળદ્રુપ ભેજું ?

આ નવી દુનિયામાં સારો કામ ધંધો શોધવા તે ઉત્તર તથા દક્ષિણ અમેરીકા આખો ઘુમી વળ્યો પણ એકે જગ્યાએ એને સરખાઇ ન આવી. કરીયાણા, ગુમાસ્તાગીરી, ટ્રામ હાંકવાનું કામ, ટ્રાવેલીંગ વિગેરે ઘણા કામો કર્યા અને છેવટે ખેતરમાં મજુરી પણ કરી. પણ એના મહત્ત્વાકાંક્ષી જીવને કયાંય આશાનાં કિરણો ભાળ્યાં નહીં. મા-બાપની મીઠી ગોદ યાદ આવી. હજુયે તે બાળક હતો એવામાં તેના પિતાનો આગ્રહભર્યો ઘરે પાછા આવવાનો પત્ર મળ્યો. તેણે કરકસર કરીને બચાવેલા સોએક ડોલર મુસાફરી ખર્ચમાં વાપરીને ઘેર જવાનો જીવ તેનો ના ચાલ્યો, તેની કુશાગ્ર બુદ્ધિએ નવો રસ્તો ગોતી આપ્યો. સ્ટીમરમાં આગવાળાનું કામ કરીને તે ઘરે પહોંચ્યો.

નોકરીથી ત્રાસી જઇ હવે તેણે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. તેણે નાની કરીયાણાની દુકાન કરી. તેને મળેલા અનુભવે જોઇ લીધું કે શુદ્ધિ, સ્વચ્છતા, ચોકસાઇ, મીઠી જીભ અને જાહેરાત એ વેપાર વધારવાના ઉત્તમ માર્ગો છે. તે સવારમાં ઉઠીને દુકાન સાફ કરીને આકર્ષક રીતે ગોઠવતો, ભાવમાં ફેરફાર કહેતો નહીં. તેથી ઘરાકની સંખ્યા વધતી ચાલી, દુકાનની વધારે જાહેરાત કરવાનો તેને વિચાર થયો, અને તેથી તેણે કબુતર ખરીદયા અને તેની પાંખ ઉપર 'લીપ્ટન્સ ઓરફન્સ' લખી એક નાની ગાડીમાં પુરી આખા ગ્લાસગો ગામમાં ફેરવ્યા. પરીણામ ધાર્યું આવ્યું અને લોકોમાં કબુતરોની વાત થવા માંડી.

ધીરે ધીરે ઘરાગી વધતી ચાલી. સારો માલ અને એક ભાવ તેણે જારી રાખ્યો એક દુકાનથી ઘરાકોને પહોંચી શકાય તેમ ન હતું તેથી તેણે બીજા ગામમાં એક શાખા ખોલી.

હવે તેણે ધનામી યોજના કરી. એક એરોપ્લેનમાં દશેક હજાર ફરફરીયાં ગામમાં ફેંકાવ્યાં, અને જે પહેલાં

વીસ લઈ આવે તેને ઈનામ ઠરાવ્યાં. પછી તો પુછવુંજ શું? તેની દુકાને લોકોની પડાપડી થતી.

ધીરે ધીરે શાખાઓ વધતી ચાલી અને ટુંક સમય લંડનથી ગ્લાસગો સુધીમાં ઘણીએ દુકાનો કરી અને દરેક ઠેકાણે એકજ જાતની હતી. એક વખત આવેલ ધરાક કોઈ દીવસે બીજે જાય નહીં.

એક દિવસ સાત લાંબા મુડદાલ જેવા માણસો "અમે લીપ્ટનમાંજઈએ છીએ." એવા મોટા અક્ષરે લખેલા પોસ્ટર સાથે ગ્લાસગોમાં નીકળ્યા. લોકો પહેલાં તો આ ન સમજી શક્યા પણ પાછા બીજા તેટલાજ જાડા તગડા માણુસો "અમે લીપ્ટનમાં જઇ આવ્યા"ના પોસ્ટરો સાથે નીકળ્યા. ત્યારે લોકો તે બાબત સમજી શક્યા કે લીપ્ટનમાં જઈ જાડા થઈને આવ્યા. આવી અનેક જાતની તે જાહેર ખબર આપતો.

તેણે સીલોનમાં ચાહના ખેતરો ખરીદ્યા. આજે સીલોનનો તે મોટો જમીનદાર છે એક વખત ખાલી ખીસ્સે ફરતા લીપ્ટનના ચાહના બગીચાની એક કરોડ પોંડ સુધી માગણી આવી પણ તેણે તે પાછી ઠેલવી હતી.

સીલોન વેસ્ટ ઇન્ડીઝ અને દક્ષિણ અમેરીકામાં આજે ચાહ, કોકો અને કાફીના ખેતરોની હજારો એકર જમીનનો તે માલીક છે. એશીયાભરમાં તેનાં કારખાનાં છે. ફ્રાંસ, જર્મની, ઇટલી, રશીયા, આફ્રીકા, આસ્ટ્રેલીઆ વિગેરે દરેક દેશમાં તેની શાખાઓ છે. અલબત્ત મોટો વેપાર તો ઇગ્લંડ અને સ્કોટલેન્ડમાંજ છે.

લિપ્ટનની શાખાને દુકાન નથી કહેવાતી પણ લિપ્ટન મારકેટ કહેવાય છે: દર અઠવાડીએ લિપ્ટન ચાહનું ૩૦૦ ટન જેટલું વેચાણ થાય છે. દર વર્ષે તે લાખો પાઉન્ડ જાહેર ખબર પાછળ ખર્ચે છે.

તે ૮૧ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવીને પોતાની પાછળ કરોડોની દોલત મુકતો ગયો.

---

# વિશ્વદર્શન

## વિરામ ચિહ્નોની કહાણી

અત્યારે આપણા લેખનમાં અલ્પવિરામ, પૂર્ણવિરામ, અર્ધવિરામ, પ્રશ્ન ચિહ્ન, ઉદ્‌ગાર વિગેરે વિરામ ચિહ્નો ધમધોકાર જે વપરાઈ રહ્યાં છે, તે આપણાં પોતાનાં નહીં પણ, આપણા પર રાજ કરનારી પ્રજા તરફથી આપણને મળ્યાં છે, એ જાણતાં આપણને જરા આશ્ચર્ય થશે; પણ વાત સાવ સાચી છે. આમાનાં અલ્પવિરામ વિગેરે ચાર ચિહ્નો સંબંધમાં તો ખાસ કશો ઇતિહાસ નથી મળતો, પરંતુ પ્રશ્ન ચિહ્ન અને ઉદ્‌ગાર માટે તો ઘણોજ સ્પષ્ટ ઇતિહાસ મળે છે. આ બન્ને ચિહ્નો લેટિન શબ્દોનાં ટૂંકા રૂપો માત્ર છે, એવી માહિતી હાલ મળે છે. જૂના વખતમાં ગ્રીસમાં અને રોમમાં કોર્ટના કાર્કુનો લોકોને સવાલ પૂછતા ત્યારે તે સવાલને છેડે અંગ્રેજી Question શબ્દ જેના ઉપરથી ઉતરી આવ્યો છે, તેવો Q અક્ષરથી શરૂ થતો શબ્દ લખવામાં આવતો, આ શબ્દ Quetio. આગળ ચાલતાં ઝડપથી લખતાં એ શબ્દનું ટૂંક સ્વરૂપ Q અને O ઉપર નીચે લખવાનો રિવાજ પ્રચારમાં આવ્યો Q અને o ઉપર નીચે આવતાં ઝડપથી લખતાં આજનું '?' આવું પ્રશ્નાર્થક ચિહ્ન પ્રચારમાં આવ્યું. ઉદ્‌ગાર ચિહ્ન તો જેના ઉપરથી Joy શબ્દ ઊતરી આવ્યો છે, તે લેટિન ભાષાનો Jo શબ્દજ છે. આનંદ વગેરે બતાવવાને માટે શબ્દ કે વાક્યની પાછળ આ શબ્દ લખાતો. J ની ઉપરની લીટી અને o ને બદલે નાનુ ટપકું રહી જવા પામ્યું એટલે Jo નું સ્વરૂપ "!" આવું બની ગયું. તપાસ કરવામાં આવે તો સંભવ છે કે બધાં ચિહ્નોનાં પૂર્વ સ્વરૂપો મળી આવે ખરાં.



## મગજની છાપ

કોર્ટમાં પુરાવા મેળવવાને માટે આંગળાની છાપ અને પગલાંની છાપ ઉપરાંત હવે મગજની છાપનો પણ ઉપયોગ અમેરીકામાં થવા લાગ્યો છે. અમેરિકાની આઇઓવા યુનીવર્સીટીના બે વૈજ્ઞાનિકો મી. લી એડવર્ડ અને મી. અબ્રહામ ગોટસોબરે કેટલાક પ્રયોગોને અંતે સાબિત કરી બતાવ્યું છે કે મગજના તરંગોને પણ નોંધી શકાય છે. અને ખુબી તો એ છે કે મગજના આ તરંગો પ્રત્યેક માણસનો ભેદ બતાવી શકે છે બંને વૈજ્ઞાનિકોએ પ્રયોગ કરતી વેળાએ ૪૪ વિદ્યાર્થીઓની ખોપરીમાં ઇલેક્ટ્રોડઝ લગાવ્યાં. આ ઇલેક્ટ્રોડઝે તે દરેક વિદ્યાર્થીના મગજમાંના તરંગોને પકડી કાગળના એક ફરતા પાના ઉપર તરંગિત રેખાના સ્વરૂપમાં નોંધણી કરી બતાવી આ જાતના પ્રયોગ કોર્ટમાં જ્યારે કરવામાં આવ્યા ત્યારે ૩૫૨ માંથી ૯૪ કિસ્સાઓમાં મગજના તરંગો પરથી કેસની હકીકત જાણવાને ન્યાયાધીશો શક્તિશાળી થઇ શકયા હતા. એમ કહેવાય છે કે આમ છતાં માત્ર આ તરંગો પરથીજ પૂરતો પુરાવો મેળવવો મુશ્કેલ છે; કેમકે જ્યારે વ્યક્તિ વિચાર કરતી હોય અને જ્યારે શાંત હોય ત્યારે તરંગોના ચલનમાં ભેદ રહે છે.



## લાકડામાંથી સૂતર

જર્મનીમાં સરકાર તરફથી એવું ફરમાન થયું છે કે પ્રત્યેક જર્મન જે વસ્ત્ર પહેરી રહ્યો છે, તેમાં વપરાયેલા સૂતરનો ૧૫ ટકા ભાગ લાકડામાંથી બનાવવામાં આવેલા સૂતરનો હોવો જોઇએ, જર્મનીમાં અત્યારે લાકડામાંથી સૂતર તૈયાર કરનારી ૨૦ મોટી ફેક્ટરીઓ છે. આ ઉદ્યોગને આવકારવાનું મૂળ કારણ જર્મનીમાં એ ઉભું થયું છે. કે ત્યાં દેશને જોઇએ તેટલું રૂ ઉત્પન્ન થતું નથી. અને તેથી જોઇતું રૂ વિદેશોમાંથી આયાત કરવું પડે છે. જર્મન વૈજ્ઞાનિકો અત્યારે એવી જાતનો પ્રયત્ન કરી રહ્યા છે. કે જર્મનીને જેટલું સૂતર જોઇએ છે તેટલું વૈજ્ઞાનિક પદ્ધતિએ દેશમાંથીજ ઉત્પન્ન કરવામાં આવે, કે જેથી તેને વિદેશો ઉપર આધાર રાખી પરાધીનતા ભોગવવી ન પડે. આજે જર્મન વિજ્ઞાનની મદદ માત્ર સૂતર ઉત્પન્ન કરવામાંજ નહીં, પરંતુ

અનેક બીજા ઉદ્યોગોમાં લઇ રહ્યું છે. આ પુર્વેજ ખાંડ પેટ્રોલિયમ, ગેસ વગેરેના ઉદ્યોગો એજ વિજ્ઞાનની મદદથી જર્મનીમાં પગભર થઇ ચૂકયા છે.



## 'મેટ્રિકયુલેશન' શબ્દનું મૂળ

મેટ્રિક અથવા તો મેટ્રિકયુલેશન આ શબ્દથી આપણે છોકરાઓના જીવ લેનારી માથાકૂટણી પરીક્ષા સમઝિયે છિયે; પરંતુ આ 'મેટ્રિકયુલેશન' એ મૂળ શબ્દનો અર્થ તો જુદોજ છે. આજ દિવસ સુધીમાં લાખો વિદ્યાર્થીઓએ આ પરીક્ષા પસાર કરી છે; પણ ભાગ્યેજ તેમાંના કોઇને એ શબ્દના ખરા અર્થની ખબર હશે! પ્રાચીન કાળમાં યુરોપમાં કોર્પોરેશન, યુનિવર્સિટી એના જેવી સાર્વજનિક સંસ્થાઓમાંથી તે સંસ્થાના સભ્યોને સભ્યોનાં નોંધણી પત્રક મોકલવામાં આવતાં. આ નોંધણી પત્રકને લેટિન ભાષામાં 'મેટ્રિકયુલા' એવું નામ આપવામાં આવેલું. આ નોંધણી પત્રકમાં જેનું નામ દાખલ કરવામાં આવ્યું હોય તેવી પ્રત્યેક વ્યક્તિને 'મેટ્રિકયુલેટ' કહેવામાં આવતી. કાળાંતરે આ શબ્દ પાછળથી માત્ર યુનિવર્સિટીના નોંધપત્રક ઉપર નોંધાયેલાં નામવાળાઓને માટે રહ્યો: એટલે કે આ નોંધપત્રકમાં જેનું નામ દાખલ થયેલું હોય તે સભ્યે તે યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો હોવો જોઇએ; પરંતુ આજે તો એ યુનિવર્સિટીનાં દર્શન પણ નથી કર્યાં, અને કદાચ પાસ થયો તો એ યુનિવર્સિટીનાં દર્શનનું ભાગ્ય મળે, તેવા વિદ્યાર્થીઓને માટે આ 'મેટ્રિકયુલેટ' શબ્દ પ્રચારમાં આવી ગયો છે. અને એ રીતે 'મેટ્રિકયુલેશન' એક અત્યારે પરીક્ષા વાચક શબ્દ થયો છે.

## હાડકાં સાંધનારું યંત્ર.

અમેરીકન ડોકટરોએ પુષ્કળ મહેનત બાદ એક એવા યંત્રની શોધ કરી છે કે જેની મદદથી ભાંગેલાં હાડકાંઓને જોડવાનું કાર્ય કરી શકાય છે. શરીરના ગમે તે ભાગમાં લગાવતાં આ યંત્ર પોતાની મેળેજ પોતાના કાર્યનો આરંભ કરી દે છે. જેટલી ઝડપ તેમજ સાવચેતીથી આ યંત્રથી કામ લેવામાં આવે છે તેટલીજ ઝડપ અને સાવચેતીથી અદ્યાપિ પર્યંત બીજા કોઇ પણ સાધનોથી કામ લઈ શકાતું નહોતું. ઓપરેશન વિનાજ તૂટેલાં હાડકાંઓને સાંધવાની હાથ લાગેલી આ રીતે અમેરીકામાં આજે અનેકનાં હાડ સાંધ્યાં છે.

## શ્રીમંત ફ્રેંચનું વસિઅત નામું.

એક ફ્રેંચ લક્ષાધિપતિ પોતાના વસીયત નામામાં આવું લખીને ગુજરી ગયો છે.

"મારા મૃત્યુ બાદ મારા શરીરને અત્તર ચોપડી એક રોનકદાર ખુરશી પર બેસાડી, એ ખુરશીને કાચના ખોખામાં રાખી મુકવી ખોખાને એક ઓરડામાં રાખવું ઓરડામાં અખંડ રોશની, રેડીઓ અને ભીંતો ઉપર મારા કુટુંબીઓની છબીઓ રાખવી.

ઉપલી શરતે તેણે ફ્રાંસની સરકારને રૂ૦ ૧૫ લાખની રકમ પોતાના વીલમાંથી સોંપી છે.

## નવી જાતનું ટાઇપરાઇટર

નવી જાતનુ ટાઇપ રાઇટર મશીન બન્યું છે આ મશીન અમેરીકાના એક વૈજ્ઞાનિકે બનાવ્યુ છે. અને એ બનાવનારનું કહેવું છે કે આ મશીન વાપરનારને ડિકશનેરી કે ડિરેકટરી જેવાં રેફરન્સ સંબંધી પુસ્તકોની જરૂર નહિ પડે. મશીનની અંદરજ એ પુસ્તકોનો સમાવેશ કરવામાં આવશે. મશીનને એ. બી. સી. ડી. લખેલા બટન હશે જે દબાવવાથી જે રેફરંસ કે શબ્દાર્થ જોઇતો હશે તે મળી રહેશે. દા. ત. આપને ફ્રેન્ચ ભાષાનો Crayon શબ્દનો અંગ્રેજી અર્થ જોઇએ છે તો આપ c-r-y-o-n ના નામવાળું બટન દબાવો એટલે એ શબ્દનો અર્થ, જે પેન્સીલ એવો થાય છે, તે કાગળ પર આપોઆપ લખાઇને આવશે. કહેવાય છે કે આ મશીનથી આ પ્રકારથી ત્રણ કરોડ આઠ લાખ પ્રશ્નોના ઉત્તર મળશે.

રડો, ખૂબ રડો! રડવાથી તંદુરસ્તી વધે છે. આંસુના એકેક ટીપામાં ૨ કરોડ અને ૮૦ લાખ જંતુ-જંતુઓને મારવાની શકિત રહેલી છે. એવી શોધ લંડનમાં એક સર્જને કરી છે.



૮૦ હજાર માણસોએ ઇંગ્લાંડની પોષ્ટ ઓફીસમા પોતાના સેવીંગ્સ બેન્કનાં નાણાં ઉપાડયાં નથી. એ લોકોનો પત્તો નથી. નાણાનું બ્યાજ ચડયે જાય છે. કેટલાકની તો મોટી રકમો બની ગઇ છે, છતાં કોઈ ધણી ફરકતો નથી. હિન્દમાં પણ મુંબઇ ઇલાકાની

પોસ્ટ ઓફીસ સે. બે. માં ૪ લાખ રૂપિયા વગર વારસી પડયા છે.



ન્યુયોર્કમાં ૧૮૪૬ ની સાલની એક ટપાલની ટીકીટની હરરાજી થતાં તેના રૂા. ૧૪ હજાર ઉપજ્યો કહે છે.



પંદર વર્ષથી અન્ન વિના, ને દસ વર્ષથી જળ વિના જીવતી-માત્ર જીવતી નહિ પણ પુર યૌવનમાં મ્હાલતી એક જર્મન ખેડુત સ્ત્રીનું ઘર આજે યાત્રાધામ બન્યું છે લોકો એની માનતા રાખે છે.



એવા એક ટાઇપરાઇટરની શોધ થઈ છે કે તમારે ડુપ્લીકેટ કોપીઝ જોઈતી હોય તો પણ એ માટે કારબન પેપર વાપરવાની જરૂર ન પડે. આ નવા ટાઈપરાઈટરમાં એક સાથે ચાર કોપી નિકળી શકે છે અને બધીજ કોપી ચોકખી હોય છે.



અમેરિકના ડૉ. લેર્ડન જણાવે છે કે પૃથ્વીની ઉત્પત્તિ અબજ વર્ષ ઉપર થયેલી છે.



૧૯૩૪ ની સાલમાં હિંદુસ્તાનમાં ૧૩ હજાર માણસોએ આપઘાત કર્યો હતો, ૪૦ લાખ માણસો તાવથી મરણ પામ્યા હતાં. ૨૦ લાખ માણસો ક્ષયથી મરણ પામ્યાં હતાં, ૨૩ હજાર માણસો સર્પદંશથી મરણ પામ્યાં હતાં. કોઢના દર્દથી ૧૦ લાખ માણસો પીડાય છે.



દુનિયામાં બધા દેશમાં મળીને કુલ્લ ૮ કરોડ રૂપિયાની કીમ્મતના હીરા છે અને તેમાંથી ૪ કરોડ રૂપિયાની કીમ્મતના હીરા અમેરિકા પાસે છે.



દુનિયામાં કુલ્લે ૧૨ લાખ માણસો આંધળા છે.



હાલમાં મીડલસેક્ષ હોસ્પીટલમાં એક નાનો છોકરો ધીમે ધીમે પક્ષીમાં ફેરવાતો જાય છે. આમ થતાં અટકાવવાને બનતા ઈલાજો લેવામાં આવે છે; છતાં તે ચાલવાને બદલે પંખીની માફક હાથ પ્રસારે છે અને તેનું નાક ચાંચની માફક વધતું જાય છે.



કલાકના ૨૦૦ માઇલની ઝડપે ઉડતું અને એકી સાથે ૪૦ ઉતારૂઓ લઇ જતું બે-માળવાળું વીમાન અમેરીકામાં બંધાય છે.



શહેરમાં રહેનારાઓની શકતીના ૪૦ ટકા ઉપયોગી પ્રવરતીમાં, ૧૦ ટકા રમત-ગમતમાં અને ૫૦ ટકા માનસીક બેચેની કે ચીંતામાં ખર્ચાય છે.



યુરોપ અને અમેરીકામાં મોટર હાંકવા માટે પેટ્રોલને બદલે દારૂ-આલ્કોહોલ-વાપરવાની શરૂઆત થઇ છે.



બર્લીનના એક વીજ્ઞાનવેત્તાએ બોમ્બ-પ્રુફ ખાટલાની શોધ કરી છે.



બોસ્ટનની કેટ કલબમાં ઉંદર-બીલાડી વચ્ચે દોડવાની હરીફાઈ યોજવામાં આવી હતી.



બનાવટી દાંતનું બરાબર બંધબેસતું ચોકઠું બનાવવાની અશકતીથી કંટાળી વીલાયતના એક મોચીએ આપઘાત કર્યો છે.



અમેરીકામાં એક કરોડ અને દસ લાખ સ્ત્રીઓ પોતાની જાત-મહેનત ઉપર જીવે છે.



# ચિત્રભૂમિ

## બ્રિટીસ બોક્ષ ઓફીસ ઉપર ટંકશાળ પડાવતાં સ્ટારો.

બ્રિટનમાં કયા સ્ટારો સૌથી વધારે કમાણી કરી આપે છે, તેની ટીપ "ધી મોશન પીકચર હેરલ્ડ" નામનું ઔદ્યોગિક અખબાર નીચે મુજબ આપે છે.

(૧) શર્લી ટેમ્પલ (૨) ફ્રેડ એસ્ટેર અને જીંજર રોજર્સ (૩) ગ્રેસી ફીલ્ડસ (૪) કલાર્ક ગેબલ (૫) લોરેલ અને હાર્ડી (૬) જેસીમેથ્યુઝ (૭) જેમ્સ કેગ્રી (૮) ગ્રેટા ગાર્બો (૯) નોર્મા શીઅરર.

—ગ્રેટા ગાર્બો અને જ્યોર્જ બ્રેંટ રોમાન્સની માળા ગુંથી રહ્યાં છે. આ આયરીશમેન અને સ્વીડીશ બ્રીટાના સ્વભાવમાં ઘણો ફેર છે છતાં તેઓનાં જીવન એક સૂર બને છે કે નહિ તે જોવાનું રહે છે. અત્યારે તો આ બન્ને નામો આ રીતે અફવામાં અટવાયાં છે.

—જગતભરમાં કુલ ૯૫૩૭૯ સીનેમા છે, એકેલા સોવિયેટ રશિયામાંજ ૩૦૦૦૦ છે.

હીંદનું હોલીવુડ–બેંગલોર, કહે છે કે સીનેમા ઉદ્યોગ માટે હીંદમાં હોલીવુડ બનાવવા માઇસોર તાબાનું બેંગલોરનું સ્થળ પસંદ થયું છે અને એ માટે એક કંપની ઉભી થશે. આ કંપનીના ૧૦ ટકા શેરો માઈસોર સ્ટેટ ખરીદી એને ઉત્તેજન આપશે.

—કેલીફોરનીયા, મ્યુનીચ, હીલ્ડબર્ગ, કોલોન, લીપઝીગ, ફ્રીબર્ગ અને હેમ બર્ગની યુનિવર્સીટીઓએ સીનેમાશાસ્ત્રનો અભ્યાસક્રમ દાખલ કર્યો છે.

—દેવકીબોઝના નવા ચિત્રનું નામ 'વિદ્યાપતિ' છે.

—પુરણભકતથી પ્રસિદ્ધીમાં આવેલ મા. કુમાર 'સાગર'માં જોડાયા છે.

—ન્યુ થીએટર્સમાં જયાદેવી નામની નવી અભિનેત્રીનાં પગલાં થયાં છે.

—પંડીત નારાયણપ્રસાદ 'બેતાબે' પોતાની જીવન કથા 'બેતાબ–ચરિત્ર'ને નામે લખી છે. આ આત્મકથા ખાસ વાંચવા જેવી છે.

—ડાયરેકટર બરૂઆના નવા ચિત્રનું નામ 'મૂક્તિ' છે.

—સાગરમાં શ્રી. રમણલાલ દેસાઈ કૃત 'કોકીલા' નામની નવલકથા પરથી જે ફીલ્મ તૈયાર થઇ રહી છે તે સોલ 'સ્ટાર કાસ્ટ' થશે. તેમાં સબીતાદેવી, મોતીલાલ, બીબ્બો વગેરે આગેવાન નટનટીઓને રજુ કરવામાં આવશે. ગુજરાતના લોકપ્રિય નવલકથાકારની કૃતિને કચકડા પર આલેખવાનું દીગ્દર્શન શ્રી. સર્વોત્તમ બદામી કરે છે.

—શ્રી. રમણલાલ વ. દેસાઇની બીજી એક નવલકથા 'પૂર્ણિમા' પ્રકાશ પીકચર્સમાં તૈયાર થઇ રહી છે. એમાં ગુજરાતના જાણીના ગાયક મા. વસંત કામ કરશે તેમાં રાજેશ્વરીની ભૂમિકા માટે સરદાર અખ્તરને પસંદગી મળી છે.

—હંસપીકચર્સના આગામી બોલપટનું નામ 'આશા' છે.

—પોતાની નગ્ન તસ્વીરની પ્રસિદ્ધિ કરનાર એક નિશામંડળી સામે પારીસની એક નટીએ પાંચ હજાર પૌંડનો દાવો નોંધાવેલ છે. કેમકે એ તસ્વીરની પ્રસિદ્ધિથી પોતાના થનારાં લગ્ન તૂટી જવાનું જોખમ છે.

—કપુરચંદ કંપનીએ મુંબઇનું પ્લાઝા ટોકીઝ પણ પોતાના હસ્તક લઇ લીધું હોઇ ૧લી એપ્રીલથી તેની કારોબારી સંભાળશે. મુંબઇમાં આ રીતે બીજુ થીએટર તેઓના હાથમાં આવ્યું છે.

—વાડીયા મુવીટોનમાંથી હુસ્નબાનુ છુટી થઇ ગયેલ છે કંપનીમાં 'ઉન્જર સીગલ'ની અભિનેત્રી લલિતા જોડાઈ ગયેલ છે તેઓ નવા જંગલ ચિત્રની તૈયારી કરી રહ્યા છે.

—સંગીત મુવીટોને પોતાના ચોથા ચિત્ર 'આખરી મંજીલ'ની શરૂઆત ફીલ્મ સીટીમાં કરી દીધી છે.

—શ્રી. હિમાંશુરોયની અંગ્રેજી ટોકી "કર્મ" તુરતમાંજ જાપાન ખાતે ચલાવવામાં આવી હતી અને તે ઠીક વખણાઈ હતી.

—કલકત્તાના કપુરચંદ એન્ડ કંપની—'પેરેડાઇઝ-ટોકીઝ'નું ઓપનીંગ કવિવર રવિન્દ્રનાથ ટાગોરના હસ્તે કરવામાં આવ્યું હતું. પ્રથમ ચિત્ર 'અછૂત કન્યા' મુકાયું;

—હંસ પીકચર્સ માટે પ્રભાતનો પ્રખ્યાત વીલન એક્ટર ચંદ્રમોહન 'જીવન' નામનું એક પીકચર ઉતારવાની તૈયારીમાં છે; ચંદ્રમોહન એમાં ડબલ રોલમાં દેખાવ દેશે અને પીકચર ડાયરેકટ પણ કરશે.

—ઈમ્પીરીયલની નવી રંગીન કૃતિમાં શ્રીમતી દુર્ગાબાઈ ખોટે ચમકશે એવી વાતો સંભળાય છે.

<u>જાણો છો.</u>

—ફરતાં થીએટરોદ્વારા ગામડાઓમાં કેળવણીનો પ્રચાર કરવા માટે બેલ્જીઅમની સરકારે ૧૦૦,૦૦૦ પાઉન્ડ મંજુર કર્યા છે.

—જાણીતી નટી સવિતાદેવી એક મુલાકાતમાં જણાવે છે કે પોતાને હોલીવુડ જવા માટે આમંત્રણ મળેલું છે પણ તેનો તેણે અસ્વીકાર કરેલો છે.

—બોમ્બે ટોકીઝના સંગીત ડાયરેકટર શ્રી. સરસ્વતીદેવી (મીસ હોમજી) અને બોમ્બે ટોકીઝની ફીલ્મોમાં ધ્યાન ખેંચનારી ભૂમિકાઓ ભજવનાર શ્રી. ચંદ્રપ્રભા એ બે બ્હેનો છે.

—ઉમાશશી એક બંગાલી સોલીસીટરની પત્ની છે અને તેને એક સંતાન પણ છે.

—'એન્ટરટેઇનમેન્ટ ટેક્સ' ન આપવો પડે એ માટે દરેક વર્ગમાં પ્રેક્ષકોને ચાર ચાર આનાની ટીકીટમાંજ બેસાડીને 'રેકર્ડ' ઓડીયન્સ લેવાનો પ્રયોગ ફૈઝાબાદના એક સીનેમા થીએટરના માલીકે કર્યો છે.

---

# સુમનસૌરભ

## જગત કવિતાનાં કાવ્ય શિખરો

સંસ્કૃત રસશાસ્ત્રીઓએ નિજ સંસ્કૃત કાવ્ય-મંડળનાં પંચમહાકાવ્યો પૂર્વ પરંપરાથી ભાખ્યાં ને ભણાવેલાં છે. કવિકુલગુરૂ કાલિદાસનાં બે રઘુવંશ ને કુમારસંભવ; મહાકવિ ભારવિનું એક, કિરાતાર્જુનીય; આર્યવર્તના રાજવી કવિ શ્રીહર્ષનું એક, નૈષધકાવ્ય—જેની પ્રેરણાથી મહાકવિ પ્રેમાનન્દે નિજ મહાકાવ્ય નળાખ્યાન રચ્યું; અને પાંચમું, હસ્તિનાપુરની સાગરપુરી, અને આપણા ગુર્જરદેશની પ્રથમ પાટનગરી શ્રીમાળના ગગનઘૂમન્તા મહાકવિ માઘનું શિશુપાલવધ. સંસ્કૃત રસશાસ્ત્રના કાવ્યમીમાંસકોએ મહાકાવ્યની શાસ્ત્ર-વ્યાખ્યા બાંધી છે, અને એ કાવ્યવ્યાખ્યાની કલાદષ્ટિએ એ કાવ્યનિર્ણય ઉચ્ચારેલો છે. સૈકડો વર્ષોથી એ કાવ્યનિર્ણય આપણી પ્રાચીન શિક્ષણપદ્ધતિની પાઠશાળાઓમાં સર્વત્ર ભારત માન્ય છે.

એ પંચ મહાકાવ્યો એટલે સુન્દરતાનાં સરોવરો.

* * *

મહામાનવતાનાં એ પંચ વિરાટકાવ્યોનાં યે મુગટરૂપ છે શ્રીમદ્ ભગવદ્ગીતામાંનું વિરાટદર્શન અને ઋગ્વેદસંહિતામાંનું પુરુષસૂક્તઃ જેમાં સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એક દોરે પરોવેલાં છે, Where History Philosophy & Poetry meet—જ્યાં ઇતિહાસ ફિલસુફી ને કવિતાનો ત્રિવેણીસંગમ થાય છે.

જોયા બે જૂના જોગી રે, કહે; સહિયર! એ કોણ હશે?

રે, જ્યાં જોઉં ત્યાં વારા વસે;

એ દલપતગરબીમાંના કાળ અને આકાશની એક આભવિશાળી અનન્તમૂર્તિ ધડી એ અનન્તમૂર્તિનાં એક મીટમાં દર્શન કરવાને મહામાનવતા એ કાવ્યશિખરોએ રહડી છે. દશે દિશા પ્રવાહોને એક કીકીએ પીવાના અને કાલાવધિ ઇતિહાસપ્રવાહોને બીજી કીકીએ પીવા માનવવંશના એ બે કાવ્યસંકલ્પો છે.

ઉગે જો સામટી આભે સહસ્ત્ર સૂર્યની પ્રભા

એવા 'નભસ્પર્શી' 'વિશ્વમૂર્તિ'નાં વિરાટદર્શનમાં દર્શન છે,

જગતકવિતાનાં એ શિખરકાવ્યોમાંનાં ચરણામૃતો ચાખવાં છે? બે ત્રણ આચમનીઓક પાઉંશ. પણ એક એક આચમની જાણે આભની પંચપાત્રી છે.

> આ પૃથ્વિ, ને વ્યોમનું અન્તરિક્ષ,
> ને સૌ દિશા, આપથી એક વ્યાપ્યાં.

પૃથ્વીનો પગથાર, આકાશની ગુફા, ને દિશાઓનાં સહુ કોતરો, હે વિરાટમૂર્તિ! આપ એકથી વ્યાપી રહેલાં છે.

દુનિયાની નવસેં ને નવ્વાણું યે નદીઓ સાગર ભણી વહે છે, એમ જગતપ્રવાહોનું વિશ્વગુરુત્વાકર્ષણ આપ છો:

> જેવાં નદીનાં બહુ નીરવ્હેણ
> વેગેથી સિન્ધુની ભણી વહે છે;
> જ્વલન્ત મુખો તમ માંહિ તેમ
> આ વીર પેસે નરલોક કેરા.

નદી ને સાગરના જળસંગમ તો જોયા છે ને? પાણીપૂરનો અખંડ વહેતો વિશાળ પાથર્યો પલવટ મહાવિશાળ પાણીપગથારે કેવી ભવ્યતાથી, કેવી કોક અણરહમજાતી ગહનતાથી, સમાય છે? એવું આ અખંડ વહેતું પટવિશાળ જગત્યાં જગત્ અનન્તમૂર્તિ આપને વિશે સમાય છે.

> નથી સમો અન્ય; અધિક તો કો
> ત્રિલોકમાં યે? અનુપમપ્રભાવી!

ત્રિલોકમાંયે અન્ય કો આપનો સમોવડિયો નથી, તો પછી અધિકો તો કોણજ હોય? હે લોકલોકના અધીશ? સૌ લોકમાં આપ અનુપપ્રભાવી છો.

અને પાર્થ પૂછે છે કે આવા આપ કોણ છો? ત્યહાં તો દુંદુભી ઉપર ડંકો પડે ને આકાશ ગાજે એમ

कालोऽस्मि

નો ઉત્તરડંકો પડે છે ને કવિતાનાં આભ ગજી ઉઠે છે. પાચ હજાર વર્ષોથી એ દુંદુભીનાદ કુરુક્ષેત્ર મધ્યે હજી ગડગડે છે.

એ સહુ વિરાટદર્શનનાં ચરણામૃતો. પુરુષસૂક્તનાંયે બે ચાર ચરણામૃતો સાંભળી લ્યો. ઋગ્વેદ જગત... જૂનામાં જૂની કવિતાનાં ચરણામૃતો છે.

પુરુષસૂક્તમાં તો મન્ત્રદ્રષ્ટા મહર્ષિ વિશ્વદર્શન ઉચ્ચરે છે; એટલે પૃથ્વી અને દિશાઓ, આકાશ અને સ્વર્ગ, બ્રહ્માંડ અને બ્રહ્માંડપરની Transcendental મહાવાર્તાઓનાં ઉપમાઉપમેય છે. કલ્પનાની પાંખો અને ઋષિદ્રષ્ટાની આંખો વિશ્વપાળોનેયે ઉલ્લંઘીને દશાંગુલપરમાં વિહરેવિચરે છે.

નાભિમાં છે અન્તરિક્ષ પ્રવર્તે સ્વર્ગ શીર્ષમાં;
પાદમાં પૃથ્વી, દિશાશ્રોત્રેઃ કલ્પ્યા છે છે એમ લોક સૌ.

એ વિરાટપુરુષના નાભિકમળમાં અન્તરિક્ષ છે, એના પગમાં અચગા ધરિત્રી છે, અને કાનમાં અનન્ત દિશાઓ વહે છે, એના શીર્ષમાં દેવધામ સ્વર્ગ વિસ્તરે છેઃ એમ લોકલોકનાં એ વિશ્વમૂર્તિમાં મહાસ્થાનો છે.

વસન્ત એહનું રાજ્ય ગ્રીષ્મ ઇન્ધન, શરદ્ હવિ.

વસન્ત ઋતુ એનું યજ્ઞઘી છે, ગ્રીષ્મના દિવસો એનાં યજ્ઞકાષ્ઠેઃ છે, શરદ્‌ના ફાલ એનાં યજ્ઞસમર્પણ છે.

મનથી ચન્દ્રમા જન્મ્યો, ચક્ષુથી સૂર્ય જન્મિયે.;
શ્રોત્રેથી વાયુ ને પ્રાણ, મુખેથી અગ્નિ ઉદ્‌ભવ્યો.

સજ્જનો અને સન્નારીઓ! હિમપ્રવાહોના છેડા, કાળમહાસાગરના ઘાટ, અને એમનીયે પાર અનન્તતામાં વિહરતી એ કવિતાપ્રદેશથી માનવપ્રેરણા કેટકેટલેક ઉડશે? નિઃસીમ બ્રહ્માંડને સર્વત્રઃ સ્પર્શીને એથીયે પર તો પુરુષસૂક્તની ચરણાવલિઓ વિચરે છે.

બ્રહ્માંડને સર્વતઃ સ્પર્શીને તે
દશાંગુલ પર અધિકો ઉભો છે.

**શ્રી. ન્હાનાલાલ દ. કવિ.**

(વડોદરા સાહિત્ય સભા તરફથી ઉજવાયેલા મહાકવિના મણિમહોત્સવ પ્રસંગે આપેલા ભાષણમાંથી)

## 'સ્નેહમુદ્રા' ચીંતન અને ભાવનાનો ભંડાર

...સ્નેહમુદ્રા' એ છેક વિસારે પાડવા જેવી કૃતિ નથી. તેમજ એક બે લીટીમાં તેને અવગણી નાખવાને એ લાયક નહોતી? એમાં લાલિત્ય કે પ્રસાદ નહિ હોય, શૈલીની વિશદતા નહિ હોય, પણ સભરસભર ચિન્તનનો એવડો બધો ભાવનાસંભાર તેમાં છે કે અન્ય સર્વ કચાશોને વિસારે પાડી પાત્ર એનેજ ખાતર એનો નવેસરથી અભ્યાસ થવો જોઇએ છે. તેમાંયે વળી અર્થ પ્રધાન કવિતાના આ જમાનામાં તો એ આવશ્યકતા બેવડાય છે, બને તેટલા વધુ પ્રમાણમાં શાળામાં શીખવાના કાવ્ય સંગ્રહોમાં એનું પ્રતિનીધીત્વ જળવાય તેમજ શક્ય હોય તો એમાંની કેટલીક શુષ્ક શબ્દજાળ, તરંગી સામગ્રી ચાળી કાઢી, એક રસિક ટુંકી આવૃત્તિ પણ તૈયાર કરાય તો આપણા એક મહાન સાહિત્યકારનું મનોરાજ્ય લોકો સમક્ષ વધુ રજુ થાય, તેમજ એમનું ઋણ અદા કરી શકાય. મુંબઈ યુનિવર્સિટીએ બી. એ. ના અભ્યાસક્રમમાં એને સ્થાન આપ્યું છે, એ આ દ્રષ્ટિએ ખરેખર આવકારપાત્ર પગલું છે, ધીરજથી તેનો અભ્યાસ કરનાર અન્તે સિંહાવલોકન કરી જોશે તો પોતાને નિરાશ થવાપણું બહુ નથી મળ્યું એમ જોઇ શકશે. 'સ્નેહ મુદ્રા'ના અવલોકન તેમજ મુલ્યાંકનનો આ પ્રથમ પ્રયાસ છે, જુઓ ખેરા દાટેલા ખજાના તરફ આંખ કાં મીચો? જુઓ તો સહી, આ સરસ છે,' આટલું કહી અત્યાર સુધી ઉપેક્ષિત રહેલી આ ગોવર્ધનકૃતિ પ્રત્યેનું સૌનું ધ્યાન ખેંચી શકુ ને એ વાચવા સૌને લલચાવી શકું તોય આ પ્રયાસની સફળતા માનીશ.

('માનસી'માંથી) **પ્રો. અનન્તરાય રાવળ.**

## હું મજૂર

વિકાસ ને વિહારના વિજય માણવાની સ્પૃહા
કેહા ન કવિ-કલ્પનાં, લલિત ચિત્ર જોવા તૃષા.
'મણા ન ઉર કાંઇ' એમ મન માનતોહું બનું
અને જગ-ઉપાધિની લપ ન કાંઇ લાગે મ્હને,
સદા સુરજ ઊગતાં સતત કામ આરંભીને
વળું સરવતી પછી ગૃહ ભણી હમેશાં જ હું,
અને જરિક જે કંઈ જઠર ઠારવાને મળે
લઈ, જડપથી પડું નિંદર-ખોળ થોડી ઘડી-
અને મળસકે ઉઠી નિયત કામપે પ્હોંચું જે.
મજૂર મમદેશ ને મજૂર હુંય જન્મ્યો ત્યંહી
સદા ખડ ઉખેડતો નવીન ખેડતો વાવતો
મજૂરી કરતો મરું: જીવન-ખેડ કરતો ખરું.

કૌમુદી ]                                    શ્રી. મુરલી ઠાકુર.

## "લક્ષ્યા લક્ષ્યનું તત્વચિન્તન-સરસ્વતીચંદ્ર ભાગ ૩ જો:"

ગોવર્ધનરામભાઇએ વાપરેલા 'લખ' અને 'અલખ' એ શબ્દોજ આપણું ધ્યાન ખેંચે છે. વ્યક્ત અને અવ્યક્ત, મૂર્ત અને અમૂર્ત, દૃશ્ય અને અદૃશ્ય, વગેરે શબ્દ દ્વંદ્વોનો પ્રયોગ ઉપનિષદોમાં થયેલો જોવામાં આવે છે. પણ 'લક્ષ' અને અલક્ષ' એ બે શબ્દોના અપભ્રષ્ટ સ્વરૂપો 'લખ' અને 'અલખ' શ્રોતાના મનમાં સમક્ષ એક જુદીજ દુનિયા ખડી કરે છે-ચિત્ર. વિચિત્ર સંવેદનોને ઉત્પન્ન કરે છે. 'અલખ નિરંજન' કબીરનાં ભજનોમાં આપણે સાંભળીએ છીએ. બીજા અનેક અધ્યાત્મવાદના ઓલીયાઓના શબ્દકોશનો એ રોજના સામાન્ય વપરાશનો શબ્દ હશે. પણ મુખ્યત્વે તો શીખ લોકોનો જેમ 'સત શ્રી અકાલ' તેમ નાથ સંપ્રદાયના કદ્દાવર યોગીઓનો 'અલખ' -'અહાલેક' જગાવતો. ગબ્બી, પડછંદ અવાજ. નાથ યોગીઓની નામાવલી પાછળ-મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ વગેરે સુપરિચિત છતાં દૂર સુદૂરની ગુહતાથી છવાયલાં નામોની પાછળ કોઈ અજબ મોહિની છે, જાદુ છે, કવિતા છે. ત્યાગની દૃઢતા છે, સ્નાયુબદ્ધ પડછંદ કલેવરોની ભીષણતા છે, મૃદુતા છે, તીક્ષ્ણતા છે-અનેક વિરૂદ્ધ અને વિલક્ષણ તત્વોનું સત્વ છે, આ સઘળા વાતાવરણની હાજરી અગમ્ય રીતે પણ ચોક્કસ રીતે, 'અલખ' શબ્દ શ્રોતાના મનમાં ઉત્પન્ન કરે છે. આ રીતે જોતાં બીજા કોઇ શબ્દદ્વંદના પ્રયોગને બદલે 'લખ' 'અલખ' નો પ્રયોગ ગોવર્ધનરામભાઇની રસમર્મજ્ઞતા વ્યક્ત કરે છે. બીજી દ્રષ્ટિએ જોતા, 'લક્ષ્ય' અને 'અલક્ષ્ય' એ બે શબ્દોમાં બીજા શબ્દદ્વંદ્વો કરતા વધારે અર્થવાહિતા છે અને તે તાત્વિક દૃષ્ટિએ વધારે ચોક્કસ છે એ પણ ભુલવું જોઇએ નહીં.

હવે આપણે 'લખ' અને 'અલખ' શબ્દોનો તાત્વિક અર્થ જોઇએ. 'લખ' એટલે જોઈ શકાય એવું ગ્રહણ કરી શકાય એવું, અને 'અલખ' એટલે ન જોઇ શકાય તેવું-ગ્રહણ ન કરી શકાય તેવું. કોનાથી જોઈ શકાય તેવું યા તો ન જોઈ શકાય તેવું ?' તે શંકાના સમાધાનમાં કહેવાનું કે-શાસ્ત્રાભ્યાસદ્વારા અથવા તો વિચારધારાના એકાગ્ર પ્રવાહદ્વારા જે પ્રાકૃતજનોની સામાન્ય લોકોની દૃષ્ટિ શુદ્ધ અને સૂક્ષ્મ બની નથી: તેવાઓથી જે લક્ષ્ય તે 'લખ'. અને જે અલક્ષ્ય તે 'અલખ,' કારણ કે શાસ્ત્રાભ્યાસ, ગુરૂચર્યા, વિચારણા સંયમ આદિ સાધનો વડે જેમણે અંતઃકરણની યોગ્યતા અને બુદ્ધિની સૂક્ષ્મતા પ્રાપ્ત કરી છે તેવા મહાત્માઓને તો પ્રાકૃતજનથી અલક્ષ્ય વસ્તુ પણ હસ્તામલકવત્ સિદ્ધ લક્ષ્ય છે. ભગવદ્ ગીતાના અર્થચમત્કૃતિથી પૂર્ણ શ્લોકના વિચારનો અનુવાદ કરી કહીએ તો "જે પ્રાકૃતજનોની રાત્રિ તે યોગીજનનો દિવસ અને જે યોગીજનની રાત્રિ તે પ્રાકૃત જનનો દિવસ." અર્થાત્ જે અવિવેકી-માયાલુબ્ધ જનોને લક્ષ્ય, ગમ્ય, રસપ્રદ અથવા તો આકર્ષક એ જ વિવેકી પુરૂષને હોય અથવા તો અનાકર્ષક દૃષ્ટાંત તરીકે વિષયપદાર્થો. અને અવિવેકી પુરૂષોને જેમાં કંઈ ગમ ન પડે-તેમને જે અલક્ષ્ય અને અનાકર્ષક તેમાં વિવેકી પુરૂષોને અતિશય રસ પડે-તે તેમને ગમ્ય અને લક્ષ્ય; દૃષ્ટાંત તરીકે પરમાત્માનું પરમ તત્ત્વ. આ સંબંધમાં નવીનચંદ્ર પાસે પોતાના સિદ્ધાંતના રહસ્યનું ઉદ્ઘાટન કરતા બાવા વિષ્ણુદાસ કહે છે.

"વેદાન્તમાં જીવ, ઇશ્વર અને બ્રહ્મ એ ત્રણની ત્રિપુટી છે તે અમે સ્વીકારીએ છીએ, પણ એ ત્રિપુટીને સ્થાને લક્ષ્ય અને અલક્ષ્ય એવી દ્વિપુટી અમને વધારે અનુકૂળ છે, કારણ કે તેમાં લાઘવ ગુણ છે. જીવ અને ઇશ્વર ઉભયને ઉપાધિનો અવચ્છેદ છે, માટે એ ઉભયને અમે એક પક્ષમાં મુકીએ છીએ અને ઇતર પક્ષમાં ઉપાધિથી અનવચ્છિન્ન બ્રહ્મને મુકીએ છીએ. પ્રાકૃત જનોની ચર્મચક્ષુ ઉપાધિને જ લક્ષી શકે છે માટે જીવ–ઇશ્વરને અમે લક્ષ્ય અથવા તો લખ કહીએ છીએ, અને એ પ્રાકૃત ચર્મચક્ષુ ઉપાધિહીન બ્રહ્મને દેખતું નથી માટે બ્રહ્મને અમે અલક્ષ્ય અથવા અલખ કહીએ છીએ. લક્ષ્ય અને અલક્ષ્ય એ અમારી દ્વિપુટી છે;'

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં જેમ વ્યષ્ટિ અને સમષ્ટિ–ઉભયગત આવિષ્કરણને becoming કહે છે અને જે તત્ત્વનું એ અવિષ્કરણ છે તે મૂલભૂત સત્યને કહે છે–તેને મળતી આ દ્વિપુટી છે.

હવે આપણે લખઅલખના સિદ્ધાંતની બીજી વિશિષ્ટતા વિચારીએ. માયાવાદ ઉપર મોટામાં મોટો આક્ષેપ એ થાય છે કે તેણે વ્યવહાર અને પરમાર્થ વચ્ચે કૃત્રિમ અને પરસ્પર સાંકળી ન શકાય એવી ખાઈ ખોદી છે. બુદ્ધિશાળી લોકો વ્યવહારને મિથ્યા સમજી તેનો ત્યાગ કરે, પરમાર્થના ક્ષેત્રમાં કૂદકો મારવા માટે શરૂઆતમાં પગ ટેકવવાનું સ્થાન માત્ર સમજે તો સ્વાભાવિક છે કે તેઓ સમાજને બહુ ઉપયોગી થઈ શકે નહિ. જે સમાજનો વધારેમાં વધારે વિકસેલો ભાગ તેનો ત્યાગ કરી, માત્ર આત્મચિંતનમાં જ લીન થઈ જવામાં પોતાના જીવનની કર્તવ્યશ્રી માને–સર્વપ્રાપ્તીઓના કલશરૂપ માને, તે સમાજ ધીમે ધીમે નિષ્પ્રાણ બની જાય, તેમાં સાહસો ન ખેડાય, સાહિત્ય, કલા તત્ત્વજ્ઞાન, રાજપ્રકરણ, સમાજશાસ્ત્ર, ધર્મસુધારો ઇત્યાદિ જીવનનાં અનેક ક્ષેત્રો એમને એમ અણખેડાયલાં અને અણવિકસેલાં રહી અંતે કરમાઇ જાય. માયાવાદ પરના આ આક્ષેપ માટે જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય જવાબદાર છે કે તેમના પછીના અત્યાગ્રહી અને સંકુચિત દષ્ટિબિંદુવાળા કેટલાક વેદાંતી ટીકાકારો અને વિવરણકારો ?–માયાવાદ જે રીતે આજકાલ સમજવામાં અને સમજાવવામાં આવે છે તે તેનો સત્ય અર્થ છે કે નહિ ?–એ વિવાદગ્રસ્ત પ્રશ્નોને બાજુએ મૂકીએ તો પણ એટલું તો ચોકકસ જ છે કે ગીતામાં જેનો પ્રપંચ કર્યો છે એવો કર્મયોગનો સિદ્ધાંત જો વેદાંત સ્વીકારે તો ઉપરનો આક્ષેપ કરનારાઓનું મુખ જરૂર બંધ થઈ જાય. અને તે કર્મ સ્વીકારવાનાં તે માત્ર અધ્યાત્મિક યાત્રાની પ્રથમ જરૂરિઆત પુરતાં નહિ, અંતઃકરણની પ્રાથમિક શુદ્ધિ પુરતા નહિ, પણ અંદર થતી પ્રગતિ અને સ્થપાતી પ્રભુમય પુર્ણતાના સ્વાભાવિક આવિર્ભાવ રૂપે યોગી જીવનમુક્ત યા તો સિદ્ધ પણ પોતાનાં વિશિષ્ટ લક્ષણો અનુસાર, પોતાની લાક્ષણિક પ્રકૃતિ અનુસાર, પ્રભુની તેના મારફત વ્યક્ત થતી ઇચ્છાનુસાર કર્મો કરે તેમાં અસંભવિત જેવું કંઇજ નથી. અને ગોવર્ધનરામભાઇના લખ અલખના સિદ્ધાંતમાં આ કર્મયોગનો સ્વીકાર છે એટલું જ નહિ, પણ તેના ઉપર ઝોકભાર પણ મૂકાયો છે અને તે યોગ્યતાપૂર્વક.

એ કર્મયોગ સુસંગત બને અને બીજા લખ–અલખના સિદ્ધાન્તો સાથે એનો સુસંવાદ સુમેળ જામે, તેટલા માટે ગોવર્ધનરામભાઈ પ્રથમ લખ અને અલખનું અદ્વૈત સિદ્ધ કરે છે. સંસાર એટલે ભાસમાન થતું બ્રહ્મ–વિવિધ સ્વરૂપોમાં વિલસતું બ્રહ્મ–વિહારરૂપ બ્રહ્મ એટલે સંસારનો—આવિર્ભાવનો ઉપરામ, માયારૂપનાનો શાંતિભાવ. લખમાં દ્વેષ અને અલખમાં પ્રીતિ રાખીએ તો બ્રહ્મની અખંડાકારતામાં બાધ આવે અને તેટલા પૂરતો એ સંન્યાસ અપરિપકવ ગણાય જેમ પ્રાકૃતજન રાત્રિ દિવસને માત્ર રાત્રિદિવસ રૂપે ઓળખે છે, પણ વિવેકી પુરૂષ રાત્રિદિવસને કાલ ભગવાનમાં

---

અવિર્ભાવ પામતાં સ્વરૂપો જાણે છે, તેમ અજ્ઞાની સંસારી પુરુષ માયાના ચિત્રવિચિત્ર પદાર્થોમાં બંધાય છે, પણ વિવેકી પુરુષને સઘળાં સ્વરૂપોમાં અનેક રીતે વિસલતું બ્રહ્મ જ અનુભવાય છે. આ રીતે રૂપ પામી (અનેક રૂપો ધારણ કરનાર મૂળતત્ત્વ-અરૂપી પરમાત્મા) એ બંનેનો અભેદ સિદ્ધ થાય છે. એટલે સાધક યા તો સિદ્ધ વડે કરાતું કોઈપણ પ્રકારનું આંતર કે બાહ્ય કર્મ એ ભગવાનનાં આવિર્ભાવનો પ્રકાર જ છે. તેથી કર્મ ત્યજી દેવાનું નહિ, પણ અનેક કર્મોને સુંદર રીતે અને પરિપૂર્ણ રીતે-કુશળતાથી કરવાનું પ્રાપ્ત થાય છે. અહંતાના સંતોષ માટે નહિ, પણ પ્રભુનો આપણી દ્વારા સારામાં સારો આવિર્ભાવ થાય તેટલા માટે.

આ રીતે લખ અને અલખના અદ્વૈતદ્વારા કર્મ-યોગને ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત કરી ગોવર્ધનરામ-ભાઈના શ્રુતિ-પ્રમાણો ટાંકે છે. અલખનું લખમાં વ્યક્ત થવું—ભગવાનનો સૃષ્ટિમાં આવિર્ભાવ થવો—તેને વેદમાં પુરુષ સૂક્તમાં એક મહા ભવ્ય અને યથાર્થ કલ્પના-દ્વારા ઋષિએ પ્રકટ કર્યું છે. વિરાટ્ પુરુષ પોતાના આત્માના વિવિધ અંગોને વિરાટ યજ્ઞમાં બલિ આપી આ વિરાટ્ સૃષ્ટિ રચે છે, તેમાંથી જ ઋતુઓ, મનુષ્યો દેવો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, તિર્યગ્યોનિ વગેરે સર્વ જન્મે છે. અને છતાંય લખમાં પ્રગટની અલખની શક્તિ તો એનો પાદ માત્ર છે-તેવા બીજા ત્રણ ભાગ તો હજી અલેખની મહાશક્તિમાં અપ્રગટપણે ગુપ્ત છે. આ રીતે જોતાં આ સૃષ્ટિ એટલે અલખયજ્ઞ—અલખનું પ્રથમ વિરાટ્ કર્મ. તો પછી આપણને—અલખના સ્ફુલિંગોને—વ્યષ્ટિઓને સમષ્ટિના વિરાટ કર્મમાં ફાળો આપ્યા વિના કેમ ચાલે? "God made man in His own image," મનુષ્યે પ્રભુનું અનુકરણ કર-વાનું છે. અને એ રીતે પ્રભુ થવાનું છે-અથવા તો કહો કે પોતે સત્યરૂપે જે પ્રભુજ છે તે વ્યકત કરવાનું છે. આ કર્મયોગની પ્રતિષ્ઠા સંબંધમાં ગોવર્ધનરામ-ભાઈ કહે છે કેઃ—

ગીતામાં જે શ્લોક છે—कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् । તેમાં 'બ્રહ્મ' એટલે લખ અને 'અક્ષર' એટલે અલખ. અર્થાત્ અલખમાંથી લખ પ્રક-ટયું અને લખમાંથી વિવિધ કર્મો પ્રકટયાં. ઉપનિષદમાં શ્રુતિ છે કેઃ

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।

'સોનાના ઉત્કૃષ્ટ કોશમાં પરમ શુદ્ધ અને અખંડ એવું બ્રહ્મતત્ત્વ છે.' આ શ્રુતિમાં બ્રહ્મતત્ત્વને —અલખને તરવાર સાથે સરખાવ્યું છે અને લખને—અનેક કર્મ સ્વરૂપોને સુવર્ણના ચકચકતા મ્યાન સાથે સરખાવ્યું છે, જેમ સામાન્ય રીતે તરવાર મ્યાનમાં જ રહે, એ તો જ્યારે શત્રુઓ સાથે યુદ્ધ કરવાનું હોય ત્યારે જ તેને બહાર કાઢવાની, તેમ સામાન્ય રીતે શુદ્ધ બ્રહ્મ તેના સગુણ કર્મસ્વરૂપોમાં નિગૂઢજ રહે, એ તો રાગદ્વેષાદિ શત્રુઓ સાથે યુદ્ધ કરવાનું હોય ત્યારેજ શુદ્ધ બ્રહ્મવિદ્યાની અસિલતાને નગ્ન કરી ચમકાવવાની અને વળી એ કોશ-મ્યાન-લખના ધર્મો સામાન્ય ધાતુનાં નહિ પણ સુવર્ણનાં બનાવેલાં છે. માટે તે કીમતી છે-તદ્દન હેય નથી એવું શ્રુતિકારનું સૂચન છે. આ જ અર્થ બીજી એક શ્રુતિમાં પણ છે. તે શ્રુતિ ઈશાવાસ્યોપનિષદ્‌ની છે. તે આઃ—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्

'સત્યનું [શુદ્ધ બ્રહ્મનું] મુખ સુવર્ણના પાત્રથી ઢંકાયલું છે.' આ શ્રુતિમાં "લેખના ધર્મો"ને અલ-ખના ઢાંકણ રૂપ ગણ્યાં છે. જેમ ઢાંકણ પાત્રમાંની વસ્તુને અક્ષત રાખે મલિન થવા ન દે, તેનું રક્ષણ કરે, તેમ અલખ લખના ધર્મોથી વિશુદ્ધ છે, સુસંર-ક્ષિત છે. માટેજ ભગવતી શ્રુતિની આજ્ઞા છે કેઃ—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।

'આ જગતમાં કર્મ કરતાં પુરુષે પૂરાં સો વર્ષ જીવવાની ઇચ્છા કરવી.'

"લખના ધર્મો" દ્વારા જીવ—સ્ફુલિંગમાં અલખ કેવી રીતે જગવવો તે સમજાવતાં વિષ્ણુદાસ નવીન-ચંદ્ર પ્રતિ કહે છે;

'લક્ષ્યરૂપ એટલે લક્ષ્ય રૂપ છે જેનું તે. લક્ષ્યરૂપ જીવનું લક્ષ્યરૂપ ઇશ્વર સાથે ઐક્ય; તે ભક્તિથી અને ગાર્હસ્થ ધર્મ, રાજધર્મ, સ્નેહધર્મ આદિ જન્માદિથી પ્રાપ્ત થયેલા લક્ષ્ય ધર્મનું પાલન કરીને, જીવ ઇશ્વરનું અદ્વૈત રચી, જ્ઞાનથી-સમાધિથી અલક્ષ્ય યોગ કરી, અલખ જગાવી, એ લક્ષ્યનો આ લક્ષ્ય સાથે યોગ કરી, લખમાં અલખ જગાવી, લક્ષ્યા લક્ષ્યનું અદ્વૈત અનુભવીએ છિયે.'

આ રીતે જોતાં લખઅલખના સિદ્ધાંતમાં કર્મ-યોગને મહત્વનું સ્થાન છે, કારણ કે તેથી લખઅલખનું અદ્વૈત સંપૂર્ણ અને સમૃદ્ધ બને છે, અનેક કર્મોની આપ લેમાં દ્વૈતાભાસની મધ્યમાં અદ્વૈતનું આશ્ચર્ય રચાય છે. અને અલખ જગતનો યોગી વધારે સત્ય, ઉંડા અને સ્પષ્ટ સ્વાનુભવથી ગાઇ ઉઠે છે કે;—

पूर्णमदः पूर्णमिदम् ।

'તે અલખ પણ પૂર્ણ છે અને આ લખ પણ પૂર્ણ છે'–અપૂર્ણતા ભાસે છે માત્ર માયાના મિથ્યા રાજ્યની કલ્પિત સરહદમાં. કવિવર રવિન્દ્રનાથ ટાગોર કહે છે તેમ–Unbroken Perfection is over all.'

**શ્રી. શાન્તિલાલ સોમેશ્વર ઠાકર એમ. એ.**

[સરસ્વતીચંદ્ર–સ્વાધ્યાય સત્ર નડિઆદ પ્રવચન સંમેલન ૧૦મા માં આપેલા વિદ્વતાપૂર્ણ ભાષણમાંથી]

## સ્વ. મણિલાલ નભુભાઇ અને તેમની શૈલી

**'મંત્ર અભેદ જપું અમો, પંથ અજોડ અભેદ ભેદ અભેદ વિષે ગણ્યાં, એ અભેદ અમારો વેદ.'**

સોદામાં મોટા નિરાશાવાદીને પણ પ્રેરે એવા 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે.'ના લેખક સ્વ. મણિલાલના સાક્ષર જીવનને અભ્યાસીઓને હજૂ પૂરતા આકર્ષ્યા નથી. આપણે ત્યાં વિકસતા વિવેચન સાહિત્ય માટે મણિલાલનાં નાટકો નિબંધો ને મણિલાલની ગદ્ય શૈલી પર્યેષણા માટે પૂરતું સાહિત્ય આપે એમ છે. અભેદમાર્ગ પ્રવાસી આ પુરૂષે આપણા સાક્ષર જીવનને 'પ્રિયવદા' અને 'સુદર્શન' ના સંપાદન કાર્યથી 'કાન્તા' અને 'ઉત્તર રામ ચરિત' જેવાં નાટકો, તત્વજ્ઞાનના મૌલિક અને સમન્વય બનાવતા ગ્રંથો લખી ગુજરાતી સાહિત્યને વેગ આપ્યો છે. એમ કહેવું એ ઠેઠું છે. 'અર્ગધિત અને સ્વમુદ્રાંકિત વાક્ય વિન્યાસ' દ્વારા આપણા ગદ્યના સ્વરૂપને ફેરવી નાંખનાર મણિલાલ માટે આનન્દશંકરભાઈ બરાબરજ કહે છે. કે, મનુષ્યબુદ્ધિ અને હૃદયના અસંખ્ય તરંગોમાંથી જીવાયલો ગોવર્ધનરામનો મીઠો મહેરામણ સૌથી વધારે વિશાળ અને ગંભીર, અને મણિલાલની મહાનદી આડાંઅવળાં વહેણુમાં અનેક ન્હાનાં ઝરણાંને પોતાનામાં ખેંચી લઇ આસપાસના ખેતરોને વધારે ફળ-જેવામાં આવે છે.



—નર્મદ ખરેખર 'અર્વાચિનોમાં આદ્ય' છે. અણે ઘણા નવા ચીલા પાડયા છે. તેમાંનો એક ગદ્ય લખવાનો એ ગદ્ય 'ખ્યાબે મરત' નર્મદના કાંટાબાજ રંગદર્શી માનસને વ્યક્ત કરે છે. એમાં 'જોસ્સો' છે. અને નિર્જીવ પાનાઓમાં પણ સહૃદતા તરી આવે છે. ત્યાર પછી આપણને ઘણી વિવિધ શૈલિઓ મળી છે. સૌષ્ઠવ પ્રિય નવલરામના ઠાવકાને મર્માળા; ગોવર્ધનરામની સંસ્કૃત શબ્દોને જ્ઞાન ભારે લચી પડેલી ગર્ભિણી ગાય જેવી [પ્રો. વિ. ર. ત્રિવેદીનો 'માનસી'માં ગોવર્ધનરામની શૈલી' પરત્વેનો વિચારપૂર્ણ લેખ વાંચવો] શ્રી, કાકા સાહેબની કલા શીલ્પ, સ્થાપત્યને સાહિત્યક પ્રકૃતિ સૌન્દર્યના તલસ્પર્શી જ્ઞાન અને સંપર્કની ખીલેલા મોગરાની કળી જેવી ફોરમ ઉઠાવતી શૈલી; શ્રી. મુનશીનો ઘોડાપૂર જેવો ધસમસતો ગદ્ય કેરો પ્રવાહ; ને મહાત્મા ગાંધીજીની શેગાંવના ગામડીઆઓના હૃદય જેવી સરસ છતાય વિષયના ઉંડાણમાં ફરી વળતી સર્વગ્રાહી વખતે વખતે કવિની પ્રતિભાને છાજે એવાં ગરુડરાજનાં હૃદયનો દાખવતી શૈલી; આવી આવી ઘણી વ્યકિત વિશિષ્ટતાઓ વ્યકત કરતી શૈલીઓનો વિકાસ ગુજરાતી ગદ્ય સાહિત્યમાં થયો છે. એમાં સ્વ. મણિલાલનો ફાળો નાનો સુનો નથી.



સ્વ મણિલાલે આપણા રચાતા ગદ્યસાહિત્યમાં નવું બળ ઉમેર્યું, એતો નક્કી. એમના શૈલીની; નાટકોની નિબંધોની અને જીવનની તલસ્પર્શી પર્યેષ કોઇ-સમર્થ સાહિત્યકાર કરશે એવી કંઈ 'લાખો નિરાશામાં અમર આશામાં છૂપાઇ છે.'

નવચેતન ]                                  **શ્રી. લાલશંકર ભટ્ટ**




## ૧ લી એપ્રિલની હડતાળ

એપ્રિલની ૧લી તારીખથી નવું બંધારણ હિંદ ખાતે અમલમાં આવવાનું છે, તે દિવસે આખાયે હિંદમાં હડતાળ પડવાની છે, તે તરફ જ્યારે હિંદી નાયબ વજીર મી. બટલરનું ધ્યાન ખેંચવામાં આવ્યું ત્યારે તેમને બહુ ગભરાટ થયો હોય તેવું કાંઈ માલૂમ પડ્યું નહોતું. મી. બટલરના મનમાં એમ થયું હશે કે, ઇન્ડિયા એક્ટ સામે વિરોધ બતાવવા પૂરતી જ તે હડતાળ હોવાથી, તેની ખાસ કશી અસર નથી; કેમકે એ હડતાળ તો માત્ર એક દિવસ માટે જ પડવાની છે. નાયબ હિંદી વજીરે સમજવું જોઇએ કે નવા બંધારણ સામે હિંદનો સખ્તમાં સખ્ત વિરોધ છે, અને હિંદને સાચું સ્વાતંત્ર્ય આપનારી સમર્થ યોજના નવા બંધારણનું સ્થાન લે, તેવું કરવાને માટે હિંદી પ્રજા તરફથી નાનામાં નાની તક પણ જતી કરવામાં નહીં આવે. હિંદી સરકારે પણ આ ઉપરથી ધડો લેવો જોઇએ કે ખાસ કરીને ઇન્ડિઆ એક્ટમાં જે પ્રકારના બંધારણને ઘડવામાં આવ્યું છે, તેના વિષયમાં અખિલ હિંદ તરફથી પાળવામાં આવતી આ હડતાળ સારૂં ભવિષ્ય તો નથીજ સૂચવતી. નવું બંધારણ ઘડનારાઓ ધારતા હશે તેના કરતા પણ વધુ વહેલી તકે જોશે કે તેઓએ ધારેલા વિજયમાં કેટલાંય બીજાં વિઘ્નો પણ આડાં આવી ઊભાં રહ્યાં હશે

[ બોમ્બે સેન્ટિનલ–મુંબઈ ]

## વિશ્વધર્મનું શાશ્વત સ્વરૂપ

ધર્મગ્રન્થો, સાંપ્રદાયિકતા અને સ્વમત સ્થાપના એ એક માનવથી બીજા માનવને ભિન્ન કરી નાંખે છે; પરંતુ આપણે તો ધર્મમાં સમગ્ર માનવ સમાજને સ્થાન હોય તેવી સ્થિતિના શોધમાં પડ્યા છિયે. આપણે જે વસ્તુની શોધ કરી રહ્યા છીએ તે માત્ર સાર ખેંચીને ખડો કરવામાં આવેલો વિશ્વ ધર્મ નહીં, રામમોહનરાયને જેમ તેમની પ્રથમની જિંદગીમાં પ્રથમ દર્શન થયું હતું તેવો નહીં, કેશવચંદ્રે જુદા જુદા ધર્મોમાંથી પસંદગીના ધોરણ ઉપર સ્વીકારેલા તત્ત્વોના સમન્વય પૂર્વક જે ધર્મ સ્થાપ્યો તેવોયે નહીં. પરંતુ માનવ વંશના ઇતિહાસની અંદર દટાઈ ન ગયો હોય તેવો સમગ્ર સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવતો ધર્મ, તે છે. રામકૃષ્ણે પરમહંસદશામાં રહી ખ્રિસ્તી સાથે ખ્રિસ્તિ થઈ, મુસ્લિમ સાથે મુસ્લિમ થઈ અને હિન્દુ સાથે હિન્દુ થઇ જે માર્ગનો ઉપદેશ આપ્યો છે, તેના ઉપરથીજ આપણે એ ધર્મના સ્વરૂપનો ખ્યાલ લઇ શકિયે છિયે: આ ધર્મનું પરમ તત્ત્વ એ છે કે મનુષ્યમાં ઈશ્વરપણાનો અવિષ્કાર અને ઈશ્વરમાં મનુષ્યપણાનો સાક્ષાત્કાર થાય.

વિસ્તૃત સ્વરૂપમાં કહિયે તો ધર્મોની અંદરથી અવિચલ સ્વરૂપમાં રહેલો ધર્મ આપણે તારવી કાઢવાનો છે. આમ હોવાને લીધે એ ધર્મ એ એક એવા પ્રકારનું તત્ત્વ છે કે જે જીવન જીવનની પ્રવૃત્તિઓને વ્યવસ્થિત કરી રહ્યું છે. બધીજ સંસ્કૃતિઓ અને ખરૂં જોતાં બધીજ માન્યતાઓ ધર્મના વિચારમાં કેંદ્રીત થયેલી છે. ખોરાક, જાતીય સંબંધો, અવિભક્ત–કુટુંબ-જીવન અને વિગ્રહ એ બધાંય ધાર્મિક વિચારોથી નિયમિત થઇ રહ્યાં છે. સામ્રાજ્યવાદ અને સંઘજીવન એ પણ ધર્મના મધ્યબિંદુ રૂપે રહેલા વિચારથી સમૂહગત થાય છે; અને એ ક્રમ ચાલતાં ચાલતાં વધુ શ્રેષ્ઠ પ્રકારનાં ધર્મો અસ્તિત્વમાં આવે છે. આમ ધર્મોની પરિષદ એ ધાર્મિક વિકાસના ચઢતા જતા સમય દરમિયાન પ્રાપ્ત થતી કલગી છે.

(કલકત્તા ખાતે સર્વ ધર્મ પરિષદના પ્રમુખપદેથી **ડૉ. સર બ્રિજેન્દ્રનાથ સીલે** આપેલા ભાષણમાંથી)

## યોજનગંધાનો રસિકાધર્મ

વઘાર એ સુઘડ નારના ઘરઘરની સુગન્ધ છે, ગુજરાતની યોજનગન્ધાઓના એ પરિમળ છે,

મધ્યયુગની સૌન્દર્યરાણી નૂરજહાન રસોયણ હતી: ગુલાબનું અત્તર સરજતી, કિનખાબની ભાતો સરજતી. ગઝલોનાં ગીત સરજતી. નવા સૌંદર્ય સરજતી. એ જગતરસિકા નિજના જગતની મહા રસોઇયણ હતી.

રસોઇયણ એટલે રસ રચનારી રસિકા રસસર્જનહારિણી.

કુળકુળમાંની એ રસોઇયણો વિના જગતના કુલાશ્રમો કેટકેટલાં રસસૂક્કાં હોત આજ?

જગતમાંનું ૯૫ થી ૯૮ ટકા નારીમંડળ રસસર્જનહારૂં રસોઇયણમંડળ છે; જગત એમનાથી ભાગ્યશાળી છે.

રસિકાઓ રસોઇ–નિત્યનિત્યની નવ રસ વાનીઓ નહિ સરજે તો કોણ અરસિકાઓ સરજશે?

સ્વામીનાથને કાજે રસોઈ કરવાના, ને શ્વશુરજી રસવાનીઓ સંગાથે બેસી જમવાના રાજરાણીઓને ત્હારે કોડ હતા. વાઇસરોય પત્ની આજે સ્વજનો કાજે ન્હાનાસ્તો કરે છે. આપણા સુધારેલા સંસારે પૂછાય છે કે શું અમે ત્હમારી રસોયણો છીએ? સાંભળ્યું છે કે વરે ન્હા કરવાનું કહ્યું એટલે એક ઘર ભંગાણું. નૂતનતાનાં નખરાંને યે મર્યાદા હોય તો શોભે.

(સુરત મહિલા કમળ સમક્ષ કવિ સમ્રાટ ન્હાનાલાલભાઇએ આપેલા ભાષણમાંથી)

## ગુલામ બંધારણ

હોદ્દા સ્વીકાર–અસ્વીકારના પ્રશ્ને ઘણાક વાદવિવાદો જન્માવ્યા છે અને તે અનેકવાર પરિસ્થિતિનાં મૂળભૂત મુદ્દાઓથી દૂર જતા ગણવામાં આવ્યા છે. આ મુદ્દાઓ કે જેના ઉપર મહાસભાએ તેમજ કારોબારીએ વારંવાર ભાર મૂકયો છે તે યાદ રાખીએ તો પ્રસ્તુત પ્રશ્ન અત્યાર કરતાંયે વધારે સંકુચીત બને છે. કેવળ અપ્રત્યક્ષ પ્રકાર સિવાય બીજી રીતે તે ભાગ્યેજ ઉપસ્થિત થાય છે કારણ કે મેં કહ્યું જે તે પ્રમાણે ચુંટણીઓની સૌથી વધુ ધ્યાન ખેંચનારી બાબત એ છે કે આ ગુલામી બંધારણ સામે આ દેશની પ્રજાએ પોતાનો ચોકખો સ્પષ્ટ અને ભારપૂર્વકનો નિર્ણય આપ્યો છે. જો બ્રિટીસ સરકારને પ્રજાતંત્રવાદ માટે કંઈ માન હોય અને પ્રજાતંત્રવાદી કાર્યપદ્ધતિમાં તેને કંઈ ગુણનું દર્શન; તે વારંવાર જોરશોરથી જાહેર કરે છે તે પ્રમાણે, થતું હોય તો તેને માટે આ બંધારણ અને કાયદો પાછો ખેંચી લેવા સિવાય બીજો કોઇ ઉપાય નથી' આ આપણી પરિસ્થિતિ છે અને આપણી માગણી છે અને જ્યાં સુધી તે પ્રાપ્ત કરવા માટે આપણે મહેનત કરીશું અને લડત ચલાવીશું. મહાસભાપક્ષના ધારાસભામાંના સભ્યોને ઠરાવો એ નકકીઆપેલું કામ કરવાનું છે. તે કામ પહેલાં તો કાયદાની સામે લડવાનું અને લોકપ્રતિનિધિ સભાને માટે દબાણ કરી તેને અસ્તિત્વમાં લાવવા માટેનું છે. કેટલાક માણસો અજ્ઞાન પૂર્વક એવું સમજે છે કે આ રાષ્ટ્રીય સંમેલનજ લોકપ્રતિનિધિસભા છે અને તેજ હિંદને માટે નવું બંધારણ ઘડી કાઢનાર છે; પણ આ સંમેલન એવું કશું કરવા માંગતું જ નથી. તે આ સંમેલનનું કામ નથી અને હિંદનું બંધારણ ઘડી કાઢવાનો સમય હજી આવ્યો પણ નથી. એવીજ રીતે લોક પ્રતિનિધિ સભા કાંઈ એક મોટા સ્વરૂપની સર્વપક્ષીય પરિષદ પણ હોતી નથી. જે લોકપ્રતિનિધી સભા આપણે માંગીએ છીએ તે તો હિંદના લોકોની ઇચ્છા અને સામર્થ્યના આવિષ્કારથીજ અસ્તિત્વમાં આવશે. તેના ઠરાવોનો અમલ બહારની કોઈ સત્તાની મંજુરી વિના કરવા જેટલું પીઠબળ તેની પાછળ હશે ત્યારે એ સભા કાર્ય કરવા લાગશે. હિંદના લોકોનાજ સર્વોપરિપણાના પ્રતીકરૂપ એ સભા બનશે અને આપણું ભવિષ્ય ઘડવાને જ તે એકત્ર થશે. જ્યારે બ્રીટીશ સામ્રાજ્યવાદ દેશને કબ્જે રાખવા માટે પોતાનાં લસ્કરો, ગુપ્તચરો, છુપા બાતમીદારો, છુપી પોલીસો અને નાગરિક સ્વતંતાનાં નકાર સાથે હિંદમાં બળજબરીથી સત્તા ચલાવી રહ્યો છે, ત્યારે આવી પ્રતિનિધિસભા આજે કેવી રીતે મળી શકે? અત્યારે આપણા અને વહાલા દેશીઓ અને બિરાદરો તુરંગોમાં અને અટકાયતમાં સબડી રહ્યા છે. આ રાક્ષસી બંધારણ આપણા સખ્ત અણગમા છતા આપણા ઉપર લાદવામાં આવ્યું છે. એ સ્થિતિમાં પ્રતિનિધિ સભા કેવી રીતે મળે? જ્યાં સુધી આ બધા બોજા અને પ્રતિરોધોને અસરકારક રીતે હડસેલી કાઢયા નથી અને હિંદના લોકોની ઇચ્છા સર્વોપરિ રીતે અમલમાં આવી શકી નથી, ત્યાં સુધી હિંદમાં પ્રતિનિધિસભાને માટે જરાએ સ્થાન નથી. અને ત્યાં સુધી આપણા ઉપર બીજું કોઈ બંધારણ લદાવા માટેનું સ્થાન પણ હિંદમાં નથી. દુર્ભાગ્યે, માત્ર સર્વોપરિ સત્તા ભોગવતા સામ્રાજ્યવાદ અને મુકિત માટે મથતા રાષ્ટ્રવાદ એ બે વચ્ચેની અથડામણ અને ઝગડાને માટે સ્થાન રહેલું છે. એ રાષ્ટ્રવાદ આજે કાંઈ દુર્બળ નથી, અને જો કે તેને મુકિત માટે થોડો વખત રાહ જોવી પડશે. પણ તે પરાઈ સર્વોપરિતા અને પરાઈ ઇચ્છાઓને અવલંબીને ચાલવાનું બરદાસ્ત કરનાર નથી.

(દિલ્હીમાં મળેલા રાષ્ટ્રીય સંમેલનમાં પ્રમુખપદેથી પં. જવાહરલાલે આપેલા ભાષણમાંથી)

## જગતને મુંઝવતા રાજકારણના પ્રશ્નો

આજના જગતના રાજકારણને (૧) ગરીબાઈ (૨) બેકારી, (૩) લડાઇ, (૪) મુઠ્ઠીભર મુડીવાદીઓના હાથમાં રાજકારણની દોરી, (૫) રાષ્ટ્રીય ભાવના ઓછી થતી જવી, (૬) જે જાતના માણસો રાજકારણમાં જોઇએ તેનો અભાવ, અને (૭) કાયદા પ્રત્યે સન્માન ઓછું થતું જવું એ સાત પ્રશ્નો મુંઝવી રહ્યા છે.

ગરીબાઈના ભયંકર પ્રશ્નનો ઉકેલ કર્યા વગર છૂટકો નથી. આ પ્રશ્ન એકેએક રાજસત્તાને મૂંઝવી રહ્યો છે. રશીઆ અને તુર્કી સિવાય બીજા એકે દેશમાં બેકારી નાબુદ થઈ શકી નથી. ભુખમરાના કારણે લડાઈ–વિગ્રહનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. આજે ૧૯૩૭માં દરેક દેશ વિગ્રહની તૈયારી પાછળ અઢળક ધન ખર્ચી રહ્યા છે.

જગતના રાજકારણની દોરી આજ પ્રધાનો કે લોકો પાસે નથી પણ જગતના મુઠીભર માણસો પાસે છે કે જેઓ મોટા મોટા માલદારો અને જમીનદારો તથા બેન્કરો છે. ઈંગ્લેન્ડના રાજકારણની દોરી તેના વડા પ્રધાન પાસે નહી પરંતુ બેન્ક ઓફ ઈંગ્લેન્ડના મેનેજર પાસે છે એ તમને ઉંડો અભ્યાસ કરતાં સમજાશે.

આજે રાષ્ટ્રિય ભાવના સ્વતંત્ર દેશોમાંથી પણ ઓછી થતી જાય છે. રાષ્ટ્રિય ભાવનાની જગાએ આજે વર્ગીય ભાવના જાગ્રત થઇ છે. હું અમુક દેશનો કે રાષ્ટ્રનો છું એવી ભાવનાઓ નહી પણ અમુક વર્ગ કે પક્ષનો છુ એ ભાવનાએ સ્થાન લીધું છે.

આજે જગતના પ્રજાતંત્રો એવા માણસોના હાથમાં છે કે જેઓ સ્વાર્થી છે કે તો તેમની પાસે બુદ્ધિ કે યોજના નથી.

આજે કાયદા પ્રતિનું સન્માન દિવસે દિવસે ઓછું થતું જાય છે.

સ્વતંત્ર દેશનાં નાગરિકોને રાજકીય હકકો હોય છે અને દરેક દેશ આર્થિક સલામતીનો પ્રશ્ન વિચારે છે. પરંતુ મનુષ્ય માત્ર રાજકિય કે આર્થિક પ્રાણી નથી. પરંતુ મનુષ્ય એ એક આધ્યાત્મિક પ્રાણી છે, આ વસ્તુ આજે ભૂલાય છે. દરેક નાગરિકની મુળભુત શક્તિઓ ખીલવી અને પોષવી તથા આધ્યાત્મિક જીવનની ઉન્નતિ કરવી એ સિદ્ધાંત સ્વીકારાય નહિ ત્યાં સુધી ઉકેલ આવવાનો નથી. દરેક નાગરિકના રાજકીય અને આર્થિક હકકો ઉપરાંત આધ્યાત્મિક હકકો જાળવવા જોઇએ. અર્ધો સંસ્કારી અને અર્ધો જંગલી પ્રજા આબાદ ન થઈ શકે.

(વડોદરાની થીઓસોફીકલ સોસાયટીના આશ્રય નીચે શ્રી. રોહિત મહેતાએ આપેલા વ્યાખ્યાનમાંથી)

## હિટલરની સિદ્ધિ

જર્મનીમાં ૫ લાખ બાળકો વધારવા માટે હિટલરે એક યોજના કરી હતી. ઓગસ્ટ ૧૯૩૩ થી જાન્યુઆરી ૧૯૩૭ સુધીમાં આર્થિક મુશ્કેલીથી પરણતાં નહોતાં. એવાં ૭ લાખ જોડાઓને પરણીને ગૃહસંસાર ચલાવવા માટે સાડાત્રણ કરોડ પાઉન્ડ ધીરવામાં આવ્યા હતા. ૭ લાખ સ્ત્રીઓ આ રીતે મજુરીમાંથી છુટી થતાં, તેને બદલે પુરૂષ મજુરોને રોકી શકાયા હતા. સ્ત્રીઓમાંથી દોઢ લાખને તો ગૃહઉદ્યોગ આપી શકાયો હતો. આવાં લગ્નોથી ૫ લાખ બાળકો જન્મ્યાં હતાં. બાળક જન્મ્યા પછી દેવાના ૨૫ ટકા માફ કરવામાં આવતા. ચાર પાંચ બાળકો થતાં વધારે માફી મળતી, બે વર્ષમાં આવી રીતે ૨ કરોડ પૌંડની મદદ કરવામાં આવી હતી. અને આ બધી રકમ અપરિણિત સ્ત્રી-પુરૂષો પર આવક વેરો નાખી વસુલ કરવામાં આવતી.

—મુંબઇના રણજીત કુમાર દેસાઇએ સીંધી બાળા સરસ્વતી છબલાની સાથે વર્ણાન્તર લગ્ન કર્યા છે.

—મુંબઈમાં ખારના સનાતની આગેવાન શ્રી. માધવલાલ ભટ્ટે દરજી જ્ઞાતિની કપિલા નામની વિધવા સાથે પુનંર્લગ્ન કર્યાં છે.

—નવસારી હિન્દુ પ્રસુતિગૃહમાં એક બાઈની હાલત પ્રસુતિ વખતે ગંભીર બનતાં ડાકટરોએ શસ્ત્રક્રિયાની તૈયારીઓ કરવા માંડી. દરમ્યાન બાઇને મળદ્વાર મારફત બાળક જન્મ્યું ને તે બે દિવસ પછી ગુજરી ગયું એમ કહે છે.

—સંયુક્ત પ્રાંતમાં કુર્મી ગુજરી જતાં તેની પત્નિ ચીતા ઉપર કુદી પડી ને સતી થઇ છે. ગામડીઆઓ કહે છે સતીના મસ્તકમાંથી અગ્નિ આપોઆપ પ્રગટી અને સતી થઇ.

—બંગાળ સેક્રેટરીએટમાં પહેલીજવાર મીસ વીણા ઘોષ નામની બંગાળી સ્ત્રીની નિમણૂંક થઈ છે.



## કવિત્વ–ફોરમ.

નિશાન બાજી થઈ હૃદયને-<br>
નિરાશ-મટુકી ફુટી ગઈ ને<br>
અનેક રંગો ઉરે છવાયા<br>
કવિત્વ–ફોરમ મહેકી ઉઠી!

"સરોદ"



ઘૂમે ઘૂમે ને ઘેરી રહે
ને કોઈ વ્હેતી અખંડ ને અનંત રે
જાન્હવી જગતને ઘૂમે રે.

(કવિશ્રી, ન્હાનાલાલ)

## ભાયડા પરિષદ

પરિષદોના વંટોળમાં આ એક પરિષદનો વધારો માની લેજો. અમારા અખંડ બ્રહ્મચારી શ્રીમાન મંગળપ્રસાદભાઇને પણ જણાયું કે આજના આ ઝડપી યુગમાં હવે શાંત બેસી રહેવું તે જરાપણ હિતાવહ નથી. તેમણે તુરતજ બેચાર આગેવાનો પર પત્ર પાઠવ્યા તેનો સાર આ હતો:–હવે દિનપ્રતિદિન સ્ત્રિયારાજની સત્તા જોરમાં આવતી જાય છે માટે તુરતમાં ભાયડા પરિષદ ભરવાની અગત્ય હું માનું છું. આપના તરફથી જો થોડી ઘણી મદદ મળી જાય તો આ એપ્રીલની શરૂઆત પહેલાંજ પરિષદ મેળવીએ અને સમાજમાં જેહાદ જગાવીએ. પત્રને તાર પ્રમાણે જાણી તુરત એકાદહો ત્યાંથી જવાબ લખજો......

જ્ઞાન માર્તંડ, અ. બ્ર. શ્રીમાન મંગળપ્રસાદભાઇના વિચારો બેચાર ગૃહસ્થને ઘણાંજ ગમી ગયા. તેઓએ તનમન અને ધનથી મદદ આપવા જણાવ્યું. પછી તો શ્રીમાન મંગળપ્રસાદભાઈ ગજ ગજ છાતી ફુલાવતા, વર્તમાનપત્રો પર 'ભાયડા પરિષદ'ના કાર્યક્રમનો ભરચક મસાલા સાથેનો સત્તાવાર રિપોર્ટ રવાના કરવા લાગ્યા. રિપોર્ટ સાથે તેમની **Personal** નોંધનો સાર આવો હતો:—'તંત્રીરાજ, તમે દુઃખીયારી અબળાઓના ઘણાય રિપોર્ટ આજ સુધી છાપી માર્યા છે. હવે તો દુઃખીયારા ભાયડાઓ તેમની વિતક કથાઓ ભાયડા પરિષદમાં વ્યકત કરશે; અને હુ ઇચ્છું છું કે એક પત્રકાર તરિકે આપશ્રી ઉભય પક્ષને યોગ્ય ન્યાય મળે તે રીતે અમારો અક્ષરશઃ અહેવાલ પ્રગટ કરશો. મ્હારે કહેવું જોઇશે કે ભા. પ. નો અહેવાલ-અસત્યથી વેગળો રહેશે તેમજ તેમાં ઘણા ઘણા રોમાન્સ જાણવાના મળી આવશે એટલુંજ નહિ પરંતુ આજ સુધી પુરૂષ સમાજે મુંગે મોઢે સહન કરેલા દુઃખોનો તાદશ્ય ચિતાર પણ જાણવા મળશે.

ભા. પ. ના સમાચારની કોઇ કોઇ વર્તમાનપત્રોએ બેચાર લીટીમાં નોંધ લીધી અને કોઇએ તો તેને કોઈ ભ્રમિત ભેજાનું પરિણામ ધારી કચરા ટોપલીને હવાલે કરી.

ગમે તેમ હો તેમ છતાં અ. બ્ર. જ્ઞા. મા. શ્રી. મંગળપ્રસાદભાઇની અથાગ મહેનતના લીધે માર્ચ આખર સુધીમાં ભાયડા પરિષદ ભરાઇ ગઇ અને તેનો 'પડકાર'ના 'તરંગવિહારી'એ ઉડતી હવાને આધારે જે રિપોર્ટ લીધો તે સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છે.

માર્ચ તા. ૨૭–૨૮ ના રોજ કુબેરનગરમાં ભાયડા પરિષદ મળી હતી. આ પરિષદના પ્રમુખ જાણીતા લોકસેવક શ્રીમાન મંગળપ્રસાદભાઈ હતા. તેઓ ઘણા કાબેલ, હોંશિયાર અને કાર્યપ્રેમી સજ્જન છે.

તા. ૨૬ મી સાંજે કુબેરનગર સમીપ અગ્નિરથ પહોંચી જતાંજ માનવમેદનીનો વિરાટ સમુદ્ર ફુલની માળાઓ સાથે અખંડ બ્રહ્મચારી શ્રી મંગળપ્રસાદભાઇના ડબ્બા ઉપર ધસી ગયો હતો. આ ધસારાને પહોંચી વળવા માટે તાત્કાલિક પોલીસ મદદની જરૂર જણાતાં સ્વાગત પ્રમુખશ્રી નથુશંકર નરીકરીઆએ પોલીસને આવ્હાન અર્પ્યું હતું (અત્રે અમારે જણાવવું જોઇએ કે સ્વાગતમાં જો થોડી ઘણી પણ સ્વયંસેવિકા બ્હેનો હોત તો પ્રમુખ મહાશયનો સત્કાર વિધિ આવો ધમાલ ભર્યો થયો ન હોતઃ પરંતુ આતો ભાયડા પરિષદ હતી એટલે નારી શક્તિને આ ઉત્સવમાં ભાગ લેવાની સખ્ત મનાઇ હતી.) પોલીસ આવી પહોંચતાં તેણે

ભગતાથી લોકોને દૂર કર્યા હતા અને ત્યારબાદ પુષ્કળ બહારોમાં હદાર્ષ ગયેલા પ્રમુખ મહાશયનું એક ભવ્ય [illegible] કઢાવવામાં આવ્યું હતું જેમાં કુબેરનગરના આગેવાન પુરુષોએ ઉત્સાહથી ભાગ લીધો હતો. બાદ [illegible] તેમને ઉતારે ઉતારવામાં આવ્યા હતા. અને [illegible] ઉન્હી ઉન્હી ખીચડી અને કઢીનો સ્વાદ [illegible] નિદ્રાધિન થયા હતા.

તા. રાત્રીએ કુબેરનગરમાં એક ભવ્ય મંડપમાં [illegible] ભરાઇ હતી. સ્વા. પ્રમુખ નથુશંકર [illegible] તેમની જોરદાર વાણીમાં આજની પરિસ્થિતિ [illegible] હતો અને ત્યારબાદ પ્રમુખ મહાશયે તેમનું મુદ્રિત થયેલું ચમત્કારિક ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેનો સાર ભાગ નીચે પ્રમાણે છેઃ—

[illegible] અને આની વ્હેલા સહૃદયો— [illegible] પ્રમુખસ્થાનને હું લાયક નહિ હોવા છતાં મ્હારા [illegible] અને [illegible] પ્રશંસા કરી આપે આજે મ્હને જે સ્થાન આપ્યું છે તે માટે આપ સર્વનો સેવક ઘણો આભારી છે. આજ કેટલાયે વર્ષથી આપણા દેશમાં ત્રિયારાજ ચાલી રહ્યું છે અને જો હું ન ભૂલતો હોઉં તો તે આપણા બેવકુફ પુરુષ મિત્રોને આભારી છે. ક્યાં છે પહેલાંની સીતા અને સાવિત્રી, સતી અહલ્યા અને સાવિત્રી, મંદોદરી. અને શકુન્તલા, ગાર્ગી અને દમયંતી...આજ તો સ્ત્રીઓને મોજ જોઇએ છે— સ્વતંત્રતા જોઇએ છે— ભપકો જોઇએ છે—સંતતિ નિયમનનો પ્રચાર જોઇએ છે—પતિઓને ગુલામ કરવા જોઇએ છે—બાળકોને રડતાં આથડતાં મૂકી સ્વચ્છંદે રખડવા જોઇએ છે (અત્રે પ્રમુખશ્રીને શ્વાસ ભરાઇ જતાં એક શરબતનો ગ્લાસ પી લે છે). આજના પત્રકારો પણ અબળા, અનાથ, દુઃખીયારી, અભાગણી, બિચારી, નિરાધાર નારી જેવાં ખોટાં અને મોટાં વિશેષણો લગાડી એ અબળા કહેવાતી પ્રબળા જાતને વંઠાડીમુકે છે. હું પૂછું છું કે સમાજમાં શું એકલી સ્ત્રીઓજ દુઃખી છે? (અવાજો ના.ના.) પુરુષો તો સુખમાં અમન ચમનજ કરે છે? પુરુષોને માથે શું જવાબદારી

ઓછી છે ? ગૃહસ્થો, મ્હને કહેવા દો આજના પત્રકારોનું જીવન આપણા લીધેજ સુખી છે તેમ છતાં કેવળ સ્ત્રી સમાજને ફટવાડી મુકવાના ઉદ્દેશથીજ આ ભાયડા પરિષદના સમાચારોને છાપવામાં જરા જેટલી પણ ઉદારતા દર્શાવી નથી. એવાં પત્રોનો તમે સૌ આજથીજ બહિષ્કાર કરો. આ પરિષદનુંજ એક 'પુરૂષ પ્રગતિ' નામનું મુખ્ય પત્ર શરૂ થનાર છે. તેમાં પુરૂષોના સુખદુઃખને જરૂર સ્થાન મળશેજ. (હીયર હીયર) આજે તમે રોજીંદા પત્રો ઉઘાડી જુઓ, જ્યાં ત્યાં અબળાઓના આપઘાત અને હત્યાઓ હોય છે. અકસ્માતથી બળી મરે તેમ છતાં બધોજ દોષ પુરૂષ સમાજને માથે લદાય છે. હું એમ પૂછુંછું કે કેમ કોઈ ભાયડાના આપઘાત કે આત્મહત્યાનું બ્યાન મ્હોટા મ્હોટા શિર્ષકોમાં વર્તમાનપત્રોમાં છપાતું નથી. ભાઈઓ હવે કુંભકર્ણની નીંદ્રા છોડી દો. અને જાગ્રત બનો નહિ તો પુરૂષ સમાજનું સત્યાનાશ જશે સ્ત્રીઓ ફાટી જશે અને વંઠી જશે અને ભાયડાનું નામ નહિ રહે નામ...

આ પછી પ્રમુખ મહાશયે ઘણા દાખલા નોંધી આઝાદ સ્ત્રી જાતિની સખ્ત શબ્દોમાં ઝાટકણી કહાડી હતી અને ૨ાા કલાકના સતત વાણી પ્રવાહ પછી તાળીઓના ગડગડાટ અને પુષ્પોના વરસાદમાં ભીંજાતાં પ્રમુખ શ્રી બેસી ગયા હતા.

તા. ૨૮ મીએ નીચેના મુખ્ય ઠરાવો થયા હતા.

(૧) આ ભાયડા પરિષદ સ્ત્રીઓને આઝાદ થતી અટકાવી આર્ય સંસ્કૃતિને ટકાવી રાખવા જેહાદ જાહેર કરે છે અને તેમાં દરેક પુરૂષને સહકાર આપવા નમ્ર વિનંતિ કરે છે.

(૨) પુરૂષજાતિને જાહેરમાં ખોટીરીતે ઉતારી પાડત સ્ત્રી શક્તીને, આ પરીષદ ધિક્કારે છે અને તે સામે સક્રિય પગલાં લેવા ના૦ સરકારને વિનંતિ કરે છે. વધુમાં પુરૂષોને પોતાની આપવીતી ભા. પ. ના મંત્રી મફતલાલ મર્કટપર મોકલી આપવા ખાસ આગ્રહ કરે છે.

(૩) સ્ત્રીઓના નિર્લજ પોષાકો અને તોછડી વાણી વર્તન ઉપર સંપૂર્ણ અંકુશની આવશ્યક્તા હોઈ દરેક બંદ પુરૂષને આ ઠરાવનો તેમના ગૃહ મંદિરમાં તાત્કાલિક અમલ કરવા ખાસ આગ્રહ કરીએ છીએ.

(૪) સ્ત્રીઓ સંતતિ નિયમન પ્રચારમાં જે ર લઈ રહી છે તે હિન્દની સ્ત્રી શક્તિ માટે લજાસ્પદ હોઈ તેની સખ્ત શબ્દોમાં ઝાટકણી કહાડીએ છીએ.

(૫) રાત દિવસ ધંધો-મજુરી કરી થાક્યા પાક્યા રહેતા પતિદેવોને ખોટી રીતે પજવી નિરંતર ગૃહક્લેશ કરતી સુંદરીઓને ગૃહક્લેશ અટકાવી ગૃહમંદિરમાં આનંદ-ઉત્સાહ પ્રગટાવી પ્રણય મંદિર બનાવી દેવા સૂચના કરીએ છીએ.

(૬) રાંધણ કળાનો સ્ત્રી જાતિ ધીમે ધીમે ત્યાગ કરી રહી છે. અને બજારનાં ખાણાં ખાઈ આપણા પાકશાસ્ત્રના શાસ્ત્રિય ઉદ્યોગનો સત્યાનાશ વાળી રહી છે તેને આ પરિષદ ધિક્કારી સ્ત્રીના હાથનીજ રસોઈ જમવા દરેક પુરૂષને અત્યંત આગ્રહ કરે છે.

(૭) સ્ત્રી સ્વાતંત્ર્યના નામે સ્ત્રીઓ પુરૂષ સમી બની જે રીતે બ્હેકી ગઈ છે તે ઇચ્છવા યોગ્ય નહિ હોવાથી સ્ત્રી સ્વાતંત્ર્યની નફફટ ચળવળનો આ પરિષદ ખુલ્લા શબ્દોમાં બહિષ્કાર જાહેર કરે છે.

(૮) આ પ્રથમ ભાયડા પરિષદનું નાવ, શ્રીમાન અખંડ બ્રહ્મચારી મંગળપ્રસાદ ભાઈએ પોતાના લાંબા બ્રહ્મચર્યના પ્રતાપે, જે શાંતિથી અને અક્કલના મસાલાથી હોંશિયારીથી પસાર કર્યું છે તે માટે તેમણને લાખ લાખ ધન્યવાદ આપીએ છીએ અને હવે પછી પણ ભાયડા પરિષદના એ પિતાને આ ચળવળને જોરદાર બનાવવામાં તેઓ જીવે જાગે ત્યાં સુધી સક્રિય સાથ આપવા નમ્ર ભાવે વિનંતિ કરીએ છીએ.

ઉપરોક્ત મુખ્ય ઠરાવો થયા પછી સંગીતના મધુર સરોદ વચ્ચે પરિષદ વિખરાઈ ગઈ હતી. અને સ્ટેશન પર "શ્રીમાન મંગળપ્રસાદ કી જય" "ભાયડા પરિષદનો જય" વગેરે ગગન ભેદી પોકારો વચ્ચે હસતા મુખે શ્રીમાન મંગળપ્રસાદભાઈએ કુબેરનગર છોડયું હતું.

અત્રે જણાવવું આવશ્યક છે ભાયડા પરિષદના પ્રમુખને વિદાય આપવા એક સ્ત્રી શક્તિનું પ્રચંડ ટોળું પણ કાળા વાવટા સાથે સ્ટેશન પર સામેલ હતું અને તે પણ પુરૂષના પોષાકમાં 'મુવા મંગળપ્રસાદ પાછા જાઓ' ના પોકારો કરતું હતું. પોલીસની કુનેહભરી તજવીજને અંગે બે પક્ષો વચ્ચે જરા પણ અથડામણ થઈ ન્હોતી.

—તરંગ વિહારી

# *Germany Leads...*

Have you ever cared to examine the reason of the.... phenomenal recovery of **Germany** after War?- They believe, manily, in exchange principle.

These are certainly hard days. For paucity of adequate advertisements a really good product does not find its proper place in the market.

To meet this end, we have decided to acecept advertisements on **EXCHANGE BASIS.** Please send for particulars.

**Box No. 100**

C/o, "Padkar"

(Advt. Dept.)

*1312, Shahpur : : : AHMEDABAD.*




## વિસનગરના આંગણે—

# પ્રજામંડળ અને યુવાન પરિષદ

ગુજરાતના ઇતિહાસ પ્રસિદ્ધ વિસનગર મુકામે વડોદરા રાજ્ય પ્રજામંડળનું ૧૪મું અધિવેશન તા. ૨૯–૩૦ માર્ચ ૧૯૩૭ના રોજ જાણીતા વકીલ અને "પ્રજા મંડળ"ના તંત્રી શ્રી. પ્રાણલાલ મુન્શીના પ્રમુખપદે મળી ગયું.

આજે પ્રજામંડળની ઉમ્મર ૨૧ વર્ષની થઈ છે, તે બાળક મટી સંપૂર્ણ યુવાનીમાં આવ્યું છે. વિસનગરના આંગણે અબ્બાસ મંડપમાં વડોદરા રાજ્યની ૨૫ લાખની પ્રજા સંસ્થાએ પોતાનો અવાજ રજૂ કર્યો છે. એ પચ્ચીસ લાખના મુખમાંથી નિકળતી લોકવાણીનો રાજ્યે વિચાર કરી–પ્રજાનાં દુઃખ દર્દો અને ફરિયાદો દૂર કરી રાજ્યની ઉજ્વળ યશકિર્તીમાં વધારો કરવાનો છે; અને એ આશા શ્રીમંતના સુરાજ્યમાં જરાય વધારે પડતી કહી શકાય નહિ.

પ્રજામંડળે પ્રજાને બોલતી કરી તેના દુઃખદર્દો દૂર કરવાનાં છે. સરકારી નોકરો અને અમલદારો સમક્ષ વિવેકપૂર્વક પોતાની સાચી હકીકત રજુ કરવાની છે. ગ્રામ સમિતીઓ, જુથ સમિતીઓ, તાલુકા સમિતીઓ, પ્રાંત સમિતીઓ તથા રાજ્ય સમિતીઓમાં ચેતન આણી પ્રેરણાત્મક આદેશ આપવાના છે. અને આ બધું કરવામાં રચનાત્મક કાર્યક્રમની ખાસ જરૂર છે. માત્ર પરિષદીયા ઠરાવો વડે પ્રજાની ફરિયાદો દૂર થઈ શકે નહિ. ઠરાવ કરી તેનો બનતો અમલ કરવાને પણ કાર્યકરોએ અને પ્રજાએ તત્પર રહેવું જોઇએ.

શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ મહારાજ એક પ્રગતિ પ્રેમી નરેશ છે, તેમણે ખુબ ખુબ જ્ઞાન અને અનુભવો મેળવેલા છે. રાજ્યમાં સારામાં સારા સુધારાઓ દાખલ કરી હિંદ ભરના રાજવીઓમાં પહેલ કરી છે. અને હજુ પણ પ્રજાનો ઉત્કર્ષ થાય તેવા પ્રયત્નો શ્રીમંત કરી રહ્યા છે. અમે શ્રીમંત વડોદરા નરેશને દીર્ઘાયુ ઇચ્છી તેઓશ્રીની યશકીર્તિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તેમ ઇચ્છીએ છીએ. તે સાથેજ રાજ્યના નાના મોટા દરેક અમલદારોને પણ શ્રીમંતના પગલે ચાલી પ્રજાની સેવા બજાવવા નમ્ર વિનંતિ કરીએ છીએ.

વડોદરા રાજ્ય પ્રજામંડળ ઇ. સ. ૧૯૧૬ માં સ્થપાયું. આજ સુધી પરિષદો ક્યાં ક્યાં મળી તેની ટુંક નોંધ અત્રે જરૂરી થઈ પડશે.

| અધિવેશન | ક્યારે | ક્યાં | પ્રમુખ | સ્વાગત પ્રમુખ |
|---|---|---|---|---|
| ૧ લુ | ઇ. સ. ૧૯૧૬ | નવસારી | સ્વ. રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા | શ્રી. પેસ્તન દાજી |
| ૨ જું | ,, ૧૯૧૯ | વડોદરા | સ્વ. દેશભક્ત વિઠ્ઠલભાઇ | નગર શેઠ રાજરત્ન મગનભાઇ હરિભક્તિ |
| ૩ જું | ,, ૧૯૨૨ | વડોદરા | સ્વ. રાજરત્ન શ્રી હરિલાલ ગોવિંદજી પારેખ | સ્વ. શેઠ શ્રી ચીમનલાલ મોતીલાલ શામળ બેચર |
| ૪ થું | ,, ૧૯૨? | પાટણ | સ્વ. શ્રી. મટુભાઈ કાંટાવાળા | શ્રી. પોપટલાલ હેમચંદ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ મું | ,, | ૧૯૨૬ | અમરેલી | શ્રી. ગણેશ ભાસ્કર સાને | શ્રી. ચતુર્ભૂજ દોશી |
| ૬ ઠું | ,, | ૧૯૨૭ | પેટલાદ | વકીલ શ્રી ડાહ્યાભાઇ પુરોહિત | ——— |
| ૭ મું | ,, | ૧૯૨૯ | વડોદરા | ત્યાગવીર દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ | શ્રીમતિ શારદા બ્હેન મહેતા |
| ૮ મું | ,, | ૧૯૩૦ | નવસારી | ચુંટાયેલા પ્રમુખ સરદાર વલ્લભભાઈ (બ્રિ. સરકારે પોતાના મિજેમાન બનાવી લીધા હતા) | |
| ૯ મું | ,, | ૧૯૩૧ | કડી | શ્રી. છોટાભાઇ સુતારીયા | શ્રી. મહમદ ઉમર અબ્દુલ ઉમર અબ્દુલ રસુલ ભોંયરાવાળા |
| ૧૦ મું | ,, | ૧૯૩૨ | ડભોઇ | શ્રી. વામનરાવ તામણકર | સાહિત્ય ભૂષણ શ્રી. ગિરજાશંકર શાસ્ત્રી |
| ૧૧ મું | ,, | ૧૯૩૩ | અમરેલી | સ્વ. શ્રી અબ્બાસ તૈયબજી | શ્રી. મોહનલાલ પટેલ |
| ૧૨ મું | ,, | ૧૯૩૫ | વડોદરા | સ્વ. અબ્બાસ સાહેબ | શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ |
| ૧૩ મું | ,, | ૧૯૩૬ | કઠોર | દા. સુમંત મહેતા | રાજરત્ન શ્રી છોટાલાલ વનમાળીદાસ પટેલ |
| ૧૪ મું | ,, | ૧૯૩૭ | વીસનગર | શ્રી. પ્રાણલાલ મુનશી | શ્ર. 'જયશંકરભાઇ (ભોજક) |

પ્રજામંડળ વડોદરા રાજ્યની ૨૫ લાખની પ્રજાની સંસ્થા છે. તેમાં સો કોઇ પોતાની સત્ય ઘટનાઓ રજુ કરી શકે છે. મહેસાણા પ્રાંતના વેપારી મંડળોની પ્રજામંડળથી અલગ રહેવાની હિલચાલ આજના સંપ શાંતિ અને સંગઠનના પ્રગતિ યુગમાં ઇચ્છવા યોગ્ય કહી શકાય નહિ. પ્રજામંડળ શ્રીમંતનું છે—ઇનામદારો

મજૂરોનું અને વતનદારોનું છે, ખેડૂતોનું છે, વેપારીઓનું છે, ન્હાનામાં ન્હાના નોકરોનું છે, ન્હાની મ્હોટી દરેક કોમનું છે. તે કોઇ પણ સંપ્રદાયનો વાડો નથી.

પ્રજામંડળે યોજેલા કાર્યક્રમના ક્ષેત્રમાં રાજ્યના તમામ પ્રજાજનોના સક્રિય સાથની જરૂર છે. અને એ સાથ અને સહકાર વડેજ પ્રજામંડળ એક દિવસ વિરાટ શકિત બની ધ્યેયને માર્ગે આગળ ધપી જરૂર પ્રજા કલ્યાણ સાધી શકશે.

# યુવાન પરિષદ

આજ અવસરે રાજ્યના યુવાનો પણ વિસનગરમાં જાણીતા યુવક નેતા શ્રી. દિનકર મહેતાના પ્રમુખપદે એકઠા મળે છે. યુવાન એટલે તો ઉત્સાહ અને શકિતનો મહાસાગર. યુવાનોએ પોતાની શકિતનો સમાજ સેવાના વિશાળ ક્ષેત્રમાં છૂટથી ઉપયોગ કરવાનો છે.

આજના યુવાનો આવતી કાલના નાગરિકો છે. તેમણે નાગરિક તરિકે પોતાની ફરજ બજાવતાં શીખવું જોઇશે. પ્રજા જાગ્રતિનાં આંદોલનો ફેલાવી અખંડ સેવાવ્રત ધારણ કરવું પડશે.

યુવાનો પાસે તો આજ સમાજ સેવાનું વિશાળ ક્ષેત્ર તૈયારજ છે.

અખાડા, પુસ્તકાલયો, ગ્રામ ઔષધાલયો, અક્ષરજ્ઞાન પ્રચાર એવાં એવાં અનેક કામો ગામડામાં પડયાં છે.

પ્રજામંડળના આદેશને યુવાનોએ અપનાવી લેવાની જરૂર છે. સામાજીક કુરૂઢિઓનો નાશ કરવા યુવાનોએ કટિબધ્ધ થવાની જરૂર છે.

વડોદરા રાજ્યના યુવાનો સેવાના ક્ષેત્રમાં આગળ ધપી સત્યનિષ્ઠાથી પ્રજા સેવા બજાવશે એમ અમે આશા રાખીયે છીએ.



## કવિ સમ્રાટ ન્હાનાલાલનો મણિમહોત્સવ

ગુર્જરગિરાના અજોડ કવિ સમ્રાટ શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિનો મણિમહોત્સવ, વડોદરા, સુરત, ડાકોર વગેરે સ્થળોએ ઉજવાયો છે, વડોદરા સાહિત્ય સભાએ તથા આર્ય કુમાર મહાસભાએ કવિશ્રીનો હાર્દિક સત્કાર કરી એ મહાકવિ પ્રત્યેની પ્રેમ લાગણી વ્યકત કરી છે.

કવિ શ્રી ન્હાનાલાલભાઇએ ગુજરાતી ભાષાની મહદ સેવા બજાવી ગુર્જરીને ચરણે મહામોલી કૃતિયો રજુ કરી ગુજરાતને ઋણી બનાવ્યું છે. એ સાહિત્યમાંથી ઘણાય સાહિત્ય પ્રેમીઓને પ્રેરણા કલ્પના અને જીવનમાં ચેતન મળી આવ્યાં છે.

ગુજરાતના એ કવિ સમ્રાટની યોગ્ય કદર કરવામાં ગુણિયલ ગુજરાતના ગુજરાતીઓ અને સાહિત્ય પ્રેમીઓ ઘણા પાછા પડયા છે. આજે સાક્ષરોમાં ચાલતી મીંહોમાંહેની ઇર્ષા અને દ્વેષની સાઠમારીઓમાં ઘણા કહેવાતા નામધારી સાક્ષરોએ એ મહાકવિને ભારે અન્યાય કર્યો છે અને તેમ છતાં એ કવિ સમ્રાટ, અડગ છે—અજોડ છે. કવિ એક સાચા સિદ્ધાંતવાદી છે. કોઇની પણ શ્હેમાં તણાઇ જાય તેવા નિર્મળ મનના કવિ શ્રી ન્હાનાલાલભાઈ નથી.

મહા ગુજરાતના એ મહાકવિનો ફુલ નહિ તે ફુલની પાંખડી પ્રમાણે જે જે સંસ્થાઓ અને શહેરોએ સત્કાર કર્યો છે તેઓને જરૂર ધન્યવાદ ઘટે છે.

અમે ઇચ્છીએ છીએ કે, પ્રભુ કવિશ્રી ન્હાનાલાલભાઈ અનેતેમનાં સહચારિણી શ્રીમંતી માણેકબાને ચિરાયુ બનાવી સંપૂર્ણ સુખ શાંતિમાં રાખે.

—વડોદરા રાજ્ય ધારાસભા મળી અને તેમાં ઘણા ઠરાવોની ચર્ચા થઇ. આ વખતે ધારાસભા ત્રણ દિવસ ચાલી. ૧૩ ઠરાવો ચર્ચાયાં અને પાંચ બીલ રજુ થયાં.

—રાજ્યમાં નાના ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે એક મંડળ સ્થાપવામાં આવ્યું છે,

—વડોદરા, મે. રા. રા. ના. પાટકર સાહેબ સર ન્યાયાધિશ નિમાયા છે, તેઓશ્રીને 'પડકાર'ના અભિનંદન.

—વિસનગરના રહીશ અને મુંબઇના જાણીતા શ્રીમાન સ્વ. શેઠ ડોસાભાઈ મગનલાલનાં વિધવા પત્ની શ્રીમતી દાતાર શેઠાણી જસુમતી બ્હેને તેમના સ્વ. પતિના સ્મરણાર્થે રૂ. ૫૦ હજારની રાજ્યને આપેલી સખાવતમાંથી મોડલ ફાર્મ ઉપર બાંધવામાં આવેલા શેઠ ડોસાભાઇ મગનલાલ ખેતીવાડી વિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. યુવરાજ શ્રી પ્રતાપસિંહ રાજેના શુભ હસ્તે થઇ હતી.

—મે. રા. સીંધે સાહેબને ત્યાં સુરતવાળા રેડીયો ગાયન માસ્તર મી. જગન્નાથે સુંદર સંગીત જલસો કર્યો-જે જીવનમાં મસ્તી નથી, જવાદે કનૈયા, નાવ ધીરે ધીરે, વગેરે ચીજો ઘણી કળા પૂર્ણ રીતે ગાઈ હતી.

—તા. ૧૬-૩-૩૭ના રોજ સવારની ટ્રેનમાં ડભોઇથી મે. જોશી મુન્સફ સાહેબ રવાના થયા તે વખતે સ્કાઉટના સુંદર બેન્ડ સાથે પુષ્કળ ફુલહારોથી પ્રજા તરફથી લાગણીની વિદાય આપવામાં આવી હતી.

—હાલમાં મે. ગોપાળકૃષ્ણ ભટ્ટ સાવલે સાહેબની નિમણુંક ડભોઈ થઈ છે. તેઓએ હાજર થઇ ચાર્જ લીધો છે.

—મે. ડભોઈ વિભાગ નાયબ સુબા સાહેબ રજા ઉપરથી હાજર થયા છે.

## ડભોઇના સમાચાર

—દ્વિતિય દશાલાડ વ્યાયામ પરિષદના પ્રમુખ, સુનંદા રાષ્ટ્રસેવક કાલોલ નિવાસી શ્રી. માણેકલાલ મગનલાલ ગાંધી મુંબાઇની ધારાસભામાં રાષ્ટ્રીય મહાસભા તરફથી ચુંટાઈ આવતા તેઓશ્રીને અભિનંદન આપવાનો મેળાવડો રા. જમનાદાસભાઈ વકીલના પ્રમુખપદે ડભોઈમાં શ્રી દશા લાડ યુવક વ્યાયામ મંડળ તથા શ્રી. દશાલાડ જ્ઞાતિસેવા સમાજ તરફથી દશાલાડની વાડીમાં થયો હતો. આ પ્રસંગે સુંદર ભોજન સમારંભ ગોઠવાયો હતો.



ડભોઇના નિવૃત્ત ન્યાયાધિશ સાહેબ મે. મહાદેવ મુકુંદ જોશી

—કેરીની સીઝન શરૂ થઇ છે.

—કપાસની મોસમ પુરી થવા આવી છે. જીનીંગ ફેક્ટરીઓ થોડા દિવસ ચાલુ રહેશે.

—ડભોઈ વકીલ મંડળમાં કેટલાક સજ્જન ગૃહસ્થો, નવરાશની વખતે વકીલ રૂમ (Bar Room) માં બેસી ગામ ગપાટા હાંકી બીજાઓની નિંદા અને ઠઠ્ઠા મશ્કરી કરવાની ટેવ રાખતા હોવાનું કહે છે. આ બાબત પડકારના, 'તરંગ વિહારી'ની નોંધ પોથીમાં નામ આવે છે. હવેથી આ મહાશયો પોતાના ધંધાને છાજતા વર્તનમાં રહે એમ લોકોનું કહેવું છે.

—ડભોઈમાં વાહન હાંકનારાઓ બહુ ઝડપથી ગાડીઓ હાંકતા હોવાથી કેટલીકવાર અકસ્માતો થાય છે. લોકોના અન-

માલ સહીસલામત રહે તેવી કાળજીથી વાહનો હંકાય એમ પ્રજા ઈચ્છા રાખે છે.

—વીસાપુર પાસે બ્રામેદપુર ગામમાં આગ લાગી કેટલાક મકાનો બળી ગયાનું કહેવાય છે.

—ડભોઇના જાણીતા ક્રીકેટ ખેલાડી મી. સલાટ (પેઇન્ટર એન્ડ ટાઈપીસ્ટ) જી. બી. એસ. રેલ્વેમાં ટ્રાવેલીંગ ટીકીટ એક્ઝામીનરમાં નિમાયા છે.

—બાળમંદીરને રા. રા. લીલાભાઇએ રૂ. ૧૧ ભેટ આપ્યા, સ્તુત્ય.

—મે. જોષી મુન્સફ સાહેબના માનમાં રા. ગોવિંદલાલ હિંમતલાલ વકીલે પાનસોપારી તથા ફુલહાર કર્યાં હતાં.

—મે. રા. ના. સુબા સાહેબની બદલી થયાનું કહેવાય છે.

—મે. સુમંતરાયભાઈ દેસાઇ મુન્સફ તરીકે આવનાર છે.

—ડભોઈમાં મહોરમનો તહેવાર શાંતિથી પસાર થયો. પોલીસ બંદોબસ્ત સારો હતો.

—ડભોઇમાં આબરદાર ગૃહસ્થોએ સાધારણ મશ્કરીમાં ન ઇચ્છવા યોગ્ય ધાંધલ ઉભુ થયાનું કહેવાય છે મશ્કરી કરનારા સાવધાન રહી શીખામણ લે.

## નિવૃત્ત થતા મુનસફ મે. જોશી સાહેબને વિદાયમાન

—ડભોઇના લોકપ્રિય મુનસફ મે. મહાદેવ મુકુંદ જોશી સાહેબ નોકરીમાંથી નિવૃત્ત થતાં તેઓના માનમાં સંખ્યાબંધ મેળાવડા અને પાર્ટીઓ થઈ હતી. ન્યાયખાતામા લાંબો વખત સેવા બજાવવા ઉપરાંત લોકહીતની પ્રગતિની પ્રવૃત્તિઓમાં પણ રસ લઇ તેઓશ્રી જાહેર સેવા બજાવતા હતા. પાટણમા તેઓએ સરકારી પેઢી દ્વારા યાદગાર સેવા કરી છે. તેમજ અહીં પણ સરકારી બેંકની સ્થાપના કરી તેનું કામકાજ તેઓશ્રીની દેખરેખ નીચે સારી રીતે ચાલી રહ્યું છે. તેઓ હાલમાં નિવૃત્ત થતાં તેઓશ્રીના માનમાં (૧) મુનસફ કોર્ટમાં સ્ટાફ તરફથી પાન સોપારી ભોજન સમારંભ તથા ફોટો (૨) વકીલ મંડળ તરફથી ફક્ત પાન સોપારી થમાં (૩) સરકારી બેન્ક તરફથી ટીપાર્ટી તથા ફોટો (૪) રા. ચુનીભાઈ ડોક્ટર તરફથી ડીનર પાર્ટી (૫) મે. રા. સબ્જ સાહેબ તરફથી ડીનર પાર્ટી તથા સુરતના જાણીતા રેડીયો માસ્ટર મી. જગન્નાથનો સુંદર સંગીત જલ્સો (૬) રા. શીવાકાકા બેન્કવાળા તરફથી ડીનર (૭) રા. શેઠ ત્રીકમભાઈ કંસારા તથા રા. કુબેરશંકરભાઈ ભેપા તરફથી જમણ (૮) રા. રમણલાલ ગોપાળદાસ તરફથી પાર્ટી તથા ફોટો (૯) રા. મૂળજીભાઈ દલાલ તરફથી પાર્ટી (૧૦) રા. ગોર્ધનદાસભાઈ ગાંધી તરફથી સુંદર ડીનર પાર્ટી તથા સંગીતનો જલ્સો (૧૧) મે. કેલકર ફોજદાર સાહેબ તરફથી ડીનર પાર્ટી (૧૨) રા. મલેકજી ભીઠાવાલા શેઠ તરફથી આઈ-સક્રીમ પાર્ટી (૧૩) રા. શેઠ ગોવિંદલાલ વસાઇવાળા તરફથી ડીનર (૧૪) રા. કરીમભાઈ સીનેમાવાળા તરફથી ચા પાર્ટી થઈ હતી. દરેક પાર્ટીમાં તેઓને એક ભલા ખંતીલા મીલનસાર ગૃહસ્થ અને પ્રજાની સેવા બજાવનાર ન્યાય ખાતાના બાહોશ અમલદાર તરીકે વખાણ થઈ સુખી નિવૃત્ત જીવન ઇચ્છવામાં આવ્યું હતું..

—સીતળાઈ તળાવના ઓવારે સ્વ. પટેલ જીવાભાઈ રણછોડભાઈની રૂ. ૨૦૦ની સખાવતથી બાંધવાનો હોઇ તેનું ખાત મુહુર્ત મે. જોશી સાહેબના શુભ હસ્તે કરવામાં આવ્યું હતું. શ્રી. ગિરધરલાલભાઇએ પ્રમુખસ્થાન લઈ મે. જોશી સાહેબને ખાત મુહુર્ત માટે વિનંતી કરતાં તેઓએ વિધિવત્ ક્રિયા કરી હતી. પછી 'પડકાર'ના તંત્રી રા. મણિલાલ વાડીલાલ વકીલ તરફથી તથા અન્ય ગૃહસ્થો તરફથી પ્રાસંગિક વિવેચનો થયાં હતાં.

—ડીસેમ્બરમાં ભારતિય સાહિત્ય પરિષદ મદ્રાસમાં હિન્દી સાહિત્ય સંમેલન સાથે મળશે.

—ડોક્ટર રવિન્દ્રનાથ ટાગોરે સ્પેનની સરકારને મદદ કરી સંસ્કૃતિ તથા સભ્યતાની વારે લાખોની સંખ્યામાં જવા અપીલ કરી છે.

—બરમામાં પાયપોન ગામના બજારમા આગ લાગતા દસ લાખનું નુકશાન થયું છે, તથા સેંકડો માણસો નિરાધાર થયાં છે.

—છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહ ઝફરના પૌત્ર પ્રીન્સ મીરઝા રહેમાન સુલતાન ૫૬ વર્ષની વયે રંગુનમાં મરણ પામ્યા છે.

—માઇસોરના માજી દિવાન સર વિશ્વેસરાયની હિન્દમાં મોટરો બનાવવાની યોજના હવે જલ્દીથી અમલમાં આવશે. કંપનીમાં દોઢેક ડઝન ડીરેક્ટરો હશે. આ કંપનીએ ઉદ્યોગો માટે પરદેશની એક પ્રખ્યાત કંપનીનો સહકાર મેળવ્યો છે.

—ગ્વાલીયરમાં ગ્રામોદ્ધાર માટે રૂપીયા સવા કરોડનું ફંડ જાહેર કર્યું છે.

—શ્રી. સુભાસચંદ્ર બોઝ જે ફરીથી તા. ૮ એપ્રીલ ૧૯૩૬થી બંગાળમાં નજરકેદ હતા તેમને તા. ૧૭ માર્ચના રોજ છોડી મુકવામાં આવ્યા છે. શ્રી. સુભાષ બાબુના છુટકારાથી આખા દેશમાં આનંદ ફેલાઇ રહ્યો છે.

—તા. ૧ એપ્રીલે બંધારણ વિરોધ દીન હોવાથી આખા હિન્દ ભરમાં પ્રચંડ હડતાળ પડશે તથા કામકાજ બંધ રહેશે.

—પંડીત જવાહરલાલની આત્મકથા પ્રગટ કરનાર પેઢી નાદારીમાં જવાથી પંડીતજીને એંસી હજાર રૂા. ની ખોટ ગઇ છે. ફક્ત વીસ હજાર રૂપીઆ પુસ્તક વેચાણની રોયલ્ટીના મળ્યા છે.

—શ્રી. નરીમાને મુંબઇના ધારાસભા કોંગ્રેસ પક્ષના ચુંટાયેલા નેતાને વફાદાર રહેવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કર્યો છે.

—મહાસભા સમિતિએ ઓફીસ્વિકારના કરેલા ઠરાવ માટે લંડનનું 'ડેલીટેલીગ્રાફ' સંતોષ દર્શાવે છે.

—રાષ્ટ્રીય સંમેલનમાં દેશ તથા મહાસભાને વફાદાર રહેવાના સોગંદ લગભગ હજાર સભ્યોને રાષ્ટ્રપતિએ આપતા હજાર મુખે તેનો ઉચ્ચાર થઇ સોગંદ લેવાયા હતા.

—દિલ્હીમાં અ હિં. ગ. કેદીઓની મુક્તિ પરિષદ શ્રી, શરતચંદ્ર બોઝના પ્રમુખપદે ભરાઈ હતી.

—દુનિયાની કાપડ પરિષદમા હિન્દ ભાગ લેશે. તેમા ઉદ્યોગપતિઓ તથા મજુરના પ્રતિનિધી શ્રી. બીરલા તથા શ્રી બાખલે ભાગ લેશે.

—તા. ૯ મી જુન ૧૯૩૭ ના૦ નમીજ' છઠ્ઠાના જન્મ દિવસ તરીકે હિન્દમાં મનાઇ જાહેર તહેવાર ગણાશે.

—બર્મા અને હિંદ વચ્ચેના તાર અને ટપાલના દરો ૧ લી એપ્રીલથી બદલાશે. પોસ્ટ કાર્ડના બેઆના, લેટરના પહેલા ઔંસ માટે અઢી આના અને તે પછી વધારાના દરેક ઔંસ માટે બેઆના રહેશે. ઓર્ડીનરી અને એક્સપ્રેસ તેમજ પ્રેસટેલીગ્રામના દરો હમણાં છે તેથી બમણા થશે.

—નેપાળના મહારાજાનો રૌપ્ય મહોત્સવ ઉજવાયો છે.

—શ્રી. રોયનું પત્ર 'ઇન્ડીપેન્ડન્ટ ઇંડીયા'નું પ્રકાશન નાણાંની જોગવાઇને અભાવે હાલ તુરત મુલતવી રહ્યું છે.

—લંડનમાં બંગાળી વિદ્યાર્થીએ ડૉ. કે. સી. ભટ્ટાચાર્યને ત્યાં સરસ્વતી પુજાનો ઉત્સવ ઉજવ્યો હતો.

—નાસતા ફરતા એબીસીનીયાના શહેનશાહના જમાઈ રાસ્તાને ઈટાલિયન ટુકડીએ ગોળીથી મારી નાંખ્યો છે.

—માજી સમ્રાટ ડયુક ઓફ વીંડસરના લગ્ન એપ્રીલ આખર સુધીમાં મીસીસ સીમ્પસન સાથે થશે. ત્રણ કરોડ પાઉંડના દાગીનાના ઓર્ડર ડયુકે આપ્યાની અફવા પેરિસમાં ફેલાઈ છે.

—હોલાંડમાં મર્શલ રીડઝ મીગલીની સરમુખત્યારી સ્થાપવાના પડઘા પડે છે.

—ચીનના સરમુખત્યાર ચાંગ-કયાંઇ સેગે જાપાન સામે સંયુક્ત સામનો કરવાની બળવાખોરોની યોજના ન સ્વિકારતા સામ્યવાદીઓને દુર કરવાનું જાહેર કર્યું છે. આમ જાપાને રાજદ્વારી કુનેહથી ચીનને પોતાનું કર્યું કરનાર બનાવવા તજવીજ કરી છે.

—લંડનમાં થનારા ના૦ શહેનશાહ જ્યોર્જ છઠ્ઠાના રાજ્યારોહણ સમારંભ માટે લગભગ દોઢ લાખ પાઉંડ ખર્ચ થશે.

—નૈરોબીમાં ના૦ આગાખાનની સુવર્ણ તુલા કરી તેમના અનુયાયીઓએ ૨૩૦૦૦ પૌંડ (આશરે સવાત્રણ લાખ રૂપીયા) નું સોનું અર્પણ કર્યું છે.

—સીંગાપુર દરિયાઇ લડાયક મથક ૧૯૩૯ તૈયાર થશે.

—એબીસીનીયાના શહેનશાહ હેલ-સેલાસી ખ્રીસ્તી સાધુ થઇ મઠમાં જીવન ગાળશે એમ કહે છે.

—હંગેરીના એક સ્ટેશન માસ્તરનું હૃદય શરીરમાં બીજી બાજુએ છે. એટલુંજ નહિ પણ ઉંધું ગોઠવાયેલું છે.

—ગ્રેટબ્રિટનના મહાન રાજદ્વારી ઓસ્ટર ચેમ્બરલીન હૃદય બંધ પડવાથી ગુજરી ગયા છે.

—મનીલામાં ફટાકડાના કારખાનામાં ૨૫. સ્ત્રીઓ બળી મરી હતી.

—મીસીસ સીમ્પસનને અપાયેલા છુટા છેડા સામેનો વાધો પાછો ખેંચી લેવાયો તથા છુટા છેડા કાયમ રહ્યા છે.

## ખાસ વિનંતિ

(૧) અમારા તરફથી 'પડકાર' માસિકના ત્રેલીંગ એજન્ટ કે કેન્વાસર કોઈ પણ ઈસમને મોકલેલા નથી.

(૨) 'પડકાર' ની પૈસા સંબંધીની તમામ લેવડ દેવડ ડભોઇ 'પડકાર' ઓફિસ સાથે કરવી.

(૩) 'પડકાર' મેનેજર, ડભોઈ'–એ સરનામે બધો પત્રવ્યવહાર કરવો તથા પૈસા વગેરે તેજ સરનામે મોકલવા વિનંતી છે, ભલતા માણસથી કોઈએ ઠગાવું નહિ.

(૪) ગ્રાહકોએ અંક ટાઈમસર ન મળ્યાની ફરિયાદ કાર્ડ લખી તા. ૧૫ મીની અંદર જણાવવી જેથી યોગ્ય તે તજવીજ થઈ શકે.

(૫) અમારા વાર્ષિક ગ્રાહકોએ પોતાનું લવાજમ ન મોકલ્યું હોય તો સત્વરે મોકલી આપવા વિનંતી છે, જે ગૃહસ્થોની ગ્રાહક તરિકે ચાલુ રહેવા ઈચ્છા ન હોય તેમણે એક કાર્ડથી ના લખી જણાવવી.

(૬) જા. ખ. આપનાર દરેક સદ્‌ગૃહસ્થોને નિયમીત બીલ મોકલી આપવા વિનંતી છે.

(૭) 'પડકાર' ના દરેક એજન્ટને નિયમીત હિસાબ મોકલી આપવા વિનંતી છે 'પડકાર' માસિક પોતાનુંજ માની એજન્ટોને સહકાર આપવા વિનંતી છે. દર માસની ૨૦ મી તારિખ સુધીમાં બીલનાં નાણાં નહિ મળે તો એજન્સી ટ્રાન્સફર કરી નવા એજન્ટો રાખવામાં આવશે.

મેનેજર: 'પડકાર'




# લાયન

( સિંહ છાપ )

# ટુથ પાવડર તથા ડેન્ટલક્રીમ

તે દાંતને મજબુત અને સ્વચ્છ રાખે છે. દાંતના કોહવાટને દુર કરી દાંતને મોતી જેવા ચકચકીત બનાવે છે. અને મોઢાની દુર્ગંધ દુર કરે છે.

વળી લાયન ટુથ પાવડર અને ડેન્ટલ ક્રીમને ધી ઇનસ્ટીટ્યુટ ઑફ હાઇજીન લંડનની સરટીફીકેટ ઓફ મેરીટ મળી છે કે જે તેના ઉમદા ક્વોલીટીનો એક પુરાવો છે.

સોલ એજન્ટ—**હેબતભાઇ અબદેઅલી**
૧૫, મીરઝા સ્ટ્રીટ,—મુંબઇનં. ૩

સ્ટોકીસ્ટો :—
વડોદરામાં ઇબ્રાહીમ હસનઅલી ઠે. સાંડવીરોડ
ડભોઈમાં વિઠ્ઠલદાસ એચ. શાહ ઠે. ટાવરબજાર

# —: ટુંકી જાહેર ખબરો :—

ગુર્જરગિરાનું શિષ્ટ અને સસ્તું માસિક

"પડકાર" (માસિક)
વર્ષ ૨ જું, અંક, ૧૦ મો.

તંત્રી.
મણિલાલ વાડીલાલ શાહ, એડવોકેટ
ડભોઇ (બી. બી. એસ. રેલ્વે.)

જુન ૧૯૩૭
પુસ્તક બીજું



## વિષય દર્શન.



Edited & Published by Vakil Mr. Manilal Vadilal Shah (Dabhoi) and Printed by Mr. N. C. Bodiwala at his Saraswati Printing Works, Sarangpur Ghashiram's Pole, Ahmedabad and published from the same place.

વાર્ષિક લવાજમઃ હિંદમાં રૂ. ૩ | S. P. M. S. Modi Bros. & Co. | પરદેશ રૂ. ૫॥

ના. શહેનશાહ જ્યોર્જ

પડકાર



જેઓના રાજ્યાભિષેકની ક્રિયા તા. ૧૨ મી મેના રોજ લંડન ખાતે થઈ હતી.



ખંભાતના આંગણે—
જૈનાચાર્ય શ્રી વિજયવલ્લભસુરિજીનું એક સ્વાગત દશ્ય.

# ધન્ય સ્વદેશ અમારો

ધન્ય સ્વદેશ અમારો, સુમંગલ મંત્ર અમારો–ધન્ય.

નામ જપે જન થાય મહાબલ
વિદ્યુતનો ચમકારો,
ભીતર પ્રકટે, અનુપ ઝગારો
જાય હટીજ અંધારો—
જીવનમાં પ્રચંડ સુધારો–ધન્ય.

સૂરજ જેમ તપે નભમંડળ
તેમ સ્વદેશ અમારો,
સર્વ જગહ નિજ તેજ પ્રસારો
ઉર ઉમંગ વધારો—
સુધન્ય કરો જનમારો–ધન્ય.



[રાગ હોરી]

રમણલાલ સોની

# પ્રતિષ્ઠા !

( નવલિકા )

લેખક :
શ્રી. 'અનિલ'

કરુણાશંકર વ્યાસનાં ધર્મપત્નીનો જ્યારે સ્વર્ગવાસ થયો ત્યારે તેમ ણેએક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તેમના હૃદયની વ્યથા એ સમયે એટલી પ્રબળ હતી કે પોતાની નાનકડી પુત્રી મધુરીએ માતાના ગમન વિષે તરેહવાર અટકળો બાંધવા માંડી ત્યારે વૃદ્ધ પિતાનું અંતર વેદનાથી આર્તનાદ કરવા લાગ્યું તે જાણતા હતા કે મધુરીને પ્રથમથી જ માતાની હૂંફાળી ગોદમાં સુવાનું પ્રિય હતું. પણ હવે તે ચાલી ગઇ હતી. આ સંસારમાં નાનકડી બાલાને અટુલી મૂકી તે સંસારસાગરને પેલે પાર જઇ ઉભી હતી. કરુણાશંકરની નજર આગળ તેમનાં ધર્મપત્નીની મૂર્તિ આબેહુબ તરવરી ઉઠતી. કેવી તે ચાલાક ને વ્યવહાર કુશળ હતી! પોતાની સેવા તે કેવા ખંતથી ઉઠાવી રહી હતી? તે જેમ વિચારવમળે ચઢતા તેમ સ્મૃતિના ડંખ તેમના અંતરમાં મહાવેદના ઉપજાવતા.

થોડા દિવસ અત્યંત બેચેનીમાં વીત્યા. પછી તો કરુણાશંકર પણ પત્નીના સ્મરણને દુમ્મસની છાયા સમુ જોવાને ટેવાઈ ગયા. મળવા આવનાર લોક જ્યારે પત્નીના સ્વભાવના વખાણ કરતા ત્યારે એ કહેતા: 'હશે ભાઈ! કયો માનવિ અવનીપર અમરતાની છાપ લઇ ઉતર્યો હશે! પણ એના જેવું માણસ સો ભવે ભાગ્યેજ મળે હો ભાઇ!' કહી જાતે આશ્વાસન લેતા.

હવે તો તેમનું સમગ્ર ધ્યાન નાની મધુરી પર જ હતું. અને એમ બનવું એ પણ સ્વાભાવિક હતું. મધુરીના પ્રત્યેક કોડ પૂરવા કરુણાશંકર કટિબદ્ધ થયા હતા. તેઓ જાણતા હતા કે દિકરી પરણ્યા સિવાય કદાપિ મરતી નથી. એટલે એ લાયક ઉમરની થાય ત્યારે કોઇ આબરૂદાર ઘર હાથ લાગી જાય તો એના જેવું કંઇ રૂડું નહિ એમ વિચારતા.

કરુણાશંકર જજમાનોને ત્યાંથી જે કંઇ મેળવતા તે મધુરીના અભ્યાસમાં હોંશથી વાપરતા. મધુરી ભવિષ્યમાં સારા ગુણવાળી અને પોતાની સેવા ચાકરી કરે તેવી નિવડે એ તેમની આકાંક્ષા હતી. સવારમાં ઉઠી, દાતણ પાણી કરી, માથે બે લોટા પાણી રેડી લઇ એક ગોખલામાં ખૂબ જતન કરી સાચવી રાખેલા દેવોની મૂર્તિઓ અથવા છબીઓ પર છાંટા નાખી તે નીત્યક્રમ મુજબ કોઇ જજમાનને ત્યાં દોડી જતા. સવારમાં કયારેક વાતોડીઆ મિત્રોનો ઘેર શંભુ મેળો થતો અને ત્યારે કલાકોના કલાક નિરર્થક બડાશો હાંકવામાં અભિમાન ધારતા. બ્રાહ્મણવિરોના સહવાસમાં એ પોતાને ભાગ્યશાળી માનતા હતા. નાતના રિવાજ, નાતના મંડળના હિસાબ, વિવાહ, વરસી તથા શ્રાદ્ધ એમ અનેક વિષયો તેમની ચર્ચાના મધ્યબિંન્દુ તરીકે આવી શકતા. આવી ચર્ચાઓ જ્યારે તીવ્ર સ્વરૂપ પકડતી ત્યારે ગુજરાતી પાંચમી ચોપડીનો અભ્યાસ કરતી મધુરી પણ ત્રાસી ઉઠતી. એ કહેતી: 'પિતાજી હવે તમારી ચર્ચા બંધ કરશો! આમતો યુગે યુગ વહી જશે! શો સરસ્વતીદેવીનો જીભપર પ્રભાવ પડયો છે! મારા પેટમાં તો બિલાડાં બોલવા લાગ્યાં. પણ હજી તમને નવરાશ નથી.' મધુરી રસોડામાં રહીને જ બોલતી હતી.

'હા, ભાઇ હા! લે ને! આ અમે તો ઉઠયા.' કહી કોઇ ઉઠવાનો પ્રયાસ કરતું ત્યાંતો વળી બીજાના મુખે અન્ય ચર્ચા ઉઠતાં સર્વ ત્યાં બેસી રહેતા. મધુરી ઉદ્વેગી બની કયાંય સુધી હાથ જોડી રસોડામાં બેસી રહેતી.

'લ્યો હવે પાટલો નાખી દીધો છે. બેસી જાઓ' મધુરીએ બહાર આવી પિતાને કહ્યું. આ વખત કરુણાશંકર એકલાજ હિંચકાના પાટિયા પર બેસી ગૂઢ વિચાર પ્રવાહમાં તણાતા હોય તેમ બેસી રહ્યા હતા. મધુરીના અવાજે તેમનું ભાન જાગૃત થયું. અને અન્ય સાથીદાર નહિ હોવાથી! હે રામ! ભોળા શંભુ!' કહી ઉઠયા.

'હવે બહુ વાર નહિ લાગે. જરા નાહી લઉં.' કરુણાશંકરે મધુરી તરફ નમ્રભાવે જોઇ કહ્યું. મધુરી પિતાની સામેજ જોઈ રહી. એ નજરમાં સ્નેહ કરતાં ઘૃણા વધારે હતી. પરંતુ એ મધુરીનો અભિમાની સ્વભાવ બરાબર જાણતા હતા એટલે તે ચુપચુપ નહાવાની ઓરડીમાં પેઠા. અને મધુરી નીચું જોઈ પગલાં ગણતી હોય તેમ રસોડા તરફ જવા ઉપડી.

❋

પ્રણયની પ્યાસ:—

આજે  ન્યુ થીએટર્સ

લી. કૃત—

# ગૃહદાહ

—યાને—

# મંઝીલ

શરદબાબુની
નવલકથા પરથી ઉતારાયલું
સામાજીક ચિત્ર—

બરૂઆનું કુશળ ડીરેક્શન

બોરલનું સુમધુર સંગીત જેની
વિશિષ્ટતાઓ છે!

ત્રણેય આત્માઓને
લાગી અને એ પ્યાસે
એમના જીવન ફેરવી
નાખ્યાં.

*

શંકાએ એમાં જ્વાળા
સળગાવી અને
ત્રણેય આત્માઓ એ
આગમાં જલવા
લાગ્યા.

એ જલનની દર્દભરી
કથાને—

ન્યુ થીએટર્સ

વાચા આપે છે!

*

—મુખ્ય કામ—

* બરૂઆ–જમુના
* માલીના–પૃથ્વીરાજ
* કે. સી. ડે. હરિમતી
* નેમો વિગેરે.

શનિ રવિ (૪) ખેલ
૨॥–૫॥–૮–૧૦॥
બાકીના દિવસે
૫॥–૮–૧૦॥

ટે. નં.
૨૩૦૬

# કૃષ્ણ સીનેમા

ઝવેરીવાડ
અમદાવાદ.

# "અસૂયા"

એક હળવો નિબંધ



લેખક : શ્રી. હરકાન્ત બી. શુકલ,
બી. એ. એલ એલ. બી.

અસૂયા મનુષ્ય સ્વભાવમાં પહેલેથીજ ઘર કરી બેસેલ સાધારણ મનોવૃત્તિ છે. દુઃખ ઉત્પન્ન કરવામાં ચિંતા અને અસૂયા બેઉ સહચરીઓ છે. આ વૃત્તિ નાના બાળકોથી માંડી પુખ્ત ઉંમરના માણસોમાં જોવામાં આવે છે. એક બાળકને વ્હાલ કરવામાં આવે અને બીજાને જરૂર લાગી આવે, વખતે તે વ્હાલમાં ભાગીદારી મેળવવા પ્રયત્નો પણ કરે. સમજ અને અવસ્થાની સાથે આ વૃત્તિ વધુ અને વધુ પોષાતી જાય છે, અને દુનીયાના અનેક અનિષ્ટ પરિણામો ઉપજાવવામાં મુખ્ય ભાગ ભજવે છે. એક ચાકરને અમુક કામ કરવાની મના કરીશું જો કે તેમ કરવાને સકારણ હશે છતાં પણ તે વસ્તુસ્થિતિ જરૂર સાલશે, કારણ કે દરેક માણસ પોતે બીજા કરતાં ચડીયાતો નહિ તો સમાન થવા માટે તો જરૂર પ્રયત્નો કરે છે.

આદર્શવાદ પ્રમાણે પ્રજાકીય રાજ્યબંધારણ સુરાજ્ય કહેવાય છે. અને ઘણેખરે અંશે સત્ય પણ છે. પરંતુ બનતી હકીકતોમાં અને મુત્સદ્દીઓની રાજ્ય રમતમાં આ આદર્શવાદ બહુ ફેરફાર કરતો જણાતો નથી, ઉલટાનો આ આદર્શવાદ મહાન ક્રાન્તિકારી વિપ્લવોમાં ભસ્મીભૂત બને છે, અને જે લાગણીના આવેશમાં એ આદર્શવાદ ભસ્માવશેષ બને છે તે બીજી કોઈ નહિ પણ અસૂયા અગર ઈર્ષ્યા, અદેખાઇ, જેને ફ્રાન્સના મહાન વિપ્લવમાં હજારોનાં લોહી રેડયાં; જેને રશીયામાં કેટલાકોના મસ્તકો ધડથી જુદાં કરાવ્યાં, જેને કલાઓના અનેક અપ્રતિમ નમૂનાઓને તારાજ કર્યા. થોડા વર્ષો પહેલાના થયેલા મહાન વિગ્રહમાં આ વૃત્તિએ તાંડવ નૃત્ય આદર્યું, તે સૌ કોઇની જાણુતી વાત છે. આ વૃત્તિ તે પાશવ વૃત્તિ છે, અને મનુષ્યમાં જેમ પાશવતા વિશેષ, તેમ આ વૃત્તિ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે મનુષ્ય જ્યારે પશુ મટી મનુષ્ય થાય છે. અગર તો થવા પ્રયત્ન કરે છે, ત્યારે આ વૃત્તિ સદંતર દબાયે જાય છે અગર તો તેનો અભાવ થાય છે. અઢી લાખ વર્ષોની ઉત્ક્રાન્તિ પછી પણ મનુષ્યે હજુ અસૂયાને તેના માનસ બંધારણમાંથી દેશવટો આપ્યો નથી, હાલનું સોવીયટ રશીયા મનુષ્ય સ્વભાવને જુદી રીતેજ ઘડવા માગે છે, તે આ વૃત્તિને પહેલેથીજ નાબુદ કરવા માગે છે, રશીયાનો આ માનસ ઘડતર સુધારવાનો પ્રયોગ હજુ તો શરૂજ છે, પરંતુ વર્ષોના અભ્યાસ પછી એ સ્વભાવનું પરિબલ તદ્દન ઓછું થશે. હાલની મુડીવાદી સંસ્કૃતિની અસમાનતા, હરિફાઈ, અને નિર્ઘૃણતા વચ્ચે એ સ્વભાવ આદરવો એ તો એક જાતનો યોગ છે. પુર્સસના નગરવાસીઓએ એમ કહ્યું કે અમારામાં કોઈ પહેલો



: લેખક :

ન જોઈએ તેટલા માટે હીરા કલીટસેં ઘણીજ સભી રીતે તેને વખોડેલ છે. અસમાનતા બૌદ્ધિક અગર તો સામાજીક તે આ વૃત્તિને માટે જવાબદાર છે. સામાજીક સમાનતા તો શકય છે, પરંતુ બૌદ્ધિક સમાનતા એ તો લગભગ અશક્ય છે. વિવિધતા એ કુદરતનો નિયમ છે. કુદરતનું જીવન તત્વ નિભાવવા માટેજ વિવિધતાની જરૂર છે. જ્યાં સુધી ઉત્ક્રાન્તિનો અંત શું છે અગર તો નિસર્ગનો અંતિમ ઉદ્દેશ શું છે તે ન જાણવામાં આવે ત્યાં સુધી આ બાબતમાં કોઈ પણ જાતની કલ્પના અસ્થાને ગણાય. હજારો વર્ષોના તત્વચિંતન પછી હજુ પણ મનુષ્ય આ પ્રશ્નોના ઉકેલ કરી શકેલ નથી અને કરી શકવાને સમર્થ પણ નથી. મનુષ્ય શાસ્ત્રના પ્રખ્યાત વિદ્વાન ડારવીનના Natural selection ના સિદ્ધાંત પ્રમાણે વિવિધતા, અસમાનતા વિગેરે કુદરતના અસ્તિત્વ અગર તો ઉત્ક્રાંતિ માટે જરૂરનાં છે. આધુનિક સમયમાં આત્મઘાતના પ્રમાણમાં તથા મગજતંતુઓના દરદોના પ્રમાણમાં વધારો થવાનું કારણ Alduous Huxley પ્રમાણે આ વિવિધતા શોધતા મનુષ્ય સ્વભાવનું એકજ વસ્તુના સેવનથી ઉત્પન્ન થતા કંટાળાનું પરિણામ છે. અસૂયાથી એક જાતની એષણા ઉત્પન્ન થાય છે, અને તે ઉત્પત્તિના મૂળ કારણને અનંત વહન મળે છે. અર્થશાસ્ત્રીઓ પ્રમાણે અસંતોષ ભલે દૈવી હોય, પરંતુ તેનુ પરિણામ તો અંતે દુઃખરૂપજ આવે છે. હાલ તો સમગ્ર યુરોપ આ દરદથી પીડાય છે: અને તે દરદનું નિદાન પૂર્વજ કરી શકે.

અસૂયા પશુ સ્વભાવનું તત્વ હોઇ પશુઓ તથા પક્ષિઓમાં વધુ જોવામાં આવે છે. સિંહ, વાઘ, વિગેરે જંગલી તથા ઘાતકી પ્રાણીઓથી માંડી, કુતરા, ગાય અને બળદ જેવા ગરીબ ગણાતી પ્રાણી જાતીઓમાં પણ આ સ્વભાવદર્શન ઘણાજ પ્રમાણમાં જોવામાં આવે છે. કબુતર જેવા નિર્દોષ અને પવિત્ર ગણાતા પક્ષિમાં તો આ વૃત્તિ ઘણાજ પ્રમાણમાં હોય છે. જીવન કલહ અને Survival of the fittestના સિદ્ધાંત તો પ્રાણીમાત્રના જીવનમાં લાગુ પડે છે. બળવાન હોય તે ભોગવે, એ સિદ્ધાંત તો પ્રાણીઓ નહિ પણ આધુનિક કહેવાતા સુધરેલા જમાનાના માણસોમાં પણ જોવામાં આવે છે. એબીસીનીયાને ગળી જવાનો દાખલો હજુ આપણા સ્મૃતિપટમાંથી ભુંસાયો નથી. સ્પેઇનના સ્વતંત્રતાના યુદ્ધમાં પણ આ તત્વો ઓછાં જોવામાં આવતાં નથી.

જાતિ શાસ્ત્રીઓ તથા માનસ શાસ્ત્રીઓના કથન પ્રમાણે સ્ત્રિ સ્વભાવ પુરૂષ કરતાં વધુ લાગણી પ્રધાન છે. લાગણી પ્રાધાન્યનું કારણ જાતિ સંરક્ષણ અને બાલ ઉછેર ખાસ છે. બાળકને જન્મ આપી તેને ઉછેરવું તે કુદરતેજ સ્ત્રીના ઘડતરનો મહાન ઉદ્દેશ સ્થાપી સ્ત્રી સ્વભાવ લાગણી પ્રધાન બનાવ્યો છે. જીવન કલહમાં સ્ત્રીઓ મોખરે આવતી નથી. તે તો ફક્ત પુરૂષોનુંજ કાર્ય છે. સ્ત્રીઓની પરતંત્રતા તે કુદરતે બનાવેલ વસ્તુ છે. સ્ત્રીના જીવનમાં જાતિ તે જીવનનું મુખ્ય લક્ષ્યબિંદુ છે, ને આ જાતિ સ્વભાવના પરિપાલન તથા સંરક્ષણમાંજ સ્ત્રીની લગભગ અરધી જીંદગી પુરી થાય છે. જીવનની બાહ્ય જરૂરીયાતો તથા પોષણ માટે આ કાર્યથી સ્ત્રી પોતે લગભગ પુરૂષ ઉપરજ જીવનનિર્વાહનું કાર્ય નાખી દે છે. આ સ્વભાવથીજ અત્યાર સુધીમાં સ્ત્રીઓએ જીવન વિકાસના બાહ્ય કાર્યમાં બહુજ ઓછો ફાળો આપેલ છે, આથીજ સ્ત્રી સ્વભાવનો પુરૂષ જેટલો સર્વદેશીય વિકાશ થયો નથી. અને આજ કારણે તત્વચિંતન, રાજ્યવ્યવસ્થા અને વિજ્ઞાનમાં સ્ત્રીઓનો ફાળો ઘણોજ નજીવો છે. સ્ત્રીઓમાં નૈસર્ગિક રીતેજ વિચાર ગાંભિર્ય ઓછું હોય છે. સાડી, બંગડી તથા અલંકારોની ફિલસુફી માટે સ્ત્રીઓને વધુ પક્ષપાત હોય છે, અને જીવનની નજીવીમાં નજીવી બાબતો માટે ઘણી વખત જીવનભરનું વિખુટાપણું વહોરે છે.

સ્ત્રીના જાતિય સ્વભાવમાં તો અસૂયા તેના નગ્ન સ્વરૂપમાં આવિષ્કાર થાય છે. જાતીય આકર્ષણ વધારવા સ્ત્રીઓ વેષપરિધાનમાં અવનવા રાચ રચે છે, અને આ દિશામાં સ્ત્રીનું માનસ ખૂબ વિકાસને પામેલ છે. એક સ્ત્રીને બજારમાં સુશોભિત વસ્ત્રોથી સજ્જ થયેલી નીકળતાં જુઓ અને પછી બીજી સ્ત્રીઓની આંખો તપાસો, વધુ સારા રૂપમાં

સજ્જ થયેલી સ્ત્રી સિવાયની બીજી સ્ત્રીઓ કઇ જાતના દ્રષ્ટિબાણ ફેંકે છે, તથા કેવી જાતના અનુમાનો બાંધે છે, તે તપાસીએ તો અસૂયા સ્ત્રી હૃદયમાં કયું સ્થાન ભોગવે છે તે તુરતજ માલુમ પડશે.

ગુણ તરફ લક્ષ્ય ન આપતાં નિંદા કરવાનો આનંદ એ પણ અસૂયાનું એક સ્વરૂપજ છે. મનુષ્ય સ્વભાવજ એવા પ્રકારનો છે કે પોતાની ત્રુટિઓ સાબીત રાખી બીજાની ત્રુટિઓનું બરાબર અવલોકન કરી તે માટે નિંદાકરી, તે ત્રુટિઓ તથા ખામીવાળા માણસની નિંદા કરી પોતે સારો, સરસ અને ભલો માણસ છે તેમ બીજાના મનમાં ઠસાવી પોતાની ઉચ્ચતા સ્થાપવા પ્રયત્ન કરે છે. ખાસ રમુજી વસ્તુ તો એ છે કે નિન્દા કરનાર પોતાને આ બાબતમાં અપવાદ રૂપ ગણે છે. ઇંગ્લેંડના મહાન વક્તા નાટયકાર શેરીડનના School for scandal નામના નાટકમાં અસૂયા તથા નિંદા કરવાની વૃત્તિએ મનુષ્ય સ્વભાવમાં કેવા પ્રકારનો સજ્જડ અડો જમાવ્યો છે તેનું સુંદર નિરૂપણ કરેલ છે. પુરૂષોમાં આ સ્વભાવોનો અભાવ છે તેમ માનવાને કાંઇ કારણ નથી. સ્ત્રી અને પુરૂષોના સ્વભાવમાં તફાવત માત્ર એટલોજ કે સ્ત્રી તે પોતા સિવાય તમામ સ્ત્રીઓને પોતાની પ્રતિસ્પર્ધિઓ માને છે, જ્યારે પુરૂષોમાં તો માત્ર એકજ ધંધાને અંગે એક જાતીય અસૂયા અને સ્પર્ધા જન્મે છે સંગીતકારને ડોક્ટરને માટે કે ચિત્રકારને વકીલને માટે ઇર્ષા નહિ ઉદ્દભવી તે સ્વાભાવિક છે. મુત્સદીઓ અને રાજદ્વારી પુરૂષોની અસૂયા કીન્નાખોરીનું સ્વરૂપ પકડે છે તે તો સૌ કોઇની જાણીતી વાત છે. વિજ્ઞાનીઓ પણ આથી પર થઇ શકતા નથી. ન્યુટનના વિચિત્ર વિચારો તથા સિદ્ધાંતોએ તો એક એવી જાતની અફવાને જન્મ આપ્યો કે ન્યુટનનું ભેજું ખસી ગયું, અને આ અફવા વિજળી વેગે દેશઅ-રમાં ફેલાઇ ગઇ, જ્યારે લીબનીઝ અને હ્યુજેન્સ નામના બે પ્રતિસ્પર્ધિ વિજ્ઞાન શાસ્ત્રીઓએ પત્રવ્યવહાર કર્યો કે ન્યુટન જેવા વિજ્ઞાનશાસ્ત્રીની બુદ્ધિ આમ બહેર મારી જાય તેથી દેશને અસહ્ય નુકશાન થાય અને આ વસ્તુસ્થિતિ પર આંસુઓ સાર્યાં. પરંતુ આ આંસુઓમાં ભર્યો હતો અસૂયાનો આનંદ. નજીક રહેતા બધી રીતે સુખી લક્ષ્મીનંદનની ઉપર કોઇપણ જાતની આફત આવે અને હજારો માણસો તેને દીલાસો આપે પરંતુ તે દિલાસાઓ તથા આશ્વાસનો પાછળ એક ઉંડા અંધકારમય ખુણામાં સંતોષપ્રદ લાગણી હોય છે કે ઠીક થયું. પોતે દુઃખી હોય અને બીજો કોઇ સુખી હોય તો જરૂર તે વસ્તુ થોડે ઘણે અંશે સાલે છે.

સાહિત્યકાર તથા કલાકારોની નિંદા તથા અસૂયા વૃત્તિ બહુ સ્થૂલ નથી હોતી. પરંતુ ઘણી વખત મીમાંસા અને વિવેચનમાં તે વૃત્તિ સચોટ રીતે તરી આવે છે. પોતાની કલાકૃતિની કોઇ પણ જ્યારે ટીકા કરે છે ત્યારે તે અસહ્ય બને છે. અને અસૂયા વૃત્તિ બેધડક રીતે બહાર આવે છે. કલાકારોની ઇર્ષા ઘણી વખત તો ગ્રૈણ સ્વરૂપ પકડે છે. જ્યારે સૌથી વધારે ઔદાર્ય તો ડોળ કરતા વિહારીઓ (Sportsmen)માં તો અસૂયા અત્યંત ધૃણાજનક સ્થાન ભોગવે છે. જે ઘણી વખત આપણે ત્યાં આવતા રમતના વિદેશી કાફલાઓના વર્તન ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે. દુઃખપ્રદ બીના તો એટલીજ છે કે કલા અગર રમત તેમના હૃદય વિશાળ કરવાને બદલે સંકોચે છે.

અસૂયાખોર મનુષ્ય નુકસાન કરવાને પ્રેરાય છે એટલું જ નહિ પણ તે તો પોતાની જાતનેજ માનસિક વ્યથા ઉભી કરી દુઃખી કરે છે. પોતાની પાસે હોય તે વસ્તુમાંથી આનંદ મેળવવાને બદલે બીજા પાસે જે વસ્તુ છે તેમાંથી દુઃખ મેળવે છે. આવૃત્તિનો અતિરેક તે સંસ્કૃતિનો નાશ નોતરનારી વસ્તુ છે. મીલમજુરને જ્યારે પગે ચાલીને મીલમાં કામ કરવા જવું પડે છે ત્યારે મીલ માલીકને શા માટે મોટરમાં જવું? જ્યારે મજુરોને સખ્ત ગરમીમાં પરસેવાના ટીપાથી રોટલો મેળવવા તનતોડ મહેનત કરવી પડે છે ત્યારે પ્રોફેસરને શા માટે પંખા નીચે શીતલ વાતાવરણમાં ભાષણો આપવા? આ પ્રશ્નનો ઉત્તર અસૂયા નજ આપી શકે રસ્કીન તેમના crown of the wild olive નામના પુસ્તકમાં આ બાબતનો ઉલ્લેખ કરતાં જણાવે છે કે બુદ્ધિની મજુરી શરીરની મજુરી કરતાં ઉચ્ચતર હોય આ તફાવત તો દર હંમેશ રહેવાનો. સોવિયેટ રશીયા

આ અસમાનતાનો તોડ લાવવા યોજનાઓ રચે છે. પરંતુ અગણિત વર્ષોથી અને આજન્મથી મેળવેલ વૃત્તિ તથા માનસ ઉપર પ્રભુત્વ મેળવવું તે કાંઇ સાધારણ વસ્તુ નથી. સોવીએટ રશીયા તકોની સમાનતા સાધે છે. પરંતુ બુદ્ધિની સમાનતાનો વિચાર તે તો તદન અકુદરતી જેહાદ ગણાય. આધુનિક સમયમાં વર્ગ વિગ્રહને કારણે આ વૃત્તિએ પોતાની માઝા મુકી છે. જ્યાં વર્ગીકરણ સમજની ઉપસ્થિત કરેલ વસ્તુ માનવામાં આવે છે ત્યાં અસૂયા ભિષણ સ્વરૂપમાં પ્રકાશે છે. આધુનિક સંસ્કૃતિના સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાંત ઐક્ય સ્થાપ્યા વગર રહેશે નહિ તે ખરૂં પણ જ્યારે મનુષ્યો અસમાનતાને તાદ્દશ સ્થિતિમાં જોતાં શીખશે ત્યારે જો કે અસૂયા ગરીબ અને તવંગર, રાજા અને રંક જેવા જુદા વર્ગોની અસમાનતાનો નાશ કરી તાપ મેળવવાની વૃત્તિ છે. પરંતુ અસૂયાથી ઉત્પન્ન થતો ન્યાય તે લોહીથી ખરડાયેલ હોય છે અને ક્ષુલ્લક વૃત્તિમાંથી જન્મતાં મનુષ્ય જાતિનાં સુખનાં સાધનો વધારવાને બદલે વિનાશક પ્રવૃત્તિઓને પોષે છે.

મનુષ્ય સ્વભાવની બધી વૃત્તિઓમાં અસૂયા તે અત્યંત પાશની વૃત્તિ છે. પરંતુ આ વૃત્તિના પ્રતિકારો પણ મનુષ્ય સ્વભાવમાં છે. અને તે ત્યાગ, સંતોષ, રજ અને પ્રશંસાવૃત્તિ છે. મહાત્માઓ આ વૃત્તિનો ત્યાગથી પ્રતિકાર કરે છે, જ્યારે બીજા સંસારિક મનુષ્યો માટે પ્રશંસાવૃત્તિજ રહે છે.

બાળપણથી પોષિત થયેલ આ વૃત્તિ દુનીયાના વ્યવહારમાં જરા પણ અન્યાય મળતાંની સાથે ભભુકી ઉઠે છે. અસૂયાના જ્વાળામાં મનુષ્યની અનુકરણશીલ વૃત્તિ પણ ઘણાં ઇન્ધનો ઉમેરે છે. સ્પર્ધા જો કે અસૂયાનું શુદ્ધ થયેલું સ્વરૂપ છે, પરંતુ સ્પર્ધા મોતનું સ્વરૂપ છોડીને ક્યારે અસૂયાનું સ્વરૂપ પકડશે તે કહેવુ મુશ્કેલ છે. સ્પર્ધાનો અંતિમ ઉદ્દેશ કોઇને નુકશાન કરવાનો ન હોય સ્પર્ધા તત્સ્વરૂપમાં નૈતિક ગુણ છે. જ્યારે અસૂયા તે થોડો નૈતિક અને થોડો બુદ્ધિવાદીય દુર્ગુણ છે, જે વસ્તુઓને વસ્તુ તરીકે નહિ પણ તુલનાત્મક શક્તિથી અવલોકન કરે છે. કીર્તિની ઝંખનાવાળાને નેપોલીયન તથા કૈઝરની [illegible] થશે. જ્યારે નેપોલીયનને સીઝરની અને સીઝરની અલેક્ઝાન્ડરને અને અલેકઝાન્ડરને હરક્યુલસની અદેખાઈ થશે, જ્યારે ઉલ્લે તપાસ કરશું તો હરક્યુલસ ફક્ત કલ્પનામાંજ અસ્તિત્વ ધરાવતો. તુલના કરવાની શક્તિ તે પ્રગતિનું કારણ છે ખરૂં પણ સાથે સાથે આ વૃત્તિને પણ ઠીક ઠીક પોષણ આપે છે. મને મળતો પગાર મારા જરૂરીયાત પુરતો બસ છે તેમ માની મને સંતોષ થાય. પરંતુ જ્યારે મારા પાડોશીને મારા કરતાં બમણો પગાર મળે છે અને તેમને ત્યાં એક મોટર છે એવો વિચાર આવતાંની સાથે મારા પગારથી મળતો સંતોષ બંધ થઇ જાય છે, અને મને એટલો પગાર મળે એ વિચાર મારૂં બધું સુખ કોરી ખાય છે. પરંતુ મારો પાડોશી તેના બમણા પગારવાળા પ્રત્યેની અસૂયાથી પોતાની જાતને દુખી માનતો હવે તેનો ખ્યાલ આવતો નથી. તૃષ્ણાઓને બરાબર લગામથી જવા દઇએ તો છેવટનું પરિણામ અસૂયા અને તેથી ઉત્પન્ન થતું દુઃખજ રહે છે.

સફળતા માત્રથી પણ અસૂયા ને પહોંચી વળાતું નથી, કારણ કે દુનીયામાં એક જાતની સફળતાથી ચડીયાતી સફળતા વાળો બીજો કોઇને કોઇ જરૂર હોય છે. તેમજ વિનય પણ અસૂયાને હઠાવી શકતો નથી. અતિ વિનયપણું કયારે શરમાળ પ્રકૃતિમાં વિરમે તે કહી શકાતું નથી. શરમાળ પ્રકૃતિમાં તે થોડે ઘણે અંશે અસૂયાને ઓગાળે છે, પરંતુ શરમાળ માણસોને દઢ વ્યક્તિત્વ હોતું નથી. તેઓને પોતાની શક્તિઓ માટે આત્મનિરિક્ષણની ટેવથી ફરી ફરીને મનમાં હસાવું પડે છે. શરમાળ માણસ હર હંમેશ માને છે કે તેના કરતાં બીજા ચડીયાતા માણસો હોય છે આથી કરીને ધીરે ધીરે આત્મવિશ્વાસ ખોઇ બેસે છે અને પરિણામે અસૂયાના તાત્કાલિક ભોગ થઇ પડવા તત્પર બને છે, અને માનસિક અસંતોષ અને વ્યથાથી ચિરઃકાલ પીડાયા કરે છે.

મનુષ્યના ખરાં સુખનાં તત્વો તથા સાધનો સાદાં અને સરળ છે. ખરા સુખને માટે મનુષ્યને પોતાનો સ્વભાવ કેળવવો પડશેજ, અને ત્યારેજ સામાજીક સુખની સુવ્યવસ્થા થઇ શકે. અસુયા ઉત્પન્ન કરવામાં જેમ અનુકરણતા અને તુલના કરવાની ટેવ કારણરૂપ છે, તેમ શ્રમ અને અસહાયતા પણ સબળ કારણો છે. હાલના યંત્ર યુગમાં સગવડતાઓ અને બાહ્ય સુખ વધ્યાં છે. તેમજ મનુષ્યની ઉત્પાદક શક્તિ પણ તેટલીજ આગળ વધી છે. મનુષ્યેજ યંત્રને ઉત્પન્ન કર્યું. અને આજે તે યંત્ર આધુનિક સંસ્કૃતિને છિન્નભિન્ન કરી રહ્યું છે. આજે ચલચિત્રો પરથી તેમજ રેડીયો તથા અખબારો પરથી બીજા દેશોની આર્થિક સ્થિતિ તથા વૈભવ અને વિલાસના સાધનો પરથી માણસોની તુલનાત્મક શકિત પણ વધી છે, પરંતુ મુડીવાદીય સંસ્કૃતિની નિષ્ફળતાથી તથા યંત્રના અકલ્પ ઉત્પન્નથી આધુનિક માનવી ઘેલછાવાળો બન્યો છે. ગરિબી, શ્રમ, અને આર્થિક અસમાનતા ટાળવાના ઉપાયો હાથમાં છે છતાં તે કેવી રીતે કાર્યમાં મુકવા તે ન સમજતાં પોતાનાજ ભાઇઓ તરફ રોષે ભરાય છે, ગુસ્સે થાય છે, અને લોહીની નીકો વહાવે છે. ઉત્ક્રાન્તિ પથે માનવજાતિ હજુ પોતાના શૈશવમાંથી બહાર આવે છે. સમગ્ર માનવતાની પ્રજ્ઞામાં અવનવું તેજ રોપાય છે. આજે મનુષ્ય આંતરરાષ્ટ્રિય ઐકયની સ્થાપના કરવાના વિચારને આકાશકુસુમવત્ કલ્પના નથી માનતો, પરંતુ આચરી શકાય તેવો ધર્મ માને છે. હજુ મનુષ્ય ક્રાન્તિની પ્રાન્ત અવસ્થાને પહોંચ્યો નથી. હાલ તો સમગ્ર માનવ સંસ્કૃતિ મંથન સેવે છે. અને તે મંથન કાળમાં ઘણા ભય, શંકા અને અવિશ્વસના ઘોર વમળમાં ગુંગળાઈ મરશે. પરંતુ જેવો કે મનુષ્ય સ્વભાવ અહંતા, સ્વાર્થ અને અસુયાની મનોવૃત્તિનો ત્યાગ કરશે તેવો તરતજ મંથન કાળ પુરો થશે. અસુયા તે મનોવૃત્તિ છે પણ તદન ભયંકર નથી, કારણ કે થોડે ઘણે અંશે તે અન્યાયથી ઉત્પન્ન થતું માનસિક દુઃખ છે, અને તે ટીટાવવા આધુનિક માનવે જેમ પોતાનું મન મોટું કર્યું છે તેમ હૃદય વિશાલ કરવાની ખાસ આવશ્યકતા છે, અને તે માટે સ્વાર્થત્યાગ, પ્રશંસાવૃત્તિ, ચિત્તવૃત્તિ નિરોધ; અને ફરજ અદા કરવાની તત્પરતા વિગેરે ગુણો કેળવવાની જરૂર રહે અને આમ થાય ત્યારેજ વિશ્વબંધુત્વનો સિદ્ધાંત વ્યાપક બની શકે.

# અ ગ્ન હૃ દ ય

એક દર્દભરી નવલિકા

લેખક:—
શ્રી. હરિભાઈ પરમાર.

"કાલે સવારે જવુંજ જોઈશે" વિનયે કહ્યું. કુમુદ ચુપ રહી.

"જો, કુમુ તું વિચાર નથી કરતી, વહેલા ન જવાથી મ્હારે કેટલુ નુકશાન થશે, પરીક્ષા માટે તૈયારી કરવાની છે; અને કોલેજમાંથી જલદી છુટવું છે, પણ કુમુ, જતી વખતે–હું તને ઉદાસ જોવા નથી ચાહતો."

"હા, પહેલા મ્હનેજ કેમ નથી છોડાવતા, પછી આપની જીંદગી કોલેજમાં આરામથી વિતાવજો?" એક ઉંડોશ્વાસ લઇ ફરી કુમુદે કહ્યું—"આજે લગ્ન થયે ચાર વર્ષ થઈ ચૂકયા, પણ આપ કયારે નિશ્ચિંત થઇ અહીં રહ્યા. જ્યારે રજાઓમાં આવો ત્યારે અહીં તહીં મુસાફરીના બહાના. કોઇ વખતે હિસ્ટ્રી કે–ટ્રુર, તો કોઈ વખતે મેચનો પ્રોગ્રામ, આપે કદી પણ મ્હારા હૃદયની વેદના વિષે વિચાર કર્યો છે?"

આવા શબ્દોથી વિનયકુમાર ઉપર કંઇ પ્રભાવ ન પડયો. તે જાણતો હતો કે સ્ત્રીઓ એવું કહ્યા કરે છે. તેણે ખરેખર કદી પણ કુમુદની મનોવ્યથા જાણવાનો પ્રયત્ન ન્હોતો કર્યો. પોતાના માટે સિનેમાના ખેલો અને બીજા મનોરંજક પ્રોગ્રામમાં ગુંથાએલ રહેવું એજ તેનું કર્તવ્ય હતું. અને તેને વધારે વખત બહાર રહેવુંજ ગમતું હતું. ઉનાળાની રજાઓમાં પણ એ આઠ દિવસ મુશ્કેલીથી ઘેર રહેતો. ઘરવાળા તેની ઉચ્છૃંખલતાથી હેરાન થતાં. પણ શું કરે?

કુમુદના વિચાર સિવાય, વિનયકુમાર રજા પુરી થયા પહેલા પંદર દિવસ મુંબઇ ચાલ્યો ગયો; અને તેનું બહાનુ એ હતું કે ઘેર "સ્ટડી" નથી થતો. પરંતુ વાસ્તવમાં વાત બીજી હતી. ઘરના બંધનોમાં હોસ્ટેલની આઝાદી જેવી મઝા કયાં હતી! જ્યાં સુધી રહેવાય તેટલું તે આ બંધનોમાં રહેતો, અને કોઈ પિંજરામાંથી પક્ષી છૂટે તેમ તે છૂટતો. જ્યારે તે સ્ટેશન ઉપર પહોંચી જતો ત્યારે તે જાણતો કે ફરી વિશાળ આકાશ નીચે આવી ગયો છું, અને છેવટે હોસ્ટેલના સ્વતંત્ર વાતાવરણમાં ફરી પાછો પહોંચી જતો.

(૨)

કુમુદ શુશીલ અને લજ્જાશીલ સ્ત્રી હતી, કેટલીએ રાતો તેણે વિરહના જાગરણમાં વિતાવી હશે. કેટલીએ વાર તેના મનને વિનયકુમારની કઠોરતા અને સ્વાર્થપરાયણતાથી તેને કષ્ટ પહોંચ્યુ હશે. પણ બચપણથીજ તેના હૃદયમાં એક વાત હતી કે સ્ત્રીને માટે પતિ સિવાય કોઇ પરમેશ્વરજ નથી. તેની આજ્ઞાનું પાલન કરવું એ સ્ત્રીનું પરમ કર્તવ્ય છે. આજે પણ તેના મનને મારમારી વિનયકુમારના જવાની તૈયારી પોતાનાજ હાથે કરી હતી. આંખોમાંથી આંસુઓ છલકાઈ જતાં હતા, પણ કર્તવ્ય પરાયણ કુમુદ પતિની સાથે લઇ જવાની બધી ચીજોને ભેગી કરતી હતી. ઘરના અને બીજા સ્નેહીઓથી પોતાની મનોવ્યથાના ભાવો છુપાવા પ્રયત્ન કરતી–કુમુદ આજ અત્યંત ઉદાસ અને ચિંતાગ્રસ્ત હતી. તેના હૃદયમાં કંઇ કલ્પના ઉઠતી અને તે ઉઠી, શૂન્ય સ્મૃતિની જેમ વિલીન થઇ જતી" શું તે એક દિવસ પણ ન રોકાઈ શકે, "સ્ટડી"ના બહાના અને જતી વખતે એક શબ્દ પણ નહિ? મ્હારે શું સમજવું? મ્હને એ બીલકુલ ચાહતા નથી, પશ્ચિમના અનોખા વાતાવરણમાં રહેવાવાળા મ્હારા જેવી ગમારને શા માટે ચાહે? હું વાસ્તવમાં તેને માટે યોગ્ય છું? નહિ...

"પણ ખેર તેના લગ્નતો મ્હારી સાથેજ થયા છે –ને? તે શિક્ષિત છે,: તેને તેની જવાબદારીનો અવશ્ય